## નૂતન વર્ષની મંગલ પ્રભાતે પ્રસિદ્ધ થયું છે.

# મારી જન્મટીપ

મૂળ લેખક

બેરિસ્ટર વિનાયક સાવરકર.

બે. સાવરકરને પચ્ચાસ વર્ષની કાળાપાણીની સજા થએલી અને તેમને આંદામાનમાં રાખેલા. ત્યાંની એકાન્ત કોટડીની ભયાનક દીવાલો પાછળ ચાર ચાર વર્ષ તેમણે ગાળેલાં. એ ચાર વર્ષ તેમણે ત્યાં કેવી રીતે ગાળ્યાં તેનો રસિક છતાં બોધક અને વાચકના રોમેરોમ ખડાં કરી દે એવો વૃત્તાન્ત આ ગ્રંથમાં આપ્યો છે. ત્યાંનું જેલજીવન કેટલું ભયંકર છે, કેદીઓને કેવી યાતનાઓ વેઠવી પડે છે અને બીજા કેટલાયે પ્રશ્નો તેમની સામે ખડા થાય છે તેની આમાં કરૂણ કથની છે.

અને હૃદયને ભેદીને સોંસરી ઉતરી જાય એવી જુસ્સાદાર અને અસરકારક શૈલીમાં બે. સાવરકરની પ્રભાવશાળી, તેજસ્વી અને બંડખોર કલમથી આ બધું લખાએલું હોવાથી જાણે આંદામાન આપણી નજર સમક્ષ ખડું થઇ જાય છે. **મરાઠી ગ્રંથની બે આવૃત્તિઓ થઇ છે એજ એની લોકપ્રીયતા સાબીત કરે છે.**

**આજેજ એક નકલ વસાવી લો.**

| | | |
|---|---|---|
| પૂર્વાર્ધ | પૃ. સંખ્યા ૩૫૦ | ૨-૦-૦ |
| ઉત્તરાર્ધ | પૃ. સંખ્યા ૪૫૦ | ૨-૮-૦ |

એક ક્રાન્તિકારની

# આત્મકથા

મૂળ લેખક

પીટર ક્રોપોટકીન

Kropitkin lived what Tolstoy only Advocated
—Romain Rolland.

રોમેંરોલાં જેવો મહાન ફિલસુફ અને વિચારક જે વીરપુરૂષને ટોલ્સ્ટોય કરતાં પણ ઉચ્ચ સિંહાસને બેસાડે છે તેનું જીવનચરિત્ર અભ્યાસ યોગ્ય હોયજ. આજનું રશિયા ઘડવામાં આ વીરપુરૂષનો મુખ્ય ફાળો છે. આખું જીવનચરિત્ર વીરરસથી બંડખોર વિચારોથી સમૃદ્ધ છે.

| | | |
|---|---|---|
| ભાગ પહેલો | પૃ. સંખ્યા ૨૧૬ | ૧-૪-૦ |
| ભાગ બીજો | પૃ. સંખ્યા ૨૧૬ | ૧-૮-૦ |

## બીજાં નવાં પુસ્તકો.

| | |
|---|---|
| નવો અવતાર ભાગ ૧-૨ | ૧-૮-૦ |
| ઇશ્વરનો ઇનકાર | ૧-૪-૦ |
| ઘરગથ્થુ વૈદક | ૨-૦-૦ |
| અણુતરો | ૦-૧૦-૦ |
| પ્રીન્સ બિસ્માર્ક | ૧-૮-૦ |
| કળીજુગ | ૦-૩-૦ |
| ગાંધી વિચારદોહન | ૦-૮-૦ |
| કાયા ભગતની કડવી વાણી | ૦-૪-૦ |
| મારી કહાણી | ૦-૮-૦ |

**પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી સામે : અમદાવાદ**

**પ્રસ્થાન કાર્યાલય : [સુરત શાખા] C/o પ્રતાપ પ્રેસ : સુરત**

કારતકથી **પ્રસ્થાન**નું નવું વર્ષ શરૂ થાય છે.

# તમારી લાયબ્રેરીને શોભાવે એવાં સરસ પુસ્તકો

: આજેજ મંગાવો :

સૌ. વિમળા સેતલવાડ કૃત

## બાલવિજ્ઞાન

એટલે

તમારાં બાળકોને ગમ્મત સાથે જ્ઞાન આપે એવું અજોડ વીજ્ઞાનનું પુસ્તક. સ્વચ્છ સુંદર છપાઇ, આકર્ષક રંગીન ચીત્રો એમા ભરપુર છે.

કિંમત દોઢ રૂપીઓ.

આ પુસ્તકો વિષે પત્રોમાં મળેલા ઉત્તમ અભિપ્રાયો અહીં ઉતારતા નથી.

કુ. વિનોદિની નીલકંઠ કૃત

## રસદ્વાર

એટલે

ગુજરાતી સાહીત્યમા નવીજ ભાત પાડના નાના અને મોટા ૨૭ લેખોનો સંગ્રહ. અંદરનો દરેક લેખ તમને તમારી કલ્પનાની સૃષ્ટીમા વીહર કરાવશે.

કિંમત દસ આના.

# ગુજરાતના જાણીતા લેખકોનાં

શ્રી. યશવંત પંડયા કૃત

## મદન મંદિર

એટલે

કૃષ્ણ અને કુબ્જા, શંકર અને મોહિની, વિષ્ણુ અને વૃંદા, બ્રહ્મા અને સરસ્વતી વચ્ચેનાં પૌરાણિક નાટકોનો સંગ્રહ. સુશોભીત છપામણી.

કિંમત દસ આના

આવાં પુસ્તકો માટે તમેજ તમારો અભિપ્રાય બાંધો એ ઉત્તમ છે.

શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક કૃત

## કુમારનાં સ્ત્રી રત્નો

એટલે

સ્ત્રીના જીવનની ભીન્ન તોય રસિક ભાવનાના ૭ ચિત્રો. બહેનોના અભ્યાસમાં પાઠ્યપુસ્તક તરીકે ચાલે છે.

કિંમતઃ કાચું પુઠું ૧-૦-
„ પાકું પુઠું ૧-૪-૦

: મળવાનું ઠેકાણું :

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, રાવપુરા, વડોદરા.**

શ્રીયુત દાહ્યાભાઈ ગોવિંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



# તં ત્રી સ્થા ને થી—

કંઇક આનંદ અને સંકોચની મિશ્ર લાગણી સાથે 'નવયુગ'નો આ નાતાલ અંક વાંચકો સમક્ષ રજુ થાય છે. દરેક કાર્ય પછવાડે વિશિષ્ઠ હેતુ તો હોય છે જ. અને 'નવયુગ'ના નાતાલઅંક પછવાડે પણ એવો વિશિષ્ઠ હેતુ તો છે જ.

**પ્રથમ તો** આપણે પરસ્પર સંકળીત જીવન ગુજારતાં છતાં અન્ય કોમના તહેવારોનાં મહત્વ વિષે આપણે બહુધા અજ્ઞાન હોઇએ છીએ જૈનોના પર્યુસણ આવે અને રથયાત્રા નીકળે ત્યારે જ જાહેરજનતાને ખબર પડે છે. કે 'જૈનોનું' એક મહાપર્વ પુરૂં થયું. કારણ કે આપણું જીવન આપણી કુટુંબમર્યાદાથી બહાર જતું જ નથી. સમુહભાવના જેવી વસ્તુ આપણા માનસમાં નથી. આથી જ ખ્રીસ્તીઓનાં આ મહા ધાર્મિકપર્વ વખતે એ સંબંધી ચારેક લેખો વધુ આપવાનો અમોએ નિર્ધાર કર્યો છે.

**અમો માનીએ** છીએ કે ધર્મ એ જનતાને માટે એક પ્રકારનો નશો છે. અમોએ એ જ દષ્ટિબિંદુથી ઇશુપંથના આ પર્વની પીછાણ આપવાનો પ્રયત્ન કર્યો છે

**વિશિષ્ઠ** અંકો આપવાની પ્રથા આગળ જતાં વિકાસ પામે–ફાલે અને સમુહભાવનાના સર્જનમાં નક્કર ફાળો આપે તો આ અંક સાથે થયેલી શરૂઆત વ્યાજબી ગણાશે

**પી. જે. ભટ.**

મુંબાઈ, તા. ૨૭–૧૨–૩૩

# જનતાનો આર્તનાદ !

વાણીયે લુંટી મીલ્કત મારી, રાજે લુંટયા ઘરબાર
હવે તો હાય નોધારો, બન્યો બીચારો, ખરેખરો કંગાલ !

પરસેવાના ટીપે કણુક બાંધી, બનાવ્યો રોટલો,
તે પણ ખુંચવી લેતા પાપી, સુવા નથી ઓટલો.

શિયાળામાં શેરડી માટે, મહેનત કરી થાઉં ખુવાર,
ગોળના જેટલા બંધાય ત્યારે, શેઠ લેવા તૈયાર:

ધોમ ધખતા એ કાળે ઉનાળે, મહેનત કરીને મરતો,
મહેનત કરેલી રજેલ કમાણી, વાણીયો લેવા લડતો:

મુશળધાર વરસાદ માંહી, ખેતરો માંહી ફરતો,
મહેનત કરેલો પાક આવે તે, ધનીક ભંડાર ભરતો:

વસવા મ્હારે ઝુંપડી સીમમાં, માંહી અંધારૂં ઘોર,
રાત દિવસ રહું રખડતો, મહેનત આઠે પ્હોર:

દાણા પકાવું પણ ધાન ભૂખ્યો, પેટ પુરૂં નહિ ખાવા,
ધનિકો બધું લુંટી લેતા, ઉડાવે માલ મલીદા માવા:

કુપડાં મ્હારાં લઘરા વઘરા, થીગડાંનો નહિ પાર,
કપાસને ઉત્પન કરૂં પણ, વાણીયા ભોગવનાર:

ઘી ને દુધની નીકો વહે પણ, ભૂખ્યાં મ્હારાં બાળ,
વાણીયા લુંટી લેતા દબાવી, મ્હારે કર્મે કાળો કાળ

ફેટીનના ઘોડા માટે ધનીકો, લઈ જાતા મ્હારૂં ઘાસ,
બળદ બીચારા દુબળા મ્હારા, ભૂખ્યા નાખે નિશ્વાસ:

રાજા મહેસુલ માટે રંજાડે, ધનીક કાઢે લેણું,
ધન ભરી ભરીને થાકયો, તોય માથે હજી દેણું !

સત્તા સંતાપે ને ધનીક દબાવે, સ્હેવાય ન હવે મારો,
વેઠ કરી કરીને થાકયો, તોય ન આવ્યો આરો: *

ધૈર્યચંદ્ર ર. બુદ્ધ.

* 'કંગાલોના ગીતો,ના નામના હવે પછી પ્રસિદ્ધ થનારા કાવ્યસંગ્રહ માંથી.

# કઠીઆરો

ઉદય સૂર્યનો થાતાં મનુષ્યો કામમાં પડે;
કુહાડી હાથમાં લેઈ કઠીઆરો જતો વને,

ત્યાં તો તેણે શરૂ કરી દિધાં લાકડાં કાપવાને,
વિસામો લે અવરનવરે લાકડાં કાપતાં તે,
બિંદુઓ ત્યાં શરિર પરથી વ્હે પસીનાં તણાં તો,
થાકી સુતો અવનિ પર એ ટેકવી આડ માથું.

"ખાવું ક્યાથી ગરિબ જનને આમ આલસ્ય રાખે ?"
એવા પ્રશ્નો દિલમહીં થતાં કાપવા કાષ્ટ ઉઠે:
આવાં આવાં કઠિણ દુઃખડાં ભોગવી કાષ્ટ લાવે,
આવું વેઠી દિવસભરમાં પેટિયું કૂટિ કાઢે.

મોટી ભારી શિર પર મુકી આવતો વેચવાને,
લક્ષ્મી સારે નગરજનને વેચતો કાષ્ટને તે,
લક્ષ્મી સાથે હરખભર તે આવતો ઘેર સાંજે,
જાણી આવ્યા વળગી પડતાં હર્ષથી–બાલુડાં કેં.

"લાવ્યા શું ખાતર અમ સહુ" બોલતાં બાલ ઉભાં,
વીમાસી રહે શ્રવણ કરતાં બાલના પ્રશ્ન આવા;
"ક્યાંથી લાવું જીવનભરમાં છે ગરીબી લખાઇ,
ટુંકાં કર્મો સરજન થયાં ટુંક કર્મો રહેવા."

અન્ન વસ્રો વિના જ્યારે ઝુરી ગરીબડાં મરે,
છે ધિક્કાર મુડીવાદી તમોની સ્વાર્થ વૃત્તિને.

# કામણગારો કલાકાર : ઉદયશંકર

લેખક

ર. વિ. મહેતા.

ઉદયશંકરની કલા વિષે આપણે ત્યાં ખૂબ જ ચર્ચા ઉપડી છે. તેના ગુજરાતી સમીક્ષકો તેની કલાએ ઉપજાવેલી મોહિનીથી અંજાઇ જઈ તેના પર પ્રશંસાનાં પુષ્પો જ વેરે છે અને જે ભાવ, સ્વરૂપ અને આયોજને એ મોહિની શક્ય બનાવી છે તેમાં કંઇ ખામી કે સુધારાની શક્યતા નીહાળવાનું વિસરી જાય છે. બીજી તરફથી ઉદયશંકરના મદ્રાસ બાજુના ટીકાકારો તેનાં આયોજનને જ માત્ર લક્ષ્યમાં રાખી તેની કલાનાં કામણ તરફ આંખો મીંચે છે અને ઉદયશંકરની કલા જાણે અનેક ભૂલોની ભારી જ હોય એવો દેખાવ કરવાનો પ્રયત્ન કરે છે. આ બંને પ્રકારના સમાલોચકો પોતપોતાની મર્મગામી વિવેચનશક્તિના અભાવને પરિણામે વધુ પડતી પ્રશંસાથી અથવા એકમાર્ગી દ્રષ્ટિના પરિણામ રૂપ અયોગ્ય ટીકાખોરીથી, ઉદયશંકરની કલા તરફ સાચું દ્રષ્ટિબિન્દુ કેળવવામાં પ્રજાને, અને સહાનુભૂતિભર્યા સૂચનોથી પોતાની કલાને વધુ સમૃધ્ધ બનાવવામાં ઉદયશંકરને, મદદગાર નથી થઇ શકતા એવું મારૂં માનવું છે. આમ થવાનું કારણ હું એ માનું છું કે વિવેચકોના બંને પક્ષો કલાનાં મૂળગત અંગોની દ્રષ્ટિએ વિચાર કરવામાં અને ઉદયશંકરનાં નૃત્યના વિવિધ વિષયો તરફ ઐતિહાસિક દ્રષ્ટિએ નિહાળવામાં નિષ્ફળ નિવડ્યા છે

ઉદયશંકરના પ્રશંસકો વિષે મારે બહુ કહેવાનું નથી. કારણ કે ઉદયશંકર ખૂબ જ પ્રશંસાને પાત્ર છે એમ હું માનું છું. પણ તેના પરથી ઓવારી જનાર એ વિવેચકો જો એમ કહેવા માગતા હોય કે ઉદયશંકર અત્યારે જે નૃત્યો રજુ કરે છે તેમાં સુધારાને માટે અવકાશ નથી તો એ લોકોની રસવૃત્તિ ઘણી જ ક્ષુલ્લક છે એમ કહેવું રહ્યું. તાલ સાચવવાની અને તેમાં વૈવિધ્ય ભરવાની ઉદયશંકરની અશક્તિનો બચાવ કરવો એમાં સાચી વિવેચકવૃત્તિનો અભાવ રહેલો છે. પણ તેની એ ક્ષતિઓ ઇરાદાપૂર્વકની છે અને ઉદયશંકરની કલાને લોકભોગ્ય બનાવવા માટે તે આવશ્યક છે એમ કહેવું એમાં અવિવેકી પ્રશંસાખોરી જ સમાએલી છે. એવું જ કંઇ ઉદયશંકરના સંગીતને વિષે કહી શકાય. જે નૃત્યનો પ્રસંગ પ્રેક્ષકો સમક્ષ રજુ થતો હોય તેના ભાવને અનુકુળ વાતાવરણ વસ્તુવિધાન-mounting and scenic effect-પ્રકાશ વગેરેની મદદથી ઉભું કરવાની યોગ્યાયોગ્યતા

સંબંધે ખુદ ઉદયશંકરની સાથે પણ ચર્ચામાં ઉતરી શકાય તેમ છે. આ બધી બાબતોમાં જે સ્હેજ દિશાસૂચન મારે કરવાનું છે તે આ લેખના અંતભાગમાં કરીશ. ઉપર જણાવ્યા છે તે બધાએ મુદ્દાઓ પર ઉદયશંકરના પક્ષકાર વિવેચકોને જવાબ આપવાનું કામ અઘરૂં નથી. પણ એ કામ હું અહિં હાથ ધરવા નથી માગતો તેનું કારણ એ છે કે આ લેખનો મુખ્ય ઉદ્દેશ ઉદયશંકરની કલા તરફ મારૂં અને મારા જેવી ચોક્કસ પ્રકારની વિચારસરણી ધરાવનાર કલારસિકોનું દ્રષ્ટિબિંદુ રજુ કરવાનો જ છે.

**પરંતુ ઉદયશંકરના** ટીકાકારો સબંધે તો જરા વિસ્તારપૂર્વક લખ્યા વિના ચાલે તેમ નથી કારણ કે માત્ર ઉદયશંકરની જ નહિ પણ કોઈ પણ કલાનું મુલ્ય મુકરર કરવાને માટે જે કસોટી તેઓ આગળ ધરે છે તે તદ્દન એકમાર્ગી' અને તેથી પરિણામે વિઘાતક છે. ઉપરાંત પોતાનાં દ્રષ્ટિબિંદુનાં સમર્થનમાં તેઓ આયોજનના એવા ઉંડા અભ્યાસને આણે છે કે કલાનાં મૂળતત્વોની સારી જેવી પકડ જેમને ન હોય તેમને તેઓ નિરૂત્તર બનાવીને આડે માર્ગે દોરવી જાય તેમ છે. આ જાતના ભય ઉપર હું વધારે ભાર એટલા માટે મુકું છું કે ખુદ ઉદયશંકર પણ એ વિદ્વતાભરેલી જણાતી ટીકાની આંટીઘુંટીમાં એક વખત અટવાઇ ગયેલ છે.

ઉદયશંકરના વિરોધીઓનું કહેવું એવું છે કે ઉદયશંકરની કલા હિન્દી નથી અને હિન્દનાં પુરાણા જમાનાનાં નૃત્યોની પ્રતિનીધિરૂપ હોવાનો તેનો દાવો જુઠો છે. હું એમ સમજું છું કે આ બન્ને આક્ષેપોનો અર્થ તો એક જ છે અને તે એ કે ઉદયશંકરનાં નૃત્યો ભરતનાં "નાટ્યશાસ્ત્ર" અને "અભિનય દર્પણ"માં વ્યવસ્થિત રૂપે રજુ થએલ અને પરંપરાથી આજ સુધી ઉતરી આવેલ આયોજન પદ્ધતિને અનુરૂપ નથી. જો આક્ષેપોનો મુદ્દો આટલો જ હોય તો તેને બે જુદા જુદા મુદ્દાઓ રૂપે રજુ કરવાની જરૂર રહેતી નથી. જો એમ કહેવામાં આવતું હોય કે ઉદયશંકરના નાચો હિન્દી નથી એમ કહેવું પડશે કે એ અર્થ વિના તો વાક્ય છે. તમે કયા પ્રકારના નાચોને હિન્દી કહેશો? ઉત્તરહિન્દ અને દક્ષીણહિન્દના નૃત્યકારોનાં આયોજન વચ્ચે ઉદયશંકરનાં આયોજન અને દક્ષીણહિન્દનાં આયોજન જેટલો જ કદાચ તફાવત છે. છતાં એ ઉત્તરહિન્દી નૃત્યને અ–હિન્દી કહેવાની હિંમત એ મદ્રાસી ટીકાકારો કરી શકશે ખરા? ઉપરાંત હિન્દમાં નૃત્યપદ્ધતિ કંઇ હમેશાં એકની એક જ રહી છે? સાહિત્ય, કલા કે માનવજીવનનાં કોઇ પણ અંગ વિષે આવી સ્થાયી ભાવના ધરાવવી એ અવૈજ્ઞાનિક છે અને તેથી ભ્રમણામૂલક છે.

હવે એક જ વિચાર કરવાનો રહ્યો. ઉદયશંકરનાં નૃત્યો પરંપરાથી ઉતરી આવેલ આયોજન પદ્ધતિને અનુસરે છે? અને જો અનુસરતાં ન હોય તો તેમને પૌરાણીક–હિન્દી Classical કહેવરાવવાનો ઉદયશંકરને અધિકાર ખરો? આ પ્રશ્નનો જવાબ આપતાં પહેલાં એ સ્વીકારી લેવું જરૂરી છે કે ઉદયશંકર ઉપર જણાવેલાં પુસ્તકોમાં વર્ણવેલી અથવા તો ઉત્તર કે દક્ષીણ હિન્દમાં પરંપરાથી ઉતરી આવેલી આયોજન પદ્ધતિને વફાદાર રીતે અનુસરતો નથી. એ આયોજનોનાં ઘણાં અંગોનો તે ઉપયોગ કરે છે એ વાત ખરી પણ તે તેને સર્વાંશે વળગી

રહેતા નથી, તેમા તે અનેક પ્રકારના સુધારાવધારા કરે છે આટલુ સ્વી કારવાની તો ઉદયશંકર કે તેના પક્ષ કારો કોઇ ના નહિ પાડે તો આમ જ હોય તો ઉદયશંકરના નૃત્યો પુરાણપ્રશસ્ત–Classical ગણી શકાય ખરા ? ઉદયશંકર પોતે આનો જવાબ હકાર કે નકારમા આપી શકે તેમ નથી કારણ કે તેના ગણદાસ વગેરે મદ્રાસી ટીકાકારોને જવાબ આપતા ઉદયશંકરે કબૂલ રાખ્યુ છે કે કલાનો પ્રકાર નક્કી કરવાની કસોટી આ યોજના છે પરંતુ ખુદ ઉદયશંકરની પણ વિરુધ્ધ જઈને હુ એમ જણાવવા માગું છુ કે ઉદયશંકરના નાચો બીજા કોઈ પ્રકારના નાચો કરતા વધારે હિન્દી અને વધારે પુરાણપ્રશસ્ત છે આ માન્યતાના કારણો તપાસીએ

કલાનાં મુખ્ય અંગો ત્રણ–ભાવ Emotional conent, સ્વરૂપ Form અને આયોજન Technique પંચભૂતો તેનુ ચોક્કસ પ્રમાણમા મિશ્રણ પરિણામ, માણસ આવો જ કંઇક સમ વાયી સબંધ કલાના એ ત્રણ તત્વો વચ્ચે છે અને છતા જેમ ભુતો અને તેના ચોક્કસ પ્રમાણના મીશ્રણથી ઉત્પન્ન થએલ માણસની પાછળ અથવા તેના અણુએ અણુમા ઓતપ્રોત ઉભો છે પરમાણુઓની ગતિ મત્તાનો નિયમ તેવી જ રીતે ઉપર જણાવેલા કલાના ત્રણ તત્વોની પછવાડે ઉભો છે અદ્રશ્ય છતા અચુક, કલાકાર કલાના એ ત્રણ અંગોમાથી કલાનો પ્રકાર ન્યુ નક્કી કરી શકે ! એકાતે એકેય નથી આપેક્ષિકપણે ત્રણમાનુ નમે તે છતા કલાનો પ્રકાર નક્કી કરવાનો દાવો એ ત્રણ અગોમાના હરકોઇ એકની દ્રષ્ટિએ વિચારવાનો હોય તો એ દાવાઓનુ તારતમ્ય વિચારવાની જરૂર રહે છે

ભાવ–Emotion–વિશ્વવ્યાપક વસ્તુ છે પરંતુ આ કબૂલાતને ત્યાથી આગળ લઇ જવાની જરૂર નથી પાથ' અને ઇન્દ્રીશાન ચોક્કસ પ્રકારના સયોગને લીધે ચોક્કસ પ્રકારનો ભાવ પ્રાણીમા જાગૃત થાય છે આટલે અંશે જ એ ખરૂ છે. પરંતુ ચોક્કસ પ્રકારનો વિષય અને ઇન્દ્રીયનો સબધ એક વ્યક્તિમા જે ભાવ ઉત્પન્ન કરી શકશે તે ભાવ તે સબંધથી બીજી વ્યક્તિમા ઉભો થઇ શકશે એમ મનાય નહિ ચોક્કસ સયોગોમા મોરલો કળાપુરી નાચવા માટે અથવા ગધેડો ભૂંકવા માટે તેથી તેની પાસે ઉભેલા કુતરા કે માણસને પણ નાચવાની કે ભૂકવાની પ્રેરણા નથી થઇ આવતી વ્યક્તિને માટે કલા નથી તો કલાને માટે પણ કલા શાની હોય ? કલા સમુદાયને માટે–પ્રેક્ષકોને માટે છે માનસશાસ્ત્ર અને પ્રાણી વિજ્ઞાનશાસ્ત્ર એમ શીખવે છે કે ચોક્કસ પ્રકારના આર્થિક, સામાજીક, રાજકીય અને ભૌગોલિક સ્થિતિ સયોગોને લીધે તેની અસર નીચે વસતા માણસોમા ભાવશક્તિ અને વૃત્તિમા સામ્ય પ્રગટે છે અને તે પ્રગટવાની સાથે કલાનો જન્મ થાય છે આખ, કાન, નાક વગેરે ઇન્દ્રીઓની સાથે ચોક્કસ પ્રકારના રંગ કે દશ્યો, અવાજ કે તાલ, ગંધ વગેરે રજુ કરવાથી તેમનામા ચોક્કસ ભાવ જાગૃત થાય છે એમ અમુક માનવ સમુદાયની બાબતમા કલાકાર સમજી જાય છે અને પછી એ સંઘને મન ફાવતા એ ભાવનો ઇચ્છા પડે ત્યારે લ્હાવો આપવાના ઉદ્દેશથી કલા જન્મે છે આમ કલાનો મુખ્ય ઉદ્દેશ તો ભાવ નિષ્પત્તિ છે ભાવ સર્જાવી ન શકે, પ્રેક્ષકો પર અસર ન કરી શકે તે કલા બીજા પ્રકારના તોલા કાટલાથી માપતા ગમે તેવી મહાન લાગતી હોય પણ તે સજીવ કલા નથી અને તેથી નિરૂપયોગી છે

આવી રીતે આપણે જોયું કે કલાની અંદર મુખ્ય તત્વ તો તેનાથી રજુ થતું અને એ રીતે પ્રેક્ષકોમાં જાગૃત થતું ભાવના તત્વ છે, આ કારણથી કલાનો પ્રકાર નક્કી કરવાનો અધિકાર કલાના ત્રણ અંગોમાંથી જો કોઇ એક અંગને સોંપવામાં આવે તો તે ભાવને જ અપાવો જોઇએ. આ *ત્રાજવેથી માપતાં ઉદયશંકરની કલા હિંદી* અને જ્યાં પુરાણકાળના પ્રશસ્ત પ્રસંગો રજુ કરવાને તે પ્રયાસ કરે છે ત્યાં પૌરાણીક છે એ વાતની ના કોણ કહી શકશે ! મલ્યાળમના કથકલીઓ કે તામીલનાડના નૃત્યકારો પોતાનાં નૃત્યો વડે આપણી પુરાણકાળની ભાવનાને જાગૃત કરવામાં અથવા પ્રસન્ન કરવામાં ફાવે છે કે કેમ એ પ્રશ્ન બાજુએ રાખીએ તો પણ વેદ અને પુરાણોના વારાનું સાહિત્ય સારી રીતે વાંચેલ હોય એવા માણસના મનમાં એ યુગનો જે સંસ્કાર પડે છે તે ઉદયશંકર પોતાનાં નૃત્યથી સજીવન કરી શકે છે એ વાતની ના કોઇથી પાડી શકાય નહિં. હું એમ ચોક્કસપણે માનું છું કે આર્યોના એ ઉદયકાળ તરફ આજનો સુશિક્ષિત વર્ગ જે ભાવદ્રષ્ટિએ નિહાળે છે તે દ્રષ્ટિએ આપણી આગલી અથવા તેનાથી પહેલાંની પેઢીના માણસો નહોતા જ જોતા. ખરૂં જોતાં તેમનામાં ઐતિહાસિક દ્રષ્ટિનું તત્વ ઘણું ઓછું હતું. "લોપામુદ્રા"માં મી૦ કનૈયાલાલ મુન્શીએ વેદના વારાનાં લોકજીવનનું જે દશ્ય ખડું કર્યું છે તે આજથી પચાસ વર્ષ પહેલાંના માણસો પણ દેખતા હતા એ વાત ગળે ઉતારવી ઘણી મુશ્કેલ છે. આ જમાનાના આપણા ચિત્રકારો, લેખકો, કવિઓ અને શિલ્પીઓ પૌરાણીક જમાનાની જે ભાવના ધરાવે છે તેને સજીવન કરવામાં ઉદયશંકર સફળ થાય છે. એટલે આ દ્રષ્ટિએ ઉદયશંકરની કલાને અ-હિંદી અથવા અપૌરાણિક પણ કહેવી એ મૂર્ખાઇભર્યું છે.

કલાનું બીજું અંગ છે આયોજન. ચોક્કસ ભાવના પ્રેક્ષકો સમક્ષ રજુ કરવાની છે એ કલાકાર જાણે છે. ભાવના તો અદેહ છે. એટલે તે તો કોઇક ઇન્દ્રીયગમ્ય સ્વરૂપ મારફત જ રજુ થઇ શકે. કઇ જાતનું સ્વરૂપ એ ભાવના પ્રેક્ષકોને પહોંચાડવામાં સફળ બને છે તે કલાકાર પોતાની સર્જકકલ્પનાની મદદથી નક્કી કરે છે. પછી તે સ્વરૂપ કઇ રીતે ઘડવું તેનો એ વિચાર કરે છે. એ ઘડતરને માટે તે ઐતિહાસિક જમાનામા વૈજ્ઞાનિક સાધનોની તે મદદ લે છે અને તે સાથે જ એ સ્વરૂપને શક્ય બનાવતા સ્વર, તાલ, રંગ, અંગમરોડ, આસન, મુદ્રા વગેરે વગેરે તે મુકરર કરે છે. ચોક્કસ સ્વરૂપ કઇ રીતે સાધ્ય કરવુ તે બાબતના એ જે નિયમો ઘડે છે તેજ આયોજન Technique. આમ આયોજન તો ભાવનાને મૂર્ત કરનાર સ્વરૂપને ઘડવાનું સાધન માત્ર છે. ભરત અને અભિનય દર્પણના લેખકે પોતપોતાના જમાનામાં જે આયોજન વાપરવાથી લોકોને ચોક્કસ ભાવના ગમ્ય બનશે તે વિચારી તેના નિયમો આપ્યા. પણ આજે તેમનાં આયોજનને પરિણામે ઉભાં થતાં સ્વરૂપોથી તેમણે ધારેલી ભાવનાઓ ગમ્ય બનશે ખરી ? અથવા એ ભલે ગમ્ય બનતી હોય તો પણ એ જ ભાવનાઓ અન્ય પ્રકારનાં આયોજનથી ગમ્ય બનતી હોય તો તેમાં હરકત શી ? 'નાટયશાસ્ત્ર અને અભિનયદર્પણ'માં સુચવાએલ અને પરંપરાથી ઉતરી આવેલ કલાના સઘળાએ સુન્દર અંશોને અપનાવવાથી ઉદ-

યશંકરની કલા સભર નહિ બને એમ તો કોઈ કહેવા નથી માગતું. પણ તેના ગુલામ બનવાથી તો આજે તેની કલામાં જે જીવંત તત્વ છે તે ઓસરી જશે એમ હું જરૂર માનું છું. આયોજન કલાનું મદદ-ગાર છે, પણ તે કલાકારની સર્જત છે. જ્યારે તે કલાનું બંધન અને કલાકારનું નિર્માણ બને ત્યારે કલા વંઠી જાય-તે એક અર્થહિન સ્વરૂપ જ બની રહે. આજે ચાર રસિક પ્રેક્ષકોને પણ આકર્ષવામાં નિષ્ફળ નિવડતા આપણા કેટલાક ગવૈયા ઓનાં ગાણાં આ વાતનો સબળ પુરાવો છે. છતાં ચોક્કસ સ્વરૂપને-જે પોતે ચોક્કસ ભાવનાનું વાહન છે-ઘડવામાં ચોક્કસ આ-યોજન ઉપયોગી થાય છે એ દરજ્જે એ આયોજન તે કલાનો પ્રકાર મુકરર કરવામાં અગત્યનો ભાગ ભજવે છે. પણ મૂળ ભાવની દ્રષ્ટિએ તે ગૌણ છે કેમકે આ-યોજન પોતાની ખાતર નહિ પણ ભાવની ખાતર જ સર્જાય છે.

**આ**ને કલાનું સ્વરૂપ તો ભાવ અને આયોજનના ખેલની નિષ્પતિ છે. ચોક્કસ સ્વરૂપ તેની પોતાની ખાતર જ ઇચ્છવાયોગ્ય નથી કોઇ સુન્દર સ્રીનું મુડદું, સામાન્ય રૂપવાળી જીવતી સ્ત્રી કરતાં વધારે આકર્ષક કદીએ બની શકતું નથી. તેવી જ રીતે પછવાડે રહેલી ભાવનાનાં ભાન વિના માત્ર આયોજનની મદદથી ઉભું કરાતું કલાનું સ્વરૂપ પ્રેક્ષ-કોને આકર્ષી શકતું નથી સ્વરૂપની સાર્થકતા તેની ભાવનાવાહકતામાં છે. જો જુનવાણી નૃત્યો આજે આપણી પુરાણ ભાવનાને જાગૃત ન કરી શકતાં હોય તો તેનું સ્થાન રંગભૂમિના તખ્તાપર નહિં પણ મ્યુઝીઅમોની પેટીઓમા હોવું જોઇએ.

ઉદયશંકરની ટેકનીક શાસ્ત્રીય ભલે ન હોય, તેની કલાનું સ્વરૂપ ભરતે ભાળેલું અથવા કથકલીઓથી રજુ થતું ભલે ન હોય; હિન્દનાં સર્જાતાં લોકશાસનવાળા માનવસમાજને તે જરૂર અસર કરી શકે છે અને તેથી જ તે મદ્રાસી ટીકાકારોના ગમે તેટલા પ્રલાપો છતાં જરૂર જીવતું રહેશે.

**હ**વે ઐતિહાસિક દ્રષ્ટિએ ઉદય-શંકરની કલાનું અવલોકન કરી લઇએ. માણસજાત જ્યારે છેક જ પ્રાણી જેવી અવસ્થામાં હોય છે ત્યારે તેનામાં કલાનો આવિર્ભાવ નથી થતો. જ્યારે તે કંઇક વ્યવસ્થિત સ્વરૂપ ધારણ કરે છે, જ્યારે સામાજીક ઉપયોગિતાનાં કાર્યમાં શ્રમવિ-ભાગ-devision of labour-દાખલ થાય છે, જ્યારે સમાજમાં વર્ગો બંધાય છે ત્યારે અમુક માણસોને જીવનનિર્વાહની પ્રવૃતિમાંથી અવકાશ મળે છે. એ અવ-કાશનો ઉપયોગ તે પ્રથમ જીવનની બીજી જરૂરીઆત-પ્રજોત્પત્તિના આનંદને આગળ વધારવામાં કરે છે. તેની આ પ્રવૃતિમાંથી આફ્રીકાના મસાઈ લોકો, કોંગોના વામન-જીઓ અને આન્દામાનના વામનજીઓમાં પ્રચલિત છે તેવા શારીરિક શણગારોમાં, સાદાં સામુદાયિક ગીતો અને નાચની વચ્ચે વ્યક્તિગત સુન્દર ગાણાં અને નાચમાં, પરિણામ પામે છે. આમ કરતાં માણસ જાત જેમ જેમ કુદરતનાં બળોપર કાબુ મેળવી વધુ અને વધુ ફુરસદ મેળવતી જાય છે. તેમ તેમ તેનામાં કલાનો પ્રદેશ વિસ્તારવાળો અને વૈવિધ્યવાળો બને છે. આમ કલા હંમેશાં ફુરસદ ધરાવનાર વર્ગ-ની ઈજારદાર વસ્તુ બની રહે છે. હિન્દમાં જે કલા ખુબજ ફાલીફુલી છે તે રાજશાહિ-fendalism-ના કાળની છે.

હિન્દમાં રાજશાહિની સંસ્થા જગતના બીજા કોઇ પણ દેશ કરતાં કદાચ સહુથી વધારે વખત ચાલી છે. આ કારણથી હિન્દનાં સાહિત્ય, સંગીત, નૃત્ય, તત્વજ્ઞાન, ધર્મો વગેરેમાં એકધારાપણું રહ્યું છે. આપણા જીવનમાં "આ જ અને બીજું કંઇ જ નહિ" એવી જે વૃતિ પ્રગટી છે તેનું કારણ આ છે. આ કારણથી જ આપણે સંસારને ગતિમાન માનીએ છીએ પણ એ ગતિ ચક્રની છે એમ માનીએ છીએ. તેમાં ઉત્ક્રાન્તિ આપણે ભાળતા નથી. અને ક્રાંતિની તો વાત જ કયાં રહી! ઉત્પાદનનાં સાધનોમાં હજારો વર્ષો સુધી આપણે પ્રગતિ નથી સાધી તેનું એ પરિણામ છે. એનું એ હળ અને એનો એ ચરખો આપણી સાથે હજારો વર્ષથી ટકી રહેલ છે. આ કારણથી આપણાં માનસોની ધરેડ એવી બંધાઇ ગઈ છે કે જાણતાં કે અજાણતાં આપણે દરેક પ્રકારની પ્રગતિના વિરોધક જ બની રહીએ છીએ. આજે સામાજીક અન્યાયથી અકળાઈ ગયેલ ગાંધીજી જેવો એક તપસ્વી માણસ પણ ચરખાની હિમાયત કરે એ આપણા એ પરંપરા પ્રાપ્ત માનસિક ઢાળમાંથી છટકવાની આપણી અશક્તિનું ઉંચામાં ઉંચુ ઉદાહરણ લેખાવું જોઇએ. પરંપરાની પૂજા અને એ પૂજા જ સર્વશ્રેષ્ટ છે એવું બુધ્ધિની સર્વ સમૃધ્ધિની મદદથી સાબીત કરવામાં આપણા વિદ્વાનોની વિદ્વતા સમાઇ જાય છે. પણ હવે તો બળવાનો યુગ શરૂ થયો છે. હળ, ચરખા અને બેલગાડીઓનું સ્થાન યંત્રોએ લીધું છે. ખોરાકનાં ઉત્પાદન સિવાય ઉત્પાદનના બીજા બધાએ પ્રદેશોમાં ક્રાંતિકારી ફેરફારો થઇ ચૂકયા છે. છતાં રાજશાહિ અને મુડીવાદ બંનેના જમાના આજે આપણે જીરવી રહ્યા છીએ. સમાજનાં રાજ્ય કરનાર ઉપલા થરનાં આ બંને તત્વો એક પરદેશી શાહિ સત્તાની છત્રછાયા નીચે જ જીવે છે. આ કારણથી ઔદ્યોગિક પરિવર્તન થતાં લોકશાસનની ભાવનાનો જે ઉદય થવો જોઇએ અને વિચાર અને આચારના એકેએક પ્રદેશમાં જે પ્રાણપૂર્ણ પરિવર્તન થવું જોઇએ તે આપણે ત્યાં પુરૂં થયું નથી. છતાંએ હજારો વર્ષથી જે એક જ ઢબની સમાજવ્યવસ્થા અને તેથી સામાજીક ભાવના આપણે ત્યાં ચાલ્યાં આવતાં હતાં તે આજે નભી શકે તેવી સ્થિતિ રહી નથી. તે સાથે ઉપર જણાવી તેવી વર્ણસંકર વ્યવસ્થા અને ભાવના આપણે ત્યાં જરૂર ઉદયમાં આવ્યાં છે. લોકશાસનની ભાવના આપણે ત્યાં પ્રબળ બનતી જાય છે. કલાનાં આશ્રય સ્થાન પાદશાહો, રાજાઓ અને જમીનદારો મટી શહેરોનો ઔદ્યોગિક શ્રીમંત વર્ગ બન્યો છે. એ લોકોની રૂચીને અનુરૂપ કલા આપણે ત્યાં હસ્તીમાં આવવી જોઇએ. ઉદયશંકરની નૃત્યકલા આ નવા ઉગતા યુગની પ્રતિનીધિરૂપ છે.

આપણું ઉગતું લોકશાસન જેટલું નિર્બળ છે તેટલી ઉદયશંકરની કલા પણ ભલે નિર્બળ હોય—અને છે—પણ તે પરંપરાથી ઉતરી આવેલ આયોજનની કફનમાં વીંટાઇ ભાવનાશૂન્ય બનેલ આપણાં જૂનવાણી કલાસ્વરૂપો કરતાં જરૂર શ્રેષ્ટતર છે કેમકે તેનામાં જીવનતત્વ છે. ઉદયશંકરના નૃત્યભંડારમાં, ગંગાપૂજા, ગ્રામ્યનૃત્ય, અશ્રુપૂજા, શિકાર—નૃત્ય, મદારી નાચ વગેરે જે બાબતો છે તે લોકશાસનના જમાનામાં જીવતા સમાજની રસવૃતિનાં પ્રતિબિંબ છે. તેના તરફ તિરસ્કારની આંખે જોનારા વિકૃત દર્શન ધરાવે છે. આ નવી કલાને સ્વરૂપ આપવા માટે અને તે તેના નવા

પ્રકારના આશ્રયદાતાઓને ગમ્ય બનાવવા માટે ઉદયશંકરે નવાં આયોજન અને નવાં સ્વરૂપોનો આશ્રય લેવો જ રહ્યો.

**આ રીતે ઉદયશંકરની** કલા અને પરંપરા પ્રશસ્ત આયોજન સાથે તેણે લીધેલી છૂટનો બચાવ કરી લીધા પછી થોડી ત્રુટીઓ વિષે પણ કંઇક કહી લઇએ. કાબેલ નૃત્યકાર હોવાનો દાવો કરનાર કોઇ પણ માણસમાં આપણે જરૂર આશા રાખીએ તેટલી તાલ ઉપરનો કાબૂ ઉદયશંકર નથી ધરાવતો. તેમ જ વિષ્ણુદાસ શીરાલી સારા તબલચી ભલે હોય પણ ઘુઘરાના અવાજ સાથે તબલાંના ગ્રામ બાંધી તબલાં કે પખવાજ કોઈ પણ વાજ–માંથી સતત ડોલન ઉભું કરવાની તરકીબ એમણે હજુ હાથ નથી કરી એમ મને લાગે છે. મુંબાઈમાં અને હિન્દુસ્તાનમાં બીજી ઘણી જગ્યાએ એવા અનેક તબલચીઓ પડયા છે કે જેની પાસેથી તેમને આ બાબતમાં ઘણુંએ શીખવાનું મળે. તેમ જ ઉદયશંકરનો પગ કોઇ વખત ખોટો પડી જાય છે તેના બચાવ કરનારાઓ એ વાત વિસરી જાય છે કે નૃત્યનો આત્મા ડોલન છે અને તેમાં જરા જેટલી ક્ષતિ આવે તે એક રસ થઇ રહેલા પ્રેક્ષકને આઘાત પહોંચાડે છે. ઉદયશંકરે–Stage effects–નો ઉપયોગ પણ વધારે પ્રમાણમાં કરવો જોઇએ. પોતે જે વસ્તુ રજુ કરવા માગે છે તેને માટે દૃશ્ય વિધાનોની મદદથી સાનુકુળ વાતાવરણ ઉભું કરવામાં તેની કલાની હીનતા સમાએલી છે એમ ઉદયશંકરે ન જ માનવું જોઇએ. નૃત્યના ભાવને બહેલાવવા માટે સંગીતનો જે રીતે અને જેટલા પ્રમાણમાં ઉપયોગ થવો જોઇએ તે પણ ઉદયશંકર નથી કરતો એમ મારૂં માનવું છે. આ લેખ વધુ પડતો લાંબો થઈ ગયો છે તેથી આ બધી બાબતોની વધુ પડતી ચર્ચાને માટે અહિં અવકાશ ન હોઇ શકે. પણ શંકરનાં તાંડવ નૃત્યનો જે પ્રસંગ છે તેમાં શરૂઆતમાં શંકરની સમાધીસ્થ અવસ્થાની પ્રશ્ચાદ્‌ભૂમિમાં સારંગી કે વાયોલીનની મદદથી 'ભટીઆર, ભંકાર કે ભૈરવના સુરો આપ્યા હોય તો અનેકગણી વધારે સારી અસર ન ઉપજાવી શકાય એમ કોણ કહેશે ? નૃત્યની પાછળ જે સંગીત આપવામાં આવે છે તે લોકોને બુધ્ધિથી સમજાવાને માટે નહિ પણ નૃત્યમાં રહેલા ભાવને વધારે ગમ્ય બનાવવા માટે છે એ ભૂલાવું ન જોઇએ. ઉદયશંકરમાં બીજી કેટલીક ખામીઓ જરૂર બતાવી શકાય. પણ તે બતાવવાની હોય તો તેનો ઉદ્દેશ એ જ હોવો જોઇએ કે તે દૂર કરવાથી તેની કલા વધારે સભર બને.

**ઉદયશંકરને તેની ખામીઓ** જરૂર બતાવવાની હોય, સુધારાઓ જરૂર સુચવવાના હોય કેમકે એ બધું એને માટે સહેલાઇથી સાધ્ય છે. ગમે તેટલી ખામીઓ છતાં ઉદયશંકરનાં નૃત્ય પ્રેક્ષકો પર કામણ કરી શકે છે તેનું કારણ એ છે કે ઉદયશંકર કુદરતે સર્જેલો નૃત્યકાર છે. દેહધારી સંગીતનાં જેવું એનું શરીર છે. એમાં સુકુમારતા છે, સૌષ્ઠવ છે: એનાં સ્નાયુએ સ્નાયુ સજીવ છે; તે બધામાં સરોવરનાં તરંગોની જેમ સતત ડોલન ક્ષમતા છે. અને તેના પર ઉદયશંકરનો અજબ કાબૂ છે જુની મુદ્રાઓ વગેરે તેને માટે અનાયાસ સાધ્ય છે. ઉદયશંકર તસુએ તસુ નૃત્યકાર–કલાકાર છે. આ કારણથી જ તે જે આપે છે તે કલામય લાગે છે. પણ એ કારણથી પરંપરાથી ઉતરી આવેલાં આયોજનમાંથી તેને કંઈ શીખવાનું નહિ મળે એ મોટી ભૂલ છે. જ્યારે એ આયોજન ઉદયશંકરના મીજાજમાંથી ગળાઇ તેનાં શરીર પર–નૃત્યમાં દેખા દેશે ત્યારે જ આપણને એ આયોજનની મહત્તાનો પણ ખ્યાલ આવશે. ઉદયશંકરનાં પ્રવાહી શરીરને એ આયોજન બંધનકર્તા નહિ થાય. કારણ કે ઉદયશંકર કામણગારો કલાકાર છે.

# બાહ્યલજ્જા



ઇંગ્લીશ ભાષામાં જે વસ્તુને 'Prudery'ના નામથી ઓળખાવવામાં આવે છે તે વસ્તુને દર્શાવવા માટે ગુજરાતી ભાષામાં યોગ્ય અર્થયુક્ત શબ્દ નથી. તેનું કારણ એ નથી કે આપણા સમાજમાં 'Prudery' જેવી વસ્તુ નથી. વાસ્તવીક રીતે તો આપણો સમાજ એટલો બધો 'Prudish' છે કે તેને માટે હજુ સુધી શબ્દ કેમ નથી યોજાયો એજ મ્હને નવાઇ લાગે છે. આ શબ્દના ગુજરાતી પાર્યાય તરીકે મેં 'બાહ્યલજ્જા' એવો શબ્દ યોજ્યો છે. અમુક વસ્તુ ઉપર તો વાત જ ન થઇ શકે, અમુક પ્રકારનું સાહીત્ય તો વંચાય જ નહીં, વડીલોનાં દેખતાં અમુક પ્રકારની વાતચીત થાય જ નહીં એ સર્વને માટે ઇંગ્લીશમાં 'Prudery' કેહે છે. હું ધારૂં છું કે આ અણલીખીત અને અણદીસતી છતાં ચુસ્તપણે પળાતી મર્યાદાઓ સુચવવાને માટે બાહ્યલજ્જા એ એક સારો શબ્દ થઇ પડશે.



એક
હળવો
નિબંધ



લેખક:
રા. સર્ચલાઇટ

વાસ્તવીકતા કોઇને ગમતી નથી. જ્યાં સુધી કલ્પના સૃષ્ટીમાં જીવાય ત્યાં સુધી જીવવામાં માણસને મઝા પડે છે. વ્યકતીની એ એક સનાતન નબળાઇ છે. માનવ માનસનો એ ન સમજાય એવો એક કોયડો છે.

શરમ એટલે જાતીય સંસ્કૃતીનું મુળ તત્વ. આર્યોએ જાતીય અંગો ઉપર આવરણો ઢાંકયાં અને શરમનું બી વૃક્ષમાં પરીણમ્યું.

આજે આ વૃક્ષે નાંખેલી વડવાઇઓ આપણી ચારે કોર ફરી વળી છે. પરીણામે સંસ્કૃતીને પોષતો પ્રકાશ અદ્રશ્ય થઇ ગયો છે. વૃક્ષની આસપાસ અંધકાર છવાઇ ગયો છે, અને દરેક પળે તીમીર ગાઢું ને ગાઢું બનતું જાય છે.

* * *

શરમના વડવૃક્ષે નાંખેલી એક વડવાઇ એટલે બાહ્યલજ્જા. સમાજના સર્વને સ્પર્શતી, સર્વના જીવન ઉપર

અસર ઉપજાવતી છતાં અણુદીસતી આ ભાવના હીંદુ જાતીનાં જીવન સાથે જકડાઇ ગઇ છે. હીંદુ વર્તનને એકજ પ્રણાલીકાના ચીલે ચાલવાની ફરજ પાડી છે; હીન્દુ બાલક, યુવાન અને વૃધ્ધાના વર્તનમાં આ ભાવના વણાઇ ગઇ છે.

દરેક હીંદુ કુટુમ્બનો આ સર્વમાન્ય નીયમ થઇ પડયો છે. અને પરીણામે આપણી કલા, આપણું સાહીત્ય, અને ટુંકમાં આલેખું તો આપણા સર્વ સર્જન ઉપર બાહ્યલજ્જાની ચોકકસ છતાં અદીઠ અસર પડી છે.

કેટલાક કહે છે કે બાહ્યલજ્જા સમાજની સંસ્કૃતીની ઉચી કક્ષા છે. આર્ય સંસ્કૃતીનો બચાવ કરવા બહાર પડેલા એ દલીલો કરે છે કે બાહ્યલજ્જાએ સમાજહીતની વસ્તુ છે એટલુંજ નહી સંસ્કૃતીની ઉચ્ચતાનો આધારસ્તંભ છે.

આ મનોદશાનું પરીણામ એ આવ્યું છે કે જે કુટુમ્બમાં બાહ્યલજ્જા સઉથી વીષેશ તે કુટુમ્બ સઉથી વધુ સુસંસ્કૃત. જે વ્યકતીમાં સઉથી વધુ બાહ્યલજ્જા તેટલા પ્રમાણમાં તે વધુ કેળવાયેલ

એક રીતે કહીએ તો સભ્યતાનું સાચું માપ એટલે આ બાહ્યલજ્જા. વ્યકતીના સભ્યતાના માપમપાય છે હીંદુ સમાજનો તો આ અણલીખીત ધારો થઇ પડયો છે કે જે વ્યકતીમાં સભ્યતા વીષેશ તેજ પ્રમાણમાં તેનામાં બાહ્યલજ્જા વધુ હોવાની

પરીણામ એ આવ્યું છે કે અમુક વસ્તુ વીષે તો વાતચીત થઇ શકેજ નહીં અમુક પ્રકારનું સાહીત્ય તો વંચાયજ નહીં. અમુક સવાલો પુછી શકાયજ નહીં.

આ અને આવી જાતના અણુલખ્યા છતા પળાતા પ્રતીબંધો આજના જીવનમાં પગલે પગલે નથી મળી આવતા ?

* * *

આ પણ પરમ પુજય પીતાશ્રીના દેખાતા પત્ની સાથે વાત નથી કરી શકતા કારણ કે બાહ્યલજ્જાએ સ્થાપેલો આ પ્રતીબંધ છે. જુના વીચારના માત પીતા ન હોય છતાં પણ જો તેમના દેખતા કોઇ અત્યારનો કોઇ યુવાન પોતાની પત્નીને નામથી સંબોધે તો જરૂર તેમને ન ગમવાનું.

આ તો એક સામાન્ય દાખલો. હીંદુ સમાજનું ઉડતું અવલોકન કરશો તો હીમાલયની હારમાળાની દરી કાઇમાં ટકી શકે તેવી ઉદાહરણોની પરંપરા ત્હમારી આંખ સામે ઉભી થશે.

પણ એ તો ન્હાના દાખલાઓ છે. જે વસ્તુ ઉપર એક શબ્દ પણ બોલવો એ અશ્લીલ મનાય છે, મ્હોટેરાંઓ ન્હાનાઓના દેખતાં જેની વાત પણ કદી કરતા નથી, અને ન્હાનાઓ જે હમેશા દુર દુર દુર કોઇ ન સાંભળે તેમ કાનમાજ વાત કરે છે-તે જાતીય વીજ્ઞાન ઉપર હીંદુઓએ હજારો વર્ષથી બાહ્યલજ્જાનો અજ્ઞાનપછેડો ઓઢાડયો છે.

બધાં આ અજ્ઞાનપછેડાથી ઉપજતો ગુંગળાટ અનુભવે છે. અનેકો આ અજ્ઞાનથી પીડાય છે. સર્વ જણ પરસ્પર વાતચીતમાં સંમત છે કે જાતીય વીજ્ઞાન ઉપરથી શરમનો પડદો દુર થવો જોઇએ. જે કુદરતી છે તે કુદરતી રીતે યુવાન સમક્ષ રજુ થવું જોઇએ,

પણ બાહ્યલજ્જાનો પ્રતીબંધ આડે આવે છે. કેળવણી પામેલાઓ પણ આ વીષ

યમાં છુટથી ચર્ચા કરતા અચકાય છે. મેં એવા કેટલાય શીક્ષીત પીતાઓ જોયા છે જેઓ આ બાહ્યલજ્જામાં કદી પણ ન માનતા હોવા છતાં પણ મીત્રમંડળમાં કે પોતાના કુટુંબમાં જાતીય વીજ્ઞાન વીષે છુટથી વાતચીત કરતા સંકોચાય છે. કારણકે વર્ષોથી પડેલી પ્રણાલીકાના બંધન દોરડા કરતાં પણ વધુ મજબુત છે.

સામાન્ય રજસ્વલા એ તો કુદરતી ક્રમ છે છતાં તેને વીષે સામાન્ય પુછપરછને અશ્લીલ ગણવામાં આવે છે. મ્હારો તેમજ મ્હારા વીચારના અનેક મીત્રોનો આ અનુભવ છે કે રજસ્વલા જેવી સાદી વસ્તુ પણ હીંદુ જાતી જીવનમાં વાતચીત માટે અસભ્ય વીષય ગણાય છે. આ બાહ્યલજ્જા એટલી હદ સુધી પ્રવેશી ગઇ છે કે એક ભાઇ તેની બ્હેનને રજસ્વલા વીષે કંઇ પણ પુછે તે અતી અસભ્ય ગણાય છે.

પણ રજસ્વલા તો ઠીક પણ કુદરતી હાજતો સાથ સંકળાયેલી પ્રવરતીઓ પણ સામાન્ય શબ્દોમાં કહેવાને બદલે 'દીશાએ ગયા હતા' વીગેરે લૌકીક શબ્દથી ઓળખાવવામાં આવે છે. આ એક બાહ્યલજ્જાનું સ્વરૂપ નથી તો શું છે?

અને આમ જીવનની એક સામાન્ય પ્રવરતીનો ઉલ્લેખ કરવામાં દાંભીકતાનો આશ્રય લેવાય છે.

વાસ્તવીક વસ્તુનો સામનો કરવાને બદલે આવી પ્રવરતીઓ ઉપર શબ્દોનો અસત્ય આડંબર રચવામાં આડંબર મનાય છે.

* * *

આ પ્રવૃત્તિનું પરીણામ એ આવ્યું છે કે હીંદુ જાતી અસીમ અજ્ઞાનતામાં ઉછરે છે. તેના યુવાનો સામાન્ય શરમ નીચે કેટલુંય સહન કરે છે. તેના બાળકોને કુદરતી સવાલોના ઉડાવનારા જવાબ મળે છે અને સ્ત્રી વર્ગ તો લગભગ છેક જીવનના અંત સુધી અજ્ઞાન દશામાંજ રહે છે.

આટલુંજ નહી પણ જાતીય વીજ્ઞાન ઉપરના અજ્ઞાન પડદાને લીધે કેટલાય યુવાનોના માનસ વીકરૂત બનતા જાય છે. માર્ગસુચનને અભાવે સમાજની અંદરજ શરીરને કંપ આવે તેવો ભયંકર સડો જન્મ્યો છે.

આજે આ બાહ્યલજ્જાના એક માત્ર પરીણામ રૂપે હીંદુઓનું જીવન કડવું, દવેષભર્યું અને અસંતોષી બન્યું છે. પગલે પગલે વીકૃત મનોદશાવાળા યુવાનો મળી આવે છે. ડગલે ડગલે હીસ્ટીરીયાથી પીડાતી યુવતીઓ નજરે પડે છે. આપણી શાળાઓમા આજે 'ગુપ્ત સાહીત્ય' વધુ વંચાય છે. આપણી મહાવીદ્યાલયોના યુવાનો 'અશ્લીલ સાહીત્ય' વાચવામાં અનેરો રસ લે છે કારણકે બાહ્યલજ્જાના પ્રતીબંધોએ આ સાહીત્ય ઉપર અનેરૂં આકર્ષણ મુકયું છે.

હલકી મનાતી વરતીને અંકુશમા મુકવા જતાં વધુ હલકી વૃતી જન્મી છે. સમાજના શરીરને સ્વચ્છ રાખવા જતાં અંદરથીજ શરીરે સડવાની શરૂઆત કરી છે. યુવાન જનતાનો માનસપ્રદેશ આરસ માફક સ્વચ્છ રાખવા જતાં તે વીકરૂતીઓથી અસ્વચ્છ બન્યો છે.

કારણ કે બાહ્યલજ્જા બાળક કે યુવા નને સાચું અને કુદરતી જ્ઞાન મેળવવાની આડે બંધ બનીને ઉભું રહે છે. આજ બાહ્યલજ્જા જાતીય જ્ઞાનને સ્વચ્છ રીતે શીખવતા તેમને અટકાવે છે. આથીજ આજ બાહ્યલજ્જાના ભોગે આપણી યુવાન જનતા કાં તો અજ્ઞાન રહે છે કે કાં તો વીકરૂત રીતે તે મેળવે છે.

* * *

**આ** સર્વ વસ્તુઓ નાબુદ કરવી હોય, સમાજના આ પ્રાણ ધાતક સડાને જો અંદરથી સમુળગો દુર કરવો હોય, યુવાન જનતાના માનસને સ્વચ્છ રાખવા માંગ તા હોય તો અત્યારના સંજોગોમાં એક જ ઉપાય બાહ્યલજ્જાની વીધાતક ભાવ નાને મુળથી છેદી નાંખવાનો છે.

પણ જે વસ્તુ અતી સહેલી દીસે છે તે વસ્તુ વ્યવહારમાં એટલી સરળ નથી. આજે આપણા સમાજમાં એવા કેટલાય કેળવાયેલાઓ છે કે જેઓ આ બાહ્યલજ્જાને મુખથી ધીક્કારે છે. છતાં વર્ષોની પડેલી પ્રણાલીકા એટલી તો મક્કમ છે કે તેઓ કદી તેને મુકી શકતાજ નથી. આવો અનુભવ તો કેટલા યનો હશે. આથીજ બાહ્યલજ્જાને દુર કરવાની જરૂરીયાત સાથે તેને દુર કેમ કરી શકાય તે માર્ગ પણ વીચારી લેવો આજમી છે.

આ મતભેદ અત્યારે કેળવણી કારોમાં પ્રચંડ રાંબંધી છે. કેટલાક કહે છે કે જે કુદરતી છે તેને કુદરતી રીતેજ સમજવું જોઈએ. તેના ઉપર કરત્રીમતાના વાધા પહેરાવવાનો પ્રયત્ન ખોટો છે, એ ટલુંજ નહી પણ તેની સાચી સમજણનું વીધાતક છે.

આથીજ શાળામાં અને ધરમા આ બા હયલજ્જા દુર મુકીને બાળકોને જાતીય વીજ્ઞાનનું કુદરતી શીક્ષણ આપવું જોઇએ. બાળકોના સવાલના ઉડાવનારા જવાબો આપવાને બદલે તેને વઇજ્ઞાનીક ઉત્તરો આપવા જોઇએ. એટલુંજ નહી પણ પરસ્પર વાતચીતમાં પણ આ અજ્ઞાન જન્ય અંધારપછેડાને પહેલી તકે અળગો કરવો જોઇએ.

એ સાચી વસ્તુ છે કે વર્ષોએ સ્થાપેલી પ્રણાલીકા માનસનું પુનરાવર્તન માગી લે છે. પણ માનસનો ફેરફાર ગમે તેવો અઘ રો હોય, ભલે ગમે તેટલું કઠણ હોય પણ કર્યેજ છુટકો. માનવ સમક્ષ આજ એક માર્ગ છે. **બીજો નથીજ.**



# સાન્ટાકલોસ અને ઉમરખય્યામ

[જગવિખ્યાત પર્શીઅન શાયર ઉમર ખય્યામનાં નામથી કોણ અજાણ્યુ છે? જગતની અને માનવી જીવનની નિરર્થકતાના પાઠ એ ગહનતાવાદી કવિએ જગતને ભણાવ્યા છે. તેવી જ રીતે સાન્ટા કલોસ ક્રીશ્ચિઅન લોકોનો એક સંત મનાય છે. ક્રીશ્ચિઅનોમાં એવી દંતકથા છે કે એ સંત દર વર્ષે નાતાલના દિવસોમાં પૃથ્વિ પર આવી બાળકોને રમકડાં વગેરેની ભેટ આપી જાય છે. એ બન્ને વચ્ચે જો સંવાદ થાય તો તે કંઈક નીચેની જાતનો જ હોય એમ માનીને લેખકે તે અહિં રજુ કર્યો છે. તંત્રી.]

**ઉમર:**–આવ, આવ; સાન્ટા કલોસ–બધા ધાર્મિક ઓલીઆઓમાં તું એક જ સાચો માણસ છે!

**સાન્ટા કલોસ:**–મુબારકબાદી, દોસ્ત ઉમર, દુનીઆને ખુશનુમા નાતાલથી રંગીલી બનાવવા હું આવ્યો છું. (કાનમાં) જો મારી પાસે આ કેવો ચમત્કારિક ગધેડો છે! જ્યારે નવા કાઈસ્ટનો મને પત્તો લાગશે ત્યારે હું તે તેને આપવાનો છું કે જેથી કરીને ઠાઠમાઠભરી રીતે આશાના પ્રદેશમાં જઈ શકે! મારી પાસે બીજાંએ હઝારો જાતનાં રમકડાં છે, બચ્ચાંઓ માટે જ નહિ પણ મોટી ઉમરનાં સ્ત્રી પુરૂષો માટે પણ.

**ઉમર:**–દાખલા તરીકે?

**સાન્ટા કલોસ:**–ચાંદ્ર, ખીલ્લાઓ, ઈંડાઓ, પોશાકો, શીરપેચો, નવલકથાઓ દડાઓ, અને નારંગી ફુલડાળીઓ. નવા ગંજીફાઓ અને તેથીએ નવા જુઠાણાંના ભારાઓ. થોડાક સુંદર ક્રોસો, અને ટગલાબંધ નેકટાઇઓ, બીજી ઘણી સટરપટર વસ્તુઓ, અન્તરની શીશીઓ, વીંટીઓ, ઍરીંગો, બાજુબંધો......

**ઉમર:**–અક્કલ જરાય નથી લાવ્યા?

**સાન્ટા કલોસ:**–અરે! અક્કલ તો એકદમ ઉડી જાય એવી વસ્તુ છે, તેનું પડીકું વાળવાનું કે તે બાટલીમાં ભરવાનું મુશ્કેલ છે.

**ઉમર:**–એમ કેમ?

**સાન્ટા કલોસ:**–જુઓ, પરીક્ષા કરી જુઓ કેવી ઝડપથી એ અદ્રશ્ય થઈ જાય છે! મોંધા ભાવે મેં જૂની અને નવી ખોપરીઓ ખરીદી, તેમાં સંભાળપૂર્વક અક્કલ ભરી, પણ, અક્-

સોસ, વ્યર્થ ! હું તે શું કરું ?
લોક સાચવી જ શકે નહિં, એક
છોરો ય જાળવી શકે નહિં !

ઉમરઃ-ક્લોસ, દોસ્ત તું ય ભુંડો છો ? (શરાબની સુરાહી ઉપાડીને) લે, આ સુરાહીમાં અક્કલના સધળાએ અસબાબને કેદ બનાવી રાખવામાં આવ્યો છે.

સાન્ટા ક્લોસઃ-નહિ, નહિ દોસ્ત ઉમર, એ ક્રૂર મશ્કરી છે. તું જેને પ્રતિભા કહે છે તેને હું... આફત કહું છું. એ પ્રવાહી આગ પ્રેરણા નથી આપતી પણ પાયમાલ કરે છે ! હું તો લાંબા વખતથી ઇચ્છતો આવ્યો છું કે તારે એક પરી-સુરત ઓરત હોય અને બે નાજુક ભુલકાં તારી ગોદમાં ખેલતાં હોય ! અને પછી હું એમને માટે ભેટો લાવું ! દોસ્ત ! જીવનની મોજ તો એમાં છે.

ઉમરઃ-બીરાદર ક્લોસ, જો મારે પરી-સુરત ઓરત હોત તો પહેલાં તો તેના પર તું જ હાથ લંબાવત અંધારામાં......

સાન્ટા ક્લોસઃ-(ખીજવાઇને) એટલે, તું શું કહેવા માગે છે, ઉમર !

ઉમરઃ-ગુસ્સે ન થા, હું જે કહું છું તે, સત્યથી વેગળું નથી. પણ આ નકામી બાબતો માટે ઝઘડવાં શાં ? જરા દીલમાં વિચારી જો. હઝારો વર્ષની ઘટમાળ આ મૃત્યુ, જનમ, આનંદ, દુખ, પહેલા અને છેલ્લા દમોની વેદના. તું જાતેજ કહેશે કે ઉમર, તું ડહાપણનો ભંડાર છે અને ડાહ્યો જ નહિ પણ ભલો પણ છે. કેમકે તેં નથી કર્યો તે મહાન ગુન્હો કે જેને પરિણામે જડ માટીના થોડાક ટુકડાઓ એકઠા કરીને માનવીઓ સર્જાય છે. અને પછી એ નિરાધાર આદમીઓને સંતાપ અને દુખનાં પૂરમાં વહેતા મૂકાય છે. એ તો શયતાનનું કામ છે ! વખતે વખતે આનંદના ચમકાર જણાય છેઃ જેનાથી જુના ઘા સાજા થાય છે. કેમકે તે વિના નવા ઘાની વેદના ક્યાંથી પરખાય......!

સાન્ટા ક્લોસઃ-ઉમર, તું તો ગાંડો થયો છે.

ઉમરઃ-કદાચ ગાંડો પણ હોઉં !
પણ તેથી શું ?
જેમાં જીવવું અને મ્હાવું એ જ
ઉત્તમ કાર્ય મનાય છે એવી આ
દુનીઆ પોતે ગાંડી નથી ?
ડાહ્યા કે ગાંડાનો ભેદ નથી મનેઃ
હું જેવો છું તેવો જ બસ છું
પીધેલો અને અસ્પષ્ટ........
એ જ રીતે આપણી અસલ હાલ-
તનાં સ્વરૂપમાં આપણે રહીએ
છીએ.

શૂન્યમાંથી સરકી પડયા આપણે
શૂન્યમાં વિલાઇ જઇએ છીએ !
...જા, બીરાદર. જા અને હાલવ
તારી ભેટો આલમનાં ચોગાનમાં.
મૂર્ખ દરવીશ ! તારીયે કથા

પરથી પડદો ઉપડે તે પહેલાં ચાલ્યો જા!

અને મને તો મારૂં એકલું ગાણું ગાવાદે! મારે જોઇએ એકાંત અને આરામ! સાન્ટાકલોસ! એક ક્ષણના આરામ પામે પાદશાહી તખ્તનો શો હિસાબ છે! સતાવ નહિ મને! મારાં હૃદય અને નાડીઓના ધબકારા જ્યારે શમી જાય અને જુવાન માટીને કે સડતાં વૃદ્ધ શરીરોને ભેટવા આ રસ્તે તું આવ, પૂછજે ત્યારે કે મારી રંક કબર કયાં છે. અને આમ પુછજે: હું શોધું છું તે મૂર્ખને કે જેણે શરાબખોરીમાં પોતાની જીંદગી ગુમાવી. બેવકુફ ઉમર!

અને જ્યારે તને મારી કબર જડે ત્યારે તેના પર શરાબનું એક પ્યાલું ઢોળજે!

(સાન્ટા ક્લોસ નિશ્વાસ નાંખતો જાય છે. ઉમર ગાય છે........)

---

# નાતાલનો 'શેમ્પેઇન!'

એક

આભાસ ચિત્ર

"ક્રિસ્ટમસ આવી!
માય ડીઅર!...
આ વખતે મ્હારો વારો છે. જગતની વસમી વાસ્તવિકતાઓ કેમ ભૂલી શકાય, સારીયે આલમને મુંઝવી રહેલી આર્થિક આપત્તિ કેમ ભુલી જવાય, અને બસ! હમ બાદશાહ હય! હમ ફક્કડ બન્દે હય! એવી દિલાવરી અને એવી મસ્તી કેવી રીતે મા'ણવી એ હું ત્હમને બરાબર શીખવીશ!" શેમ્પેઇનના શીશાએ અવાઝ આપ્યો.

ગઇ કાલે જ મ્હારો મકાનવાળો શેઠ–'લેન્ડલોડ" મ્હારી પાસે ચ્હડી ગએલા ચાર માસના ભાડાની રકમ માગવા આવ્યો હતો. મ્હારી પાસે એને આપવા જેટલા પૈસા ન્હોતા. મ્હારી પાસે છેલ્લા ચાર માસથી કામ ન્હોતું—એટલે બેકારી જ મ્હારી સાથી બની રહી હતી. જીવનના સુખોની ખુશ્બુ હવે મ્હને માત્ર ઝાંખી સ્મૃતિ બની

:લેખક:
બકુલેશ

સુનાણી ભૂતકાળની વિલાવરી નાખવતી હતી અને ભૂતકાળનુ ભુંડુ અને દુઃખી જીવન જેમ હમણા આપણને 'કેવુ સુખી!' 'દુખી છતાયે કેટલુ' સુન્દર!' એવી

આઝેરી અને મીઠી ભાવનાઓ સ્મૃતિઓ જાગૃત કરે અને તેમા જ જીગરને સુખ અને શાન્તીના મીજાજનો સત્કાર કરે, એવો અનુભવ હવે મ્હને થતો હતો

[૨]

“ક્રિસ્ટમસ! ક્રિસ્ટમસ! આવી! માય ડીઅર ..” એવો અવાજ મ્હારી પાસે પડેલી શામ્પેઇનની ચમકાર બોટલે મને આપ્યો શુ એવુ સુન્દરી સુખડુ' ! શુ' એની રૂવાબદાર છટા! શેમ્પેઇનની આ બોટલ જગતના તમામ દુઃખ વીસરી જઈ શકે એટલી ભુલમણી બની 'જે'–આનન્દી અને ઉત્સાહભરી મ્હારી પાસે ખડી હતી

“અને હુ ત્હમારા મીજાજને બ્હેના ના ડીઅર!” શેમ્પેઇનની બોટલને વાચા વી – દેવલાલીની એક સીવીલ હૅસ્પીટલમા મ્હારી સિન્થીઆ નર્સ'નુ' કામ કરતી હતી અને તે જે કં થોડુ'ઘણુ મ્હને મોકલતી એથી હુ મ્હારૂ હમણા નભાવી લેતો હતો એક સ્ત્રીના કમાયેલા પૈસા પર હુ' જીવતો હતો, એથી મ્હને શરમ ઉપજતી હતી પણ દેવે મ્હને એ શરમની કં અસર ન થવા દીધી “ત્હારા પૈસા હુ હીસાબે કરી દઇશ!” એવુ ઘણીયે વાર હુ' લખી ચૂકયો હતો

અને હવે તો 'ક્રિસ્ટમસ આવી! જીસસ ક્રાઇસ્ટના ચમત્કારે હજી દુનિયા બન્લાવી નથી ક્રાઇસ્ટના જન્મથી માંડીને આજસુધી હજી પિડિતોના દુઃખો ઓછા થયા નથી અને લાખો જીન્દગીઓના પાકનો નાશ કરી નાખવા અથવા તો તે પાકને પોતાની જીન્દગીને માટે ઉપયોગી બનાવવા આગળીને વેડે ગણી શકાય એટલા જગતના દૌલતમ દોના સુખમા જરાયે ઉણપ આવી નથી

“ધાઇ વીલ બીડન!” ના પોકાર–“હિ ડુ ધઝ ધન ડીસ્ટ્રેસ! .કમ ટૂ મી આઇ શેલ ગીવ ધી પીસ ”ના પોકાર આજે હજારો વર્ષો થયા સભળાયા કરે છે–પણ એ અવાઝ નક્કર સ્વરૂપ પકડતા નથી–લોકો કહે છે કે ચમત્કારનો યુગ હવે ચાલ્યો ગયો છે. એટલે એ માત્ર અવાઝ જ વાતાવરણમા નક્કામી આભાસી–આશાજ્યોતિ જેવો ચમકયા કરે છે

* * *

**અને આ વખતે** ક્રિસ્ટમસ આવી! છતાયે દરેક સ્થળે દુઃખની દારૂણ યાતના ભોગવતા, કગાલિયતના બિરાદર બનેલા, કચડાયેલા આદમીનો ન તો જીસસ ક્રાઇસ્ટે હાથ પકડયો છે કે ન તો કોઈ ફીરસ્તાએ ત્હેના દુઃખ ઓછા કર્યા

[૩]

**પણ ત્યા તો દરરોજ** ક્રિસ્ટમસ' હોય છે જાઝ વાગે છે–શેમ્પેઇનની પ્યાલીઓ ભરાય છે. જીન્દગીના જામમા ચમકાર પીણાઓ ઝણુક ઝણુક કરી જીવનની મઝાઓ કેવી છે એનો ખ્યાલ આપે છે! રહાઇન્સ્ટોન ગાર્ડ'સ'વાળી નાઝનીનો પગો

ઉછાળી નાચ શરૂ કરે છે—શેમ્પેઇન ! કૉક-ટેઇલ્સ !...શીઆન્ટી ! વેરમાઉથ ! વ્હીસ્કી અને બીરના બૉટલો ખાલી થાય છે.

અને દૂર દૂર મ્હોટા "બૉલ રૂમ"માં એક ખૂણામાં ફૉક્સ ટ્રૉટના સરો–નૃત્યગૃહમાં વાતાવરણમાં ઘૂમી રહે છે. વચ્ચે વચ્ચે ફેલાવે મૅકસોફોન બસુરી રીતે ઉશ્કેરાટનાં અગ્નિલનો છે. પ્રેમની ગલીમાં દર્દની પીચ-કારીઓ મરાય છે !—જીંદગીની સુતેલી લાગણી ઉશ્કેરી મુકી—જીવનના ગુલોની ખૂશ્બુને પૂરબ્હારમાં ખીલાવી, થોડીક પળો માટે ગુલેગુલશન બનાવી ..અને પછી હંમે-શને માટે મુરઝાવી નાખે એવી રીતે મૅક-સોફોન અને જાઝના સૂરો જીગરને બાદશાહી ઉન્માદનો આશરો આપે છે.

* * *

હું તો મ્હારી સળ-ગતી સીગાર મ્હોંમાં રાખી, ભાડે લઇ આવેલા 'સ્યૂટ'માં સજ્જ થઇ આંટા મારૂં છું: મારા ઓરડામાં મ્હેં રંગ બેરંગી કાગળની પટ્ટીઓ ટેપનો છુટથી ઉપયોગ કર્યો નથી. મ્હારી રાંધણીની અંદરની એક આલ્મીરા ઉપર એક ઉંદરડી પસાર થતી હતી—બીલાડીની કાતિલ નજર ત્યાં પડી. એ બીલાડી કુદી ત્હેણે કાતિલ નયનને વધુ કાતિલ કર્યાં અને ત્હેણે પંજા દબાવી–ચોરના પગલે આગળ વધવા માંડયું....પછી એક કુદકો !

...બસ ! મારા જૂના " ટી સેટ " નો ખુરદો થઇ ગયો. પેલી બીલાડીએ ઉપરનાં બે ત્રણ વાસણો નીચે ગબડાવી માર્યાં. નીચે ઘોડી પર પડેલી કીટલી—રકાબી—કપ વીગેરે ઉપર ભયંકર વેર વાળતી હોય તેમ બિલાડીએ વાસણો ગબડાવ્યાં—મેં એ જોયાં કર્યું—

[૪]

આ ક્રિસ્ટમસ ! નાતાલ ! ત્હમે સુખી હો કે દુ:ખી હો, ત્હોયે ત્હેમારે શેમ્પેઇન અગર તો કોઇક જલદ પીણાનો આશ્રય લઈ "હું તો સુખી છું"–" એવો આ-ભાસ ઉત્પન્ન કર્યે જ છુટકો ! ત્હમે બેકાર હો કે ઓછા રોજે વધુ કામના બોજા હેઠળ કચડા-યેલા કામગર હો ત્હોયે આ ક્રિસ્ટમસ વખતે ત્હમારે શીઆન્ટી અને શેમ્પેઇનના કૉકટેઇલ્સ પીવા પડશે: ત્હમારે ગરમ થવું પડશે. ચીમળાઈ ગયેલા ત્હમારા મીજાજને બહે-લાવવો પડશે. અને પછી તો નશો દિલા-વર બની પોતાનું કામ કરશે.

નાતાલ કોને માટે છે, એની ખબર મ્હને આજે નથી પડી, પણ ઘણા વર્ષોથી પડી છે. "ધાઇ વીલ બી ડન!" એ શબ્દો આજના નથી. પણ જૂના છે. પણ એ જેટલું "સત્ય" અસત્ય રહ્યું છે એટલી જ ચમક "નાતાલના સત્ય"ની રહી છે.

[૫]

આજે મારે ત્યાં પણ ક્રિસ્ટમસની બહાર છે. દેવલાલીથી ગઇ કાલે મ્હારી સિન્ધીઆનો તાર આવ્યો છે તે આવશે—હું ત્હેનો આશક એને સત્કારવ ઇચ્છા તો બહુ ધરાવું છું પણ ગજવાની રજા નથી.

મ્હારી પાસે સિન્થીઆ માટે "ક્રેપ-ડ-ચીન" નથી—મ્હારી પાસે મ્હાની ડાન્સીંગ "સીન" માટે ચમકદાર, દ લુઝ શુઝ નથી મ્હારી પાસે અપ્ટુમોડર્ન 'ચીન-રેડ' શીઅર સ્ટાઇલની હેટ નથી—મ્હારી પાસે રેશમી મોજાંની જોડી નથી, મ્હારી પાસે 'બુર જવા'નું એશીઝ ઓફ રોઝીઝ 'ફ્રેગ સેવન ઇલેવન'ની ખુશ્બુ નથી મ્હારી પાસે રીઆટ લક્ઝ કાર નથી, મ્હારી પાસે ચાઈનીઝ રેશમના કિમોનોઝ નથી—

છતાંયે હું મ્હારી સિન્થીઆને બગલમાં મારી ફ્રાનેલીઆનો રસ્તો પકડું છું. મ્હારે બાળક નથી નહિતર ક્રિસ્ટમસ કેમ મોઝો અને બીજી વિધવિધતાઓને વેજમાં ભરી, એક દડી રાત્રિએ "સાન્ટાક્લોઝ" દાદા તરિકેનો પાઠ મારે ભજવવો પડત, મારી પાસે એટલા પૈસા નથી કે હું મ્હારા ઘરમાં ક્રિસ્ટમસનું ઝાડ ઉભું કરી શકું—

છતાંયે સિન્થીઆ અને હું તથા બીજા દોસ્તો નાતાલના જામેશરાબ પીને બહાર પડયા હતા ફ્રાનેલીઆની ચમકતી ચીના ગોએ પણ શમ્પેઇન પીધો હોય, જાણે તેઓ પણ નાતાલ ઉજવતી હોય તેમ તેઓ અમારી સ્હામે મલકાતા મોઢેલી રહી હતી

રંગબેરંગી ટેપથી વિવિધરંગી અને 'રોમાન્ટીક' બનેલો 'બોલરૂમ જલ' પીણાની 'વિચિત્ર' પરિમલ ફેલાવી રહ્યો હતો વચ્ચે 'મીસલટો'નું ઝાડ હતું અને ત્યાં નવજવાન છોકરીઓ 'ક્રેપ-દ-ચીન'ના મોડર્ન ગાર્મેન્ટમાં સજની થઇ ઉભી રહેતી રાત્રિના સુટમાં સજ્જ થએલા હેન્ડી યુવાના એના 'લીપસ્ટીક'થી ગુલાબી બનેલા હોઠ પર પોતાના હોઠની મ્હોર મારી "નાતાલ ઉજવતા' હતા

'મીસલટો' નીચેના ચુમ્બનોની મઝા મને કેવી લાગે છે એ હું અહિં કહેવા માગતો નથી, હોટેલ બ્લ્યા ગ્રાન્ડના વિશાળ બોલરૂમના ઇલેક્ટ્રીક પંખાઓ દૌલતમંદો માટે રોજ રોજ 'ક્રિસ્ટમસ' અને 'મીસલટો'ની ગરજ સારી શકે છે રોજ રોજ તે 'બ્રુનેટ' કે બ્લોન્ડ'ને લઇના "કારમાઈન" હોઠ પર પોતાના હોઠ દબાવી શકે છે એને 'મીઝલટો'ની ગરજ નથી પડતી—એને તો રોજેરોજ નાતાલ છે ગજવામાં પડેલી નોટોનું બંડલ અનેક ચૂમ્બન ખરીદી શકે છે

પણ અમારા માટે તેમ નથી વિજળીના પ્રકાશ વિના અમે જીવીએ છીએ નાતાલના આભાસને અખંડ રાખવા અમે જન પીવાને આમંત્રીએ છીએ

* * *

મ્હારી બગલમાં
સિન્થીઆ છે.

અને અમે 'ફોક્સ ટ્રોટ' નાચીએ છીએ. કાગળના તોરણો, મસ્કરાની ટોપીઓ વગેરેથી અમે નાટક કરીએ છીએ ..

અને આખરે ગાતા ગાતા ઘેર આવ્યા, બારણું બંધ કર્યું. પણ તેજ વેળ મ્હારા બારણા પર ટકોરા પડયા

"કોણ ?"

"બારણું ખોલો... ..." ઘોઘરો અવાજ આવ્યો

મ્હેં બારણું ખોલ્યું

મ્હારી સામે મ્હારો ઘરધણી કોર્ટના ગેનીફને લઇને ઉભો હતો આજે કોર્ટ બંધ હતી છતાંયે એ આજે કેવી રીતે અહિં આવી પહોંચ્યા એ મ્હને એક હજીયે સમજાયું નથી

મ્હારા ઘરના ખૂણામાં શેમ્પેઇનના ખાલી થએલા બાટલા પર બેનીફની નઝર પડી તે મંદ હસ્યો મ્હારી "ક્રિસ્ટમસ . ."

# ભગ્ન હૃદયા

લેખકઃ—

**ભાસ્કર વ્હોરા.**

### : પાત્રો :

| પુરૂષ પાત્રો | સ્ત્રી પાત્રો. |
|---|---|
| ૧. જયમુનિ. | ૧. દેવયાની. |
| ૨. મહેશ. | ૨. બુદ્ધિદા. |
| ૩. બકુલેશ. | ૩. બાળાઓ. |
| ૪. ઉમાકાન્ત. | |

### અંક પહેલો.

**સ્થળ:**—દેવયાનીનું મકાન.
**સમય:**—સ્હવારના આઠ.

[જાહેર રસ્તા ઉપર આવેલ ભવ્ય અને આકર્ષક મકાનના પચલા માળામાંના મોટા હોલમાં પચીસ વરસની યુવતી ટાઇપરાઇટર પર કંઇ અગત્યનું ટાઇપ કરતી નજરે પડે છે. દેવયાની માતપિતાનાં મૃત્યુ પછી હાલ તેમની અખૂટ સમૃદ્ધિની એક માત્ર વારસ હોઈ એકલી રહે છે. ન્હાનપણથી લાડમાં ઉછરેલી હોવાથી મિજાજે સ્વતંત્ર અને કોલેજના સ્વતંત્ર શિક્ષણમાં બી. એ. સુધી પહોંચવાને અંગે વિચારમાં પણ તે તદ્દન ઉદ્દામવાદી (Extremist) થઈ ગઇ છે.

શ્રીમંતાઇમાં ઉછરેલ હોવાથી જગતના સામાન્ય અનુભવોથી તે અજ્ઞાત છે. તેમજ જનસ્વભાવ (Human Psychology ની ઓળખ તેને ભરી થવી ઘણી બાકી છે. લગ્નને નિરર્થક બંધન માનતી હોવાથી હજી લગી અવિવાહિત અને કદિ • પરણવાનો ઉગ્ર મનોરથ હૃદયથી સેવી રહી છે.

તે ટાઇપ કરતી હોય છે તેવામાં જયમુનિ ઓરડાના આગલા સુખદ્વારથી પ્રવેશે છે અને વચ્ચોવચ્ચ ગોળ ટેબલની આસપાસ ગોઠવેલી ખુરસીઓમાંથી એક ઉપ

આસન લે છે. જયમુનિ ચોવીસ પચીસ વરસની ઉમ્મરનો, શરીરે ભગવદાર, ઉંચો ખસ્મો જુવાન છે પહેરણ અને ધોતીયુ અને ઉઘાડ માથુ તેના માસન દેહની આકર્ષતામા ઉમેરો કરે છે

સ્વભાવે ધીર, ગભીર અને પોતાના નિશ્ચયો-વિચારો પકવ અને છેવટના છે એની ખાત્રીસુચક નિશ્ચલતા અને શાન્તિ તેના મુખ ઉપર રમી રહેતી જોઈ શકાય છે ધીરેથી પણ અક્રમતાથી બોલાતા તેના શબ્દો સાભળનારથી સહેલાઇથી હસી કાઢી નાખી ન શકાય એવુ વજન તેને અર્પે છે પુસ્તકોનુ જ્ઞાન, પોતાની સ્વતત્ર મેધા અને જગતના તેમજ જનસ્વભાવના અનેક અનુભવોએ ઉદ્દામવાદી થતા તેને અટકાવ્યો છે ]

**જયમુનિ**–(રૂમમા આવતા) દેવી બ્હેન!

**દેવયાની**–(ટાઇપિ ગરાઈ ગ ટેબલ ઉપ રથી) કેમ? બેમોને! ..

**જયમુનિ**–(હસતા) અમે ગ્રેજ્યુએટસ તમને સહાય આપવા તૈયાર છીએ

**દેવયાની**–(વિચાર કરતા) લટુ થઇ અમારી પાછળ ફરવામા

**જયમુનિ**–(અધવચ) અરે! એ શુ બોલ્યા? Sincerely!

**દેવયાની**–(શાન્તિથી) કેટલા છો?

**જયમુનિ**–યુનીવર્સીટી મશીનમાથી જેટલ નીકળ્યા છીએ તેટલા બધ બેકાર

**દેવયાની**–લગ્નની પ્રથાને દૂર કરવા દેશે દેશ ભાષણો આપવા પડશે.

**જયમુનિ**–(વિચાર કરતા) હે ,!

**દેવયાની**–શુ વિચારમા પડયા?

**જયમુનિ**–તમે તો બોમ્બ ફેંક્યો...'

**દેવયાની**–આજ કાલ એજ જરૂરનુ છે...

**જયમુનિ**–પરંતુ લગ્ન એ તો ધાર્મિક વસ્તુ છે–તે નહિ હોય તો.....

**દેવયાની**–(અધવચ) હજી તમે ધર્મ.. ધર્મ કર્યા કરો છો? લગ્ન ન હોય તો શું થવાનુ હતુ?

**જયમુનિ**–જીવનમા ગુચો ઉભી થશે... જ્યા ત્યા અધાધુંધી નજરે પડશે!

**દેવયાની**–(ટેબલ ઉપર હાથ પછાડતા) ત્યા જ તમે ભૂલો છો.

**જયમુનિ**–(આશ્ચર્યથી) એમ કેમ?

**દેવયાની**–જીવનમા ગુચો ઉભી થવાનુ મૂળ કારણ લગ્ન જ્યા ત્યા અંધાધુધી નજરે પડવાનુ મૂળ કારણ–લગ્ન

**જયમુનિ**–હુ નથી માનતો. [મહેશ આવે છે. તે તાજો ગ્રેજ્યુએટ અને દેવયાનીના નવા સંપ્રદાયનો અનુયાયી છે.]

આવ મહેશ! [મહેશ બેસે છે].. મહેશ! દેવીબ્હેન કહે છે કે લગ્ન જો નાબુદ કરાય તો જીવન સુરેખ બને તુ માને છે?

**મહેશ**–જયમુનિ! દેવીબ્હેન કહે છે તે સત્ય છે હુ પરણ્યો પછી જ જીવનમા Complexities ઉભી થઇ પહેલા હુ સુખી હતો

**જયમુનિ**–તને સસાર ચલાવતા નહિ આવડયો હોય...! નહિ તો...

જયમુનિ-(આશ્ચર્ય પામતો) Socialism કે Bolshevism?

બુધ્ધિદા-સાભળો વિનાજને

બકુલેશ-(હસતા) એમાનુ એક નહી. પણ એવો આશ્રમ કે જ્યા કુટુંબના બંધન ન હોય, લગ્નની ક્રિયાનુ મહત્વ ન સ્વીકારતા છતા પ્રણયને સાચુ સ્થાન હોય!

જયમુનિ-પુરૂષ અને સ્ત્રીઓના હક્ક સરખા લગ્નની પ્રથા દૂર કરની કુટુંબની જાળ કાપી નાખની માતા, પિતા, પતિ, પત્ની વગેરે સંબંધનો ભૂસી નાખવા પરંતુ છોકરાનું શુ કરશો?

દેવયાની-તારે ત્યા મોકલશુ (બધા હસે છે)

બુધ્ધિદા-અને પછી એને શિક્ષણ:

। न स्त्री स्वातंत्र्य महंति ।

મહેશ-મોટી ચિંતાએ વેર્યા લાગે છે

જયમુનિ-Please hear me

દેવયાની-સાભળો

જયમુનિ-આપણા વડવાઓ મૂર્ખ હતા?

બુધ્ધિદા-અલબત્ત! એમા શંઈ શક છે? મૂર્ખ નહિ પણ મૂર્ખના શિરોમણી

મહેશ-સાભળો

જયમુનિ-પછી જમશો ક્યા?

બકુલેશ-તારે ત્યા

(બધા હસે છે,)

મહેશ-રેસ્ટોરામા! સ્ત્રીઓ કંઇ રાધી દેવા બંધાએલ નથી

[જયમુની જાય છે]

બકુલેશ-દેવી બ્હેન! જયમુનિ મારી જેમ ગૃહ છોડી નહિ આવી શકે એના માતાપિતાનો ભય લાગે છે કારણ એ જૂના વિચારનો છે

બુધ્ધિદા-મંજુલભાઈ! જુના વિચારવાળાઓ આપણને અવળે માર્ગે જ ચડાવે છે મહતની જેમ નીતિ અનીતિના પાઠ શીખવે છે અને ન્યાય-અન્યાયની મીમાસા પઢાવે છે

મહેશ-ગદ્દન મય વાર્ધક્ય પૂજાનો યુગ હવે ગયો જગતનુ તંત્ર હવે આપણા હાથમા છે પરંતુ ચાલો આપણે હવે મુદ્દાની વાત ઉપર આવીએ

બકુલેશ-શુ?

મહેશ-કેમ દેવીબ્હેન! પહેલા તમે કહ્યુ હતુ તેમ એ આશ્રમ તૈયાર કરાવીશુ કે અહિ રહી આપણા સિદ્ધાંતો અમલમા મુકીશુ?

દેવયાની-જરૂર દૂર એક આશ્રમ તૈયાર કરાવવો સ્ત્રીઅનેપુરૂષ બન્નેએ સ્વાશ્રય કેળવતા શીખવુ સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચે ભેદભાવ નહિ બંનેને સંપૂર્ણ સ્વતંત્રતા લગ્નના જડ બંધનની જગ્યાએ પ્રણય પસંદગીના સાચા બંધન કેળવતા શીખવવુ!—

[બહારથી અવાજ આવે છે "દેવી બ્હેન! દેવી બ્હેન!"]

કોણ? અંદર આવોને!

[ઉમાકાન્ત આવે છે એ શરીરે વૃધ્ધ છે હાથમા

બકુલેશ–(કરડી આંખ જોતો) અમને જતા રહેવાનું કહેનાર તું કોણ ? દેવી ! આ મોંશ નહિ દો !

દેવયાની–હું કોણ? આશ્રમની અધિષ્ઠાત્રી !

બકુલેશ–તને ગમે એ પદવી આપી ?

દેવયાની–તારે તેનું શું કામ છે ?

બકુલેશ–જરૂર ! આ બધું જયમુનિનું જ કામ ! જયમુનિ ! યાદ રાખજે જીવતો રહીશ ત્યાં સુધી તને તો જીવનમાં શાન્તિથી રહેવા નહિ દઉં.

છોકરી–બ્હેન ! બ્હેન !

દેવયાની–શું છે ?

છોકરી–મહેશભાઈ હમણાં દોડતા ગયા... દૂર એક ગાડી હતી કહેતા ગયા કે તમારો આશ્રમ લૂંટાયો છે ..

દેવયાની–બકુલેશ ! છેવટ આ જ રસ્તો સુઝયો ને !

[શુદ્ધિદા આવે છે.]

શુદ્ધિદા–દેવી બ્હેન ! પાંચ બાળાઓ આશ્રમમાંથી જતી રહેવા ઇચ્છે છે......

દેવયાની–ક્યાં ? મહેશની સાથે ?
[બકુલેશ શુદ્ધિદાને કંઈ ઇશારત કરે છે.]

શુદ્ધિદા–એ કંઇ ખબર નથી...

દેવયાની–જવા દો...

શુદ્ધિદા–કેમ કંઇ આપની તબિયત સારી નથી ?

દેવયાની–તું જા અહિંથી શુદ્ધિ ! તું એ કાવતરાંખોરોની agent બની છે...જા...તારૂં મુખ સંતાડ !

શુદ્ધિદા–(હસે છે) બકુલેશ ! આ આજે આમ ગાંડાં કેમ કાઢે છે !

બકુલેશ–એને જયમુનિની ઘેલછા લાગી છે......

દેવયાની–get out.....(રાડ પાડીને બોલે છે.)

બકુલેશ–ત્યારે અમે જઇશું...! સંભાળજો તમારા આશ્રમને...... શુદ્ધિદા ! ચાલો !......

[બંને જણાં જાય છે.]

[દેવયાની બકુલેશ અને શુદ્ધિદાને બહાર જતાં જોઇ રહે છે. ધીમેથી એક નિશ્વાસ વાતાવરણમાં ગુંજે છે.]



## નવયુગ આપને ગમે છે!

તો આપની મિત્ર મં... ગ્રાહક ... બનાવવા કેમ કરતા નથી ?

# ધૂમ્ર-દૂત

(મંદાક્રાંતા.)

"રે ! બિચારાં," પળભર હસી, પૂર્વમાં સૂર્ય થંભ્યા,
શાંતિમાં જ્યાં કુદરતી હતાં સર્વ તંત્રો ડૂબેલાં,
ત્યાં હું ચમક્યો વનપશુ સમો કારમા ભીસનાદે,
બારીથી મેં સહજ નીરખી ધૂમ્રપંક્તિ, વિચાર્યું:—

પ્રાતઃકાળે જતું ઊઠી અરે! વ્હાલી શય્યાથી વ્હેલા,
તરછોડીને હૃદય સહુનાં નિત્યના દિવ્ય લ્હાવા,
શું એ પ્રિય છે પ્રતિદિન તને ક્યમ નિર્જીવ દિસે ?
શું પડવાસો થકી મીલતણા—અંગનો રંગ લાગ્યો ?

રે શ્રમજીવી, ! ફરી શું અનુભવ થાકનો છે થયો ના ?
રે ! શું તુજને પુરૂં મળી રહે સર્વ કામોનું મૂલ્ય ?
જાણે ના તું કિંમત ત્હારા સ્વેદની કેટલી તે,
સુખદ આશીષ પ્રભુ તણી જગે દુઃખ અજ્ઞાનતાની !

શું ના કાંઈ તુજ દિલ વિષે થાતી ચિંતા પ્રિયાની ?
શું ના સુણવા વચન મીઠડાં બાલુડાનાં તું ઇચ્છે ?
ભૂલ્યો ભાઇ, ક્યમ ગણી શકું હૈયું નિષ્ઠુર હું તે,
પીસાતું જે, જીવી નવ શકે, મીલના ક્રૂર સંચે !

મીલો માંહી રાત્રિદિન તું મૃત્યુવત્ કામ કરીને,
કાપડ સઘળું અખિલ જગતનું તું બનાવી રહ્યો જ્યાં,
તેવી મીલો મહીં શું જાતો ચીંથરેહાલ ભાઇ ?
માલીકની શું લૂંટજ હશે માત દારિદ્યતાની ?

શ્રદ્ધા ભાઈ અવિચળ દીસે તાહરી વિશ્વમાંહીં,
સુખે તેથી સંતોષી રહી દુઃખમાંયે તું મ્હાલે,
સમજી શકું ના હૃદય વળી તુજ, દુઃખ કોને કહે તે,
પણ માનું કે તુજ હૃદયનો ધૂમ્ર આ મીલનો સહુ.

એ ધૂમાડો મુજ મન ગણે બાષ્પ સૌ તમ રૂધિરની,
કાળો ભાસે મલીન મળીને તત્વે મીલોપતિના,
તમ આત્મના દુઃખ કથનની નિત્યની સુંટણી જે,
રાત્રિ દિવસે બાહેર પડતી ધૂમ્ર-રૂપેંજ શું તે ?

એ દેખીને મુજ મન મહીં આઝી મુંઝવણ થતી હા !
'કે શું તેને સાક્ષિ તરીકે અગ્નિ 'ઉંચે ધકેલે,
'ના, શું સુચવે દુઃખદ ચિંતા યા ચિતાનો ધુમાડો,
'અથવા, તે દે ખુશ ખબર કંઇ 'મીલમાલીક' બંધને ?'

તમ રૂધિરનો ધૂમ્ર સહ જે મીલથી નીકળે તે,
શોભવે છે માલીકોની મોટરો સર્વ શું હા ?
રીઝે, ચૂસી રૂધિર સઘળું મુડીવાદી મજુરનું !
ગુલામી હા ! અખિલ વિશ્વે ક્યાંય આવી હશો ના !

જાણું છું કે સકળ દિવસો વહી રહી ઉર્ધ્વ માર્ગે,
છા'તો ગગને ઢાંકી દેવા પૃથ્વીની નીચતા તું,
ત્હારે લીધે પ્રભુ પણ નહીં જાણતો તે વિશે કૈં.
અથવા તો તું પ્રભુનું જગથી ઢાંકતો ક્રુદ્ધ મ્હોડું !

એવું તું ના કરીશ કદિયે, થોભતો ના તું મધ્યે,
ઉડી જાજે કરૂણ વિભુનો ન્યાય દરબાર જ્યાં છે,
કહેજે કે "હું મીલ-મજુરના રક્તનો છું ધુમાડો,
"માલીકોની નિર્દયતાથી થઇ રહ્યો જ્યાં ભવાડો."

"મીલોમાંહી સળગી રહેતી જ્યાં ચિતા માનવીની,
"ત્યાંથી આવ્યો અરજ કરવા આટલી હું વિભો કૈં,
"નિશ્ચે ત્યાંના મજુરસંઘે પ્રેરજો દિવ્ય સંપ,
"વા તો, બચવા મુડીવાદીથી કરો ભૂમિકંપ !"

**રમણલાલ ડી. દેસાઇ.**

# વર્ણવ્યવસ્થા અને લોકતંત્ર.



મૂળ લેખક : કે. એમ. પાનીકર.

---

હિંદુ જાતી જેટલી જ વર્ણવ્યવસ્થા સનાતન છે. આ વર્ણવ્યવસ્થા કેમ ઉદ્દભવી અને આજના લોકતંત્રના યુગમાં તે ટકી શકશે કે કેમ તે સવાલો આજે આપણી સમક્ષ ઉભા થયા છે.

અસ્પૃશ્યતાના સવાલે હિંદુ જાતીને મૂળથી ખળભળાવી દીધી છે. અવર્ણ અને સુવર્ણની સમસ્યા જવાબ માંગી રહી છે. આ સંજોગોમાં અસ્પૃશ્યતાના ઉત્પન્નને વૈજ્ઞાનિક રીતે વિચારવાનો સવાલ ઉપસ્થિત થાય છે.

શ્રી. પાનીકરે આ વિષય ઉપર લખેલા પુસ્તકનું આ ગુજરાતી ભાષાંતર છે. વર્ણવ્યવસ્થાનું ઉગમ સ્થાન આ લેખાંકમાં ચર્ચાયું છે...........તંત્રી.

---

હિંદી ઇતિહાસમાં અસમાન્તર એવી સંકડામણમાંથી આજે હિંદુ સમાજસંસ્થા પસાર થઇ રહી છે એ વસ્તુનો તો કોઇક જ અસ્વીકાર કરે. ગ્રેટ-બ્રિટને આપણને શીખવાડેલા સ્વાતંત્ર્યના રાજકીય વિચારોએ અને નાગરીક તરીકેના સરખા હકકોની ભાવનાએ હિંદુ-સંસ્થાના મુળ સિદ્ધાંતોને પડકાર આપ્યો છે. અત્યારે હિંદુસંસ્થાના આંતરિક જીવનમાં જે પ્રાથમિક પરિવર્તન ઉપજાવતો ખળભળાટ ચાલી રહ્યો છે તે બહારનાં આંદોલનોની સરખામણીમાં અતી મ્હોટો છે. શતકોજૂની પ્રણાલિકાઓ અને રૂઢીઓ ઉપર આજે છુટથી વ્યાપક ચર્ચા થઇ રહી છે. હિંદુસંસ્થાના એક દુર્ગ સમી વર્ણવ્યવસ્થા, સંયુક્ત કુંટુંબની પ્રથા કે દીકરીઓનાં ફરજીયાત લગ્ન વડી ધારાસભાના ધારા તેમજ જાહેર પ્રજામતના પ્રચંડ આક્રમણ નીચે તૂટીને ટુકડા થતા જાય છે. પરિણામ એ આવ્યું છે કે જૂનવાણી વિચારકો આજે બીચારા ગમે તેમ કરીને સ્વરક્ષણની નીતિ અનુસરી રહ્યા છે અને આ સામનામાં તેમનો પરાજય

અનિવાર્ય છે એવી તેમને પ્રતીતિ થઇ ગઇ છે બહારથી અવલોકનારને આ પરિવર્તન નહિ દેખાય હિંદી સંસ્થાની સપાટી નીચે વહી રહેલા પ્રચંડ પ્રજામતના વહેણની ઝાંખી તો તેને ત્યારે જ થાય છે કે જ્યારે અસ્પૃશ્યતાના સવાલ ઉપર સનાતનીઓના આત્માને જગાવવા માટે મહાત્મા ગાંધી અપવાસ આરંભે છે પણ સામાજિક સુધારણાના આદર્શની ચોક્કસ અને સતત પ્રગતિ આવા નાટકી દેખાવમાંથી નહિ મળે પ્રગતિના સાચા માપ તો પ્રાંતિક અને વડીધારાસભા આગળ રજુ થયેલા સામાજિક સુધારાઓના ધારા છે ડૉ૦ ગૌરનુ સીવીલ મેરેજ બીલ નાતીના મુળગત સિદ્ધાંતોથી સાવ ઉલટુ છે કુટુંબની સહાય વડે મેળવેલ જ્ઞાનથી ઉપજતો લાભ કુટુંબને નહિ પણ જ્ઞાન મેળવનારી વ્યક્તિને જ મળે એવું શ્રી જયકરનુ બીલ હિંદુની કુટુંબભાવના ઉપર સીધો પ્રહાર કરે છે મદ્રાસનો હિંદુ ધર્માદાનો ધારો બ્રાહ્મણ પુરોહીતનુ પ્રાબલ્ય તોડી નાખે છે કારણ કે આ ધારા પ્રમાણે આવી ધર્માદામા મળેલી મિલ્કતનો વહીવટ એક બોર્ડથી કરવામા આવશે એટલું જ નહિ પણ આ બોર્ડમા બ્રાહ્મણ સીવાય અન્ય કોમની વ્યક્તિઓને સભ્ય હોવાનો અધિકાર રહેશે આ અને બીજા કાયદાઓ બતાવી આપે છે કે ભૂતકાળની સ્વીકારાયેલી પ્રણાલીકાઓ સામે સામાજિક બળવો જાગ્યો છે એટલું જ નહિ પણ તેની વ્યાપક અને સક્રિય અસરની આ અચુક સાબીતીઓ છે

* * *

આજે એમ આલેખવુ કે જ્ઞાતિસંસ્થા તો મરી ગઇ છે અથવા મરણોન્મુખ દશામા છે તે ગાંધી અતિશયોક્તિ છે આ સંસ્થાની સામાજિક અને રાજકીય અસરોના ઓછા માપ કાઢવા એ હિંદુસંસ્થાએ દાખવેલી તડજોની અસ્વાભાવિક શક્તિના ઓછા મુલ્ય આંકવા બરાબર છે હિંદમા વર્ણવ્યવસ્થાઓ જીવે છે અને હિંદીઓના જીવનમા તે પ્રાણવાન ભાગ ભજવે છે હિંદુઓના દૈનિક જીવન વ્યવહારની સઘળી વસ્તુઓ વર્ણવ્યવસ્થાએ નિર્ણય કરેલા નિયમ પ્રમાણે જ ચલે છે અને બીજી બાબતોના દૃષ્ટિબિંદુ ઉપર પણ તેની ખૂબ જ અસર લાગી છે

જ્યારે સામાજિક જીવનમા વર્ણવ્યવસ્થાનુ પ્રાધાન્ય અતિ મ્હોટું છે ત્યારે બીજી બાજુ આઝાદીની ભાવનાની ભરતી રાષ્ટ્રીય જીવનને ઉછાળી રહી છે આજે આપણી સમક્ષ નીચેની સમસ્યા ઉભી થઇ છે વર્ણવ્યવસ્થા અને લોકતંત્રની ભાવના પરસ્પર સંગાઇ શકે તેમ છે કે કેમ ? કે આ બન્ને પરસ્પર સામસામા, એકમેકના વિઘાતક બળો છે ? વર્ણવ્યવસ્થા સાથે ઉભી થયેલી સામાજિક સંસ્થા સાથે જ લોકતંત્ર ઉભુ રહી શકે ખરૂં ? લોકતંત્રની ભાવના કે તેથી ઉપજતા પરિણામ વર્ણવ્યવસ્થાની સામે નથી ? જ્યા સુધી આ બન્ને સંસ્થાઓના સિદ્ધાંતો અને માન્યતાઓનું ઉંડ પૃથક્કરણ ન કરીએ ત્યા સુધી આ સવાલનો ચોક્કસ જવાબ શક્ય નથી

**વર્ણવ્યવસ્થા** એ એકલા હિંદનીજ વિશિષ્ટ સામાજીક સંસ્થા છે. જગતમાં જાતિ વિષયક, સમાજ અને ધંધાવિષયક કુંડાળાઓ તો દરેક ઠેકાણે હસ્તી ધરાવે છે પણ હિંદની આ વર્ણવ્યવસ્થા અને તેઓ વચ્ચે મુળગત ફરક છે. વર્ણ એકલું સામાજીક કુંડાળું નથી પણ વ્યકિતના આહાર, લગ્ન, કેળવણી, સદ્દવ્યાર અને ધાર્મિક ભાવનાને એક સાથે સ્પર્શતી સંસ્થા છે. તે પલટાતી સામાજીક પ્રથા નથી પણ જે ધર્મ છે. તેના નિયમ સ્વીકારે નહિં, તેની મર્યાદા જેઓ પાળે નહિં તેમને સખ્ત શિક્ષા કરવામાં આવે છે. ઈતિહાસે કદી નહિં આલેખેલી એવી સખ્તાઇથી જ્ઞાતિસંસ્થાએ સ્થાપેલી પ્રણાલિકાઓ પળાવવામાં આવે છે.

વર્ણવ્યવસ્થાનાં મુળ ઉપર અત્યાર સુધીમાં જે આધારભૂત હકીકત મળેલી છે અને જે સામાન્ય રીતે સર્વમાન્ય છે તે નીચે પ્રમાણે છે. વેદીક સમયના ઈતિહાસમાં આર્ય નામથી ઓળખાતા ઘઉવર્ણા લોકો ઉત્તર અને પૂર્વમાંથી ઉતરી આવ્યા. જ્યારે આર્ય લોકો ઉતરીને પંજાબના પ્રદેશમાં આવ્યા ત્યારે વિકસેલી વર્ણસંસ્થા ન હતી. આ વખત હિંદમાં એવી પ્રજા વસતી હતી કે જેનો રંગ શ્યામવર્ણો હતો. હરપ્પા અને મોહન જો ડેરોના સંશોધનો બતાવી આપે છે કે તે સમયમાં લોક દૂર દૂર શહેરમાં કે ગામડામાં વસતા. આર્યોની માફક તેમનામાં પરસ્પર ઐક્યતા ન હતી. માત્ર બળથી જ આર્ય પ્રજાએ અનાર્યો ઉપર વિજય મેળવ્યો અને ત્યારથી વર્ણભેદ-અથવા રંગભેદની શરૂઆત થઇ.

વર્ણવ્યવસ્થાની સીમાલીટી સામાન્ય રીતે ચાર વર્ણની નીતિમાં નથી સમજવામાં આવતી પણ સાચી સીમાલીટી તો દ્વિજ અને શુદ્રમાં રહેલી છે. દ્વિજ એટલે બે વખત જન્મેલા. પણ બીજો જન્મ તો માત્ર અમુક ધાર્મિક સંસ્કારમાં જ રહેલો છે. એમ. વાન. ગેનપ આલેખે છે તે પ્રમાણે આર્યોના સમાજમાં જવાનો આ પરવાનો છે. શુદ્રજાતિને આ સંસ્કાર પામવાનો અધિકાર ન હતો. આજે પણ મેલાનીસ્યા જાતિના મુળ વતનીઓને કાવા જાતીના સંસ્કારની ક્રિયા કરવાનો હક્ક નથી.

આમ પુરાતન કાળમાં માત્ર રંગ અને ધાર્મિક સંસ્કારની સીમાલીટીથીજ કુંડાળા પડતાં. પણ પ્રાથમિક માનવસંસ્થાની ખીલવણીમાં જે સ્વાભાવિક જણાય છે તે વૃત્તિ તરત જ દેખાવા લાગી. "ગોલ્ડન બાઉ" નામના એક પુસ્તકમાં સર જેમ્સ ફ્રેઝર એમ સ્પષ્ટ સાબીત કરી આપે છે કે શરૂઆતનાં સામાજીક વિકાસમાં ધર્મવિષયક બાબતોમાં સર્વસત્તા ભોગવતા જાદુગરોની એક આખી જાતિ ઉત્પન્ન થાય એ અનિવાર્ય છે. આથી દ્વિજમાં જ વર્ગો પડવા લાગ્યા. એક વર્ગ તે અનિવાર્ય જાદુગર વર્ગ. બીજો ધાર્મિક માન્યતાઓનું સમીકરણ કરતા રૂગ્વેદના અભ્યાસીઓનો વર્ગ.

યજૂર અને અથર્વ વેદની રચના જ બતાવી આપે છે કે તે સમયમાં આર્યોએ ધાર્મિક તેમજ અન્ય પ્રકારની સંસ્કાર ક્રિયાઓ અપનાવી લીધી હતી. આર્યો પહેલાં આવા પ્રકારના સંસ્કારોમાં નહોતા માનતા. આ સંસ્કાર કરાવવાની શક્તિ

અને માનવને અસંસ્કૃત એવી નાકામો તેમનામા છે એવો ઢોંગ કરીને બ્રાહ્મણો બહુ જ અલ્પ સમયમા સમાજના સંચાલકો થઇ પડયા.

એક વાર બ્રાહ્મણનુ પ્રભુત્વ જામ્યુ કે તેઓ શુદ્રોની માફક જ બીજા બ્રાહ્મણોના અન્ય સમુદાય સામે પણ પોતાની સત્તા સનાતન રહે એ જ આ બ્રાહ્મણ ટોળાનો મુખ્ય ઉદ્દેશ થઇ પડયો અને આમ પોતાની સત્તાને સનાતન ટકાવવા માટે તેમણે વર્ણસંસ્થા ઉભી કરી અને તેની મર્યાદા પછવાડે ધાર્મિક બળ મુક્યું.

પણ દક્ષિણ હિંદમા જ્ઞાતીનો જન્મ કંઇક જુદોજ છે આર્યન જાતિ વિંધ્યાચળની દક્ષિણે પણ પહોંચી ન હતી ત્યારે પહેલા દક્ષિણમા જ્ઞાતીસંસ્થાનુ સ્વરૂપ ચોક્કસ થઈ ગયુ હતુ. દક્ષિણમા આર્ય લોકો લશ્કરીબળથી આગળ વધ્યા ન હતા. પણ શાંતિના સાધનોથી પગપેસારો કર્યો હતો જેમ જેમ દ્રાવિડીયન સમુહ ઉપર સંસ્કૃતિની અસર પડતી ગઇ તેમ તેમ દ્રાવી-ડીયન જનતા ઉપર આર્યોની અસર ઉંડી ઉતરતી ગઈ અત્યાર સુધી મળેલી હકીકત પ્રમાણે જણાય છે કે તેઓ ટોળા તરીકે હમેશા રહેતા આવ્યા છે શતકો સુધીના સહવાસ પછી આર્ય સંસ્કૃતિની આછી છાયા દ્રાવીડીયનો ઉપર પડી પણ તે અપુ-રતી અને અવ્યવસ્થિત દ્રાવિડીયન લોકોની ટોળા વ્યવસ્થા કાયમ રાખવામા આવી હતી. છતા આર્યોની વર્ણવ્યવસ્થા પૂર્ણ-સ્થાપિત હોવાથી તેમને પણ શુદ્ર ગણ-વામા આવ્યા હતા છતા પણ તેમની સામાજીક સ્થિતિ સારી હતી અને બ્રાહ્મણોનું પ્રાધાન્ય તેઓ પણ કબુલતા

તેના મહત્વની દ્રષ્ટિએ જ્ઞાતી સંસ્થાના મૂળની આ માત્ર રૂપરેખા છે. ફ્રાંસના એક સમર્થ લેખક મો. સેના-ર્ટની દ્રષ્ટિએ વર્ણવ્યવસ્થા એ આર્યોએ જાતીય સંસર્ગથી ઉપજતી સમસ્યાઓના ઉકેલ તરીકે ઉપજાવી છે. હિંદના વાતા-વરણમા પોતાની જાતીને અનુરૂપ જીવન ઉપજાવવાનો આ એક યત્ન છે મો. સેનાર્ટે સાબીત કરી આપ્યું છે કે જાતી-ઓમા આ સંસ્થાના મુળ નીખા હતા. જાતી ગર્વ, વિજેતા અને પરાજીતો વચ્ચે રહેલો ભેદ, અને ભૌગોલિક ભીન્નતાઓ ઉપર વર્ણવ્યવસ્થા ઉભી થઇ છે એમ મો. સેનાર્ટનું માનવુ છે પણ આર્યોમાં પણ બ્રાહ્મણોનુ પ્રભુત્વ કેમ ઉભું થયું તે નથી સમજાતું. તેમજ દક્ષિણમા કહેવાતા શુદ્રોનું મહત્વ પણ નથી સમજાઇ શકતુ. જાતીયવિરોધ એ જ્ઞાતીસંસ્થા માટે એકનું જવાબદાર નથી લાગતું અલબત્ત, જાતીયભેદમાથી તે જન્મ પામી. પણ વધી અને વિકાસ પામી બ્રાહ્મણોના વર્ગભાનથી

તેમજ આસપાસની આબોહવા તેમજ વાતાવરણને અનુરૂપ થવાના નવા જાતીના પ્રયત્નો કે ઐતિહાસિક વિકાસક્રમના એક ક્રમ તરીકે તે નથી જન્મી ઉંડું વર્ણ-વ્યવસ્થા વિકાસનો આખો ઇતિહાસ આપ-મેળે સાબીત કરે છે કે ચોક્કસ વર્ગે પોતાની સત્તાને અવિચલ બનાવવા અને શુદ્રોને સનાતન ગુલામીમા રાખવા માટે આ પધ્ધતિ યોજવામાં આવી છે જ્ઞાતી-સંસ્થાની પછવાડે પ્રથમ ધારાઓનું તેમ જ ધાર્મિક બળ મુકવામા આવ્યુ એટલું અપુરતું હોય તેમ તેની પાછળ આધ્યા-ત્મિક સંમતીનો દેખાવ આપવામાં આવ્યો ધીમે ધીમે વર્ણવ્યવસ્થા હિંદુઓના જીવ-

નના સઘળાં અંગો ઉપર વ્યાપક અસર ઉપજાવતી ગઇ. આખરે હિંદવ્યાપી સામાજીક બંધારણના સિધ્ધાંત તરીકે વર્ણવ્યવસ્થા સ્વીકારાઇ ત્યારે એ પહેલી કક્ષાનું પરીવર્તન હતું. વર્ણવ્યવસ્થાનાં મુળ ગમે તે હોય છતાં તેના મુખ્ય સિદ્ધાંતો સ્પષ્ટ અને ચોક્કસ છે. હિંદના પ્રાચીન જીવનના પ્રખર અભ્યાસીઓએ વર્ણ-વ્યવસ્થાને અસ્તિત્વ આપતાં બળોને સ્પષ્ટ અને સુરેખ રીતે આપણા સમક્ષ રજુ કર્યાં છે આથી વર્ણવ્યવસ્થાની ચર્ચા કરતી વખતે માત્ર મનુ અને બીજા લેખકોના દ્રષ્ટિબિંદુથી જ નહીં પણ વર્તમાન સ્થિ-તિને લક્ષમાં લઇને જ ચર્ચા કરીશું. આપ-ણને જ્ઞાતીસંસ્થા તેના બંને સ્વરૂપ—સ્થાયી અને ગતીમય સ્વરૂપોમાં તપાસવી પડશે.

* * *

વર્ણવ્યવસ્થાનો પહેલો અને પ્રાથમિક સિધ્ધાંત એ છે કે જન્મથી માનવજાતીના ભાગલા પડે છે. બ્રાહ્મણ માતપિતાને પેટે અવતાર લેનાર વ્યક્તિ અન્યથી આપમેળે શ્રેષ્ટ. માણસની કુલીનતા મપાય તેના જન્મસ્થાનથી. અન્ય દેશની વર્ગીય સંસ્થાઓ અને આ વચ્ચે આ સ્થળે જ ફરક રહેલો છે. બીજા દેશોમાં તો માણસ ગમે તે વર્ગમાં જન્મ્યો હોય પણ અનુ-કુળ સંજોગોમાં આગળ વધી શકે. પણ અહીં જન્મે આપેલી જ્ઞાતી તેના સાથે સદૈવ સંકળાયેલી જ રહેવાની. વર્ણ-વ્યવસ્થાના બીજા પાયા ઉપર સામાજીક વર્ગો સ્થાપવાના સિધ્ધાંતની અસર આ જગ્યાએ કરવાની ઇચ્છા નથી. છતાં પણ કોઈ શુદ્રજાતીનો રાજા બને કે જમીનદાર બને તો પણ દરેક ધાર્મિક પ્રસંગોએ તેને યાદ આપવામાં આવે છે કે તેની જાતી જન્મથી હલકી છે. ટ્રાવનકોરના મહારાજા દ્વીજ ગણાવા માટે બ્રાહ્મણોને એક સોનાની ગાય ભેટ આપે છે ત્યારે જ તેઓ દ્વીજ થઈ શકે છે.

સામાજીક અસરખાપણાની ભાવના વધુ-મતી સામે અમલમાં આવતી. એ કદી પણ ન વિસરવું જોઇએ કે ઉંચી કોમ એ હિંદુઓની વસ્તીમાં એક લઘુ-મતી છે. શુદ્રને ન તો કેળવણીનો હક્ક હતો કે ન હક્ક હતો ઉંચ ગણાતા ધંધા અપનાવવાનો. શુદ્રો તો વર્ણવ્યવસ્થાથી બહાર હતા. એક ગુલામ જાતી તરીકે તેમના સાથે વર્તાવ થતો અને તેમના પ્રાથ-મીક હક્કોની પણ અવગણના થતી એક વધુમતીને જીવનના પ્રાથમિક અધિ-કાર પણ ન આપવાથી કેવાં પરીણામ આવશે તેની વર્ણવ્યવસ્થા રચનારા બ્રાહ્મ-ણોને ઠીક ઠીક કલ્પના હતી. તેમના સનાતન શોષણને વ્યાજબી ઠરાવવાને તેવણે યુક્તિઓ આદરી! શોષીતોને માટે પણ કંઈ કારણ તો જણાવવું જ જોઈએ ને! બ્રાહ્મણો માટે તો આ સાવ સહેલું હતું. કારણ કે તેમણે શુદ્રોને તો અજ્ઞાન અને વહેમના અંધકારમાં અટવાતા રાખ્યા. બ્રાહ્મણોએ કેવી નીતિ અ-ખત્યાર કરી હતી તેનું વીગતવાર વર્ણન આવતા લેખાંકમાં કરીશું. બ્રાહ્મણોને ખબર હતી કે જ્યાં સુધી શાસીતોને એમ ખાત્રી ન થાય કે વર્ણવ્યવસ્થા વ્યાજબી છે ત્યાં સુધી તેમની સંસ્કૃતિ ઉપર ભય સનાતન ઝઝુમવાનો. આથી અતી બુધ્ધિ-માન માણસોએ કર્મની આખી ફીલસુફી ઉભી કરી. જન્મોની પરંપરાનું આખું તત્વજ્ઞાન રચાયું. ગરીબાઇ માટે નસી-બને દોષ દેવાનું શીખવવામાં આવ્યું. બ્રાહ્મણો કહેવા લાગ્યા કે "ઉચ્ચ જાતીમાં

જન્મ થયો એ કંઇ અકસ્માત ન હતો પણ ગયા જન્મે કરેલા કૃત્યોનું ચોક્કસ પરીણામ હતું અને આપણે કૃત્યો સારા કરીયે તો ઉચ્ચ જાતીમાં જન્મ મળે ગરીબ કે શુદ્ર જાતીમાં જન્મ થાય એ ગયા જન્મમાં કરેલા પાપનું ફળ છે અને આવી અનંતા જન્મ માટે તૈયારીઓ કરવી આપણા જ હાથમાં છે આ તૈયારીઓ માટે વર્ણવ્યવસ્થાએ બાંધેલી મર્યાદાઓ પાળવી જ જોઇએ આ સિદ્ધાંતમાં ન્યાયનું તત્ત્વજ્ઞાન મનાયેલું હતું નીજાતીને સહન કરવી પડતી મુશ્કેલીઓ માટે તેમનું પાછલું જીવન જ જવાબદાર મનાવા લાગ્યું બ્રાહ્મણોનું સુખી જીવનનું કારણ પૂર્વ જીવનમાં સારૂ વર્તન છે એવી શ્રદ્ધા સમજાવવામાં આવી હતી આથી એવી આશા જન્મી છે કે કોઇક દિવસ પણ તેને બ્રાહ્મણનો અવતાર આવશે આવતા જન્મોમાં પણ કોઇક વાર શુદ્ર પણ સદ્ગુણો વડે આગળ વધી શકશે માત્ર તેમ કરવાને માટે શુદ્રજાતીએ બ્રાહ્મણોનું પ્રભુત્વ સ્વીકારવું જ રહ્યું સારા વર્તનની એ અચુક સાબીતી હતી એમ ઘણા જન્મોની પરંપરા સ્વીકારો કે પછી જ્ઞાતીસંસ્થા તો સારા કામોનું પારીતોષીક બની જાય છે એકદમ સરસ કાર્ય કરો અને તમોને બ્રાહ્મણનો અવતાર મળશે, એથી બીજો નંબર રજપુત, ત્રીજે નંબરે વૈશ્ય જેમ જેમ સારાં કાર્યો કરો તેમ તેમ ઉચ્ચ જ્ઞાતીમાં જન્મ થતો જાય પણ યાદ રાખો કે આ સર્વ તમોને આ જન્મમાં નહીં પણ આવતા જન્મમાં મળશે.

* * *

**તેના ગતીમય** સ્વરૂપમાં વર્ણવ્યવસ્થા પછવાડે જાતીનો ધંધો હતો આથી ધંધાની ઉંચનીચતા આપમેળે ઉદ્ભવી વર્ણવ્યવસ્થાના આ બીજો મુખ્ય સિદ્ધાંત ધંધાની ઉચ્ચતા અને નિચતા તો દરેક દેશમાં છે. પણ હિંદ નો આ બાબતમાં સંપૂર્ણ અને અનોખા છે જે સામાજીક સંસ્થામાં ઋષીઓ અને યોદ્ધાઓ શીવાય અન્ય રાજકારણ કે સામાજીક અસર ઉપજાવી શકવા સાવ અસમર્થ હોય તેવી સમાજ સંસ્થા ખોટા પાયા ઉપર ઉભી થઇ છે એમ સમજાવવાને માટે કંઇ જરૂર છે? એટલેથી જ વાત ક્યાં અટકે છે? ઋષીઓ અને યોદ્ધાઓ શિવાય અન્ય ધંધાઓના મુલ્ય જ કંઇ ન અંકાતા હોય એટલું જ નથી પણ જન્મથી જ ધંધાની પસંદગી નક્કી કરવાનું પગલું પણ કઇ રીતે વ્યાજબી મનાવી શકાય? વર્ણવ્યવસ્થા આ ધંધાઓની દીવાલોને સીમેન્ટ નાખીને મજબુત બનાવી છોકરો બાપનો ધંધો કરે એ સ્વીકારવા લાગ્યું મોચીનો છોકરો મોચી બને એ તો કહેવત પડી ગઇ મોચી વિચાર કરે કે મ્હારે મ્હારા છોકરાને લુહાર મનાવવો છે તો તે તેને માટે અશક્ય હતું જો કે આ સંસ્થાથી તે ઉદ્યોગમાં કામદારોની આવડત વધી હશે છતાં એક વસ્તુ ચોક્કસ છે કે મજુર સમુદાયમાં સ્થાઇપણું આવવા લાગ્યું.

વર્ણવ્યવસ્થાનું આર્થિક સ્વરૂપ એટલે પોતાનો મનપસંદ ધંધો પસંદ કરવાનો અભાવ અને તેથી નીપજતા ઉચનીચના વિચારો કેટલાક બચાવ કરતા એમ કહે છે કે ધંધાની ઉચનીચતા તો પ્રત્યેક ધંધાના સ્વરૂપથી અને તેમાં સમાયેલી કિંમતથી નક્કી થાય છે પણ એ યાદ રાખીયે કે ધંધાની પસંદગી જન્મથી જ નક્કી થઇ જાય છે એટલે પછી વર્ણસંસ્થાઓના બચાવ કરનારાઓની આ દલીલ ક્ષણભર પણ ટકી શકતી નથી

**ચાર વર્ણો પરસ્પર ભીન્ન રહે**
આ ચાર વર્ણમાં રોટીવહેવાર કે લગ્ન-
વહાર હોતો નથી. આ બહુ સખ્ત-
ı પળાય છે. એટલું જ નહીં પણ
તીઓ અને પેટાજ્ઞાતીઓમાં પણ આ
મક્કમતાથી પાળવામાં આવે છે.
તીસંસ્થાનો આ ત્રીજો સિધ્ધાંત છે.
તાની જ્ઞાતીમાં જ લગ્નવ્યવહાર થઇ
ે અને જો કોઈ ગ્રામ બહાર લગ્ન કરે
તેને સખ્ત શિક્ષા કરવામાં આવે
આ સિદ્ધાંતની ભૂમિકા છે. આ
ાક્ષેપના જવાબમાં એમ જણાવવામાં
ાવે છે કે બે જુદી જુદી જાતીઓની
ıડ જોડ હસ્તીથી અને એક જાતી બીજી
ıતી કરતાં ઉપરવટ છે એવી માન્ય-
ıમાંથી આ લગ્નપ્રણાલી જન્મી છે. આ
ઈક અંશે સાચું છે. શરૂઆતમાં જ્ઞાતીનો
વાલ એ ભલે જાતીનો સવાલ હોય પણ
ıગળ જતાં એ વર્ગીય પ્રભુત્વ ટકાવી
ાખવાનો પ્રશ્ન થઈ પડ્યો. આર્ય સ્ત્રી
ૂદ્ર સાથે નજ પરણી શકે એ પ્રકારનો
ાતિબંધ, સંભવ છે કે આર્ય અને શુદ્રો
ıચ્ચે રહેલા જાતીવિરોધને કાયદેસર સંમતી
માપવા પુરતો હોય. અત્યારે પણ યુરોપમાં
યુરોપીયન અબળા રંગીત પ્રજાના પુરૂપ
ાથે પરણે તો વાંધો લેવાય છે. અમે-
રેકા અને દક્ષિણ આફ્રીકા જ્યાં બન્ને
જાતીઓ સાથે વસે છે ત્યાં પણ આ
પ્રકારનો પ્રતિબંધ છે. પણ જો આ
પ્રણાલી એકલી જાતીના દ્રષ્ટિબિંદુએ જ
ઉભી કરવામાં આવી હોય તો પછી ક્ષત્રીય
અને બ્રાહ્મણ વચ્ચે લગ્નવ્યવહાર ઉપર

પ્રતિબંધ મુકવાનો શું આશય છે ? આ
પ્રણાલીનાં મૂળ કારણો પ્રાથમિક અને
અરસ્પરસ સંકળીત છે. અને જ્ઞાતીલગ્ન
અને પરજ્ઞાતીલગ્ન માટે નક્કી કરેલા
વ્યવસ્થિત નિયમો જણાવી આપે
છે તેની પાછળ એક ચોક્કસ વિચારસરણી છે
જાતીભેદ જરૂર હસ્તી ધરાવતો હતો. પણ
જાતીબ્હાર અને જાતી અંદરની લગ્ન-
પ્રણાલી જે પરાજીત જાતીમાં હતી તે તો
વિજેતાઓએજ અપનાવી હોવી જોઈએ.

* * *

**આ કેમ ઉદ્દભવી તે સવાલ**
આપણા પ્રશ્ન સાથે સંકળાયેલો નથી, સત્ય
એ છે કે હિંદુસંસ્થાનું આ એક લાક્ષણિક
અંગ છે. તે તો સર્વ કોઈ સ્વીકારશે.
આ પ્રતિબંધો નીચે સમાયેલા સિધ્ધાંતને
અમલમાં મુકવાથી શું પરીણામ આવ્યું
છે ? આથી હિંદુસંસ્થાના ચાર વર્ણમાં
ભાગલા પડી ગયા છે એટલુંજ નહીં પણ
જ્ઞાતીસંસ્થામાં પણ પેટાજ્ઞાતીઓ પડી
ગઈ છે, આ દરેક પેટાજ્ઞાતી લગ્નવ્ય-
વહાર ઉપર અંકુશો મુકે છે. આથી
હિંદુસંસ્થાના પુષ્કળ ભાગલા પડી ગયા
છે. આ જ્ઞાતીસંસ્થાઓનું ચાર વર્ણો-
માં આડું વર્ગીકરણ થયું છે. અને આ
ચાર વર્ણનું ઉભું વર્ગીકરણ કેટલીય
ન્હાની ગ્રામોમાં થયું છે. તે એટલા બધા
પ્રમાણમાં થયું છે કે અત્યારે હિંદુ તો એક
કાલ્પનિક સામાજીક સ્થાન ભોગવે છે.

જંગલી જાતીમાંથી સુસંસ્કૃત પ્રજા
તરીકેનો માર્ગ દરેક સ્થળે સામાજીક પ્રવૃ-
ત્તિની મર્યાદાઓ મ્હોટી બનાવવામાં રહેલો છે.
પ્રો. ડુરખેઈમના શબ્દોમાં 'પરસ્પર આધાર
રાખતું સામાજીક જીવન સર્જવામાં' રૂપ
પ્રગતિ સમાયેલી છે. જંગલી દશામાં માનવ
કાં તો કુટુંબ સાથે સંકળાયેલો છે કે
કાં તો જ્ઞાતી સાથે સંકળાયેલો છે. માનવ-

સંસ્કૃતિનો વિકાસ વિચાર અને પ્રગતિના વર્તુળ સોને 'વિશાળ બનાવવાની ભૂમિકારૂપે રહેલો છે પણ બ્રાહ્મણશાહીથી પ્રવૃત્તિ અને વિકાસની મર્યાદાઓ ઘણી સાંકડી બનાવવામાં આવી વ્યક્તિને વિકસવાના માર્ગો રૂંધાઇ ગયા સામાજીક જીવનની સમુહભાવના જે સંસ્કૃતિને સર્જનારૂં બળ છે તેજ માનવપ્રયત્નની ઉંચી કક્ષા માટે જવાબદાર છે, તે પણ જેમ જેમ લગ્ન સંબંધો ઉપર વધુ ને વધુ મર્યાદાઓ મુકાતી ગઇ તેમતેમ ઘટતુ ગયુ

આમ જ્ઞાતીસંસ્થાના આ ત્રણ નિયમો છે પ્રથમ તો જન્મથી ઉંચનીચનો ભેદ, બીજું ધંધાનું ઉંચનીચ વર્ગીકરણ, અને પરજ્ઞાતીમાં લગ્નવ્યવહાર પર પ્રતિબંધ આ ત્રણ જ્ઞાતીસંસ્થાના મુળભૂત નીયમો છે અને જ્ઞાતી જ્ઞાતી વચ્ચે જુદાઇ બતાવનારા આ વિશિષ્ટ લક્ષણો છે જ્ઞાતીસંસ્થાની દરેક દીશામાં વિકાસની અસર આ સિધ્ધાંતોથી સમજાઇ શકે તેમ છે આ બધામાં જો કંઇ પણ સામ્ય હોય તો તે અસરખાપણાનો સિધ્ધાંત છે જ્ઞાતિસંસ્થાની અંદર બ્રાહ્મણનું પ્રભુત્વ તો વણાઇ ગયું છે અને આ પાયા ઉપર આખી ઇમારત ઉભી કરવામાં આવી છે

* * *

**આ** સંસ્થાને ટકાવી રાખવાને તેમજ પોતાનું પ્રભુત્વ કાયમ રાખવાને માટે રાજકીય, ધાર્મિક અને કેળવણી વિષયક બાબતોમાં ચોક્કસ નીતિ અનુસરવાની બ્રાહ્મણોને જરૂર પડી પોતાનું વર્ગીય હીત ટકાવી રાખવા માટે તેમણે રાજ્યના સત્તાહક્કોમાં, તેમજ ધાર્મિક સંસ્થા અને કેળવણી તંત્ર ઉપર પોતાનું પ્રભુત્વ જમાવવાની તેમને જરૂર પડી બ્રાહ્મણોએ તેમ કરવાનો યત્ન કર્યો અને આપણે જાણીયે છીયે કે હજુ સુધી તે તેમનું પ્રભુત્વ સતત ટકી રહ્યું છે ગતકાળથી કોઇ પણ પ્રકારના વિરોધ વગર તેઓએ જનતા ઉપર પોતાની સત્તા ઠોકી બેસાડી છે. જનતાએ તેમનો જુલમ સહી લીધો છે અને લાખો લોકો ઉપર તેમનું શાસન અવિચળ અને એકધારૂં રહ્યું છે સો વર્ષ સુધી પોતાના સામ્રાજ્યમાં લોકોના સંતોષ સાથે શાસન કરવા માટે ગ્રેટબ્રીટન ગર્વ લે છે પણ બ્રાહ્મણો કહી શકે કે ૩૦૦૦ વર્ષ સુધી રાજકીય શક્તિબળ ખોયા સિવાય હિંદુજનતા ઉપર તેમણે સતત સત્તા ચલાવી છે **વાસ્તવિક રીતે જોતાં તો** વર્ણ એ સામાજીક સામ્રાજ્યવાદ છે અનુભવથી આ યંત્રને મજબુત બનાવવામાં આવ્યું છે, અને ધાર્મિક આજ્ઞાઓના બળ વડે તેને ટકાવી રાખવામાં આવ્યું છે

* * *

**વર્ણવ્યવસ્થા અત્યારે કયા સાધનો** ઉપર અત્યાર સુધી ટકી રહી છે? કેળવણીની પ્રથા, રાજ્યસત્તાની ઢબ અને ધાર્મિક સંસ્થાઓના સ્વરૂપનો જો અભ્યાસ કરીશું તો ઉપલા સવાલનો જવાબ જડી રહેશે

આપણે આગળ જોઇ ગયા છીયે કે જ્યારે બ્રાહ્મણોનો એક જુદો વર્ગ ઉભો થયો કે તેમનામાં વર્ગભાવના પણ જન્મી આ સંસ્થા આગળ જતાં અપરીવર્તનશીલ, ખાસ હક્કોવાળી ન્હાની શાસનટોળીના સ્વરૂપમાં પરીણમી પછી પોતાનું વર્ગીય પ્રભુત્વ ટકાવી રાખવા માટે તેમ

રામાં પણ અમુક પ્રકારના નિયમો અને નીતિની ભાવના ઉદ્ભવી. આનો અર્થ એ હતો એને એ વર્ગમાં બુધ્ધિ તેમજ નીતિમાં વિકાસ થાય. પણ બીજી જગ્યાએ તેમના પ્રભુત્વને જરા પણ આંચ આવે એવું પગલું, વૃત્તિ, કે પ્રવૃત્તિ કદી પણ ન થાય તેવાં તેઓ પગલાં લેતા. આથી બે પ્રકારની કેળવણીની પ્રથા. બે પ્રકારનું સાહીત્ય, બે પ્રકારની નીતીભાવના અને બે પ્રકારના ધારાઓ કુદરતી રીતેજ જન્મે. આ હિન્દમાં હતું એમ સહેલાઈથી સાબીત કરી શકાય તેમ છે.

હિંદની પ્રાચીન કેળવણીની પ્રથા—જે વડે નાતીસંસ્થા ચીરંજીવ રહી—તે પ્રથાનો ઉંડો અભ્યાસ કરવો આ સ્થળે અતી જરૂરનો છે.

જે સાધન વડે વર્ણવ્યવસ્થા સનાતન બની તે સાધન—કેળવણીની પ્રથાનો ઉંડો અભ્યાસ કરવો આ ક્ષણે જરૂરી છે. સમાજના મોભા પ્રમાણે કેળવણી મેળવવાની તક વ્યકિતને મળતી એ તો આપમેળે સ્પષ્ટ છે. ખરી રીતે જોતાં તો કેળવણી મેળવવાનો હક્ક માત્ર બ્રાહ્મણ અને ઉપલા વરનેજ હતો. તે સમયે તે બ્રાહ્મણોની મિલ્કત છે અને બ્રાહ્મણોનેજ મળી શકે, આ પ્રકારની ભાવના પ્રચલીત હતી. શુદ્રને તો વેદ સાંભળવાનો પણ અધિકાર ન હતો. કદાચ જો વેદીકમંત્રનો ઉચ્ચાર સાંભળવાનો તે 'ગુન્હો' કરે તો તેના કાન કાપી નાંખવામાં આવતા. કેળવણી અને જ્ઞાન પર બ્રાહ્મણોનો ઇજારો અને અન્ય વર્ગને કેળવણીથી વચીત રાખવાની વ્યવસ્થા એ હિંદની પ્રાચીન કેળવણીની પદ્ધતિનું લાક્ષણિક અંગ છે. લોકો પ્રાકૃત બોલતા. સાહિત્ય સંસ્કૃતમાં સર્જાતું. પરીણામ એ આવ્યું કે સમગ્ર સમાજને ખર્ચે પોષાતા—બ્રાહ્મણોમાં જ બુદ્ધિવિષયક પ્રવૃત્તિ ચાલી શકતી. તે સમયમાં બ્રહ્મભોજન એ સૌથી ઉંચ કક્ષાનું દાન મનાતું. આથી બ્રાહ્મણોને અભ્યાસ કરવા માટે સમય પણ મળી રહેતો. પાઠશાળામાં પ્રવેશ કરવાની જનતાને મનાઇ હતી. જે ભાષા જનતા બોલતી અને લખતી તે ભાષામાં સાહિત્ય કદી લખાતું જ નહીં. આ બે વસ્તુઓ બતાવી આપે છે કે બ્રાહ્મણોની કેળવણીની નીતિ વર્ગીય હતી. જે વસ્તુઓથી બ્રાહ્મણોને સત્તા મળી તે વસ્તુઓને સંતાડવા, જે ભૂમીકા ઉપર તેમનું પ્રભુત્વ રચાયું હતું તે જનતાથી છુપાવવાનો અને જ્ઞાનના ઝરા પોતાના વર્ગમાં જ વહાવવાનો આ નીતિનો હેતુ હતો. સંસ્કૃતમાં એક જુની કહેવત છે કે ગાંડા આંખલા કે દારૂ પીને મસ્ત રહેતા માણસની માફક શિક્ષિત શુદ્ર સાથે વર્તવું. અત્યારના ઇંગ્રેજો પણ શિક્ષિત હિંદીઓ પ્રત્યે કંઈક આવું જ વર્તન રાખવે છે.

* * *

બુદ્ધધર્મના ઉત્થાને બ્રાહ્મણોને દરેક દીશાએથી પડકાર આપ્યો. આધ્યાત્મિક રીતે બ્રાહ્મણોની મહત્તા તેમજ ધાર્મિક સંસ્કારોના દમ્ભભર્યા દેખાવો પછવાડેનું મહત્વ સ્વીકારવાની બુધ્ધે સાફ ના પાડી. બુધ્ધે જ્યારે જનતાની ભાષામાં જ પોતાનો સંદેશ આપ્યો ત્યારે તેમણે આ સવાલના મુળ ઉપર જ આક્રમણ કર્યું. આથી બુદ્ધ ધર્મ પ્રજાપ્રિય થઇ પડયો. તેની કેળવણીની નીતિ લોકતંત્રવાદી હતી. નલંદા, તક્ષશીલા, અને પાટલીપુત્રના વિશ્વવિદ્યાલયો આ વિધાનની સાક્ષી પુરે છે. આખરે બ્રાહ્મણોએ જોયું કે જનતાને પસંદ પડે તેવો જ જો તેમની પાસે કાર્યક્રમ હોય અને તે જો જનતાની ભાષામાં જ અપાઇ શકે તેમ હોય તો જ તેઓ તેમની સત્તા ટકાવી શકશે. જનતાના બળ ઉપર ઝઝુમતા શત્રુ સામે જ્ઞાનના દરવાજા

અન્ય વર્ગોને માટે બંધ રાખવાની નીતિ ન જ ટકી શકે. આથી જ બ્રાહ્મણોનાં પ્રભુત્વને વ્યાજબી ઠરાવતું, અને તેમને ભૂદેવ તરીકે પૂજવા જોઇએ એવો સંદેશ આપતું જનતા સમજી શકે તેવું નવું સાહિત્ય લખવાનું બ્રાહ્મણોએ શરૂ કર્યું.

* * *

વહેમ અને અજ્ઞાન સાથે જ સંસ્કૃતિને ઉંચકક્ષાની સાબીતી સમું સાહિત્યની હસ્તીનો સનાતન ક્રમ આથી સમજાઈ શકાય તેમ છે.' માખણના સમુદ્ર' અને એવી હિંદુ કલ્પનાને યુરોપીય અભ્યાસીઓએ હાસ્યજનક રીતે ચીતરી છે. કાલ્પનીક પર્વત મેરૂની આસપાસ સૂર્યની પ્રદક્ષિણા, વિગેરે વાર્તાઓની સાથે જ તર્ક અને દલીલો ઉપર રચાયલું વૈજ્ઞાનિક સાહિત્ય આપણને સાથે લેવાનું સાંપડે છે. કારણ કે બ્રાહ્મણોએ જનતાને માટે રચેલું આ સાહિત્ય છે. તેમાં બ્રાહ્મણવર્ગના પ્રભુત્વમાં જરાયે શંકા ઉપજાવે એવી વસ્તુઓને દૂર રાખવામાં આવી છે. ધર્મને નામે તેમની વર્ગીય સત્તાને પોષે તેવી વસ્તુઓ ઉમેરવામાં આવી છે. શક્ય બન્યું ત્યાં તેઓએ ધર્મવૃત્તિનો પોતાના વર્ગહીત માટે ઉપયોગ કર્યો છે. જનતા તેમની સત્તાને માટે સવાલ જ ન કરે તેટલા માટે તેઓએ કાલ્પનીક પુરાણો રચ્યાં છે. અને ઇતિહાસની ગાથાઓ ગાઇ છે. માર્કસવાદીઓ કહે છે કે જનતાને માટે ધર્મ એ તો એક અફીણ છે. તે વખતની ધર્મપ્રણાલી માટે આ આક્ષેપ સાવ સાચો છે.

* * *

કાયદા બનાવતી વખતે પણ બ્રાહ્મણોનું લક્ષબિંદુ હતું વર્ગહીત. મનુ, યાજ્ઞવલ્કય, નારદ અને અન્ય સ્મૃતિકારો સરખાપણાના સિધ્ધાંતનો સીધો વિરોધ કરે છે. બ્રાહ્મણ તો ધારાથી પર છે એવી ભૂમિકા ઉપર આ કાયદો રચાયો છે. એક જ ઉદાહરણ લઇએ.

બુધ્ધાયન સ્મૃતિ પ્રમાણે બ્રાહ્મણોનું સોનું ચોરવું અને બ્રાહ્મણનો વધ કરવો એ સૌથી ખરાબ ગુન્હા છે.' જો કોઇ બ્રાહ્મણ સામે હાથ ઉગામે. ખૂન કરે, હેતુ વગર મારી નાખે કે જાણીજોઇને તેનું ખૂન કરે એ સર્વ એક પછી એક ચડતી કક્ષાના ગુન્હાઓ છે. જાણીજોઇને ખૂન કરવામાં આવ્યું હોય તે ગુન્હો સમજી શકાય તેમ છે. બ્રાહ્મણ શારીરિક શીક્ષામાંથી મુક્ત હતો. અત્યારે પણ જૂના વિચારના હિંદુ રાજ્યો [જેવાં કે કાસ્મીર અને ત્રાવણકોર]માં બ્રાહ્મણને એવો પવિત્ર માનવામાં આવે છે કે જો તેણે ખૂન કર્યું હોય તો તેને ફાંસી દઇ શકાય નહીં. પણ જો શુદ્રોને થતી સજાઓ સાથે આ સરખાવીયે તો આ જંગલી જ જણાશે. સ્મૃતીકાર ગુર્ય આલેખે છે કે ' જો શુદ્ર વેદનો ઉચ્ચાર કરે તો તેની જીભ કાપી નાખવી. બેસતાં, વાતો કરતાં કે રસ્તે ચાલતાં જો તે દ્વીજની સરખો છે એવો દેખાવ કરે તો તેને શારીરિક શીક્ષા કરવી. જો શુદ્ર ઉપલી ત્રણ વર્ણની કોઈ પણ સ્ત્રી સાથે વ્યભીચાર કરે તો તેને જીવતો બાળી નાખવો. જો શુદ્ર બ્રાહ્મણ ઉપર હુમલો કરે તો જે અંગથી તે તેમ કરે તે છેદી નાખવું.

હિંદુ કાયદાના સામાન્ય અભ્યાસીને પણ સમજાશે કે બ્રાહ્મણો શીવાય કોઇ અન્ય વર્ગ રાજકીય સત્તા, સામાજીક, પ્રતિષ્ઠા કે કેળવણી ન મેળવી શકે તેજ દ્રષ્ટિબિંદુએ સ્મૃતીઓ લખાઈ છે. આમ

બ્રાહ્મણોને માન આપવું એ તો કાયદામાં આલેખાયું. બીજા સ્મૃતીકાર વિષ્ણુ કહે છે કે 'દેવો તો અદ્રશ્ય છે. પૃથ્વી ઉપર બ્રાહ્મણો તો દ્રશ્ય દેવો છે. બ્રાહ્મણો જ જગતને ટકાવી રાખે છે. બ્રાહ્મણોની મહેરબાનીથી જ દેવો સ્વર્ગમાં વસે છે. બ્રાહ્મણે આપેલો શાપ કદી અફળ જતો નથી....અને જ્યારે આ દ્રશ્ય દેવોને સંતોષ થાય ત્યારે આકાશમાં વસત અદ્રશ્ય દેવો પણ રાજી થવાના જ.'

કેળવણી અને કાયદો એ જ માત્ર બ્રાહ્મણ સમુદાયના શાસનનો પાયા ન હતા ધાર્મિક ક્રિયાઓ તેમના પ્રભુત્વનો ત્રીજો પાયો હતો. મોક્ષને માટે મુખદ્વાર બ્રાહ્મણો હતાં. આવતો જન્મ, માયા અને કર્મની માન્યતાથી તેમના હાથમાં એવું હથીઆર આવ્યું હતું કે જેનો જોટો વર્તમાન જગતમાં જડી શકે તેમ નથી. એ સાવ સાચી વાત છે કે બ્રાહ્મણો નાસ્તીકોને સળગાવી નહોતા મુકતા. પણ કોઇ નાસ્તીક ન બને તેની સારી સંભાળ રાખતા. ધર્મની બાબતમાં જો વ્યકિતગત વિરોધ કરવામાં આવે તો તે તરત જ વર્ણબહાર મુકતા. આવો વિરોધ કરનારને કુટુંબ તેમ જ કોમ બહાર જવું પડતું. આ સંસ્થા જે આહાર, લગ્ન, અને ધર્મની બાબતમાં વ્યક્તિના જીવન ઉપર મર્યાદાઓ મુકે છે—તે જ્ઞાતીસંસ્થાના સામાન્ય પરીણામો શું આવ્યાં? બ્રાહ્મણો જો કે બુધ્ધિવિષયક વસ્તુઓમાં આગળ વધ્યા છતાં વર્ગહીનમાં સમુહકીર્ત ભૂલી બેઠા. શુદ્ર જાતીઓએ પોતાના નશીબને માથે દોષનો ટોપલો નાખીને સહન કર્યું. સમુહભાવના માત્ર સ્થાઇ પ્રણાલીકાઓમાં જ રહી અને આ પ્રણાલીકાઓ કંઇ પણ ફેરફાર વગર વારસામાં ઉતરી.

* * *

અસ્પૃશ્યતા એ જાદી સંસ્થા નથી. જ્ઞાતીસંસ્થાનો તે એક ફણગો છે. જે લોકો ચાર વર્ણની મર્યાદામાં ન જઇ શક્યા તેમને અવર્ણા કહેવામાં આવ્યા. તેઓ નહોતા હિંદુ ધર્મ કે જાતે. ધીમે ધીમે તેમને હિંદુ ધર્મની વ્યાપક અસર નીચે લાવવામાં આવ્યા પણ જાતથી તેઓ કોઇ પણ વર્ણમાં ન જઇ શક્યા અને એક અવર્ણ તરીકેની સઘળી મુશ્કેલીઓ તેઓ સહન કરતાં. અસરખાપણાનો સિધ્ધાંત તેમની બાબતમાં અંતીમ કક્ષા સુધી લઇ જવામાં આવ્યો અને અન્ય વર્ણને સ્વાભાવિક મળતા અધિકારોથી તેમને વંચીત રાખ્યા એટલું જ નહીં પણ તેમને કાયદેસરના હક્કો પણ હિંદુ સ્મૃતીકારોએ ન આપ્યા. વંશપરંપગના તેઓ ગુલામ હોય તેવી તેમની ગણના થતી અવર્ણો તો 'અપવિત્ર' મનાતા. કેળવણીની તક તો કોઇને પણ ન હતી. હિંદુઓ અસ્પૃશ્યોને એક સમસ્યા તરીકે ગણતા જ ન હતા. તેમની વર્ણવ્યવસ્થાની બહાર ગુલામીમાં રહેતા એક માનવડાઓ તરીકે જ તેઓ ગણાતાં.

અસ્પૃશ્યો અડકે તો શરીર અભડાઇ જાય એ માન્યતા ઉપર અસ્પૃશ્યોને અડકવાની, જાહેર રસ્તા વાપરવાની કે હિંદુ દેવળોમાં ભક્તિ કરવાની મના થઈ હતી. દેવો જે પશુઓની હાજરીથી અભડાતા ન હતા તેઓ અસ્પૃશ્યોની હાજરીથી અભડાઇ જતા. તે સમયમાં લખાયેલું સાહિત્ય સારી રીતે પુરવાર કરી આપે છે કે અસ્પૃશ્યોને અમુક લત્તાઓમાં જ રહેવું પડતું. અને

અમુક રસ્તાઓ ઉપર જ જવાની તેમને છુટ હતી. અત્યારે પણ ત્રાવણકોર અને બીજા હિંદુ રાજ્યોમાં આમ થઈ રહ્યું છે. મેં જાતે મોરબી રાજ્યની રેલ્વેમાં થર્ડ ક્લાસ ડબ્બાઓમાં ઢેડને હાંકી કઢાડતાં જોયા છે જો કે રેલ્વે રાજ્યની છે !

* * *

આવો અમાનવ વર્તાવ છતાં પણ હિંદુ જાતી અસ્પૃશ્યો ઉપર પોતાનું પ્રભુત્વ કેમ જાળવી શકી તે સમજવા જરૂર છે. ખાસ કરીને ઇસ્લામના આગમન સાથે આ અમાનવ-ગુલામીમાંથી મુક્ત થવાની તક સાંપડી હોવા છતાં પણ શા માટે હિંદુ જાતી પોતાની સત્તા અવિચલ ટકાવી રહી તે પ્રશ્ન આપણી પાસે જવાબ માગે છે. આના કારણ મુખ્ય બે છે. પહેલું તો અસ્પૃશ્યોમાં જ નાતીસંસ્થા પ્રવેશી ચુકી છે અને બીજું મુસ્લીમ રાજ્યના અમલ દમીયાન હિંદુ સામાજીક જીવનનું લગભગ સ્વાયત્ત તંત્ર હતું. સમય જતાં અવર્ણોમાં પણ વર્ણની માફક જ નાતીસંસ્થા રચાઈ. તેમાં પણ ઉંચ અને નીચના ભેદ પડયા. અસ્પૃશ્ય પોતાની જાતીની અંદર ગમે તેવો કુલીન હોય છતાં અન્ય ચાર વર્ણને માટે તો તે અસ્પૃશ્ય જ રહ્યો. માનસિક રીતે ત્હમો ફાઇકના કરતાં વધુ ઉંચા છો તે વસ્તુ બીજા કરતાં ત્હમો નીચા છો એ કરતાં વધુ અગત્યની છે. અસ્પૃશ્યોનો જ્ઞાતીભેદ બ્રાહ્મણોને અતી સહાયરૂપ નીવડયો છે. અને આ જ કારણથી તેઓ ઇસ્લામ ધર્મમાં જતા અટકયા છે.'

બીજું મુસ્લીમરાજ્યઅમલ દમીયાન હિંદુ જાતી લગભગ પોતાના સામાજીક જીવનમાં સ્વમુખત્યાર હતી. દીલ્હીનો સમ્રાટ માત્ર શાન્ત, વ્યવસ્થા અને મહેસુલ ભરણું ઇચ્છતો. જ્ઞાતીપંચ અને હિંદુ પંડીતો પહેલાની માફક જ વ્યક્તિના વર્તન પ્રાચીન ધારાથી માપતા. હિંદુ કાયદાના જુદા જુદા અર્થો મુસ્લીમ અમલમાં જ સ્થપાયા. માત્ર બ્રીટીશ અમલમાં જ અસ્પૃશ્યતા એ હિંદુ સમાજને માટે પ્રશ્ન થઈ પડયો. તેનાં કારણો આપણે આગળ તપાસીશું.

---

# ઘંટી

લેખક :—સીતારામ જે. શર્મા.

શેરીનાં તમામ સુખાળવાં લોક પાછલી રાતની મીઠી નિદ્રાને ખોળે પોઢયાં હતાં, તે વખતે મહાકોર ડોશી એકાએક ઝબકીને બેઠી થઇ ગઈ.

એને એ મીઠી નિંદર ગમતી. ભૂખડી બારસ જેવી ખાટલી અને ગાભાની મેલી ગોદડીમાં પણ એ ડોશીના થાકી ગયેલા શરીરને પડી રહેવું ગમતું. પરંતુ ભૂખની બિહામણી કલ્પનામુર્ત્તિએ, પોતાના અદ્રશ્ય હાથથી પહેલો કુકડો ય નહોતો બોલ્યો, તે વખતે તેને ઉંઘમાંથી ખેંચીને જગાડી દીધી.

આગલા દિવસના થાકથી તેના વૃદ્ધ શરીરનો એકેએક અવયવ કળતો હતો. ખાટલીમાંથી બેઠા થવા જેટલી તાકાત પણ તેનામાં નહોતી. તેણે કેમતેમ કરીને આંખો ચોળી. આગલી રાતે મોડી સુઇ રહેલી, ઉંઘ તો હજી આંખોમાં કાંકરા માફક ખુંચતી હતી, છતાં તેણે આંખો પર અત્યાચાર કર્યો: જેમતેમ કરતી પાંપણો ફફડી, પણ શરીરમાં તાકાત ક્યાંથી લાવે ?

આમતેમ આળસ મરડી તેણે થાકેલા શરીરના કડાકા ફોડયા.

“ઉઠ જીવ, નહિ તો દરણું અધુરું રહેશે !” તેણે પોતાના અદ્રસ્ય જીવને સવાદ આપી. “હે ભગવાન, મારે નસીબે સુરજના તડકા જણાય ત્યાં સુધી ઉંઘવાનું કદીયે નહીં લખાયું હોય ?” એણે નિશ્વાસ મુકયો.

એ નિશ્વાસમાં સકળ વિશ્વને સળગાવી મુકવાની તાકાત હતી. પરંતુ મહાકોર ડોશીને તેનું ભાન નહોતું. તે તો બિચારી નિરંતર ભગવાનને સંભારી સંભારી પોતાના જ નસીબને દોષ દઇ, આભાસી આશ્વાસન મેળવતી.

શરીર પર ફાટેલા કપડાનો કકડો નાખ્યો અને બાજુની લાકડાની દીવી પર મુકેલો એરંડીયાનો દીવો પ્રગટાવ્યો.

એ ઝાંખા દિવાના મંદ પ્રકાશમાં ખાઉં ખાઉં કરતી રાક્ષસિણી સમી નિર્ધનતા ખાવા ધાતી હતી. ભૂખમરો અને મૃત્યુની સરહદ વચ્ચે ઉભેલી વૃદ્ધ મહાકોર જીવંત મુર્ત્તિ સમી લાગતી હતી.

અજ્ઞાન એકલું જ તેની ઓથરૂપ હતું.

તેણે આગલી સાંજે તૈયાર કરી રાખેલું દરણું લીધું અને દીવો બુઝાવી દળવા બેઠી.

‘હે રામ !’ ખાલી મંદિરમાં પ્રતિધ્વનિ ગાજે તેમ મહાકોરના એ શબ્દો તેના સાધન સંપત્તિ વિહોણા ઘરમાં ગાજ્યા. રામ એને મદદ કરતો નહિં, છતાં એની નિખાલસ અજ્ઞાનતામાંથી જન્મેલી શ્રદ્ધા

અને પરંપરાગતિથી ચાલી આવેલી રેવે, તે હંમેશાં રામના નામ સાથે જ ઘંટી ફેરવવાનો આરંભ કરતી.

અન્ન, અન્ન કરતાં મરણને શરણ થતાં ભૂખ્યાં હાંસ દુકાળીયાંના મૃત્યુ જેવા બિહામણા અવાજે, એની ઘંટીનો ઘંરેરા શરૂ થયો. અને મુડીવાદી સમાજ વ્યવસ્થાની બીંસ વચ્ચે દળાતી અનેક મહાકોર ડોશીઓની જેમ અનાજ દળાવા લાગ્યું.

## [૨]

વૃદ્ધ અને વિધવા મહાકોર ડોશીને જગતમાં પોતાના હાથ પગ સિવાય કોઇનો આશરો નહોતો. જગતમાં અનેક માનવીઓ જન્મે છે તેમ એક દિવસે તેનો પણ જન્મ થયો હતો. એના જન્મ ટાણે એની માતાએ માથું કુટયું હતું અને તેના બાપે નિસાસા નાખ્યા હતા.

દસ બાર વર્ષની ઉંમરે તેને પણ ગામની બીજી છોકરીઓની માફક પરણાવવામાં આવી હતી. તેનો વર એના કરતાં ઉંમરે મોટો, શરીરે માંદલા જેવો અને સ્થિતિએ નિર્ધન હતો. છતાં નીચલા મધ્યમવર્ગના પુરૂષો જે દશામાં ઘરસંસાર ચલાવે તે રીતે એ પણ પોતાના સંસારનું રગશીયું ગાડું ચલાવતો હતો.

એની જ શેરીમાં એક શેઠીઓ રહેતો હતો. વામનજીઓમાં દૈત્ય ઉભા હોય તેમ શેરીનાં સામાન્ય ઘરોના ગુચ્છમાં તેની મોટી હવેલી ગૌરવથી ઉભી હતી. ગામના સામાન્ય સ્થિતિના માણસોમાં, આર્થિક સ્થિતિએ દૈત્ય જેવો એ હવેલીનો માલિક શ્રીમંત તરીકે પંકાતો. એ શેઠને ત્યાં મહાકોરનો વર નોકરી કરતો.

એને એ નોકરીમાંથી એટલો ઓછો પગાર મળતો કે જેમાંથી એ માણસ પુરતું ખર્ચ પણ તે જેમતેમ કરીને કાઢી શકતો.

છતાં મહાકોર ત્રેવડ અને કરકસરથી જે મળે તેટલાથી સંતોષ માનતી.

એનો વર પણ તેટલે જ સંતોષી હતો જે સ્થિતિમાં તેને રહેવું પડતું તે માટે તે હમેશાં નસીબને દોષ દેતો, અને આવતે ભવે સારી સ્થિતિ જોવા સાંપડે તે માટે શેરીમાંના રામજીમંદિરમાં સવાર સાંજ દર્શને જઇને, રામચંદ્રની મુર્તિને પ્રાર્થના કરતો.

રામ, લક્ષ્મણ અને જાનકીની નાનકડી આરસની પ્રાણવિહોણી મુર્તિઓ માટે આરસપહાણનું મનોહર મંદિર બંધાવવામાં આવ્યું હતું. એ મુર્તિઓને કદી પણ ભૂખ લાગતી ન હોવા છતાં, બન્ને વખત તેમની આગળ ભાતભાતનાં પકવાનો પીરસાતાં, તેમને મોંઘામુલા શણગાર સજાવાતા પરંતુ મહાકોરનો વર એ બધી ઝીણી બાબતોનો વિચાર કરવાની તસ્દી લેતો નહિ. એને એવી બાબતોમાં શંકા કરવાનું શિક્ષણ મળ્યું નહોતું. એટલે તે તો બિચારો પોતાના કરતાં ભારે ધનવાન રામજીમંદિરને પણ વરસમાં એકાદ વખત નાનકડી ભેટ આપી, ભગવાનને રિઝવવા મથતો.

આવી સ્થિતિમાં એ મરી ગયો. ત્યારથી મહાકોર કોઇનાં દરણાં દળીને તો કોઇકનાં પાણી ભરી આપીને ગુજારો કરતી. પેલા શેઠે મહાકોર પર ઉપકાર કરવા માટે પોતાના ઘરની મજુરી એને સોંપવાની ઉદારતા બતાવી હતી.

મહાકોરનાં સગાં સંબંધીઓ તેને કોઇ પણ જાતની આર્થિક મદદ કરતાં નહિં, પરંતુ તેણે આવી સ્થિતિમાં લુગડાને ડાઘ પણ ન લાગે તેવું નિષ્કલંક વૈધવ્ય પાળ્યું તે માટે તો તેઓ એને ધન્યવાદ આપતાં.

[૩]

**એ**ક જ **શેરીનાં** આ ત્રણ પાડોશી. મોટી મહેલાતમાં રહેતા અને આઠ વાગ્યા સુધી છત્રપલંગમાં સુવાળાં ગાદલાં પર આળોટતા શેઠ. જગતના તારણહાર મનાતા અને સહુનો અદલ ઇન્સાફ કરતા આરસના મંદીરમાં સંતાઈ એક જ જડ સ્થિતિમાં મુર્તિરૂપે ખડા રહેતા અડગ અને અબોલ રામજી બાપા; અને શેરીના એક ગંધાતા ખૂણામાંની ગરીબડી ઓરડીમાં શેઠની મજુરીથી પેટ ભરતી તેમ જ રામજી બાપાના ભજનથી મોક્ષ મેળવવાની કલ્પના કરતી નિર્ધન મહાકોર ડોશી.

શેઠના સાધનસંપન્ન મહેલમાં જ્યારે થાળીવાજાં અને હાર્મોનિયમ વાગતાં હોય, રામચંદ્રના મંદિરમાં ઝાલરો અને ઘંટ વાગતા હોય, ત્યારે એમની પાડોશણ મહાકોરની ઓરડીમાંથી સંશય ઘંટીના મૃત્યુ સમા કારમા ઘર્ષણના અવાજો નિકળતા.

ત્રણે પાડોશીઓમાં સખ્ત મજુરી કરનારી એકલી મહાકોર છતાં તેને પેટ ભરીને ખાવાનું કે શરીર ઢાંકવા પુરતાં કપડાં યે ન મળતાં, ત્યારે છેક જ આળસુ અને પરાવલંબી જીવન ગાળનાર શેઠ અને તેનાં સ્વજનોને ભાતભાતની મેવા મિઠાઇઓ, જાતજાતનાં ફળફળાદી અને વિધવિધ પ્રકારનાં વસ્ત્રાભૂષણોનો કદાપિ તોટો પડતો નહિં. ત્યારે રામચંદ્રની જડમુર્તિને માટે તો તેથીયે વિશેષ સામગ્રીના ઢગેઢગ ખડકાતા!

છતાં મહાકોર બિચારી એ ભેદનો વિચાર પણ કરી શકતી નહિં. તો બીજા કોઇને તો તેને માટે ફુરસદ જ ક્યાંથી હોય!

અચેતન રામચંદ્રનાં દર્શન કરવા ભાવિકોનાં ટોળેટોળાં સવાર સાંઝ મંદિરને આંગણે એકઠાં થતાં, શેઠની મહેરબાની મેળવવા ખુશામદીઆઓની જમાત તેમને મહાલયે નિરંતર જામેલી રહેતી, પરંતુ મહાકોરને ઘેર આટો ઝીણો દળાયો ન હોય તેનો ઠપકો આપવા સિવાય કે તેને જરૂરને ટાણે મજુરી માટે બોલાવવાની જરૂર પડયા વિના કોઇ ફરકતું પણ નહિં. નિરંતર તેને ઓટલે બેસી રહેતું એક વફાદાર કુતરું. મહાકોર ડોશી થોડામાંથી પણ થોડુંક ખાવાનું તેને આપતી, અને બદલામાં માણસ જાત કરતાં વિશેષ ઉદારતાવાળું કુતરું તેને પોતાની મુંગી મમતા અર્પતું.

[૪]

**રા**મજન્યંતિ આવી. શ્રધ્ધાળુઓએ ઉપવાસ કર્યા. મહાકોર ડોશીએ પણ તે દિવસે ઉપવાસ કર્યો.

પરંતુ બીજાઓના ઉપવાસમાં અને મહાકોરના ઉપવાસમાં ફેર હતો. બીજાઓએ વિવિધ પ્રકારની ફરાળની વાનીઓ આરોગી હતી, રામજીમંદિરના પૂજારીએ પણ તેજ દિવસે જન્મ લેનાર ભગવાનની ભૂખ ભાગવા માટે અનેક પ્રકારની ફરાળની સામગ્રી તૈયાર કરી હતી, પેલા શેઠને ત્યાં તો એમની સમૃદ્ધિને શોભે તેવાં ફરા-

ળનાં સાધનો તૈયાર કરવામાં રસોંઇઆનો દિવસનો મોટો ભાગ રોકાયો હતો.

પરંતુ સીતાના નામને રિઝવવા માટે મહાકોર ડોશીએ નકોરડો ઉપવાસ કર્યો હતો. ફાળ માટે એની પાસે પૈસા નહોતા એટલે એ ઉપવાસ એને બે ટંકનું અનાજ બચાવવાનું સાધન થઇ પડયો હતો

પરંતુ તે દિવસે તેણે ભૂખે પેટે શેઠને ત્યાં સખ્ત મજુરી કરી, મોક્ષની આશાથી રામજીમંદિરમાં દર્શન માટે દોડાદોડ કરી. આથી રાત પડી ત્યારે એનામાં શ્વાસ ખાવાની યે શક્તિ ન રહી.

થાકીને લોથ થઇ ગયેલી, ભૂખથી બેવડ વળી ગયેલી મહાકોરને તો પણ વિસામો લેવાની તક મળે તેમ નહોતું.

આવતી કાલે જ શેઠને પારણામાં ભજીયાં પીરસવાની શેઠાણીએ રસોંઇઆને આજ્ઞા ફરમાવી હતી.

એ દાળ રાત્રે મહાકોર લઇ આવી, તેને સાફ કરી ને પહેલે પરોઢીએ દળવા માટે ઘંટી પર ઢાંકી મોડી રાતે તે રામનું સ્મરણ કરતી ઉંઘી ગઇ.

## [૫]

રામચંદ્રના મંદિરમાં હજી પહેલી આરતિ શરૂ થઇ નહોતી. શેઠાણી તો હજી સમી સાંઝ હોય તેમ સઘસાટ ઉંઘતા હતાં, તેટલામાં દૂરથી કરે કુકડો પહેલો બોલ સંભળાયો. અને મહાકોર ડોશી ઝબકીને જાગી.

ભૂખે અને થાકે હમેશ કરતા આજે તેને વધુ અશકત બનાવી દીધી હતી.

પરંતુ જો શેઠાણીની દાળ તે વહેલી વહેલી દળી આપે નહિં તો શેઠને ભજીયા ખાવા ન મળે, એથી ગુસ્સે થયેલાં શેઠાણી એને પૈસા ન આપે તો મહાકોરને વળી એક બીજી લાંઘણ ખેંચવી પડે. એ સ્થિતિમા તેણે ભૂખ, થાક અને ઉંઘને ન ગણકારતા ઉઠીને ઘંટી શરૂ કરી.

પરંતુ આગલે દિવસે દાળને તડકે સુકવેલી નહિં અને હવાયેલી ચણાની દાળ, પત્થરની ભીંસ વચ્ચે છુંદાવા છતાં દળાઇ જવા જેટલી મહાકોરની દયા જાણે નહિં, તેથી મહાકોરની દશા વિચિત્ર થઇ પડી.

શરીર પર અત્યાચાર કરીને એણે ઘંટી ફેરવવા માંડી, પણ ચીકણી દાળ ઘંટીના પડ સાથે ચોંટીને તેને સજ્જડ બનાવી ઘંટીના પડને ફરવાની તક જ નહિં આપવાનો નિશ્ચય કરી બેઠી હતી.

આંચકા મારી મારીને મહાકોરના છાતી, ખભા અને હાથ થાકી ગયાં, ભૂખે પેટે એ શ્રમ સહન ન થઇ શકવાથી શક્તિ વિહિન તેનું વૃદ્ધ શરીર હાંફવા લાગ્યું, એના પેટમાં લાહ્ય લાગી હોય તેવી વેદના શરૂ થઈ, દાળને બદલે એની કાયા દળાઇ જવા લાગી. અને તેની ઉંડી ઉતરી ગયેલી આંખોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી

એની દરિદ્રાવસ્થાની સાથી આજે તેનાથી રિસાઇ બેઠી હતી. બે પડ ભેગાં બાંધી લીધાં હોય તેમ, તે આજે વારંવાર ભારે થઈ જતી હતી. ઓંજણને અભાવે વારંવાર ઘરર ઘરર કરતું ઉપલું પડ વચલા ખીલડા પરથી ઉથલી પડતું

હતું, અને થાકથી કળતા એના હાથમાંથી એ રિસાયેલી ઘંટીનો ખીલડો વારંવાર છટકી જતો હતો.

જડ પત્થરની હોવા છતાં એ ઘંટી મહાકોરને માટે તો અન્નપૂર્ણા હતી. એના કરતાં સુંવાળા આરસમાંથી સુઘડ રીતે કોતરી કાઢેલી રામચંદ્રની પ્રતિમા એનું કશું કલ્યાણ કરી શકતી નહિં. પણ એની ઘંટી, એના વૈધવ્યકાળની એ એકલી ઓથ, તેને પેટનો ખાડો પુરવા અનાજ આપતી.

પણ આજે મહાકોરની એ અન્નપૂર્ણા રિસાઈ બેઠી હતી.

આંખ આગળથી દોડતી મોટર સરકી જાય, તેમ રાત્રિ સરકતી જતી હતી. તોફાની છોકરી જેવી ઉષા એનું ટીંખળ કરતી પૂર્વાકાશની અટારીમાંથી ડોકીયાં કરી રહી હતી, અને ઉંઘમાંથી ઉઠીને સુર્ય જાગવાની તૈયારીમાં હતો. છતાં વહાણું વાતાં જ દળાઇ જવી જોઇતી દાળ હજી તો અડધી યે પુરી થઇ નહોતી. એટલે મોડું થવા માટે શેઠાણી તરફથી પ્રાપ્ત થનાર રોષભર્યાં ઠપકાની ચિંતા કરતી મહાકોર નિશ્વાસ નાખતી, સુકલકડી શરીરમાં હતી તેટલી શક્તિ એકઠી કરીને તેને ફેરવવા મથી રહી હતી. અને તેની ઇચ્છા પ્રમાણે નહિં ફરવા કર્કશ સ્વરે ઘંટી કારમો નિશ્ચય સંભળાવી રહી હતી.

દુઃખી અને નિર્ધનોનો સહવાસ નિરંતર સેવવા છતાં શ્રીમંતોની માફક ઘંટીના પડને તેમની તરફ જરાયે સમભાવની લાગણી થતી નહોતી.

## [૬]

રામનવમીનાં પારણાં હોવાથી શેઠ જરા વહેલા જાગ્યા હતા. સંસારમાંથી દુષ્ટ કાર્યોનો નાશ કરવા, સાધુતાનું સંરક્ષણ કરવા અને ભૂમિ પરનો પાપનો ભાર ઉતારી નાખવા અવતાર લેનાર રામચંદ્રના મંદિરમાં પણ ઝાલરો અને ઘંટાઓ બજી રહ્યા હતા. આખીયે શેરી જાગી ગઇ હતી.

ઉગતા સ્હવારે નૈસર્ગિક લીલામાં વૃદ્ધિ કરવા પંખીઓ કિલકિલાટ કરી રહ્યાં હતાં, શેઠની હવેલીની બારીએ લટકતા પીતળના પાંજરામાંનો પોપટ શેઠાણીને રિઝવવાના શબ્દો પોકારી રહ્યો હતો, પરંતુ મહાકોરની ઓરડીમાં એની નિરંતર ભૂખના પોકારસમો ઘંટીનો અવાજ સંભળાતો બંધ થઇ ગયો હતો.

ઉતાવળથી બાકીની દાળ દળી નાખવા જતાં મહાકોરને મુર્છા આવી ગઇ હતી. એના મ્હોંમાંથી ફીણ નીકળી પડયાં હતાં. એનું અણનમ માથું ખીલડા સાથે અથડાઈ ઘંટીના પડ પર પછડાઈ પડયું હતું.

મહાકોર ડોશી શેઠનાં ભેચ્યાં માટે દાળ દળતાં દળતાં અંતે જ દળાઇ ગઇ હતી.

શેરીમાં એનું કોઈ નહોતું. હોય તે પણ તેના જેવી વૃધ્ધા નિર્ધન વિધવાની કોઇને કંઈ પડી નહોતી.

શેઠ શેઠાણી સાથે ત્રીજા માળના દિવાનખાનામાં હમી રહ્યા હતા. રામજીમંદિરમાંના રામને રણવાસનાં દ્વાર બંધ કરીને પુરી રાખવામાં આવ્યા હતા. મહાકોરની ઘંટીનું મૃત્યુગીત એજ વખતે હંમેશને માટે બંધ પડી ગયું હતું.

માત્ર એના ઓટલા પર બેસી રહેલું કુતરું કારમે સ્વરે રૂદન કરતું હતું અને ઓરડીના છાપરા પર બેઠેલો કાગડો કર્કશ સ્વરે કળણા રહ્યો હતો. *

---

* ભાઈ શ્રી સુંદરમના 'ત્રણ પાડોશી' નામના કાવ્ય પરથી. આમાં તેમની કલ્પનાનો તેમજ શબ્દસામગ્રીનો બહુ જ છુટથી ઉપયોગ કર્યો છે, તે માટે તેમના એ રૂણનો હું મુક્તકંઠે સ્વીકાર કરૂં છું.

લેખક.

# જાપાન અને રશિયા

ગઇ પાનખર ઋતુમાં રૂશો-જાપાન સંબંધ વધુ કડવો બન્યો હતો. ફરી એકવાર દૂરપૂર્વના પ્રદેશમાં વિગ્રહની વાતો થવા લાગી. હતી. કેટલાક નવા કારણોને લીધે સોવિયેટ રશિયાની વલણુ પહેલાં કરતાં ઓછી સંતોષી બની અને જાપાનીસ ચળવળની વાતોથી તેની આ વ્યગ્ર લાગણીઓ શાંત ન બનતાં વધુ ઉગ્ર બની.

જાપાન અને સોવિયેટ યુનિયન વચ્ચેના આ કડવા સંબંધનું મૂળ કારણ હંમેશ મુજબ ચાઇનીસ ઇસ્ટર્ન રેલ્વે હતી. ગયા સપ્ટેંબરમાં કવાન્ટુંગ લશ્કરના સેનાપતિ, કવાન્ટુંગ વિભાગના ગવર્નર અને મંચુકોમાં રહેતા જાપાનીસ એલચી તરીકેના ત્રણ હોદ્દાઓ ધરાવનારા જનરલ હીશીકારીએ જાપાનીસ પરદેશખાતાંને મોકલેલા રિપોર્ટનો ખાનગી દસ્તાવેજ સોવિયેટ રશિયાએ મેળવ્યોઆ રિપોર્ટો જો ખરા હોય તો મંચુરીયામાં વસતા જાપાનીસ અમલદારોએ મંચુકુઓ સરકાર સાથે મળી જઇને તેને ચાઇનીસ ઇસ્ટર્ન રેલ્વે ગળી જવા માટે કેવાં પગલાં ભરવા ધાર્યા હતા તે જણાવી આવે છે. કેટલાંક અઠવાડીયાંથી આ સંદેશાઓ પડી ભાંગ્યાં છે. સોવિયેટ યુનિયન

## મંચુરીયામાં રશીયાના હીતનો ટૂંકો ઉલ્લેખ.

ઉપલી રેલ્વે માટે ૨૦ કરોડ યેનની માગણી કરે છે જ્યારે જાપાન એ રકમનો ૧/૪ ભાગ પણ આપવા નાખુશ છે.

ત્યારે જાપાનનો શું દાવ હતો ? આ સંબંધી પ્રગટ થયેલી ખાનગી સુચનાઓના દસ્તાવેજ પ્રમાણે-(૧) ચાઇનીસ ઇસ્ટર્ન રેલ્વેના મંચુરીયન આસીસ્ટંટ મેનેજરે રશિયન મેનેજરના હુકમને તે કાયદેસર થાય તે પહેલાં સંમતિ આપવી. (૨) જાપાનીસ પોલીસ અને જેલ સત્તાવાળાઓએ સામ્યવાદી સંસ્થાઓ પર 'દરોડા લઇ જવા અને સંપૂર્ણ ઝડતીઓ' લેવી. (૩) રેલ્વેનો કબજો મેળવવાના આખરી દૃષ્ટિબિંદુથી, લશ્કરી પોલીસ અને બીજા નોકરોને નક્કી સ્થાનો પર ગોઠવવા. (૪) રેલ્વેના સોવિયેટ નોકરોના ગેરકાયદેસર કાર્યો સંબંધી માહીતિ એકઠી કરવી. (૫) હાર્બીનની વેપારી શાખા અને રેલ્વે પરની રેલ્વે ક્લબો પર 'અણધારી ઝડતીઓ' લઈ જવી. (૬) ફાર ઇસ્ટર્ન બેંકના કરભરણાં પર અને તેની

સામાન્ય ચળવળ પર અંકુશ મુકવો. (૭) ચાઇનીસ ઇસ્ટર્ન રેલ્વેના ખાનગી લેણદારોને કરજભરણું માગવાની ફરજ પાડવા અને પાછળથી રેલ્વેની મિલ્કત ખેંચી લેવા યુક્તિ કરવી. (૮) અત્યારે કેદ નીચે રહેતા વાઇટ રશિયનોને મુક્ત કરવા. (૯) આ સર્વ પગલાંઓ ભરવામાં વપરાનારી નીતિ ઉતાવળથી, તદ્દન ગુપ્તતાથી અને જાપાનને તે સાથે કંઇ લાગતુંવળગતું ન હોય તેમ સ્વતંત્ર હોવાનો ડોળ ઘાલીને પાર પાડવી.

બીજા એક મુસદ્દાથી સાત સોવિયેટ રેલ્વે અમલદારોની ધરપકડ કરવાની યોજના બહાર આવી હતી. આ અમલદારોમાં છુપી પોલીસના, હાર્બીનના રેલ્વે ખાતાંના અને નાણાં ખાતાંના વડાઓનો સમાવેશ થઈ જાય છે.

* * *

**આ મુસદ્દાઓ અને બીજા અપ્રસિધ્ધ મુસદ્દાઓને સોવિયેટ યુનિયન સત્તાવારમાનતુ હતું.** ઉપલા મુસદ્દાઓ મેળવ્યા બાદ સ્વદેશમાં થયેલા ઉત્તમ પાકથી ઉત્તેજીત થઇને અને આગામી અમેરિકન સ્વીકારની વાતોથી વિશ્વાસ મેળવીને સોવિયેટ સરકારે સપ્ટેમ્બરની ૨૨ મી તારીખે મંચુરીયામાં થયેલા 'સુલેહના ભંગ' માટે જાપાન તરફ વિરોધી યાદી મોકલી. તેણે જાહેર કર્યું કે જાપાન રેલ્વેનો કબજો મેળવવાની 'ઉશ્કેરણી' કરતું હતું. ટોકીયોને ચેતવણી આપતાં તેણે કહ્યું કે ચાઇનીસ ઇસ્ટર્ન રેલ્વે પરની ચાલુ અવ્યવસ્થા માટે મંચુકુઓની સરકાર નહિ પરંતુ જાપાનીસો જવાબદાર હતા, ત્રણ દિવસ બાદ જાણે કે તે મુસદ્દાઓ સત્તાવાર હોય તેમ પુરવાર કરવા માટે જાપાનીસ સત્તાવાળાઓએ 'વિશ્વાસઘાત'ના આરોપ નીચે ત્રણ સોવિયેટ રેલ્વે અમલદારોની ધરપકડ કરી.

સપ્ટેમ્બરની ૨૮ મીએ ટોકીઓ ખાતેના સોવિયેટ એલચી કોન્સ્ટેન્ટાઇને યુરેનીવે કહેવાતા મુસદ્દાઓનો દસ્તાવેજ પરદેશખાતાંને બતાવ્યો. તેમનાં સત્તાવારપણાંનો તુરત જ અસ્વીકાર કરવામાં આવ્યો પરંતુ એક અઠવાડિયાંની મુદતમાંજ જાપાનીસ પત્રો રશિયાની યુદ્ધ માટેની તૈયારીઓ વિષે લખવા લાગ્યાં. વ્લાડીવોસ્ટોકના બારામાં આવતાં પરદેશી વહાણો પર સોવિયેટ પાઇલટ રાખવાનો સોવિયેટ સત્તાવાળાઓએ કાઢેલા નવા હુકમને બહુ જ મોટું સ્વરૂપ અપાવા લાગ્યું. ચાઈનીસ ઇસ્ટર્નના પ્રમુખ લીશા-કુને ઓકટોબરની ૭ મી તારીખે એક યાદી પ્રસિધ્ધ કરી જાહેર કર્યું કે જો મેનેજર રૂડી મંચુકુઓ સત્તાનો સ્વીકાર કરવાની ના કાયમ રાખશે અને મંચુકુઓએ બરતરફ કરેલા સોવિયેટ અમલદારોને ફરી દાખલ કરવાની હઠ પકડશે તો તેઓ રેલ્વેગાર્ડને પાછા ફરેલા જોશે અને લુટારૂઓને લગતી જવાબદારીથી તેઓ મુક્ત બનશે

* * *

**સોવિયેટ સરકારે ઓકટોબરની આઠમી તારીખે આ ખાનગી મુસદ્દો પ્રસિદ્ધ કર્યો.** 'અવઝ' પત્રે તેને આગલા પાનાં પર બે કોલમનું મથાળું આપ્યું પરંતુ આ કહેવાતી જાણ માટે 'ઇઝવેસ્ટીઆ'એ પહેલા પાનાંનો અર્ધો ઉપરાંત ભાગ આપ્યો. મોસ્કોમાં ભારે સનસનાટી પ્રસરી રહી. આ પ્રસિધ્ધિને ટોકીઓએ 'વિશ્વાસના મહાભંગ' અને 'દૂપી જુઠાણાં' તરીકે ચીતર્યું. યુધ્ધખાતાંના અગ્રણીઓએ જાહેર

કહ્યું કે, "આપણે બદલાની, શબ્દો પાછા ખેંચી લેવાંની અને ભાવિમાં વિશ્વાસની ખાત્રી માટે માગણી કરવી જોઇએ" શાંગાઇએ વાઇટ - રશિયનોના મંચુરીયા ગમનના સમાચાર પ્રસિધ્ધ કર્યા જ્યારે નામચીન જનરલ સેમેનોવે ભારપૂર્વક જણાવ્યું કે જો જાપાન હથિયાર અને દારૂગોળો પુરો પાડે તો બે લાખ શ્વેત રશિયનો સોવિયેટ રશિયા સામે લડવા તૈયાર હતા—એક દિવસ માટે તો એમ લાગવા માંડયું કે ૧૯૦૫ માં રશિયાએ જે હિત ખોયું હતું તે માટે ફરી લડત શરૂ કરવાની બંને દેશો તૈયારી કરી રહેલ છે

* * *

તો પણ તુરત જ માલમ પડી આવ્યું કે જાપાનની જોહુકમીભરી શબ્દબાજી પાછળ રશિયા સામે તુરતમાં યુધ્ધમાં ઉતરવાની ઇચ્છા ન હતી ઓક્ટોબરની બારમી તારીખે 'ધી ન્યુયોર્ક ટાઇમ્સ'ના ટોકીઓના ખબરપત્રી હ્યુ બ્યાસે લખ્યું કે જાપાનીસો રેલ્વે માટે ઓછામાં ઓછા ૬૮૦ લાખ ડોલર અને કદાચ વધુ આપવાની માગણી કરે છે પરદેશમંત્રી હીરોટાએ જણાવ્યું કે જાપાનીસ ભાષામાં 'ડરપોક કુતો વધુ ભસે છે', એ જાતની કહેવત સોવિયેટ સરકારનું કોઇ પણ રીતે અપમાન કરતી નથી ઓક્ટોબરની ૧૪ મીએ જનરલ અરાકીએ દુનિયાને ખાત્રી આપવાની ઉતાવળ કરતાં કહ્યું કે "નૈતિક બળ સિવાય જાપાનીઓ બીજા બળનો ઉપયોગ કરશે નહિ" પરંતુ આ ખાત્રી સાથે તેણે એવી માંદી પણ આપી કે "એમ કુદરતી રીતે ધારી શકાય કે રશિયા જાપાનનું જમીન પરનું સંભવિત શત્રુ છે જ્યારે યુનાઇટેડ સ્ટેટ્સ જાપાનનું દરિયા પરનું સંભવીત શત્રુ છે—"

યુનાઇટેડ સ્ટેટ્સને સોવિયેટ રશિયા સાથે પુન મૈત્રીભર્યો સંબંધ બાંધતું જોઇને પ્રધાન હીરોટાએ ભારે ખુશાલી પ્રદર્શીત કરી હતી પરંતુ વર્તમાન અમેરિકન સ્વીકાર તળે રહેલા રહસ્યની ટોકીઓમાં અવગણના થઇ નહોતી 'નીચી નીચી'એ જણાવ્યું હતું કે "સોવિયેટ રશિયા અને યુનાઇટેડ સ્ટેટ્સ દૂરપૂર્વમાં કાર્ય શરૂ કરશે એવી ધાસ્તી પાયા વિનાની છે યુનાઇટેડ સ્ટેટ્સને સોવિયેટ રશિયાનો ટેકો હોય તો પણ તે દુનિયાના આ ભાગમાં કંઇ પણ કરી શકે તેમ નથી" તો પણ એ પત્રે કબુલ કર્યું હતું કે રૂશો—અમેરિકન સમજુતિથી ચીનની આશાઓ ઉંચી આવવાનો સંભવ હતો

અવારનવાર મુલાકાતો આપીને જાપાનીસ પરદેશી સંબંધોના પ્રકારનો ઉલ્લેખ કરવાથી ટેવાયેલા જાપાનીસ યુદ્ધમંત્રી જનરલ અરાકીએ ઓક્ટોબરની ૩૦ મી તારીખે સુચના કરી હતી કે ૧૯૨૨ ના વર્તમાન વોશિંગ્ટન કરાર બંધ પડે ત્યારે એટલે કે ૧૯૩૫ પહેલાં ટોકીઓ ખાતે નવ સત્તાઓની શાંતિ માટે પરિષદ ગોઠવવી જનરલ અરાકીએ કબુલ કર્યું હતું કે તેમણે પ્રધાનમંડળના કેટલાક સભ્યો સાથે જ ચર્ચા કરી હતી તેઓ માને છે કે કેલોગ પેક્ટ અને નવ સત્તાઓની સંધિ દોષભરી છે અને તેની ફરી તપાસ થવી જોઇએ જનરલે ભાવિ આંકતાં કહ્યું હતું કે સમાધાની પર ન અવાય ત્યાં સુધી જાપાને પોતાની લશ્કરી તૈયારીઓમાં આગળ ધપવું જોઇએ અથવા તો "ચીનના નેતૃત્વ તળે એશિયાવાસીઓ સફેદ પ્રજાના કાયમી ગુલામ બની રહેશે"

જનરલ અરાકીની સુચનાઓનું એક અગત્યનું અંગ એ છે કે પરિષદમાં જ્યારે નવ સત્તાઓને આમંત્રણ આપવામાં આવશે ત્યારે એ સત્તાઓ વોશિંગ્ટનની સંધી પર સહી કરનારી નવ સત્તાઓ નહિ હોય. પોર્ટુગાલને સ્થાને હિંદ હશે અને ઇટાલીનું સ્થાન મંચુકુઓ લેશે. આ દ્રષ્ટિએ બ્રિટનને તેની વોશિંગ્ટન પરિષદની સ્થિતિ જોતાં અમુક ગેરલાભ થાય. આ પરિષદના ટેબલ પર મંચુકુઓની હાજરીથી તે પુતળાં સમાન રાજ્યને આંતરરાષ્ટ્રિય સ્વીકાર પણ મળે.

જનરલ ઇરાકીની આ સુચનાને ખાસ કરીને ગ્રેટબ્રિટન અને યુનાઇટેડ સ્ટેટ્સ તરફથી ઠંડો આવકાર મળ્યો. તો પણ વોશિંગ્ટનમાં મનાયું કે જાપાનના મોડરેટો ફરીથી થોડી લાગવગ હાથ કરતા હતા. પરદેશખાતાં સાથે મંત્રણા કરવા માટે જાપાનીસ એલચી ડેબુચીને પાછા બોલાવવા માટે પણ એ જ અર્થ કરવામાં આવ્યો તો પણ ડેબુચીને પાછો બોલાવીને તેની પછી કયો માણસ આવશે તેના પર રાજીઓનાં મોડરેટો સત્તા પર આવે છે કે કેમ તેનો આધાર રખાશે.

જાપાનની વારંવાર કહેવાતી સુલેહની વાતો છતાં રૂઝવેલ્ટના પહેલા આઠ મહિના સુધી અમેરિકાની દૂરપૂર્વની નીતિ અપ્રસિધ્ધ રહી છે. કાઉન્ટ ઇશીએ આક્રમણ ન કરવાની શરતને ફરી તાજી બનાવી છે, પરંતુ વોશિંગ્ટને તેની વિશેષ ટીકા કરી નથી. અમેરિકાએ ચીનને ઘઉં અને રૂની લોન આપીને વ્યક્ત કરેલી નીતિ તેમજ અમેરિકન નૌકા કાર્યક્રમ અને સોવિયેટનો સ્વીકાર જાપાનીઓને ઉત્સાહ આપે તેમ નથી.

જો જાપાન સોવિયેટ યુનિયન સાથે કલહ કરવાની ઉશ્કેરણી કરે તો શું બને તે કહેવું અશક્ય નથી. જાપાનને આમાં ફ્રાંસની સહાનુભૂતિ અને થોડી નાણાંકીય મદદ મળે. ચીન રશિયાને મદદ કરે. બહારની સત્તાઓ વિચિત્ર રીતે વહેંચાઇ જાય. ગ્રેટબ્રિટન જાપાન સામે છે અને આથી તે જાપાન અને ફ્રાંસ સામે થાય; યુનાઇટેડ સ્ટેટ્સ રશિયા સાથે ભળે. જર્મની બને તરફ જતાં અસગવડતા ભોગવે, અને ઇટાલી છુપી રીતે બંને દેશ પાસેથી લાભ લેવા ઇચ્છે. આ જાતનું અનુમાન કરવાનું કારણ એ જ કે દૂરપૂર્વના આવા કલહમાં સત્તાઓ સક્રિય ભાગ લેશે અને આથી જાપાન સોવિયેટની ઉશ્કેરણી કરે એ અસંભવિત છે. રશિયાને સહેલાઇથી પશ્ચિમમાં બાઇકલના સરોવર સુધી ખસેડી શકાય પણ આથી તો જાપાનના વેપારી હરિફો ગ્રેટબ્રિટન અને યુનાઇટેડ સ્ટેટ્સને જ ફાયદો થવાનો. જાપાનીસ સૈન્યે છેલ્લાં થોડા વર્ષમાં વિચિત્ર કાર્યો કર્યાં છે પરંતુ સોવિયેટ યુનિયન સામે વિગ્રહમાં ઉતરવા જેવી મહાન ભૂલ તો તે નહીંજ કરે એવી લગભગ ખાત્રી છે.



# નરપુંગવ

## એક નાટિકા.

**સમય:**—૧૨ મી મે ઇ. સ. ૧૭૯૬.

**સ્થળ:**—લોદીથી મિલાન જવાને રસ્તે, ઉત્તર ઇટાલિમાં આવેલું તાવાઝાનો.

લોમ્બાર્ડીના મેદાનો પર બપોરનો સુરજ ગંભીર ભાવે પ્રકાશી રહ્યો છે. આલ્પ્સની પર્વતાવલિ તરફ એ પૂજ્યભાવે જુએ છે. નાની નાની ટેકરીઓને જાણે પિતા ભાવે લાડ લડાવી રહ્યો છે. એના તડકામાં બળદો અને ડુક્કરો આસપાસના ગામડાંઓમાં ચરતાં ભટકે છે તેની એને ચિંતા નથી. દહેરાંઓમાં પોતાની અવગણના થાય છે તેની એને પરવા નથી. પણ ફ્રેંચ ને આસ્ટ્રીયન લશ્કરો રૂપી જંતુઓનાં જે કીડીયારાં ત્યાં ઉભરાયાં છે તેના પ્રત્યે એ ધિક્કાર ભાવે ભાળે છે. એ જ દિવસ પહેલાં લોદી આગળ એક સાંકડા પુલ પર થઇને નદી ઓળંગતા ફ્રેંચ લશ્કરને અટકાવવા ઓસ્ટ્રીયન લશ્કરે પ્રયાસ કરેલો પણ ૨૭ વરસના નવજુવાન સેનાપતિ નેપોલિયન બોનાપાર્ટ, જેને યુદ્ધકળાની સમજ નથી એમ મનાતું, તેની સરદારી હેઠળ ફ્રેંચ લશ્કર એ ધગધગતા પુલ પર ધસી ગયું. સેનાપતિએ તોપોના મારામાં પણ જાતે ભાગ લઇને મદદ કરી. આ સેનાપતિ ગોલંદાજ તો જાણે પોતાની જ કહેવડાવે. જૂની હકુમત હેઠળ એણે તોપચીખાતામાં ખાસ શિક્ષણ મેળવ્યું છે. અને પોતાની ફરજમાંથી છટકી જવાની, મુસાફરી ખરચને નામે ખજાનચીને હાથતાળી આપી લુંટવાની, અને, બધી ય યુદ્ધ-છબીઓમાં નજરે પડે છે તેવી રીતે તોપોના ભડાકા અને ધુમાડાના ગોટેગોટા વડે લડાઇને ભવ્ય બનાવવાની લશ્કરી કળામાં એ પાકો ને પાવરધો બન્યો છે પણ એની તો દ્રષ્ટિ જ નવી છે. દારૂગોળાની શોધ થઇ તે પછી પહેલી વાર જાણે એને જ સમજાયું છે કે, તોપગોળો, જે માણસને જઇ અડે તેને પરલોકને પંથે મોકલી આપે છે. આ ભારે શોધ એણે અંતરમાં બરાબર ઠસાવી લીધી છે એટલું જ નહિં પણ સ્થળકાળની ગણતરી અને ભૂગોળની એને અતિશય સરસ આવડત છે. એનામાં અદ્‌ભુત કાર્યશક્તિ છે, અને જાહેરજીવનમાં માનવસ્વભાવની ઘડીયાળ કેવી રીતે ચાલે છે તેનો એને સ્પષ્ટ ને સાચો ખ્યાલ છે. કેમકે રાજક્રાન્તિના ગાળામાં જાહેરજીવનના ખાતામાં માનવસ્વભાવને પાકી કસોટીએ ચઢતો ભાળવાનું એને પ્રાપ્ત થયું છે. એ કલ્પનાશક્તિવાળો છે, પણ ધર્મ-વફાદારી ને દેશદાઝ ને એવા એવા સાધારણ આદર્શોને અંગે નહિ. આ આદર્શો એને માટે અશક્ય આદર્શો હોય એવું કોઇ ન માને. ઉલટું બચપણમાં એણે એ સૌને સારી પેઠે ધોળી પીધા છે અને ખૂબ તીક્ષ્ણ નાટકી શક્તિને લીધે નટવર કે રંગભૂમિસંચાલક પેઠે એ આદર્શોને રમાડી -

અનુવાદક :

**'અભ્યાસી'**

જવામાં પોતે ખૂબ કુશળ ને હુશિયાર બન્યો છે એમ છતાં કોઇ એને વંદેલ લાલચંદ ન ધારે. ગરીબી, કમનસીબી, ખિસ્સે ખાલી ને ભપકેભારી રહેવું, પડયાતી સંક્રામણ, લેખકના વ્યવસાયમાં મળેલી અનેક નિષ્ફળતાઓ, દાવ આવે ત્યારે સોગઠી મારવા જતાં પડેલા ધપ્પા ને તેને અંગેની માનહાનિ, ચોરટા ને અકુશળ અમલદાર તરીકે ખમવા પડેલા ઠપકા ને સજાઓ, આ સર્વ વડે એની અહંતા સાવ ગળી ગઈ છે. અરે! એક વાર તો છેક રૂખસદ જ મળી જવાની અણી પર એ આવી ગયેલો, અને ઉમરાવવર્ગ પરદેશ ચાલ્યો જવાથી મૂર્ખ અને લુચ્ચા સરદારો સેનાપતિઓની હિંમત દુકાળ લેખે વધી પડી ન હોત તો એ ટકત જ નહિ, અને લશ્કરમાંથી તદ્દન અપમાનભરી રીતે એને ભાગી જવું પડયું હોત. પણ આવા સંજોગોને લીધે હવે એ આપબળીયો બન્યો છે ને સમજ્યો છે કે મારા જેવા માણસને તો, હુ જોરજુલમથી લઇ શકું તેટલું દઇ દેવા, દુનીયા હંમેશ તૈયાર છે. દુનિયા ઝૂકતી હય, ઝૂકાનેવાલા ચાહીએ. અલબત્ત, એ દુનિયાની મૂર્ખાઈ છે—બાયલા—વેડા છે. કેમકે નેપોલિયન રાજદ્વારી ઉકરડાને, તોપોના નિર્દય મારા વડે સાફસુફ કરી ઉપયોગી સેવા બજાવી રહ્યો છે. ખરેખર, અત્યારે પણ, ઇંગ્લાંડમાં રહીએ છીએ ત્યારે લાગ્યા વિના નથી રહેતું કે જુલિયસ સીઝરની પેઠે એણે પણ આ દેશ (વિલાયત) જીતી લીધો હોત તો કેટલું સારૂં થાત, વિલાયતને કેટલો અપાર લાભ થાત!

એ ભલે; પણ ઇ. સ. ૧૭૯૬ ના મે મહિનાની આ સ્હવારે—આ નાટકને કાળે—એ હજુ ઉગતો જ છે: માત્ર ૨૬ વરસનો. એ હજુ હમણાં જ સેનાપતિ બન્યો છે: તે પે કંઇક અંશે સંચાલક મંડળ*ને પોતાની પત્ની દ્વારા આકર્ષી—ફોસલાવીને, કંઇક અંશે ઉપર જણાવ્યા મુજબના અમલદારોના દુકાળને લીધે, કંઇક અંશે કોઇ પણ દેશની નદી, પર્વતો, ખીણો, રસ્તા, ટેકરીઓ વગેરેને હસ્તા—મલકવત્ સ્પષ્ટ પેખી—સમજી જવાની પોતાની કુનેહને લીધે, અને સૌથી વધારે તો લોકો પર તોપગોળા ચલાવવા વિષેની પોતાની નવપ્રાપ્ત શ્રદ્ધા વડે. એનું લશ્કર તાલીમ અને શિસ્ત સંબંધે એટલું ચિંથરેહાલ છે કે આ રજુ થતું નાટક જોનારા કેટલાય આધુનિક લેખકો જેમના મગજ પર એ શહેનશાહની પાછલી કારકીર્દીની ભવ્યતા ઘેરી છપાઇ ગઇ છે તેઓ આ નાટકને ખરૂં માનવાની જ ના પાડે છે—એટલો બધો તેમની માન્યતાને આઘાત લાગે છે! પણ હજુ નેપોલિયન શાહોનો શાહ નથી બનેલો. હજુ તો એ હમણાં જ "બટુકડો સેનાપતિ" બન્યો છે. પોતાની ધસમસાટ હિંમતબાજી વડે પોતાના માણસો પર ભારે અસર પાડતો થયો છે. હજુ જૂની લશ્કરી પદ્ધતિ મુજબ પોતાનું ધાર્યું કરાવવા જેટલી મહત્તા એણે સાધેલી નથી. ચાર ચાર વરસ સુધી લશ્કરના પગારો ચઢાવી રાખવાની બાદશાહોની કુટેવને લીધે જ કચડાઈ જતાં બચેલી ફ્રેંચ રાજ્યક્રાંતિના સંચાલકોએ એ પગારો બાબતમાં એવી પ્રથા પાડી છે, કે પગાર બને ત્યાં સુધી બિલકુલ આપવો જ નહિ; બહુ તો,

* ડીરેકટરી, જે તે વેળા ફ્રાંન્સપર હકુમત ચલાવતી હતી તે.

વચનો આપ્યા કરવાં, અથવા તો સિપાઇઓની દેશદાઝની ખુશામત કર્યા કરવી. અલબત્ત, પ્રશિયન પધ્ધતિના લશ્કરી અમલ સાથે આ પધ્ધતિનો કંઇ મેળ તો નથી જ ખાતો.

આમ, નેપોલિયન જે માણસોની સરદારી લઇને આલ્પ્સ પર ધસી આવ્યો છે તેઓ પાસે નથી પૈસા, કે નથી કપડાં. ને એવા ચિંથરેહાલ માણસોને કશીયે શિસ્ત માનવાની વૃત્તિ થાય જ કયાંથી? ને વળી આજકાલ સરકારી ગાદીએ ચઢી બેઠેલાનું તો માનેય કોણ? પણ કોઇક આદર્શવાદી સિપાઇને ગુંચવાડામાં મુકી દે એવા આ સંજોગો નેપોલિયનને તો સોનાના મુલના થઈ પડયા છે. હજાર તોપોથી ય વધારે અમુલખ લાગ્યા છે. પોતાના લશ્કરને એ કહે છે, "તમ સૌમાં દેશદાઝ છે ને હિંમત છે પણ તમારી પાસે નથી પૈસા, નથી કપડાં, નથી ખાધખોરાકી. ઇટાલિ દેશમાં આ સઘળી વસ્તુઓ મળે તેમ છે. એટલું જ નથી, લુંટને સિપાઈ માત્રના જન્મસિધ્ધ હકક તરીકે સ્વીકારનાર સેનાપતિના લશ્કરને મળી શકે એવી અમુલખ કીર્તિનો જોગ પણ છે. આ રહ્યો હું–એવો સેનાપતિ. ચાલો, ધસો મારા લાડકવાયા"–પરિણામ આવ્યું તેણે દર્શાવ્યા મુજબનું જ. તીડનાં ટોળાં પેઠે લશ્કર ઇટાલિ પર ફરી વળ્યું–દેશને જીતી વળ્યું. રોજ દિવસે સિપાઈઓ લડતા ફરે છે રાત્રે ધમે છે, કુચ કરે છે. એમ ને એમ અશકય લાગે એટલો રસ્તો તેઓ કાપે છે, અને અણધારી જગાએએ જઇ પડે છે. આનું કારણ એવું નથી કે દરેક સીપાઇ પાસે પોતાના કોથળામાં પોતાની સંગીન છે; સાફ કારણ એ છે કે આવતી કાલે પોતાના કોથળામાં પાંચપચાસ સોનૈયારૂપૈયા આવીને જરૂર પડશે એવી એને પાકી આશા છે.

પણ એટલું સમજવું જોઇશે કે ફ્રેંચ લશ્કર કંઇ ઇટાલીવાસીઓ સાથે લઢાઇ ઝમાવતું નથી. એ તો ઇટાલીયનોને તેના આસ્ટ્રીયન વિજેતાઓના જુલ્મમાંથી બચાવવા માટે અને તેમને પ્રજાતંત્રી રાજપ્રથાની ભેટ દેવાને માટે ત્યાં આવી લાગેલું છે એટલે આ અનાયાસી લૂંટ એ તો કેવળ મિત્રોની મિલ્કતનો છૂટા હાથનો ઉપયોગ જ છે–બીજું કંઇ નહિ. એને માટે એ મિત્રોએ ખરું જોતાં કૃતજ્ઞતા દાખવવી ઘટે અને કૃતઘ્નતા એ એ દેશનું ખાસ લક્ષણ ન હોત તો જરૂર દાખવતેજ. સામા પક્ષવાળું એટલે કે ઓસ્ટ્રીયન લશ્કર રીતસરની વ્યવસ્થિત સેના છે–શિસ્ત પાળે છે. અને જૂની યુદ્ધકળામાં પાવરધા બનેલા નાયકોની સરદારી હેઠળ છે. એમનો સરદાર "બોલિયો" નામે છે તે વીયેનાથી મળતા હુકમો પ્રમાણે શિસ્તવાર યુદ્ધ ચલાવે છે ને પરિણામે નેપોલિયનને હાથે ભયંકર હાર પામે છે; કેમકે નેપોલિયન પેરીસથી હુકમો આવે તેની રાહ નથી જોતો કે જૂની પધ્ધતિઓને નથી વળગી રહેતો. જુના નિયમોને એ યથેષ્ટ તોડે છે. જ્યારે ઓસ્ટ્રીયન એકાદ લઢાઇમાં છૂતી જાય છે ત્યારે પણ એટલુંજ થાય કે પોતાના નિયમ મુજબ તેઓ છાવણીમાં પહોંચે ને બપોરના નાસ્તાપાણીમાં પડે ત્યાં સુધી ફ્રેંચ લશ્કર રાહ જુએ, તરત પાછો હુમલો કરે, ને તેમને બેદાનમેદાન કરે. મરેન્ગો ખાતે એ જ રીતે ફ્તેહ મળેલી. એકંદરે ઓસ્ટ્રીયાના મુત્સદ્દીની હકુમત હેઠળ અને સાંપ્રદાયિક યુદ્ધકળા વડે કામ કરનારા અને વીયેનાના અમીરી જીવનની જરૂરતોમાં

ગળા સુધી ખુડેલા શત્રુને હરાવવાનું, નેપોલિયનને સહેલું પડે છે—એમાં એને કશું અદ્‌ભૂત શૂરાતન બતાવવું નથી પડતું. પણ દુનિયાને તો વીરપૂજા અને અદ્‌ભૂત શૂરાતન ખૂબ જ ગમે છે—સાંપ્રદાયિક યુધ્ધકળા કે અમીરી મોજમઝા જેવી વસ્તુઓનાં અમુક પરિણામ આવે છે. એવી એને કશી ગતાગમ નથી. એટલે, એ તો અત્યારથી જ નેપોલિયનને "શાહેનો શાહ" માનવા માંડે છે અને પરિણામે તાવાઝાનોમાં બનેલો આ નાટકમાંનો આ નાનકડો અપ્રસિધ્ધ બનાવ સાચો હશે એવું માનવાની સો વરસ પછીના સાહિત્યકારો સાફ ના પાડે છે.

મિલાનથી લોદી જતાં રસ્તે જે પહેલું જ મકાન આવે છે; તેમાં એક વીશી છે. તાવાઝાનોની એ સર્વશ્રેષ્ઠ વીશી છે. એક દ્રાક્ષના ખેતરમાં એનું મકાન આવેલું છે. એનો મુખ્ય ઓરડો ઉનાળાની ગરમીથી બચવા માટે સરસ સ્થાન છે ને દ્રાક્ષના વાડામાં પડતી એની પાછલી બાજુ એટલી બધી ખુલ્લી છે કે જાણે એક ઓરો એટલો જ ન હોય. ગયા છેલ્લા દિવસમાં જે રણશિંગા ફુંકાયાં, ને ગોળીબારો થયા ને કુચકદમોના દેખાવ નજરે પડયા ને વળી સ્હવારે ૭ વાગે ફ્રેંચ લશ્કર એકદમ આવી પડયું વગેરેથી એ બાજુના બાળકોની કુતુહલવૃત્તિ ખૂબ જાગી ગઇ છે ને તેમાંય વધારે બાંધડ બાળકો તો જાણી ગયાં છે કે આ ભવનમાં ફ્રેંચ સરદારે મુકામ કરેલો છે. આગલી બાજુની બારીઓમાંથી ડોકીયાં કરવાનું તેમને ગમે છે. પણ સાથે સાથે સંત્રીનો ડર પણ જબ્બરો લાગે છે. આ સંત્રીભાઇ જુવાન છે, ખાનદાન છે, એમને કુદરતી મૂછ નથી, એટલે હોઠને લગાડવાના રંગથી કોઇક પાસે મૂછનો આકાર મોંદે ચીતરાવ્યો છે. એનો પોશાક તે વેળાના તમામ સોલ્જરી પોશાકો પેઠે ભારે સીલ જેવો છે. એ કવાયત માટે યોજેલો છે ને તેથી પહેરનારની તંદુરસ્તી અને સવડ કેટલી સચવાશે તેનો ખ્યાલ કોણે કર્યો હોય? આ કારણે એને શરીરે પરસેવાના ઓઘેઓઘ છુટયા છે. પરિણામે એની બનાવટી, ચીતરેલી મુછનો રંગ ઉતર્યો છે અને એની હડપચી પર ને કંઇક ગળા પર આછી આછી રંગ રેખાઓ પડી છે. વળી કયાંક કયાંક તો એ રંગના રેલા સુકાઇને સખત થઈ ગયા છે ને તે ચિત્રવિચિત્ર આકારો વડે આ સંત્રીભાઇનો દેખાવ ભારે રમુજી ને હસામણો થઈ ગયો છે અલબત્ત, એ રમુજ ને એ અવર્ણનીય હસામણાપણું સો વરસ રહીને વિચાર કરનારો ઇતિહાસકાર જ જોઇ શકે છે; પણ તે જ જમાનાના ઉત્તર ઇટાલિના બાળકને તો એ ભયંકર અને રાક્ષસી જ લાગે છે. એ બાળકને તો એમ જ થયા કરે છે કે આ કંટાળા ભરેલી ચોકી કરતા રાક્ષસને, અમારામાંના એકાદને પકડી સંગીન પર, ઘોંચી રાંધી ખાઇ જવાનું મન કેમ નહિ થતું હોય? એવું એ સંત્રી કરે તો તે બાળકોને સાવ કુદરતી જ લાગે. આમ છતાં એક નફારી છોકરી, જેનામાં સીપાઇઓ સાથે છુટ લેવાની વૃત્તિ કયારનીય ખીલવા માંડી છે, તે છેક દૂરની, ને તેથી સલામત, બારીએથી ડોકીઉં કરે જ છે ને સંત્રીનું એક ઘુરકીયું થતાં ભાગી જાય છે. પણ એને નવું કશું નજરે નથી પડતું. એણે આ ગળ ઘણી વાર જે જોયું છે તે જ એને દેખાય છે. પાછળનો દ્રાક્ષવાડો—ત્યાં દારૂ કાઢવાનો સંચો ને ગાડું વેલાઓમાં પડયાં છે; વીશીમાં જવાનું બારણું, ને તેને

બરાબર જમણે હાથે છે એ જ બાજુ પર, પણ ઘણે દૂર, વીશીવાળાનું સારામાં સારૂં જમણમેજ ભોજન માટે તૈયાર પડેલું છે સુલો બીજી બાજુએ છે ને ત્યાં પાસે પલંગ છે, તથા અંદરના ઓરડાઓમાં જવાનું બારણું છે. અને વચ્ચે ટેબલ છે. તેના ઉપર મિલાનની મિઠાઈ, ચીઝ (પનીર) દ્રાક્ષ, પાઉં, ફળો તથા રાતા શરાબનું એક મોટું જામ છે.

વીશીવાળાનું નામ ગિસેપ્પી આંડી છે. એનામાં કંઇ ખાસ નવું નથી. એ ઉત્સાહી, ખુશમન, ચપળ છે, એના વાળ કાળા ને સુંવાળદાર છે. માથું જરા ચપટું છે. ઉંમર ચાલીસેક વરસની છે. એનું મ્હોં સદા મલકે છે. પરોણાચાકરી કરવામાં તો એક્કો હોય જ ને! ને આજે તો ફ્રેંચ સેનાપતિ જેવો પરોણો મળે તેથી ભાઇ વધારે જ ખીલ્યા છે. ફાયદો ય ખરો ને? સેનાપતિ જેને ત્યાં મુકામ કરે એને સિપાઇઓથી લુંટવાનું તો મટયું જ ને! એટલે પોતાનાં રૂપાનાં વાસણોની સાથે સાથે દારૂના સંચા તળે હંમેશ સંતાડી રાખતો તે સોનાનાં લોલકાં પણ આજે તો એણે પહેરી દીધાં છે.

જે બારીમાંથી બાળાએ નજર નાંખેલી તેની બરાબર સામે, ટેબલને દૂરને છેડે **નેપોલિયન** બેઠો છે. એનું ટોપલું, ને તલવાર ને સવારચાબુક પલંગ પર પડયાં છે. છોકરીને તે પહેલી જ વાર જોવા મળે છે. નેપો૦ સખત કામ કરી રહ્યો છે ને વળી ઝપાટાભેર ખાતો પણ જાય છે. બધી વસ્તુઓ પર એ સામટો હુમલો કર્યે રાખે છે કેમકે દશ મિનિટમાં જ તમામ ખાણું આરોગવાની કુટેવ એને પડી છે [ને આ કુટેવથી જ એની પાયમાલીના પાયા નખાવા માંડયા છે.) એ એક નકશાપર ખૂબ ઝીણવટથી જુએ છે, ને મગજમાં કંઇક કંઇક યાદ કરી તેમાં સુધારા કરે છે. કયાંક કયાંક, મ્હોંમાંથી કાઢેલાં દ્રાક્ષનાં છોડાં ચોંટાડી એ લશ્કરોનાં ઠામ ઠેકાણાંની નિશાની કરી રહ્યો છે. ખાવાની રકાબીઓ વગેરે સાથે સેળભેળ થઇ પડેલા લખવાનાં પુષ્કળ સાધનો એની સામે પડેલાં છે. ને કોઇક કોઇક વાર એનો વાળ શાહીમાં ઝુલી પડે છે, તો કોઇક વાર મિઠાઈની તાસક માંય—]

**ગિસેપ્પી**–આપ નામવર કૃપાવંત થઇને–

**નેપો૦**–(નકશા પ્રત્યે જ ધ્યાનપૂર્વક ભાળી રહીને) બોલબોલ ના કર, હું કામમાં છું.

**ગિસે૦**–(જરાયે અકળાયા વિના) જેવી આજ્ઞા, નામવર!

**નેપો૦**–થોડી લાલ શાહી જોઇએ.

**ગિસે૦**–બીલકુલ નથી, કૃપાનાથ! શું કરીએ?

**નેપો૦**–(ધૃષ્ટતાભર્યો) કશુંક મારી નાંખને તેનું લોહી આણી આપ.

**ગિસે૦**–(મ્હોં મલકાવી) ફક્ત ચાર ચીજ છે. આપ નામવરનો ઘોડો, ચોકીયાત, ઉપરવાળી બાઈ, અને મારી વહુ.

**નેપો૦**–તારી વહુને ઉડાવી દે.

**ગિસે૦**–કબુલ, કૃપાનાથ; પણ હું તે એને શું મારવાનો હતો!–એ જ મને મારી નાંખે તેવી છે ને!

**નેપો૦**–મારે તો તેય ચાલશે.

ગિસે૦–મને ખૂબ માન મળ્યું સમજું છું. નામવર. પણ (પ્યાલા તરફ હાથ લંબાવી) થોડો શરાબ હશે તોય ચાલશે, નહિ વારૂ, નામવર!

નેપો૦–(પ્યાલાને સંભાળી લેતાં, ખૂબ ગંભીરાઇથી) દારૂ? શરાબ? ના ના! એ તો બગાડ થાય. તમે બધાંય એક મા ને એક બાપ છો બસ! બગાડ, બગાડ ને બગાડ! (નકશા પર પોતાના કાંટા વડે નિશાની કરે છે) જા, જા,, જતો રહે. (તે દારૂ પી નાંખે છે. ખુરશી ને પાછળ ખમેડે છે. પગ લાંબા કરે છે, રૂમાલ વડે મ્હોં લૂછે છે, અને ખુરશીને પાછળ હલાવે છે. દરમ્યાન એના ચ્હેરા પર વિચારશીલતા ને ગુસ્સો બંને ઘેરાયાં છે.)

ગિસે૦–(ટેબલ પરથી વાસણો લઇ તે સાફ કરે છે. વાસણો વગેરેને એક પાસેની અભરાઇપર મુકી) સુતારનું ચિત્ત બાવળીયે, નામવર! અમે વીશીવાળા–દારૂ અમારે ત્યાં ઢગલેઢોળ, અમને એની કશી કિંમત નહિ. આપ મોટા સેનાપતિ–લોહી આપને ઢગલેઢોળ, આપને એની કશી કિંમત નહિ એમ જ ને? નામવર!

નેપો૦–એંહ! લોહીને સારૂ તો દમડી નથી એસની, શરાબ મારે તો નાણું જોઇએ.

ગિસે૦–લોકો કહે છે, નામવર, કે આપ બધી ચીજની કાળજી રાખો છો,– માત્ર માણસના જીવની જ નહિ!

નેપો૦–અરે, ભલા માણસ! માણસનો જીવ એ એક જ એવી વસ્તુ છે કે જે પોતે પોતાની સંભાળ લે છે. [સોફા પર નિરાંતે આડો પડે છે]

ગિસે૦–[એના તરફ માન ભાવે જોતાં] અહો! નામવર, આપની તુલનામાં અમે સૌ કેવાં મગતરાં છીએ! અહો! આપના જશની કુંચી મને જડી જાય તો! કયા લહેજત!

નેપો૦–ઓહો! તો તો પછી તું ઇટાલિને બાદશાહ જ થઇ બેસે તો!

ગિસે૦–નારે બાપુ, એ તો આફતની વાત. એવું બધું આપને સોંપ્યું. હું વળી રાજા થાઉં તો મારી વીશીનું શું થાય? આ જ જુઓને, હું આપને ખાતર વીશી ચલાવું છું ને આપની તહેનાતમાં ખડો છું એ જોતાં આપને કેટલો હરખ થાય છે? મારે તો આપ નામવર યુરોપના બાદશાહ બનો ને મારે માટે દેશનું તંત્ર ચલાવો, એ જોવું ને મારી આંખ ઠારવી એટલું જ બસ છે. ગંગા ન્હાયા! (બોલતાં બોલતાં નકશો ને ખડીયો જ્યાના ત્યાં રાખીને એ ટેબલ પરનો રૂમાલ ઉઠાવી લે છે, અને તેના છેડા હાથમાં રાખી વચલો ભાગ મ્હોંમાં ઝાલી ઘડી વાળવા માંડે છે.)

નેપો૦–યુરોપના બાદશાહ કેમ? હેં, માત્ર યુરોપનો જ શા સારૂ?

ગિસે૦–હા નામવર ખરેખર! સારી દુનિયાના સ્તો! ખરેખર. (એ પેલા રૂમાલની ઘડી વાળવા માંડે છે ને જેમ જેમ વાળતો જાય છે તેમ તેમ ભારપૂર્વક બોલતો જાય છે) જેવો એક માણસ, તેવો બીજો (વાળે છે). જેવો એક દેશ, તેવોજ બીજો (વાળે છે). જેવી એક લડાઈ તેવી બીજી. (વાળી રહે છે. અને રૂમાલને ટેબલ પર

પટાકડી બોલાવી ઝાટકે છે ને પછી તેનો વીંટો વાળતાં) એક છતાય તેમ બધાંયને છતવાનું—તેમાં શું ? (પાસેની અભરાઈ પર રૂમાલને મૂકે છે)

નેપો૦—હા—ને સૌને માટે રાજ કરું, સૌને માટે લડું, ઝગડું—કહેવાઉં બધાનો માલિક ને હોઉં બધાંનો નોકર ! ખરું ને ! ગિમેપ્પી ?

ગિસે૦—(અભરાઈ પાસેથી) હું ! નામવર !

નેપો૦—જા, જા ! ખબરદાર મારી સાથે મારે વિષે કંઈ બોલવા આવ્યો છે તો !

ગિસે૦—(પલંગ પાસે આવી) ગુસ્તાખી માફ, ખુદાવિંદ ! આપ બીજા મહાન પુરુષોથી કેવળ જુદા જ છો. તેમને તો એ વિષય જ સૌથી ઝાઝો ગમે છે.

નેપો૦—ચાલ, ચાલ. એમને બીજે નંબરે ગમતો હોય તેવો કોઈ વિષય કાઢ—ભલેને તે ગમે તે હોય !

ગિસે૦—(નિઃસંકોચ ભાવે) જેવી આજ્ઞા, જહાંપનાહ. ધર્મ ધર્મ સંજોગે પણ આપ નામવરની, ઉપર આવેલી બાઈ પર કદિ નજર પડી છે ? (નેપોલિયન એકદમ બેઠો થઈ જાય છે અને ખૂબ રસભેર એની સામે જોવા માંડે છે. લાગે છે કે ગિમેપ્પીનો ભાવાર્થ એ સમજી ગયો છે.)

નેપો૦—કેટલીક ઉમ્મરની છે ?

ગિસે૦—જોઇએ તેવડી, નામવર !

નેપો૦—એટલે ? સત્તર કે ત્રીસ ?

ગિસે૦—ત્રીસ, નામવર !

નેપો૦—રૂપાળી છે ?

ગિસે૦—આપ જુઓ ને હું જોઉં તેમાં ઝાઝો ફેર પડે નામવર ! એ તો જેને જે લાગે તે ખરું. મારે મતે તો, નામવર, રૂપાળી ખરી. (જરા લુચ્ચાઇભેર) બાઈ અહિં જ જમે એવી તજવીજ કરું, ખુદાવિંદ ?

નેપો૦—(ઝટપટ ઉઠતાં) ના, ના ! એવું કશું કરવાની જરૂર નથી. જેને માટે હું રાહ જોઇ રહ્યો છું તે અમલદાર આવે નહિ ત્યાં સુધી કંઈ નહિ (ઘડિયાળ સામે જુએ છે અને ચુલા તથા વાડા તરફના બારણાની વચ્ચે આંટા મારવા માંડે છે.)

ગિસે૦—(જાણે ખાતરીભેર) નામવર કહું તે માનો પેલા અભાગ આસ્ટ્રીયનોના હાથમાં એ ફેર પડયો હશે. ઘેરો હોય, તો તો મઝદૂર શી એની કે આપ હજુરને આમ વાટ જોતા બેસાડી રાખે ?

નેપો૦—(ઓટલા પાસેથી પાછો ફરતા.) ગિમેપ્પી, જો ભોગજોગે એ ખરું પડયું તો હું એવો ગુસ્સે ભરાઈ જઈશ, કે તને, ને તારા આખા ઘરને ને ઉપરવાળી પેલી બાઇને—સૌને શુળીએ ચઢાવી દઈશ. તે વિના મારો ગુસ્સો નહિ જ શમાય !

ગિસે૦—અમે સૌ આપ નામવરની તહેનાતમાં ખડા છીએ. ફાવે તે કરવા આપ મુખ્ત્યાર છો. પણ પેલી બાઇને મા ગણશો. એને માટે મારાથી કેમ કંઇ બોલી શકાય ?—પણ એટલું ખરું કે આપ નામવરની સામે થવાનું તો કોઈ બાઈનું ગજું હોય જ શાનું ?

**નેપો૦**–[મ્હોં કટાણું કરી ફરી આંટા શરૂ કરતાં] હં ! પણ તને તો નહિ જ લટકાવું. જેને લટકી પડવામાં વાંધો જ ન હોય, એને મારવામાં મઝા શી ? સંતોષ શો ?

**ગિસે૦**–(ટાપશી પૂરતાં) કશો જ નહિ, નામવર ! ક્યાંથી હોય ? (ફરી નેપો૦ ઘડીઆળ તરફ જુએ છે ને શીકરમંદ બને છે તે જોઇને) અહા ! સેનાપતિ સાહેબ, આપ ખરેખર મહાન છો ! દેખીતી વાત છે; આપને રાહ જોતાં આવડે છે. આપને સ્થાને અત્યારે કોઇ નાનકડો સરદાર કે નાયક જમાદાર હોય તો એ ચાર મિનિટ રાહ જોઇ ન જોઈ ત્યાં તો ગાળો જ દેવા માંડશે ને કુદશે ને ધુંવાપુંવા થશે ને કંઇ કંઈ દમનટી પોકારવા માંડશે–જાણે નર્યો ધરતીકંપ! ઘર ન પડે તો જ નવાઇ!

**નેપો૦**–ગિસેપ્પી, તારી ખુશામતથી તો તોબા પરમેશ્વર! જા, તારે બકબકાટ કરવો હોય, તેટલો બહાર જઇને કર. (ફરી ટેબલ પર બેસે છે. એની કોણીઓ નકશા પર ને હાથ જડબાં પર છે ને ચહેરા પર ચિંતા ને ક્ષોભની છાયા છે.)

**ગિસે૦**–જેવો હુકમ, હજુર ! આપને ખલેલ નહિ થાય (થાળી લઇને જવા માંડે છે.)

**નેપો૦**–હં ! ને પેલો આવે કે તરત જ અહિં મોકલજે, સમજ્યો ?

**ગિસે૦**–તરતજ મોકલીશ, હજૂર.

**રમણીનો અવાજ**–(વીશીના દૂરના ભાગમાંથી આવતો હોય એવો આછો) ગિસેપ્પી ! (અવાજ રૂપેરી ઘંટડી જેવો સુરીલો છે. અને ગિસેપ્પી શબ્દ જાણે ચડતા તાન જેવો લાગે છે.)

**નેપો૦**–(ચમકીને) એ કોણ ?—એ શું ?

**ગિસે૦**–(ટેબલ પર થાળી પાછી મૂકીને અને જાણે ખાનગી વાત કહેતો હોય તેમ, ટેબલ પર નીચો વળી) પેલી બાઇ હજુર !

**નેપો૦**–(બેધ્યાનપણે) હા, હા ! બરાબર, પેલી બાઇ ! કઇ વારૂ ?

**ગિસે૦**–પેલી વિચિત્ર બાઈ, હજુર !

**નેપો૦**–કઇ વિચિત્ર બાઇ ?

**ગિસે૦**–(ખભાં મચકાવી) ખુદા જાણે તે તો ! આપના પહેલાં અડધોક કલાક આગળ એ એક ભાડુતી ગાડીમાં બેસીને આવેલી. ગાડી બોરઘેરો ખાતેની વીશી 'ગોલ્ડન ઇગલ" ની છે. પણ આવેલી તે તદ્દન એકલી જ, હોં હજુર ! સાથે નોકરે નહિ કે ચાકરે નહિ ! સામાનમાં ફક્ત એક પેટી ને એક થેલી–બસ ! રાવત કહેતો'તો કે ગોલ્ડન ઇગલ ખાતે એક ઘોડો–ખાસ્સો લશ્કરી સરંજામવાળો ઘોડો એ રાખતી આવી છે.

**નેપો૦**–લશ્કરી ઘોડો ? બાઇ માણસ સાથે ! એ તો વળી કંઇ નવું જ ?

**રમણીનો અવાજ**–(ઉતરતા તાન રૂપે સુરીલ કંઠે) ગિસેપ્પી !

**નેપો૦**–(ધ્યાનભેર) કંઠ તો મજાનો છે !

**ગિસે૦**–બાઈ પણ મજાની છે, જનાબ ! ((જવાબ દેતાં) આવ્યો, બાઇસાબ ! આવ્યો ! (અંદર જવાનાં બારણાં તરફ જાય છે)

નેપો૦–(એને ખભે જોરથી હાથ નાંખી અટકાવતાં) ઉભો રહે, ઉભો રહે. એને જ અહિં આવવા દે ને !

અવાજ–(અધીરાઇથી) ગિસેપ્પી !

ગિસેપ–(કાકલુદીભેર) મને જવા દો જનાબ ! વીશીવાળા તરીકે મારી નમ્ર ફરજ છે કે બૂમ પડે ત્યારે તહેનાતમાં ખડા થવું. આપ સિપાઈ તરીકે એ સમજો છો–મારી વિનંતિ માનો !

મરદનો અવાજ–(વીશીને બારણેથી, બહારથી, દમામભર્યો) કોઇ છે કે ? કોણ છે ? એઈ વીશીવાળા ? કયાં છે ?

(વચલા રસ્તામાં પડેલી પાટલી પર ચાબુકના હાથા વડે પટાકડી બોલાવે છે.)

નેપો૦–(ફરી સેનાપતિપણું સજી લઇને, ને ગિસેપ્પીને જતો કરી) લે પેલો આખરે આવ્યો ખરો (બારણું બતાવી) જા, તું તારે ધંધે વળગ. પેલી બાઇ બૂમો પાડે છે. (સુલા પાસે જાય છે અને તેના તરફ પીઠ કરી મુખમુદ્રાને પાકો લશ્કરી ઓપ આપી ઉભો રહે છે.

ગિસેપ–(ઝટપટ થાળી લઈ) ભલે, ભલે ! નામવર ! (અંદર જવાને બારણેથી દોડી જાય છે.)

મરદનો અવાજ–[અધીરાઇથી] અહિં બધાં ધારણમાં પડયાં છો ? છે શું ? [સુલાની સામી દિશાએ આવેલું બારણું ફડાક દઇને ઉઘડે છે ને એક ધુળભર્યો ઉપનાયક (સબ-લેફ્ટેનન્ટ) ઓરડામાં ધસી આવે છે. એ ચોવીસેક વરસનો છકેલો જુવાનિયો છે, ને મોભ્ભાદાર માણસને છાજે એવી, ગોરી, નાજુક, સુંવાળી એની કાયા છે. ફ્રેંચ રાજ-ક્રાન્તિથી જેને જરા પણ આંચ નથી આવી, એવી ખાનદાનીની હુંફ એનામાં સારી પેઠે છે. એના હોઠ જરા જાડા છે.–તે મૂર્ખાઇ સુચવે છે. એની આંખો આતુર ને ભોળી છે. એનું નાક જીદ્દીપણું સુચવનારૂં છે. ને એનો અવાજ ઘોઘરો ને ભારે બેપરવાઇભર્યો છે. જરા યે ડર નહિ, નમ્રતા નહિ, કલ્પનાશક્તિ નહિ, અક્કલ નહિ, કે નેપોલિયનીય કે બીજા ખ્યાલોને વશ થવાનું રતિભાર વલણ નહિ એવો આ જુવાન ખૂબ હુંપદવાળો છે; અક્કલવાળા જ્યાં જતાં ડરે ત્યાં ધસી જાય તેવો છે, ને છતાં એનામાં એક જાતની એવી ધસમસતી શક્તિ છે કે પોતે જ્યાં ત્યાં સંકડામણ ને ભીડમાં ઘુસી પડે છે. અત્યારે એ જરા ઉકળેલો છે. કોઇક ઉપલક નજરે જોનારને લાગે કે વીશીના નોકરો ઝટપટ એની તહેનાતમાં ન ધાયા, તેનો એ ઉકળાટ હશે. પણ ઉંડું નીરખનારને એના એ ઉકળાટમાં એક જાતની ગંભીરતા અને કોઈક ભારે કઠણ મુશ્કેલીની છાયા જણાયા વિના ન રહે. નેપોલિયનને જોતાં જ એ ચમકે છે, ઠીકઠાક થાય છે ને સલામ કરે છે. પણ અત્યારની પ્રગતિને પરિણામે રખે કોઈ આશા રાખે કે મેરેન્ગો, ઓસ્ટરલિટઝ, વોટરલુ ને સેંટ

વાર બોલી ચુકયો !

**નાયક**–( આવેશમાં ) પચીસ વાર–પચાસ વાર–સો વાર કહીશ ! ને બોલીને જ નહિ બેસી રહું, પણ કરી બતાવીશ. તમેય જો જો ને, સરદાર ! હું એને મારો એના પરનો વિશ્વાસ બરાબર બતાવી આપીશ. નહિં બતાવું તો સિપાઈ બચ્ચો નહિ મારું–

**નેપો૦**–વાહ, વાહ સાહેબ ! બતાવજો પણ એ જુવાન કેવોક હતો, તે તો કહો.

**નાયક**–મેં કહ્યું, તે પરથી જ એનો ખ્યાલ કરી લ્યો ને !

**નેપો૦**–છટ છટ ! એનો દેખાવ !

**નાયક**–દેખાવ ? દેખાવ તો–એ તો આપે જોયો હોત, તો જ ઠીક પડત. તો જ આપને એના દેખાવનો ખ્યાલ આવત ! પણ એ મારે હાથે ચઢે, પછી એનો દેખાવ બદલી ન કાઢું, તો મારું નામ.

**નેપો૦**–(વીશીવાળાને બોલાવવા એકદમ ગુસ્સાભર્યો ઘાંટો કાઢી) ગિસેપ્પી ! (અધીરાઈથી, નાયકને) સાહેબ, હવે જરા મુંગા રહેશો ? કૃપા કરો !

**નાયક**–આપને કહી દઉં છું કે મારે માથે ટોપલો ઓઢાડશો તે કામ નહિ આવે. (કાકલુદીભેર) ભલા, એ છેક આવો હશે તે મારે શી રીતે સમજવું ? (બહારનાં બારણાં ને અભરાઇ વચ્ચે પડેલી એક ખુરશી લે છે, ટેબલ પાસે મૂકે છે, ને તે પર બેસે છે) આહ ! હું કેવો ભૂખ્યો ને છેક જ લોથપોથ છું તે આપ જાણો તો આપને મારા પર રહેમ આવ્યા વિના રહે જ નહિં.

**ગિસે૦**–( આવીને ) હુકમ, નામવર !

**નેપો૦**–(જેમ તેમ ગુસ્સો દાબી રાખતાં) આને–આ નાયકને લઇ જા. એને ખવડાવ ને ઠીક લાગે તો–ઉંઘાડી દે. પછી જ્યારે એનું ભેજું ઠેકાણે આવે, ત્યારે એને શું થયું છે તે હકીકત બરાબર ખોળી કાઢ અને મને કહી જા. (નાયકને) આપને કેદ કરવામાં આવે છે, જનાબ !

**નાયક**–(લુખ્ખાશથી) હું તેને માટે તૈયાર જ છું ને ! સજ્જન શિવાય બીજાને સજ્જનતા સમજાય ક્યાંથી ? (પોતાની તલવાર ટેબલપર નાંખે છે. ગિસેપ્પી તે લઇ નેપોલિયન સામે ધરે છે તે એને લઈ ફટ દઇને પલંગ પર ફેંકે છે.)

**ગિસે૦**–(લાગણીભર્યા અવાજે) નાયક, પેલા આસ્ટ્રીયનો તો તમારા પર નહોતા તૂટી પડ્યા ને ?–પ્રભુ પ્રભુ !! પ્રભુ !!!

**નાયક**–અરે, તો તો સારું જ તો. પેલાને તો હું મારી અંગુઠી તળે ચગદી મારત. કચડયો હોત, તો જ ઠીક થાત, એમ હવે લાગે છે. ના, ના ! એણે તો મારી ભલમનસાઇનો ગેર-લાભ લીધો ! એજ વાંધો પડયો ને ! એ તો કહે કે તારા જેટલો પ્રેમ મને કોઇના પર ઉપજ્યો નથી ! અરે મને એક મચ્છર કરડયો એટલામાં તો એણે પોતાનો રૂમાલ કાઢી મારે ગળે વીંટયો–જુઓ, આ રહ્યો (એક રૂમાલ થેલીમાંથી ખેંચી કાઢે છે. ગિસેપ્પી તે લઈ બારીકાઇથી ભાળે છે.)

ગિસે૦-(નેપો૦ ને) આ તો, નામવર, સ્ત્રીના રૂમાલ જેવો દેખાય છે. (સુંઘે છે) અત્તર પણ છાંટયું છે ને!

નેપો૦-હેં! (લઇને તેના તરફ ધ્યાનભેર જુએ છે) હં! (સુંઘે છે) હા! (વિચારવશ રીતે ઓરડા પર નજર ફેંકે છે, પાછો રૂમાલ સુંઘે છે, ને છેવટે પોતાના ડગલામાં છાતી આગળ ભેરવે છે.)

નાયક-રૂમાલ કંઇ નબળો નથી, સારો છે. એને છાજે એવો ને મારે ગળે એણે એ બાંધ્યો ત્યારે મને જણાયલું કે એના હાથ જાણે સ્ત્રીના જેવા નાજુક છે-ને શા એના ચાળા ને લાડ, ને ઢોંગસોંગ!-સાળો ભામટો...(ધીમે પણ ઉત્કટ સાદે) પણ એટલું નક્કી, હજુર! કે મારે હાથે એ—

રમણીનો અવાજ-(બહારથી, આગળ મુજબ) ગિસેપ્પી!

નાયક-(એકદમ સ્તંભિત બની) એ કોણ?

ગિસે૦-એ તો એક બાઇ ઉપર છે તે, મને બૂમ પાડે છે.

નાયક-બાઇ? સ્ત્રી?

અવાજ-ગિસેપ્પી! ગિસેપ્પી! તમે છો ક્યાં?

નાયક૦-(ખૂનસભેર) પેલી તલ્વાર લાવો તો, મારી તલ્વાર! (એ પલંગ તરફ જાય છે. તલ્વાર લે છે ને મ્યાનમાંથી ખેંચી કાઢે છે.)

ગિસેપ્પી-(એકદમ આગળ ધસી તથા એનો જમણો હાથ પકડી લઇ) અરે, નાયક! તમે ધાર્યું છે શું? એ તો એક ખાનદાન બાઇ છે. એનો અવાજ તમે ન સાંભળ્યો?

નાયક-સાંભળ્યો, સાંભળ્યો! એ જ પેલા ઠગનો અવાજ! મને જવા દો! (એ ગિસેપ્પીના હાથમાંથી છટકી દોડે છે-અંદરના બારણા ભણી.)

[આ નાટકનો વધુ રસિક ભાગ આવતા અંકમાં.]

---

દાખવ્યો. એને પણ અભિનંદન આપ્યા. સ્પેઇનમાં પ્રત્યેક સ્થળે રાજાશાહી અને શાહનશાહીવાદ સામે વિરોધના પોકાર થતા હતા–નિહિલીસ્ટોથી માંડીને બંધારણીય રાજાવાદીઓ એમ જ માનતા હતા કે રાજા આલ્ફાન્સોએ પોતાના સોગંદનો ભંગ કર્યો હતો. આ બધાય પક્ષોએ મૈત્રિ સાધી. કર્લનોએ કમ્યુનિસ્ટ–સામ્યવાદીઓ સાથે સહકાર સાધ્યો અને તેઓ પોતાની યોજના પાર પાડવા ષડયંત્રો રચવા લાગ્યા. જાણીતા વૈદ્યો અને વકીલોએ અરાજકતાવાદીઓ સાથે છૂપી અને ભેદી મસલહત કરવા માંડી: કલાકારો–ચિત્રકારો અને લેખકો–કવિઓએ કારાગારમાં આંદોલનો ઉપાડયાં–અને ધર્મના ઈજારદાર પાદરી સમુદાયમાંનો થોડોક વિભાગ આ ચળવળમાં સહકાર આપતો થયો.

અને આમ દરેક જાતના ભિન્ન ભિન્ન રાજકીય વિચારો ધરાવનારા પુરુષોની બેલી ક્રાન્તિકારી સમિતિએ રાજાશાહીનો ...ગ કરવાની પેરવી કરી. ભિન્ન ભિન્ન ...જદ્વારી મતો ધરાવનારી આ સમિતિની અંદર ... વિચાર જ બધાની એકતા ... અને તે એ હતો કે ... ! રાજાનો નાશ થાવ !" ... આલ્ફાન્સોની વિરુદ્ધમાં ... તૈયાર હતો.

... રીપબ્લીકનો અને ... એકત્ર મળીને ... કોઈ ...

... માન ... શાળ ...

... ગો ...

શાન્તિ માટે પોતાનો મત જાહેર કર્યો. ત્યારે 'લેફટ રીપબ્લીકનો' સ્પેઈનને તદ્દન નવીન સ્વરૂપ આપવા માગતા હતા. સમાજવાદીઓએ સત્તા પર કાબુ મેળવવાનું મુલતવી રાખીને કબુલ કર્યુ કે જો સરકાર ધીમે ધીમે મજદૂરોનાં હિતને સંરક્ષણ આપે અને ધીમે ધીમે ક્રાન્તિકારી પ્રગતિ હાથ કરે તો સમુદાયને આગળ વધતાં અટકાવવા તૈયાર છે. ફેડલનોએ 'ફ્રી સ્ટેઈટ'ની માગણી કરી, આ બધાનું પરિણામ એ આવ્યું કે સહુ કોઈ પોતાની મરજી પ્રમાણેની પ્રવૃત્તિ કરવા લાગ્યું.

પણ માત્ર સમાજવાદીઓ જ એવા હતા કે જેઓ વ્યવસ્થિત રીતે પોતાનું કાર્ય કરતા હતા. બીજા દશ કે પંદર પક્ષો પણ પોતાની ધમાલ કરી રહ્યા હતા. આ પક્ષો કે.ઇ પણ કાર્યક્રમની ઉપર ધ્યાન નહિ આપતાં એકાદ નેતા જેવી વ્યક્તિની આસપાસ વીંટળાઈ રહેતા અને આમ સારૂંયે તંત્ર ભિન્ન ભિન્ન પક્ષોમાં વહેંચાઇ ગયું. દરરોજ દેશની પરિસ્થિતિ વિકટ બનતી જતી હતી. છેવટે પાલમિન્ટરી યંત્ર એટલું તો ગુંચવાઇ ગયું કે શાપનનો પ્રશ્ન ઘણો જ કઠિન થઇ પડયો.

એ વર્ષ બાદ જ્યારે રિપબ્લીકન સરકાર અસ્તિત્વમાં આવી–એને સમાજવાદીઓનો આડકતરી રીતે ટેકો હતો–દમિયાન તમામ સરકાર વિરોધી તત્વો–અરાજકતાવાદથી માંડીને જીસુઆઇટો રીપબ્લીકન કેમ્પની અંદરમાં રહીને એલેક્ઝાન્ડરો ...એ જણાવેલા વિરોધને ખભો મીલા-

...ના મોરિયા-
... રીપબ્લીક-
...મેન્ટ

અસ્તવ્યસ્ત હાલત ભોગવી રહી હતી. સારાય દેશમાં જુદા જુદા નેતાઓ ધોપણાઓ કરતા. અહિં સમાજવાદીઓની વાતો થતી હોય તો બીજી બાજુ સુધારાવાદીઓ ભાષણ આપતા હોય. કોઇ વર્તમાનપત્ર વળી 'સમાજવાદીઓનો બહિષ્કાર કરો!' એવો પોકાર કરતું અને આથી સમાજવાદીઓ બૂમ પાડતાં કે 'મુડીવાદીઓ સાથે કોઇ પણ પ્રકારનો સહકાર નહિ જોઇએ."

છતાંયે આઝાના સોશિયાલિસ્ટ રીપબ્લીકન પ્રધાનમંડળને પાર્લામેંટની બહુમતિને લીધે ટેકો મળ્યો. પણ નવીન ચુંટણીમાં અંધાધુંધી વ્યાપી. આવે વખતે આઝાનાને વિજય મળ્યો. પણ લીરો પક્ષે ત્હેને ઉથલાવી પાડયો. આઝાનાને એથી બહુ જ લાગી આવ્યું.

આ બધું અંધેર ચાલવાનું એકજ કારણ દેખાય છે. પ્રત્યેક જણ પોતાનો પક્ષ સ્થાપતું. ન્હાનકડો નેતા પણ પોતાની મરજી પ્રમાણે કાર્ય કરતો. આઝાનાનો વિચાર "લોકશાસનને આઝાદી આપવી" એ હતો. પાર્લામેંટને સુંદર હથિયાર તરિકે ધારી લઇને આઝાનાએ સ્પેઇનને નવીન બંધારણ પર મુકવાનો નિશ્ચય કર્યો હતો. પણ અંદર અંદરમાં પડેલી ફાટફુટોને લઇને આઝાનાની ધારણા નિષ્ફળ નીવડી. દરેક શહેરમાં હડતાળ, હુલ્લડ અને બોંબના મારા તથા બીજી ધમાલો શરૂ થઈ ગઈ. અને રાજકીય કેદીઓની જેલમાં પુષ્કળ વૃધ્ધિ થવા લાગી. સારા ય દેશમાં ઇમરજન્સી કાયદાનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું.

અને આખરે કામચલાઉ સરકારે તા૦ ૧૫ મી એપ્રીલ ૧૯૩૧ ના દિવસે સ્પેઇનની રાજકીય લગામ હાથમાં લીધી. એ સમયે ત્હેની સમક્ષ આફ્રાન્સોને નષ્ટ કરનાર ૭ ગંભીર પ્રશ્નોનો સ્હામનો કરવાનો પ્રસંગ આવીને ઉભો રહ્યો. આ ૭ પ્રશ્નો જાહેર દેવું, બેકારી, જમીન સુધારા, કેટેલોનીઆ લશ્કર અને ધર્મ દેવાલયો—એક બીજા સાથે એટલા ગુંચવાયેલાં હતાં કે એનો ઉકેલ કરવો એટલે સારાય સ્પેઇનની પ્રજાની પુનર્ઘટના કરવી, એવું મહાન કાર્ય હતું.

પહેલા તો જાણે પ્રાઇમો દ રીવેરાના જમાનામાં થયેલું મોટું કર્જ, જ્યારે નાણાંની ઘણી છુટ હોવાથી નવીન શહેરોની રચના, ટેલીફોન અને બીજા સુધારાઓ પાછળ થએલ ખર્ચ એ બધું મળીને રાષ્ટ્રીય દેવું એક જંગી કર્જ બની રહ્યું. આ કર્જના વિષયમાં આઝાના સરકાર કંઇ પણ કરી શકી નહિ. એના વખતમાં ઘણાય આડાઅવળા ખર્ચા થતા હતા છતાંયે તે બધુંયે બરાબર જોતો હતો ઉદાહરણાર્થે તે જ્યારે આઝાનાએ યુધ્ધ ખાતાની વઝીરાત હાથ ધરી ત્યારે તેણે શોધી કહાડયું કે ઘણાય વર્તમાનપત્ર વાળા પત્રકારોને "લશ્કરમાંના ઘોડા"ઓને માટેના ખર્ચના નામે પોષવામાં આવતા હતા અને આમ બજેટને વધારે વજનદાર બનાવવામાં આવતું હતું. અને જ્યારે આ પત્રકારોને અપાતી જંગી રકમે બંધ થઇ ત્યારે માડ્રીડના પત્રોએ એની સ્હામે ગજબનાક પ્રચારકાર્ય કર્યું—પરિણામ એ આવ્યું કે તેથી જ ત્હેનું પતન થવા પામ્યું.

જે સ્પેઇન એક આગળ પડતો ખેતીવાડીનો પ્રદેશ કહેવાય છે તેની અંદર દશ લાખ જેટલા બેકારો છે

એ ખરેખર આશ્ચર્યકારક ઘટના છે ફ્રાંસ તેની પાસેથી ઘણા મ્હોટા પ્રમાણમા દારૂની ખરીદી કરતું હતું પણ હવે તો ફ્રાંસ આફ્રીકાના સંસ્થાનોમા વિકાસ પામેલા દ્રાક્ષવાડાઓ તરફથી દારૂ મેળવતું હતું તાજા ફળો અને બીજી તરકારી જેની ઇંગ્લાંડ અને ફ્રાંસ ખાતે નીકાશ થતી તેની ઉપર મોટી મોટી જકાતો નખાઇ હોવાથી તેને પણ ધક્કો પહોંચ્યો

ત્યારે બીજી બાજુથી ઔદ્યોગિક બેકારી પણ વધી જ હતી યુધ્ધ દરમિયાન સાગ્નેમા શરૂ થએલ ફાઉન્ડરીમા આવેલી મંદિ માટે લીરો સમાજવાદીઓને જરાયે ઠપકો આપી શકે તેમ ન્હોતા—કારણ કે તેમા ત્હેમનો દોષ ન્હોતો ત્યારે બાર્સીલોનાના રેશમનો ઉદ્યોગ પણ ઘણી જ મંદિ અનુભવી રહ્યો હતો કારણ કે એ ઉદ્યોગ જપાન સાથે હરિફાઇમા ઉતરવા તદ્દન અશક્ય હતો

બીજા દેશોમાં પણ આના જેટલી જ બેકારી હોવાથી સ્પેઇનનો આ પ્રશ્ન ઉકેલી શકાયો નથી—છતાયે એક બીજું કારણ પણ ગણાવી શકાય એન્ડાલ્યુસિઆ એસ્ટ્રીમેદુરા અને કાસ્ટાઇલમા જમીન પધ્ધતિ એવી હતી કે આબાદીના સમયમાં પણ એ દેશમા લોકોને આવવાને રજા નહોતી મળતી તેમના પર પ્રતિબન્ધ મુકાતો હોવાથી લોકોને અમેરિકા, મેક્ષીકો અને ક્યુબા, આર્જેન્ટીના વીગેરે સ્થળે જવુ પડતુ પણ જ્યારે ત્યા પણ ઇમીગ્રેશન કાયદાના મંડાણ થયા ત્યારે ત્યાથી આવતી રકમ અટકી ગઇ. ત્યાથી આવતી દોલત અટકી જવાથી સ્પેઇનને સ્પષ્ટ થઇ આવ્યું કે બેકારી હવે ઉગ્ર સ્વરૂપ પકડતી જાય છે. જમીન પદ્ધતિને લીધે ઘણાય કિસાનોને ભાગે જ મંદી અનુભવવી પડી છે.

આ છેલ્લા પ્રશ્નનો ઉકેલ કરવો અતિશય કઠિન હતો બે વર્ષ બાદ જ્યારે આઝાના પ્રધાન મંડળ પડયુ ત્યારે કોર્ટીઝે આ વિષયમા પગલા લેતા માત્ર બધા ગ્રાન્ડીઓ, જમીનવાળાઓ પાસેની જમીન જપ્ત કરી લીધી—ઓગસ્ટ ૧૯૩૨ માં જનરલ સાન્જુર્જોની રાજાવાદી ચળવળ ઉપડી, આ બધી જમીનની તપાસ કરવાનું જણાવવામા આવ્યું અને ફરી ત્હેની વેચણી કરવામા આવી

કેટેલોનીઆ સ્પેઇનની ક્રાન્તિ માટેનુ અતિશય ઉપયોગી અંગ હોઇ કોર્ટીઝને યોગ્ય લાગ્યુ તેમ કેટેલોનીઆને સ્વતંત્ર સંસ્થાનનો દરજ્જો આપવાનો વિચાર હતો. પરન્તુ આ બંધારણીય પટો ધીમે ધીમે અમલમાં મુકવાનો હતો કેટેલોનીઆને સ્વરાજ્ય અને આઝાદી માટેની પુરેપુરી સામગ્રી મળી નહિ. સત્તા માટેની ત્રણ ચાવીઓ મજેટ, પોલીસ અને કેળવણીનો બધો કાબુ તો રાષ્ટ્રીય સરકાર પાસે જ હતો કેબીનેટને ટેકો આપવાને બદલે વધી વાર થોડી જ છુટ આપવામા આવતી હતી.

દ રિવેરાની સત્તા હેઠળ સૈન્યમા તદ્દન અંધાધુંધી પ્રવર્તી રહી હતી. અઢાર સૈનિકો દીઠ એક નાયકની માયો હતો અને જે કોઇ લશ્કર સબંધી કે પણ બોલે ત્હેની ઉપર લશ્કરી કાયદાનો ઝાનીમ મોટો પડતો રાજકીય દૃષ્ટિએ આ લશ્કર સુંદર હતું ખુદ રાજા પણ જનરલ દ રિવેરાની આજ્ઞાનુ પાલન કરતો પણ અઝાનાએ પોતાની નવીન પધ્ધતિએ સૈન્યની પુનર્ઘટના કરી.

શહેનશાહતના યુગમાં રાજકીય દ્રષ્ટિએ જેટલું સૈન્ય પ્રબળ અને શક્તિશાળી હતું તેટલાંજ શક્તિશાળી ધર્મ અને દેવાલયો હતાં પાદરીની સત્તા ઘણી જ હતી. જીસુઆઈટોની સાથે પાદરીની સત્તા સમગ્ર સ્પેઈનના વ્યાપાર, ઉદ્યોગ અને નાણાં ધોરણ પર કાબુ ધરાવતી. ૧૯૩૨ ના સપ્ટેમ્બરની ૧૩ મી તારીખે કોર્ટીઝે પાદરીની મીલ્કત જપ્ત કરી નાખી. અને આથી સર્વત્ર હાહાકાર વ્યાપી રહ્યો.

પાછળથી આઝાના અને પ્રેસીડંટ્ આલ-કાલા ઝામોરા વચ્ચે ભયંકર વૈમનસ્ય જાગ્યું. બંધારણીય કોર્ટીઝની ક્રાંતિકારી ઈચ્છાનું વહાણ ધર્મ-દેવાલયના અને જમીનના પ્રશ્નના ખડક સાથે અથડાયું અને આથી તેમની સર્વ યોજના ભાંગી ગઈ. વળી આઝાના અને સમાજવાદીઓની સ્હામે લોકલાગણી ઉશ્કેરાતી જતી હતી. કારણ કે સંજોગોને લીધે બંનેને લોકસમુદાય પર અંકુશ મુકવો પડયો હતો.

"લોકશાસનમાંથી ક્રાંતિ" એવા સિધ્ધાન્ત દ્વારા સ્પેઇનમાં શાંતિનું સામ્રાજ્ય સ્થાપવાનો ઇરાદો ધરાવનાર કોર્ટીઝની બધી યોજના નિષ્ફળ ગઇ. ૧૯૩૩ ના સપ્ટેંબર માસ સુધી જનતામાં ગમગીની પથરાઇ રહી હતી. નવીન સરકારે મજૂર પક્ષને નિર્બળ બનાવવાના પ્રયાસો કર્યા.

સ્પેઈનનો લોકશાસનનો પ્રયોગ તો આવા પ્રશ્નના ઉત્તરનો પ્રયાસ સમો હતો કે, "સાધારણ ડેમોક્રેટીક પાર્લામેન્ટ ધરાવનારાં દેશમાં કદિ ક્રાન્તિ કરી શકાય! કદિ ત્હેને ઉદ્દામ બનાવી શકાય?" ઈતિહાસ સાફ જવાબ આપે છે—"નહિ!" પણ સ્પેઇને તો અશક્યને શક્ય બનાવવાનો વ્યર્થ પ્રયાસ કર્યો.

સ્પેઇનની 'રિપબ્લીક' મજૂરો અને કિસાનો માટે શું કર્યું છે? મજૂરો અને કિસાનો માટે આઝાનાના રાજકીય પ્રયોગથી કંઈ પણ ભલું થવા પામ્યું નથી!

શ્રી ગ । મનુષ્ય પ્રારબ્ધથી ઘણોજ અજાણ્યો રહે છે. હજારોનું ભાવિ જ્યોતિષના એક શબ્દ ઉપર લટકે છે.

**હિંદુસ્તાન, આફ્રીકા, રંગુન, સીલોન અને બર્મા વીગેરે સ્થળે પ્રસીધ્ધ પામેલી શંકર, વિષ્ણુ અને ચંડીની ઉપાસનાથી વીસ વર્ષથી સીધ્ધ થતી આવતી, ક્રિયા બતાવી આપવામાં આવતી.**

# 'બરકત વીંટી'

ચાંદીની રૂ. ૫. પરદેશ માટે શીલીંગ ૧૫



**નવગ્રહના નંગવાળી સોનાની શાસ્ત્રોક્ત વીંટી રૂ. ૫૧) અને તે ઉપરાત;** જેનાથી સંતાન (પ્રજા) સુખ, સ્ત્રી મીલાવટ, શત્રુનાશ, રોગ શાંતિ, નડતર, લક્ષ્મી, વ્યાપાર, રાજદ્વારી, ધંધા નોકરી વીગેરેમા વિજય મેળવે છે.

વિલાસી મહેલમાં રહેવા, લક્ષ્મી સંતાન મેળવવા, વાડીલાડીથી સુખ લેવા વિજય શાંતિ વીંટી બરકત (૧) રહે બરકત, સદા બરકત, વધે બરકત સુખી બરકત. રહે ગુલતાન આનંદમાં અમીરી એ વીંટી બરકત (૨)

## લક્ષ્મીજીની ઉપાસનાથી નવગ્રહ સિધ્ધ કરેલા વીશોજંત્ર.

ચાંદીના પતરા ઉપર જેનાથી લક્ષ્મીજીનો નિરંતર ઘરમાં વાસો રહે છે, જેના પાસ હોયજ વીશો, તેને શું આપે જગદીશો? સાથે રટે વીંટી બરકત, લક્ષ્મીજીની જામે ઠઠ ભલે દશા નબળી દેખાય તો પણ લક્ષ્મીજી કરે સહાય વધુ માટે સવા આનાની ટીકીટ બીડી પુછાવો **વર્ષનો હેવાલ** રૂ. ૨-૪-૦ પરદેશ માટે **શીલીંગ ૪.**

## સ્ત્રીઓ માટે ખાસ ઇચ્છીત ફળ માદળીયું

ચાંદીનું રૂ. ૫) સોનાનું રૂ. ૨૫) જેનાથી સ્ત્રીઓનાં તમામ કામ સિદ્ધ થતા નડતર રહેતું નથી. ભૃગુસંહિતા તથા ભાવિફળ, વર્ષફળ, જન્માક્ષર, જન્મોત્રી ટપકા વીગેરે ગુજરાતીમાં થાય છે. જીંદગીનો હેવાલ રૂ ૧૦) પરદેશ પૌંડ ૧ાા જન્મકુંડળી ન હોય તો પત્ર લખવાનો ટાઇમ, ધંધા, ઉમર મોકલવા. આગધના દૈવી પ્રયાગો શાસ્ત્ર વિધી પ્રમાણે થાય છે. સંતાન (પ્રજા) ઉત્પત્તિનો પ્રયોગ કુન્ડળી તપાસી ગેરંટીથી કરનાર: તથા શની, મંગળ વીગેરે નવગ્રહનાં નંગ મંત્રી સીદ્ધ કરી આપનાર:—

**પ્રો. એલ. દામોદર જ્યોતિષી,** બી. એ. (N. Y.)

જ્યોતિષ ચમત્કાર ઓફીસ (એન. વાય.)

માંડવી રોડ—વડોદરા. (INDIA).

# વેવલાં અને વેવલાંપણું

—:લેખક:—
'મસ્ત ફકીર'

## માનવમાનસનાં એક લાક્ષણિક અંગની ટુંક ઓળખ.

વેવલાં એ માણસોનો એક ખાસ વર્ગજ આવે છે. વેવલાંઓ અને ધર્મઝનુની કે જડ માણુસો વચ્ચે એક પ્રકારનું સામ્ય હોય છે. ધર્માંધો અને જડ માણસો જીવનના વ્યવહારમાં, ધર્મ પાળવામાં કે દુનીઆના વ્યવહારમાં બુદ્ધિનાં પડળ બંધ કરી કામ કરે છે. જડ માણસો તો પથરા જેવાંજ હોય છે, ધર્મઝનુનીમાં અક્કલની ઉણપ હોય છે, પણ તેમાં બળ હોય છે. બુદ્ધિ પણ ન વાપરે અને નબળાઇ બતાવે તે વેવલાં કહેવાય. મુસ્લીમો ધર્માંધ હોય છે, હિંદુઓ વેવલાં હોય છે.

* * *

વેવલાંઓ શ્રધ્ધાળુ બહુ હોય છે, અને એક નાકું પકડ્યું તે છોડતાં નથી, મુંબઇમાં ઘણાંએ વેવલાંઓ મળસ્કામાં વૈશ્નવ મંદિરોમાં મંગળાનાં દર્શન કરવા "જે જે" કરતાં ભુલેશ્વર તરફની શેરીઓમાં દોડતા હોય છે. એમનાં ઠાકોરજીનાં દર્શન માટેનાં ભાવભીનાં મ્હોડાં જોઇ કોઇ પણ એમને ઓળખી કાઢી શકે. સવારે દર્શન માટે દોડાદોડી કરતી વખતે મંદિરમાં પોતાના જોડા કોઇ ચોરી જવાની બ્હીકે આ વેવલાઓ જોડા ઘેર મુકી જાય છે, ઠાકોરજીમાં ભગતડાં થઈ શ્રધ્ધા રાખે, પણ એ ઠાકોરજીનો પણ જોડા માટે વિશ્વાસ ન કરે!

પુરૂષો વેવલા આવે છે તેમ સ્ત્રીઓ પણ વેવલી આવે છે. અંધશ્રધ્ધાથી સાધુ, બાવાની સેવા કરવા જાય, મંદિરોમાં ઠાકોરજીનાં દર્શન કરવા દોડે, પણ એ બાવાઓ કેવા છે અને જે મંદિરોમાં પોતે આથડે છે તેનું વાતાવરણ કેવું છે તે જાણવાની આવી વેવલીઓ દરકાર જ કરતી નથી—દરકાર શું કરે? વાતાવરણ સારૂં છે કે નરસું તે જાણવાની બુદ્ધિ જ વેવલાંઓમાં હોતી નથી.

વેવલી ભકતાણીઓ ઠાકોરજીની સેવામાં વેવલી બનતાં પોતાનું ઘરકામ ભૂલી જાય છે, પોતાના પતિ અને બાળકો પ્રત્યેની ફરજ ભૂલી જાય છે અથવા તે તરફ બેદરકાર બની જાય છે.

વેવલા પુરૂષો પોતાનો ધંધો વેવલાપણામાં ભૂલી જાય છે. પણ કેટલાક દાખલામાં કેટલાક વેવલાઓ પોતાનો સ્વાર્થ હોય ત્યાં વેવલાં નથી હોતા.

* * *

એકલા હિંદુઓ જ વેવલા નથી હોતા. ખ્રીસ્તીઓ, મુસલમાનો, ખોજાઓ, વ્હોરાઓ, પારસીઓ, રોમન

કેથોલીકો સબળી કોમોમાં વેવલાઓ એક યા બીજા સ્વરૂપમાં મળી આવે છે. રશીઆમાં ઝારના વખતમાં રાસ્પુટીન જેવા જબરા ઠગ અને મવાલી પાછળ મોસ્કોના ઉમરાવ કુટુંબની બાનુઓ પ્રાણ પાથરતી એ વેવલાપણું નહિં તો બીજું શું? માનવસમાજમાં મોટો ભાગ વેવલાઓનો હોવાથી ઢોંગી ધર્મગુરૂઓ અને પાખંડીઓના પંથો નભી રહે છે, ફુલે ફાલે છે, અને વેવલાઓની ભકિત અને અંધશ્રદ્ધાનો લાભ લઇ પોતે માલદાર બની વેવલાઓને મુફલીસ હાલતમાં સબડાવે છે. પણ વેવલાઓની અક્કલ એવી બુઠ્ઠી હોય છે કે અંધશ્રધ્ધાથી પોતે કઇ હાલતમાં છે તે સમજી શકતા નથી.

* * *

**વેવલાઓમાં તોલનશકિત** હોતી નથી. જેને અંગ્રેજીમાં "સેન્સ ઓફ પ્રોપોરશન" [Sense of Proportion] કહે છે તે પણ હોતું નથી. મુંબાઇમાં રમાયલી ટેસ્ટ મેચમાં અમરનાથે સુંદર બેટીંગ કરતાં તેને હારતોરા પહેરાવવા દોડી જનાર પેલા આપણા હીંદીઓને હું વેવલાં ગણું છું, બીજે દિવસે શું થશે? હજી પુરેપુરો વિજય નથી મળ્યો, તેનો તોલ એ હાર પહેરાવનાર વેવલાઓએ કર્યો નહતો. વળી એક ક્રીકેટ ટીમમાં આખી ટીમનો સત્કાર કરવો જોઇએ. એક છુટક રમનારનો નહી. એ આપણા વેવલા લોકો કદી સમજી શકતા નથી, અને તેથી પરીણામ એ આવે છે કે ખુદ રમનારાઓમાં પોતે પોતાની ટીમનુ એક અંગ છે એ ભાવ રહેતો નથી. હીંદી ટીમના જેટલા રમનારાઓ હતા તે દરેકની નાત અને જમાત એંડવાજા અને હારતોરા સાથે મેદાનમાં પોતપોતાની જાતના રમનારાઓનો સત્કાર કરવા જાય તો દેખાવ કેવો થાય?

* * *

**આપણી રાષ્ટ્રીય લડતમાં** પણ આપણે અત્યાર સુધી ખૂબ ખૂબ વેવલાપણું જ બતાવ્યું છે. પ્રભાત ફેરીઓ કાઢી, કેટલાક વેવલાઓ તે વખતે એમ જ સમજી બેઠેલા કે હાથમાં રાષ્ટ્રીય વાવટો લઇ 'નહી નમશે નહીં નમશે *નીશાન ભૂમિ ભારતનું*" એવો રાગડો તાણતા રસ્તામાં એ લોકો હીંડશે એટલે બસ બ્રિટીશ સત્તાધીશો તેમની આગળ માથું નમાવી દેશે. દેશના સત્તાધીશોનું માથું તો એક અડધી તસુ જેટલું પણ નહોતું નમ્યું. ઉલ્ટું પકડાપકડી થવાથી એ પ્રભાતફેરીઓ પીગળી ગઇ.

* * *

**સરઘસો આપણા લોકોએ** ખૂબ કાઢયાં, બબ્બે અને ત્રણ ત્રણ માઇલ લાંબાં. ભાષણો ખૂબ ખૂબ કર્યાં, મેદાનમાં જઇ લાઠીઓ ખાધી, જેલો ભરી નાંખી, પણ એ બધી ધામધુમમાં અંતરગત વેવલાપણું હોવાથી. ખરી વસ્તુસ્થીતિનો ખ્યાલ કરતાં એક જ વ્યકિત માટેની અંધભકિત હતી. એટલે એ લડત, એ ધામધુમ સામા પક્ષે પરચો બતાવતાં ઠંડાં પડી ગયાં, અને સામો પક્ષ જે હીંદના વેવલાઓને નમેનસ ઓળખતો હતો તેમણે જેમ બહાર હીંદુઓની સમાજવ્યવસ્થામાં છે તેમ જેલમાં "એ." "બી." અને "સી." વર્ગ કાઢી એ વેવલાઓની એકતાની ભાવનાને તોડી નાખી, તેમની પોતાની સગવડ-જાળવવાતી

સ્વાર્થવૃત્તિ પોષી અને એ રીતે સવિનય અનાદરની એ આખી લડતનાં મૂળયાં ઉખેડી નાંખ્યાં.

* * *

વિજ્ઞાની નક્કર હકીકતો, કસોટી, અખતરા અને અનુભવથી કામ કરે છે. વેવલો અંધશ્રધ્ધાથી કામ કરે છે, બુદ્ધિમાન વસ્તુસ્થીતિને સમજે છે, વેવલો ઉપરથી કંઇક ચમત્કાર થશે એમ માન્યા કરે છે. અને નેતાઓએ વચન આપ્યા પ્રમાણેના ચમત્કારો બનતા નથી અને ખુદ એ નેતાઓ જેલમાં "એ." વર્ગમાં દાખલ થઇ મોજાંયાં ઉડાવે છે, એ જ્યારે જુએ છે ત્યારે વેવલાની આંખ ઉઘડે છે, અને તેના જીગરમાં રહેલી જરા સરખી પણ દેશભક્તિ ઓસરી જાય છે.

* * *

ભલે ભાઇ ઝવેરચંદ મેઘાણી સૌરાષ્ટ્રનાં ગામોની ભાગોળે ઉભા કરેલા પાળીઆઓમાંથી વીરતાનાં દર્શન કરે. ભલે બહારવટીઆઓની વાર્તાઓમાંથી પ્રજાને પ્રેરણાનાં પિયુષ પાય, પણ મને તો એ પાળીયા ઉભા કરવામાં વેવલાપણું દેખાય છે. એ પાળીયાઓના ઇતિહાસ તપાસીએ તો સેંકડે નવાણું ટકામાં ગામમાં દુશ્મનોનું કે લુંટારાઓનું ધાડું આવતાં, પોતાની શક્તિનો ક્યાસ કર્યા વગર આંધળો થઈ આગળ ધસનાર અને માર ખાઈ મરી જનાર ડફોળ માનવીજ દેખાય છે. દુશ્મનોના ગામમાં જઇ વિજય મેળવી પોતાને ગામ ફરનાર શુરાઓના પાળીયા કેટલા હશે ? રજપુતો વેવલા હતા, ક્યાંક વાંચ્યું છે કે, મોગલો તેમની સામે સૈન્ય લઇ જતાં મોખરે ગાયોનું ટોળું રાખતા એટલે વેવલા રજપુતો તલવારો ઉપાડતા નહિ, અને પછી મોગલો નજીક આવી પસારો કરતા ત્યારે કાકડી કોળાંની માફક રહેંસાઈ જતા. રજપુતોની સરખામણીમાં મરાઠા કંઇક બુધ્ધીવાન હતા, અને મોગલો જોડે જેવા સાથે તેવા થઇ મોગલોનાં ધાડાંને દખણમાંથી કહાડયાં હતાં, એટલુંજ નહિં પણ છેક અટક સુધી પોતાનો ભગવો ઝુંડો ફરકાવી આવ્યા હતા.

* * *

આ જી એક દક્ષીણ હિંદના એક વેવલા હિંદુ રાજાની વાત છે. મુસ્લીમો પોતાનાં ગામ પર ચઢી આવે છે એ વાત સાંભળી તેણે પોતાના ગામની આસપાસ તુલશીનાં કુંડાંઓ મુકાવી દીધેલાં, એવા ખ્યાલથી કે "તુલશી તો માતા કહેવાય, મુસલમાનો એને કયડી કંઇ આવે ?' કહેવાની જરૂર નથી કે એ ગામ પર ચઢી ગએલા મુસ્લીમ સૈન્યે પેલાં તુલસીનાં કુંડાંઓને લાત મારી બાજુએ ફગાવી દઇ ગામ સર કર્યું હતું, અને દુશ્મનો આવે છે છતાં તુલસીનાં ચમત્કારની અંધશ્રધ્ધાથી લગીરે તૈયારી ન કરનાર એ ડફોળ રાજાનું મસ્તક કાપી નાંખ્યું હતું.

મહમદ ગીઝનીએ સોમનાથનું દેવળ લુંટયું ત્યારે સોમનાથ મહાદેવના બ્રાહ્મણ પુજારીઓ રૂદ્રી ભણવા લાગ્યા હતા, એવી અંધશ્રદ્ધાથી કે, શીવલીંગ ફાટી તેમાંથી રૂદ્ર પોતે નીકળશે અને જોડા પહેરી મંદીરમાં ઘુસી આવનાર એ દુષ્ટ યવનને ત્રીશુળ મારી ત્યાં ને ત્યાંજ પુરો કરશે; પણ એવું કશુંજ બન્યું નહી, સોમનાથની એ સોનાની મૂર્તી તોડી મહમદ ગીઝની લઇ ગયો, અને મંદિરનાં સુખડનાં બારણાં પણ ઉઠાવતો ગયો.

* * *

ગુજરાતનાં એક ગામની વાત છે કે તે ગામ પર મરાઠાઓનું સૈન્ય ધસ્યું આવતું હતું ત્યારે ગામના પ્રધાન જે શૂરવીર લડવૈયા હતા, એ લડવૈયાનો બરાબર શણગાર કરવા પોતાને મહેલે પધાર્યા. તેમને સાફો બાંધતા, અને બખ્તર વગેરે પહેરતા એટલો બધો સમય થયો કે મરાઠાઓનું લશ્કર ગામમા ઘુસી ગયું. બખ્તીઆર ખીલજીએ માત્ર સત્તર સ્વારો સાથે બંગાળમા મુર્શીદાબાદના કીલ્લામાં ઘુસી જઈ "પાછળ દીલ્હીના બાદશાહનું લાખો માણસોનું લશ્કર આવે છે" એવી તોપ મારી એ ગામ સર કર્યું હતું, અને વેવલા બંગાળીઓના મુલકમા પહેલ વહેલી મુસ્લીમ આણ વર્તાવી હતી.

* * *

યુરોપ અમેરિકામાં પણ વેવલાઓનો તોટો નથી. વિજ્ઞાનને નામે ત્યાં હંબગ જેવી વાર્તા કહેનાર લોકોને બનાવી જઇ શકે છે. યુરોપના મત્સરી મુત્સદીઓ દેશભકિતને નામે માત્ર પોતાના વર્ગના અંગત સ્વાર્થ કે ધંધાના લાભ માટે કે પોતાનો અહંભાવ પોષવા કોઇ હરીફ દેશ સાથે યુધ્ધ આદરી હજારો વેવલાઓની લશ્કરમાં ભરતી કરી તેમને રણભૂમી પર મોતનાં ડાચામાં હોમવા મોકલે છે. આપણા હિંદમાં ધર્મગુરૂઓ લોકોને વેવલા બનાવે છે, યુરોપ, અમેરિકામાં તેમનાં યેલો [Yellow] છાપાઓ લોકોને વેવલા રાખે છે. એક મુસોલીની આખા ઇટાલીને એક રંગે રંગી નાંખે એ શું કહેવાય? અને અહિં દૂર બેઠા આપણને ધામધુમીઆ લાગતો હીટલર જરમનીમા શાસન કરે એ શું બતાવે છે? એ જ કે જગતમા વેવલાંઓનો તોટો નથી.

# માખણ

## —એક હળવો નિબંધ.

લેખક:
રા. સાદિક.

જો મને માખણ પ્રત્યે પ્રેમ અને ઘી પ્રત્યે ઘૃણા હોય તો કોઇને એમ કહેવાનો શો અધિકાર છે કે હુ સભ્યતાથી વિમુખ થઈ રહ્યો છું ?

મને માખણ ભાવે છે ને ખાઉં છું. મારી નિંદા કરનારાઓ ઘી માટે પ્રાણ આપે છે તો ભલે આપે, હું તો માખણ ખાઇને જીવીશ !

લોકમાન્ય તિલકે આ સંબંધમાં કહ્યું હતું કે—અને જો હું ભૂલતો ન હોઉં તો તેમનું એ વચન હતું કે સ્વરાજ્ય—અર્થાત પોતાની રુચિ અનુસાર ખાનપાન કરવું એ અમારો જન્મસિધ્ધ હક્ક છે. હું કદીયે, "તમે આજે શું જમ્યા ? ફલાણી વસ્તુ કેમ ન લીધી ? તમારી આવક ઓછી છે અને વધારે ખાઓ છો ? ઘી ખાધું ?! એ તમને પચશે નહીં. માખણ લીધું હોત તો સારું થાત !" વગેરે પ્રશ્નો કરી સલાહ કોઇને આપતો નથી. મહાત્મા ગાંધીજી પોતાની ખાધખોરાકીના વિષયમા—રાજકારણમાં જેમ કર્યા કરે છે તેમ—અનેક ફેરફાર કરે છે, અનેક અખતરાઓ કરે છે. ખજુર સાથે માખણ કે માખણ સાથે ખજુર ખાય છે. એ માખણે એમના અને એમના નિકટના અનુયાયી—સહચારીઓના જીવન પર કરેલી અસરો ઉપર હું મારી ટીકાઓ કરવા માંગતો નથી હું યે માખણ-પ્રેમી છું. સવાર સાંજ છુટથી ખાઉં છું. તેથી હું માનુ છું કે મહાત્માજી માટે મારા જેવી વ્યક્તિએ તો કશું યે કહેવું જ ન જોઇએ. નાના મોઢે મોટી વાતો કરવી એ મારા જેવા માખણપ્રેમીને શોભે નહીં. શ્રી. મહાદેવભાઈ દેશાઇ અખતરાઓ અને પ્રયોગો કરત કરતા એવા નિર્ણય ઉપર આવ્યા છે કે વિજ્ઞાને ત્યારે જ સંપુર્ણ ઉન્નતિ કરી કહેવાશે કે જ્યારે વૈજ્ઞાનિકો ઘાસને ગોળના રૂપમાં બદલી નાખે. જ્યાં સુધી એમ ન થાય ત્યાં સુધી વિજ્ઞાન સફળ વિદ્યા કહી ન શકાય. ગોળ પુષ્ટીકારક છે, મહાત્માજીએ એનું સેવન કરવા માંડ્યું છે, તેથી પણ એની મહત્તા સિદ્ધ થાય છે. અને શ્રી. રાજગોપાળાચારીના નામનો ઉલ્લેખ કરતાં ચાનો ઉલ્લેખ કર્યા વીના નથી રહેવાતું છતાયે ગોળ કે ચા એ બે વસ્તુઓ મને

જરાયે ભાવતી નથી; અને ખરું પૂછો તો મને બકરીનું દુધ (જેનો મહાત્માજીએ હાલ તુરત ત્યાગ કર્યો છે ?) ચા કે ગોળ સાથે જરાયે પ્રેમ નથી. ઉમર લાયક થતાં દરેક માણસને સંપૂર્ણ અધિકાર છે કે તે પોતાની ઇચ્છામાં આવે તે વસ્તુ ખરીદીને ખાય. જેઓ આ સત્ય સંબંધમાં ટીકાઓ કરે છે—અને વિશેષ કરીને જેઓને મારા માખણપ્રેમમાં પાશ્ચાત્ય સભ્યતા દેખાય છે તેઓ સભ્ય સંસારના નાગરિક કહેવરાવાને જ યોગ્ય નથી. સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક્ક છે. હું માખણ ગોળ, બકરીનું દુધ, મગફળી, નારીએલ, ખજુર કે ઘી ખાઉં એ સબંધે કોઇને ટીકા કરવાનો અધિકાર નથી

માખણ ખાઇને હું ઔચિત્ય ઉપર આઘાત કરી રહ્યો છું, એમ હું માનતો નથી. જુઓ આખું જગત માખણ જ ખાય છે. શેક્સપિયર, શેલી, વિક્ટર હ્યુગો, મેઝીની, વિલસન, લેનીન એ બધા માખણ ખાનારાઓ હતા. ચીન, જાપાન, અરબ અને આફ્રિકા એ બધા દેશોમાં માખણનો જ વિશેષ પ્રચાર છે ઘી ખાનારાઓની સંખ્યા તો આંગળીના વેઢે ગણી શકાય એટલી છે. હું એટલું તો કહી શકું છું કે ઘી ખાવામાં રાષ્ટ્રીયતા છે. અથવા સંકુચિત મનોદશા છે. અને માખણ ખાવામાં અંતરરાષ્ટ્રીયતા અથવા ઉદારતા છે. જો દેશનો ઉધ્ધાર થઇ શકતો હોય તો તે માત્ર માખણથી જ.

આ સબંધમાં કવિવર ન્હાનાલાલના અભિપ્રાયની મને બરોબર માહિતી નથી. હા, એમણે જ ગાયુ હતું કે, 'પચાસ પચાસ ઘીના દીવા પ્રગટાવો' તેથી એમ લાગે છે કે તેઓ ઘીના ઉપાસક છે, માખણના નહીં. શ્રી. અંબાલાલ સારાભાઇને કવિની એ કવિતા ખૂબ જ ગમી ગઈ હતી. પરંતુ પોરબંદરના ઘીની એજન્સી નહીં મળી કે કોણ જાણે શું થયું—'મારે શયતાનોનો સંઘ નહીં જોઇએ.' આમ કહીને કવિએ પચાસે પચાસ દીવા ઓલવી નાખ્યા. કવિને ઘી તરફ અભાવ થયો તેમાં એમને ગડબડ કરવાની શી જરૂર ? કોઇના ખાનપાન સંબંધે કંઈ કહેવું તે લોકમાન્ય તિલકે ઉચ્ચારેલા 'જન્મસિદ્ધ અધિકાર—સ્વરાજ્ય' નો વિરોધ કર્યા બરોબર છે. એમ કહ્યા વીના ચાલે તેમ નથી. હશે—ત્યારથી મને કંઈ શંકા થવા લાગી કે કવિ ઘીની રાષ્ટ્રીયતા ત્યાગી માખણની અન્તરરાષ્ટ્રીયતાના ઉપાસક બની રહ્યા છે કે શું ?

કવિવર ન્હાનાલાલ પછી આપણા દેશમાં કદાચ સર મહમદ ઇકબાલનું નામ આવે છે. તેઓ પણ અન્તરરાષ્ટ્રીયતાના ભક્ત છે, પરંતુ એમની અન્તરરાષ્ટ્રીયતા ઇસ્લામ સુધી પરિમિત છે. એમણે હાલમાં જ કોઇ એક સભામાં કહ્યુ હતું કે અમો ઇસ્લામના બંદા છીએ, કાબા અમારૂં કેન્દ્ર છે, તો પછી અમો સાંકડી ગલીઓમાં પગ શા માટે મુકીએ, જેને રાષ્ટ્રીયતાનું નામ અપાયું છે. એ જ ઇકબાલ સાહેબે પોતાના એક મિત્રને લખતાં લખ્યું હતુ કે:

યુનાનો રોમ મિસ્ર મકખન કે
સબ હૈં હામી,
ખિચડી પકાતા ઘીમેં એક
હિંદોસીતાં હમારા.*

* સારૂંયે યુરોપ, રોમ, ઇજીપ્ત બધા માખણની તરફેણ કરનારાં છો. માત્ર અમારો હિંદુસ્થાન દેશ ઘીમાં ખિચડી કરે છે.

ખરી વાત છે. જે દેશમાં આંતરરાષ્ટ્રીયતા પર આટઆટલો ભાર મુકવામાં આવે છે; જે દેશનો મહાકવિ કહેવાતો ટાગોર રાષ્ટ્રીય હોવા છતાંય આંતરરાષ્ટ્રીય થઇ ગયો છે તે દેશમાં ઘીનો જયજયકાર ક્યાં સુધી થતો રહેશે?

સંસ્કૃતિની દૃષ્ટિએ ઘી દેશી છે. પરંતુ જો આર્ય લોકો વિદેશી હોય, તો માખણ પણ વિદેશી છે. અહીંની મૂળ પ્રજા કદાચ માત્ર ઘીનો જ ઉપયોગ કરતી હશે. માખણ આર્યો સાથે હિંદમાં આવ્યું. તેમાં નવીનતા હતી, કદાચ તેથી જ તેનું નામ નવનીત પડ્યું હોય. જેઓ વિશુદ્ધ આર્ય હોવાનો દાવો કરે છે તેઓ હંમેશા માખણનો જ ઉપયોગ કરે છે. શ્રી કૃષ્ણચંદ્રજીનું જ ઉદાહરણ લ્યો.

પોતાના રૂપજેના ખાનપાનનો ત્યાગ નહીં કરવા માટે તેમને ચોરી સુદ્ધાં કરવી પડતી. માખણચોર કહેવાતા—છતાંયે માખણ જ ખાતા. શ્રી કૃષ્ણે ભૂલીને પણ ઘીનો ઉપયોગ કર્યો નહીં. હું તેમનો જ અનુયાયી છું, મને તેમના માટે અભિમાન છે, તેઓ ચોરીને માખણ ખાતા હતા તો હું વેચાતું લઇને ખાઉં છું. અને તેમ કરવા માટે મને વિશુદ્ધ આર્ય હોવાનો ગર્વ છે.

ઇતિહાસના સંશોધકોએ શોધી કાઢવું. જોઇએ કે હિંદુસ્થાનમાં ઘીનો ઉપયોગ ક્યારથી થવા લાગ્યો. હું અનુમાન કરું છું કે જ્યારે અનાર્યોની સંખ્યા આ દેશમાં વધી પડી અને વૈદિક ધર્મ—કર્મ નીચે દબાઇ ગયો ત્યારે ઘીએ માથું ઉચક્યું, અને ધીમે ધીમે પોતાનું આધિપત્ય જમાવ્યું. ચાર્વાક નામનો કોઇ અનાર્યવાદી નેતા હતો જેણે દર્શનશાસ્ત્રમાં ઘી પીવાનો ખૂબ જ આગ્રહ કર્યો છે. પૈસાનો અભાવ હોય તો ઉધાર પણ ઘી ખાવું જોઇએ. એમ કહેવાને પણ એ ખંચકાયો નથી. તે સમય સુધી લોકો પરમેવાની કમાણીથી ઘરમાં માખણ વસાવતા હતા. કરજો કરવો—ઉધરાણીવાળો દરવાજે રાખવો એ પાપ અને ઘી ઉધાર લઇને ખાવું મહાપાપ લેખાતું હતું. પરંતુ ચાર્વાક પૈસાના અભાવે ઉધાર લઇને પણ ઘી ખાવાનો આગ્રહ કર્યો હોવાથી આ દેશ આજે કરજમાં ડૂબી ગયો છે. ઉધાર લઇને ઘી ખાનારાઓ વધી જવાથી સાચું ઘી ગયું; અને ચરબી તેમજ વેજીટેબલ પ્રોડક્ટને નામે મળતી વસ્તુઓ પણ લોકો ઘી નામે ખાઇ ચાર્વાકે બતાવેલો ધર્મ પાળવા લાગ્યા છે. અને મારી નમ્ર માન્યતા પ્રમાણે આ દેશ ઘી વધારે ખાધાથી કરજમાં ડૂબી રહ્યો છે.

લોકો મને માખણ પ્રેમી કહીને ભલે નીંદે. આજે પણ ઠાકોરમાં માખણ અને મીસરી ચઢાવવામાં આવે છે. માખણ ખાધાથી ધર્મ ઉપરાંત માણસ વહેવાર ધર્મ સમજતો થાય છે. ઉર્દુમાં કહેવત છે 'મક્ખન ખાના સક્કરમે, દુનિયા ચલાના મક્કરમે.' માખણના થોડાક જાણીતા ગુણ અત્રે રજુ કરું છું. રાજદરબારમાં એની કીંમત છે, નોકરી ટકાવી રાખવામાં એ પૌષ્ટિક ગુણ બતાવે છે. મહાત્માજીના ચારે હાથ માખણ ખાનારને માથે રહે છે. જેલમાંથી છુટવાની સાથે મહાત્માજીને મળવા જનારા બધા દેશભક્તો માખણ ખાનારા છે. એમને ઘી તરફ અભાવ છે.આ રીતે રાજકારણીઓમાં પણ એની અસર અજબ જ થાય છે. જુઓ! ઘી ખાનારા શ્રી. જમનાદાસ દ્વારકાદાસ અને શ્રી. જમનાદાસ મહેતા રાષ્ટ્રીય રંગમંચ ઉપરથી પડી ગયા. શ્રીકૃષ્ણચંદ્રને પગલે ન ચાલે એની

મુડીવાદી યુરોપનાં નાણાંકીય જીવનમાં આગળ પડતા છે. પરંતુ બીજા હિંદી રાજાઓની પેઠે તેઓ સોનાની અને જવાહીરની અંદર–સખ્ત મંદી સામે ઝઝુમી શકે તેવા અને જેની કિંમત બહુ જ ઓછી ફરે તેવા ખજાનામાં–પોતાની જંગી મિલ્કત રોકતા હોવાનું કહેવાય છે. રીચાર્ડ લેવીન્સોન લખે છે કે "આવી અખુટ દોલતોની કિંમત કરવી અશકય હોવાથી કંઇપણ ભૂલ કરવાની ભીતિ રાખ્યા વિના કોઇ પણ કહી શકે કે આ નવાબોનો જગતના સૌથી પૈસાદારોમાં સમાવેશ થાય છે અને આમાંના કેટલાકો તો આખા લીસ્ટમાં આગળ આવે તેમ છે.

એમ મનાય છે કે બધા દોલતમંદોમાં હૈદ્રાબાદના નીઝામ પ્રથમ આવે છે. તેમના સોના અને જવાહીરના ખજાનાની કિંમત ૫૦ કરોડ ડોલર થવા જાય છે. નામદાર ગાયકવાડ એથી વધુ ઉતરતા દોલતમંદ છે અને તેમની દોલત માત્ર ૧૫ કરોડ ડોલર થાય છે.

સામાન્ય માન્યતાની વિરૂદ્ધ આ જર્મન નિષ્ણાત જણાવે છે કે મહાન દોલતથી ભરપુર દેશ અમેરિકા નહિ પરંતુ ઇંગ્લંડ છે. મૂળમાં વધારે સાહસિક અને મોર્ગન, ફોર્ડ, રોકફેલર અને મેલન્સની અસંખ્ય દોલત છતાં અમેરિકન દોલત 'ઓછી નક્કર' અને સામાન્ય રીતે ઓછી વેંચાયેલી છે. જુલાઇની ૧૭ મી તારીખે મરણ પામેલા સર જોન રીવ્ઝ એલ્ડરમેન જેઓ સૌથી મહાન દોલત મુકી ગયા છે તેમનો તે દાખલો આપે છે. તેમનો અત્યાર સુધી અપાયેલો મૃત્યુકર ૩૮,૧૮૪,૦૦૦ ડોલર થાય છે. સર જોન ૭ કે સાત મોટી બ્રિટિશ વહાણવટાંની કંપની પર સત્તા ચલાવતા અને તેમની દોલતનો છેવટનો સરવાળો આસરે ૧૩૩૦ લાખ ડોલર થવા જાય છે.

રીચાર્ડ લેવીન્સોન કહે છે કે "આધુનિક દોલતમંદો" નાં લીસ્ટમાં 'કયુબાના રોકફેલર' ફ્રેન્ક સ્ટેઇનિ હાર્ટ, આર્મીનીયન તેલના માંધાતા કેલાઉસ્ટ–ટ–સાર્કીસ્ટ ગુલ્બેન્કીઅન, જર્મન ઉદ્યોગપતિઓ જેવા કે ફ્રીટઝ થીસીન, અને ફ્રેડરીક ફલીક, ઝેક ફોલસાના રાજા ગણાતા પેટ્રશેકસ, હંગેરીયન ઇસ્ટર હેઝીસ, પોલાંડના પોટોકીસ અને રેડઝીવીલ્સ વિગેરેનો સમાવેશ કરી શકાય.

* * *

**મી૦ રીચાર્ડ** કરેલાં ઉદ્યોગપતિઓનાં લીસ્ટમાં પારીસનું રેડીઓ પત્ર ચીનના 'દોલતમંદો'નો વધારો કરે છે. એન યાંગ મેંગ હાલમાં પોતાનો દશમો મહેલ બાંધી રહેલ છે. ત્યાં રહેવા જશે કે તુરત જ તે નવો મહેલ બંધાવશે. મહેલો બંધાવવાનો આ ચીનાઇ વેપારીને બહુ જ શોખ છે.

એ જ યાંગ મેંગે શરૂઆતમાં ડાકટરી ચીજોનો વેપાર કર્યા બાદ એંજીગમાં અને જમીન ખરીદવામાં ઝુકાવ્યું અને શીંગાપોર અને મેલાયા દ્વિપકલ્પો આવેલી પોતાની જમીન પર જસત લાધવાથી તે કરોડાપતિ થઈ ગયો. હાલમાં ૭૫ વર્ષની ઉમરે તે ૧૦ કરોડ ડોલરનો માલીક હોવાનું કહેવાય છે.

એન યાંગ સેંગ એક પૂર્ણ કુટુંબી જીવન જીવે છે. તેને એક પત્ની, કેટલીક રખાતો. અને ૨૪ બાળકો છે, તેના સૌથી મોટા દીકરાએ ઇંગ્લંડમાં શીક્ષણ મેળવ્યું છે અને અંગ્રેજ બાનુ સાથે લગ્ન કર્યાં છે. હાલમાં તે આ સર્વ મિલ્કતનો કારભાર ચલાવે છે જ્યારે યાંગ મેંગ મજા કરી રહેલ છે.

# ગામડાંઓનું 'આરોગ્ય'

—:o:—

**આ** લેખક એક ડોકટર છે. 'આરોગ્ય' વિષયક પરીક્ષા પસાર કરી છે. તેમણે ખાસ શ્રમ લઇને 'નવયુગ' માટે આ લેખ લખી આપ્યો છે. તેમણે ગામડાંઓના આરોગ્ય ઉપર સારો અભ્યાસ કર્યો છે. અને આપણાં સાત લાખ ગામડાંઓની આરોગ્યવિષયક જરૂરીઆતો તેમજ તે કેમ આણી શકાય એને લગતી યોજના રજુ કરી છે. હું ધારૂં છું કે વાંચકોને અતી રસપ્રદ થઈ પડશે.................તંત્રી.

**હિંદની વસ્તીનો વિશાળ ભાગ**— લગભગ ૨૮૦ કરોડ ગામડામાં વસે છે. બાકીની વસ્તી પણ શહેરમાં નથી વસ્તી. વર્ષાની શરૂઆત સાથે શહેરના લાખ્ખો જણ ખેતી ઉપર કામ કરવા માટે ગામડાનો પંથ લે છે ઉન્હાળાની શરૂઆત સાથે પેટનો ખાડો પૂરવા તેઓ પાછા શહેરનો આશ્રય લે છે. જનતાના આ વાર્ષિક પરીભ્રમણના ખરાબા ઉપર કેટલીય આરોગ્યવિષયક યોજનાઓ ભાંગીને ભૂકો થઇ ગઈ છે. છતાં ગામડાઓનું આરોગ્ય એ સત્તાવાળાઓ માટે સનાતન પ્રશ્ન છે. કારણ કે ગામડાના આરોગ્ય ઉપર તો જનતાના વિશાળ સમુદાયની સુખાકારી અવલંબે છે.

હિંદનાં ગામડાં નથી એક સરખાં કે નથી વિકાસ પામેલાં. ઉત્તરહિંદના ગામડાંઓ અને દક્ષિણહિંદનાં ગામડાઓ વચ્ચે અમાપ અંતર દીસવાનું. આરોગ્યની દ્રષ્ટિએ આ ગામડાની મેં ચાર કક્ષામાં વહેંચણી કરી છે. પ્રથમ કક્ષાના એટલ એવા ગામડા— જ્યાં આરોગ્યવિષયક એક પણ વસ્તુ નથી. શ્રીમંતોના ઇંટોના ઘરોની વચ્ચે અહીં-તહીં રહેલાં ગામડાંનાં ગરીબ ખેડુતોના ઝુંપડીમાં આરોગ્ય સચવાઇ શકે તેવી એક વસ્તુ નથી ગામને ગોંદરે આવેલા કુવા કે તળાવના નીરમાંથી ગામ પાણી પીયે છે. આજુબાજુના ખેતરોમાં તે કુદરતી હાજતે જાય છે શેરીના ગોગાનમાં તે સ્નાન કરે છે અને તેનું ન્હાવણ અને ધોવણ જળ રસ્તા ઉપર આખોય દિવસ નીઝર્યાં કરે છે. માત્ર સુર્યપ્રકાશ આ જળને સુકવે છે કે સદાયભૂખી જમીન તેને પી જાય છે.

ક્વચીત ક્વચીત ઉપદ્રવનાં આગમન ગામડામાં થાય છે. ત્યારે તંદુરસ્તીખાતાના પ્રચંડ ખાતાની તેને ખબર પડે છે. એક કોટ-પાટલુનીઓ કોઇક ડોક્ટર તેનાં બારણાં ઠોકે છે અને રસી મુકવાને સમજાવે છે. વખત જતાં ઉપદ્રવ ઓસરી જાય છે. તે વખતે પણ ડોક્ટરી સહાય કરતાં તે તો એમ જ માનવાનો કે અમુક અમુક દેવોની કૃપાથી કે બ્રાહ્મણોએ કરેલા હવનથી હવા સુધરી ગઇ.

આ ગામડાંઓ આપણી પહેલી કક્ષા છે. આરોગ્ય જાળવવા માટે એક પણ વસ્તુ અહીં નથી. આરોગ્યવિષયક વસ્તુઓનો સાવ અભાવ એ પહેલી કક્ષાના ગામડાંઓનું લાક્ષણિક અંગ છે.

આ પહેલી કક્ષાના લાખ્ખો ગામડાંઓ મુકી દીધા પછી હજાર દોઢ હજારની વસ્તીવાળા બીજી કક્ષાનાં ગામડાંઓ જોઇએ. અહીં આપણે કુવા જેવા બંધીઆર જાજરૂની શરૂઆત જોઇએ છીએ, અહીં કુવા જરા મ્હોટા અને સારી રીતે બંધાયેલા હોય છે. પૃથ્વીના પ્રથમ પડને જ સ્પર્શ કરતા કેટલાય ન્હાના કુવાઓ પણ ત્યાં નજરે પડશે. સંભવ છે કે લોકલ બોર્ડનો લાગો આ ગામડાંને પણ આપવો પડતો હશે. આ આપણી બીજી કક્ષાનાં ગામડાંઓ છે.

ત્રીજી કક્ષાનાં ગામડાંઓ—જેવાં કે ન તો શહેર ગણાય કે ન તો ગામડું ગણાય એવાં છે. અહીં જાજરૂઓ હોય છે. પાણી ભરવાને કોઈ કોઈ જગ્યાએ ચકલીઓ હોય છે. એટલું જ નહીં પણ વસ્તી પણ ચારથી પાંચ હજાર જેટલી હોય છે.

આપણી અંતીમ કક્ષા—ચોથા પ્રકારના ગામડાંઓમાં—મ્યુનીસીપાલીટી પણ હોય છે. એકાદ સેનીટરી ઇન્સ્પેકટરની મદદથી કારભાર ચાલે છે. રસ્તાઓ વળાય છે અને શક્ય હોય ત્યાં કાચનાં ફાનસમાં રાત્રે પ્રકાશ ઝબકે છે.

* * *

**આ** અનારોગ્યભરી પરિસ્થિતિમાંથી નીપજતાં પરીણામોનો સામનો કરવા માટે સરકાર દર છ મહીને ડોક્ટરોની એક લાંબી સેના ગામડામ મોકલે છે. દર માર્ચે આ સેના ક્વીનીન વહેંચવાનું નાટક કરીને પાછી આવે છે. પણ ગામડાંઓનું અનારોગ્ય તો સનાતન જ રહે છે. ઉપદ્રવો તો પહેલાના જેટલા જ જોરદાર રૂપમાં ચાલે છે અને લાખ્ખો લોકો ગામડાંના અનારોગ્યથી પીડાઇને મૃત્યુ પામે છે.

* * *

**આરોગ્ય પ્રત્યે ગામડાંના** લોકોની ઉદાસીનતા પણ સહજ છે. ગરીબાઇનો પ્રશ્ન તેમને આખો ને આખો ગળી જાય છે. અને શતકોની અસ્વચ્છતાભરી પ્રણાલિકાએ અનારોગ્યતાનાં ગાડાંને આગળ ધપાવે છે. જ્યાં સુધી ઉપદ્રવની ઝાપટ તેને વાગતી નથી ત્યાં સુધી તે દરકાર પણ કરતો નથી. ગામડાંનાં જીવને તેની દ્રષ્ટિમર્યાદા ટુંકી બનાવી દીધી છે. સમાજ પ્રત્યે પણ તેની કંઇક ફરજ છે એવું ભાન ઉભું થયું હોતું જ નથી. અને આ ભાન દરેક આરોગ્યવિષયક યોજનાનો આધાર સ્તંભ છે.

સરકારે સ્થાપેલું તંદુરસ્તીનું ખાતું અનેક વાર લોકહીતની યોજનાઓ પણ પાર પાડવામાં નિષ્ફળતા અનુભવે છે. કારણ કે તેઓ આ પ્રાથમિક સત્યને જોઇ શકતા જ નથી. જનતાના માનસને યોગ્ય

કેળવણી આપવાની જરૂર તેમને સમજાઈ જ નથી. પરિણામ એ આવ્યું છે કે સરકાર અને મ્યુનીસીપાલીટીએ સ્વચ્છતા જાળવવા માટે કેટલાક નિયમો ઘડયા છે અને આ નિયમોનો ભંગ કરવાને માટે તેઓ જનતાને પડકાર આપે છે. જનતાની આરોગ્યવિષયક જરૂરીઆત કદી સમજી નહીં શકેલા સત્તાધીશોએ રચેલા મ્યુનીસીપલ કાયદો એ એક તેમની કાર્યદક્ષતાના અભાવનું જીવન્ત સ્મારક છે. આવી વસ્તુઓ ઉપરથી ઠોકી બેસાડવા જતાં, પરીણામ ઉલ્ટું આવે છે. જનતા તેમાં સમાયેલું હીત જોઇ શકતી નથી. પરીણામ એ આવે છે કે આવી યોજનાઓ સામે જનતા અંદરખાનેથી વિરોધ કરે છે અને આથી લોકસહકારની ભૂમિકા ઉપર રચાયેલી યોજનાઓ નિષ્ફળ જાય છે.

* * *

મેં એવા ઘણા ય અમલદારો જોયા છે કે જેઓ એમ માને છે કે આરોગ્યવિષયક પ્રગતિ સરમુખત્યારીના માર્ગ વડે જ શકય છે. હું તેથી ઉલ્ટામાં માનું છું. સરમુખત્યારીની ઢબ ઉપર અત્યારસુધી રાઉ થયેલી બધી જ યોજનાઓ નિષ્ફળ નીવડી છે એ જ બતાવી આપે છે કે સરમુખત્યારીનો માર્ગ ખોટો છે.

સાચી વસ્તુ એ છે કે સરકારનું તંદુરસ્તી ખાતું જનતાના માનસનો કદી અભ્યાસ કરતું નથી. હું આગળ જણાવી ગયો છું કે ગામડાની સામાન્ય જનતાની દ્રષ્ટિમર્યાદા તેના બારણા સુધી પણ નથી પહોંચતી. નિષ્ક્રીયતાથી ચેતન ગુમાવી બેઠેલી આ વ્યક્તિઓને કોઇ પણ પ્રકારની પ્રગતિ પસંદ નથી. તેના ઘરની અંદર ધર્મનું સામ્રાજ્ય પ્રવર્તે છે. આવી વ્યક્તિઓ તરફ જુદા જ દ્રષ્ટિબિંદુથી જોવાનું જોઇએ આથી જ આજ્ઞા કરતાં પ્રચારને પ્રથમ પસંદગી મળવી જોઇએ.

* * *

ગામડાંના લાખ્ખો વતનીઓની પહેલી જરૂર સ્વચ્છ પાણીની છે. આપણા ઇલાકામાં હજારો ગામડાંમાં પાણીના કુવા નથી અને ઉનાળો આવતાં નદીના નીર જ્યારે સુકાઇ જાય ત્યારે નદીના પટમાં સામાન્ય કુવા ખોદીને કામ ચલાવતાં મેં કેટલાંય ગામડાંઓ જોયાં છે. આથી તંદુરસ્તીખાતાની પહેલી ફરજ એ છે કે દરેક ગામમાં પીવાયોગ્ય સ્વચ્છ પાણી મળે તેવી વ્યવસ્થા કરવી જોઇએ. કેટલીય જગ્યાએ કુવા ગળાતા પણ નથી. આ કામ સાવ સામાન્ય દીસે છે. પણ તે દેખાય છે તેટલું સરળ નથી અહીં મુંબાઇમાં તો આપણે ચાલીની પ્રથાથી ટેવાઇ ગયા છીયે એટલે ગામ લોકોની મુશ્કેલીની સહેજ પણ કલ્પના આપણને આવવી અશક્ય છે. બબ્બે માઇલ દૂરથી ગામલોકોને પાણી આણવાની ફરજ પડે છે. કેટલાક ગામડાંમાં તો પાણી સાવ ખારાં હોય છે આ સર્વ મુશ્કેલીઓ દૂર કરવાની તંદુરસ્તીખાતાની પ્રાથમિક ફરજ છે. આ દીશામાં જો ઇચ્છા હોય અને કંઇક પૈસા હોય તો ઘણી જ પ્રગતિ સહેલાઇથી થઇ શકે તેમ છે. ગામડાંના ન્હાના ન્હાના વર્તુલ બનાવીને કોઇ મધ્યસ્થ જગ્યાએ બોરીંગની મદદથી પાણી નીપજાવી નળ સ્થાપી શકાય તેમ છે. ગુજરાતના ઘણા ગામડાં બોરીંગની મદદથી

પાણી મેળવે છે તો પછી પાસે પાસેના ગામડાંઓ એકત્ર કરવામાં આવે તો પછી જરૂર પાણીની મુશ્કેલી ટળી શકે તેમ છે.

* * *

**ગ્રામ્યવાસીઓમાં** સામાન્ય નીયમ એ છે કે કચરો તો ગમે ત્યાં નાખવો. ગામના પાદરે તેઓ છાણ નાખીને ઉકરડાઓ બનાવે છે. આ ઉકરડાઓ ખેડુતોને માટે ખાતર છે. ન્હાના ન્હાના ખેડુતો તો તેમાંથી આવક મેળવે છે અને વર્ષાના સમયમાં તેની સારી આવક થાય છે.

કચરો દૂર કરવાની આ ઢબ ભલે ખેડુતની આર્થિક દ્રષ્ટિએ હીતકારી હોય છતાં પણ એ ન ભૂલી જવું જોઇએ કે તેથી વ્યાધી અને ઉપદ્રવ થવાનો અતી ભય રહેલો છે. આખું વર્ષ માખીઓનું એક મહાન ટોળું તેની આસપાસ ભમ્યા જ કરવાનું. ઉન્હાળામાં થતાં અજીર્ણનાં રોગો અનેકવાર આ અનારોગ્યભર્યા ઉકરડાને આભારી હોય છે. આ કચરો વૈજ્ઞાનિક રીતે દૂર થવો જોઇએ. દાખલા તરીકે મુંબાઇમાં આ કચરાની ગાડીઓ ભરાઇને કોઇ નીચી જગ્યાએ કે ખાડો પુરવાના ખપમાં લેવામાં આવે છે. વૈજ્ઞાનિક રીતે આમ કરવામાં આવે તો તેમાં વિશેષ ખર્ચ નથી. અને અતી ઓછા ખર્ચે આ થઇ શકે તેમ છે. ન્હાની ન્હાની મ્યુનીસીપાલીટીઓ પણ કચરાનો ઉપયોગ કોઇ નીચાણ જગ્યાને પુરવામાં જ કરે તો અતી સહેલાઇથી સ્વચ્છતા રાખી શકાય તેમ છે.

### મળવિસર્જન

[Night-soil disposal]

આવી જ બીજી સમસ્યા મળવિસર્જનની છે. પહેલી કક્ષાનાં ગામડાંઓમાં તો ઉઘાડા ખેતરોમાં કુદરતી હાજતે જવાની ટેવ લોકોને પડી ગઇ હોય છે. પણ ચોમાસામાં ખેતરોનો ઉપયોગ અશક્ય હોય છે. ઘણી જગ્યાએ કુવાની ઢબનાં જાજરૂઓ છે પણ આ જાજરૂઓનો ઉપયોગ તો સદંતર બંધ જ થવો જોઇએ કારણ કે આથી કુવાનું પાણી બગડવાનો સંભવ છે. જમીન નીચેના પાણીના વહેણ આથી ખરાબ થાય છે અને રોગપ્રેરક જંતુ દાખલ થવાનો અસીમ ભય તેમાં રહેલો છે. ટોપલી ટાઇપનાં જાજરૂ ઠીક છે. પણ સારામાં સારી ઢબ તો ફ્લશ ટાઇપ છે.

વડોદરા અને અમદાવાદમાં 'ફ્લશ ટાઇપ'ના જાજરૂ હજુ હવે અમલમાં આવે છે પણ તે વધુ પ્રમાણમાં થશે તો જ આરોગ્યવિષયક જાજરૂઓ અસ્તિત્વમાં આવ્યાં લેખાશે.

### પાણીનો પ્રશ્ન.

**આવો જ બીજો** અગત્યનો સવાલ તો ન્હાવણ અને ધોવણના પાણીના પ્રશ્નનો છે. ગામડાંઓમાં હંમેશાં તળાવમાં ભેંસો કે ગાયો નવડાવવાની પ્રથા હોય છે. આ જ તળાવમાં લોકો પણ ન્હાય છે અને ન્હાતી વખતે બેચાર વખત તો જરૂર થોડું પાણી પેટમાં જતું હોવાનું જ. આ પ્રથા પણ અતી અનારોગ્યકારી છે. જે તળાવમાં માછલાં પુષ્કળ હોય ત્યાં કદાચ પાણી સહેજ સ્વચ્છ રહેવાનો સંભવ છે પણ બીજા તળાવમાં તેમ નથી હોતું. આથી ઢોરને નવડાવવા માટે જુદું તળાવ હોવું જોઇએ. અને તળાવ મ્હોટું હોય અને માછલાંનું પ્રમાણ સારૂં હોય તો પણ ઢોર તેમજ માણસને ન્હાવાના આરા અરસપરસ અતી દૂર હોવા જોઇએ.

## ઉપદ્રવનો અવરોધ

સામાન્ય રીતે ગામડામાં એટલા બધા રોગો ચાલે છે કે જ્યારે અમુક રોગથી માણસોના મરણની સખ્યા મ્હોટી અને ત્યારે જ ગ્રામવાસીઓને ઉપદ્રવનું ટંઇક ભાન થાય છે. અગારમી અને ઓગણીસમી સદીમા તો માનવવ્યવહાર સાવ ઓછો હતો. લોકોની આવજાવ ઓછી આથી ઉપદ્રવો જલ્દીથી ફાલતા નહી. પણ આજે સ્થિતિ પલટાઇ ગઇ છે આગગાડી અને મોટરે માનવ આવજાવના અ તર તોડી નાંખ્યા છે ગામ ગામ વચ્ચના માઇલો સમયના પ્રમાણમા અતી ટુ કા બન્યા છે. આજે એક જગ્યાએ ઉપદ્રવ શરૂ થાય છે તો તે તુરત જ બીજી જગ્યાએ ફાલતો જાય છે. ૧૯૦૮ ના પ્લેગના ઉપદ્રવના સંભારણા તો હજુ પણ સ્મૃતીપટ પર તાજા જ છે અત્યારે પણ અહમદનગર બાજુ પ્લેગ તો સામાન્ય દર્દ થઇ થઈ પડયુ છે, આથી ઇલાકાને દર વર્ષે એક અથવા બીજા રૂપથી આવતા ઉપદ્રવોમાથી મુક્ત કરવાની જરૂર છે દર છ માસે એન્ટીમેલેરીયલ કેમ્પેઇન કરવાનો કઇ જ અર્થ નથી જે વન્તુ મેલેરીયાને જન્મ આપે છે તે વન્તુઓને જ્યા સુધી જડમુળથી ન ઉખેડી નાખવામા આવે ત્યા સુધી મેલેરીયન કેમ્પેઇન ઉપર પૈસા ખરચેલા નકામા છે એ તો હવે સાવ સ્પષ્ટ છે

## સુધારાની જરૂર

આપણી આરોગ્યવિષયક સગવડો સાવ ઓછી છે. આપણી વસ્તીનો વિશાળ ભાગ સુખાકારીનાં કોઇ પણ સાધનો વગર જ જીવન ગુજારે છે. આપણા લોકો ગરીબ છે અને તેમના જીવનની સામાન્ય જરૂરીઆતો પણ પુરતી નહીં મેળવતા હોવાથી આખો દિવસ ચિંતામાં રહે છે. જ્યારે પેટને માટે પરીશ્રમ કરવામા જ દીવસના સઘળા કલાકો પસાર થતા હોય ત્યારે તેઓ આરોગ્યવિષયક સગવડો ઉપર પુરતો વિચાર કરી શકે એ અશક્ય છે. આપણ ખેડુતો સાથ અને જમીનભરણાની જબરી લુંટથી આખા ને આખા નીચોવાઈ રહ્યા છે. ત્યા તેઓ આરોગ્યવિષયક યોજનાઓનો વિચાર ન કરી શકે એ સાવ સ્વાભાવિક છે. તેમની પાસે આવી યોજના પછવાડે પૈસા ખર્ચવાનું બળ નથી તેમની પાસે તેવી શક્તિ નથી અને સાધન નથી આથી જ આવા ઉત્સાહછેક સંજોગોમા ગામડાંઓનાં આરોગ્ય માટે યોજનાની રૂપરેખા ઘેરવી એ અની અઘરૂં કાર્ય છે. પણ આ કાર્ય ગમે તેવુ અઘરૂં હોય, ગમે તેવું વિશાળ હોય છતા આપણે તેનો સામનો કરવો જ પડશે આજે કે આવતી કાલે આ વિશાળ સમસ્યાનો ઉકેલ તો કરવાનો જ છે આ સવાલથી અળગા થવાનો તો સંભવ જ નથી જો તમે ડરીને આરોગ્યવિષયક વસ્તુથી અળગા ખસશો તો અનારોગ્યનો દૈત્ય હીમાલયના શીખર ઉપર વસતા હશો તો હવા માર્ગે આવીને પણ તમોને સંતાપશે એ ચોક્કસ છે



# 'સમાજજીવન' અને અમે

શ્રીમતી લક્ષ્મીબ્હેન ગો. ડોસાણીએ લખેલા નવયુગના 'નવેમ્બર' અંકમાં 'હું બંડખોર કેમ બની?' એ નામનાં પુસ્તકનું અવલોકન પ્રસિદ્ધ થયું હતું. આ અવલોકનનો છેલ્લો પેરેગ્રાફ નીચે પ્રમાણે હતો.

> સાથે જ શ્રીમતી લક્ષ્મીબ્હેનના આ પુસ્તકના પ્રકાશકોએ કરેલા અન્યાયની નોંધ લેવી જ જોઇએ. કવર-પેજ ઉપર જ પુસ્તકનાં નામ નીચે પ્રકાશકની સહી છે. આ ઉપરથી કોઇ એમ જ માની લે કે પુસ્તક શ્રી. નારાયણજી ગો. ડોસાણીએ જ લખ્યું છે. લેખીકાને આ રીતે થયેલો અન્યાય અક્ષમ્ય છે. પુસ્તક પ્રસિદ્ધ કરનારાઓ લેખકો તરફ હંમેશાં બેપરવાઈ રાખે છે. તેમને ઠેરવેલા પૈસા આપતાં પણ આનાકાની કરે છે. એવો અનુભવ તો લગભગ દરેક લેખકનો છે. પણ કોઈ પ્રકાશક પોતાના નામને જ 'લેખક' તરીકે જણાય એવી રીતે મુકી દે છે તો તે ખોટું છે, એટલું જ નહિં પણ તીરસ્કારણીય છે.

આ ફકરામાં સમાયેલા આક્ષેપનો બચાવ કરતાં શ્રી. નારાયણજી ગો. ડોસાણીએ પોતાના આધિપત્ય નીચે પ્રસિદ્ધ થતાં સમાજજીવનમાં 'એક અજબ શોધ'ના મથાળા નીચે જવાબ આપવાનો યત્ન કર્યો છે. તેઓશ્રી લખે છે કે પુસ્તકની પીઠ ઉપર 'લક્ષ્મી બ્હેન' એ નામ લખ્યું છે એટલે લેખકને અન્યાય થવાની વસ્તુ સંભવી શકતી નથી! સેવા સમિતિના કાર્યાલયનાં પુસ્તકો આ જ પ્રણાલિકા પ્રમાણે પહેલાં પ્રસિદ્ધ થયાં છે. વાંધો આ વખતે જ ઉઠાવવામાં આવ્યો. આ અભિપ્રાય નામ વગરનો હોવાથી જનતા કદર કરશે નહીં. 'ધાણીની માફક' ફુટી નીકળતા લેખકોને પ્રકાશન બદલ પૈસા ન આપવામાં પ્રકાશકોનો દોષ નથી. નવયુગના અવલોકનકારને પણ આવો અનુભવ થયો હશે એટલે એ 'પેરેગ્રાફ'માં વ્યક્તિગત વરાળ કાઢી છે. આખરે અમદાવાદના અંધીઆર જળમાં વસતા આ પ્રકાશક મહાશય કહે છે કે સે. સમિતિ કાર્યાલય લેખકોને પૈસા આપે છે અને સર્વ વસ્તુ લેખકની સંમતીથી જ થાય છે. અને અંતમાં તેઓ કહે છે કે 'તીરસ્કારણીય' જેવા કડક શબ્દોથી ટીકા કરનાર આ 'નામ વિનાના ન્યાયમૂર્તિ'નાં માનસનું છેલ્લો પેરેગ્રાફ એ પ્રતિબિંબ છે.

અને આ મ્હારો જવાબ છે.

પ્રથમ તો આ જવાબ વાંચ્યા પછી પણ લેખિકને થયેલા અન્યાય ઉપર લક્ષ ખેંચવા માટે મ્હને શોક નથી થતો કે ક્ષમા માગવાની જરૂર નથી લાગતી. જે વર્તનનો મેં કડક શબ્દોથી જાહેર વિરોધ કર્યો છે તે વર્તનનો સીધો બચાવ ન કરીને સમાજજીવનના આ અધિપતિએ આપમેળે જ અમારાં આક્ષેપને સાચો પુરવાર કર્યો છે. છતાં ચર્ચાની ખાતર 'હું બંડખોર કેમ બની?' એ પુસ્તકનાં કવર-પેજ ઉપર જરા નીગાહ નાખવી ઠીક થઇ

# વિશ્વના વર્તમાનપત્રોમાંથી

## હીટલર કઇ તરફ ?

**જર્મનીની** નાઝી સત્તાનાં ભાવિ વિષે સમજાવતાં 'લીવીંગ એજ' પત્ર લખે છે કે:

"નાઝી સરકારને છુપી સામ્યવાદી કોમ્યુનિસ્ટ ચળવળ કરતાં ખરી વસ્તુસ્થિતિથી ધીમે ધીમે જાગ્રત થતા પોતાને સાથ આપનારાઓથી જ વિશેષ ડરવાનું છે. પોતાના જ અનુયાયીગણમાં બળવો થવાની બીતિથી હીટલરને ગયા ઉનાળામાં 'બીજા બળવા' પર પ્રતિબંધ મુકવાની અને નાઝીઓને લાગેવળગે છે ત્યાં સુધી ક્રાંતિ પૂર્ણ થઇ છે, એમ જાહેર કરવાની ફરજ પડી હતી. પરંતુ આ શિયાળામાં વિશેષ મુશ્કેલી ઉભી થવાનો સંભવ છે અને હમણાં જ જર્મનીથી પાછો ફરેલો 'માન્ચેસ્ટર ગાર્ડીઅન'નો એક નનામો ખબરપત્રી જણાવે છે કે રસ્તાઓમાં લડાઇ થવાનો, કતલનો અને રાજાશાહીને ફરી સ્થાપન કરવાનો સંભવ જણાય છે.

"હીટલરે સમાજવાદી ક્રાંતિના સર્વ વિચારો છોડી દીધા છે એ વાત નવા અર્થપ્રકરણી પ્રધાન સ્મીટની આખી આર્થિક નીતિ જોતાં ચોકખી જણાય છે. પણ જો આ પ્રત્યાઘાતી નીતિથી ભૂખ અને ઠંડીનો સામનો ન થઇ શકે તો? અહીં જ અભિપ્રાયો જુદા પડે છે. કેટલાકો માને છે કે પોતાના જ અનુયાયીગણ તરફથી હીટલરને બીજા બળવામાંથી પસાર થવાની એટલે કે સામાન્ય રીતે જમીનદારોની મિલ્કતને અને ખાસ કરીને એલ્બન અને પૂર્વ પ્રશિયન મિલ્કતને ખેડૂતોમાં વહેંચવાની, મોટાં ખાતાંઓ અને ખાસ કરીને "રકત ચુસણીયા યહુદીઓએ જર્મન પ્રજા પાસેથી જે લીધું છે તે તેમને પાછું આપો" એ મતલબના સુત્ર તળે યહુદીઓનાં ખાતાંઓ જપ્ત કરવાની ફરજ પડશે.

"પણ જો હીટલર આ બળવાનું નેતૃત્વ લેવાની ના પાડશે તો બીજાઓ તે લેશે અને એમ વિશ્વાસપૂર્વક મનાય છે કે આ શિયાળામાં રસ્તા પર લડાઇઓ થશે. એમ પણ કહેવાય છે કે અમુક અમુક લડાઇ માટે ઉશ્કેરણી થશે અને માર્યા ગયેલાઓ અને ઘાયલ થયેલાઓની અમુક સંખ્યાનો રિપોર્ટ કરવામાં આવશે. રીશ્વેર કંઇ પગલાં લે તે પહેલાં (ધારવા પ્રમાણે યહુદી) દુકાનો લુંટાવાનો સંભવ છે: અત્રે જ મહાન ભાવિ છુપાયેલું છે. જ્યાં સુધી વસ્તુસ્થિતિ અમુક હદ સુધી

ઊગડી ન હોય ત્યાં સુધી રીસ્વેર કંઇ પગલાં ભરી શકે નહિ. જ્યારે અને જો રીસ્વેર વચ્ચે પડશે તો તે, રાજાશાહીને ફરી દાખલ કરવા માટે જ હશે. બીજો રાજા કુંવર લુઈ ફરડીનન્ડ જુવાન રાજા બનવાનો છે. જેઓ તેને પીછાને છે તેઓ તેને સરસ, ડાહ્યા, નમ્ર યુવાન તરીકે વર્ણવે છે તેણે પોતા માટે રાખવામાં આવેલો ભાગ પ્રથમ ભજવ્યો નહોતો પરંતુ હાલ તે પોતાના ભાવિ કાર્ય માટેનું વ્યવસ્થિત શિક્ષણ લઇ રહેલ છે."

## બંગાલમાં રેશમનો ઉદ્યોગ.

"ધી બંગાલ કો-ઓપરેટીવ જર્નલ"માં બંગાલમાં રેશમનો ઉદ્યોગ અને તેની જરૂરિયાત સંબંધી મી. પી. સી. ચૌધરી લખે છે કે:-

"આ ઉદ્યોગના ઉત્પન્ન ખાતામાં થયેલો ઘટાડો ઘણો ગંભીર છે. ૧૮૯૧ ના વસ્તીપત્રકમાં રેશમ વણનારા, રંગનારા અને વેંચનારાઓની સંખ્યા ૨૩,૮૭૭ ની જણાવવામાં આવી હતી, જ્યારે ૧૯૨૬ના ખાતાંવાર સર્વેમાં રેશમ વણનારાઓની કુલે સંખ્યા માત્ર ૨,૧૦૬ આવી હતી. શ્રી એન. જી. મુખરજીના ૧૯૧૩ ના વૃતાંતથી માલમ પડે છે કે એકલા મુર્શિદાબાદ જીલ્લામાં જ રેશમની શાળોની સંખ્યા ૨૫૦૦ ની હતી.

રેશમના કીડાઓની સારી જાત બનાવવા માટે અને દર એકર દીઠ રેશમનો વિસ્તાર વધારવા માટે રેશમના કોશેટા બનાવવાના ઉદ્યોગમાં સુધારો કરવાનું ઘણું જરૂરી છે. પરંતુ કોશેટામાંથી રેશમના લાંબા તાર કાઢવાની નીતિમાં પ્રગતિ થયા સિવાય જાપાનના વધુ સારા રેશમના લાંબા તારની નિકાશ વેપાર માટે કે પરદેશી રેશમની અત્રે થતી આયાત સામે હરિફાઇ કરવી અશક્ય છે. બંગાલમાં થતો રેશમનો જથ્થો હાથવણાટ પર આધાર રાખે છે. સૌથી મોટી ખામી સમભાવના અભાવની છે. યુરોપીયન ખાતાંઓ બંધ પડવાથી હિંદી ખાતાંઓએ 'સારૂં' રેશમી કાપડ બનાવવાનું બંધ કર્યું" છે કારણ કે ઉત્પન્નની કિંમતમાં તેઓની સ્થિતિ હાથવણાટ કરનારાઓ કરતાં ખરાબ છે. જાપાન જે સુંદર રેશમ બહુ જ સસ્તી કિંમતે આપે છે તે હિંદી રેશમના ઉદ્યોગમાં બહુ જ અડચણકર્તા છે.

## દર મીનીટે ચાર બાળકો !

**જાપાનની વસ્તી દર મિનિટે** ચાર બાળક દીઠ વધી રહી છે. છેલ્લાં વર્ષમાં જાપાનમાં જન્મ પ્રમાણ ૨,૧૮૨,૭૪૩ હતું. શાહી કેબીનેટનાં ગણત્રીખાતાંએ બહાર પાડેલા આંકડા મુજબ દર દિવસે દર કલાકે સરાસરી ૨૪૯ બાળકો જન્મે છે. આગલા વર્ષ કરતાં આ વર્ષે ૮૦,૭૩૭ વધું બાળકો જન્મ્યાં હતાં. રિપોર્ટ મુજબ એ જ વખતે મૈઈજીના મીકાડોના પ્રથમ વર્ષોની શરૂઆતથી (૧૮૫૮-૧૯૧૨) જાપાનમાં મૃત્યુપ્રમાણ ઓછામાં ઓછું હતું. વસ્તીમાં આ કુદરતી વધારા-એટલે કે મૃત્યુપ્રમાણ કરતાં જન્મપ્રમાણના વધારાની સંખ્યા ૧,૦૦૭,૮૬૮ થઇ

# વિશ્વના વર્તમાનપત્રોમાંથી

## હીટલર કઇ તરફ ?

**જર્મનીની** નાઝી સત્તાનાં ભાવિ વિષે સમજાવતાં 'લીવીંગ એજ' પત્ર લખે છે કે

"નાઝી સરકારને છુપી સામ્યવાદી કોમ્યુનિસ્ટ ચળવળ કરતાં ખરી વસ્તુસ્થિતિથી ધીમે ધીમે જાગૃત થતા પોતાને સાથ આપનારાઓથી જ વિશેષ ડરવાનું છે. પોતાના જ અનુયાયીગણમાં બળવો થવાની ભીતિથી હીટલરને ગયા ઉનાળામા 'બીજા બળવા' પર પ્રતિબંધ મુકવાની અને નાઝીઓને લાગેવળગે છે ત્યા સુધી ક્રાંતિ પૂર્ણ થઈ છે, એમ જાહેર કરવાની ફરજ પડી હતી. પરંતુ આ શિયાળામાં વિશેષ મુશ્કેલી ઉભી થવાનો સંભવ છે અને હમણાજ જર્મનીથી પાછો ફરેલો 'માન્ચેસ્ટર ગાર્ડીઅન'નો એક નનામો ખબરપત્રી જણાવે છે કે રસ્તાઓમા લડાઇ થવાનો, કતલનો અને રાજાશાહીને ફરી સ્થાપન કરવાનો સંભવ જણાય છે.

"હીટલરે સમાજવાદી ક્રાંતિના સર્વ વિચારો છોડી દીધા છે એ વાત નવા અર્થપ્રકરણી પ્રધાન સ્મીટની આખી આર્થિક નીતિ જોતા ચોકખી જણાય છે. પણ જો આ પ્રત્યાઘાતી નીતિથી ભૂખ અને ઠંડીનો સામનો ન થઈ શકે તો? અહીંજ અભિપ્રાયો જુદા પડે છે. કેટલાકો માને છે કે પોતાના જ અનુયાયીગણ તરફથી હીટલરને બીજા બળવામાંથી પસાર થવાની એટલે કે સામાન્ય રીતે જમીનદારોની મિલ્કતને અને ખાસ કરીને એલ્બન અને પૂર્વ પ્રશિયન મિલ્કતને ખેડુતોમાં વહેંચવાની, મોટાં ખાતાંઓ અને ખાસ કરીને "રક્ત ચુસણીયા યહુદીઓએ જર્મન પ્રજા પાસેથી જે લીધું છે તે તેમને પાછું આપો" એ મતલબના સુત્ર તળે યહુદીઓનાં ખાતાંઓ જપ્ત કરવાની ફરજ પડશે.

"પણ જો હીટલર આ બળવાનું નેતૃત્વ લેવાની ના પાડશે તો બીજાઓ તે લેશે અને એમ વિશ્વાસપૂર્વક મનાય છે કે આ શિયાળામાં રસ્તા પર લડાઈઓ થશે એમ પણ કહેવાય છે કે અમુક અમુક લડાઇ માટે ઉશ્કેરણી થશે અને માર્યા ગયેલાઓ અને ઘાયલ થયેલાઓની અમુક સંખ્યાનો રિપોર્ટ કરવામા આવશે. રીસ્વેર કંઇ પગલાં લે તે પહેલા (ધારવા પ્રમાણે યહુદી) દુકાનો લુંટાવાનો સંભવ છે અત્રે જ મહાન ભાવિ છુપાયેલું છે. જ્યાં સુધી વસ્તુસ્થિતિ અમુક હદ સુધી

અગાડી ન હોય ત્યાં સુધી રીસ્વેર કંઇ પગલાં ભરી શકે નહિં. જ્યારે અને જો રીસ્વેર વચ્ચે પડશે તો તે ગજાશાહીને ફરી દાખલ કરવા માટે જ હશે. બીજો રાજા કુંવર લુઇ ફેડીનન્ડ જુવાન રાજા બનવાનો છે. જેઓ તેને પીછાને છે તેઓ તેને સરસ, ડાહ્યા, નમ્ર યુવાન તરીકે વર્ણવે છે તેણે પોતા માટે રાખવામાં આવેલો ભાગ પ્રથમ ભજવ્યો નહોતો પરંતુ હાલ તે પોતાના ભાવિ કાર્ય માટેનું વ્યવસ્થિત શિક્ષણ લઇ રહેલ છે."

## બંગાલમાં રેશમનો ઉદ્યોગ.

"ધી બંગાલ કો-ઓપરેટીવ જર્નલ'માં બંગાલમાં રેશમનો ઉદ્યોગ અને તેની જરૂરિયાત સંબંધી મી. પી. સી. ચૌધરી લખે છે કે:—

"આ ઉદ્યોગના ઉત્પન્ન ખાતામાં થયેલો ઘટાડો ઘણો ગંભીર છે. ૧૮૯૧ ના વસ્તીપત્રકમાં રેશમ વણનારા, રંગનારા અને વેચનારાઓની સંખ્યા ૨૩,૮૭૭ ની જણાવવામાં આવી હતી, જ્યારે ૧૯૨૬ના ખાતાંવાર સર્વેમાં રેશમ વણનારાઓની કુલે સંખ્યા માત્ર ૨,૧૯૬ આવી હતી. શ્રી એન. જી. મુખરજીના ૧૯૧૩ ના વૃતાંતથી માલમ પડે છે કે એકલા મુર્શિદાબાદ જીલ્લામાં જ રેશમની શાળાની સંખ્યા ૨૫૦૦ ની હતી.

રેશમના કીડાઓની સારી જાત બનાવવા માટે અને દર એકર દીઠ રેશમનો વિસ્તાર વધારવા માટે રેશમના કોશેટા બનાવવાના ઉદ્યોગમાં સુધારો કરવાનું ઘણું જરૂરી છે. પરંતુ કોશેટામાંથી રેશમના લાંબા તાર કાઢવાની નીતિમાં પ્રગતિ થયા સિવાય જાપાનના વધુ સારા રેશમના લાંબા તારની નિકાશ વેપાર માટે કે પરદેશી રેશમની અત્રે થતી આયાત સામે હરિફાઇ કરવી અશક્ય છે. બંગાલમાં થતો રેશમનો જથ્થો હાથવણાટ પર આધાર રાખે છે. સૌથી મોટી ખામી સમભાવના અભાવની છે. યુરોપીયન ખાતાંઓ બંધ પડવાથી હિંદી ખાતાંઓએ સારૂં રેશમી કાપડ બનાવવાનું બંધ કર્યું છે કારણ કે ઉત્પન્નની કિંમતમાં તેઓની સ્થિતિ હાથવણાટ કરનારાઓ કરતાં ખરાબ છે. જાપાન જે મુંદર રેશમ બહુ જ સસ્તી કિંમતે આપે છે તે હિંદી રેશમના ઉદ્યોગમાં બહુ જ અડચણકર્તા છે.

## દર મીનીટે ચાર બાળકો!

**જાપાનની વસ્તી** દર મિનિટે ચાર બાળક દીઠ વધી રહી છે. છેલ્લાં વર્ષમાં જાપાનમાં જન્મ પ્રમાણ ૨,૧૮૨,૭૪૩ હતું. શાહી કેબીનેટનાં ગણત્રીખાતાંએ બહાર પાડેલા આંકડા મુજબ દર દિવસે દર કલાકે સરાસરી ૨૪૯ બાળકો જન્મે છે. આગલા વર્ષ કરતાં આ વર્ષે ૮૦,૭૩૭ વધુ બાળકો જન્મ્યાં હતાં. રિપોર્ટ મુજબ એ જ વખતે મેઇજીના મીકાડોના પ્રથમ વર્ષોની શરૂઆતથી (૧૮૫૮–૧૯૧૨) જાપાનમાં મૃત્યુપ્રમાણ ઓછામાં ઓછું હતું. વસ્તીમાં આ કુદરતી વધારા—એટલે કે મૃત્યુપ્રમાણ કરતાં જન્મપ્રમાણના વધારાની સંખ્યા ૧,૦૦૭,૮૬૮ થઇ

છે. બીજા શબ્દોમાં કહીએ તો જાપાનની વસ્તી સરાસરી દર હજારે ૧૧૫ વધી હતી.

આ ચોંકાવનારા આંકડાઓએ જાપાનીસ પત્રો માટે ભયની લાલ નિશાની ઉભી કરી છે. સ્થાનિક કચેરીએ આ વસ્તીપ્રશ્નનો અભ્યાસ કરવા માટે એક કમીશન નીમ્યું છે. ટોકીયોનું સ્વતંત્ર પત્ર 'છુછ શીમ્પો' દર મીનીટે ચારના દરથી જન્મતા બાળકોથી ઉભી થતી રાષ્ટ્રિય અને આંતરરાષ્ટ્રિય અસર જણાવતાં લખે છે કેઃ–

"પોતાના વસ્તીપ્રશ્નનું નિરાકરણ કરવા માટે જાપાન શું કરી શકે એ પ્રશ્ન વારંવાર પૂછાય છે. પહેલાં તો જાપાન કુદરતી સાધનો અને પરદેશી બજારો હાથ કરવા ઇચ્છે છે. બીજો અગત્યનો માર્ગ પરદેશગમનનો છે. પરંતુ આ બાબતમાં પરદેશોએ ઓછી સહાનુભૂતિ વ્યક્ત કરી છે. જાપાનીઓના બહાર વસવાટ માટેની ભાગ. લિક દૃષ્ટિએ યોગ્ય દેશ મનાતા અમેરિકા અને આસ્ટ્રેલીઆએ ખરૂં જોતાં તો જાપાની સામ્રાજ્યના બધા નાગરિકો સામે પ્રતિબંધ મુકયો છે.

"ચાલુ પરિસ્થિતિ તળે જાપાનીસ વસાહત માટે બ્રાઝીલ સૌથી વિશેષ સંભવ નાખશે છે. પરંતુ અત્રે પણ શરત મુજબ દર વર્ષે ૫૦,૦૦૦ થી વિશેષ જાપાનીઓ જઇ વસી શકે તેમ નથી. તાજેતરમાં મંચુકુઓમાં જાપાન જઇ શકે છે. પરંતુ અત્રે પણ સસ્તી ચીનાઇ હરીફાઇ અને કોરીયન પરદેશવાસીઓની આ વિસ્તારમાં રહેવાની ખાસ લાયકાતને અંગે વસ્તુસ્થિતિ વિશેષ ગુંચવણભરી બની છે.

—લીટરરી ડાયજેસ્ટ.

# નવાઇ જેવી વાતો

धमनी स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
श्रीयुत दाह्याभाई आणंदजी आचार्य
तरफथी सविनय सप्रेम भेट.

—— સંગ્રાહક

"સાયન્ટીસ્ટ"

સમરીઆડ મુલકમાં થોરની એક વિચિત્ર જાત ઉત્પન્ન થાય છે. ફ્લોરીડામાં પણ આ થોર સારા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે એમ પ્રોફેસર ગ્રેન કે. સ્મોલ કહે છે આ જાતિ દેશની આબોહવા પ્રમાણે પોતાનું સ્વરૂપ બદલે છે. સામાન્ય રીતે આ થોરીઆઓ ડુંગરાળ દેશમાં તેમ જ રણની આગળની ભૂમીમાં થાય છે પણ ભેજવાળી દશામાં જે થોરીઆઓ થાય છે તેમાં કાંટા ઓછા હોય છે.

* * *

રશિયન એન્જીનીયરો પૈડાં વગરની ગાડી બનાવવા માટે પ્રયત્ન કરી રહ્યા છે. પૈડાંને બદલે તેમાં ગોળા છે. અને દરેક ડબ્બાને છેડે આ ગોળા મુકેલા છે. આ ગોળાઓ રસ્તાની અંદર દબાવેલા પાટાઓ સાથે બરાબર બંધ બેસતા હોય છે. આ ગાડી કલાકના ૪૩ માઇલની ઝડપે ચાલી શકે છે. આવી ગાડી જો બરાબર ગોઠવવામાં આવે તો કલાકની ૧૮૩ માઇલની ઝડપે જઇ શકે તેમ છે. એંજીનીયરો કહે છે કે આટલી ઝડપે આગગાડી જતી હશે છતાં તે સાવ સરળતાથી અને શાન્તિથી ચાલશે.

રશીયન એંનજીનીયરોનો આ અખતરો અજમાવવા માટે મોસ્કોથી ૩૦ માઇલની નવી રેલ્વે નાખવામાં આવી છે અને આ નવી રેલ્વેનો વ્યવસ્થીત અખતરો તેના ઉપર કરવામાં આવશે. જો આ અખતરો સરળ થશે તો આગગાડીની પ્રગતિનો ઇતિહાસ પલટાઇ જશે.

ચીકાગોના અમેરીકન સર્જનની જાહેરાત પ્રમાણે ભાંગી ગયેલાં હાડકાં ત્રણ ઇંચ લાંબાં થઈ શકશે. નવી પધ્ધતિથી આમ કરવું શક્ય બન્યું છે. આ શોધકના શોધકનું નામ પ્રો. વીરારીઓ પુટી છે. તેઓ ઇટાલીના બોલોગ્ના વિશ્વવિદ્યાલયના અધ્યાપક છે.

* * *

ઉત્તર ધ્રુવ ગરમ બને છે કે ઠંડો ? કેટલાક કહે છે કે તે વધુ ને વધુ થંડો બનતો જાય છે. પણ રશિયન ભૌગોલિક વિજ્ઞાનવિશારદ એમ. ડાટસ્કી કહે છે તે હવે ગરમ થતો જાય છે એટલું જ નહિં પણ વર્ષો જતાં આ ગરમી વધતીજ જવાની. આજથી ચાળીશ વર્ષ

પહેના જ્યારે એમ બીજા રશિયન વૈજ્ઞા નિકે આ શીતપ્રદેશના ઉંડાણના માપ લ્હીધા હતા ત્યારે તે મે મીટર નીચે હતી આજે આ શીતપ્રદેશનુ ઉ ડાણ અઢાર થઇ ગયુ છે, આનુ કારણ એમ જણાવવામા આવે છે કે ધ્રુવના ઉપર રહેતો બરફ નીચે ઉતરતો જાય છે

*

**ઇટાલીઅન** એન્જીનીયર નવી જાતના વિમાન સાથે પ્રયોગ કરી રહ્યા છે તેનુ નામ છે સ્ટીપા કેપ્રોની ટયુબ્યુલર વિમાન આની આ કાર પખો એમ ટયુબની આ કાર છે આ જાતના વિમાનથી ઘણો લાભ છે આથી એરોપ્લેનના પ ખાની ઝડપ ઘણી વધશે આ કપનીએ હમણા તો ન્હાના ન્હાના નમુના ઉપર આવા વિમાનો બાંધ્યા છે

## વિમાનમાં સુવાની સગવડ.

**હવેના વિમાનમા સુવાની** ખાસ સગવડ રાખવામા આવનાર છે અત્યાર સુધી વિમાનો રાત્રે ઉડતા નથી પણ રાતના ઉડવાનુ શરુ થતા ઉતારૂઓ સહેલાઇથી સુઇ શકે એટલુ જ નહિ પણ કોઇ પણ જાતની તકલીફ વગર ઉંઘી શકે તેવી વ્યવસ્થા રાખવામા આવનાર છે આ નવા પ્રકારની વ્યવસ્થા અમેરિકાની વિમાની સર્વિસમા શરૂ કરવામા આવી છે

*

**દરેક દિવસે જો** એ ચોરસવાર જમીન ઉપર સૂર્યનુ તેજ પડે તો લગભગ એ ૧૮ પાઉન્ડ કોલસાની ગરમી બરાબર મળે છે આ ઉપરથી માપના લગભગ ૧૦૦૦ વાર ચોરસ જમીનને દરેક વર્ષમા ૧૦૦૦૦૦૦૦૦૦ ટન કોલસાની ગરમી મળે છે

* *

**ન્યુ**યોર્ક **ખાતેની એક** ગાંડાની ઇસ્પીતાલમા એક દરદી છે આ માણસને લખતા કે વાચતા નથી આવડતુ છતા તેની ગણીત શક્તિ અતિ ચમત્કારી છે તે મ્હોટા મ્હોટા ગણીતના દાખલાઓ ક્ષણવારમા ગણી આપે છે તેને પુછવામા આવ્યુ હતુ કે ૩૯ વર્ષ ૩ મહીના અને ૧૨ દિવસની સેકન્ડો કેટલી? તેણે માત્ર ૩૨ સેકન્ડની અ દર જવાબ આપ્યો હતો તેને પુછવામા આવતા તેણે જણાવ્યુ કે વર્ષની ૩૧૫૩૬૦૦૦ સેકન્ડ છે આથી ૩૦૦૦૦૦૦૦ ને ૩૦ થી ગુણ્યુ છુ આથી ૯૦૦૦૦૦૦૦૦ ની સખ્યા આવી ત્યારપછી ૧૫૦૦૦૦૦ ની સખ્યાને ૩૦ થી ગુણુ છુ અને આથી ૪૫૦૦૦૦૦૦ આવે છે પછી ૩૦૦૦૦ ને ૩૦ થી ગુણુ છુ જેથી ૯૦૦૦૦૦ આવે છે પછી ૬૦૦૦ ને ૩૦ ગુણુ છુ તેથી ૧૮૦૦૦૦ આવે છે, આ બધાનો સરવાળો કરશો તો ૮૪૬૦૮૦૦૦૦ સેકન્ડ આવી રહે છે જવાબ આપતા તેને માત્ર ૧૮ સેકન્ડ લાગી હતી

* *

## નાચવાનો રેકર્ડ.

**લેમ્સડાર્ફની ઉમરાવ** માતુ પોતાના સ્મરણ મુકુરમા લખે છે કે તેઓ ઓછામા ઓછુ ૧૫૦૦૦ માઇલ જેટલુ નાચ્યા હતા લગ્ન પહેલા તેમણે ૨૨૫ નાચ મા ભાગલીધો હતો લગ્ન પછી ૫૫૭ નાચમા તેમણે હાજરી આપી હતી લગ્ન પહેલા તેમને લગતી અઢાર માગણી મળી હતી અને પછી ૨૭૨ જણે તેમને પ્રણયનો પેગામ પ ના હતો લગભગ સો જણે આ પ્રણય ન સ્વી કારાય તો આત્મઘાત કરવાની ધમકી આ પી હતી અ ત્યાર સુધીમા તેમણે ૨૯૩૪ "વ ' નાચ કર્યાં હતા ૮૫૦૦ વૉલ્ટઝ નાચ ર્યાં હતા અને ૫૦૦ પોલ્કા નાચ કર્યા હતા નાચમા સાથ આપનારાઓમા ૧૨૦૦ મૂર્ખા હતા ૩૦૦ કટાળો આપે તેવા હતા ૮૨ ઠીક હતા, અને ૩ ગમતી હત

# લાઠી પરિષદનો

## -એક બેજવાબદાર રિપોર્ટ

બિચારા કાઠિઆવાડી રાંચાઓ! કંઇ સમજે જ નહિ. "લાઠીનું સંમેલન"-બસ આટલા શબ્દો સાંભળતાં જ આ ગામડીઆઓએ કાઠિઆવાડની તરેહતરેહની લાઠી એકઠી કરવા માંડી છે. અને તેઓની આ અક્કલવાળી પ્રવૃત્તિને લઇને સારામાં સારી "લાઠીઓ" જોવાનું (અનુભવવાનું તો નહિ જ) ખુશનસીબ ગુજરાતના સાહિત્યકોને સાંપડશે એ શંકા વગરની વાત છે-લાઠીના આ સંમેલનમાં એક રાંચાના મત પ્રમાણે કડીવાળી ડાંગ અગ્રસ્થાન લેશે એવું અનુમાન બંધાય છે-બીજા એક જણનો એવો મત છે કે આ કડીવાળી ભારી ડાંગ જે કોઇ પાંચ મીનીટ સુધી હાથની હાથેળીમાં ટકાવી શકે એવા આદમીને સાહિત્ય પરિષદ પ્રમુખનું સ્થાન આપશે. જો કોઇ મૌલિક બની આ લાઠીને સમતોલ રાખવાને બદલે કોઇ ઉપર એ ઢાળી દેશે તો સાહિત્ય પરિષદની સ્વાગત કમીટી તરત જ ફોજદાર, પોલીસ ઉપરી, ઇન્ફ્ન્ટ્રી, રસાલો—એ તમામ રાજ્યનાં ખાતાંને સાદ પાડશે અને એ ખાતાંઓના ઉપરીઓ આ સાહિત્યક સાદ એકેક કલાકે સાંભળી ફીનો હાથમા લેશે અને આ રીતે પરિષદની કુમકે તુમાર આવી પહોંચશે.

"નેક નામદાર દરબારશ્રીની સેવામાં—

વિશેષ વિનંતી સાથે લખવાનું કે સાહિત્ય પરિષદના ઉપરી અમલદારે લાઠીના જુદા જુદા પ્રયોગોથી ડરી ન જતાં, એ પ્રવૃત્તિ સામે જલદ સાદ કાઢયો છે—દરબારશ્રીને માલુમ થાય કે અમારા કાન ખાલી તોપો ફોડી ફોડીને બહેરા બની ગય છે—પોલીટીકલ એજન્ટ સાહેબ આવે કે નેક નામદાર દરબારશ્રીનો શુભ જન્મદિવસ આવે ત્યારે અમારે તોપો ફોડવી પડે છે—આ કારણને લઇને સાહિત્યકાગનો સાદ અમે બે કલાકે સાંભળ્યો છે—અમે બીલકુલ અભિમાન વિના જાહેર કરીએ છીએ કે "લાઠીના પ્રયોગો" સામે સાવચેતીનાં પગલાં તો લેવાં જ ઘટે, એટલે અમારામાંથી કોઇએ ખોટી બહાદુરી બતાવી પરિષદના મંડપમાં પગ દીધો નહોતો—અમારામાં હીંમત છે એ લખતાં અમાર ચહેરા પર શરમના શેરડા પડે છે.

લેખકઃ-

'પ્રેક્ષક'—જે ત્યાં ગયો જ ન હતો.

"અમારે દરબારશ્રીને ખાસ જાહેર કરવાની જરૂર છે કે જ્યાં સુધી ઇન્ફર્મીમાં લાન્અચ'માં માણસોની ભરતી કરવામાં આવે નહિ ત્યાં સુધી પરિષદને મદદ કરવી શક્ય નથી. માટે એ મંજુરી આપવાનો હુમાર અમને મળે એમ આપ ગોઠવણ કરશો—"

અને પરિષદનો મંડપ ખાલી થઈ ગયો—નમતા સુરજે શ્રી. કૃષ્ણલાલ ઝવેરીનો ધારો સંભળાયો—

"હવે ખાવાની શી વ્યવસ્થા કરવામાં આવી છે"?—

કોઇએ જવાબ દઈ દીધો—

"એ તો કલાપીને ત્યાંજ હોય ને! છાશ અને બાજરાના રોટલા—અને માટલાંનું ઠંડુ પાણી!"......

એક મુંબઇગરાને ભેળ યાદ આવી ગયો—

"ભેળ મળે ખરો!"

અને બધેથી "ના" સંભળાઇ—એટલે તરત જ શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરીએ ખાસ સમિતિ બોલાવી એવો ઠરાવ મૂકાવ્યો કે કાઠિઆવાડમા ભેળનો પ્રચાર કરવો—કારણ કે ભેળ ખાધા પછીજ ગુજરાતીઓ કાવ્યના બાગ સરજી શકે છે તે રાતે કોઇને ઉંઘ આવી નહિ. પરિષદના મંડપમા કવિઓના કાવ્યોએ ચંદ્રને કેદ કરી નાખ્યો હતો—એ ફરી છુટો થઇ રાહતનો દમ ખેંચતો હોય એ રીતે આકાશમાં ઝુકી રહ્યો હતો—એ ઉગતાંની સાથે જ અનેક કવિઓની નાભીમાંથી નિશ્વાસ નીકળી પડયા—

ગમે તેના મગજને ફુંજાવી નાખે તેવો જમ્બર પ્રશ્ન હોય તેમ એક સાહિત્યરસીકે સવાલ કર્યો—

"આપણાં આજનાં સાહિત્યનો પ્રધાન સૂર શું?" જેને ઉંઘ આવતી હતી, અને જે ગુજરાતી સાહિત્યના ખાળકુવામાં પડયો નહોતો એણે જવાબ આપ્યો—

"સાહિત્યનો પ્રધાનસૂર ?......

—કંટાળું"—

"પણ કંટોલાં મુંબઇમાં તો બહુ મોંઘાં મળે છે—" પેલાએ જાણીજોઇને ઘોરવ માંડયું—

જેઓનાં જીવન ભરેલાં છે, જેઓના આદર્શો "થેલી"માંથી જ બહાર આવેલા છે, જેઓનાં નિરીક્ષણો પલંગ અને ફુલવાડી આસપાસ જ ફર્યા કરે છે, જેઓ વાસ્તવિકતા અને લોકજીવનથી દૂર ભાગી અનંતતાનાં અફીણ પીએ છે, તેવા મુડદાંઓની પરિષદ્‌ સાહિત્ય અને કલાને પણ મુડીવાદની ઘોરમાં દાટશે—

તેઓ સાહિત્ય અને કલા દ્વારા જે પ્રદેશ તૈયાર કરે છે એ પત્તાંનો છે—નવરચના એક જ ટકોરાથી આવા પત્તાંનાં પ્રદેશને જમીન ભેગો કરશે.



# નાતાલ અને તેનું મહત્વ

**નાતાલ** (Christmus) ના દિન જીસસ ક્રાઇસ્ટના જન્મદિન તરીકે કેટલાંયે વર્ષોથી ઉજવવામાં આવે છે. યુરોપમાં સામાન્યત: પચીસમી ડિસેંબરનો દિન 'નાતાલદિન' તરીકે ઉજવાય છે.

નાતાલદિનને ખ્રીસ્તીઓના ઉત્સવદિન તરીકે ક્યારથી ઉજવવામાં આવે છે તે ચોક્કસપણે કહી શકાય નહિ. ટેલેસ્ફોરસના સમયમાં (ઈ. સ. ૧૩૮–૧૬૧) આ દિનનો મહિમા વધ્યો હોવાનાં કેટલાંક સૂચનો કરાય છે પરંતુ અભ્યાસીઓ આને કલ્પિત માને છે. આ ઉત્સવદિનની પ્રથમ ચોક્કસ સૂચના શહેનશાહ કોમિડસ (ઈ. સ. ૧૮૦ ૧૯૨) ના સમયમાં કરવામાં આવે છે. એલેક્ઝાંડરાના સેલીમેંટ પણ ત્રીજી સદીમાં ઉજવાયો હોવાનું જણાવે છે.

આપણે વાંચીએ છીએ કે:—"ખ્રીસ્તીઓની એક સંખ્યા અમુક મકાનમાં મળીને પોતાના ધર્મસ્થાપકનો દિન ઉજવતી હતી એવું સાંભળીને 'ડાયોક્લેટીયને' દેવળને બાળી નંખાવ્યું હતું અને બધા જનો અગ્નિમાં નાશ પામ્યા—આ ઉત્સવનો જન્મદિન કે મહિનો શોધવાના સર્વ યત્નો નકામા છે. આપણી પાસે તેની ચોક્કસાઈ કરવાનાં કંઇ સાધનો નથી.

ડાહ્યા પુરુષોનો ઇતિહાસ, તેમની મુસાફરી માટે ધરાતી જ્યોતિષિક અટકળો, ક્લીડીનીઅસની મેન્સસ, જેરૂસલેમ ખાતેના પાદરીઓની પંક્તિ, આગસ્ટસના હાથે જેનસનાં દેવળનું બંધ થવું અને એવી બીજી બાબતો જે તારીખવાર મુકાય છે તે કંઈ પણ ઉપયોગ કરવા માટે નકામી છે. પરંતુ જે કંઇ સાક્ષી પડે છે તેથી કહી શકાય કે ક્રાઇસ્ટનો જન્મદિન ઇ. સ. પૂર્વે ૪ કે તેથી પહેલાં ફેબ્રુઆરી મહિનામાં હતો.

૨૫ મી ડિસેંબરનો પ્રથમ ઉલ્લેખ જર્મન ઇતિહાસકાર ઇંનોન્સેને ઈ. સ. ૩૫૪ માં લેટીન પંચાગમાં કર્યો હતો. તેના પ્રમાણે—"જીસસ ક્રાઇસ્ટનો જન્મ ૨૫ મી ડિસેંબરે, એક શુક્રવારે પૂર્ણિમાને દિને થયો હતો." પરંતુ આને લગતી ઉજવણીનો તેમાં કંઇ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. ખરું જોતાં તો દેવળના પાદરીઓ ૬ ઠ્ઠી ફેબ્રુઆરીના દિનને ઉજવતા હતા અને આ ઉજવણી જ જીસસ ક્રાઇસ્ટના આત્મિક જન્મ તરીકે પવિત્ર મનાતી હતી. જીસસ ક્રાઇસ્ટનો કુદરતી જન્મદિન ૨૫ મી ડિસેંબર પવિત્ર મનાતો ન હતો.

૨૫ મી ડિસેંબરનો દિવસ ક્રાઇસ્ટના જન્મદિન તરીકે કેવી રીતે અને ક્યારે પળાવવામાં આવ્યો તેનો વિચાર કરતાં પહેલાં માણસ જીસસ ક્રાઇસ્ટનો ઇતિહાસમાં ઉલ્લેખ કરેલો છે કે કેમ તે જોઇએ.

આ બહુ જ જાણીતા માણસ વિષે બીન-ખ્રીસ્તી લોકોનાં ઐતિહાસિક સાહિત્યમાં ક્વચિત જ ઉપયોગ કરવામાં આવેલ છે. મહાન ઇતિહાસકાર ટેસીલસે ખ્રીસ્તીઓનો

ઉલ્લેખ કરતાં કહ્યું છે કે 'ક્રાઈસ્ટસ' નામ પરથી ક્રિશ્ચીયન નામ અપાયું છે. નીરોએ આ લોકો પર ભારે જુલ્મો કર્યા હતા. ક્રાઈસ્ટસને ટીબરીઅસના રાજ્યઅમલ દરમિયાન સૌથી કડક ફાંસીની સજા કરવામાં આવી હતી અને તુરત જ એકલા જ્યુડીઆમાં જ નહિ પરંતુ રોમમાં પણ ખોટા વ્હેમોએ જડ ઘાલી. આમ જીસસ ઇતિહાસમાં બેશક થઈ ગયો છે.

આર્મીનીયન અને સીરીયન લોકો ૬ ઠ્ઠી જાન્યુઆરીના દિનને જન્મદિન તરીકે વળગી રહ્યા પરંતુ ઈ. સ ૩૫૩–૩૬૧ માં કોન્સ્ટેનટાઈનની કોર્ટમાં ૨૫ મી ડિસેંબરનો દિવસ ઉજવાયો અને આ દિવસ પશ્ચિમ અને પૂર્વમાં ઉજવાતો ગયો એમ કહેવાય છે. પાછળથી જ્યારે બચ્ચાંઓને 'બેપ્ટાઇઝડ' (Baptised) કરવાની સામાન્ય પ્રથા પડી ત્યારથી 'જીસસના આ . ધ્યાતિમક જીવન' વિષેના પુરાણાં મંતવ્યનો ત્યાગ કરવામાં આવ્યો અને ઉત્સવના આ દ્દષ્ટિબિંદુને ત્યજી દીધાથી ૨૫ મી ડિસેંબરના કુદરતી જન્મદિનનું મહત્વ દિવસે દિવસે વધવા લાગ્યું.

આર્મીનીયન દેવળ હજુ પણ ૬ ઠ્ઠી જાન્યુઆરીનો દિવસ પાળવાનું ચાલુ રાખે છે. એ જાણવું રસપ્રદ થઇ પડશે કે 'મીથરા'નો જન્મ પણ ૨૫ મી ડિસેંબરે થયો હતો એવી જ રીતે ડાયોનીસીસ અને એડોનીસ તેમજ બેબ–સન–ગોડ હોરોસનો જન્મ ૨૫ મી ડિસેંબરે જ થયો હતો.

એમ કહેવાય છે કે પહેલાં મેટ્રનનો ઉત્સવ ડિસેંબરમાં ઉજવાતો લોકો ત્યારે દેવળમાં લીલી ચીજોનો શણગાર કરતા ખ્રીસ્તીઓનો રિવાજ પણ તેવો જ છે.

# ચર્ચાના ચોગાનમાં

## સંતતિનિયમન એ સર્વ દેશનો સવાલ છે

મે. 'નવયુગ'ના તંત્રીશ્રી,

બર્થ કન્ટ્રોલ અથવા સંતતિનિયમન એ પ્રશ્ન કંઈ પાટીદાર કોમનો એકલીનો નથી એ સવાલ જે દેશો વસ્તીમાં ઘણા વધી ગયા છે તે સઘળા દેશોને વિચારવાનો છે. હિંદુસ્થાન તેવા દેશોમાં અતી મોખરે છે. જ્યારે આ દેશની વસ્તી ૩૧ કરોડ હતી ત્યારે પણ કેટલાયને પુરૂં એક વખત પણ ખાવાનું મળતું ન હતું તો જ્યારે છેલ્લા ૧૦ વરસમાં વસ્તી વધીને ૩૫ કરોડની થઈ છે તેની અસર અને ભૂખમરો આપણે આપણી આંખે જોઇએ છીએ. એક ગામડાનો અજ્ઞાન ખેડુત પણ આ દુઃખ જોઈ રહે છે અને તે વિચાર કરે છે કે આનો શો ઉપાય? આ બાબતનો કંઇ ઉપાય છે? ઉપાય ઉપર આવતાં મને બે ઉપામ સુઝે છે.

(૧) વધુ વસ્તીને બીજા દેશો જ્યા વસ્તી ઓછી હોય ત્યાં મોકલવી. જે બનવું આપણે માટે તદ્દન અશક્ય છે કારણ કે કોઈ દેશ દક્ષીણઆફ્રીકા અને પુર્વઆફ્રીકાની સરકારનાં આપણાં પ્રત્યેના વર્તન ઉપરથી માલમ પડશે કે પરદેશો આપણને નહિ વસવા દેવા કેવા કેવા કાયદાઓ ઘડે છે તે ખેડા જીલ્લાના પાટીદાર ભાઇઓથી અજાણ નહિ હોય. એ પ્રમાણે આપણને વસવા દેવા તૈયાર નથી બીજો ઉપાય સંતતિનિયમન છે. તેના બે ભાગ છે. ૧, સંયમ. જે હંમેશને માટે બ્રહ્મચર્ય પાળવાથી થઇ શકે છે. આ ઉપાય ઘણો જ સારો છે જેનાથી પાળનારની શક્તિ વધે છે અને મન ઉપર કાબુ પણ કેળવાય છે. પણ ખરેખર દિલગીરીની વાત તો એ જ છે કે મોટા મોટા વિદ્વાનો તેમજ તપસ્વીઓ પણ આ (Instinct.) આવેગને દબાવી શક્યા નથી તેમ પૂર્ણપણે જીતી શકયા નથી. જે સંયમ વિશ્વામીત્ર જેવા મહાન તપેશ્વરી ન રાખવી શકયા તે સામાન્ય અજ્ઞાન માણસ કેની રીતે કાબુમાં રાખી શકે અને કોઇ પણ દેશ પાસેથી જાતીસંયમ ઉપર સંતતિનિયમનનો આધાર રાખવો તે વેળુમાંથી તેલ કાઢવા જેવું જ છે. બીજો વૈજ્ઞાનિક ઉપાય છે જે કોઈ પણ રીતે અકુદરતી અથવા અધાર્મીક નથી. એ ઉપાય વૈદીક દૃષ્ટિથી પણ શરીરને નુકશાનકારક નથી પણ યોગ્ય રીતે મનસંયમ સાથે વાપરવામાં આવે તો પહેલા ઉપાયના જેટલો જ ફાયદાકારક છે. જો આપણને બંધકોષ થાય તો જુલાબ લેતા નથી? તાવ ચડે તો તેને બરફથી ઉતારતા નથી? શરીરના રોગીષ્ટ ભાગને શસ્ત્રક્રીયાથી કપાવતા નથી? એ બધા કુદરતની સામે બંડ કરવા બરાબર હોય તો આ ઉપાયને પણ તેમજ ગણવામાં કંઇ અડચણ નથી. આપણે કુદરત સામે

ઘણાં બંડ કર્યાં છે ને. કરવાં પડશે તો આ એક વધારે કરવામાં કંઇ નુકશાન નથી મનુષ્યજાતે જાતની, દેશની કે દુનીઆના ભલાને વાસ્તે, તેની ઉન્નતીને વાસ્તે, દેશ કે દેહને નુકશાન થતું ના હોય પણ જાતને અથવા સમુહને ફાયદાકારક હોય તો તે ઉપાય લેવામાં વેદીયાઓ કે તેમના અવળાં અર્થશાસ્રોની જરા પણ દરકાર કરવી નહિં. વાંચક બંધુ, તને પુછું છું કે તારામાં બ્રહ્મચર્ય પાળવાની શક્તિ છે? ને જો તારો વિચાર ખરેખર દુનીયાની વસ્તી વધારી તારાં છોકરાંને નાગાં ભૂખ્યાં, રઝળતાં ના રાખવાં હોય તો જરૂર સંતતિનિયમનનો ઉપાય લેવામાં કુદરતનો કે ઇશ્વરનો કંઇ ડર રાખવાની જરૂર નથી કારણ કે તેમાં આપણે કુદરતનો કંઇ પણ ગુન્હો કરતા જ નથી. આ ઉપાય કુદરતની વિરૂધ્ધ અથવા ધર્મશાસ્રોની વિરૂધ્ધ છે તેમ કહેવામાં આપણા ધર્મગુરૂઓ ફક્ત પોતાનો હક્ક સાબીત કરવા માગે છે સતતિનિયમનની વિરૂધ્ધ બીજો વર્ગ મુડીવાદીઓનો છે એ લોકનો સ્વાર્થ વસ્તી વધવામાં જ છે કારણ કે વસ્તી વધતા મજુરીના દર ઓછા થાય અને તેમની જમીનના ખેડનાર વધે. હાલ અનાજ તથા મજુરીના ભાવ આટલા બેસી ગયા છે છતાં જમીનદારોની સાંથ ઘટી નથી તેનું કારણ ખેતી કરનાર વધ્યા પણ તે પ્રમાણમાં ખેડાણ જમીન વધી નહિં. ખરી રીતે સંતતિનિયમન પૈસાદાર કરતાં ગરીબને જરૂરનો અને આશીર્વાદ સમાન છે. મુડીવાદી અને ધર્મગુરૂઓનો સ્વાર્થ એકમેક સાથે સંકળાયેલો છે. અને બીજા ઇંગ્લેંડ વિગેરે દેશોમાં પણ એ લોકોએ એનો વિરોધ કર્યો છે. અને તે જે પ્રમાણે ત્યાં નીષ્ફળ ગયો છે તેમ અત્રે પણ જશે. ધર્મગુરૂઓની મનોદશા જેવી હિંદુસ્તાનમાં છે તેવી જ બીજા દેશોમાં પણ છે તે નીચેના દાખલા ઉપરથી વાંચકવર્ગને સમજાશે. જે વખતે બેશુધ્ધ બનાવવાની દવા નીકળી (ક્લોરોફોર્મ) ત્યારે ધર્મગુરૂઓ તે દવા કાઢનાર શોધક ઉપર ઘણા જ ગુસ્સે થઇ ગયા હતા ને તેને અકુદરતી તેમજ ઇશ્વરનો ખોફ વહોરનાર તરીકે વર્ણવી ઘણો જ શોરબકોર કર્યો હતો તે દવા તમે બધા જાણો છો તેમ રોગીઓને શસ્રક્રીયા કરવામાં કેટલી આશીર્વાદ સમાન છે! આ જ તેમની દયાજનક મનોદશા દેખાડે છે. બનતાં સુધી બ્રહ્મચર્ય પાળવુ ને જ્યારે મન કબજે ન રહે તો સંતતિનિયમનનો ઉપાય લેો. જો વાંચકવર્ગને આ બાબતનો અભ્યાસ કરવો હોય તો ગુજરાતીમાં લખેલાં સંતતિનિયમન ઉપરનાં પ્રસિધ્ધ થયેલાં પુસ્તકો વાંચી લે તો ઠીક.

**છોટાભાઇ મગનભાઇ પટેલ**

માટુંગા.

[ સંતતિનિયમન ઉપર વાંચવાયોગ્ય બે પુસ્તકો છે. એક છે ડો. એ. એચ પટેલનું. નામ-સંતતિનિયમન મુલ્ય. ૧-૮-૦ બીજું માણેકલાલ વકિલનું. નામ--સુંદર સંતતિ અને તેનું નિયમન મુલ્ય ૦-૮-૦ બંને પુસ્તકો હિંદુસ્તાન પ્રજામિત્રમાંથી મળી શકશે.]



# મંચુરીયાની સ્ત્રી જાસુસ

મંચુરીયા અને ઉત્તર ચીનમાં ચાઈનીઝો સાથેની છેલ્લા ત્રણ વર્ષની લડત દરમિયાન જાપાનનાં જાસુસી મંડળમાં સૌથી વધુ જાણીતી થયેલી વ્યક્તિ સુંદર મંચુરીયન કુમારી જોવામાં આવે છે. આ કન્યાનું અર્ધી છોકરા જેવી અને અર્ધી વીરાંગના તરીકે વર્ણન કરવામાં આવે છે અને 'મંચુરીયાની જોન ઓફ આર્ક'' તરીકે તે જાણીતી થયેલ છે. તેનું નામ છે યોશીકો કવાશીમા.

એમ કહેવાય છે કે તેણીનાં શૌર્યભર્યાં સાહસો જુનાં મુક ચિત્રોમાં ધ્રુજારી ઉપજાવતાં પાત્રોના ન માની શકાય તેવા સ્ટંટોને પ્રત્યક્ષ રૂપે રજુ કરે છે.

જ્યારે જ્યારે જાપાનીસ સૈન્યનો કોઈ પણ ભાગ પોતાને ભારે મુશ્કેલીમાં રહેલો માનતો ત્યારે એવી અફવા ફેલાવવામાં આવતી કે યોશીકો તેમને મદદ કરવા માટે ઉપડી ચુકી હતી. એમ કહેવાય છે કે તેણીનું નામ લેવાતાં જ થાકેલી ટુકડીઓ દાનવ દળ સમાન જંગમાં ઝુકાવતી અને દરેક વખત વિજયધ્વજ ફરકાવતી.

યોશીકો જન્મે મંચુ છે અને તેનો પિતા જુના રાજવંશનો કુમાર હતો. તેની માતા જાપાનીસ હતી. બળવા પછી તેના પિતાએ નાસી જઈને જાપાનમાં આશ્રય મેળવ્યો. અત્રે જ તેણીએ શિક્ષણ મેળવ્યું. તેણીના કહેવા મુજબ મરણ પથારીએથી તેના બાપે તેને ચીનાઈ ગુલામીમાંથી પોતાના દેશને મુક્ત કરાવવાના જંગમાં આખું જીવન વિતાવવા આગ્રહ કર્યો હતો.

મંચુરીયામાં મુશ્કેલી ઉભી થઈ ત્યારે તેણી શાંગાઈ ખાતે જાપાનીસ જાસુસ તરીકે કાર્ય કરતી હતી. તેણીએ પોતાના વાળ કાપીને છોકરા તરીકે રહેવા માંડયું હતું. મંચુરીયામાંના જાપાનીસ જાસુસી મંડળના વડા કર્નલ ઇટાગાકીના એક તાકીદના સંદેશાને માન આપીને યોશીકો તુરત જ ટીનશીન ખાતે પહોંચી.

ચીનના માજી બાળ શહેનશાહ પુ-યી જાપાનીસ યુદ્ધનૌકા મારફત ટીનશીન છોડી ગયા અને મંચુકોમાં જાપાનીસ સત્તાની સ્થાપનાની રાહ જોવા લાગ્યા કારણ કે તેઓ તેનો અધિકાર લેવાના હતા. પરંતુ પુ-યી ની સ્ત્રી પાછળ રહી હતી અને ચાંગ-હું-લાંગના લશ્કરનું આધિપત્ય સ્વીકારવાનું તેણી માટે ઘણુંજ અગવડભર્યું હતું.

આ વખતે જ યોશીકોએ સૌથી શૌર્ય અને ચાતુરીભર્યું સાહસ કર્યું.

ટીનશીન ખાતેનાં યુદ્ધમાં દરેક ગલ્લીમાં માંડેલા મોરચા પાછળથી મશીનગનો ગોળા ફેંકી રહી હતી ત્યારે યોશીકો ટેક્ષીડ્રાઈવરના છુપા વેશમાં શહેનશાહ બાનુના સ્થળ પાસે આવી પહોંચી અને તેણીને ટેક્ષીમાં બેસવા હુકમ કર્યો.

બંદરના માર્ગો તરફ જતાં તેમને ઘણી વાર ચીનાઈ ટુકડીઓએ અટકાવ્યાં પરંતુ આ જાસુસી કન્યાની વ્યવસ્થા અને શાંત સ્વભાવથી આ દેશપાર બાનુ સહીસલામતીથી જાપાનીસ યુદ્ધનૌકામાં પહોંચી ગયાં હતાં.

'લીટરરી ડાયજેસ્ટ'

# નવયુગ

ફેબ્રુઆરી અંક.
વર્ષ ૫ મું :: અંક ૧૦ મો

## ખાસ લેખો–



## વાર્તા, નાટક અને કાવ્યો–



## હળવું સાહિત્ય



O સમરકંદના શહેરીઓ આજે મસ્જીદને મીનારેથી
મુએઝીનની બાંગ સાંભળતા નથી—પણ લેનીનનો પડકાર સાંભળે છે.

તંત્રી:
પી. વે. ભટ.

સહતંત્રી:
બી. ટી. વ્યાસ.



# મૂક્તિનાં મૂલ

છે મુક્તિ પ્રિય સર્વને પશુ અને પ્રાણી બધાં પક્ષીને,
ઇચ્છે સર્વ યથામતિ વિહરવા, કોને ગમે શૃંખલા
કિન્તુ મુક્તિ મળે નહીં ઘડિકમાં સ્હેલું નથી કાર્ય એ,
મુક્તિને વરતા ખરે જગતમાં ભાગ્યેજ કો વીરલા!

સર્વ મુક્તિતણા ઉપાસક સદા સ્વાતંત્ર્યની વેદિએ,
હોમે છે નિજ દેહને પલકમાં, સંકોચ થાતો નથી,
છોડીને નવયૌવના નિજ ગૃહે સ્વાતંત્ર્ય પૂજારી તે,
ફાંસીની રસીને ચુમે પ્રણયથી હસ્તે મુખે–હર્ષથી!

જ્યાં જ્યાં યત્ન થતા અહ જગતમાં સ્વાતંત્ર્ય–પ્રાપ્તિ તણા,
કોડીલા યુવકો તણા રૂધિરની ત્યાં તો નદીઓ વહે
વા તો કષ્ટ પડે ઘણાં મનુજને દુષ્કાળ પીડે સદા,
ભૂખે ભિક્ષુક બાળકો ટળવળે સુકી ન રોટી મળે!

એ મુક્તિ અણમોલ છે મૂલ નથી તેનું થતું કોઇથી,
તોને દુર્લભ છે અશક્ય નથી કૈં પ્રાપ્તિ સદા મુક્તિની.

વિશ્રામ વ. ગોરડીયા.

# "એ તે કયાંનો ન્યાય ?"

એ તે કયાંનો ન્યાય?
કહેશો કોઇ એ તે કયાંનો ન્યાય?

શેઠીયા વસતા વૈભવ મહેલે,
મજુરો ફુટપાથે અથડાય.

શેઠીયા ફરતા મોજ વિલાસે,
બીચારા થઇ મજુર પીલાય.

શેઠીયા ચલાવે રોલ્સ કારો,
મજુરો મોટરથી ચગદાય.

શેઠીયાઓનો સુટ પ્હેરે,
મજુરો વસ્ત્રો વિણ મરી જાય.

શેઠીયાઓ જમતા મીષ્ટ ભોજન,
મજુરને રોટી ન પુરી થાય

શેઠીયા પોઢે છત્રી પલંગે,
મજુરોને ગોદડી ફાટલ હોય.

મજુરોની રળેલ કમાણી,
મુડી મંડીતો લઇ જાય.

શેઠીયાઓ તો જલસા માણે,
મજુરો છોને યંત્રોમાં પીલાય.

મજુરોનું લોહી માંસ ચુસી,
શેઠ હાડ પિંજર ખાવા ધાય.

મજુરના આંસુની ઈમારત બાંધી,
શેઠીયા દીલમહીં તો ફુલાય.

—ધૈર્યચંદ્ર બુદ્ધ—

'કંગાલોનાં ગિતો' નામક અપ્રસિદ્ધ કાવ્યસંગ્રહમાંથી. લેખક.

# હરીજન પ્રવૃતિ



## —એક સમીક્ષા

લેખક : રા. સર્ચલાઈટ.

**હરીજન ચળવળની** શરૂઆતથી તે અત્યાર સુધી આ કાર્યક્રમ ઉપર એટલું બધું લખાયું છે કે આ આખા સવાલની સમીક્ષા કરી જવી આ ક્ષણે અસ્થાને નહિં ગણાય. અછુતોનો ઉધ્ધાર કરવાની શરૂઆત આર્યસમાજે કરી. સ્વામી દયાનંદે સ્પર્શાસ્પર્શની ભેદજાળને ભાંગી નાંખવા માટે આખા જીવનભરમાં યત્નો કર્યા. પણ છતાંય અસ્પૃશ્યતા ન ગઈ તે ન જ ગઈ.

બીજી બાજુ ખ્રીસ્તી મીશનરીઓને માટે અછુત સમુદાય એ ખ્રીસ્તીધર્મ પ્રસરાવવા માટે સારૂં ક્ષેત્ર લાગ્યું ગુજરાતમા તેમજ હિંદમા મીશનરીઓ આ સમુદાયમાં જઈને ધર્મનો પ્રચાર કરવા લાગ્યા. આર્થિક અને સામાજીક કારણોને લીધે અછુતોનો વિશાળ સમુદાય ખ્રીસ્તીધર્મમાં ચાલ્યો ગયો.

આમ અછુતોને ખ્રીસ્તી બનાવવામાં સફળતા મળ્યા પછી તો ખ્રીસ્તીધર્મના દરેક પંથે પોતપોતાના પંથમાં અછુતોને આણવાની હરીફાઇ આરંભી. પરિણામે આજે આણંદ જેવા સામાન્ય સેન્ટરમાં ચાર મીશનની સંસ્થાઓ જોઇએ છીએ. એટલું જ નહિં પણ મીશનરીઓના આ પ્રચાર સામે હિંદુ જાતીના અંધશ્રદ્ધાળુ નેતાઓએ પણ અનેકવાર વાંધો ઉઠાવ્યો હતો. આર્યસમાજે પણ તે સામે આકરી ઝુંબેશ ઉપાડી હતી. અને છેલ્લા વર્ષોમાં તો ઇસ્લામ અને આગાખાનપંથે પણ હિંદુ સમાજના આ સૌથી નબળા અંકોડા ઉપર પ્રહાર કરવો શરૂ કર્યો હતો.

આમ અછુતોને અપનાવવા ખ્રીસ્તીપંથ તૈયાર હતો, ઇસ્લામ તૈયાર હતો, આગાખાની પંથ તૈયાર હતો, અને આર્યસમાજ તેમને લેવા તત્પર હતું.

છતાં પણ અછુતોની સંખ્યા ઓછી થઈ નહિં. ગરીબોને હંમેશા વધુ પ્રજા

હોય છે એ કારણે કે સામાજીક પ્રગતિની ધીમાશને કારણે અછુતોની સંખ્યા ઓછી નથી થઇ. દર દશકમાં તે વધતી જ ચાલી છે, અને વર્ષો જતાં તે વધતી જ જશે એ નિર્વિવાદ છે.

* * *

**અછુત સમુદાયની** સંખ્યા લગભગ ૬ કરોડની છે. સંસ્કૃતિની દૃષ્ટિએ તેઓ હિંદુ સમાજના છે, છતાં એક હિંદુ તરીકે તેમને જરાય અધિકાર નથી. નથી તેમને શાળામાં શિક્ષણ લેવાની તક મળતી, નથી તેમને જીવનમાં આગળ આવવાની તક જડતી. સમાજમાં તેઓ અસ્પૃશ્ય હોવાથી તેઓને માત્ર 'મેલું ઉપાડવાનો' તેમ જ ચામડાં કેળવવાનો ધંધો સ્વીકારવાની ફરજ પડી છે. તેમને પગાર એટલો તો અલ્પ આપવામાં આવે છે કે તેઓ જીવનભર મહેનત કરે તો પણ પાંચ રૂપીયા કદી એક સામટા દેખે નહિં.

આમ હિંદુ સમાજમાં હોવા છતાં હિંદુ તરીકેના સર્વ હક્કોથી વંચીત આ સમુદાય આખરે પોતાના ઉત્કર્ષને માટે પરદેશી સરકાર તરફ દૃષ્ટિ દોડાવા લાગ્યો. અને ક્ષણવારમાં પરદેશીઓને આ છ કરોડ સમુદાયનું રાજકીય મહત્વ સમજાઈ ગયું બહુ જ અલ્પકાળમાં વિદેશીઓ જોઇ શકયા કે આ સમુદાયનો રાજરમતના એક પ્યાદ તરીકે સારો ઉપયોગ થઇ શકશે. કોઇ ધન્ય ક્ષણે કોઇ સીવીલીયનને આ સત્ય સમજાયું હશે અને ત્યારથી હિંદના રાજકારણમાં 'અછુતોના અવાજ' ને એકાએક રાજકીય મહત્વ સાંપડયું.

* * *

**વિદેશીઓ જોઈ શકયા** કે જો તેમનું શાસન હિંદમાં ચીરકાળ ટકાવવું હોય તો હિંદના ચોક્કસ વર્ગોનો તેમને સાથ જોઇશે જ. આથી તેઓએ એક બાજુથી રાજાઓ, મહારાજાઓ અને જમીનદારોનો સાથ સાધ્યો છે. આ તો તેમને મળી શકે તેમ હતું જ. બ્રિટિશ સરકારને જમીનદારોની જેટલી ગરજ છે તેનાં કરતાં જમીનદારોને બ્રિટિશ સત્તાની જરૂર વધુ છે, કારણ કે જમીનદારો સારી રીતે જાણે છે કે હિંદના ખુવાર થયેલા ખેડુતો સાંથ કે ભાગ માત્ર કાયદાના દબાણને લઇને જ આપે છે

તેમજ બ્રિટિશ સરકારે હિંદના મુડીવાદીઓને પણ રાહત તેમજ સંરક્ષણકારી જગાત આપીને પોતાની મોડમાં લીધા છે. આમ સમાજના આ ઉપલા થરો તો બ્રિટિશ બાજુને સહાય આપી રહ્યા છે. એટલું જ નહિં પણ આ પરસ્પર સહાયના બદલામાં હિંદી જમીનદારો અને મુડીવાદીઓ લાભ પણ ઉઠાવી રહ્યા છે.

બાકીના મધ્યમ વર્ગો, ખેડુતો અને કામદારો તો સરકારની નીતિથી વિરૂદ્ધ જ હોય એ સાવ સમજી શકાય તેમ છે. હિંદને દરેક દિવસે નિર્ધન બનાવવાની તેમની નીતિ જાહેર જનતાને અપ્રિય હોય એ સાવ સ્વાભાવિક વસ્તુ છે. વિદેશી સરકાર પણ આ વસ્તુ જાણે છે. પણ જાહેર જનતાને નીચોવ્યા વગર નફો ઉત્પન્ન થઈ શકતો નથી એ નક્કર સત્ય સમજનારાઓએ આ કચડાતી પ્રજામાં પોતાનું નામ પ્રિય કરવા માટે દવાખાનાઓ, રસ્તાઓ તથા શાળાઓ સ્થાપી છે. પણ હિંદી સરકાર જાણે છે કે તેની નીતિ પ્રજાપ્રિય નથી. આથી જ જાહેર પ્રજા રખે ને કાયદો પોતાના હાથમાં ન લે એ બીકે તો આવડું મ્હોટું લશ્કર અને પોલીસબળ, નીભાવે છે. દુનીયાને દરેક સરકારતંત્રની એવી જ

જ્યા હોય છે. દરેક સરકારતંત્ર આખરે 'બળ' ઉપર જ જીવે છે. અને સરકાર તંત્રના સંચાલકોને આ સુત્રની સારી રીતે ખબર હોય છે.

પણ આવા સંજોગોમાં જ્યારે હિંદનો સૌથી વધુ કચડાતો, સૌથી વધુ દુઃખી, સૌથી વધુ હક્ક વિનાનો સમુદાય વિદેશી સરકાર-તંત્રની નીતિ સામે વિરોધ કરવામાં પ્રથમ હોય તેને બદલે હિંદનો સૌથી વધુ શોષાતો સમુહ બ્રિટિશ અમલને સાથ આપે છે. અછુતોના સવાલનું આ રાજકીય મહત્વ છે. હિંદની ૭ કરોડની જનતા યુનીયન જેકના શાસનને આવકાર આપે છે. સરકારની નીતિનું આ સાફલ્ય છે.

આજે 'પછાત કોમોને માટે' સરકારી નોકરીનાં દ્વાર ખુલ્લાં મુકીને, આજે 'પછાત કોમો' માટે કેળવણીની સગવડ કરી આપીને, તેમજ વડી ધારાસભામાં અને પ્રાંતિક ધારાસભામાં વિશિષ્ટ પ્રતિનિધિત્વ આપીને સરકારે અછુતોની સરદારી પોતાના હાથમાં લીધી છે.

અને આ નીતિએ આખી અછુત કોમને 'યુનીયન જેક'ના વાવટા નીચે આણી છે. મ્હારા આ વિધાન સામે અનેક વાંધો ઉઠાવશે છતાં પણ અત્યાર સુધીમાં થઈ ગયેલી, ચુંટણીઓ ઉપરથી જોઈ શકાય છે કે અછુતોમાં કોંગ્રેસની અસર સાવ ઓછી છે. આમ બ્રિટિશતંત્ર અછુતોનો સહકાર મેળવી શક્યું છે એજ તેની નીતિનો સંકેત છે.

* * *

બ્રિટિશ છત્રછાયાં નીચે અછુતોને અનેક નક્કર લાભ સાંપડયા છે. આ નક્કર લાભોમાં સરકારી નોકરી, ઔદ્યોગિક લાભ અને આગળ વધવાની નવી તકો મળી છે. આ બદલામાં બ્રીટીશ નીતિને તેમને સાથ આપવો પડે છે.

ત્યારે શું થઇ શકે? અછુતોને બ્રીટીશ છત્રછાયા નીચેથી પોતાના કેમ્પમાં લાવવાને માટે મહાસભાના પ્રતિનિધિ મહાત્મા ગાંધીજીએ હરીજન પ્રવૃત્તિ ઉપાડી છે. હરીજન ચળવળ પછવાડે આ રાજકીય મુદ્દો સમાયેલો છે. અછુતોની વિશાળ સંખ્યાને મહાસભાના મંડપ નીચે લાવવાને માટે કેટલીય મથામણ થઈ રહી છે, અને આખરે મહાત્મા ગાંધીજીએ આ વર્ષે હરીજન પ્રવૃત્તિને અપનાવીને આખા દેશમાં પ્રચાર આરંભ્યો છે. વસ્તુતઃ મહાત્માશ્રીની હરીજન ચળવળ આંબેડકરની રાજકીય રમતને અવળી ઠરાવવા માટે યોજાયેલી છે. આ રાજકીય રમતમાં મહાત્માજી સફળ થાય તો મહાસભાનું બળ કંઈક અંશે વધશે એ ચોક્કસ છે પણ તેમ થશે ખરૂં?

* * *

મહાત્માશ્રીએ સરકારતંત્રથી એક ડગલું આગળ વધીને 'અસ્પૃશ્યતા'જ મીટાવી દેવાની હાકલ પાડી છે. મહાત્માજીની મનોવાંછના હું જે રીતે સમજું છું તે એ છે કે હરીજન સમુદાયને તેઓ હિંદુ કેમ્પ નીચે પાછી લાવવા માગે છે. પણ તેમ થાય તે પહેલા અસ્પૃશ્યતા અદ્રશ્ય થવી જોઇએ. વાસ્તવિક રીતે એ અતિ ઉમદા સિધ્ધાંત છે. ૭ કરોડ માનવ ઉપર અસ્પૃશ્યતાએ મુકેલાં બંધનો દૂર થાય એ અતિ આવકારણીય પગલું છે અને બહુ સ્તુત્ય કામ છે.

હિંદુસ્તાનના બધા જ સુધારકો માને છે કે અસ્પૃશ્યતા તો હિંદી જાતિને લાગેલું પ્રચંડ કલંક છે. આ કલંક તો કાઢે જ છુટકો. દુનીયાના કોઇ પણ ભાગમાં આવી

પ્રથા હસ્તી ધરાવતી નથી. આથી જ આ કેમના હેતુ જેમ બને તેમ જલ્દીથી સિધ્ધ થાય એવી આશા રાખવાનો અને તેને માટે પ્રયત્ન કરવાની જરૂર ઉપર જેટલો ભાર મુકીએ તેટલો ઓછો જ છે. છતાં પણ આપણે મહાત્મા ગાંધીએ જે માર્ગે હરીજન પ્રવૃત્તિ શરૂ કરી છે તે માર્ગોએ ટદી પણ સફળતા મળશે કે કેમ તેનો આખરી વિચાર કરી લેવાનો છે.

* * *

**મહાત્માજીએ** મંદીરપ્રવેશ અને સામાજીક સુધારણાથી શરૂઆત કરી છે. દરરોજ કેટલાંક મંદિરો અછુતો માટે ખુલ્લાં મુકાતાં જાય છે છતાં પણ અસ્પૃશ્યતા નાબુદ થશે એવી એક પણ આશા અત્યારે તો ક્ષીતિજમાં દેખાતી નથી. કારણ કે આજે અછુતો જે માગે છે તે ભગવાન નહિં પણ ભાખરી છે. આજે અછુતોને સરકાર નોકરી આપે છે. તેમને માટે શાળાની વ્યવસ્થા કરે છે. સરકારના આશરા નીચે કામ કરતી સંસ્થાઓ પણ તેમને પહેલી પસંદગી આપે છે. આ સામે જો મહાસભા અને તેના નેતાઓ અછુતો માટે નક્કર આર્થિક લાભ આપી શકે તેમ હોય તો જ મહાત્માજીની ચળવળ તેમને આકર્ષી શકશે.

આવાં આર્થિક પ્રલોભન સિવાય અછુતોને મહાસભાના વાવટા નીચે લાવી શકાય એ ખાલી ભ્રમ છે. કોંગ્રેસવાદીઓ જો ધારે તો અછુત સમુદાય માટે ઘણું જ કરી શકે તેમ છે, કારણ કે ઘણીખરી મ્યુનીસીપાલીટીઓમાં તેમની બહુમતી હોય છે. જો તેઓ ઇચ્છે તો તેઓ કામદારોનાં પગાર વધારી શકે છે એટલું જ નહિં પણ મ્યુનીસીપાલીટીમાં કામ કરતા અછુતોને સારે સુંદર અને સ્વચ્છ ઘર બાંધી શકે છે અને તેમનો પગાર વધારીને તેમનાં જીવનને સારૂં બનાવી શકે છે. આવા આર્થિક લાભ જ્યાં સુધી નહિં આપવામાં આવે ત્યાં સુધી હરીજન પ્રવૃતિ કદીય આગળ જઇ શકશે નહિં. એ ચોક્કસ છે.



## જીવનસહચરીને.

જે દિવસે આપણે જોડાયાં તે દિવસે મ્હારા આનંદનો પાર ન્હોતો, અને એટલો આનંદ કેમ ન હોય. જ્યાં પ્રેમ હોય અને જોડાણ થાય ત્યા આનંદ હોય જ પ્રિયે ત્હારાથી હું શોભતો, મ્હારાથી તું શોભતી. ત્હારૂં સુખ મ્હને આનંદ અને પ્રેરણા આપતું અને કયા હૃદયને પ્રિયાનું મોં આનંદ નથી આપતું ? મ્હારા દરેક કામમાં તું મદદ કરતી. ત્હારી મદદથી મ્હારૂં દરેક કામ દીપી નીકળતુ.

પરંતુ તું સ્ત્રી-સ્વભાવને અપવાદરૂપ ન્હોતી. તું ઘણીયે વાર મ્હારી જોડે રીસાતી. તું રીસાતી ત્યારે મારા કામમાં ઢીલ થતી અને ઢીલ થતી તેથી ઘણીયે વાર મ્હારે ઠપકો ખાવો પડતો પરંતુ ત્હને હું તરત જ મનાવી શકતો અને પાછું મારૂં કામ સરસ ચાલતું.

પ્રિયે, આપણું જીવન કલ્લોલમય હતું. ખરેખર આદર્શ હતું. તું મ્હને જીવનને આરે એકલો શીદને મુકી ગઇ, હવે તો 'સુખનાં સ્મરણમાં દુઃખ' મ્હારે માટે રહ્યું.

ઓ પ્રિય ડયુઓ ફ્રેલ્ડ ત્હને યાદ કરૂં કે ત્હારી રીસાઇ જવાની ટેવને (સહી ખુટી જવાથી) કે કાલથી ખડીયા કલમ લેવાં પડશે ત્હેને.

મનુભાઇ દેશાઇ.
બી. એસ. સી.

# કોન્ગ્રેસની ચાલુ અગતિ
# અને
# તેમાંથી મુકિતનો માર્ગ.

## સૂચવનાર: એક મહાસભાવાદી.

છેલ્લાં જગતવ્યાપી મહાયુદ્ધ પછી જે અસહ્ય આર્થિકમંદી આવી તેણે હિન્દમાં જે સામાજીક ઉકળાટ ઉભો કર્યો તેણે રાષ્ટ્રીય મહાસભાને રાજકીય છુટકારા માટે લડતા થોડાક બુદ્ધિશાળીઓની સંસ્થામાંથી ફેરવી નાખીને એક પ્રચંડ સામુદાયિક ચળવળનું રૂપ આપી દીધું, પણ કોંગ્રેસનાં સ્વરૂપમાં એ જે ફેરફાર થયો તે અનુસાર તેની દોરવણી કરનારા ન બદલાયા. પરિણામે છેલ્લાં ચૌદ વર્ષથી એવું બનતું આપણે જોઈ રહ્યા છીએ કે કોંગ્રેસના ઉદ્દામ કાર્યકરો તેના વધતા ઓછા પ્રમાણમાં ઉદારમતવાદી નેતાઓને હાથે ક્યારેક આગળ ધકેલાઇ રહ્યા છે તો ક્યારેક પાછા ખેંચાઇ રહ્યા છે. નેતાઓ અને અનુયાયીઓનાં માનસમાં આ પ્રકારનો જે જબ્બર તફાવત રહેલો છે તેને પરિણામે કોંગ્રેસમાં વિખણસુંથણ થઇ જવા જેવી-ભાગલા પડી જવા જેવી–સ્થિતિ–Crisis લગભગ નિયમિત કાલાન્તરે ઉભી થતી રહી છે. આવી કટોકટીની પળો અનેક વખત આવ્યા છતાં એ ચળવળ તેનાં પાપચક્રમાંથી બહાર નીકળી જ શકી નથી કેમકે જે નેતાઓ છે તેમને નવી વસ્તુ-

અનેક કારણોનાં કાવત્રાંને લીધે દેશનાં રાજકારણમાં અજોડ, સ્થાન ધરાવતી રાષ્ટ્રીય મહાસભા અત્યારે નામ માત્રથી જીવવા જેવી સ્થિતિમાં આવી પડી છે. અને આ સ્થિતિમાંથી તેનો નજીકના ભવિષ્યમાં છુટકારો થાય એવાં કોઇ ચિન્હો જણાતાં નથી. છતાં મહાસભા પાછી પગભર થાય એવું દરેક સાચો રાષ્ટ્રવાદી ઇચ્છે છે. આવી આરીકીની પળે એક પ્રજ્ઞ મહાસભાવાદી અત્યારની સ્થિતિનાં સાચાં કારણો સમજાવી તેમાંથી માનવંત રીતે મુકત થવાનો અકસીર ઉપાય સૂચવે છે. જે કોઇને દેશનાં રાજકારણમાં રસ હોય તે આ લેખ વાંચવાને ન જ ચુકે—તંત્રી.

સ્થિતિ માગીલે તે પ્રકારનો નવો કાર્યક્રમ આપવાનું ફાવતું નથી અને ઉદ્દામ અનુયાયીઓની અંધ વીરપૂજકતા તેમને જૂના નેતાઓને દૂર કરી નવા નેતાઓ ઉભા કરવા દેતી નથી. અસહકારને નામે ઓળખાએલી ૧૯૧૯ ની મહાન સામુદાયિક ચળવળ નબળી નેતાગીરીને લીધે આપમેળે ઓસરી ગઇ અને કોંગ્રેસ પાછી પ્રતિસહકારવાદની ગંધાતી ગટરમાં ધક્કેલાઇ ગઇ. નેતાઓ આ પ્રમાણે લોકચળવળ સાથે સગવડ પડે તેમ તડકોછાંયડો રમી શકે છે કેમકે તેઓ એ લડતથી પોતાને મહાન માનવાનો અબળખામણો અહંકાર સેવે છે અને બીજી તરફથી અનુયાયીઓ જાતે ગમે તેટલા ઉદ્દામ હોવા છતાં અને નેતાઓની નાલાયકી તદ્દન ખુલ્લી પડી ગઇ હોવા છતાં તેમની અયોગ્ય વીરપૂજનની ભાવના એ નેતાઓને સત્તાને સ્થાનેથી ઉખેડી નાખવા દેતી નથી.

કોંગ્રેસે પોતાની જીંદગીમા કદી નહિ જોયેલ એવી કટોકટીની વેળા આજે તેના પર આવી છે છતાં તેના તે જ આગેવાનો એક જ ઉપયોગી પગલું ભરવાની ઇરાદાપૂર્વક આનાકાની કરી રહ્યા છે અને એ રીતે એ મહાન ચળવળને સ્મશાનની શાંતિને માર્ગે ધસડાવા દે છે. પણ આ વખતની સ્થિતિ એવી છે કે જો તેની નીતિ અને કાર્યપધ્ધતિમાં સવેળા ફેરફાર કરવામાં નહિ આવે તો એ આખીએ ચળવળ વહેલી મોડી છિન્નભિન્ન થઇ જશે એ વિષે શંકાને જરાએ અવકાશ નથી. પોતાની સજીવતા માટે નીતિ અને ચાલબાજીનો જે ફેરફાર કોંગ્રેસ આજે માગી રહી છે તે સાધવા પહેલાં તેના અત્યારના આગેવાનો અત્યારસુધી જે પ્રત્યાઘાતિ પાઠ ભજવી રહ્યા છે તેનું કોંગ્રેસના અનુયાયિઓને પૂરૂં ભાન થવાની જરૂર છે કેમકે એ ભાન આવશે તો જ તેઓ કોંગ્રેસને તેના જૂના નેતાઓની સત્તામાંથી મુક્ત કરી જેનામાં દીર્ઘદ્રષ્ટિ અને હિંમત હોય એવા નેતાઓ તેને આપી શકશે.

જે લોકોએ પ્રજાના શોષિત સમુદાયનાં દ્રષ્ટિબિંદુથી રાષ્ટ્રીય લડતમાં સજીવ ભાગ લીધો છે તેઓ તો કોંગ્રેસની અત્યારની નેતાગીરીની પોકળતા પર વેધક પ્રકાશ કાયમ પાડતાં આવ્યાં છે. તેમની નુકશાનકારક નીતિઓ અને ચાલબાજીઓ માટે પ્રજાની એ માનીતી મર્તિઓ પર વ્યાજબી ટીકાનાં તીર વરસાવવામાં તેઓ તો પાછા નહોતા જ પડયા. જ્યારે જ્યારે કોંગ્રેસનાં મંડળમાં કટોકટીની વેળાએ આવતી ત્યારે ત્યારે તેનાં કારણો તેઓ રજુ કરતા અને તેમાંથી ઉગરી જવાનો માર્ગ સુચવતા. પરંતુ કમનસીબે લોકોની એ માનીતી મૂર્તિઓની પ્રત્યાઘાતિ અસર લોકો પર એટલી બધી જામેલી હતી કે તેઓને લોકો તરફથી જોઇએ તેટલો ટેકો ન જ મળ્યો. પરંતુ આમવર્ગનો અવાજ અંતે તો કારગત નીવડશે જ—જો લડત સફળ બનવાની હોય તો એ અવાજ કારગત નીવડવો જ જોઇએ.

૧૯૨૦ માં મહાત્મા ગાંધીની અસર એવી મહાન હતી કે એમનાં તત્વજ્ઞાન અને ડહાપણ વિષે શંકાનો સુર કાઢવાની હિંમત પણ બહુ જ ઓછા કરી શકે. પરંતુ પરસેવો પાડતા શ્રમજીવિઓનાં હિતની દરકાર અને સ્વતંત્રતા માટે રાષ્ટ્રે આદરેલી લડતની સફળતા માટેની ધગશે કેટલાક મરજીવાઓને એ કડવી ફરજ બજાવવાની ફરજ પાડી. સમજુ માણસો માટે તો એ પહેલેથી જ સ્પષ્ટ થઇ ચુકયું હતું કે ગાંધીવાદ લડતના શ્રાપ રૂપ હતો.

કારણ કે સ્વભાવથી જ પ્રગતિશાળી એવી એ લડત પર ગાંધીજીએ જ પોતાની પ્રત્યાઘાતિ વિચારસરણી ઠોકી બેસાડી હતી. એ બનવાજોગ છે કે એ દિવસોમાં એ લડતને નેતૃત્વ એકલા ગાંધીજી જ આપી શકે તેમ હતા શિક્ષણ અને સંસ્કૃતિની દ્રષ્ટિએ જોતાં હિંદનો સામાન્યવર્ગ ઘણો જ પછાત છે. એ સ્થિતિમાં એમની શરૂઆતની લડત અર્ધ-ધાર્મિક સ્વરૂપ ધારણ કરે અને તેની નેતાગીરી એક 'મહાત્મા' ના હાથમાં હોય એ કદાચ એ તકે લાભદાયક થઈ પડે. પરંતુ સમગ્ર દ્રષ્ટિએ નિહાળતાં આમવર્ગનું એ પછાતપણું, અજ્ઞાન અને વહેમીપણું અને તેનાં કારણસર મહાત્માની નેતાગીરી એ પોતે જ લડતના વિકાસના માર્ગમાં અંતરાય રૂપ હતાં. લડતને સફળ બનાવવી હોય તો એ અંતરાયો દૂર થવા જ જોઇએ. 'મહાત્મા' પોતે લડતની એ બધીએ મર્યાદાઓનાં જીવંત સ્વરૂપ રૂપ હતા, એટલે જો એ મૂર્તિથી પર થવાની શક્તિ લડતમાં હોય તો જ પોતાનાં ધ્યેય તરફ અનિયંત્રિત રીતે પ્રગતિ કરવાનું તેને માટે શક્ય બને. એટલા માટે ગાંધીવાદનાં પ્રત્યાઘાતિ તત્વજ્ઞાન (એમના આર્થિક સિદ્ધાંતોનો પણ એમાં સમાવેશ થઇ જાય છે) ને ખુલ્લું પાડવાની જરૂર હતી· જેનું લક્ષ્ય હિન્દી પ્રજાની સામાજીક ઉન્નતિ છે એવી રાજકીય ચળવળ સાથે એ તત્વજ્ઞાન અને એ આર્થિક સિદ્ધાંતો કેટલા અસંબદ્ધ છે એ બતાવી આપવાની જરૂર હતી ઇતિહાસના અનુભવમાંથી તારવી કાઢેલ નગ્ન તત્વજ્ઞાનની મદદથી એક જ સત્વ-મહાત્મા ગાંધી-તેમના અંગત વિચારો અને ભાવનાઓની દ્રષ્ટિએ કેટલા જોખમકારક છે અને લડતને વ્યાપક બનાવવા માટે કેટલે દરજ્જે ઉપયોગી છે એ બતાવી આપવાનું શક્ય હતું. લડતની શરૂઆતનાં સ્વરૂપમાં ગાંધીજીની ઉપયોગિતા-હિન્દની સ્વતંત્રતા માટે ચળવળને સર્જાવી કાઢનાર ઇશ્વર પ્રેરીત આત્મી તરીકે નહિ પણ પછાત લોકોની શરૂઆતની ચળવળને જોર આપવા માટે સહુથી વધારે યોગ્ય પુરૂષ તરીકે-શી હતી તે જરૂર બતાવી શકાત અને તે સાથે જ લોકોનાં બહુવિધ પછાતપણાંના જીવન્ત સ્વરૂપ રૂપ હોવાથી લડતને આગળ વધતી અટકાવનાર બળ તરીકે એમને લોકનજર સામે રજુ પણ કરી શકાત. રાષ્ટ્રીય લડતને આજે જે પક્ષઘાત લાગુ પડયો છે તે ટાળવો હોય તો ગાંધીજી પર આ જાતની ટીકાનો પ્રકાશ ફેંકવાની ખાસ જરૂર છે. એમની જ નેતાગીરી નીચે શરૂ થયેલી લડત આગળ વધે એમ જો આપણે ઇચ્છતા હોઇએ તો ગાધીજીની સામે આજે લડત આપવાની જરૂર છે. ગાંધીજીની નેતાગીરીનાં જમા ઉધાર પાસાં ઐતિહાસિક દ્રષ્ટિએ બતાવી આપવાં એ જ આજે એમની પ્રત્યાઘાતિ અસરોમાંથી કોન્ગ્રેસને વહેલી તકે મુક્ત કરવાનો માર્ગ છે. આમ થશે તો જ એક ઐતિહાસિક સત્વ તરીકે-વ્યક્તિ તરીકે નહિ-ગાધીજીએ જે સેવાઓ બજાવી છે તે ફળદાયક બનશે.

ગાંધીજી વિષે આ જાતની સમજણ ખીલતાં જોઇએ એથી વધારે વખત લાગ્યો છે. પણ આખરે ગાંધીવાદનું જાદુ ઓસરી ગયું છે. એક વર્ષ પહેલાં મહાત્માની વિરૂદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારાએલો સાંભળી ઉકળી ઉઠતા એવા ગાંધીજીના ચુસ્ત અનુયાયીઓ આજે મૂર્તિભંજકો તરીકે બહાર પડવા લાગ્યા છે. (ગાંધીજીના ગુન્હાઓનું જે તારણ શ્રી. કે. એફ. નરીમાને રજુ કર્યું છે તે આ વલણમાં, દાખલા રૂપે ટાંકી શકાય). ભાવિમાં અચળ

મહાપૂર્વક ગાંધીજીની રાજકીય નેતાગીરી સ્વીકારનારા માણસો બહુ જ ઓછા નીકળશે એ ચોક્કસ વાત છે પણ હજુએ લડતની વિચારસરણી પર ગાંધીવાદની અસર ખૂબ જ છે. પરંતુ એ સાફ સમજાઈજવું જોઈએ જાને ગાંધીવાદી વિચારસરણી અનુસાર યોગ્ય રાજકીય કાર્યક્રમ ઘડી કાઢવાનું અશક્ય છે. એટલા માટે ગાંધીવાદી વિચારસરણી પર ટીકા કરવી એ આ પળની અનિવાર્ય આવશ્યકતા છે. આપણા પંથ પર આગળ નજર નાખવી હોય તો આપણી દૃષ્ટિને આવરી રહેલી આંધીને દૂર કરવાની જરૂર છે. અત્યારની રાજકીય વસ્તુસ્થિતિનું દૃશ્ય ઘણું જ દારૂણ છે. જો આપણે વખતસર પગલાં લઈએ તો જ માથે તોળાઈ રહેલી આફતને અટકાવી શકાય.

* * *

**હવે નજીકના ભૂતકાળના** થોડા અગત્યના બનાવો પર નજર દોડાવી જઈએ. છેક અમદાવાદ કોંગ્રેસના વખતે પણ અસહકારની ચાલબાજીની નબળાઈઓ જણાઈ ચૂકી હતી. પરંતુ એ વખતે કોંગ્રેસ એવો કાર્યક્રમ ઘડી શકી હોત કે જેને લીધે આમવર્ગ સજ્જ થાત અને એ રીતે સવિનયભંગની સફળતા માટે સાનુકુળ સંયોગો ઉભા કરી શકાયા હોત. વિશાળ આમવર્ગની સીધી લડત એ એક જ અસહકાર કે સવિનયભંગનું વ્યવહારૂ અને અસરકારક સ્વરૂપ છે; જો કોન્ગ્રેસે આમવર્ગની તાત્કાલિક આર્થિક માગણીઓને પોતાના કાર્યક્રમમાં અપનાવી હોત તો એ સીધી સામુદાયિક લડત શક્ય બનત. પરંતુ જે આમવર્ગ કોન્ગ્રેસને એક સામુદાયિક ચળવળનાં રૂપમાં ફેરવી નાખી હતી તેજ આમવર્ગની તાત્કાલિક આર્થિક માગણીઓ કોન્ગ્રેસે અપનાવી નહિ અને એ માગણીઓ મેળવવા માટે એ વર્ગને નેતૃત્વ આપવાને કોન્ગ્રેસ આગેવાનો તૈયાર થયા નહિ તેનું પરિણામ એ આવ્યું કે કોન્ગ્રેસને આમવર્ગનાં હિતની વિરૂધ્ધ વર્તવાની ફરજ પડી અને પરિણામે તેની પોતાની સ્થિતિ ખૂબ જ નબળી બની ગઇ.

તે પછી થોડા જ મહિનામાં ગાંધીજીની સરમુખત્યારી નીચે કોન્ગ્રેસની તે વખતની કાર્યવાહક સમીતિએ પેલો નામચીન બારડોલી ઠરાવ પસાર કર્યો અને એ રીતે કોન્ગ્રેસના વાવટા નીચે વિકસી રહેલી એક પ્રાણપૂર્ણ લોક ચળવળ ભાંગી પડી. અસહ્ય શોષણની સામે લોકો બળવો જગાડે એ કોન્ગ્રેસના આગેવાનોને પોસાય તેમ નહોતું એટલે એ ઘાતક નીતિ કોન્ગ્રેસનાં માથાં પર ઠોકી બેસાડવામાં આવી. કોન્ગ્રેસના આગેવાનોને કોનાં હિતો વધારે વહાલાં હતાં તે એ શરમજનક અને વિનાશક પગલાંએ બરાબર બતાવી આપ્યું. જમીનદારો અને મુડીવાદીઓની આજ્ઞાથી લોકોની એક પ્રાણપૂર્ણ સામુદાયિક લડતને ભાંગી નાખનારાં એ પગલાંની દૃષ્ટિએ જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે આમવર્ગ તરફ સહાનુભૂતિના જે શબ્દો પાછળથી ઉચ્ચારવામાં આવે છે તેની દાંભિકતા નજર સામે તરી આવ્યા વિના રહેતી નથી. છતાં, એ વખતે ગાંધીવાદનું જાદુ એટલું તો આંજી નાખનારૂં હતું અને વીરપૂજનનો સંપ્રદાય એવો તો મુંઝવી નાખનારો હતો કે એ બારડોલી ઠરાવનો પ્રણેતા પાછળથી પોતાના ભાષણોમાં આમવર્ગના અલૌડ રખેવાળ તરીકે બેધડક બહાર પડી શકયો અને તેના શ્રધ્ધાળુ અનુયાયિઓ તેને "દુનીઆના મોટામાં મોટા સમાજવાદી" તરીકે પણ ઓળખાવી શકયા.

કોંગ્રેસે ખીલાફતની ચળવળને ટેકો આપ્યો એ તો એક તાત્કાલિક ઉપયોગિતાનું પગલું હતું પણ એમ કરવામાં રાજકારણ સાથે ધર્મનો શંભુમેળો થઈ જવાનો ભય હતો. તે પછી તરતજ ઝનુનભર્યાં હિંદુ–મુસ્લીમ રમખાણો ફાટી નીકળ્યાં તેણે કહેવાતી હિન્દુ–મુસ્લીમ એકતાની પોકળતા પુરવાર કરી આપી. બારડોલીમાંથી તદ્દન અકારણ પીછેહઠનો જે પયગામ છુટયો હતો તેણે લોકોનાં હૃદયમાં જે હતાશા આણી હતી તેણે કોમી તકરારોને વધારે ઉગ્ર બનાવી. બંને પક્ષના એકતાના હિમાયતીઓ એ તકરારો તરફ મોઢાં વિકાસી જોઈ રહ્યા કારણ કે સાચી કોમી એકતા સ્થાપવાનો માર્ગ લેવાનું તેમને પરવડતું નહોતું. તાત્કાલિક આર્થિક માગણીઓના મુદ્દા પર સર્વ કોમોના આમવર્ગને એકત્રિત કરવાનું શક્ય હતું. જો વર્ગસ્વાર્થોની સમાનતાનું ભાન જાગૃત કરવામાં આવે તો કૃત્રિમ રીતે ચેતાવવામાં આવેલ ધાર્મિક ઝનુન અને કોમી વિખવાદના સકંજામાંથી આમવર્ગને મુકત કરી શકાય. રાજકારણમાં ધર્મને ઘુસાડવાને પરીણામે હાવકી રીતે ઇચ્છવામાં આવતી હિન્દુ–મુસ્લીમ એકતા એક નર્યાં સ્વપ્નરૂપ–અશક્ય બની ગઈ. મુસ્લીમોને પોતાના ધર્મ સંબંધે હિંદુઓના જેટલુંજ અભિમાન લેવાનો હક્ક છે; તો પછી એ મુસ્લીમોને ગાંધીવાદી કોંગ્રેસનાં છેક જ હિન્દુ વાતાવરણમાં કેમ જ ફાવે ? હિન્દુઓને પોતાની શરતે એકતા જોઈતી હતી. તેનો ઇન્કાર કરવા માટે મુસ્લીમોને દોષીત ન જ ગણી શકાય.

* * *

બારડોલીના ઠરાવથી જે ઉત્સાહભંગ થયો તેને લીધે કોન્ગ્રેસનાં બળોમાં જે ભેદો નજરે પડવા લાગ્યા તેનું ટુંકું અવલોકન કરી લેવું આં તકે ખંડ લાભદાયક થઈ પડે તેમ છે. જેમ આજે છે તેમ તે વખતે પણ ગાંધીજીની રાજકીય નેતાગીરી સામે બળવો ઉઠયો હતો; આજની માફક તે વખતે પણ ગાંધીજીની રાજકીય આગેવાની સામે બળવો ઉઠાવનાર એ લોકો અગતિમાં અટવાઇ ગયેલી લડતને બહાર કાઢવા માટે એક પગલું આગળ ભરી લડતને વધારે ઉદ્દામ બનાવવાની, ચોકખો નક્કર કાર્યક્રમ આપી સામુદાયિક પ્રવૃત્તિ સજીવન બનાવવાની, હિમાયત નહોતા કરતા પણ સુધારાવાદીઓને પંથે પાછા જવાની સલાહ આપી રહ્યા હતા. સી. આર દાસના ઉદ્દામવાદે–"૯૮ ટકાને માટે સ્વરાજ"નાં સૂત્રે–કોન્ગ્રેસના ઉદ્દામ અનુયાયિઓના દીલમાં વિશ્વાસ પ્રેર્યો. ગાંધીવાદી રાજકારણુની મર્યાદાઓ ઓળંગી આગળ ધસવા ઉપરનીચે થઇ રહેલાં તત્વો સ્વરાજપક્ષની જાળમાં સપડાઇ ગયાં પરંતુ એ પક્ષે તો તરતજ સી. આર. દાસના ઉદ્દામવાદને ફગાવી દીધો અને પંડીત મોતિલાલ નેહરૂનાં વ્યવહારૂ રાજકારણનો સ્વીકાર કર્યો.

એ બરાબર કટોકટીના અવસરે વસ્તુસ્થિતિનો શાસ્ત્રીય દૃષ્ટિએ ક્યાસ કાઢવાની જરૂર હતી. જ્યારે એ "બળવાખોર" આગેવાનો માત્ર બંધારણીય સુધારાવાદી જ હતા એ બતાવી આપવાની જરૂર હતી ત્યારે નાફેરવાદીઓની ચુપકીદીને પણ સખ્તમાં સખ્ત શબ્દોમાં વખોડી નાખવાની જરૂર હતી. ગયા ખાતે મળેલી મહાસભા કોઇ પણ જાતનો આર્થિક કાર્યક્રમ ઘડી કાઢવામાં નિષ્ફળ નિવડી. પરિણામે એક તરફ ગાંધીવાદી નિષ્ક્રીયતા અને બીજી બાજુ નવા પ્રકારનો લીબરલવાદ હસ્તીમાં આવ્યાં. કોન્ગ્રેસ સત્તાને માટે

સામસામા દાંતિઆં કરતા બે પક્ષોમાં અનિવાર્ય રીતે વહેંચાઇ ગઇ. મોટા ભાગના કૉન્ગ્રેસવાદીઓ ગાંધીજીને પડખે વફાદારી પૂર્વક ઉભા રહ્યા અને ગાંધીજીના ક્ષેત્ર સન્યાસ સાથે, રાજકીય નિદ્રામાં પોઢી ગયા તે ગાંધીજી તેમને આડે રસ્તે દોરવા પાછા રાજકારણના તખ્તા પર હાજર થયા ત્યારે જ જાગૃત થયા. અને બંધારણવાદને વરેલી સ્વરાજપક્ષની લઘુમતિ લીબરલવાદમાં લપસી પડી.

સ્વરાજપક્ષની નિષ્ફળતાનો ઇતિહાસ અહિં રજુ કરવાની જરૂર નથી. માત્ર એક મુદ્દો સ્પષ્ટ કરી લેવાની જરૂર છે. ધારાસભાપ્રવેશની ચાલબાજી નાફેરવાદીઓની નિષ્ક્રીયતા કરતાં તો કોઈ પણ સંયોગોમાં વધારે સારી હતી. ધારાસભાઓનો બહિષ્કાર કરવાનું પગલું પહેલેથી જ ભૂલ ભરેલું હતું. આમ . કહેવાનો અર્થ એ નથી થતો કે આપણે પ્રતિસહકારવાદ Responsive co-operation ની હિમાયત કરીએ છીએ. પણ એ હમેશાં યાદ રહેવું જોઈએ કે ધારાસભાઓ સ્થાપિત વ્યવસ્થા સામે લડત આપવાનાં અને પ્રચારકાર્ય કરવાના સુન્દર ક્ષેત્રો છે. તે ઉપરાંત એ રીતે "જીહુકમવાળા"ઓને બહાર રાખવાનો હેતુ પણ સાધી શકાય છે. ધારાસભામાંની પ્રવૃતિ જો બહારની લોકપ્રવૃત્તિનાં પ્રતિબિંબ રૂપ હોય તો તેની ઉપયોગિતા ઘણી જ મહાન છે. સ્વરાજપક્ષ ધારાસભાઓ તરફ આ પ્રકારની વલણ ધારણ કરી શકયો હોત. પણ એ પક્ષે દીર્ઘદ્રષ્ટિનો અભાવ દાખવ્યો અને તેથી ઉદારમતવાદમાં ઉતરી ગયા. સ્વરાજપક્ષે શરૂઆતથી જ લોકવ્યાપક ચળવળનો મુશ્કેલીભર્યો માર્ગ છોડી દીધો અને એ રીતે નિરર્થકતાભરી ટુંકી જીન્દગી પોતાનાં લલાટ પર લખી નાખી.

એ યાદ રાખવા જેવું છે કે સ્વરાજપક્ષે વડીધારાસભામાં રજુ કરેલ પેલી પ્રખ્યાત "રાષ્ટ્રીય માગણી" કે જેને પાછળથી મોળી પાડી નાખવામાં આવી હતી, તેમાં અને લીબરલ ફેડરેશને રજુ કરેલા કાર્યક્રમમાં ભાગ્યે જ કંઇ તફાવત હતો, અને એ માંગણીમાં ગોળમેજી પરિષદનો પણ સમાવેશ થતો હતો.

સ્વરાજપક્ષના પરાજયે "હારેલા માણસ તરીકે રાજકારણમાંથી ક્ષેત્રસન્યાસ લીધેલ" ગાંધીજીને માટે રાજકારણના તખ્તા પર આવવાનો રસ્તો કરી આપ્યો. આ રીતે જે પાપચક્રનો ભોગ કોંગ્રેસ બની રહી છે તેની એક પ્રદક્ષિણા પુરી થઈ. ચાલુ નેતાઓ સામે જે બળવો ૧૯૨૧–૨૨ માં જાગ્યો હતો તેણે વધારે સારા નેતાઓ ન ઉપજાવ્યા એટલે એ બળવો ધીમે ધીમે શમી ગયો અન લડત પાછી એની જૂની મૂર્તિને ચરણે જઇ પડી. પાછી એની એ રમત ફરી શરૂ થઈ, એ જ તોફાની માર્ગો એણે લેવા માંડયા અને અંતે એ જ કંટાળાભરી ઘરેડમાં એ પડી ગઈ.

સાયમન કમીશનનો બહિષ્કાર ૧૯૨૦ ની લડતની પુનરાવૃત્તિ જેવો જ હતો. તફાવત માત્ર એટલો જ હતો કે ૧૯૨૦ ની માફક આ વખતે તેમાં લોકસમુદાય એટલા મોટાં પ્રમાણમાં સંડોવાએલો નહોતો. આગળના અનુભવમાંથી કંઈ જ સાર તારવવામાં આવ્યો ન હતો. આખી તકરારનો પાયો ઘણી જ ક્ષુદ્ર બાબતો પર રચાએલો હતો. લીબરલોએ એ લડતમાં સાથ આપ્યો તેનું પરિણામ એ આવ્યું કે રાષ્ટ્રીય સ્વતંત્રતાનો મૌલિક પ્રશ્ન ચુકાઇ ગયો ખરૂં જોતાં એ ચળવળ સાયમન કમીશન કે એવું કમીશન નીમવા

પછવાડે રહેલા સિદ્ધાંત સામે વિરોધરૂપ નહિ પણ માત્ર સાયમન કમીશનની રચના સામે વિરોધરૂપ બની રહી હતી. એ લીબરલોની માગણી હતી અને કોંગ્રેસે તો લીબરલોનું ઘર બળતું ઉગારવામાં પોતાની શકિત ઉત્સાહપૂર્વક ખર્ચી. ગાંધીજીની સરદારી નીચે કોંગ્રેસ ઉપલા વર્ગોની માગણીઓ સંતોષવાને માટે આટલી ખુલ્લી રીતે પ્રયત્નવાન પહેલાં કદી નહોતી જ બની. કોંગ્રેસે પોતાને આવી શરમજનક સ્થિતિમાં મુકી દીધી તેનું કારણ એ જ હતું કે એ લડત જે દિશામાં જવાને પ્રયત્ન કરી રહી હતી તે દિશામાં જવાને તેના આગેવાનો તૈયાર નહોતા કારણ કે જે લોકસમુદાયના પ્રતિનિધિ હોવાનો તેઓ દાવો કરતા હતા અને જે લોકસમુદાયે તેમને એ ઉંચી કક્ષાએ સ્થાપ્યા હતા તેમનાં હિતની સાચી દરકાર તેમને નહોતી જ.

ગોળમેજી પરિષદને માટે લીબરલોની માગણી જેવી સરકારે મંજૂર રાખી કે તરત જ તેઓ પોતાના મિત્રોને અધવચ્ચે મુકીને ચાલતા થયા. છતાં કોન્ગ્રેસે તો પોતાના એ દ્રોહી મિત્રોને મદદ કરવાનું ચાલુ જ રાખ્યું. પહેલી ગોળમેજી પરિષદનો કોંગ્રેસે બહિષ્કાર કર્યો તેનો એક જ અર્થ હતો કે એ રીતે જેઓ એ પરિષદમાં ભાગ લઈ રહ્યા હતા તેમની સાટાં-દોદાં કરવાની શક્તિ વધારે બળવાન બને. ઉપરાંત દેશનાં જે ઉપલા વર્ગો કોંગ્રેસનાં જાહેર ધ્યેયની વિરૂદ્ધ છે તેમની જ એ રીતે એણે સેવા કરી. જમીનદારો અને મુડીદારોના પ્રતિનિધિઓ સમા લીબરલોને કંઈ પણ ι આપવાની દાનત ધરાવતી પરદેશી સરકારના હાથમાંથી થોડી વધારે છુટછાટો પડાવી લેવામાં મદદગાર થવા સિવાય કોંગ્રેસે કરેલ સાયમન કમીશન અને પહેલી ગોળમેજીના બહિષ્કારનું બીજું કંઈ પણ નક્કર પરિણામ આવી શકે તેમ હતું જ નહિ. આ કારણથી એ ચળવળ આપમેળે ઓસરી જવાને જ સર્જાઇ હતી. આ જાતની અવદશા એ કોન્ગ્રેસની એ નિષેધાત્મક વલણની સાથે નક્કર માગણીઓ રજુ કરવામાં આવી હોત તો અટકાવી શકાત. સાયમન કમીશનની સામે લીબરલો સાથે જોડાઇને લડવાની ચાલબાજી બરાબર હતી પણ લીબરલોની ક્ષુદ્ર માગણીઓ આડકતરી રીતે મંજૂર રાખી તેમના હથિયાર બનવા કરતાં કોન્ગ્રેસે પોતાની નક્કર માગણીઓ તેની સાથે સામેલ કરવી જોઇતી હતી. જો કોન્ગ્રેસ ખરેખર સંપૂર્ણ સ્વતંત્રતાનો જ પક્ષ કરતી હતી તો તેનો તેની સામેનો વિરોધ સિધ્ધાંતનો હતો અને તે એણે સ્પષ્ટ કરવું જોઇતું હતું. જે લોકો હિન્દના સંપૂર્ણ સ્વતંત્રતાના હક્કની માગણી કરી રહ્યા હોય તેઓએ તો હિન્દનું રાજકીય ભાવિ નક્કી કરવાનો જે આપમેળે સ્વીકારેલો અધિકાર બ્રીટીશ પાર્લામેન્ટ આગળ ધરે છે તેને જ પડકાર આપવો જોઇએ. જો સંપૂર્ણ સ્વતંત્રતા માટેની કોન્ગ્રેસની માગણી સાચાં દીલની હોય તો તેણે કરેલા સાયમન કમીશનના બહિષ્કારની સાથે આત્મનિર્ણયના અધિકારને વ્યવહારમાં પ્રતીત કરાવતાં કંઇક નક્કર પગલાં લેવાવાં જોઇતાં હતાં.

બરાબર એ મોકાસર કોન્સ્ટીટ્યુઅન્ટ એસેમ્બ્લી—પુખ્ત ઉમરના સાર્વત્રિક મતાધિકારનાં ધોરણ પર ચુંટાએલ લોકપ્રતિનીધિ સભા—નું સંગ્રામસૂત્ર રજુ કરાવું જોઇતું હતું. સાયમન કમીશનના બહિષ્કાર મારફત બ્રીટીશ પાર્લામેન્ટે આપમેળે સ્વીકારી લીધેલા હિંદનું ભાવિ નક્કી કરવાના હક્કને પડકાર આપવાની સાથે કોંગ્રેસે એમ જાહેર કરવું જોઇતું હતું કે

હિંદનું ભાવિ બંધારણ નક્કી કરવાનો અધિકાર એ કામ માટે હિંદી લોકોએ નિમત કરેલી સભાને જ હોઇ શકે. પરંતુ જ્યારે સાયમન કમીશનના બહિષ્કારે આ જાતનું લોકપ્રતિનિધિ સભાનું સંગ્રામસૂત્ર રજુ કરવા સિવાય બીજો માર્ગ રહેવા જ નહોતો દીધો ત્યારે કોંગ્રેસે એ સૂત્ર રજુ ન કર્યું એનો અર્થ એટલો જ થાય કે કોંગ્રેસની સંપૂર્ણ સ્વતંત્રતાની માગણી પોકળ હતી અને કમીશનનો બહિષ્કાર કરવામાં કોંગ્રેસ આગેવાનોનો હેતુ માત્ર લીબરલોને ટેકો આપવા પુરતો જ હતો. અને આવા ક્ષુદ્ર હેતુની ખાતર જ ૧૯૩૦ ની સવિનયભંગની લડત શરૂ કરવામાં આવી હતી. જો લડતનું ધ્યેય નજર સામે સ્પષ્ટ હોય તો પણ લડત માત્ર નિષેધાત્મક જ હોય તો તેનું કંઇ નક્કર પરિણામ ન જ આવી શકે. આવી જાતના હેતુની ખાતર આટલો બધો ભોગ આપવામાં આવે એ ખરેખર કરૂણાજનક નથી? જો એ લડત પોતાનાં સ્વરૂપથી જ જે ક્ષુદ્ર હેતુને વરાએલી હતી તે સબંધી તેના આગેવાનો અજ્ઞાત હતા એમ કહેવામાં આવે તો એ કહેવું જોઇએ કે તેમની નાલાયકીની એ અવધિ હતી. અને જો એવે સમયે કોંગ્રેસના સામાન્ય અનુયાયિઓએ જરા હિંમત અને સ્વતંત્રતા દાખવ્યા હોત તો એ નાલાયક નેતાઓને તેઓ તેમનાં ઉંચા આસનો પરથી જરૂર ચલિત કરી શકયા હોત અને એ રીતે જ્યારે લડત પોતાનું ધાર્યું કરાવી શકવાની શકિતમાં હતી એ જ વખતે તેને તાબેદારીનું તહનામું કરવાની શરમમાંથી ઉગારી લેવાઇ હોત

* * *

**લાહોર** મહાસભા વખતે એવું જણાવા લાગ્યું હતું કે જાણે કોન્ગ્રેસના સામાન્ય અનુયાયીઓ પોતાનું ધાર્યું કરશે અને લડતને ગાંધીવાદી નેતાગીરીનાં બંધનોમાંથી મુક્ત કરશે. જવાહરલાલ નહેરૂનાં પ્રમુખ તરીકેનાં ભાષણમાંથી એવો ધ્વનિ ઉઠતો હતો કે લડતને હવે નવી નેતાગીરી સાંપડશે. પરંતુ ગાંધીવાદી વિચારસરણી અને ચાલબાજી એવાં બળવાન નીકળ્યાં કે ઉદ્દામ અનુયાયિઓના હાથ હેઠા પડયા અને જવાહરનો ઉદ્દામવાદ શબ્દોમાં જ રહી ગયો. સ્વતંત્રતાનો ઠરાવ પસાર તો થયો પણ એ પસાર થવાની સાથે જ વ્હાઇટહોલ તરફ આશાની મીટ માંડવામાં આવી હતી અને સમય આવ્યે ગોળમેજીમાં જવા માટેની છટકાબારી ખુલ્લી રાખવામાં આવી હતી તેથી એ ઠરાવમાં કોઇ જાતની ગંભીરતા ન રહી. છતાં લાહોર મહાસભા હિન્દના ઇતિહાસની એક યાદગાર ઘટના હતી. કોન્ગ્રેસની અંદર અને બહારના ઘણાએ 'રાષ્ટ્રીય' આગેવાનોની નામરજી છતાં "રાષ્ટ્રીય બળવાનો" ઝંડો ફરકતો કરીને "સલુણા સંગ્રામ"ના મોંઘા નાટકી દેખાવોમાં આજ્ઞાંકિતપણે મહાત્માનું અનુસરણ આપણે કરવા લાગ્યા. તે વખત દરમ્યાન આર્થિકમંદીની કારમી અસર પ્રજા પર થવા લાગી હતી અને ખેતીના ઉત્પાદનના ભાવોના ઘટાડા, બેકારી, પગારકાપ, રોજીકાપ વગેરેની ઉની આંચ નીચે બારડોલીની પીછેહઠે આણેલી હતાશાને ઓગળી ગઇ હતી અને આમવર્ગમાં પાછી ગરમી આવવા લાગી હતી. આમવર્ગનો અસંતોષ વધતો જતો હતો અને પહેલાનાં કરતાં વધારે વિશાળ અને વધારે ગંભીર સ્વતંત્રતાની લડતમાં જોડાવાને તેઓ તૈયાર થઇ ચુકયા હતા. લાહોર મહાસભા એ લોકજાગૃતિનાં પ્રતિબિંબ રૂપ હતી. દાંડી કુચ કરતાં પહેલાં ગાંધીજીએ એક અર્થપૂર્ણ નિવેદન કર્યું

હતું તેનું અર્થગૌરવ સમજી, જે નેતાઓનું આજે આપણે ત્રણ નિરાશાજનક વર્ષોયા અનુસરણ કરી રહ્યા છીએ તેઓનું સાચું સ્વરૂપ શું છે તે સમજવાના મીજાજમાં આપણે આજે હોઈએ એમ હું ઈચ્છું છું. પોતે લંબાવેલો સહકારનો હાથ સરકારે તરછોડયો તે બદલ પોતાની નિરાશા જાહેર કરીને ગાંધીજીએ જણાવેલું કે "પાપનાં બળો" એવી ભયંકર રીતે પોતાનું માથું ઉંચકી રહ્યાં હતાં કે લડત શરૂ કર્યા સિવાય એમને છુટકો નહોતો. હિંદના આમવર્ગના એ ઉદ્ધારકને સામુદાયિક લડત નહોતી જોઈતી. ઉલ્ટાનું તે અટકાવવા માટે તેઓ સરકાર સાથે સહકાર કરવાને તૈયાર હતા. આપમેળે ઉદ્ભવ પામતી એ સામુદાયિક ચળવળની સરદારી ગાંધીજીએ અનિચ્છાએ લીધી તેમાં એમનો આશય "પાપનાં બળો" ને અંકુશમાં રાખવાનો અને ઉછળતી લોકશક્તિને નિર્દોષ નહેરોમાં વાળી દઇ જે લડતને પોતે નેતૃત્વ આપવાનો દાવો કરતા હતા તેને જ તોડી પાડવાનો હતો.

જે સિધ્ધાંતો લાહોર મહાસભા વખતે અસ્પષ્ટ રીતે ઘડાયા હતા તેનો જ લડતનાં નિયામક સિધ્ધાંતો તરીકે ઉપયોગ કરવામાં આવ્યો હોત અને જાગૃત થતી જતી લોકશક્તિને વ્યવસ્થિત સ્વરૂપ અપાયું હોત અને તે વખતના સંયોગોમાં લોકોના આર્થિક અસંતોષનો વધારે અસરકારક રીતે લાભ લેવાયો હોત તો મહાત્માની લંડનની મુસાફરી કરતાં વધારે સારા હેતુની ખાતર લડતનો ઉપયોગ કરી શકાયો હોત. એ સમયે લોકપ્રતિનીધિ સભાની ચુંટણી માટેની ચળવળ હાથ ધરાવી જોઈતી હતી. એ ચળવળની સાથે આમવર્ગની તાત્કાલિક આર્થિક અને રાજકીય માગણીઓ જોડી દેવામાં આવી હોત તો એ ચળવળનું બળ અનિવાર્ય થઈ પડત, ગોળમેજી પરિષદના બહિષ્કારનું કંઈક નક્કર પરિણામ આવ્યું હોત. અને આ રીતે જેમાં પરાજય નિશ્ચિત હતો એવી સ્થાપિત સત્તા સાથેની અકાળ અથડામણમાં ઉતર્યા વિના સ્વતંત્રતાની લડત વધારે ઉંચી કક્ષાએ પહોંચી ગઇ હોત.

પરંતુ "પાપનાં બળો"ને કાબુમાં રાખવાનું કામ મુશ્કેલ હતું. સવિનયભંગની લડતે શરૂ થયા પછી એવું મહાન સ્વરૂપ ધારણ કર્યું કે કોન્ગ્રેસના આગેવાનોને તે પરવડે નહિ. તેના મુખ્ય આગેવાનોએ તે વધારે વિશાળ અને વધારે ગંભીર બને એવા હેતુથી લોકસમુદાયને તેમાં વધારે પ્રમાણમાં આકર્ષવાને જરાએ પ્રયત્ન ન કર્યો; છતાં લડત તેમણે મુકરર કરેલી મર્યાદાઓ વટાવી જવાનું સ્વરૂપ ધારણ કરવા લાગી. લડતનાં સંગ્રામસૂત્રો શ્રમજીવિ જનતાને અસર કરી શકે તેવાં નહોતાં. લડતમાં ભાગ લેનારાઓ મોટે ભાગે નીચલા મધ્યમ વર્ગના બુદ્ધિશાળીઓ હતા. આમવર્ગને ઉશ્કેરી શકે એવી આર્થિક માગણીઓ સંભાળપૂર્વક અળગી રાખવામાં આવી હતી. ઉલ્ટાનું બ્રીટીશ કાપડના બહિષ્કારનું પગલું હિંદી આમવર્ગને ભોગે હિંદી મુડીદારોને લાભ કરનારું હતું. માલ ખાનારાઓ (કીસાનો, કામદારો અને ગરીબ મધ્યમવર્ગના માણસો)ને પોતાની જરૂરીઆતનાં કાપડ માટે વધારે ઉંચી કીંમત આપવી પડતી. બીજી તરફથી ઔદ્યોગિક કામદારોની રોજી તેમની તેમજ રહી અને લડતના અંત ભાગમાં તો ઘટવા માંડી. એક રાજકીય લડતની અંદર ચરખા અને ખાદીનું કંઇજ મહત્વ નથી અને તેમની આર્થિક ઉપયોગિતા પણ શંકાભરી છે. પરંતુ થોડા ઘણાં

પ્રમાણમાં આર્થિક માગણીઓ આગળ ધરવાની જરૂર હતી. એ રીતે આમવર્ગની રાજકીય પ્રવૃત્તિ સતેજ બનત અને લડતનું સ્વરૂપ વધારે ગંભીર બનત. પણ ગાંધીજીની આણમાં આવી ચુકેલા આપણે લોકોએ એમ જ માની લીધું કે જેલો ભરી કાઢવી એ જ સ્વતંત્રતા મેળવવાનો માર્ગ છે. "સંગ્રામ સમીતિ," "સરમુખત્યાર," "શેડો કેબીનેટ" વગેરે વગેરે દબ-દબાભર્યાં શબ્દો સાંભળીને આપણી કલ્પના ઉશ્કેરાઇ ગઇ અને આપણે ભાવનાના પ્રદેશમાં એટલા તો આગળ ઉડી ગયા કે વાસ્તવિકતા સાથેનો લગભગ બધોએ સમ્બંધ આપણે ગુમાવી બેઠા. એ બધું શાને લગતું હતું, લડત કઇ દિશામાં જઈ રહી હતી એ બધાંનો વિચાર કરવા આપણામાંના થોડા જ રોકાતા. જો આપણે જરા ગંભીરપણે વિચાર કર્યો હોત તો એ તરતજ જણાઇ આવત કે એ લડત જે ગોળમેજી પરિષદનો આપણે બહિષ્કાર કર્યો હતો તેમાં ગએલા ગાંધીવાદી મનોદશાના માણસોના હાથ મજબુત બનાવવા પુરતા દેખાવોની હારમાળા જ હતી. જો એ એક હેતુ પણ સ્વીકારવામાં ન આવે તો એ આખીએ લડત હેતુરહીત—અર્થરહીત—બની જાય છે—કંઈ પણ હેતુ વિનાનો માત્ર નાટકી દેખાવ હતો એમ જ જણાઈ આવે છે. પણ હેતુ હોય કે ન હોય પણ એ આખો યે માળખો તુટી પડવાનો જ હતો એ તો ચોક્કસ હતું. તે સાથે કોંગ્રેસના આગેવાનો (જેમાં ગાંધીજી અને એમની પાછળ દોરી સંચાર કરનારાઓનો સમાવેશ થતો હતો) પણ લડત જેમ જેમ ગાંધીવાદની મર્યાદાની બહાર જવા જેવું સ્વરૂપ લેવા માંડી તેમ તેમ ચિંતાતુર બનવા લાગ્યા. સરકારને ડરાવવા માટે ના—કરની લડત ઉપાડી લેવાની ધમકી લટકતી તરવારની માફક ધરી રાખવામાં આવી હતી. પણ એ ધમકી ન તો સરકાર ગંભીરપણે સ્વીકારતી હતી કે ન તો તે ખરેખરી રીતે અમલમાં મુકવાની કોંગ્રેસ આગેવાનોની દાનત હતી. પરંતુ રાષ્ટ્રીય લડતના પડઘા કીસાનોના કાન સુધી પહોંચ્યા વિના રહ્યા નહિ, અને આપણામાં પણ ઘણાએ એવા હતા કે જેની લડતને આગળ ધપાવવાની ઇચ્છા ગાંધીજીમાં દયાજનક શ્રધ્ધાથી પણ રોકી શકાઇ નહિ. તોફાનનાં ચિન્હો ચારે તરફ જણાવા લાગ્યાં. પણ સરકારતંત્રનો એ વખતનો નાયક ઘણો જ ચાલાબાજ માણસ હતો. ટ્રે આઇ. સી. એસ. ની ટોળકીને એણે તેનું ધાર્યું કરવા દીધું હોત તો સ્થિતિ બહુ ગંભીર થઇ પડત. પણ લોર્ડ અરવિને બીજો જ માર્ગ લીધો. તેને બરાબર ખાત્રી હતી કે બનાવોને અનિયંત્રિત રીતે પોતાનો ચાલુ માર્ગ લેવા દેવામાં આવશે તો લડત એવું રૂપ લેશે કે જેના પર મહાત્મા ગાંધીનો કાબુ નહિ રહે. એટલે માયાળુપણાંનાં શસ્ત્રથી લડતને મારી નાંખવાનો એણે નિશ્ચય કર્યો. પરિણામે "શાંતિમુર્તિ" મહાત્મા જ્યાં સમાધાનીના સંદેશની રાહ જોઇ રહ્યા હતા તે યરોડા જેલ તરફ શાંતિનાં પારેવાં ઉડી નીકળ્યાં. ગાંધીજીએ એ પ્રભુએ મોકલેલી તક ઝડપી લીધી અને" એ રીતે 'પાપનાં બળો'ને દાબી દેવાનો માર્ગ લીધો—જો કે જરા જૂદો—કાલ્પનિક વિજયનાં જુઠ્ઠાં હાલરડાં ગાઇ તેમને સુવાડી દેવાનો.

* * *

દીલ્હી ખાતે જે કરારો થયા તે શરમજનક અને વિઘાતક હતા એ વાત બાજુએ રાખીએ તો પણ એ કરારો કરવામાં

ગાંધીજીએ જે વર્તણુક દાખવી તે કોન્ગ્રેસને અને લડતને ઘણી જ અપમાનજનક હતી. દુનીઆના બીજા કોઈ પણ સુધરેલા દેશમાં ચાલતી એક આવી પ્રાણવાન ચળવળ પોતાના નેતાનાં એ જાતનાં અહંતા, ઉદ્ધતાઈ અને આપખુદી ચલાવી ન જ લે. અને એ બધી અળખામણી વર્તણુક પણ લડતને વિજયી બનાવવા માટે નહિ પણ તેને માનભંગ બનાવવા માટે! હજારો અને લાખો મરજીવા મહાસભાવાદીઓ અને ઉત્તમ આગેવાનોને જેલોમાં સબડતા રહેવા દઈને મહાત્માએ આખીએ લડતને લોર્ડ અરવિન જેવી સાવકી માતાને ચરણે સમર્પી દીધી. રાજકારણી નીતિશાસ્ત્રના પ્રાથમિક સિદ્ધાંતો પણ એમ સૂચવે છે કે આવું અગત્યનું પગલું આખાએ પક્ષની સંમતિ વિના ભરાય જ નહિ, પણ ગાંધીવાદને લોકશાસન માટે જરાએ માન નથી. જ્યાં સુધી આ આખીએ ચળવળ ઉભી કરવાનો યશ મહાત્મા ગાંધીને અપાય છે ત્યાં સુધી તેની સાથે જુગાર ખેલવાના તેના હક્કની ના પાડી શકાય નહિ. એટલે એણે તો "સત્યના પ્રયોગો" કર્યા જ કર્યા. ખરૂં જોતાં એ પ્રયોગો સત્યના નહિં પણ અસત્યના છે કેમકે ગાંધીવાદનો આખોએ આચાર એનાં વચનોની વિરૂદ્ધ જાય છે. એક માણસને આખીએ પ્રજાનાં ભાવિ સાથે આમ મુખાઈભરી રીતે આપણે ક્યાં સુધી જુગાર ખેલવા દઈશું?

આપણા બચાવમાં આપણે એટલું જ કહી શકીએ છીએ કે આપણને દીલ્હીકરારો પસંદ નહોતા, છતાં આપણે આપણા એ અસંતોષને અસરકારક રીતે વ્યક્ત કરવામાં નિષ્ફળ ગયા. પહેલી ગોળમેજીના "સર્વસંમત ઠરાવો" વાસ્તવિક રીતે તો હિંદી આમવર્ગનું શોષણ કરવા માટે "બ્રીટીશ શાહિવાદ અને હિંદી ઉપલા વર્ગોની એકસંપીરૂપ હતા." ગોળમેજીના ઠરાવોનો કોંગ્રેસની જાણીતી માગણીઓ સાથે કોઈ જાતનો મેળ નહોતો એ વિષે શંકાને જરાએ અવકાશ ન જ હોઈ શકે. એટલે સમાધાન કે "શાંતિ"ને માટે એ ભૂમિકા બની શકે તેમ નહોતું—અને ખાસ કરીને તાબેદારીનાં લહનામાં માટે તો નહિ જ. જ્યારે ગાંધીજી દીલ્હી ખાતેની પોતાની વાટાઘાટોમાં આપણી વીરતા અને આત્મસમર્પણનાં લીલામ કરી રહ્યા હતા ત્યારે આપણે તો એમ માની રહ્યા હતા કે તેઓ આમવર્ગનાં હિતોનું રક્ષણ કરનારી શરતો મંજૂર કરાવી રહ્યા હતા. સુલેહની વાટાઘાટો ચલાવતી વખતે આમવર્ગની ઓછામાં ઓછી માગણીઓ ધ્યાનમાં લેવાને બદલે મહાત્માએ હિન્દી મુડીવાદના પ્રતિનીધિઓને પોતાને સલાહ આપવા માટે નોતર્યા. એ કરાર એક તાબેદારીનો દસ્તાવેજ છે એમ માનવાને બદલે આપણે વિજયનાં નિરર્થક ગાનો ગાવામાં રોકાઈ ગયા. આજે આપણામાંનો કોઈ પણ એ કરારોને પસંદ નહિં કરે પણ એ વખતે આપણે બધા મહાત્માના માનીતા સરદારોની વાણીજાળમાં ફસાઈ ગયા હતા. અને જે થોડાઘણા માણસોને એ પગલાંના વ્યાજબીપણાં વિષે શંકા હતી તેઓ પણ પોતાનો વિરોધનો અવાજ ઉંચકે તેમ નહોતું. મહાત્માને એક તક આપીએ—એવી દલીલ કરીને એમણે પોતાનાં અંતઃકરણને શાંત કર્યાં. તેઓને એ ખબર ન રહી કે મહાત્માને તક મળવા જેવું કશું હતું જ નહિં. તક જો કોઈને મળે તેમ હોય તો તે માત્ર સરકારને અને તે પણ લડત ફરી શરૂ થાય ત્યારે તેની સાથે વધારે ખબરદારીપૂર્વક

કામ લેવાને તૈયારી કરવાની. પરંતુ એક વસ્તુ સ્પષ્ટ હતી. માની લઈએ કે લંડનમાં પોતાની શરતો મંજૂર રખાવવાની શક્તિ મહાત્માજીમાં હોય તો પણ તેઓ ત્યાંથી શું લઈ આવે તેમ હતા? વધારેમાં વધારે એટલું જ કે સાંસ્થાનિક દરજ્જા તરફ ચોક્કસ પગલું—સાંસ્થાનિક દરજ્જો પણ નહિં. જો આમ જ હતું તો અસહકાર અને સવિનયભંગ અને "સંગ્રામ" અને એવી એવી બાબતો સબંધી આટલી ખટપટ શા માટે? જો એ જ ઉદ્દેશ હતો તો પછી મહાત્માની મનસ્વી, અસ્પષ્ટ અને આપખુદ સરદારી નીચે એક અર્ધ—બંધારણીય ચળવળનો તોફાની દરીઓ ડોળવાની શી જરૂર હતી? એ લક્ષ્યે તો એમના કરતાં ઘણા જ વધારે રાજકીય કુનેહવાળા લીબરલો આપણને શાંતિપૂર્વક લઈ જઈ શક્યા હોત. પહેલી ગોળમેજીએ મુકરર કરેલ ધોરણ પર બીજી ગોળમેજીમાં ભાગ લેવાથી કોંગ્રેસ પોતાનાં ધ્યેય—સંપૂર્ણ સ્વતંત્રતા—તરફ એક ડગલું આગળ વધી શકશે એવું જે આપણે તે વખતે માનતા હતા તે રાજકીય બાલિશતાની પરાકાષ્ટા હતી.

* * *

**કરાંચી મહાસભાએ** દીલ્હીકરારોને મંજૂર રાખ્યા અને લોકશાસનવાળી સંસ્થાના સામાન્ય નિયમોનો ભંગ કરી પોતાના સરમુખત્યારને લંડન મોકલવાનો નિશ્ચય કર્યો. કોંગ્રેસના સામાન્ય અનુયાયીઓ પોતાની સામે બંડ જગાવશે એવો ભય લાગવાથી મહાત્માએ હલકામાં હલકી ચાલબાજીઓ પણ અખત્યાર કરીને એવી ગોઠવણ કરી કે જેથી કરાંચી મહાસભા પોતાની અંગત કીર્તિ ગાનારૂં અને પોતાની નીતિને મંજૂર રાખનારૂં પાળેલું મંડળ જ બની જાય. એ સર્વ સત્તાવાન સરમુખત્યારે પોતે નીમેલ પ્રમુખે પ્રતિનીધિઓની નીમણુંક કરવાને લગતો એવો કાનૂન બહાર પાડયો કે જેને લીધે મહાસભાની એ બેઠકમાં વિરોધી વિચારના માણસો પ્રવેશ જ પામી શકે નહિં. એ હાસ્યજનક નાટકનું સહુથી કરૂણાજનક તત્વ તો એ હતું કે પંડીત જવાહરલાલ નહેરૂ કે જેઓ એ નીતિને પોતાના દીલથી મંજૂર ન જ રાખી શક્યા હોત તેમને જ એ નીતિને મંજૂર રાખતો ઠરાવ મુકવાનું સોંપવામાં આવ્યું હતું. જે સામાન્ય અનુયાયીઓનું મોઢું કુશળતાપૂર્વક શીવી લેવામાં આવ્યું હતું તેઓ પોતાની નીતિ મંજૂર રાખે છે એવો દેખાવ કરવાની મહાત્માની એ ખંધાઇભરી યુક્તિ હતી. પોતાના જ નેતાને મોઢેથી કોન્ગ્રેસના સામાન્ય અનુયાયીઓએ પોતાનાં દીલને જુદાં પાડયાં. આ બધી ઘટનાઓની યાદ લાવવી બહુ દુખદાયક છે: પણ એ કડવા અનુભવનો બોધપાઠ આપણે છેલ્લી વખતને માટે શીખી લેવો જ રહ્યો. જો આમ નહિં કરીએ તો કોન્ગ્રેસની હસ્તી જ ભયમાં છે.

* * *

**મહાત્માએ લંડનમાં** જે દેખાવ કર્યો તે એમના અંધશ્રધ્ધાળુ મુરીદો સીવાય કોઇના પર છાપ પાડી શકે તેવો નહતો. મોઢેથી હિન્દની "મુંગી આમ જનતા"ના દૈવી રક્ષકનો દાવો કરતા એ ભલા માણસ વ્યવહારમાં તો તેમને તદ્દન વિસરી જતા હતા. એ વખતે એમનાં જૂદાં જૂદાં નિવેદનોની અસંબધ્ધતા અને ખામીઓ ખુલ્લાં પાડવાની કડવી ફરજ આપણે બજાવી ન શક્યા. એ કરવાનું ઘણું જ સહેલું હતું કેમકે એ બાબતો એટલી સ્પષ્ટ હતી કે

જે લોકો પોતાની આંખો ઇરાદાપૂર્વક બંધ ન રાખે તેમની નજરે એ તરી આવ્યા વિના ન જ રહે. પહેલાં તો હિંદી આમવર્ગના પ્રતિનીધિને ગોળમેજીમાં જવાની જરૂર નહોતી. છતાં પોતાની જ હાજી હા કરનારાઓથી ભરેલી કરાંચી મહાસભાએ એમને ફાવે તેમ કરવાની છુટ આપી એટલે "મહાત્માની આસપાસ એ" સરમુખત્યાર પાસે પોતાનું ધાર્યું કરાવી લેવાની મુરાદવાળા "સલાહકારો"નું ટોળું ફરી વળ્યું. એ સજ્જન સલાહકારોને "મુંગી આમજનતા" સાથે તેનું શોષણ કરવાથી વધારે કંઇજ લાગતું વળગતું નહોતું. એ લોકોને તો એટલીજ દરકાર હતી કે ભાવિ બંધારણ એવી રીતે ઘડાવું જોઇએ કે જેથી તેમને, વધારે નહિ તો બ્રીટીશરોના નાના ભાગીદારો તરીકે હિંદની શ્રમજીવિ જનતાનું શોષણ કરવાની સગવડ મળે. ગોળમેજી પરિષદમાં કંઇ પણ કરવાને ગાંધીજી નિષ્ફળ નિવડ્યા એ એમનામાં સમાધાનવૃત્તિના અભાવને આભારી નહોતું પણ રાજકીય નેતા તરીકેની એમની જન્મસિધ્ધ નાલાયકાતને આભારી હતું. એ પરિષદમાં એમણે કંઇ સાધ્યું હોય તો તે એટલુંજ કે બંધારણ સબંધે કંઇપણ આખરી નિર્ણય કરવાનું અચોક્કસ મુદ્દત માટે મુલત્વી રહ્યુ અને મેકડોનાલ્ડને પોતાનો કોમી ચુકાદો આપવાનો માર્ગ મોકળો થયો. ગાંધીજીના સલાહકારોમાં પ્રત્યાઘાતિ હિંદુ મહાસભાના આડત્યાઓનો પણ સારાં પ્રમાણમાં સમાવેશ થતો હતો. એ લોકોના દબાણને લીધે એમણે કોમી પ્રશ્નની પતાવટમાં ગાંધીજીએ ગોથું ખાધું. જે લોકો મહાત્માનાં એ વિઘાતક પગલાંનો વિવેકદ્રષ્ટિએ વિચાર કરી શકે છે તેઓ તો ગાંધીજીએ પોતાની નિષ્ફળ નિવડેલી નેતાગીરીને ફરી સ્થાપવા માટે આદરેલા ઉપવાસોની બાલિશતા બરાબર જોઇ શકયા હશે.

* * *

**મહાત્માનું લંડનનું કાર્ય** તદ્દન નિષ્ફળ ગયું હતું છતાં હિંદમાં તો મહિનાઓ સુધી સર્વની આંખો એમના પર જ ઠરી રહી તે દરમ્યાન "નૈતિક વિજય"ની ભ્રમણાએ પ્રેરેલી તંદ્રામાં પ્રજા સરકી પડી. પણ એ બધા વખત દરમ્યાન સરકાર કાંઇ ઉંઘતી નહોતી. વાસ્તવિકતાની અચ્છી પીછાણ ધરાવનારા હિંદના રાજકર્તાઓ ભાવિમાં જાગનારાં તોફાનોને અગાઉથી બરાબર પારખી શકયા હતા અને તેનો સફળતાપૂર્વક સામનો કરવાની સર્વ તૈયારી કરી રાખી હતી લોર્ડ અરવિનની જગ્યાએ લોર્ડ વિલીંગ્ડનનું આગમન આઇ. સી એસ. ને છુટો હાથ આપવાની નિશાનીરૂપ હતું. તેઓ બરાબર જાણતા હતા કે મહાત્માને ખાલી હાથે પાછા મોકલવામાં આવશે અને એ રીતે બેઆબરૂ બનેલા કોંગ્રેસના આગેવાનોને પોતાની આબરૂ જાળવવાને–પોતાના વિશ્વાસુ અનુયાયીઓ પર પોતાની પકડ ટકાવી રાખવાને કંઇક દેખાવ પુરતું ઉદ્દામ પગલું લેવાની ફરજ પડશે. તે દરમ્યાન આર્થિકમંદી વધારે કારમી બન્યે જતી હતી અને લોકોનો અસંતોષ પણ વધ્યે જતો હતો. પરિણામે કોંગ્રેસ આગેવાનો લડતનો ખાલી દેખાવ કરે તો પણ બળવાન સામુદાયિક ઉથલપાથલ ઉભી થઇ જાય એવો પુરતો સંભવ હતો. એટલે સરકારે કોંગ્રેસને ઉતાવળી તૈયારી વિના અકાળે લડતમાં ઉતારી તેને સહેલાઇથી દાબી દેવાનો અને પહેલેથીજ મજબુત હાથે કામ લેવાનો નિશ્ચય કર્યો.

નેતાઓ ગમે તેટલા નમાલા અથવા ઢીલા હતા છતાં કોંગ્રેસ આર્થિકમંદીએ ઉશ્કેરેલાં અસંતોષનાં સઘળાંએ ઉદ્દામ બળોનું જોખમકારક સંકેતસ્થાન બનતી જતી હતી એટલે કોંગ્રેસના છુત્તા ઉડી જાય એવો ઘા તેના પર કરવો એ સરકારની અગાઉથી નીર્ણિત થયેલી નીતિ બની ગઈ.

મહાત્માની યાદગાર અહંતા અને સંત પુરુષને ન છાજે એવા એ ગુણને પંપાળવાની મહાત્માના પ્રશંશકોની તત્પરતાએ સરકારને જરૂરી બહાનું આપી દીધું. ગાંધીજી તો રઘવાયા બની શાંતિને શોધતા પાછા ફર્યા, પણ સરકારે તો જ્યારે કોંગ્રેસ લડતમાં ઉતરવાને જરાએ તૈયાર નહોતી ત્યારે લડત જાહેર કરવાની એમને ફરજ પાડી. ફક્ત વાઈસરોયે મહાત્માની મુલાકાત માટેની માગણી મંજુર ન રાખી તે ખાતર જ કોઈ પણ જાતની તૈયારી વિના લડતમાં ઝંપલાવી દેવું એ અજોડ મુર્ખાઇ હતી જાણે કેમ બીજી કોઈ મહત્વની સમસ્યા જ ન હોય! કોન્ગ્રેસના આગેવાનોને લડતનાં હિતની નહિ પણ અંગત પ્રતિષ્ઠાની જ પરવા હતી. એ વખતે આપણે સવિનયભંગ અને ખાસ કરીને ના કરની લડતને ફરી ચાલુ કરવાની વાતનો વિરોધ કરવો જોઇતો હતો અને તાત્કાલિક માગણીઓના પાયા પર ચળવળ ચલાવતા રહી આમવર્ગને એકત્રિત કરવાની અને માગણીઓ થોડેઘણે અંશે મળે તે માટે શક્ય પગલાં લેતા રહી એ રીતે લોકોને તાલીમ આપવાની હિમાયત કરવી જોઇતી હતી. પણ કોન્ગ્રેસની નીતિ તો બીજું નાટક ભજવી બતાવવાની હતી—જાણે કેમ એક ભૂલ બીજી ભુલ કરવાથી સુધારી શકાતી હોય!

પરિણામ ધારવામાં આવતું હતું તે જ અનિવાર્ય રીતે આવ્યું. સવિનયભંગની લડત કંઇ પણ દાર્શનિક સ્વરૂપ ધારણ કરી શકે તે પહેલાં તો કચડાઈ ગઈ. અલબત્ થોડોઝાઝો દેખાવ તો અમુક વખતને માટે ચાલુ રાખવામાં આવ્યો હતો; પણ તે કંઈ અસરકારક સામનો કરી શકે એવી શક્યતા તો જરાએ રહી જ નહોતી. એ એકપક્ષી લડત હતી. કોન્ગ્રેસ ભાંગી પડી એટલે આમવર્ગને એકત્રિત થવાનું સંકેતસ્થાન કોઈ રહ્યું નહિ. લોકસમુદાયની ઉગતી આવતી પ્રવૃત્તિને સરકારી પાસવાદે વણસાવી દીધી ૧૯૩૨ ના અંત સુધીમાં કોંગ્રેસનો પૂરો પરાજય થઇ ચુક્યો અને સ્વતંત્રતા માટેની સામુદાયિક લડત સ્તંભિત બની ગઈ અને વિખેરાઇ જવા લાગી. કોંગ્રેસની નેતાગીરીએ કુનેહનું પુરું દેવાળું દાખવ્યું અને તેની દયાજનક નિવીર્યતા ખુલ્લી પડી ગઇ. આવા સંયોગોમાં ડહાપણભર્યું અને શક્ય એક જ પગલું હતું અને તે એ કે પરાજયનો એકરાર કરવો, તેને આણનાર ગંભીર ભૂલનો સ્વીકાર કરવો અને એવી સ્થિતિમાં શક્ય એવી રાજકીય પ્રવૃત્તિઓ વ્યવસ્થિત બનાવવી. પણ એ સાધવાને માટે જે રાજકીય વાસ્તવિકતા, બુદ્ધિ અને નૈતિક હિમ્મત જોઇએ તેનો કોંગ્રેસના આગેવાનોમાં અભાવ હતો. તેમનાં સારાં નશીબે તેઓ જેલમાં પુરાઇ ગયા અને પરિણામે પોતે લડતને જે અવદશામાં આણી દીધી હતી તેમાંથી તેને બહાર કાઢવાની જવાબદારી તેઓ અળગી રાખી શક્યા. પણ એમની એ મોંઘી પ્રતિષ્ઠાને જેલ કંઇ હંમેશને માટે જાળવી શકે તેમ નહોતું. "મરણુપર્યન્તના ઉપવાસે" મહાત્માને જેલમાંથી મુક્ત કર્યા અને બીજા આગેવાનો પણ

એક પછી એક છુટા થવા લાગ્યા. કોંગ્રેસની સમક્ષ અત્યંત અગત્યનો પ્રશ્ન ઉભો થયો-"હવે શું?" એ પ્રશ્નનો જવાબ આપવામાં તેના નેતાઓ દયાજનક રીતે નિષ્ફળ નીવડયા. પરિણામે આજે આપણે જોઇ રહ્યા છીએ તેમ કોંગ્રેસ મંડળોમાં ભાગલા પડનારી વલણો વધારે ઉગ્ર બની.

આવા કમનસીબ સંયોગોમાં એક જ અને સહુથી ડહાપણ ભરેલું પગલું રાજકીય પ્રવૃત્તિને માટે કંઇક છુટછાટ મેળવવાનું છે. એઆબરૂ બનેલ સવિનયભંગનો ભાર ફગાવી દેવાથી આમ કરવું શકય છે. આ રીતે કંઇક પ્રવૃત્તિ કરવાને માટેની સ્વતંત્રતાનો ઉપયોગ બહુ જ લાભદાયક રીતે કરી શકાય. જ્યારે લશ્કર શીકસ્ત પામે અને લડત ચાલુ રાખવાથી પોતાના પક્ષનેજ નુકશાન થવાનો સંભવ હોય ત્યારે પોતાનાં લશ્કરને પાછુ વાળી લેવું અને ભાવિમાં ઉપયોગ કરવાને માટે તેને પુનર્વ્યવસ્થિત કરવું એમાં સરદારીનું સાચું ડહાપણ રહેલું છે. પરાજયને વિજયમાં ફેરવી નાખવાનો એ એકજ ઉપાય છે. પરાજયને ન સ્વીકારવાની મૂર્ખાઇ કરવાથી પરાજય મટી જતો નથી. ઉલટાનું પોતાના બળોની હિંમત તોડી નાખવાનો અને તેમાં ભંગાણ પાડવાનો એ અચુક માર્ગ છે. કોંગ્રેસની નેતાગીરી એ સહેલા, આત્મ-સંતોષકારક પણ વિઘાતક માર્ગે વિચરી રહી છે.

* * *

**ફરીને એકવાર** આપણે ગાંધીવાદનાં આધ્યાત્મિક તેજમાં અંજાઇ ગયા અને આપણને એ ખ્યાલ ન રહ્યો કે સાચો માર્ગ એજ છે કે સવિનયભંગની લડત પાછી ખેંચી લેવી અને એવો નક્કર કાર્યક્રમ આગળ ધરવો કે જેથી લડત-કોંગ્રેસ-તેની અત્યારની અવદશામાંથી ઉગરી જાય. ૧૯૩૩ ની શરૂઆતમાં આપણે એમ કરી શકયા હોત. મેકડોનાલ્ડના કોમી ચુકાદા સામેનો આપણો વિરોધ જોઇએ તેવો અસરકારક નહોતો. એ તોફાની હેવાલ સામેના ઉહાપોહમાં જોઇએ તેવી કુનેહ વાપરવામાં આવી નહોતી. આગામી બંધારણ અમલમાં આવે તે પહેલાં કોઇક જાતનું કોમી સમાધાન સાધી લેવાની શરત રાખવામાં આવી હતી. અત્યારની અગતિનો વ્હેલાસર નીકાલ આવે તો જ સ્વતંત્રતાની લડત આપેક્ષિક રીતે સાફ વાતાવરણમાં આગળ ધપાવી શકાય નવું બંધારણ અમલમાં ન આવે ત્યાં સુધી ઓર્ડીનન્સરાજનો અંત આવવાની કોઈજ આશા નથી. એટલે રાજકીય વાસ્તવિકતાવાદનો જેનામાં છાંટો સરખો પણ હોય તેની વ્યવહાર બુધ્ધિ તો એમ સાફ કહે કે ઉપર જણાવેલાં કારણસર નવું બંધારણ વ્હેલાસર અમલમાં આવે એવા ઉપાયો હાથ ધરાવ જોઇએ આગામી સુધારાઓ ગમે તેટલા અધુરા અથવા ખરાબ હોય પણ આ ચાલબાજી અખત્યાર કર્યે જ છુટકો. કોંગ્રેસે જે માગણીઓ આગળ ધરી છે તે આપવાને માટે સરકાર પર પુરતું દબાણ લાવવામાં તે નિષ્ફળ નીવડેલ છે. ખરૂં જોતાં ૧૯૨૮ થી આજ સુધીમાં હાથ ધરવામાં આવેલી દરેક રાજકીય પ્રવૃત્તિનું બળ શાહિવાદ સાથે કોઇક જાતનું સમાધાન ઇચ્છનારાઓને મદદ આપનારૂં જ હતું. ૧૯૩૨ સુધીમાં એ તો સ્પષ્ટ થઇ ચુકયું હતું કે હિંદના માલિકો તેને જે કંઈ આપવાને ઇચ્છતા હોય તેનાથી કંઈપણ વધારે મેળવવાની તાકાત હિંદમાં જરાએ નહોતી. તેમજ કેટલું આપવું એ સંબંધી સરકારે પણ નિશ્ચય કરી લીધો હતો.

શ્વેતપત્રમાં જે કેટલીક હદથી જાદે અળખામણી વિગતો છે તેમાં ગોળમેજીઓના "સર્વસંમત" નિર્ણયોની હદમાં રહીને પણ સુધારો કરાવવાની આશાને જરાએ અવકાશ નથી. આવા સંયોગોમાં કર્તવ્ય શું ? કાં તો અંતે માર્ગ શોધી કાઢવાના દ્દઢ નિશ્ચય સાથે વસ્તુસ્થિતિનો હિંમતપૂર્વક સામનો કરવો અને કાં ખીજાતા રહી એક ખૂણે પડયા રહેવું. કોંગ્રેસના આગેવાનોએ પાછલો માર્ગ પસંદ કર્યો રાજકીય નિરર્થકતાના રૂપમાં ફેરવાઇ જવાનો અને એક લોકવ્યાપક ચળવળ તરીકે કોંગ્રેસને પાયમાલ કરી નાખવાનો એ અફર ઉપાય છે. ૧૯૨૦ થી આજ સુધીમાં, હિંમતવાન, દીર્ઘદર્શી, વ્યવહારૂ અને ચાલાક નેતાગીરીની આટલી જરૂર કોંગ્રેસને કદિ પડી નથી અને આટલી દયાજનક રીતે તેનો અભાવ પહેલાં કદિ જોવામાં આવ્યો નથી.

એ એવી પળ હતી કે જ્યારે સ્વીકારવાની ના પાડી ન જ શકાય એવા પરાજયને રાજકીય વિજયમાં ફેરવી શકાત. ગાંધીવાદી વિચારસરણી મારફત કોંગ્રેસ પર અસર ધરાવતાં હિંદુ મહાસભા અને એથીએ વધારે પ્રત્યાઘાતિ તત્વોએ મેકડોનાલ્ડના ચુકાદા સામે પ્રેરેલો વિરોધ સીધો શાહિવાદની મોડમાં લપાવાની તૈયારી કરી રહ્યો હતો. એ ચુકાદાને ન સ્વીકારવાનું પરિણામ એ જ આવે કે સુધારાઓ અચોક્કસ મુદતને માટે મુલત્વી રહે. રાજકીય ચળવળમાં પેઠેલી અગતિ એથી ચાલુ રહે અને તેની સાથે જોડાએલું ઓર્ડીનન્સરાજ કોઇ પણ જાતની રાજકીય પ્રવૃત્તિ અશક્ય બનાવી મુકે. આ સ્થિતિ માંથી ઉગરવાનો બીજો એકજ ઉપાય હતો અને તે છુપી રીતે કોંગ્રેસનું બળ સંગઠીત બનાવી સરકારના સામનાને તોડી પાડવો—પણ એ ઉપાય હાથ ધરી શકાય તેમ હતું જ નહિ, કેમકે કોંગ્રેસના આગેવાનોએ કોઇપણ જાતની છુપી પ્રવૃત્તિ હાથ ધરવાની મના સંભળાવી હતી અને ઉપરાંત એ મના ન હોય તો પણ એવાં કામ માટેની જે તૈયારી આગળથી થએલી હોવી જોઇએ તે હતીજ નહિ. એટલા માટે સંયોગોએ જે મર્યાદાઓ ઉભી કરી હતી તેની અંદર જ લોકસમુદાયની રાજકીય પ્રવૃત્તિ માટે શકયતા ઉભી કરવી એજ એ પળનો પ્રશ્ન હતો. અસહકાર કે સવિનયભંગને અવિચળ શ્રધ્ધા આરોપવાના સિધ્ધાંતો—ત્રિકાલાબાધિત નૈતિક સિધ્ધાંત—તરીકે અપનાવી શકાય જ નહિ. તેમની ઉપયોગિતા એક રાજકીય લડતમાં જેટલે અંશે લાભદાયક થઇ શકે તેટલા પુરતીજ હોય. પરંતુ એ હવે તો તદ્દન બીનઉપયોગી માલુમ પડેલ છે એટલે તેને દૂર ફગાવી દેવાં જ જોઇએ. અને એમ જેમ વ્હેલાસર કરવામાં આવે તેમજ સારૂં છે. પરંતુ એ નુકશાનકારક સ્થિતિને કોંગ્રેસના નેતાઓ બે કારણોસર વળગી રહ્યાઃ (૧) સંસ્થાના સ્વાર્થ કરતાં પોતાની અંગત અહંતાને વધુ મહત્વ આપવાની મનોદશા અને (૨) અને કોંગ્રેસના રાજકીય સિધ્ધાંતથી વિરૂધ્ધ ન હોય એવો બીજો કોઈ કાર્યક્રમ શોધી કાઢવાની અશક્તિ. કોંગ્રેસ આગેવાનોની અશક્તિ એવી તો ગંજાવર છે કે તેમને સરકારની સામે દેખાવ પુરતી લડત અને બીનશરતી તાબેદારીની વચ્ચે રાજકીય પ્રવૃત્તિનો કોઈ માર્ગ જ જણાતો નથી. રાજકારણની અંદર આવી અક્કડ ભાવનાઓ સ્થાન પામે એ ગાંધીવાદી નેતાગિરીનાં અહંતાવાદી તત્વજ્ઞાનનું પરિણામ છે. એક સામુદાયિક લડતના આગેવાનોમાં ઘણીજ સ્થિતિસ્થાપકતા જોઇએ—તકવાદી બન્યા સિવાય કે મૌલિક સિદ્ધાંતો

પરથી ચલિત થયા સિવાય બદલાતી વસ્તુસ્થિતિ અનુસાર પોતાની ચાલબાજી બદલાવવાની શક્તિ તેનામાં હોવી જોઇએ.

* * *

એ પ્રસંગે જે જાતનો કાર્યક્રમ ખૂબ જ લાભદાયક થઇ પડે તે મુખત્વે આ જાતનો હોઇ શકે:

(૧) સવિનયભંગ બંધ કરવો.

(૨) સંપૂર્ણ રાષ્ટ્રીય સ્વતંત્રતાને ફરી મંજૂર રાખવી.

(૩) શ્વેતપત્રની યોજના સામે લોકસમુદાયને જાગૃત કરવા પ્રચંડ પ્રચારકાર્ય ઉપાડી લેવું.

(૪) ધારાસભાઓની આગામી ચુંટણીમાં હરિફાઈ કરવાને માટે રાષ્ટ્રીય લોકહિતવાદી પક્ષ—નેશનલ ડેમોક્રેટીક બ્લોક—ઉભો કરવો.

(૫) અને એ પક્ષને માટે એક બહુ ગ્રાહી કાર્યક્રમ તૈયાર કરવો.

સવિનયભંગની લડત બંધ કરવાથી કંઇ કોન્ગ્રેસ શ્વેતપત્રને ટેકો નથી આપતી, અથવા તો એ હિન્દી લોકોની માગણીઓને સંતોષે છે એવું પણ સ્વીકારવામાં આવતું નથી. અથવા જ્યારે નવું બંધારણ અમલમાં આવે ત્યારે તે ચલાવવાની ફરજ પણ કોન્ગ્રેસ માથે ઉભી નથી થતી. એ પગલાંનો અર્થ તો એટલો જ થાય કે જે પરાજય મળ્યો છે તેનાથી કોન્ગ્રેસને અવિનયભંગનું શસ્ત્ર નકામું છે એવી ખાત્રી થઇ ચુકી છે અને તેથી વધારે અસરકારક શસ્ત્ર હાથ ધરવા માટે તેનો તે ત્યાગ કરે છે. શ્વેતપત્રની યોજના સામે કોન્ગ્રેસનો વિરોધ તો કાયમ જ રહે. જે ફેરફાર કરવામાં આવે તે તો ચાલબાજી પુરતો હોઇ તેનાથી લોકસમુદાય સંગઠીત બને અને એમ થવાથી શ્વેતપત્ર સામેનો કોન્ગ્રેસનો વિરોધ વધારે પ્રાણવાન બને. વડા પ્રધાનનો ચુકાદો અંત્યત ખરાબ છે એ તો ચોક્કસ વાત છે; પણ તેનાથી છંછેડાઇ ઉઠીને આપણે એવી નિષેધાત્મક વલણ તો ધારણ ન જ કરીએ કે જેથી આપણે સરકારની દયા પર આધાર રાખતા બની જઇએ. તેની સામે લડત આપવાનો સહુથી અસરકારક ઉપાય તો એ જ હોય કે આપણે તે વ્યાપક લોકસમુદાય આગળ રજુ કરીએ. એ સમુદાય તેને તરછોડી જ કાઢે એ ચોકકસ છે. બીજા શબ્દોમાં કહીએ તો નેતાગીરીની કસોટી એમાં જ રહેલી છે કે એ ચુકાદાએ ઉભી કરેલી મર્યાદાઓની અંદર રહીને તેની સામે લડત આપવાનો અને પરિણામે તે મર્યાદાઓ તોડી પાડવાનો માર્ગ શોધી કાઢે. આ માર્ગ એ ચુકાદાની મર્યાદામાં રહીને રાષ્ટ્રીય લોકશાહિ પક્ષ સ્થાપવાનો છે. નવાં બંધારણ નીચે પ્રજાના પંદર ટકાથી વધારેને મતાધિકાર નથી મળ્યો એ વાત ખરી છે જ્યાં એ મતદારોની બહુમતિને ધાર્મિક સુગ અથવા કોમી અદેખાઇ કરતાં આર્થિક ઉપાયો વધારે પસંદ પડે એ ચોકકસ છે. લોકશાહિ રાષ્ટ્રીય પક્ષના કાર્યક્રમ પર જે મતદાર મંડળો એકત્રિત થાય તે ઘણી ખરી પ્રાંતિક ધારાસભાઓમાં કાર્યવાહક બહુમતિ મેળવી લે એવી આશા રાખવી વધારે પડતી નથી (જો કે બંગાલની બાબતમાં જરા શંકા જેવું છે.) કોંગ્રેસની પ્રેરણાથી રચાએલો એવો લોકશાહિ સ્વરાજપક્ષ કે જેમાં બધીએ કોમોનાં રાષ્ટ્રવાદી અને લોકશાસનવાદી તત્વોનો સમાવેશ થઇ જાય, તે ચુકાદાએ ઉભા કરેલા તોફાની ભાગલાઓની લગભગ પુરી રીતે અવગણના કરી શકે અને સમગ્ર મતદાર મંડળોની પસંદગી પામી શકે.

દાખલા તરીકે રાષ્ટ્રીય મુસ્લીમ પક્ષના સભ્યો મુસ્લીમ મતદાર મંડળોમાં એ પક્ષના ઉમેદ્વારો તરીકે ઉભા રહે અને ચુંટણીમાં હરિફાઇ કોમી ધોરણ પર નહિ પણ પોતાના એ પક્ષના કાર્યક્રમનાં ધોરણ પર કરી શકે. આ રીતે એ પ્રત્યાઘાતિ ચુકાદો હિન્દુ અને મુસ્લીમ બંને છાવણીઓમા આપમેળે જ અદ્રશ્ય બની જાય અને રાષ્ટ્રીય લોકશાહી ઉમેદ્વારોને માટે પુરતો અવકાશ રહી શકે. અને જો કોંગ્રેસ પ્રત્યાઘાતિ હિન્દુ અસરોથી મુક્ત રહી શકે તો આ વ્યવસ્થા પછાત વર્ગોનાં મતદાર મંડળોમાં સહુથી વધારે અસરકારક રીતે ઉપયોગી થઇ શકે. ઉપરાંત શીખ લોકોનો મોટો ભાગ તે પક્ષમાં જોડાઇ જાય એવી આશા જરૂર રાખી શકાય. તે ઉપરાત એ યોજના યુનીવર્સીટીઓ અને સ્ત્રીઓના મતદાર મંડળો પરત્વે પણ બહુ જ કારગત નીવડે એવો સંભવ છે. કામદારોનાં મતદાર મંડળો તો એ પક્ષમાં જરૂર જોડાઇ જાય. પરંતુ એ પક્ષની ચુંટણીમાં ફ-તેહનો આધાર એ કેવો કાર્યક્રમ આગળ ધરે છે તેના પર રહેલો છે જે મતદાર મંડળોના મતો મેળવવાના છે તેમા જે પ્રકારના લોકો હોય તેમના હિતો લક્ષ્યમાં રાખીને એ કાર્યક્રમ રચાવો જોઇએ. મતદારોનો મોટો ભાગ ખેડુતો, નીચલો મધ્યમવર્ગ અને કામદારોનો હશે. એટલા માટે એ પક્ષના કાર્યક્રમમાં એ લોકોની તાત્કાલિક આર્થિક અને રાજકીય માગણીઓનો સમાવેશ થવો જોઇએ. જ્યારે એ તોફાની ચુકાદાને વ્યવહારમાં મરેલો બનાવી દેવા માટે રાષ્ટ્રીય લોકશાહી પક્ષની હિમાયત આપણે કરી રહ્યા છીએ ત્યારે તેના કાર્યક્રમના મુખ્ય મુદ્દાઓ આપણે વિચારી જવા જ જોઇએ.

તે આવા હોવા જોઇએ.

(૧) જમીન ભાડું (પછી તે સરકારને ભરવાનું હોય કે જમીનદારને) કાયમને માટે ૩૦ ટકા ઘટાડી નાખવું.

(૨) જ્યાં સુધી ખેતીનાં ઉત્પાદનના ભાવો અત્યારની માફક નીચા રહે ત્યાં સુધી જમીન ભાડાંનો વધારે પ્રમાણમાં ઘટાડો.

(૩) તે જ પ્રમાણમાં ખેતીને લગતાં કરો (જેવા કે નહેરોનાં પાણીના વગેરે)માં ઘટાડો.

(૪) કીસાનોને લગતા કાયદામાં કીસાનોને ફાયદો થાય એ જાતનો સુધારો (દાખલા તરીકે એ જ્યાં સુધી અમુક ખેડુત જમીન ખેડવાને તૈયાર હોય ત્યાં સુધી તેને ખસેડી શકાય નહિં, વગેરે.)

(૫) જે લોકો "બીનઆર્થિક ખેતી–" જેનાં ઉત્પન્નમાંથી ઉત્પન્ન કરનારાઓના પેટ પુરતું પણ માંડ મળતું હોય–કરતા હોય તેમને સર્વ જાતના કરોમાંથી મુક્તિ.

(૬) વ્યાજનું નિયમન કરવાનો કાયદો (વર્ષે પાંચ ટકાથી વધારે વ્યાજ ન લઈ શકાય, જ્યાં દેવાદારીમાં વ્યાજના આ દરે વ્યાજ સહિત મૂળ રકમ ભરાઇ ગઇ હોય ત્યાં દેવું રદ કરવું, અને એથી વધારે રકમ ભરાઈ હોય તો પાછી અપાવવી વગેરે, વગેરે.)

(૭) ખેડુતોને સોંઘે દરે નાણાં ઉધાર મળે એવી વ્યવસ્થા કરવી.

(૮) મીઠાં પરનો કર, પોસ્ટના દર અને રેલ્વેનાં ભાડાં ઘટાડી નાખવાં.

(૧૦) ઔદ્યોગિક કામદારો માટે ઓછામાં ઓછાં દાડીઆં મુકરર કરવાં અને કામના કલાકો આઠ રાખવા.

(૧૧) સામાજીક વિમાની પદ્ધતિ (બેકારી, વૃદ્ધાવસ્થા, સુવાવડ વખતે રાહત આપવી—મોટે ભાગે માલિકોને ખર્ચે) દાખલ કરવી.

(૧૨) સ્થાનિક સ્વરાજની દેખરેખ નીચે પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીઆત બનાવવું.

(૧૩) છાપાં, સભાઓ અને મંડળો રચવાની સ્વતંત્રતા, અને

(૧૪) પુખ્ત વયનો સાર્વત્રિક મતાધિકાર.

આ મુખ્ય શરતો છે અને તેમાં જુદા જુદા પ્રાંતોની સ્થાનીક વિશેષતાઓ અનુસાર સુધારા વધારા કરવાના રહેશે ઉમેદવારોએ આ મુદ્દાઓ પર કાયદાઓ પસાર કરાવવાનું માથે લેવું જોઇશે અને આ રીતે મતદારોની ઓછામાં ઓછી માગણીઓ સંતોષી શકાશે.

જો પુરતા પ્રમાણમાં અને વ્યાપક રીતે પ્રચારકાર્ય કરવામાં આવે તો મતદારમંડળોને કોમી ધોરણપર વહેંચી નાખવામાં આવ્યાં છે છતાં આ જાતના કાર્યક્રમની હિમાયત કરનાર ઉમેદવારો બહુમતિ મેળવી શકે એમ માનવામાં ભાગ્યેજ ભૂલ થવાનો સંભવ છે. આ રીતે એ નવી ચાલબાજીનું પહેલું પરિણામ તો એજ આવે કે મતદારો જ એ અળખામણા કોમી ચુકાદાને ફગાવી દે. જો આમાં ફતેહ મળે તો એ નવા પક્ષના ઉમેદવારોની પ્રથમ ફરજ એ જ [illegible] મંડળો સ્થાપવાના ઠરાવો ધારાસભાઓમાં રજુ કરવા. ધારાસભાઓમાં એ પગલું લેવાય એટલે તેને પીઠબળ આપવા માટે ધારાસભાઓની બહાર સામુદાયિક ચળવળ ઉપાડી લેવામાં આવે. જો એ પક્ષના આગેવાનો સારી બહુમતિમાં ચુંટાઇ જાય તો પણ તેઓ આગામી બંધારણ નીચે વહિવટની જવાબદારી પોતાને માથે લેવાને બંધાએલા નથી. બંધારણનો કે રાજકારણનો એવો કોઇ જ નિયમ નથી કે જે અનુસાર ધારાસભાઓમાંની બહુમતિને વહિવટનો ભાર પોતાને માથે લેવાની ફરજ પડે. જો વહિવટનું કામ હાથમાં લેવાની માગણી સરકાર તરફથી કરવામાં આવે તો તેનો અસરકારક જવાબ એ જ હોઇ શકે કે અત્યારનું બંધારણ ફગાવી દો અને બંધારણ ઘડવાને માટે કાયદેસર રીતે લાયક હોય એવી સંસ્થાને હાથે ઘડાએલું નવું બંધારણ આપો. ટુકામાં, બરાબર એ કટોકટીની વેળાએ લોકપ્રતિનીધિ સભા—કોન્સ્ટીટયુઅન્ટ એસેંબ્લી—માટેની માગણી અત્યંત વ્યવહારૂ રાજકીય પગલાંરૂપ થઇ પડે. એક બંધારણ પોતે જ સર્જાવેલ મતદારો પોતે જ એ બંધારણને અધુરૂં અને અસંતોષકારક જાહેર કરે ત્યારે એ બંધારણ કાયદેસર રીતે બંધનકારક છે એમ ગણી શકાય જ નહિં.

પરંતુ રાષ્ટ્રીય લોકશાહિ પક્ષ જરૂરી બહુમતિ મેળવવામાં નિષ્ફળ જાય એ પણ બનવાજોગ છે. પણ એ નિષ્ફળતા કંઇ તેની નિયામક નીતિની નિષ્ફળતા નથી બની રહેતી. એનો અર્થ એટલો જ થાય

કે આપણે વધારે તૈયારી કરવાની રહેશે કે જેને પરિણામે બીજી ચુંટણીમાં આપણે ધારી ફત્તેહ મેળવી શકીએ. બીજી ચુંટણી દરમ્યાનની પ્રવૃત્તિ ધારાસભા અંદરની તેમજ બહારની સામુદાયિક ચળવળને લગતી પણ રહે. રાષ્ટ્રીય લોકશાહિ પક્ષના પ્રતિનિધિઓ ધારાસભાઓમાં ઉપર પ્રમાણેની માગણીઓ જ કરતા રહે અને એ માગણીઓની પ્રાપ્તિને બહાને વધારે અને વધારે પ્રમાણમાં લોકસમુદાય એ પક્ષની અસરો નીચે આવતો રહે.

પુના પરિષદ વખતે કાર્યપધ્ધતિની આ યોજના મોટા ભાગના પ્રતિનિધિઓને ભલે પસંદ પડી હોય પણ તે યોજના પર કંઇ સક્રીય પગલું હજુ લેવાયું નથી. પુના પરિષદે સવિનયભંગની નિષ્ફળ ચાલબાજી સામે પોતાનો અસ્પષ્ટ અસંતોષ નોંધાવ્યો પણ તેની પાસે કંઈ રચનાત્મક કાર્યક્રમ નહોતો. પણ વધારે ધ્યાન ખેંચનારી હકીકત તો એ છે કે તે વખતે પણ નાના નાના નેતાઓ કે જેઓ કોંગ્રેસના સામાન્ય અનુયાયિઓની લાગણીઓથી સારી રીતે વાકેફગાર હોય છે તેઓ વીર-પૂજનની પ્રણાલિકાથી ઉપરવટ થઇ શક્યા નહિ અને મહાત્માની નીતિ સાથે તેઓ મળતા થતા ન હતા છતાં મહાત્માને પોતાનું ધાર્યું કરવા દેવામાં તેઓ કારણભૂત બન્યા. એ પરિષદમાં ગાંધીજીએ જે ભાષણ આપ્યું હતું તે તેમની રાજકીય લડતના આગેવાન બનવાની નાલાયકાતના એક વધુ પુરાવા રૂપ હોવા ઉપરાંત કોંગ્રેસના સામાન્ય કાર્યકરોનું તીરસ્કારજનક રીતે અપમાન કરનારૂં હતું. પોતાની માનીતી નીતિની નિષ્ફળતાનો એકરાર કરવાની એમને ફરજ પડી હતી, પણ એ નીતિની નિષ્ફળતાનું મૂળ ખુદ એ નીતિમાં જ અને પોતાની કમઆવડતવાળી નેતાગીરીમાં શોધવાને બદલે તેમણે જે લોકોએ પોતાની આજ્ઞાને ઇશારે કંઇ પણ શંકા રાખ્યા વિના અસીમ આપભોગો આપ્યા હતા અને યાતનાઓ સહન કરી હતી તેના પર જ દોષ ઢોળ્યો. પોતે અને પોતાનાં માનીતાં તારકવૃંદ સિવાય બીજા સવિનયભંગની અગ્નિપરિક્ષામાંથી પસાર થવાને નૈતિક રીતે લાયક નથી માટે જ એ લડત નિષ્ફળ ગઇ હતી! એટલે પોતાના નાલાયક અનુયાયીઓને એમણે તિરસ્કારપૂર્વક તરછોડી નાખ્યા અને એ પવિત્ર કાર્ય પોતાના અને પોતાના સુનંદ સુરીદોના ખભા પર જ ઉપાડી લીધું! ધર્મના ધામમાં પહોંચી જઇ આપણને આપણો વિચાર આપણી મેળે કરી લેવા દેવા અને આપણને યોગ્ય લાગે તે માર્ગ ગ્રહણ કરવા દેવાનું શા માટે આપણે એમને હજુ કહેતા નથી? એ કામ મહાત્માએ કર્યું છે તેના કરતાં વધારે સફળતાપૂર્વક આપણે કરી શકીશું એ વિષે જરાએ શંકા હોઇ શકે ખરી?

* * *

એક નિષ્ફળ નિવડેલ અને નાલાયક નેતા પ્રત્યેની વફાદારી અને આપણી પોતાની માન્યતાઓ એ બે વચ્ચે શું પસંદ કરવું એ વિષે આપણે સંકલ્પ વિકલ્પ કરી રહ્યા છીએ ત્યારે બનાવોનું વહેણ અવળી દિશામાં વહિ રહ્યું છે: કોંગ્રેસનાં બળો વિખેરાવા લાગ્યાં છે. આપણે આપણી સઘળી હિંમત એકઠી કરી કંઇક નિશ્ચય કરી લેવો જોઇએ અને તે અનુસાર કામ કરવા મંડી જવું જોઇએ. મુડીવાદનાં પ્રતિનીધિ તરીકે જે પ્રત્યાઘાતિ અને તકવાદી તત્વો કોંગ્રેસમાં ઘુસી જવા પામ્યાં છે તેઓ હવે પોતાનું માથું ઉંચકવા લાગ્યાં છે–તેમનો આશય અત્યારની અવદશાનો લાભ

લઇને, રાષ્ટ્રીય ચળવળની નેતાગીરી બથાવી પાડવાનો છે. ગાંધીજીનાં રાજકીય નખરાંઓ સાથે તેઓ કદિ પણ સંમત થયા નથી; પણ જ્યાં સુધી આપણે મહાત્માની પછવાડે સંગઠીત થઇને ઉભા હતા અને એમની નીતિ મંજુર રાખતા હતા ત્યાં સુધી આ તકવાદીઓએ પોતાનો વિરોધનો સુર બહાર કાઢવાનું માંડી વાળ્યું હતું. અત્યાર સુધી તેઓએ પોતાની માન્યતાઓને પોતાનાં ખીસામાં મુકી દાબી હતી કારણ કે કોંગ્રેસની અંદર રહીને એ પ્રાણવાન સામુદાયિક લડતનો લાભ મુડીવાદનાં હિત આગળ વધારવા માટે એમને લેવો હતો. આજે આપણામાં વિચારભેદ અને અસંતોષ ફેલાયાં છે એટલે પોતાનું માથું ઉંચકવાની એમનામાં હિંમત આવી છે. આપણાં બળોનો લાભ તેઓ લેવા માગે છે. એ લોકો કોંગ્રેસનાં રાષ્ટ્રવાદનાં ઉદ્દામ બળોના ગાંધીવાદી નેતાગીરી સામે ઉગતા બળવાને પોતાની પ્રત્યાઘાતિ અસરો નીચે આણવા માગે છે. સ્વરાજ પક્ષના વાંઝીઆ અનુભવની પુનરાવૃત્તિ થવાની તૈયારીઓ ચાલી રહી છે. હવે પ્રશ્ન એજ છે કે આપણે લડતને તેનાં આ પાપચક્રમાં અચોક્કસ મુદતને માટે ફર્યાં જ કરવા દેવી છે? હજુ આપણે શાંત જ બેસી રહેવું છે? આપણે નાદાર નીવડેલી ગાંધીવાદી નેતાગીરી સામે બળવો નહિં જ જગાડીએ? રાષ્ટ્રીય લડતની સરદારી એથીએ ખરાબ હાથોમાં આપણે જવા દઇશું? પરંપરાએ ઉભો કરેલો મોહ હવે તો આપણે તોડી જ નાખીએ. વફાદારીની ખોટી ભાવના અને ચોક્કસ પરાજયના સ્વીકારમાં રહેલી ખોટી શરમની ભાવનાથી હવે તો આપણે પર થવું જ રહ્યું. હવે નેતાગીરી આપણે આપણા જ હાથમાં લઇ લઇએ અને આપણી સ્વતંત્રતાની લડતના ઇતિહાસમાં નવું પ્રકરણ શરૂ કરીએ. જો આપણે મજબૂત અને કામ કરતા થઇ જઇએ તો પરાજયને વિજયના રૂપમાં ફેરવી નાખવાનું કામ મુશ્કેલ નથી.

કોન્ગ્રેસના અધિદેવ ગાંધીજીની આજ્ઞાથી કોન્ગ્રેસના પ્રમુખે એ સંસ્થાને એવો તો સખ્ત ફટકો લગાવ્યો છે કે તે મરણતોલ દશામાં મુર્છિત બની પડી રહી છે; પરિણામે કોન્ગ્રેસની અંદર અત્યાર સુધી રહેલા પ્રતિસહકારવાદીઓનો માર્ગ મોકળો થયો છે. એ પ્રતિસહકારવાદીઓએ અખત્યાર કરેલાં ભયાનક પગલાં સામે કંઇ સક્રીય ચાલબાજી અખત્યાર કરવાને કોંગ્રેસનાં ઉદ્દામ તત્વો સત્વરે તૈયાર નહિ થાય તો લોકશાહિ સ્વરાજપક્ષ ડેમોક્રેટીક સ્વરાજપાર્ટી'—કોંગ્રેસને પુરેપુરી મારી નાખશે અને તેની ઉત્તર ક્રીયા પણ કરી નાખશે. એ ફટકો બીજો કોઇ નહિ પણ બધીએ કોંગ્રેસ સંસ્થાઓને વિખેરી નાખવાનો તેના પ્રમુખે આપેલો આશ્ચર્યકારક હુકમ જ હતો. એ ખરેખર માની ન શકાય એવું પગલું હતું અને તેની વ્યવહારૂ અસર એ જ હોઇ શકે કે સરકારની દમનનીતિએ કોંગ્રેસને ભાંગી નાખવાનું કામ જેટલું અધુરૂં રાખ્યું હતું તે પુરૂં કરવું અને કોંગ્રેસના સામાન્ય કાર્યકરોને પોતાની પ્રવૃત્તિ સંકલિત બનાવવાની જે સંસ્થાઓ હતી તેનો નાશ કરી નાખી રાષ્ટ્રીય ચળવળની સરદારી પ્રતિસહકારવાદીઓના હાથમાં સોંપી દેવી. એ ઘટના બની ગયા પછી મહાત્માએ તેને લગતો જે ખુલાસો બહાર પાડયો તે તેમની બીજી રાજકીય જાહેરાતોની માફક તદ્દન બાલિશ હતો અને તે ઉપરાંત એ પગલાંનો જે આશય જાહેર કરવામાં આવ્યો હતો તે

દમનનીતિએ જાહેર પ્રવૃત્તિને માટે લેશ માત્ર અવકાશ ન રહેવા દીધો હોય ત્યારે "ગુપ્ત પ્રવૃત્તિઓ"ને વખોડી કાઢવી એ તો પોલીસની સાથે સહકાર કરવા જેવું છે મહાત્માની અહતા તેમને એ સત્ય સ્વીકારવા નથી દેતી કે પોતાની ઘાતક સરદારી નીચે કોંગ્રેસે સ્વીકારવાની ના નજ પાડી શકાય એવી રીતે હાર ખાધી છે છતા તેઓ તો પોતાના લશ્કરને તેમના આત્મરક્ષણના જે થોડા ઘણા સાધનો રહ્યા હતા તે પણ ફગાવી દઇ દુશ્મનની દયા પર પોતાને ફેંકી દેવાને હુકમ ફરમાવે છે જે "નૈતિક લાગણીઓ" એ આ મહાત્મિક ફતવો બહાર પાડવાની ફરજ પાડયાનું કહેવાય છે તેની યોગ્યાયોગ્યતાનો પ્રશ્ન ઘડીભરને માટે બાજુએ મુકીએ તો ગજ કોઇ દ્રષ્ટિએ એ પગલાને છેક જ વખોડી કાઢવાની જરૂર જણાયા વિના રહે તેમ નથી સ્વતંત્રતાની એક મહાન લડતને ગેરરસ્તે દોરવવાનો ગાંધીજીને જે અયોગ્ય અધિકાર મળી ગયો છે તે તેમની પાસેથી ઝુટવી લેવાનો અધિકાર આપી દેવાને માટે આ એક જ પગલું બસ લેખાવુ જોઇએ

કોન્ગ્રેસની સંસ્થા વિખેરી નાખવા માટે જે હુકમ બહાર પાડવામાં આવ્યો તેણે કુદરતી રીતે જ ખૂબ જ ચકચાર જગાડી અને તેની સામે વિરોધના સૂરો પહેલાના કરતા વધારે હિંમતપૂર્વક ઉચ્ચારાવા લાગ્યા પણ પંડીત જવાહરે એ હુકમનો જે જવાબ વાળ્યો છે તેણે ઉછળેના પાણી પર તેલ છાટવાની ગરજ સારી છે કોંગ્રેસના સામાન્ય મંત્રી તરીકે એમણે એમ જાહેર કર્યું છે કે કોંગ્રેસની સંસ્થા જેમની તેમ આબાદ રહે છે ફક્ત વિચાર પુરતી એ જાહેરાત શ્રી અણેના નિર્ણય એનાથી સુધરતી નથી એ સુધારવા માટે તો કંઇક વ્યવહારૂ પગલાની જરૂર છે મહાત્મા તરફની વફાદારી પંડીત જવાહરના દીલને હજુએ અસ્વસ્થ બનાવી રહી હોય એમ લાગે છે જો આમ ન હોય તો જ્યારે એ સંસ્થા એમના તરફથી સજીવ નેતાગીરીની આશા રાખી રહી છે ત્યારે તેઓ આપેક્ષિક રીતે ચુપ રહ્યા છે તેનું કારણ સમજી શકાય તેમ નથી શ્રી અણેના ફતવાએ કોન્ગ્રેસના બળોમા વિખેરાઇ જવાની જે નુકશાનકારક વલણ પ્રેરી છે તેને જો અટકાવવી હોય તો કોન્ગ્રેસના સામાન્ય અનુયાયિઓને તેની સામે સુસજ્જ બનાવવા જોઇએ જો આ કાર્ય તાત્કાલિક રીતે હાથ ધરવામા નહિં આવે તો તેનુ પરિણામ બહુ જ નાશકારક આવશે

જ્યારે ઉદ્દામ કાર્યકરો હજુ કયાયે ક્ષિતજ પર પણ ન જણાતી નેતાગીરી માટે રાહ જોઇ રહ્યા છે ત્યારે પ્રતિસહકારવાદીઓએ તો પોતાનો હુમલો ચાલુ કરી દીધો જ છે અખિલ હિન્દ મહાસભા સમીતિની સભા બોલાવવાની જે માગણી તેઓ પહેલા કરી રહ્યા હતા તે હવે તેઓએ પડતી મુકી છે કેમકે નવી નેતાગીરીને માટે જે રસાકસી કોન્ગ્રેસની અંદર જામી રહી છે તેમા સીધો હુમલો લઇ જવા પુરતી તાકાત તેઓમા નથી એમ તેઓ સમજી ચુકયા છે પણ તે કારણસર તેમના તરફથી બાજુઓ પર થતા હલ્લાની અવગણના કરવી પોસાય તેમ નથી ખરૂ જોતા તો એ હુમલાનો મજબૂતીપૂર્વક સામનો કરવામા ન આવે તો તે વધારે જોખમકારક નીવડવાનો સંભવ છે આ સંબંધમા રહ્યા કોન્ગ્રેસ પછી જે ઘટનાઓ બનવા પામી હતી તેની

યાદ રાખવી લાભદાયક થઇ પડે તેમ છે સ્વરાજપક્ષવાળાઓ લઘુમતિમા હતા છતાં તેમણે એક વર્ષની અંદર તો કોન્ગ્રેસને પોતાના કબજામા લઇ લીધી કારણ કે બહુમતિએ તદ્દન નિષ્ક્રિય રહેવાનું જ સ્વીકાર્યું હતુ જો કે તે વખતની નાફેરવાદીઓની બહુમતિ અને કોંગ્રેસના અત્યારના ઉદ્દામ અનુયાયીઓની વચ્ચે ઘણો જ તફાવત છે છતા જો તેઓ નિશ્ચયપૂર્વક અને સવેળા કામ કરતા નહિ થઇ જાય તો તે વખતનાં અને અત્યારનાં પરિણામમા બહુ ફેર નહિં પડે.

* * *

લોકશાહિ સ્વરાજપક્ષના રાજકીય કાર્યક્રમ પર કંઈ ટીકા કરવાની ભાગ્યે જ જરૂર છે. પંડીત જવાહરની "આર્થિક કાર્યક્રમ" ની હિમાયતથી સુચવાતા વર્ગવિગ્રહના તૂત સામે શ્રી. કેલકરે જે ઝનુની હુમલો કર્યો છે તે આ પક્ષની આખીએ મનોદશાનો સુચક છે એ પક્ષના સાચા આગેવાનો (કેલકર અને દેશમુખ) એ તેના ઉદ્દેશ સ્પષ્ટ રીતે જણાવી દીધા પછી પેલા નામચીન રંગ બદલનાર શ્રી જમનાદાસ મહેતાનો દબદબાભર્યો વાણીવિહાર કોઇને પણ છેતરી શકે તેમ નથી. એ નવા પક્ષનો શ્વેતપત્ર સામેનો વિરોધ લીબરલોના વિરોધ જેટલો પણ ઉદ્દામ નહિ હોય. ખરૂં જોતા કેલકરનું ભાષણ એમ સાફ સુચવે છે કે એ પક્ષ નવું બંધારણ ચલાવવાને તૈયાર છે, એટલું જ નહિ પણ જો અત્યારે નવી ચુંટણી થાય તો ચાલુ બંધારણને ચલાવવાને પણ તૈયાર છે ટુંકામાં, લોકશાહિ સ્વરાજપક્ષ કોંગ્રેસની અંદર રહેલાં સઘળાંએ મુડીવાદી તત્વોને એકત્રિત થવાની ભૂમિકા પુરી પાડે છે. કીસાનો અને કામદારોને લગતો જે નિર્દેષ ભાષણોમા કરવામા આવ્યો છે તે તો કોંગ્રેસના ઉદ્દામ અનુયાયીઓને છેતરવા પુરતો જ છે પરંતુ કોંગ્રેસનો ઉદ્દામપક્ષ સવેળા સજીવ નહિ બને તો એ પક્ષના આગેવાનોની એ જાતની જબાનચાતુરી છેક જ નિષ્ફળ નહિ જાય એમ જરૂર માની શકાય જો એમ થશે તો કોંગ્રેસની અંદર અધીરા બનેલા તત્વો લોકશાહિ સ્વરાજ પક્ષમા જરૂર જોડાઈ જશે કેમકે બીજું કંઇ નહિ તો એ પક્ષ કંઇક પ્રવૃત્તિ કરવાની તક ઉભી કરે છે અને તે સાથે તેઓના મનમા એવી ભ્રમણા પણ હોય કે તેઓ પ્રયત્ન કરીને એ પક્ષનું સ્વરૂપ બદલાવી રાખશે

* * *

કોંગ્રેસના સામાન્ય અનુયાયીઓના ઉદ્દામ આગેવાનોએ હવે તાત્કાલિક કાર્યનો એક નક્કર કાર્યક્રમ હાથ ધરી લેવો જોઇએ સરકાર અખિલ હિન્દ મહાસભા સમીતિની સભા પર પ્રતિબંધ મુકે એવો પુરતો સંભવ છે, આમ હોવાથી એ સંસ્થાની સભા બોલાવવાની જરૂર નથી પણ તેને બદલે જુદા જુદા પ્રાંતોના કોન્ગ્રેસ આગેવાનોની એક અખિલ હિન્દ પરિષદ બોલાવવાનો પ્રયત્ન થવો જોઇએ અને એવી પરિષદ મળે તો તેમા નીચેની બાબતો પર ઠરાવો પસાર થવા જોઇએ —

(૧) સવિનયભંગની લડત ચોક્કસપણે મુલતવી રાખવી

(૨) સંપૂર્ણ રાષ્ટ્રીય સ્વતંત્રતાને કોન્ગ્રેસના ધ્યેય તરીકે ફરી જાહેર કરવું.

(૩) શ્વેતપત્રની યોજનાનો વિરોધ કરવાનો નિશ્ચય જાહેર કરવો કેમકે એ યોજના હિંદી પ્રજાની ઓછામા

ઓછી માગણીઓ પણ સંતોષતી નથી

(૪) ઉપર જણાવેલ રાષ્ટ્રીય લોકશાહી પક્ષ નેશનલ ડેમોક્રેટીક બ્લોક—સ્થાપવાને માટે જરૂરી પગલા લેવા, એ પક્ષનો ઉદ્દેશ આગામી ચુંટણીમાં હરિફાઈ કરવાનો રાય

(૫) રાષ્ટ્રીય લોકશાહિ પક્ષનો કાર્યક્રમ (ઉપર સુચવેલા ધોરણ પર) ઘડી કાઢવો અને તે કાર્યક્રમને લોકપ્રિય બનાવવા માટે સામાજિક પ્રચાર કાર્ય અને ચળવળ ઉપાડી લેવા, અને

(૬) શક્ય હોય ત્યારે વહેલામાં વહેલી તકે કોંગ્રેસની ખાસ બેઠક બોલાવવાની માગણી કરવી, એ બેઠક માટે પ્રતિનીધિઓ લોકશાસનના ધોરણ પર ચુંટાવા જોઇએ અને એજ ધોરણે પ્રમુખની ચુંટણી થવી જોઇએ

કોંગ્રેસની ખાસ બેઠકને લગતી આપણે એવી દરખાસ્ત કરવી જોઇએ કે –

(ક) ઉપર જણાવેલા ઠરાવો મંજુરી માટે તેની પાસે રજુ કરવા

(ખ) અગાઉથી યોગ્ય રીતે ચુંટાએલી બાહોશ સમીતીના હાથે તૈયાર કરવામાં આવેલ વ્યાપક કાર્યક્રમ મંજુર રાખવો અને

(ગ) નીચે સુચવેલા ધોરણે કોન્ગ્રેસના બંધારણમા અને ધારાઓમા ફેર ફાર કરવો –

(૧) અખિલ હિન્દ મહાસભા સમીતિ વધારે કાર્યક્ષમ બની શકે એટલા માટે તેના સભ્યોની સંખ્યા ઘટાડી ૧૦૦ પર લઇ જવી અને અવેજીઓની સંખ્યા ૩૦ રાખવી તેમાથી અર્ધી સંખ્યા (૬૫) જે તે પ્રાન્તના પ્રતિનીધિઓ ચુંટી કાઢે—એમ કરવામાં પ્રાંતિક ભેદભાવ ગણાવે ન જોઇએ બાકીના સભ્યો નિર્ણીત કરેલ પ્રમાણમાં પ્રાંતિક મહાસભા સમીતિઓ ચુંટી કાઢે

(૨) અખિલ હિન્દ મહાસભા સમીતિ ઘડાઈ રહે એટલે તેની પહેલી બેઠક મળે તેમાં કાર્યવાહક સમીતિની ચુંટણી કરવી એ સમીતિના સભ્યોની સંખ્યા ૧૧ સભ્યો અને ચાર અવેજીઓથી વધારે ન હોવી જોઇએ એ સમીતિ પર નિર્ણીત કાર્યો પાર પાડવાનો ભાર રહે પણ અખિલ હિન્દ સમીતિની મંજુરી સિવાય કોઇ પણ જાતના રાજકીય નિર્ણયો કરવાની સત્તા તેના હાથમા ન રહે એ સમીતિને મહાસમીતિની મંજુરી માટે નવી રાજકીય નીતિઓ ઘડવાની અને રજુ કરવાની સત્ત રહે અખિલ હિંદ સમીતિની સભા બોલાવવાનો અધિકાર તેને રહે

(૩) ચાલુ બાબતોનો વહિવટ કરવા માટે એક સામાન્ય મંત્રી અને બીજા ચાર મંત્રીઓનું બનેલું એક વહિવટી મંડળ રહે. સામાન્ય મંત્રીની ચુંટણી કોંગ્રેસની ખુલ્લી બેઠકમાંજ થાય અને બીજા ચાર મંત્રીઓ અખિલ હિંદ સમીતિ નીમે સામાન્યમંત્રી કાર્યવાહક સમીતિનો પણ સભ્ય હોય

(૪) ફક્ત ઉપચાર પુરતુ સ્વાગતાધ્યક્ષનું ભાષણ થઇ રહ્યા પછી મહાસભાની શરૂઆત થતા છેલ્લી કોંગ્રેસ મળ્યા પછીથી ચાલુ કોંગ્રેસ સુધીમા અખિલ હિંદ મહાસભા

સમીતિએ રાજકીય અને વ્યવસ્થાને લગતી જે જે પ્રવૃત્તિઓ હાથ ધરી હોય તેનો સવિસ્તર અહેવાલ રજુ થાય. પહેલાં કાર્યવાહક સમીતિએ તૈયાર કરેલો અને પાછળથી અખિલ હિંદ સમીતિએ મંજૂર રાખેલો એ અહેવાલ સામાન્યમંત્રી રજુ કરે. આગલાં વર્ષ દરમ્યાન હાથ ધરવામાં આવેલી નીતિ વ્યાજબી છે કે કેમ તે નિર્ણીત કરવા માટે એ અહેવાલ પર અનિયંત્રિત અને પુરેપુરી ચર્ચા થવી જોઇએ. જુની નીતિ ચાલુ રાખવી કે તેમાં ફેરફાર કરવા કે તે કાઢી નાખી તેની જગ્યાએ નવી નીતિ અખત્યાર કરવી એ બાબતનો આધાર એ ચર્ચા પર રહે.

(૫) અખિલ હિંદ સમીતિના અહેવાલમાં જૂના અનુભવની દ્રષ્ટિએ નવી નીતિનું સુચન પણ હોવું જોઇએ. કોંગ્રેસ એ નીતિને મંજૂર રાખે, સુધારે અથવા રદ કરે.

(૬) પ્રમુખ નીમવાનો રિવાજ બંધ કરવો. કોંગ્રેસનાં કામકાજની દોરવણી કરવાનું જે કામ આજે પ્રમુખ કરે છે તે કામ હવેથી બરખાસ્ત થતી કાર્યવાહક સમીતી કરે; ચોક્કસ બેઠક વખતે એમાંનો હરકોઈ એક સભ્ય પ્રમુખ તરીકે ચુંટી કાઢવામાં આવે. કાર્યવાહક સમીતિ અખિલ હિંદ સમીતિનાં પ્રમુખ મંડળ–અધ્યક્ષ મંડળ તરીકે કામ કરે.

(૭) કોંગ્રેસની નવી બેઠક મળે એટલે જૂની અખીલ હિંદ સમીતિ આપોઆપ રદ થાય. કોંગ્રેસ મળવા પહેલાં એ સમીતિની સભા ઠરાવોના કાચા ખર્ડા રજુ કરવા મળે અને પછી તે ખર્ડાઓ પર કોંગ્રેસે નીમેલાં જુદાં જુદાં કમીશનો વિચાર ચલાવે.

(૮) પ્રાંતિક મહાસભા સમીતિઓને કોંગ્રેસ પાસે જે ઠરાવો રજુ કરવાના હોય તે વહિવટી મંડળ પર કોંગ્રેસ મળવા પહેલાં એક મહિને મોકલી આપે. વહિવટી મંડળ એ ઠરાવો બધીએ પ્રાંતિક સમીતિઓ પર પરિપત્ર રૂપે મોકલી આપે.

(૯) પ્રમુખનાં મંડળ તરીકે કામ કરતી કાર્યવાહક સમીતિને તાત્કાલિક જરૂરીઆત માટે ઠરાવો રજુ કરવાનો અધિકાર રહે, એ જ રીતે પંદર પ્રતિનીધિઓની સહીથી તાત્કાલિક જરૂરીઆતના ઠરાવો રજુ કરવામાં આવે તો કોન્ગ્રેસની વિચારણા માટે તે સ્વીકારાવા જોઇએ.

(૧૦) કોન્ગ્રેસમાં જનારા પ્રતિનીધિઓની ચુંટણી લોકશાસનનાં ધોરણ પર એ હેતુસર ભરાએલી ખુલ્લી સામુદાયિક સભાઓમાં થવી જોઇએ; અને કોન્ગ્રેસ એક પ્રદર્શનરૂપ બની રહેવા કરતાં કંઈક નક્કર કામ કરી શકે એટલા માટે કોન્ગ્રેસના પ્રતિનીધિઓની સંખ્યા અમુક વ્યવહાર પ્રમાણમાં ઘટાડી નાખવી.

(૧૧) સામાન્ય રીતે અખિલ હિન્દ સમીતિની બેઠક દર ત્રીજે મહિને મળે અને કાર્યવાહક સમીતિની બેઠક મહિને મહિને મળે.

(૧૨) કોન્ગ્રેસની પાસે રજુ કરવાના ઠરાવોના ખર્ડા તૈયાર કરવા માટે કોન્ગ્રેસની બેઠક પહેલાં થોડે વખતે પ્રાંતિક પરિષદો મળે.

(૧૩) પ્રાંતિક મહાસભા સમીતિઓના સભ્યાનું પ્રમાણ એ સંસ્થા કાર્યક્ષમ રહે એટલા ખાતર નાનું હોવું જોઇએ: તેના સભ્યોની ચુંટણી લોકશાસનનાં ધોરણ પર થવી જોઇએ અને અખિલ હિંદ સમીતિના નિયમો તેને પણ લાગુ પડે.

(૧૪) પ્રાંતિક મહાસભા સમીતિના મંત્રીએ રજુ કરેલો અહેવાલ અને તેના પરની ચર્ચા પ્રાંતિક પરિષદોનાં મુખ્ય અંગો હોવાં જોઇએ.

(૧૫) જીલ્લા અને સ્થાનિક પરિષદો નિયમિત રીતે ભરાવી જોઇએ અને સ્થાનિક મહાસભા સમીતિઓમાં ખેડુતો, કામદારો અને બીજા દલીત વર્ગોની બહુમતિ હોવી જોઇએ.

* * *

**કોંગ્રેસનાં બંધારણમાં** ઉપર જણાવેલા ધોરણે ફેરફાર કરવાનું ત્રણ કારણોસર અનિવાર્ય થઇ પડયું છે.

(૧) કોંગ્રેસના આગેવાનોને તેના સભ્ય સમુદાયને જવાબદાર બનાવવા અને તેની જ દોરવણી પ્રમાણે કામ કરતા બનાવી દેવા.

(૨) નવી વસ્તુસ્થિતિ ઉભી થાય ત્યારે તેની જરૂરીઆતોને પહોંચી વળે એવા નવા નેતાઓ ઉભા કરવાનું શકય બને એ નિશ્ચિત કરવા, અને

(૩) કોંગ્રેસ આજે એક અસંકલિત ટોળું છે તેને બદલે કેંદ્રિત રીતે કામ કરી શકે એવી એક સુવ્યવસ્થિત સંસ્થામાં તેને ફેરવી નાખવા અને વસ્તુસ્થિતિમાં જેમ ફેરફાર થતો રહે તેમ તેની ચાલબાજીમાં ફેરફાર આણી શકાય એવી સ્થિતિસ્થાપકતા તેનામાં આણવા.

એક રાજકીય ચળવળ પાસે સ્પષ્ટ રીતે દોરી કાઢેલો કાર્યક્રમ હોવો જોઇએ; પણ પુરતાં સંગઠન વિના તે પોતાનું ધ્યેય કદિ સાધી શકે નહિ. રાજકીય ચળવળોનાં નિયમનને લગતા આ મૌલિક સિધ્ધાંતનો હેતુ સમગ્ર સમુદાયને આગેવાની લેતો બનાવી દેવાનો હોય; ઉપરથી નીચે સુધીની આખીએ ચળવળ એ આગેવાનીને વશવર્તી જ હોવી જોઇએ. પોતાના અનુયાયીઓમાં વિરોધી બળનો સામનો કરવાની શક્તિ ખીલે અને તેમનું રાજકીય ભાન વધારે સતેજ બને એ જોવાની જો કોંગ્રેસની ઇચ્છા હોય તો તેણે વીર–પુજનનો વિઘાતક સંપ્રદાય પડતો મુકવો ઘટે છે. લોક સમુદાયને પોતાની મેળેજ વિચાર અને કાર્ય કરવા દેવાની જરૂર છે. બાપુજીવાદ જવો જોઇએ. એક લોકવાદી લડતમાં તેને માટે સ્થાન નજ હોઇ શકે. આ લાભદાયક બોધ આપણે વર્ષો પહેલાં મેળવી લેવાની જરૂર હતી. જો હજુ પણ આપણે તેમ નહિ કરીએ તો પછી તો ઘણું મોડું થશે.

* * *

**ઉપર જે કાર્યપધ્ધતિના** નિર્દેશ કર્યો છે તેમાં ગૌણ અને સ્થાનિક અગત્યની છુટીછવાઇ સમસ્યાઓ પ્રમાણે વધારા કરી શકાય–કરવા જ જોઇએ. જો આપણે આપણી આસપાસ નજર નાખી જોઇએ તો દરેક બાજુએ એવી સમસ્યાઓ લગભગ દરરોજ ઉભી થતી નજરે પડશે. દાખલા તરીકે યુક્તપ્રાંતોમાં વ્યાજખોરીનાં નિયમન માટેનું બીલ ધારાસભામાં રજુ થયું છે. એમાં જે પગલાંઓ લેવાનું સુચવવામાં આવ્યું છે તે વસ્તુસ્થિતિને પહોંચી

(વધુ માટે જુઓ પાનું ૭૫ મું.)

# લગ્નના અસુખ



એક રસપ્રદ નવલિકા.

લેખકઃ ચિનુભાઈ ડોકટર.

પ્રતિભા 'સ્ત્રીજગત' ની તંત્રી અને માલીક હતી. સ્ત્રીસ્વાતંત્ર્ય, સ્ત્રીહક્ક અને સ્ત્રીસન્માન માટે એ લડત ચલાવી રહી હતી. એના પત્રની સેંકડો નહિં, હજારો નહિં પણ લાખો પ્રતો એક સામટી ઉપડી જતી હતી. ગુજરાતી, હિંદી અને અંગ્રેજી ત્રણ ભાષામાં છપાતાં એ પત્રની પાછળ પ્રતિભાનાં પ્રાણ પથરાયા હતા. પચીશ વર્ષ થયાં પણ હજુ તે અપરિણીત રહી હતી. કારણ કે પરણવામાં એ પુરૂષની ગુલામી જોતી હતી.

પરંતુ હમણાં હમણાં એક પુરૂષનો પ્રેમ એને પરણવા માટે લલચાવી રહ્યો હતો. આજ એ પુરૂષ પ્રતિભાને બંગલે તેને મળવા આવનાર હતો. પ્રતિભા તેનીજ વાટ જોતી બેઠી હતી.

"જાસુદ ! હૃદયેશ આજે અહિં આવનાર છે. તેમને માટે કેસરિયા દૂધ તૈયાર રાખજે," પ્રતિભાએ તેની નોકરડીને કહ્યું.

જાસુદે હસીને જવાબ આપ્યો "સારૂં." પોતાની શેઠાણી પરણે અને 'ગાંડપણ' મુકે તો સારૂં એમ જાસુદને રોજ થયા કરતું હતું. એક વખત તો જાસુદે પ્રતિભાને કહેલું પણ ખરૂં. પરંતુ ત્યારે પ્રતિભાએ એને એવી ધમકાવી કહાડી હતી અને પછી એટલું લાંબું અને અટપટું ભાષણ આપ્યું હતું કે પ્રતિભાનું તપ્ત ગુસ્સાભી મુખ જોવામાં જાસુદને બીજું કશું સમજાયું નહોતું. ત્યાર પછી જાસુદ ફરી એવું સાહસ કરવા હિંમત ન કરતી. પણ છેલ્લા કેટલાક સમયથી હૃદયેશ સાથે પ્રતિભાને છૂટ લેતી જોઈ જાસુદને ટાઢક વળતી હતી.

કોલેજમાં ગઈ અને ત્યાંથી નીકળી પત્રકારનું જીવન ગ્રહણ કર્યું ત્યાંથી આજસુધીમાં પ્રતિભા અનેક પુરૂષોના સહવાસમાં આવી ગઈ હતી. પરંતુ હૃદયેશ સિવાય કોઈ તેના નીકટ સહવાસમાં જઈ શક્યું નહોતું. હૃદયેશ છેલ્લા બે વર્ષથી

'સ્ત્રીજગત'માં સ્ત્રીસ્વાતંત્ર્ય ઉપર વિદ્વત્તાભર્યા, ઉગ્ર અને સચોટ લેખ લખતો હતો. તેને એક વખતે નજરે જોયા પછી, થોડા જ પરિચયમાં પ્રતિભા ઉપર ઉંડી છાપ પડી. પહેલી જ મુલાકાત પછી પ્રતિભાને વિચાર આવ્યો, કે હૃદયેશ સાથે લગ્ન કર્યાં હોય તો પોતાની લડતને એ વધુ વેગવાન બનાવી શકે, પરંતુ બીજી જ ક્ષણે વિચાર બદલાયો. "લગ્નની શી જરૂર છે? મિત્ર તરીકે પણ હૃદયેશનો સહકાર શા માટે ન સાધી શકાય?" પરંતુ ધીરે ધીરે મિત્રતા વધુ ગાઢ બનતી ગઈ, એક બીજાને પરસ્પર માટે ચિંતા પણ રહેવા લાગી. હૃદયેશ પાછો જતો ત્યારે પ્રતિભા નક્કી કરતી "અમે મિત્ર જ રહીશું. શા માટે પરણવું? પરણીને પરાધીન થવું? સ્વતંત્રતા ખોવી?" વળી વિચાર આવતો "પ્રેમમાં પરાધીનતા શાની? લગ્નમાં ગુલામી શાની? અતિ ગાઢ મિત્રતા–આત્મા આત્માને—આદર્શ આદર્શને એકાકાર બનાવતી મિત્રતા–તે લગ્ન. અત્યારની મિત્રતામાં સંપૂર્ણ સ્વતંત્રતા છે. એ મિત્રતાની કક્ષા ઉંચી થતાં એ સ્વતંત્રતા પણ વધવી જોઇએ. પરણ્યા પછી હૃદયેશ મારી સ્વતંત્રતા ખૂંચવી શકે? હા.–એ પણ પુરૂષ જ છે ને? પરણ્યા પછી બચ્ચાંની જંજાળ!–ને પછી મારા પત્રનું શું? છોકરાં સાચવીશ કે પત્ર સાચવીશ?" બુદ્ધિએ જવાબ આપ્યો, 'પત્ર સાચવ.'

પરંતુ જ્યારે હૃદયેશ સામે આવીને ઉભો રહેતો, એની છટાદાર sincere વાણીમાં સ્ત્રીઓના ઉદ્ધારની વાતો કરતો ત્યારે પ્રતિભાનો નિર્ણય તૂટી પડતો અને એવી જ એક અચોક્કસ પળે હૃદયેશે તેના હાથની માંગણી કરી ત્યારે પ્રતિભાએ માથું નમાવી 'હા' પાડી દીધી હતી.

હૃદયેશના ગયા પછી પ્રતિભા પસ્તાઈ હતી. પોતાની દુર્બળતા માટે એને ક્રોધ ઉપજ્યો હતો. સ્ત્રીસ્વાતંત્ર્યની વાતો કરનારે આમ એક પુરૂષ પાછળ સાનભાન ભૂલી જવી જોઇએ? પોતાના કાર્ય માટે એને ગ્લાનિ ઉપજી હતી.

છતાંય હૃદયેશને તે ના કહી શકતી નહોતી 'ના' કહેવા એ નક્કી કરી રાખતી પરંતુ હૃદયેશ સામે આવતો ત્યારે એના જીગર પર 'ના'નો કુહાડો મારવા એનું નારી. હૃદય ના પાડતું. બુદ્ધિ કહેતી હતી 'તું કશું જ ખોટું નથી કરતી, કહી દે!' પણ હૃદય?–હૃદયને દાબવું મહા મુસ્કેલ છે!

આજ હૃદયેશની રાહ જોતાં પણ પ્રતિભા એ જ વિચાર કરી રહી હતી "શા માટે બિચારાને ખોટી આશા આપી રહી છું? કહી દઉં, 'બીજી શોધી લે'!"

એટલામાં હૃદયેશની મોટર બહાર આવી ઉભી. પ્રતિભા એનું સ્વાગત કરી દીવાનખાનામાં લઇ ગઇ. પ્રતિભા કોચ ઉપર બેસે તે પહેલાં હૃદયેશ ત્વરિત ગતિએ તેની એકદમ નજીક આવ્યો! બંને હાથે પ્રતિભાના ખભા પકડી તેના મોં નજીક મોં લઇ જઇ તે કહેવા લાગ્યો: "પ્રતિભા Dear! હવે રાહ નથી જોવાતી. તું શા માટે ઝટ હા નથી પાડતી મારી ફર્મ મને અફઘાનિસ્તાન મોકલે છે. ત્રણ વર્ષ સુધી ત્યાંની ગવર્મેન્ટના કામ માટે મારે ત્યાં જ રહેવું પડશે. તું પરણીને મારી સાથે આવીશ ને?"

આશ્ચર્યમાં બંને હથેલીઓ ઉંચી કરી પ્રતિભા બોલી: "મારૂં સ્ત્રીજગત બંધ કરૂં? લડત પડતી મુકું? મુંબઈ મુકી દઉં?"

હંમેશ જે મુખને જોતાં તે છૂપો આનંદ અનુભવતી હતી તે મુખ ઉદાસીન થયું. "હા, પ્રતિભા મુકી દે!"

હૃદયેશના હાથ ખભા પરથી દૂર કરી પ્રતિભા ખુરસીમાં બેઠી." Don't you think, you are unreasonable Hradayesh? મારૂં કાર્ય મુકી દઉં ? આવું ઉત્સાહભર્યું પત્ર બંધ કરૂં ? મારાં મિત્ર, મારાં સ્વજન, મારૂં ઘર બધાંનો ત્યાગ કરૂં અને તમારી સાથે આવી અફઘાનીસ્તાનના કોઈ ઉજ્જડ ઝુંપ-ડામાં વસી રહું ? "

હૃદયેશની મુકતા એ આક્ષેપ કબૂલતી હતી.

પ્રતિભા લાગણીવશ બનીને આગળ બોલી: "કોઈ પણ પુરૂષે મને ન ભમાવી હોય એવી અસ્થીર તમે મને બનાવી મુકી છે. હૃદયેશ તમે મુંબઇમાં રહો—મારૂં સ્ત્રીજગત ચાલુ રાખી શકાતું હોય તો કદાચ—"

"No I am not asking the editor to marry me, but the woman," રમેશ વચ્ચેજ બોલી ઉઠયો. "Pratibha ! Pratibha I want a wife–and babies."

પ્રતિભાની દસે આંગળીઓ ખુરસીના કોતરેલા હાથાને મજબુત રીતે વીંટળાઇ ગઈ. પરંતુ મુખ ઉપર આછું સ્મિત તેણે ટકાવી રાખ્યું. "I fear the editor and the woman are too closely united to be separated. You are unreasonable. Hradayesh. ધારો કે હું તમને તમારૂં કામ મુકી દેવાનું કહું. તમારા કરતાં પણ હું કંઇક વધારે કમાઇ શકું છું. તો તમે શું કહેશો ?" હૃદયેશના હોઠ વિરોધ સુચવવા હાલ્યા પણ પ્રતિભાએ ઝડપથી આગળ ઉમેર્યું "પણ હું તમને તેમ કરવા કહેતી નથી. હૃદયેશ વિચાર કરી જુઓ ! તમારા શબ્દો સ્વાર્થી છે. મારી જીંદગીને આનં-દમય બનાવતી તમામ વસ્તુઓને તમારે માટે તજવાનું તમે કહી રહ્યા છો."

"હા મારા પ્રેમને માટે તજવાનું કહી રહ્યો છું. તું અત્યારે સુખી નથી. નારી-સ્વભાવની ઉંડી લાગણીને દાબીને તું સુખ ન જ મેળવી શકે ! પ્રતિભા તારૂં આખું જીવન કૃત્રિમ છે નોકરના હાથમાં ઘર અને રસોઇ ! આખો દિવસ ઓફી-સના કામની મગજમારી ! આદર્શની પાછળ ઘુમવાનું ઠીક છે, પરંતુ તેમાં બળી મરવું એ કેવળ ગાંડપણ છે."

પ્રતિભા ઉભી થઈ ગઈ. એની આંખ-માંથી તેજસ્વી જ્વાળા નીકળી હૃદયેશને પ્રજાળવા લાગી. "નારી–જીવનની ઉંડી લાગણીને પારખનાર તમે કોણ હૃદયેશ ? હું અત્યંત સુખી છું," પ્રતિભા ગૌરવથી ગરદન ઉંચી કરી બોલી.

પ્રતિભાના બંને ગાલ ઉપર હાથ મુકી હૃદયેશે તેનું મો અરીસા તરફ ફેરવ્યું "જો" પ્રતિભાનું પ્રતિબીંબ બતાવતાં તે બોલ્યો "એ આંખો સુખી છે ?—ના, પ્રતિભા. એ આંખો પાછળ ઉંડી ભૂખ સમાએલી છે.

હૃદયેશના હાથ પર પ્રતિભાએ પોતાના હાથ મુકયા. એના હાથમાંથી મુખને છોડા-વવા પહેલાં પોતાની આંગળીઓ હૃદયેશના હાથ પર થોડી વાર રમવા દીધી. "તમે પણ પુરૂષ જ છો," ઉંડો નિઃશ્વાસ નાંખી પ્રતિભાએ ઉદાસીનતાથી કહ્યું "તમારા પ્રેમને ખાતર મને મારૂં કામ મુકી દેવાનું કહો છો તો મારા પ્રેમને ખાતર તમે તમારૂં કામ શા માટે ન મુકી દો, હૃદયેશ ?" પ્રતિભા હૃદયેશના માથે એક હાથ મુકી તેની ખુરસીના હાથા પર બેસતાં બોલી.

"એટલે મારે સ્ત્રીની કમાઇ પર જીવવું ! પુરૂષ થઇ પત્ની પાસે પૈસા યાચવા !"

હૃદયેશ સ્વપ્નાવસ્થામાં બબડતો હોય તેમ બોલ્યો.

તપાવેલા લોઢાના સળીયા ડામતા જલ્લાદ જેટલી સ્થીરતા જાળવી પ્રતિભાએ વ્યંગમાં જવાબ વાળ્યો "ના, મારે પતિની પરાધીનતા સ્વીકારવી. પત્નીએ પુરૂષ પાસે પૈસા ભીખવા."

હૃદયેશે પાછળ નમી પ્રતિભાને ખોળામાં ખેંચી લીધી. "પ્રતિભા તું નથી સમજતી." કહેતાં તેણે ગાઢ આલિંગન લઇ પ્રતિભાના ગુલાબી મુખ ઉપર ઉપરાઉપરી ચુંબન કરી લીધાં. પ્રતિભા મુંઝાઇ, છુટવા પ્રયત્ન કર્યો, પછી ટગલો થઈ હૃદયેશની છાતી પર પડી રહી. અકથ્ય રીતે અકળાવતી આનંદવાહી ધ્રુજારીઓ એના અંગેઅંગમાંથી પસાર થઇ ગઇ.

તેની ગોદમાંથી મુક્ત થઇ સામેની ખુરસીમાં બેસતાં ધડકતી છાતી પર હાથ દાબી પ્રતિભા બોલી "હું સમજુ છું, હૃદયેશ, હું સમજુ છું."

"નથી સમજતી, પ્રતિભા 'તમે સ્ત્રીઓ' પશ્ચિમનું સદંતર અનુકરણ કરવામાં ભારે ભૂલ કરી રહી છો. સ્ત્રીઓ તેમનાં કૃત્રિમ જીવનની બરાબર શિક્ષા ખમી રહી છે. સ્ત્રીની પુરૂષ માટેની એ કુદરતી લાગણીને કોઇ તીરસ્કારી શકયું નથી. કુદરતે નીયત કરેલા પંથ પર ગયા વિના તેમનો છુટકો નથી થતો. ગમે તે કૃત્રિમ ઇલાજે યોજીને પણ તે ભૂખ તેમને ભાંગવી જ પડે છે."

"So this is you Hradayesh !' પ્રતિભા સ્ત્રીજગતના તંત્રીની ઢબે શાંતિથી, સ્પષ્ટતાથી, નિડરતાથી બોલી. "પણ પુરૂષ જાતિનું શું ? નારીજીવનને કચડી નાંખનાર, પશ્ચિમની સ્ત્રીઓને સ્વતંત્રતાના માર્ગમાંથી ફસાવી નીચે પટકનાર તમારી હવસી પુરૂષજાતિનું શું ? કુદરત તેમને પણ સજા કરશે જ ને ?"

"પુરૂષ ભાગ્યે જ એક સ્ત્રીમાં સંતોષ માને છે, "હૃદયેશે શાંતિથી જવાબ આપ્યો. "પરંતુ ઉત્પત્તિની ક્રિયામાં સ્ત્રીનું સ્થાન વધારે મહત્વનું હોવાથી સ્ત્રીની શિક્ષા વધારે ભારે હોય છે. આજે જ મને એક ડોકટરે કહ્યું કે જે સ્ત્રીઓ બહુ કૃત્રિમ જીવન ગાળે છે તે બાળકો—"

"You are disgusting Hradayesh," હોઠ મરડીને તે વાકય પૂરૂં કરે તે પહેલાં જ પ્રતિભા બોલી ઉઠી." તમે ગમે તેટલું ભણો, ગમે તેવી વાતો કરો પણ તમારૂં હૃદય તો પુરૂષહૃદય જ રહેવાનું. મારૂં 'સ્ત્રીજગત' મુકીને, ઘરબાર છોડીને હું તમારી સાથે અફઘાનીસ્તાન આવી તમારી ઘરધણીયાણી થઇ રહી છોકરાં જણું તેથી હું કુદરતની શિક્ષામાંથી મુક્ત થઇશ–હું સુખી થઇશ–એમ કે ?".

"જરૂર, પ્રતિભા તારા જેવી સ્ત્રીઓ સમાજને પારાવાર નુકસાન પહોંચાડી રહી છે. યુવાનીમાં આવતી કન્યાઓ તમારા સ્વતંત્ર, આનંદી, સ્વાશ્રયી જીવન જુવે છે અને તમને આદર્શ તરીકે સ્વીકારે છે. તારી માફક કોઇક જ આગળ વધી શકે છે. બીજી જીવનને બરબાદ કરી નાંખે છે. કોઇની ઘરરખુ પત્ની, અને વ્હાલસોયી માતા બનવાને બદલે–

"બદલે ? " પ્રતિભાએ ઉગ્ર સ્વરે પૂછ્યું. હૃદયેશે તેની આંખ સામે જોયું. અધૂરૂં વાકય પૂરૂં કરવાને બદલે દયાર્દ્ર ચહેરે કરી એ બોલી ઉઠયો. "પ્રતિભા પ્યારી ! તારી લડત ખોટી છે ! આકારને મુકી તું પડછાયા પાછળ ભમી રહી છે. કુદરતને બદલે તું કૃત્રિમતાને ઉપાસી રહી છે." તે

આગળ ધસી ગયો અને તેને બાહુમાં જકડવા હાથ લાંબા કર્યા. પ્રતિભાએ એક હાથ ઉંચો કરી સત્તાવાહી દ્દષ્ટિથી ફરી એને અટકાવ્યો.

હૃદયેશ ફરી બોલ્યો. "તારી જ નાની બ્હેનને જો. એને પણ તારી માફક ઘેલછા લાગી હતી. પણ આજ કેવી સુખી છે.

"સુખી?" પ્રતિભા ગરદન ઉંચી કરી બોલી, "લતા સુખી છે? જે લતાને સુંદર પોષાક પહેરી મુંબઇના સીનેમાગૃહોમાં ઉપભોગ લેવો ગમતો તે લતા આજ સાદા વસ્ત્રો પરિધાન કરી એના કંગાલ પતિ પાછળ હિંદુસ્તાનના ખૂણે ખૂણે ભટકી રહી છે. જે લતાના ડ્રેસિંગ ટેબલ ઉપર નવા નવા રોયલેટોનો ઢગલો ખડકેલો રહેતો તે લતા આજ અઠવાડિયે એક દિવસ માંડ ધૂપેલ પણ મેળવી શકતી હશે! જે લતા શરીરસ્વાતંત્ર્યની ઉગ્ર પક્ષપાતી હતી તે લતા આજે પાંચ જ વર્ષમાં બે બાળકોની માતા બની રહી છે. એ લતાને તમે સુખી કહો છો? જેના સર્વ આદર્શોનો પ્રલય થઈ ગયો છે, જેના સર્વ આનંદો વિલીન થઇ ગયા છે, જેનું જીવનસત્વ હણાઇ ગયું છે તે લતાને તમે સુખી કહો છો? કમભાગ્ય ઘડિએ એ બિચારી એક કંગાલ (Forest engineer) ફોરેસ્ટ ઇંજીનીયરના પ્રેમપ્રલોભનમાં ફસાઇને ચાલી નીકળી! કેટલીય વખત તેને અહિં આવવા, તેના પતિને બીજી કોઇ સારી નોકરી અપાવવા મેં લખ્યું પણ એ ના પાડે છે. મારી મદદ સ્વીકારવા પણ તે ના કહે છે. બિચારી લતા! મોટી બ્હેન પાસેથી માંગીને દરેક વસ્તુ લેનાર લતા આજ એની દુઃખી અવસ્થામાં પણ બ્હેનની આપી મદદ સ્વીકારી શકતી નથી એના પતિની એટલી અહંતા! એટલું અભિમાન! એટલી ક્રૂરતા! તમે પુરૂષો નિષ્ઠુર છો! હૃદયેશ જાઓ! ચાલ્યા જાઓ!"

* * *

હૃદયને હચમચાવી નાંખતો લતાનો તાર આવ્યો. "Piyush hurt in motor accident. Please come at once" તાર વાંચતાં જ બ્હેનની સર્વ કોમળ લાગણીઓ ઉભરાઇને પ્રતિભાની આંખમાંથી ટપકવા લાગી. નારીહૃદય! પોતાના પારાવાર દુઃખો શાંતિથી સહન કરનાર એ સ્ત્રીહૃદય બીજાના નાનાશા દુઃખથી પણ રડી ઉઠે છે. તીવ્ર ગતિએ લતા તરફ લઇ જતી ટ્રેનની માફક પ્રતિભાનું મસ્તિષ્ક પણ તીવ્રતાથી ચાલી રહ્યું હતું. પીયૂષ તરફનો એનો ધૂંધવાતો અગ્ની એક સામટો એના અંતરમાં સળગી ઉઠયો. લતાને ફસાવી પરિણીત જીવનમાં નિષ્ફળતા મેળવનાર તેના પતિ તરીકે જ એના મગજમાં તે નહોતો ખટકતો. પરંતુ પ્રેમને માટે સર્વસ્વનો ભોગ માંગી તેના નેતૃત્વ પાછળ સ્ત્રીને દોરાવા આજ્ઞા આપતા સ્વાર્થી હૃદયેશના જેવા કઠોર અને સનાતન પુરૂષનો પડઘો દેતો એ ઉભો હતો.

તેણે મનમાં જ લતા માટે નિશ્ચય કરવા માંડયો. તેને અને તેના બાળકોને મારી સાથે લઇ આવીશ. પીયૂષ બચે તેમ હોય તો મટે ત્યાં સુધી તે હોસ્પીટલમાં રહી શકશે. પછી કાં તો એ કોઈ સારી જગાએ નોકરી સ્વીકારે કયાં તો લતાને એની બ્હેનના આશરે મુકે! લતાને લઇને એની કંગાલિયતમાં હું એને જગે જગે નહિં જ રખડવા દઉં. કુદરતની ઉંડી લાગણીને તાબે થનાર સ્ત્રીના હાલ, હૃદયેશને નજરે બતાવવાની પ્રતિભાને ઈચ્છા થઈ આવી. હૃદયેશને કહું કે જો! લતાની હાલત જો!

પાછું એ જ ખ્વાથી સનાતન મંતવ્ય

"અધૂરું? સુખનાં સર્વ તત્વો સ્ત્રીના પોતાના દેહમાં જ હોય પછી તેનું જીવન અધૂરું શા માટે—"

લતાએ નકારમા માથું હલાવ્યું "સુખ? ના! પરિણીત સુખ સિવાય સ્ત્રી માટે બીજું એકકે સુખ નથી. પ્રતિભા બ્હેન ખાલી સુખ માટે વલખાં મારશો ના. તમે જીંદગીની બધી મોજ, જીવનનો સમસ્ત આનંદ ગુમાવી રહ્યાં છો. પ્રેમ તમારી ચોપાસ કોમળ લાગણીઓનો પડદો ટાળી દે છે જેને બહારની કોઈ શકિત ભેદી શકિત નથી. પ્રેમ જ સુખ છે. પ્રેમ જ જગત છે. પ્રેમ જકડે છે. દબાડે છે. છતાંય કદિય ન અનુભવ્યું હોય તેવું બળ અને આનંદ એ બક્ષે છે. બ્હેન! તમે કદિ તે અનુભવ્યો નથી?"

પ્રતિભાની જીભ ઝલાઇ ગઇ હતી. એના હાથ ખોળામાં સુતેલી બબીના માથા પર ફરી રહ્યા હતા. એની આંખો હ્રદયેશને દૂર-દૂર-અફઘાનિસ્તાન તરફ ઘસડી જતી ગાઢી જોઇ રહી હતી. ગ્લાનિમય વાતાવરણ એને ઘેરી રહ્યું.

હ્રદયેશના આલિંગન અને ચુંબને તેના દેહમાં પ્રસારેલો એ અકથ્ય આનંદ એને અકળાવવા લાગ્યો. એ વખતે શું તે પ્રેમની સીડીના પગથિયા પર ચ્હડી હતી? એની આંગળીઓ હોઠ તરફ આકર્ષાઇ. કોકના અગમ્ય હોઠનું દબાણ ત્યાં થઇ રહ્યું હતું, પરંતુ જીવનનો એ ગહન કોયડો એનાથી ઉકેલી શકાતો નહોતો, "શું પરણવામાં પરાધીનતા છે?"

# બે સખીઓ

**મારા** ઘરની સામે આવી ઉગેલ-ઉછરેલ પીપલ, નીમ નામની બે સખીઓને જ્યારે ઋતુકાળે નવયૌવન પ્રાપ્ત થાય છે ત્યારે સાથે પાણી જતી કો બે બ્હેનો કે કો દેરાણી જેઠાણીની પેઠે અથવા કોઇ દ્વૈતભાવ પામેલ સુંદરીની પેઠે બેય એકબીજાનાં રૂપરંગના કેવા વાદ લઇ લે છે ?

ઘેરાં અને ખીલેલાં, મીઠી મજાક ભરેલા તથા પ્રૌઢતાની છાંટવાળા ભીના-ભાવભીના વદને, અને બાલ્યકાળની છાંયવાળા અને મસ્તીને વરેલ, નિર્દોષ ખડખડાટવાળા હાસ્યભર્યે વદને બન્ને કેવાં એકબીજાની છટાના અને લાવણ્યના વાદ લઇ લે છે ?

નિત્યનો પ્રણયઘેલો મરૂતરાજ આવે છે, ગાય છે અને નાચતો નચાવતો, ડોલતો ડોલાવતો, આવે છે અને જાય છે અને આ બન્ને સખીઓ એમને પોતાના હૃદયમા ઉભરી આવેલ પ્રશ્ન પૂછવો ભૂલી જાય છે અને બસ. એક નિભંર આનંદમાં બેઉ ડોલી રહે છે, ઝૂલી રહે છે.

દિલમાં ઉછળી રહેલ અને મુખ પર રમી રહેલ પ્રશ્ન "અમ બેમાંથી કોણ સુંદર ?" એ પ્રશ્ન તો બન્ને કયાંય વિસરી જાય છે અને કોઇ અનેરી મસ્તી માણી રહે છે.

પછી તો તેમની પાસેથી સવારે, મધ્યાન્હ તથા સાંજ. રાત્રી, મધ્યરાત્રી અને ઉષા, અનેક વટેમાર્ગુઓ, અનેક પનીયારીઓ, પશુઓ અને પંખીઓ નીકળે છે. તેઓને તે એક કે બીજી રીતે પૂછે છે-"અમ બેમાં કોણ સુંદર ?"

પણ તે બધાં મૂઢ, એકમાર્ગી, એકેન્દ્રિય જ્ઞાનવાળાં, પોતપોતાનીમાં મચ્યાં પડનારા, આ પ્રશ્ન સાંભળતાં, સાંભળતાં નથી, સમજતાં, સમજતાં નથી એવાં મૂક; અનિશ્ચિતતા, બેદરકારી ભરેલા વદને તથા ચાલે આવે છે અને ચાલ્યાં જાય છે. કુદરતનાં અનેક તત્વોની પેઠે, અનેક સત્વોની પેઠે.

મારી તો પરોણી સમાન એ બે સખીઓ, મને એ મલકતા મરકતે મુખડે, કુતુહલ તથા નિર્દોષ સ્પર્ધાથી છલકતે હૃદયે, યૌવનથી છલકાતાં નેને, કંઇ કંઇ આનંદોદ્રેકથી કંપતા શરીરે પૂછે છે "અમ બેમાં કોણ સુંદર ?"

"હું શું કહું ? શો ઉત્તર દઉં ?

તેઓનું કુતૂહલ, તેઓની અતિ સુકુમાર લાગણીઓ, તથા તેઓના હૃદયના ઉંડાણમાં, ભૂતલમાં વહેતી કલકલ નિનાદે સરતી તથા ગાતી સરસ્વતી શી નિર્દોષ સ્પર્ધાને કઈ રીતે સંતોષી શકું !

હું શું કહું ? શો ઉત્તર દઉં ? બન્ને સખીઓને સમતોલ કેમ ખુશી કરી શકું ?

ભગવાનલાલ લ. માંકડ એમ. એ.

# હિન્દી સ્ત્રીઓના કાયદેસર હક્કો

લેખક
રમણીક વી. મહેતા.
બી. એસસી. એલ. એલ. બી.

## લેખાંકઃ પાંચમો.

### પ્રકરણ ૪ થું.

ગયા પ્રકરણમાં આપણે પ્રથમ વિભાગના હક્ક–કરાર કરવાના હક્ક સંબંધી વિવેચન કરી ગયા છીએ આ પ્રકરણમાં હવે આપણે બીજા વિભાગના હક્ક–લગ્ન સંબંધીના—વિષે વિવેચન કરીએ. આ હક્કોનું વિવેચન ફક્ત પરિણીત સ્ત્રીઓના સંબંધમાં જ કરવાનું હોય એ આ પળે યાદ રાખવાનું વાંચક ન ભૂલે. લગ્નગ્રંથીથી બંધાયાની સાથે જ આ વર્ગની સ્ત્રીઓ પરિણીત જીવનને સ્પર્શતા કેટલાક હક્કો પ્રાપ્ત કરે છે. આમાંથી જે હક્કો કાયદામાં સ્વીકારાયેલા છે તે હક્કોનો ઉલ્લેખ આ નિબંધમા કરવાનું દુરસ્ત ધાર્યું છે. આ હક્કો તે નિચે મુજબ છે.

(૧) ધણીને પોતાની સાથે રહેવાની ફરજ પાડતો હક્ક જે અંગ્રેજીમા restitution of conjugal right ના નામે ઓળખાય છે;

(૨) લગ્ન વિચ્છેદ કરવાનો હક્ક (the right of divorce.)

**લગ્ન કર્યા પછી પતિ સાથે ન રહે તો? લગ્નના હક્ક પતિ ન પાળે તો? —આ સવાલોના જવાબ અહિં રજુ થાય છે.**

(૩) ધણીથી જુદા રહેવાનો હક્ક (the right of Judicial separation.)

(૪) લગ્નને ગેરકાયદેસર અને ખોટું ઠરાવવાનો હક્ક (right to declare the marriage null and void) અને છેલ્લો પણ અગત્યનો.

(૫) પુનર્લગ્ન કરવાનો હક્ક. (the right of remarriage.)

આ સિવાય બીજા પણ કેટલાક હક્કો જેવા કે ભરણપોષણનો વિગેરે છે જે હક્કો પણ આ બીજા વિભાગમાં સ્થાન પામે તેવા છે કારણ કે એ હક્કો પણ લગ્નના કારણે જ ઉદ્‌ભવેલા છે. પરંતુ આ હક્કોનું વિવેચન આપણે ત્રીજા વિભાગમાં વધુ યોગ્ય સ્થળે કરીશું તો પણ તે અસ્થાને નહિં ગણાય આ હક્કો મીલ્કતને લગતા હક્કો હોવાથી તેમને ત્રીજા વિભાગમાં સ્થાન આપી શકાય તેમ છે; અને તેથી સગવડતાને ખાતર એ હક્કોનું વિવેચન આપણે આ વિભાગમાં નહિં પરંતુ ત્રીજા અને છેલ્લા વિભાગમાં કરીશું.

લગ્નના હેતુમાંથી ઉદ્‌ભવતો અને લગ્ન જીવનને સ્પર્શતો પ્રથમ હક્ક પરીણીત સ્ત્રીઓ માટે તેમના ધણીને તેમની સાથે રહેવાની અને તેમનો સહકાર રાખવાની ફરજ પાડતો હક્ક છે. આ હક્ક કાયદાની કોર્ટમાં "લગ્નના હક્ક પૂરા કરાવવા બાબત"ના હક્ક તરીકે ઓળખાય છે. ૧૯૨૯ના મરૂમુક્કાયમ કાયદા હેઠળ આવતી કેટલીક હિંદુ સ્ત્રીઓ સિવાય હિંદુસ્તાનની દરેક કોમોની સ્ત્રીઓ કાયદાએ આપેલો આ હક્ક ભોગવે છે. આ મરૂમુક્કાયમ કાયદાની કલમ ૧૧ સ્પષ્ટ શબ્દોમાં એ કાયદા હેઠળ પરણેલાં જોડાઓ વચ્ચેનાં "લગ્નના હક્ક પૂરા કરાવવા બાબત"ના દાવા નહિં સ્વીકારવા કોર્ટને આદેશ આપે છે. બીજી રીતે આ કાયદો હિંદુ ધર્મશાસ્ત્ર કરતાં અનેકગણો વધારે પ્રગતિમાન અને બીજી કોમના કાયદાઓ કરતાં પણ કેટલીક બાબતમાં ન્યાય અને સિધ્ધાંતો સાચવનારો છે આવો કાયદો જ્યારે સ્ત્રીઓના ઉપલા હક્કનો ઇન્કાર કરે છે ત્યારે સામાન્ય માણસને સ્હેજે આશ્ચર્ય લાગ્યા વિના રહે નહિં એ સ્વાભાવિક છે. પરંતુ જ્યારે આપણે જોઇએ છીએ કે આ કાયદા હેઠળ લગ્ન જો કે પવિત્ર અને જીવનપર્યંત સુખીની ગ્રંથી તરીકે ગણાય છે છતાં બન્ને પક્ષને લગ્નવિચ્છેદ કરવાનો અને એકના અવસાન બાદ પૂનર્લગ્ન કરવાનો સરખો હક્ક મળે છે ત્યારે એ એક સાદો અને સરળ કરાર બની રહે છે. અને 'લગ્ન' જ્યાં એક સાદો અને સરળ કરાર હોય ત્યાં આ હક્કનો ઇન્કાર કોઇ પણ રીતે ગેરવ્યાજબી અગર અન્યાયી કહી શકાય નહિં. જ્યાં 'લગ્ન' પવિત્ર સંસ્કાર અને હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે કોઈ પણ સંજોગોમાં વિચ્છેદ કરી શકાય નહિં. તેવું મનાતું હોય અગર તો જ્યાં અમુક સંજોગોમાં વિચ્છેદ કરી શકાતું હોય પરંતુ "સામા પક્ષ સાથે રહેવાનો ઇન્કાર" વિચ્છેદ મેળવવા માટે પુરતું કારણ ન ગણાતું હોય તેવા સંજોગોમાં આ હક્કની જરૂરીયાત અવશ્ય રહે છે. આવા દાખલાઓમાં જો આ હક્કનો ઇન્કાર કરવામાં આવે તો લગ્નનો મૂળ હેતુ અને ઉદ્દેશ જ સચવાતો નથી. જ્યાં લગ્નગ્રંથીથી બંધાયલો કોઈ પણ પક્ષ પોતાની મરજી પડે ત્યારે લગ્નગ્રંથી તોડી શકે છે ત્યાં એક પક્ષ બીજા પક્ષને પોતાની સાથે રહેવાને અને તેનો સહચાર મેળવવાની ફરજ પાડી શકે નહિં; નહિંતર લગ્ન તદ્દન દુઃખમય બની રહે, કારણ કે એક પક્ષ પોતાની મરજી વિરૂધ્ધ બીજાના કહેવા પ્રમાણે સુખથી રહી શકે નહિં. આ સિધ્ધાંત વાસ્તવીક રીતે સર્વમાન્ય છે અને એક આદર્શ લગ્નસંસ્થા માટે આ જ મૂળભુત સિદ્ધાંત હોવો જોઇએ. છતાં જ્યાં સુધી આજની લગ્નસંસ્થા જે એકમેકને બંધનોથી જકડે છે તેમાં મૌલિક પરિવર્તન ન થાય અને સમાજ

લગ્નવિચ્છેદનો નિબંધ હક્ક માન્ય ન રાખે અગર તો એક બીજા સાથે રહેવાનો ઈન્કાર લગ્નવિચ્છેદ માટે કારણ ન આપે ત્યાં સુધી વ્યકિત અને સમાજ એ બન્ને માટે લગ્નના હક્ક પુરા કરાવવાના હક્કની આવશ્યકતા ઉભી રહે છે.

હિંદુ કાયદા હેઠળ સામાન્ય રીતે ઘણી જ થોડી હિંદુ અબળાઓએ આ હક્કનો લાભ લીધો હશે છતાં કેટલાક ફેંસલાઓ જોતાં આ હક્કથી તેઓ વંચીત નથી અને કાયદેસર રીતે તેઓ આ હક્ક સ્થાપીત કરી તેનો લાભ લેવા ચાહે તો લઈ શકે છે એમ ફલીત થાય છે. ધી રાઇટ ઓનરેબલ સર દિનશા મુલ્લાં પણ લખે છે કે "લગ્નગ્રંથીથી જોડાયેલો દરેક પક્ષ બીજા પક્ષ સામે લગ્નના હક્ક પુરા કરાવવા બાબત દાવો લાવી શકે છે" * હિંદુ કાયદાના વિદ્વાન વિવેચક મી૦ મેઈન પણ તેમના "હિંદુ લો એન્ડ યુસેજ Hindu law and usage" માં આ હક્ક સંબંધી લખતાં લખે છે કે "લગ્ન થઈ ગયા બાદ જો એક પક્ષ બીજા પક્ષ સાથે રહેવાની ના પાડતો હોય તો લગ્નના હક્ક પુરા કરાવવા બાબત તે બીજો પક્ષ કાયદાની કોર્ટનો આશ્રય લઈ શકે છે. †" આમ એક હિંદુ સ્ત્રી, તેનો ધણી સાથે રહેવા ના પાડતો હોય ત્યારે તેની સામે દાવો લાવી લગ્નના હક્ક પૂરા કરાવવાની ફરજ પાડી શકે છે.

હવે આ હક્ક તેણી કેવી રીતે અમલમાં મુકાવી શકે છે તે જોઇએ. કોર્ટ તરફથી આ હક્ક પુરા કરાવવા બાબતનું હુકમનામું તેણીના લાભમાં થાય તે વખતે તેણીનો ધણી હુકમનામા પ્રમાણે વર્તી શકે તેમ હોય છતાં જાણીજોઇને તે પ્રમાણે વર્તે નહિં તો એ હુકમનામાની બજવણી, તેની દરેક પ્રકારની મિલ્કત જપ્તીમાં લઇ, કરવાનો પ્રબંધ કાયદાએ તેણીને કરી આપ્યો છે. આવા પ્રકારનાં હુકમનામાંની બજવણી હાલમાં સને ૧૯૦૮ ના સીવીલ પ્રોસીજર કોડ પ્રમાણે થાય છે. વળી સને ૧૯૨૩ ના ૨૯ મા કાયદાથી આ કાયદામાં કેટલોક સુધારો વધારો કરવામાં આવ્યો છે તે રૂએ હુકમનામાની બજવણી કરતી કોર્ટ કેટલાક સંજોગોમાં તેણીને વખતોવખત વ્યાજબી રકમ મળ્યા કરે તે પ્રમાણેનો પણ હુકમ તેણીના ધણી સામે કરી શકે છે. * સને ૧૯૦૮ નો સીવીલ પ્રોસીજર કોડનો કાયદો અમલમાં આવ્યો તે પહેલાં આવા હુકમનામાની બજવણી પ્રતિવાદીની જાત તથા માલ મીલ્કતથી અગર બન્ને રીતેથી થઈ શકતી હતી એટલે કે પ્રતિવાદીને તુરંગમાં બેસાડીને અગર તેની મીલ્કત જપ્તમાં લઇને અગર બન્ને રીતે થઇ શકતી હતી. આ ઉપથી એટલું જોઈ શકાય છે કે હાલનો સીવીલ પ્રોસીજરનો કાયદો પહેલાના કાયદા કરતાં કેટલેક અંશે ખાસ કરીને આ હક્કનો અમલ કરાવવાની બાબતમાં ઢીલો બન્યો છે.

મરૂમુક્કટાયમ કાયદાની હકુમત હેઠળ આવતી હીંદુ સ્ત્રીઓ આ હક્ક ભોગવતી નથી એ આપણે ઉપર જોઈ ગયા છીએ. અને તેથી હવે સ્પેશીયલ મેરેજ–સીવીલ મેરેજ–એક્ટ હેઠળ લગ્ન કરેલી બાકીની હિંદુ સ્ત્રીઓ આ હક્ક કેવી રીતે ભોગવે

---

* જુઓ કલમ ૪૪૪ રા. ઓ. સર મુલ્લાંકૃત હિંદુ લો છઠ્ઠી આવૃતિ.

† જુઓ પાનું ૧૧૮–૧૧૯ સાતમી આવૃતિ.

* જુઓ ઓ. ૨૧ રૂ. ૩૨–૩૩ સીવીલ પ્રોસીજર કોડ એક્ટ ૫ મો ૧૯૦૮.

છે તે જોવાનું રહે છે. અત્રે એ યાદ લાવવાની જરૂર છે કે સને ૧૮૭૨ ના સ્પેશીયલ મેરેજ એકટમાં સને ૧૯૨૩ ના એકટ ૩૦ થી સુધારો થયો છે તે રૂએ હિંદુ, જૈન અગર શીખ કોમની કોઇ પણ સ્ત્રી અગર પુરૂષ આ કાયદા હેઠળ લગ્ન નોંધાવે તેને એ કાયદો લાગુ પડે છે, આ કાયદાની કલમ ૧૭ પ્રમાણે આ કાયદા હેઠળ થયેલાં લગ્ન રદ કરાવવા, વિચ્છેદ કરાવવા વિગેરે બાબતો માટે "ધી ઇન્ડીયન ડાઇવોર્સ એકટ"ની કલમો અમલમાં છે. અને તેથી હિંદુ, જૈન અને શીખ કોમોની સ્ત્રીઓ જેમણે "ધી સ્પેશીયલ મેરેજ એકટ" હેઠલ સીવીલ મેરેજ કર્યાં હોય તેમને પણ આ ડાઇવોર્સ—લગ્નવિચ્છેદ—નો કાયદો લાગુ પડે છે. આ કાયદામાં બીજી કેટલીક બાબતો સાથે "લગ્નના હક્ક પુરા કરાવવા તથા તેનો અમલ કરાવવા બાબતના નિયમો પણ દાખલ કરવામાં આવ્યા છે. કલમ ૩૨ મુજબ, કાંઇ પણ વ્યાજબી કારણ વિના કોઈ ધણી તેની સ્ત્રી સાથે ન રહેતો હોય તો તે સ્ત્રી ડીસ્ટ્રીકટ અગર હાઇકોર્ટમાં લગ્નના હક્ક પુરા કરાવવા બાબતની ફરીઆદ નોંધાવી શકે છે અને સદર ફરીઆદમાં જણાવેલી હકીકત કોર્ટને ખરી લાગે તેમજ સદર ફરીઆદ નામંજુર કરવાને કાંઇ કાયદેસરનાં કારણો ન હોય ત્યારે કોર્ટને તેણીના લાભમાં હુકમનામું કરી આપવાનો હક્ક છે. *

ખ્રીસ્તીલગ્નના કાયદા (The christian marriage act) હેઠળ પરણેલી ખ્રીસ્તી સ્ત્રીઓ અને સ્પેશીયલ મેરેજ એકટ હેઠળ પરણેલી બુધ્ધ કોમની સ્ત્રીઓ પણ ઉપર જણાવ્યા લગ્નવિચ્છેદના કાયદાની હકુમત હેઠળ આ હક્ક ભોગવે છે, અને તેથી તેમના આ હક્ક વિષેના વિવેચનની પુનરાવૃત્તિ કરવાની જરૂર નથી.

લગ્ન સંબંધીની બાબતોમાં પારસી સ્ત્રીઓ સને ૧૮૬૫ ના ધી "પારસી મેરેજ એન્ડ ડાઇવોર્સ" કાયદા હેઠળ બીજા હક્કો સાથે

* જુઓ કલમ ૩૨ "ધી ઇન્ડીયન ડાઇવોર્સ એકટ ૧૮૬૯."

લગ્નના હક્ક પુરા કરાવવાનો હક્ક ભોગવે છે. આ કાયદાની ૩૬ મી કલમ પારસી બાનુઓને પોતાનો આ હક્ક સ્થાપીત કરવાનો રસ્તો બતાવે છે; હકુમતવાળી કોઇ પણ કોર્ટમા દાવો નોંધાવી તેણી હુકમનામું મેળવી શકે છે. અને હુકમનામું થયા બાદ પણ તેણીનો ધણી તેણીની સાથે રહેવા ના પાડતો હોય તો તેને વધારેમાં વધારે એક માસની સાદી કેદ અથવા દંડ અથવા બન્ને શીક્ષા વડે હુકમનામાની બજાવણી કરાવી શકે છે. *

મુસલમાન કોમનો કાયદો પણ તે કોમની સ્ત્રીઓના આ હક્કને માન્ય રાખે છે. અને એ હક્કનો અમલ સને ૧૯૦૮ ના સીવીલ પ્રોસીજર કોડની આગળ જણાવેલી કલમો દ્વારા કરાવી શકાય છે. કેલવણી અને સંસ્કૃતિમાં પછાત એવી આ દેશની કોમોમાં સ્ત્રીઓનો દરજ્જો તો સમાજમાં વળી ઘણોજ હલકો છે અને તેથી કરીને તેમનું માનસ પણ છેક નબળું અને નાહિંમતવાળું છે. પોતાના કાયદેસરના હક્કો ઉપર પણ ત્રાપ પડતી હોય તો પણ તે સ્થાપીત કરવા જેટલી જાહેર હિંમત આ દેશની સ્ત્રીઓ હજુ કેળવી શકી નથી પરીણામે "લગ્નના હક્ક પુરા કરાવવા બાબતના કેસો" ખાસ કરીને સ્ત્રીઓ તરફથી ઘણીજ થોડી સંખ્યામાં અત્યાર સુધીમાં નોંધાયા છે, જ્યારે પુરૂષો તરફથી આવા ઘણા કેસો મંડાયેલા જણાય છે.

"ધી બર્મીશ બુદ્ધીસ્ટ લો" (બર્માનો બુદ્ધીસ્ટ કાયદો) પણ બુધ્ધકોમની સ્ત્રીઓના આ હક્કનો સ્વીકાર કરે છે અને આ દેશની વડીઅદાલતોએ આ કાયદા હેઠળ લગ્નવિચ્છેદ ગમે તે પક્ષની મરજીથી થઇ શકતો નહિં હોવાના કારણે લગ્નના હક્ક પૂરા કરાવવા બાબતના દાવાઓ લાવી શકાય છે એમ વારંવાર ઠરાવ્યું છે.

* જુઓ કલમ ૩૬ "ધી પારસી મેરેજ એન્ડ ડાઇવોર્સ એકટ" ૧૮૬૫.

# 'સાદડીવાળો'

લેખકઃ
—શંકરજતી મોહનજતી ગોંસાઇ.

**માથે ધોમ તાપ તપતો** હતો. પવનમાં ગરમ લુ વિંઝાતી હતી. માથે છાંયો ઢાળવા ઝાડ સરખું ય નહોતું. આવા તાપમાં, ને આવે ઠેકાણે તે સાદડીઓ ગુંથતો હતો.

ધર્મશાળાના આગલા ભાગમાંય એને જગ્યા નહોતી મળી, કારણ કે તે વણકર હતો. કેટલાય ભટકતા ભિખારીઓ, કેટલાય નવરાઓ અને આળસુઓ હિન્દુત્વનો હક્ક ભોગવતા, ગાંજાની ચલમો ફૂંકતા ને પાનાં ટીચતા આખી ધર્મશાળા રોકીને પડયા હોય ત્યાં બિચારા વણકરને કોણ પેસવા દે! ને એને ત્યાં પેસવાનો અધિકાર નહોતો, કારણ કે એ વણકર હતો, દલિત હતો, ને તેથી અસ્પૃશ્ય મનાતો. હિન્દુધર્મમાં માનતો છતાંય અસ્પૃશ્ય લેખાતો. એ વર્ષોજૂની ગુલામી મનોદશાને ફગાવી દઇ મુક્ત થવા જેટલો સંસ્કૃત નહોતો. અને હોય પણ કયાંથી? માબાપ કાળી વેઠ ને મજુરી કરી જેમ તેમ દિવસ કાઢતાં હોય ત્યાં બાળકોને શિક્ષણ શી રીતે આપી શકે? બાળક કાંઇ કામે લાગે, બાપદાદાનો રોજગાર શિખે, તો માબાપને મદદગાર થાય, અને પોતાનું ગુજરાન કરવા પૂરતો કમાય · એવું ભૂખમરાની ભઠ્ઠીમાં જલતાં અને કાળી મજુરીમાં પીસાતાં માબાપ માને તો તેમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી જ.

ધર્મશાળાથી થોડે દૂર બેઠો બેઠો માથે સૂરજનાં બળતાં કિરણો ઝીલતો, તે સાદડી ગુંથતો હતો. પાસે જ સાક્ષાત દારિદ્રયની દલિત મુર્તિ જેવી, લુગડાના લીરામાં વિંટાયેલ તેની કૃશ પત્ની પણ એના કામમાં મદદ કરતી બેઠી હતી. તેના ખોળામાં અન્નના અને ધાવણના અભાવથી મરવાના વાંકે જીવતું એક બાળક સૂતું હતું. બીજાં બે બાળકો સળગતા તાપમાં ઉઘાડાં સૂતાં હતાં.

અચાનક નાનું બાળક ઉંઘમાંથી જાગી ઉઠયું. ધનીના હાથમાંની સાદડી નીચે પડી ગઇ. ને સફાળા જાગી ઉઠેલ બાળકને તેણે પડતું બચાવી લીધું.

'બા! ભૂ. .!' બાળકે પોતાની બોબડી ભાષામાં ને હાથના હલનચલનથી પાણી માંગ્યું.

'ભૂ પીવુ છે?' ધનીએ બાળકને માથે વાત્સલ્યથી હાથ ફેરવ્યો 'પેલા ડબલામાંથી જરા પાણી લાવોને, મંગાને પાવું છે!' ને ફરીથી ધની મંગાના માથે વ્હાલથી હાથ ફેરવી રહી.

કેસલો, બધા એને કેશવને બદલે કેસલો કહેતા, કામમાં એકતાર થઇ ગયો હતો, એટલે ધનીનું કહેવું તેણે ન સાંભળ્યું.

કેસલો પાણી આપે છે, એવી આશામાં ધની તરસ્યા, વ્યાકુળ બાળકને, અને બાળક માતાને પરસ્પર જોઇ રહ્યાં.

'હડે, હડે!' ધનીની નજર ડચકારા બોલાવતા કુતરા તરફ ગઇ. કુતરો ડબલામાંનું પાણી પી રહ્યો હતો. 'તમે હાંભળતાય નથી! આ કુતરૂં પોંણી પી ગીયું. હડે, હડે!' એમ કહીને ધની, મંગાને સંભાળથી ઉંચકી લઈ કુતરાને હાંકવા લાગી.

કુતરૂં બીધું, ને દોડયું. દોડતાં કુતરાના પગની ઠોકર ડબલાને વાગી, અને રહ્યુંસહ્યું કુતરાનું પીધેલું પાણી પણ જમીન પર ઢોળાઈ ગયું.

કેસલો ચમકયો, ને એ પણ કુતરાને હાંકવા માંડયો.

તરસ્યા બાળકે ફરીથી ક્ષીણ અવાજે કહ્યું.

'બા! ભૂ!'

'તમે ય ખરા છો તો! ઢાંકીને પોંણી નોં મૂકીએ? હવે આ મંગળીઆને કેંથી લાવી પોંણી પાઇશું?' જરા ગુસ્સે થઇ ધનીએ કેસલાને કહ્યું.

'ભૂલ થૈ તો ખરી!' કેસલાને પસ્તાવો થયો હોય એવો એનો અવાજ હતો. 'જાને ધરમશાળામાં કોઇયે ય પોંણી પાશે!'

'એ તો છેરતો! પણ આ હમણાં હુકે ગજે[૧] તરફડે છેને! પોંણી તો કોઇ આપે ત્યરે ખરૂં!'' ધની મંગાને કેડમાં ઘાલી, ધર્મશાળા તરફ ગઈ.

ધર્મશાળાની ઓસરીમાં જઈ ધની ઓશિયાળું મોં કરી ઉભી. અંદર પેસાય તેમ નહોતું, ને ભૂલેચૂકે પેસી જાય તો ધર્મને રસાતાળ જતો બચાવવા સનાતન આર્યધર્માભિમાનીઓ તૂટી પડે એ પણ ચોક્કસ હતું.

એટલામાં સારા અથવા ખરાબ સંજોગે એક બાઈ ઓસરીમાં આવી. દયામણે મોંટે ને આજીજીભર્યા સ્વરે ધનીએ એ બાઇને વિનવી.

'બા! આ છોરૂં તરસ્યું થયું સે! કારનું ય તરફડે છે. થોડું પોંણી નોં પાવ?'

ધનીની કેડમાંનો મંગો ઓસરીમાં આવેલ બાઇ તરફ આશાભરી અને દયામણી આંખે જોઇ રહ્યો.

'જા જા, હવે અહિંથી. તને પાણી પાવાને કાંઇ નવરાં નથી બેઠાં ને કુવાનું પાણી ગાઉ આઘેથી લાવતાં જોર પડે છે, જોર! આવ્યાં 'છોરા'ને લઇ પાણી 'પાવા!'

'બા! ગરીબ પર જરા તો દયા રાખો! આ વેળાએ હું આને લઇને કેં જઉં?' ધનીએ મંગા તરફ જોયું, ને તેની આંખમાંથી બે મોટાં આંસુ સરી પડયાં.

'જહાન્નમમાં જા, મને શું પૂછે છે' કયાં જાઉં?' પેલીએ તોરમાં કડાકા કર્યો. નમ્રતાથી વાત કરનાર સાથે ઉદ્ધતાઇથી અને તોરથી વાત કરવી, એ આ યુગનું ખાસ લક્ષણ થઈ પડયું છે. ગરીબ, અનાથ અને અજ્ઞાન તરફ સહાનુભૂતિ બતાવવી, એ ભૂતકાળની વાત જેવું જ બની ગયું છે.

'બા! ભૂ!' ધનીની કેડમાં મંગો તરફડવા લાગ્યો. 'બા! ભૂ!...બા! ભૂ...!

'બા! આ બચારા છોરૂનીય તમને દયા નથી આવતી! થોડું પોંણી પાવ બા, ભગવાન તમારૂં પેટ ઠારશે!' જેમ કોઇ કચડે તેમ વધુ નમ્ર બની કચડાતા

[૧] સુકે ગળે.

જવું', એ લક્ષણ બીજા દલિતોની જેમ ધનીમાં પણ જાગતું બેઠું હતું.

'ચાલ, નિકળ અહિંથી, હરામજાદી! તને પાણી પાવા કાંઇ તારા બાપના નોકર નથી. જાને સ્ટેશનના નળે! ત્યાં જતાં તો ટાંટીયા તૂટતા હશે, કેમ! આવાં આખાં હાડકાં રાખે કેમ જન્મારો નિકળશે?' જાણે ધનીના આખા જન્મારાની પડી હોય એમ તેણે ઉભરો કાઢયો, ને અંદર પેસી ગઇ.

**કુચડતાને કુચડવું, અને વધુ કુચડાતાને ચુસી ચુસીને ચેતનહીણું બોખું બનાવી દેવું, એ સમાજના કેટલાંક માણસોનો સ્વભાવ બની ગયો છે.**

ધની નિરાશ થઇ ગઇ. મંગાના મોઢા સામે જોતાં તેનું વત્સલ હૈયું ભરાઇ આવ્યું, ને ઉભરો આંસુ વાટે બહાર પડયો.

'તમારૂં ભલું થજો!' ધનીએ કહ્યું. ને બળતા બપોરે તરફડતા બાળક પર ફાટલા લુગડાનો પાલવ ઢાળી, સ્ટેશન તરફ ચાલી.

* * *

**ઘણાઓ જન્મથી જ અન્ય ઉપર** અધિકાર ચલાવી કામ લેવા માટે જન્મેલા પોતાને માને છે, ને કેટલાક પોતાનું આખું આયખું અન્યના માટે દળી નાખવાને પોતે જન્મ ધાર્યો છે, એમ માને છે. આ કેવળ માન્યતાઓ છે, અને આ માન્યતાઓ કેટલે અંશે ખરી અથવા ખોટી છે એ ચર્ચાસ્પદ વિષય છે. સંજોગો માણસને ઘડે છે, કે માણસ પોતાની કાર્યશક્તિ અને બુદ્ધિપ્રભાવે સંજોગો સર્જે છે, એ વિષય પણ તેટલી જ ઉંડી વિચારણા અને ચર્ચા માગી લે છે.

કેસલો ગરીબ જન્મ્યો હતો, અને આજ સુધી એની આંખે સત્તાવીસ દીપાવલિઓના ઝગઝગાટ જોયા હતા. ધનીને એ પરણ્યો ત્યારે માંડ આઠેક વર્ષનો હશે. આજે તો, પરણી ત્યારે ત્રણેક વર્ષની ધનીએ, કેસલાને ત્રણ બાળકો આપ્યાં હતાં.

જેને ત્યાં ખાવાનાં ફાંફાં હોય છે ત્યાં, છોકરાંની ફોજ જ હોય છે એક તો ગરીબ હોવાથી અશિક્ષિત, અશિક્ષિત એટલે સંસ્કારહીનઃઅને સંસ્કારહીન એટલે વધુ કામી આવી કારણપરંપરા કેટલાકો દર્શાવે છે. ખરાં કારણો ગમે તે હોય પરન્તુ આવું વધારે પ્રમાણમાં નજરે પડે છે. એ અનેકોના અનુભવની વાત હશે.

* * *

**કુસલાએ** પોતાનાં બૈરી છોકરાં ભૂખે ન મરે એટલાં માટે પોતાના પંડની જરાય દરકાર નહોતી કરી. હદ ઉપરાંત કામ કરી કંઇક ગ્રીષ્મના ગરમ ને બળતા વાયરા વેઠી તેણે પોતાની જાતને ઘસી નાખી હતી. એ ટંક જયાં માંડ માંડ ખાવાનું દેખતાં હોય, ત્યાં પૌષ્ટિક ખોરાકનાં તો સ્વપ્નાંય કયાંથી આવે?

જે ગામમાં કેસલો કામ કરતો હતો તે ગામમાં વારંવાર ધાડ પડવાથી ગામલોક વિખરાઇને જૂદે જૂદે સ્થળે રહેવા ચાલ્યા ગયા. બધા ગયા પછી કેસલાનેય ગામ છોડયા વિના આરો નહોતો. તે પણ ધની અને ત્રણ બાળકો સાથે ગામ બહાર નિકળી પડયો.

એના ગામથી કેટલાય માઇલ દૂર કેટલાક દિવસ પછી તે પહોંચ્યો બાળકો ભૂખતરસથી ટળવળતાં, ને તેમનાં કુમળા પગ તળવાઇ જતા. ધની નાના મંગાને

ફંડમાં ઉપાડી ચાલતી હતી. ટ્રેનમાં મુસાફરી કરવા જેટલા પૈસા પણ કેસલા પાસે નહિ. અનેક ઠેકાણે વાસો કરતાં, હાડમારીઓ વેઠતાં આખરે તે એક દેશી રાજ્યની સરહદના, રેલ્વે સ્ટેશનથી ગાઉ એક દૂરના ગામમાં જઈ પહોંચ્યાં.

ગામમાં જતાં જ કેસલાને ખબર પડી કે બીજા રાજ્યમાંથી આવનારને સુબેદારની રજા વગર ગામમાં રહેવા દેવામાં નથી આવતાં. ત્રણ બાળકો અને બૈરીને ધર્મશાળા આગળ મુકી કેસલો સુબેદારની રજા લેવા ગયો.

કેસલો બહુ કરગર્યો, સુબેદારને છેટે રહીને પગે લાગ્યો. આખરે સુબેદારે ચાર-પાંચ દિવસ સુધી ધર્મશાળાથી થોડે દૂર રહેવાની પરવાનગી આપી, અને પરવાનગી આપવાના બદલામાં ત્રણ સુંદર સાદડીઓની માંગણી કરી. કેસલો જો સાદડીઓ વડે સુબેદાર સાહેબનું મન જીતી લે તો ગામમાં સ્થાયી રહેવાની તેને પરવાનગી મળનાર હતી.

સ્વાર્થ વિના માણસો અન્ય તરફ ઉદારતા બતાવવાની વૃત્તિ ધીમે ધીમે વિસરતાં જાય છે. સુબેદાર જેવો પૈસાપાત્ર માણસ પણ સાધારણ માનવતા ન દાખવી શક્યો, ને તેણે કેસલાને પરવાનગી આપવાના બદલામાં વેઠે પકડયો. જો કે પરવાનગી આપવી એ તેની ફરજ હતી. કેસલા જેવો વણકર ત્રણ સારી સાદડી ગુંથી એ વેચે તો ત્રેવીસ દિવસની નિરાંત થાય પણ પોતાના સ્વાર્થ આડે કોઈને ય વિચાર કરવાની જરૂર કેમ જણાતી નથી, એ એક કોયડો છે.

સુબેદાર સાહેબને ખુશ કરવા કેસલાના હાથ ઝપાટાબંધ કામ કરતા હતા આજે ત્રણ વાગ્યા પહેલાં સુબેદાર સાહેબને ત્રણ સુંદર સાદડી આપવાની હતી. તે આશાથી એના હાથ ઝડપથી ચીપોને બાંધતા જતા હતા. યંત્રવત્ કેસલો ચીપોના ઢગલામાંથી એક ચીપ ઉપાડતો, યંત્રવત્ તેને ગોઠવતો, ને દોરીથી ગાંઠ પાડી બીજી ચીપ લેતો.

* * *

'હમ હૈ ઇશ્કકે બંદે...' એક હાર્મોનિયમવાળી એક યુવાન ભિખારણે ધર્મશાળા આગળ આવી સૂર છેડયા. ને આળસુઓ તેની આજુબાજુ ટોળે મળ્યા.

'હમ હૈ ઇશ્ક કે...' ગાનારી વાઘરણ યુવતીએ એક તીરછી નજર નાખી.

'વાહ! વાહ!' બેચાર ઇશ્કીઓ પોકારી ઉઠયા.

એક જણે ગજવામાંથી એક આની કાઢી, તેના તરફ ફેંકી. ભિખારણે તેના તરફ જોયું, આની ફેંકનારે આંખ મીચકાવી.

'કયાં એ! તયાર હો ગયા!' સુબેદારના માણસે કેસલાની એકાગ્રતામાં ભંગ પાડયો.

'હમણાં થઈ હમજો ને! થોડી જ વાર છે!' તેણે હાથની ગતિ વધારી. સફદરમીયાં પેલી ભિખારણ ગાતી હતી, ત્યાં ગયા.

'ઓહો! તુ હૈ ને કયા! સુબેદાર સાબકે વાં ઉસ દિન રાતકો કયોં નહિ આઇ?' આંખોમાં વિજળી ચમકાવી મીયાંએ પૂછયું.

ભિખારણે અર્થસૂચક આંખનો અણસારો કર્યો, ને મોંમાં પાણી છૂટયું હોય તેમ મીયાંએ સીસકારો બોલાવ્યો.

* * *

'કયાં બે! હો ગયા!' સફદર પાછો આવ્યો. કેસલાએ સાદડીઓ તૈયાર કરી મુકી હતી, તે તેની પાસે દૂર રહીને મુકી.

'અચ્છા! કલ ફજરમેં સુબેદાર સા'બ-કો મિલ જાના, ઔર ફીર ગાંવમેં કામ કરના...' સફદરમીયાં રૂવાબથી હાથમાંની સોટી હલાવતા ચાલવા માંડયા.

કેસલાએ ભૂખ્યાં બૈરી છોકરાં જોયાં, ને તેના હૈયામાં ભડકા ઉઠયા. તેણે ધાર્યું હતું કે સુબેદાર સાહેબ પાસેથી આજે ખાવાનું તો મળશે જ, ને બીજું તો...

'સા'બ!' કેસલો સફદર પાછળ દોડયો. સફદર ઝાંપા આગળ પેલી યુવાન ભિખારણ સામે આંખો મીચકાવતો ઉભો હતો.

'કયોં?' સફદરે રંગમાં ભંગ પડવાથી ગુસ્સે થઇ પૂછયું.

'સા'બ! બાયડી છોકરાં કાલનાં ભૂખ્યાં છે. થોડું ખાવાનું આપો, નહિં તો એકાદ આનાના પૈસા આપો તો ચણામમરા...

'ચલ, હટ! પૈસેબૈસે નહિ મિલેંગે! જા, ગાંવમેં ભિખ માંગને!' સફદરે આંખો તતડાવી.

'સા'બ...!'

'જા હાસે. નહિં તો દેખા હૈ ડંડા!' સફદરનો મિજાજ ગયો.

'સા'બ! હવે કૈં જઉં! તેણુ તો વાગ્યા! ને...' કેસલો પગે પડવા આગળ વધ્યો.

...ને તે સાથે જ સફદરનો જાડો ડંડો કેસલાના માથા પર પડયો.

કેસલો બેભાન થઇ પડી ગયો–માથામાંથી લોહી વહેવા લાગ્યું.

'સાલા–બેવકુફ'–ને ઉપરથી કેસલાને એક લાત પડી.

* * *

'ચલ મેરી માશુક!' કહી સફદરે ગજવામાંથી અડધો કાઢી પેલી ભિખારણને આપ્યો. ધીમે રહીને ભિખારણના ખભા ઉપરથી સફદરે હાથ નીચે સરકાવ્યો...ને...

* * *

સાંજે કેસલાના શબ આગળ ધની હૈયાફાટ રડતી હતી.

પંચકયાસ કરવામાં આવ્યો.

'અસહ્ય તાપથી મૃત્યુ નિપજ્યું છે:' પંચે ઠરાવ્યું.

–ને ધની ફાટી આંખે જતા પંચ–પરમેશ્વર તરફ જોઇ રહી.





# ....હાસ્યનાં છાંટણાં....



### અદૃશ્ય વ્યક્તિ

હવે ન સંતાપ ઓ ડાકુણ ! અમારા ગરીબના પર એક તો મુડીવાદનો બોજ ઉતર્યો છે. તેણે અમારાં લોહી માંસ ચુસી લીધાં છે અને ખાલી રહેલા હાડપિંજરને તું શાને સંતાપી ખખડાવી નાખે છે ! તને અદૃશ્ય પણ દેખતાં તો મ્હને કંપારી છુટે છે. ત્હારો કોપ તું મુડીવાદ સામે અજમાવા જાય છે પરંતુ તે તેના વિપૂલ સાધનોથી તને ડરાવે છે. મ્હારી પાસે તો કાંઇ નથી. હું અર્ધનગ્ન તને ક્યાંથી દબાવી શકું ! શું ગરીબી એટલે ગુન્હો ? હવે મને ન સતાવ ત્હારાથી તો હું ત્રાસી ગયો છું. મ્હારા હૈયામાં અગ્નિજવાળા સળગે છે. હવે મ્હારો કેડો છોડ, છોડ, છોડ, નહિંતર સાક્ષાત અગ્નિ પેટાવીશ. હું બળેલો અને અગ્નિ પ્રગટશે પછી મને તું કેવી રીતે ઠારીશ ઓ ટાઢ !

### દોસ્ત

ઓહ મિત્ર, ઘડી પ્હેલો તું કેવો રૂષ્ટપુષ્ટ હતો ? એક ઘડીમાં તો તને શું થઇ ગયું ! કેવો મને હસાવતો હતો, ગેલ કરાવતો હતો ? તું મ્હારી સામે જેમ નચાવું તેમ નાચતો, મ્હારી આજ્ઞાને આધિન રહેતો હું તને પાડું મારી પજવતો, પરંતુ કદી તું મ્હારી સામે ગુસ્સે પણ ન્હોતો થયો. ત્યારે ત્હારા આત્માને એટલું બધુ શું દુઃખ થયું ! ઘડીમાં તો ત્હારો શ્વાસ પણ ઉડી ગયો. મ્હારા લાડઘેલા મિત્ર ! તને હું મૃતપ્રાય સ્થિતિમાં નથી જોઇ શકતો. ત્હારે લઇને તો હું પણ મ્હારા શરીરનો સુદૃઢ બાંધો કરી શક્યો છું. ખરેખર ત્હારા કોઇ અજ્ઞાન વેરીએ તને હણ્યો છે. પરંતુ ત્હારા નિશ્ચેતન પડેલા દેહને હું અંજલી છાંટી અગાઉના ઋશીમુની જેમ તને નવ-જીવન અર્પીશ અને પુનઃ તને કુદકા મારતો નીરખીશ ત્યારે જ મ્હારા આત્માને શાન્તિ થશે. લે ત્હારા પર પડેલા ઘાને સાંધી તને પુનઃ ઉછાળતો કરૂં મિત્ર–

ફુટબોલ !

### નાક વગરની !

રાંડ અભાગણી, નાકવઢીના પેટની ! ત્હારી દશા કેમ ફરી ગઇ છે ! આજે મ્હારા પર શાને વેર લે છે ? મ્હારા મિત્રોની મીટીંગમાં જવાનો બરાબર ટાઇમ થઇ ગયો છે ત્યારે જ તું આડી ચાલે છે. તું આવી નિર્લજ્જ હશે તે તો આજે જ

જાણ્યુ હવે કૃપા કરી સીધી થઇ જા અને જો તુ મનાઈ જા તો હું ત્હારો જીંદગીપર્યંત આભાર નહિ ભૂલુ અને હવે કોઈ સ્થળે ખાસ જવુ હશે તો તને એક મ્લાક અગાઉથી મનાવીશ પર તુ છેક છેલ્લી ઘડીએ તને કદી પણ નહિ મનાવુ ડીયર ઓ નેકટાઇ!

**મદદગાર!**

**તું** સ્ત્રી છે છતા પુરૂષના જેટલીજ મઝબુતાઈ રાખે છે અને તેથી લોભાઈને જ મે તને હાથમા ઝાલી છે પ્રીય, ત્હારા પર હુ સદા આફ્રીન છુ તું મને અનેક સફરમાં સહાય થાય છે તને હુ મમતાભર્યા હૈયે નિભાવુ છુ ત્હારા પર ખુશી થઇને તો મેં તને હમણા નવરંગીન સાડી પ્હેરાવી છે અને ચકચકીત ચાદીનુ ઘરેણુ પ્હેરાવી ત્હારી શોભામા ઓર વધારો કર્યો છે આજે તે મને સ્હાય આપી છે તે તો હુ જીંદગી પર્યંત ભૂલી શકુ તેમ નથી જો આજે તુ મ્હારી સાથે નહોત તો પ્રીયે આ અંધારી રાત્રે મને કુતરા કરડી જ જાતને? પ્રિય લાકડી!

**ગવૈયા!**

**ઘણા** ગવૈયાના રાગ સાંભળ્યા પરંતુ ત્હારા જેટલો સુનંદ સુરી કોઇ ન જોયો ત્હારો રાગ અને હલકભર્યું ગાન સાભળીને મ્હારી ઉંઘ પણ ઉડી ગઈ ત્હારી મીઠી જીભના હુ શુ વખાણ કરૂં ત્હારી આવા ગામડામા કદર નથી પરંતુ તુ મોટા શહેરમા કોઇ નાટક કંપનીમા રહી જા ભલે પ્હેલા પેટવડીયે જ નાટક શરૂ થતા જ પ્હેલા સ્ટેજ ઉપર તુ ત્હારૂ ગાયન સંભળાવ તો હુ ખાત્રીથી કહુ છું કે આખુ થીએટર હાસ્યથી ગાજી ઉઠે અને તે હાસ્ય તેની જીંદગીપર્યંત ન ભૂલે નાટક કંપનીના ડીરેક્ટરોને અખતરો અજમાવવા જેવો છે તે ગવૈયાનુ નામ પણ શાને છુપાવું તેનુ નામ છે ગધેડુ!

**જીગર જાન!**

**મ્હારી** વ્હાલી જીગરજાન! ત્હારા પર મ્હારો મોહ કેવો અવર્ણનિય છે? આજ વર્ષો થયા ત્હારા પર મ્હારો ચાહ અધિક ને અધિક વધતો જ જાય છે ત્હારૂ હૃદય ઉકેલવામે મ્હારી આંખોના તેજ પણ ખોયા છે! એટલી ત્હારા પર મ્હારી ચાહના છે પ્યારી, પ્રાણાધાર! ત્હારા વગરનુ મ્હારૂ જીવતર રસહિન બની રહે છે ત્હારો વિયોગ હુ ઘડીભર પણ સહન કરી શકતો નથી ત્હારી પરનો એવો મ્હારો અપ્રતિમ પ્રેમ કોઇ પર પણ નથી તેહુ મ્હારા દીલથી કહુ છુ ત્હારી સાથેનો પ્રેમ જીંદગી પર્યંત ટકે, ત્હારા પર મ્હારો પ્રેમ વધુ ને વધુ વધતો રહે એવી જ અંતરની અભ્યર્થના કરતો પ્રિય ત્હારો જ હુ સદા છુ મ્હારી વ્હાલી ચોપડી!

**અમુલો મિત્ર!**

**પ્રિ**યમિત્ર, ત્હારે લઇનેજ હું દુનિયામા જીવુ છુ, ત્હારા વગરનુ, જગતમા મને સર્વત્ર અંધારૂ ઘોર ભાસે છે હુ કમા કહું તો તુ મ્હારૂ સર્વસ્વ છે વ્હાલા મિત્ર ત્હારો હું કેટલો આભાર માનું? ત્હારો અદ્ભુત ઉપકારનો બદલો મ્હારાથી વાળી શકાય તેમ નથી ત્હારાથી હુ કેવો રૂડો લાગુ છુ જો તુ નહોય તો હુ એકલો માથા પછાડી મરૂ તો પણ મને કંઇ સુજે નહિ એવા તો તે નાદ લગાવ્યો છે ત્હને તો હુ ખરા જીગરથી વિનવુ છુ કે મૃત્યુપર્યંત આપણે આપણી મિત્રતાઈ નીભાવવી હુ તો મ્હારા શુદ્ધ હૃદયથી તને કોલ આપુ છું હવે ત્હારા આત્માને શાંતિ થઇ કે કેમ? પ્યારા મિત્ર, કેમ બોલતો નથી? મ્હારાથી શાને રીસાય છે? આવ ઓ મહામોલા મિત્ર! ત્હારા મૈત્રીના બદલામા તુ ચાહે તે તને આપુ, જગતમા જેની લોકો નિત્ય દરકાર કરે છે, જેને માટે પ્રાણ કુરબાન કરવા તૈયાર થાય છે, તેવુ અપૂર્વ સ્થાન તને બેસવા આપુ પછી તો ત્હારા આત્માને સંતોષ થશે ને? અને એ સ્થાન તને કાયમ રજીસ્ટર કરી આપું છું જગતમા તેના જેવી કોઈ કિંમતી ચીજ નથી તે નાક તને બેસવા આપુ છુ મ્હારા વ્હાલા ચશ્મા!

ઉડાડનાર—ચૈર્યચંદ્ર ર. બુદ્ધ.

# ૫ આલ્હાદક સુગંધી ન્હાવાના સાબુઓ....

## ઠંડક આપતા, તાઝગીભર્યાં અને કરકસરવાળ




### ૫૦૧ ટોઇલેટ સોપ

જસમાઈનની નાજુક સુગંધીવાળો સાબુ બજારમાં આટલી ઓછી કીંમતે મળતા કોઇપણ સારામાં સારા સાબુ કરતાં ઉત્તમ છે. ઉપયોગી થઈ પડે તેવી બોક્સમા પેક કરેલી ત્રણ ગોટી.

### ખાસ સુગંધીદાર ગોટીઓ.



બે અને ત્રણ ગોટીનાં બોક્સમાં પેક કરેલા આ આલ્હાદક અને જાતજાતનાં સુગંધીદાર સાબુ-ખસખસ, ફ્રેઝર, લવંડર હીના, જરામાઈ અને ગુલનાર એ ૭ માંથી ગમે તે પસંદ કરો.

### હમામ

નહાવા માટે ઉત્તમ ખુશ્બોદાર તાઝગીભર્યો સાબુ આખો દીવસ ચામડીને તાજગી આપી ઠંડી અને તંદુરસ્ત બનાવે છે. ૧/૪ રતલના વજનની ૩ મોટી ગોટીઓમાં પેક કરેલાં બોક્સમાં વેચાય છે.








### જાઇ શુદ્ધ વનસ્પતીનાં તેલમાંથી બનાવેલા

બધી ટોમકો બનાવટની માફક આ સુંદર સાબુઓ શાસ્ત્રીય રીતે પ્રયોગશાળાની દેખરેખ નીચે બનાવવામાં આવે છે અને જાનવરોની ચરબીથી મુક્ત છે.

### જાઈ ટોઇલેટ સોપ

નવો, નાજુક સુગંધીવાળો સર્વોત્તમ સાબુ, જાઈ સાબુ, ગમે તેવા સારામાં સારા સાબુ કે જે તેનાથી બમણી કીંમતે વેચાતા હોય તેની હરોળમાં આવીને ઉભો રહે છે. તદન નવીન જાતના લીલા અને સોનેરી બોક્સમાં પેક કરેલા બોક્સમાં મળી શકશે.

### યુ ડી કોલન

આ સુંદર સાબુમાં યુ. ડી. કોલોનનાં ઠંડક અને તાજગી આપનારા ગુણો છે બે ગોટીનું બોક્સ.




ટોમકો મેઈલ્સ ડીપાર્ટમેન્ટ પી. ઓ. બોક્સ ૫૨૮, મુંબઇ.

## ધી તાતા ઓઇલ મીલ્સ કંપની, લીમીટેડ, તાતાપુરમ

# ખૂનીનું નિવેદન—

એક
ટૂંકી વાર્તા

લખનાર:
અમરનાથ ચૌધરી

નિશારાણીની સવારીને હજી થોડીક વાર હતી. સંધ્યાના મલકારા બતાવી આપતા હતા કે હજી એનું ક્ષણજીવી યૌવન અમર ક્ષણોનો ઉલ્લાસ મ્હાણી રહ્યું હતું. અને એ પડતી સંધ્યાના શૂન્ય મનસ્ક જેવાં લાગતાં વાતાવરણમાં પંજાબના વયરાનમાં થઇને એક માલગાડી ખટ! ખટ! ખટ! ખટાટ ખટ! ખટ! ખટ! અવાઝ કરતી માર્ગ કાપી રહી હતી. એના ધુમાડાનાં ગોટેગોટા સંધ્યાની સુંદરી પર કાળો રંગ છાંટવાનો નીચ પ્રયાસ કરી રહ્યા હતા. હવા બીલ્કુલ પણ ન્હોતી. આસ્માનનો શ્વાસ જાણે રૂંધાઇ જતો હોયને એમ લાગતું હતું.

ત્યારે એન્જીન ફ્ફ્ફ્ફ!......ફુંફાડા મારતું, માલગાડીને ધસડી લઇ જવા માટેનો બધો ગુસ્સા કાળા ધુમાડા વંડે ઉષાસુંદરી પર ઉતારતું, નિર્લજ્જ પણ નિરાધાર ગુલામની માફક આગળ વધી રહ્યું હતું. એન્જીનનાં પેટાળમાં આગ સળગી રહી હતી. ડ્રાઇવર કંટાળેલો ઝોલાં ખાતો બેઠો હતો. ત્યારે બીજે છેડે ગાર્ડ પણ તન્દ્રાવસ્થામાં 'બીજું' સ્ટેશન ક્યારે આવે'નો વિચાર કરી રહ્યો હતો.

આ વયરાનમાં આગગાડીવાળી લાઇન એવી હતી કે દિવસમાં માંડ માંડ બે ત્રણ માલ-ગાડી એ રેલ્વેલાઇન પરથી પસાર થતી. એટલે ગાર્ડને કે ડ્રાઇવરને કોઇ પણ પ્રકારની બ્હીક, સાવધાની કે ચિંતા માટે બીલ્કુલ કારણ ન્હોતું. માત્ર એન્જીનને

જ્યારે ભૂખ લાગતી ત્યારે હેના પેટમાં કોયલા નાખવાવાળો નૌજવાન મજદૂર થોડાક પાવડા કોયલાના નાખી દેતો–પણ અત્યારે તે એન્જીનની બહાર આવેલી 'રેલીંગ' આગળ 'બોઇલર' કેટલું તપી ગયું છે એની તપાસ કરી રહ્યો હતો.

પણ એકાએક એની દૃષ્ટિ દૂર રેલ્વેના પાટા પર પડી. ત્હેણે કૈંક જોયું અને તેણે જોરથી બૂમ પાડી. "ઓહ! ડીરાઇવર! ડીરાઇવર! ગાડી રોકો, લાઇનિ પર કોઈ પડેલું જણાય છે."

ડ્રાઈવર સાબ ચમકયા અને ઉભા થઇ ગયા. એણે એન્જીનની કાચવાળી આંખોમાંથી બહાર નઝર નાખીઃ એણે બરાબર જોયું તો ત્હેને જણાયું કે એક આદમી લાઇન પર મેલી ચાદર ઓઢીને બેફીકર થઇને સૂતેલો હતો. ડ્રાઇવરે સીટી વગાડી. ઘણી વાર સીટી વગાડી. પણ એની અસર કૈં ન થઈ. એટલે તે બડબડયો.

"આ કમબખ્તને સૂવાને માટે બીજે કયાંયે જગા ના મળી તે અહિં સૂતો—"

ફરી વાર ડ્રાઇવરે સીટી લગાવી, પણ પેલો માણસ જરાયે હલ્યો નહિ. ડ્રાઇવર ગુસ્સે થઇ ગયો અને તે બોલ્યો "સાલો... ભલે કચડાઈ જાય! પણ તે સાથે જ તેણે પોતાના પ્રચંડ પંજા વડે 'બ્રેક' દબાવી દીધી અને ગાડી એકદમ અટકી ગઇ. પેલો કોયલા હોકનાર મજદૂર હસી પડયો અને બોલ્યો, "હજીયે મ્હારો બેટો લાઇનિ પર સૂતો છેઃ જાણે એના સસરાને ત્યાં આવ્યો હોયને..." એન્જીન ઉભું રહી ગયું. એના ફફફફ અવાજથીએ પેલો આદમી જાગ્યો નહિ.

ડ્રાઇવરે પેલા સૂતેલા આદમી તરફ જોયું. એ સ્હમજી ગયો કે દાળમાં કૈંક કાળું છે. આ વખતે ગાર્ડ પણ એન્જીનની નઝદીક આવી પહોંચ્યો હતો. ડ્રાઇવર અને ગાર્ડ બંન્ને પેલા આદમી આગળ ગયા–તેમણે જોયું કે એ ચાદર ઉપર ઘણા લાલ ડાઘ હતા. અને ત્હેની પર માખીઓ ગણગણી રહી હતી. ગાર્ડ બધું સમજી ગયા. પેલા મજદૂરે આવીને જડની માફક પેલી ચાદર ખેંચી લીધી–અને બધાએ અજાયબી વચ્ચે જોયું કે તે એક દશ વર્ષના છોકરાની લાશ હતી!

ગાડીએ એ લાશ લીધી અને તે આગળ વધીઃ સ્ટેશન બહુ દૂર ન્હોતું.

એ સ્ટેશનનું નામ મ્હને યાદ તો છે–પણ એ એટલું તો કઢંગુ અને ખરાબ છે કે ન બોલવામાં જ સાર છે. સ્ટેશન લગભગ જંગલી–વયરાન જેવું છે. ગાર્ડે એ સ્ટેશન પર નઝર નાખી : પાંચ સાત આદમીઓનું ટોળું તેણે દીઠું. આ ન્હાનકડા સ્ટેશનપર સ્હાંજના સમયે પાંચ સાત માણસો એકઠા થાય એ જરા આશ્ચર્યકારક ઘટના હતી. ગાડી આવી ત્હોયે પેલું ટોળું વાતો કરવાના પોતાના કાર્યમાં મશ્ગુલ હતું. ગાર્ડે ગાડી પરથી ઉતરીને તપાસ કરીને જોયું તો માલુમ પડયું કે એ ગામથી ત્રણેક ગાઉ દૂર આવેલા ગામડાના સરકારી ડોકટરે વીશબાવીશ વર્ષના નૌજવાન હિંદુને પકડયો હતો. પેલો નવજુવાન બહુ ગભરાયેલો જણાતો હતો.

શિખ ગાર્ડે પાસે જઇને સ્ટેશન માસ્તરને પૂછ્યું, "ભાઇ! આ શું મામલો છે?"

સ્ટેશન માસ્તરે જવાબ દીધો, "થોડીક વાર પહેલાં ડોકટર સાહેબ પોતાના બે દોસ્તો સાથે ફરવા જતા હતાઃ રસ્તામાં ત્હેમને આ જુવાન મળ્યો. ડોકટર સાહેબને જોઇને એ ચમકયો. એનાં કપડાં પર લોહીના ડાઘ હતા. એની ઉપર ડાકટરની નઝર

પડી એટલે ત્હેમને એ છોકરા પર વ્હેમ આવ્યો એથી એને અહિં ઘસડી આણ્યો."

ગાર્ડ બધું સમજી ગયો. તેણે એ મામ-લાનો ભેદ ઉકેલવા ઝબાન ફેંકી, "જુઓ! રેલ્વેલાઇન પરથી મ્હને એક દશ વર્ષના છોકરાની લાશ મળી છે !–"

એ જ વખતે એન્જીનમાં કોયલા ફેંક-નાર મજદૂરે ન્હાનકડી લાશ ઉઠાવીને પ્લેટ-ફોર્મ પર લઇ આવ્યો. આ લાશને જોતાંની સાથે જ ડોકટરે પકડી રાખેલો નવજુવાન ભયથી કંપી ઉઠયો. ભેદ ઉકેલાતાં જણાયું કે તે જુવાન અને જેની લાશ હતી તે છોકરો એક જ ઘરમાં રહેનારા ભાઇઓ હતા:

ડોકટરને પહેલેથી જ વ્હેમ આવ્યો હતો કે આ જુવાન કંઇક અસાધારણ કામ કરીને આવતો હતો. હવે આ લાશ જોઇને ત્હેને માલુમ પડી ગયું કે આ બાલકનું ખૂન આ જુવાને જ કર્યું હોવું જોઇએ–પણ આ બંને ભાઇઓ સગા ભાઈ હતા એટલે એક બીજાનું ખૂન કેવી રીતે કરી શકે એ જ એક પ્રશ્ન હતો. છતાંયે એ પ્રશ્ન ઉપર વધારે વિચાર કર્યા વિના એક-દમ પેલા નવજુવાનને પૂછયું, "સાચેસાચી વાત કરી દે ! ત્હેં આ બાળકનું ખૂન શા માટે કર્યું ?"

પેલા નવજુવાનના ચ્હેરા પર એકાએક ભયના ચિહ્નો આવ્યાં. તે ધ્રૂજી ઉઠયો. એનાથી કાંઇ જવાબ આપી શકાયો નહિ.

સ્ટેશન પર કેટલાયે વર્ષ થયાં એક બુઝર્ગ પોર્ટર પોતાની નોકરીની ફર્જ અદા કરી રહ્યો હતો તે આ વાત શાન્તિથી સાંભળી રહ્યો હતો. તે તો પેલા નવજવાનની દયા આવતી હતી. ત્હેણે કહ્યું, "સાહેબ !...કદાચ એમ પણ હોય કે કોઇ બદમાશે આ બન્ને ભાઇઓને એકી જ સાથે મારી નાખવાનો પ્રયાસ કર્યો હોય. આ તો જુવાન છે એટલે જીવ ખાતર ન્હાસી છુટયો હોય અને પેલો છોકરો ન્હાસી નહિ શકયો હોવાથી..."

"ચુપ રહે ! ત્હેને કોણ પૂછે છે?" ડોકટરે દાંત કચકચાવીને બુઢ્ઢા પોર્ટર તરફ આંખો કહાડી. "શું એની જીભ કપાઇ ગઇ છે?"

પોર્ટર ચૂપ થઇ ગયો

ડ્રાઇવરથી ન રહેવાયું—"આ બુઢ્ઢાની વાત પણ વિચારવા જેવી છે. આ માણુ-સના કપડાં પર લોહીના ડાઘ છે. કોઇકે એને પણ માર માર્યો હોય એમ લાગે છે. હવે જોઇએ કે એના શરીર પર મારની નિશાની દેખાય છે કે નહિ !"

લોકોને આ વાત ગમી. નવજુવાનના શરીરને તપાસવામાં આવ્યું. પણ તેના શરીર પર મારનું એક પણ ચિહ્ન ન દેખાયું નહિ. પણ વધારે આશ્ચર્યની વાત તો એ હતી કે ત્હેનાં ઉપરનાં કપડાં જ લોહીથી ખરડાયેલાં હતાં, પણ અંદરનાં કપડાં પર લોહીનું ટીપું સરખુંયે દેખાતું ન્હોતું. એ વાત તો ચોક્કસ થઇ ગઇ કે પેલા છોકરાના ખૂનમાં મ્હોટા ભાઇનો હાથ જરૂર હોવો જ જોઇએ.

અત્યાર સુધી શિખ ગાર્ડે મૌન સેવ્યું હતું: એણે તો એકદમ પોતાનો પરચો બતાવ્યો. એકદમ એણે પોતાના બંને હાથથી પેલા નવજુવાનની ગરદન પકડી લીધી. એના ગળાને ઝાઝી ઇજા ન આવે એ પ્રમાણે દબાવ્યું–અને પછી એક-દમ જોરથી કહ્યું, "સાચું બોલ ! તેં આ બાળકનું ખૂન શા માટે કર્યું ?...બોલ ! નહિતર ત્હારૂં ગળું દબાવતાં મ્હને જરાયે વાર નહિં લાગે."

પેલો નવજવાન એકદમ રડી પડ્યો. એની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. એનાથી શિખ ગાર્ડનો જુલમ સહેવાયો નહિ પણ ગાર્ડે ત્હેનું ગળું જરા વધારે જોરથી દબાવ્યું. જુવાન ગુંચવાયો. એનો શ્વાસ ગુંગળાવા લાગ્યો એણે રોતાં રોતાં બોલવા માંડયું, "ભાઇ! ગળું છોડો.. હું હમણાં જ તમને કહું છું."

ગાર્ડે પોતાની પક્કડ ઢીલી કરી. ખૂની બિલકુલ નિર્બળ હૃદયનો હતો. એણે સ્વીકાર કરી લીધો કે ખૂન તેણે કર્યું હતુ.

ઇંજીનનો કોયલા નાખનાર મજૂર તાજુબ થઇ ગયો.

"લાહોલવલ્લાહ-કુવત !"

ગાર્ડ, ડૉક્ટર, સ્ટેશન માસ્તર વીગેરેએ એ ખૂની નવજવાન પાસેથી જે નિવેદન લીધું તે ટુંકમાં આમ હતું:-

"અમે બંને પીત્રાઇ ભાઈ હતા. આ છોકરાનો બાપ મરી ગયો છે. એને ભાઈ કે કોઈ બ્હેન કોઇ નથી. પણ ત્હેની તમામ મીલકત અમારા ગામના ફોઝદારને ટ્રસ્ટી તરિકે સોંપાયેલી છે એની પાસે ૭૦૦ વીઘા જમીન છે. હું બહુ જ ગરીબ છું. અને કમાણીનું એકકે ય સાધન મ્હારી પાસે નથી. પેલા ફોઝદારે એક દિવસ બોલાવીને મ્હને એમ કહ્યું કે જો એ છોકરો મરી જાય તો એની તમામ મીલકત પર મ્હારો હક્ક લાગે એ ફોઝદારે મ્હને ઉશ્કેર્યો. મને આ વાત ગમી. મ્હેં મારા ભાઇને કહ્યું, કે 'ચાલો, આપણે, આપણી વાડીએ તડબૂચ ખાવા જઇએ. અને અમે ચાલ્યા. હું પેશાબ કરવાને બ્હાને જરાક પાછળ રહી ગયો અને પછીથી મ્હેં મ્હારી પાસેની છૂરી કહાડી અને...મ્હેં ત્હેની પર ઘા કર્યા. એણે બૂમ પાડી. પણ મ્હેં ત્હેની પર બીજા બે ત્રણ ઘા કરી એને ખતમ કરી નાખ્યો. મ્હેં આસપાસ નઝર નાખી રેલ્વેની લાઇન પાસે જ હતી મ્હેં એના શરીરને પાટા પર મૂકી દીધું અને વિચાર કર્યો કે એ રાતે આવનારી ટ્રેન હેઠળ તે આવી જશે એમ મ્હેં મ્હારા મન સાથે નક્કી કરી લીધું. લોકો એમ સ્હમજશે કે એ ગાડી હેઠળ કચડાઇ ગયો!'...પણ પછી હું પેલા ફોઝદાર સાહેબ પાસે ગયો. મ્હારી અજાયબી વચ્ચે ત્હેણે મ્હને ધમકી આપી અને ખૂની તરિકે શિક્ષા કરવાનું જણાવ્યું. હું ભયભિત થઈ ન્હાસી છૂટયો-અને......"

ત્હેણે એક નિશ્વાસ મુકયો અને ફરી રડવા લાગ્યો. ગાર્ડે સીટી આપી અને કહ્યું "હવે હદ થાય છે!" આર્થિક મંદિના આ જમાનામાં માણસ માણસાઇની હદ વટાવી ગયો છે. એનું જ આ પરિણામ છે. ઓહ!" (ખતમ)

# ફુકીનનો બળવો

ફુચાવ–અને ફુકીન એ બે ચીનનાં નામો છે. પણ પહેલું શહેર છે અને બીજો પ્રાંત છે.

ચીનના નકશા ઉપર નજર નાંખશો તો જણાશે કે ફુકીનનો પ્રાંત કવાન્ટુંગની નીચે અને યાંગસ્ટે નદીની ઉપર આવેલો છે. આ પ્રાંત ચીનની મધ્યમાં આવેલો છે. અને ઇમારતી લાકડાં માટે મુલ્કમશહુર બન્યો છે.

નવેમ્બરની વીસમી તારીખે–બરાબર ત્રણ મહીના પહેલાં આ પ્રાંતના એક આગેવાન સેનાપતિએ જાહેરાત આપી કે ફુકીન પ્રાંત ચીનની મધ્યસ્થ સરકારથી સ્વતંત્ર બને છે!

આ લશ્કરી સેનાપતિનું મનસ્વી કૃત્ય ન હતું. ચીનના કોઇ લશ્કરી જનરલનો આ ફતવો ન હતો. થઇ પડેલા ગવર્નરનો સત્તા પચાવી પાડવા માટે આ યત્ન ન હતો.

* * *

**નવી સરકાર સ્થપાઇ.** શાંઘાઈનો સંરક્ષક સેનાપતિ પ્રમુખ થયો. અને આ સરકારે પહેલી જ જાહેરાત કરી કે—

> ખેડુતોને જમીન મળશે. દરેકને ખેડી શકાય તેટલી જમીન આપવામાં આવશે. કામદારોને હડતાલ પાડવાનો હક્ક આપવામાં આવશે.
>
> વિચાર, વાણી, અને વર્તનનું સ્વાતંત્ર્ય આજથી ફુકીન પ્રાંતની પ્રજાને મળે છે!

આ જાહેરાત અમલમાં મુકાવા માંડી. ખેડુતોમાં જમીન વહેંચાવા માંડી. ફુકીનની જનતાને નવી સરકાર વધુ વ્હાલી લાગી.

ફુકીન પ્રાંતમાંથી નવી સરકાર સામે કોઇએ શબ્દ પણ ન કહાડયો. લોકોએ તોફાન ન કર્યાં. વિરોધ અદ્રશ્ય થઈ ગયો. ઉલટું દરીદ્રી ખેડુતોએ પોતાને આંગણે દીવા મુકી નવી સરકારની સ્થાપનાને વધાવી. જનતામાં આનંદ પ્રગટયો.

* * *

**પણ આ** આનંદ અલ્પજીવી હતો.

નાનકિંગમાં વસ્તી મધ્યસ્થ સરકારને ફુકીન પ્રાંત ચીનની મધ્યસ્થ સરકારનાં સકંજામાંથી મુક્ત થાય તે ગમતું ન હતું. ન જ ગમે ને!

તેમણે લશ્કર બોલાવ્યું. ભાડુતી સૈનીકોએ ખભે બંદુક ધરી. ફુકીન પ્રાંતના 'બળવાખોરો'ને દાબી દેવા માટે જનરલ ચાંગ–કૈ–શેક મેદાને પડયો.

અમેરિકાએ ૧૫૦ એરોપ્લેન આપ્યાં. જર્મનીમાંથી ઝેરી ગેસની પીપ મંગાવવામાં આવી. યાંગસે નદીના જળમાં ચીનની મનવારોમાં ગોળાઓ ગોઠવાવા માંડયા.

જર્મન લશ્કરી અમલદારો સૈન્યને કવાયત શીખવવા મંડયા. જર્મન લશ્કરી અમલદારોએ મધ્યસ્થ સૈન્યની વ્યવસ્થા હાથમાં લીધી.

**ચીનના છેલ્લા આંતરવિગ્રહ વિષે રજુ થયેલી રસપ્રદ હકીકત.**

* * *

**બળવાખોરોને** તો દાબી જ દેવા જોઇએ! ચાંગ-કૈ-શેકે હોઠ પીસ્યા. ઇંગ્લાંડ,

ફ્રાંસ અને અમેરિકાને જાહેરાત અપાઈ ગઇ કે નાનકિંગ પોતાના સામટા લશ્કર સાથે પુકીન સર કરવા બહાર પડે છે.

જે નાનકિંગની સરકારે મંચુરીયામાં જાપાનના આક્રમણ સામે એક લશ્કરી ટુકડી નહિ મોકલી, જે ચાંગ-કૈ-શેકે શાંઘાઇના સંરક્ષણ માટે એક રેજીમેન્ટ પણ ન મોકલી તેઓ સર્વ 'બળવાખોરો'ને દાબવા માટે બહાર પડયા!

કારણ કે પુકીનનો બળવો એ લોકોનો બળવો હતો. સાચાં પ્રજાસત્તાકની સ્થાપના હતી. વિદેશી સામ્રાજ્યશાહીનો તેમાં વિનાશ હતો.

આથી જ મધ્યસ્થ સરકાર એક થઇ ગઇ. આથી જ નાનકિંગ સરકારે સામટું લશ્કર ઉપાડયું. કારણ કે પુકીનનો બળવો એ જનતાનો પડકાર હતો.

* * *

આજે સમાચાર આવે છે કે નાનકિંગના લશ્કર આગળ ફુચાવનો સેનાપતિ ચીનના નૌકાબળને શહેર સોંપી અદ્રશ્ય થઈ ગયો છે.

આજે ફુચાવ પડયું છે. પણ ખરેખર બળવો દબાયો છે? શું જનતા નાનકિંગના વાવટાને ક્ષણભર પણ ફરફરવા દેશે?

એ ભાવિના સવાલો ભલે કહેવાય. પણ ચીનના ઇતિહાસ જાણનારાઓ કહી શકે છે કે જે માર્ગે કેંટન, કવાંશ્રી, અને કવાંગટુંગ ગયું તેજ માર્ગ પુકીનનો છે.

# દીકરાનું આગમન—

पमनी स्व. पत्निश्रीना स्मरणार्थे,
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

—એક—
—ટુંકી વાર્તા—

—લેખિકા:—
—સલિમા—

આ વીસમી સદીના યુગમાં આલમે ઘણી જ પ્રગતિ કરી છે એમ કહી શકાય પરન્તુ આ આલમમાં એવા અનેક દેશો છે કે જ્યાં નવીન યુગની રોશની જરાય પહોંચી શકી નથી. એવા દેશોમાં હજુયે બાદશાહ બાબરના જમાનાનું વાતાવરણ જોવામાં આવે છે ત્યાં રેલ્વે નથી હોતી, ટપાલ નથી હોતી, વિજળી નથી હોતી, રેડીઓ નથી હોતો, ગ્રામોફોન જેવી બીજી વસ્તુઓ હોતી નથી. એવા દેશમાં પાષાણયુગનો ભાસ આપણને થાય છે. તેઓ માટીની ઝુંપડીઓમાં રહી જીંદગી પસાર કરે છે. થોડાંક ઢોરઢાંખર, જમીન, ખેતી એ ત્હેમનું જીવન હોય છે.'

એવા પંજાબના એક ગામડામાં રમઝાન રહેતો હતો એ નવજુવાન હતો. એનું હ્રદય, સાફ અને નિર્દોષ હતું. એના મુખ ઉપર હંમેશ ઉલ્લાસ મલકતો. તેણે એકવાર રેલ્વેની મુસાફરી પણ કરી હતી. પાસેનું એક ગામ લાયલપુર પણ તેણે જોયું હતું. પોતે ત્યાંથી 'પોસ્ટકાર્ડ' પણ ખરીદી આવતો. પોસ્ટમાસ્તર તાર માટે "ટિક! ટિક!" અવાજ કરે છે એ પણ એને માલુમ હતું. છ માસ સુધી એણે લાયલપુરમાં મજૂરી કરીને એક ઠીકઠાક ગામનાં જીવનનો અનુભવ મેળવ્યો હતો. આજે રૂપીઆ પચ્ચાશની રકમ

પોતાની કમ્મર પર ધોતીયાના છેડામાં બાંધી એ પોતાને ઘેર પાછો ફરતો હતો.

અમુક સમય પરદેશ કે બીજા શહેરમાં વીતાવીને ઘર તરફ ફરતો આદમી જે જાતની પ્રસન્નતા અનુભવે છે તે સહુથી વધારે પવિત્ર અને મધુર હોય છે. નવજુવાન રમઝાન પોતાની 'કેડી' ઉપર ચાલતાં ચાલતાં "ઢોલાનું ગીત" ગાઇ રહ્યો હતો. રાતનો સમય હતો. દૂર દૂરથી ગીધડાંઓના તીવ્ર અને કઠોર અવાઝ આવતા હતા. પાંગેની નહેરનો બંધ તોડીને કો'ક કો'ક જગાએ કેડી પર પણ પાણી પ્રસરેલું જોવામાં આવતું હતું.

પણ અચાનક તેણે પોતાના ભુતકાળ પર નઝર નાખી. લાયલપુરના કોટવાળે એની પાસેના પચ્ચાશ રૂપિયામાંથી દશની માંગણી કરી હતી. પણ રમઝાને ત્હેને સાફ સંભળાવી દીધું હતું, 'મ્હારા પરસેવાના પૈસા માગતાં ત્હમને શરમ નથી આવતી?'... અને આટલું કહી અલમસ્ત રમઝાન ચાલી નીકળ્યો હતો. પણ એના કાન ઉપર ખોફ ભરાયેલા કોટવાલના શબ્દો પડયા– 'બેટા! જોઇ લેજે ત્યારે તું પણ-કોટવાલનું અપમાન!...' રમઝાન તે વખતે જરાક ગભરાયો–પણ બીજી જ ક્ષણે ઘરની સુખદ કલ્પના યાદ આવતાં તે ચાલી નીકળ્યો. અત્યારે દૂર દૂરના ગીધડાંઓના કઠોર અવાઝની અસર રમઝાનના મગજ પર થતી ન્હોતી. તેના હૃદયમાં આનંદની ઉર્મિઓના તારલા ઝબુક ઝબુક કરી રહ્યા હતા એના એક હાથમાં મજબૂત ડાંગ હતી. એની પીઠ ઉપર એક પોટકીમાં ઘરના બાળકો માટે થોડીક સુખડી બાંધેલી હતી.

## [૨]

રમઝાનનું ગામડું ઘણું ન્હાનું હતું. માંડ દશેક ખોરડાં હશે. એના ગામની અંદર દાખલ થતાં પહેલાં એક ઘીચ ઝાડી આવતી હતી રમઝાન જ્યારે ગામની પાસે આવ્યો ત્યારે ત્હેને ત્હેની પાછળ આવેલી ઝાડીમાં કૈંક અવાઝ... સરરરાટ સાંભળ્યો ખરો. એ ચમક્યો. એણે કોઇનુંયે ખરાબ કર્યું ન્હોતું.. એને કોટવાલ યાદ આવ્યો. એની દગાભરી આંખો લુચ્ચું હસતાં ત્હેણે કલ્પનાની આંખે, જોઇ તે ધ્રુજ્યો નહિં. એની ડાંગ પરનો હાથ મક્કમતા અનુભવી રહ્યો. એને વ્હેમ આવ્યો કે કોઇક એનો પીછો પકડી રહ્યું હતું–એણે જોરથી ખોંખારા સાથે બૂમ મારી!

"ખબરદાર!"

પહેલાંની માફક સર્વત્ર શાન્તિ છવાત હતી. ક્યાંથીયે અવાઝ ન્હોતો આવતો. બે ત્રણ મીનીટ સુધી રમઝાને ઉભા રહીને આસપાસ નઝર નાખી કોઈ દેખાયું નહિં એટલે આગળ વધવા લાગ્યો.

આખરે તે પોતાને ઘેર આવ્યો. અડધી રાત થવાને હજી દોઢેક કલાક બાકી હતો. ગામની શેરીમાં ક્યાંક કુતરાં ભસતાં હતાં ગામલોક સૂઈ ગયાં હતાં. ફકત રમઝાનનો બુઝર્ગ વાલીદ ખાટલા પર પડયો પડયો હુક્કો ગુડગુડાવી રહ્યો હતો.

બહાર ડેલી પર રમઝાને એના અબ્બાજાનને પડકારો દીધો. બુઝર્ગ બાપ ખુશ થઇ ગયા. એનો દીકરો શહેરમાંથી કમાઇને આવતો હતો. ડેલી ખોલી. બાપ એને જોઇ ખુશીમાં આવી ગયો. રમઝાનનાં ન્હાનકડાં

બાલકો સિવાય ઘરનાં બધાં માણસો જાગી ગયાં. એની મા, એની વહુ, એની બે બ્હેન વગેરે એની ખબર પૂછવા માંડયાં. બધાંયે પેટભરીને રમઝાનને મળ્યાં.

અહિંતહિંની વાતો કર્યા બાદ રમઝાને પોતાની પોટકી ખોલી. એમાંથી થોડીક મીઠાઈ બહાર કહાડી. બે ત્રણ રમકડાં નીકળ્યાં રમઝાને પોતાની વહુને ધીમેથી કહ્યું.

"બાબુ, કયાં છે ?...એને માટે રમકડાં લઇ આવ્યો છું."

બાબુ રમઝાનના ન્હાનાં બાળકનું નામ હતું. રમઝાનનો ત્હેની પર અસિમ પ્યાર હતો. બાબુ અત્યારે ભર નિંદરમાં હતો. રમઝુની વહુએ ત્હેને કહ્યું, "એ તો સુઇ ગયો છે. કહો તો જગાડું."

"સુતો હોય તો ભલે સુતો જગાડીશ નહિ. રમકડાં સવારે આપશું"

થોડીવારમાં બધાંય સુઇ ગયાં. રમઝાને પોતાના રૂપિયા ઘરમાં એક ઘડામાં મુકી દીધા હતા.

## [૩]

રાતના ત્રીજા પહોરે રમઝાનનો બુઝર્ગ બાપ એકાએક જાગી ઉઠયો. કાલી ઘનઘોર રાત્રિ જામી હતી–ઘરની પાછળ કંઇક અવાજ થતો હતો. એણે ખોંખારો મારીને કહ્યું, "એલા...કોણ છે ?"

એની અગાઉની બે ક્ષણમાં ઘરની અંદરનાં પાંચ છ ઘડાઓ એક સાથે જમીન પર ગબડી પડયાનો અવાજ આવ્યો. રાત્રિની શાન્તિમાં ઘડાઓનો કર્કશ અવાજ વાતાવરણને ભયભિત બનાવી રહ્યો. રમઝાન જાગી ગયો. ઘરની સ્રીઓ જાગી ગઇ. અંદર જઇને જોયું તો માટીની દીવાલ ખોદાયેલી હતી અને તેમાં મોટો ખાડો હતો. જરૂર, ચોર જ આવ્યા લાગે છે! ઘરનો સામાન ચોરી ના શકાયો. પણ તે સર્વ અસ્તવ્યસ્ત હાલતમાં વીખેરેલો પડયો હતો. રમઝાન પેલા ગામડામાંથી બહાર નીકળ્યો. અંધારી રાતમાં ત્હેણે દૂર નઝર નાખી જોયું કે બે આદમીઓ ન્હાસી જતા હતા. રમઝાને બૂમ પાડી, "ચોર! ચોર!" અને ત્હેણે ચોરનો પીછો પકડયો. આસપાસના બધાય લોકો જાગી ગયા હતા. એમાંના કેટલાયે રમઝાનની પાછળ મદદ માટે ગયા.

બન્ને ચોર આગળ ભાગતા હતા. રમઝાન ત્હેમની પાછળ હતો: ત્હેની પાછળ બીજા ગામલોક હતા. રાત્રિ કાળી ઘનઘોર હતી દૂર દૂર આગળ એક નાળું આવતું હતું. ત્હેના કીનારે આગળ જવાના વિચાર માટે એક ચોર જરાક અટકયો. એ જ વખતે રમઝાને એને આબાદ પકડયો એણે બૂમ મારી "દોડો! દોડો! ચોર પકડાયો! પકડાયો!"

બીજા લોકો અન્ધારા અને ઝાડીને લીધે પાછળ રહી ગયા પણ હવે રમઝાનનો અવાજ સાંભળી તેઓ એ દીશામાં દોડયા.

આવે વખતે પહેલો ભાગનાર ચોર પાછો આવ્યો. એના હાથમાં એક લાંબો છૂરો હતો. એણે એ છૂરો જોરથી રમઝાનના પાંસળાંમાં માર્યો. અને તે બબડયો, "એટમજી! પાંચ રૂપિયા કોટવાલ સા', બને આપતાં આકરા લાગતા હતા...

એમને ?......લેતો જા......" અને તે ક્રુર હસ્યો......છૂરો એટલો જોરથી અંદર ઘુસી ગયો કે પેલો ચોર ત્હેને બહાર કહાડી શકયો નહિ. રમઝાનના મ્હોંમાંથી એક ઝીણી વેદનાભરી ચીશ નીકળી ગઈ. આવી ઘાયલ દશામાં રમઝાને પોતાનાં દાંત વડે ચોરના હાથની આંગળીઓને એટલા જોરથી કરડી લીધી કે તે આંગળીઓ ત્હેના હાથથી કપાઇને જુદી થઇ ગઇ—બીજી જ પળે રમઝાન નિરાશ થઇ પડયો. બંને ચોર ભાગી ગયા હતા.

ગામના તમામ લોકો એ અંધારી રાત્રિએ એ નાળાં આગળ ટોળે મળ્યાં. એ સમયે રમઝાન પોતાનો છેલ્લો શ્વાસ લઇ રહ્યો હતો. તેનો બુઝર્ગ બાપ રોતો રોતો ત્યાં પહોંચ્યો. રમઝાન હજી જરાક શુધ્ધિમાં હતો. ત્હેણે કરૂણ સ્વરે પૂકાર્યું",

"બાબા ! રૂઓ નહિ !

દૂર ગામડાને છેડે કેટલીક સ્ત્રીઓ રડી રહી હતી.

રમઝાન 'આહ !' કરીને જમીન પર ફસડાઈ પડયો.

"કોટવાલ ! કમબખ્ત...કોટ...વા..." ત્હેના છેલ્લા નિશ્વાસના શબ્દો હતા.



# શંબુકવધ

**એક નાટક**

[નોંધ:—સામાન્ય જનતામાં રામરાજ્યને નામે અનેક પ્રકારની ભ્રમણાઓ ચાલે છે. પરંતુ હકિકત તેથી ઉલટી છે.

વાલ્મિકી રામાયણના 'ઉત્તરકાણ્ડ' માં અપાયલી 'શંબુક વધ'ની કથા રામરાજ્યમાં ચાલતા ભયંકર વર્ગવિગ્રહનું ભાન કરાવે છે. એ કથામાં ભૂદેવોનું વર્ચસ્વ કેટલું હતું તે જણાય છેજ, પરંતુ તેમનાં ક્રોધમાંથી બચવા રામે વિના કારણે, શંબુકનો વધ કર્યો, એ તો અમેરિકામાં સીધીઓને જીવતા સળગાવી દે છે તેની બરોબરીમાં આવે એવો જ ગુન્હો છે.

છતાં તેથી દેવો યે રાચે છે અને ઋષિ મુનિઓ એ ગુન્હાને નહિં જોતાં રામ પર આશિષના અભિષેક વર્ષાવે છે!

પરંતુ આપણે એ જૂની માન્યતાને તિરસ્કારી ન્યાયની દ્રષ્ટિથી જોઇએ, તો વધના ભોગ થયેલા નિર્દોષ શંબુકને ધર્મવીર ગણવો જોઇએ લેખક]

**: દ્રશ્ય પહેલું. :**

**સ્થળ:** અયોધ્યાનો રાજમહેલ.

[સિંહદ્વાર આગળના દ્વારપાળો પરસ્પર ગમ્મત કરતા દેખાય છે.

સિંહદ્વારમાંથી દશરથનંદન રામચંદ્રના મહેલનો અટારીવાળો મુખ્યદર્શનનો ભાગ દેખાય છે.

**આશ્વલાયન**

[એના ખભા પર મૃત પુત્રનું શબ છે, બંને આંખોમાંથી શ્રાવણ ભાદરવાના મેઘ સમી અશ્રુધારાઓ વર્ષી રહી છે. અતિ રૂદનથી એનું ગળું બેસી ગયું છે.]

રઘુકુળભુષણ રામ છે? રાજમહેલમાં અયોધ્યાનરેશ છે?

**દ્વારપાળ**

[આશ્વલાયનનો દેખાવ જોઈ ગાભરા બનેલા દ્વારપાળોમાંથી એક તેની પાસે આવી સમજાવથી]

દ્વિજપુત્ર આ સ્થિતિમાં!

લેખક:

**સીતારામ જે. શર્મા.**

**આશ્વલાયન**

[બેબાકળો]

મારે દશરથનંદનને મળવું છે. આ મારો એકનો એક પુત્ર કયા અધર્મીના પાપે અકાળે મૃત્યુ પામ્યો! હાય! હાય! તે કઠવો મુકે છે, પુત્રના શબને વારંવાર

સુમે છે ] મારો પુત્ર હું અને તેની માતા એહાં છતે ગયા; મારે અયોધ્યાપતિ પાસે ન્યાય માગવો છે. ભાઈ!

દ્વારપાળ

[ સબહુમાન ]

દ્વીજપુત્ર, બેલાશક પધારો. દશરથનંદન રામના મહેલનાં દ્વાર દ્વિજપુત્રો માટે સદૈવ ખુલ્લાં છે.

[ આશ્વલાયન મહેલના આગલા ચોક તરફ ધસે છે.]

આશ્વલાયન

[હૈયાફાટ રૂદન કરતો ]

હે રામ! રામ! રઘુકુળનંદન, અયોધ્યાપતિ રામ! રાજન ક્યાં છો? ક્યાં છો? આપના આ રામરાજ્યમાં આ શું થયું?

[ પુત્રનું શબ આગળ ધરી મોટેથી રૂદન કરતો]

તમારા રાજ્યમાં કોઇનું અકાળે મૃત્યુ ન થાય તે આ શું થયું?

[કેટલાક અનુચરો દોડતા શ્રી રામચંદ્રને ખબર કરવા જાય છે. તેટલામાં બ્રાહ્મણનું રૂદન તેમજ વિલાપ સાંભળી રામચંદ્ર મહેલની અટારીમાં આવે છે. તેમને જોઈ, પોતાના પુત્રના શબને તેમના તરફ ધરી]

હે રામ! રામ! આ શું થયું? મારા પુત્રનું અમ છતે મૃત્યુ થયું! હાય! [તે ઠૂંઠવો મુકે છે.]

રામ

[ત્વરિત વેગે નીચે આવી]

દ્વિજપુત્ર, આમ શોક ન કરો, આવો મહેલમાં આવો, [તેની પાસે જઇ, આશ્વાસન આપતાં] તમારી ઉપર આ આપત્તિ કેવી રીતે તૂટી પડી, તે મને કહો. સૂર્યવંશના રઘુકુળમાં દ્વીજકુમારોની સેવા એ તો રાજાનો પરમ ધર્મ અને પ્રથમ કર્તવ્ય મનાયું છે.

[તે આશ્વલાયનનો હાથ પકડી તેને આગ્રહ કરે છે.]

આશ્વલાયન

[જેનું અસ્ખલિત રૂદન ચાલુ છે]

નહિં, નહિં, હું રાજમહેલમાં પ્રવેશ કરવાનો નથી. હું તો મારા પુત્રના આ શબ સાથે, અહિં દ્વાર આગળ બેસીશ, અને મારા પુત્રને તમે સજીવન નહિં કરી આપો, ત્યાં સુધી અનશનવ્રત આદરીશ.

રામ

[ મુંઝાયલા જેવા ]

દ્વીજપુત્ર આવી આકરી પ્રતિજ્ઞા, અને તે મારી સામે?

આશ્વલાયન

[મક્કમતાથી]

કેમ નહિં? રઘુકુળભૂષણના રાજ્યમાં કોઇક જાતનો પાપાચાર થવાને લીધે જ, મારા પુત્રનું આમ અકાળે અવસાન થયું છે. એટલે આપ જ તે માટે સીધા જવાબદાર છો. તો પછી હું તમારી સામે આવી પ્રતિજ્ઞા શા માટે ન લઉં?

રામ

[ વિશેષ મુંઝાય છે. તેમને કંઇ પ્રત્યુત્તર જડતો નથી.

મંદ પગલે તે મહેલનાં પગથીયાં ચડે છે.]

## : દ્રશ્ય બીજું. :

**સ્થળ :** રાજાનું મંત્રભવન.

[વિદ્વાન અને શાસ્ત્રના પારાંગત એવા આઠ ઋષિઓના પ્રધાનમંડળ સાથે રામ બેઠેલા જણાય છે.

પ્રત્યેકનાં વદન પર ગંભીર મુંઝવણની મુદ્રા જણાય છે.]

**રામ**

દ્વિજપુત્રની વાત ખરી છે. રામરાજ્યમાં કોઇ પણ સ્થળે પાપ કર્મ થયું ન હોય, તો બ્રહ્મબાલનું અકાળ મૃત્યુ થાય જ નહિં.

[મંત્રીમંડળ એક બીજાની સામે જોઇ રહે છે.]

આપ સકળ શાસ્ત્રોમાં તેમજ રાજનીતિમાં પારાંગત હોઇ, મને આ મુશ્કેલીમાંથી નીકળવાનો માર્ગ બતાવો.

[મંત્રીમંડળ વધુ મુંઝાય છે.]

આપને આમ વિચારમાં પડી ગયેલા જોઈ, મારી અકળામણ વધે છે. એક ભૂદેવના મરણનો ભાર તો મારે શીરે ચોંટયો છે, પરંતુ જો તેનો સવેળા ઉપાય શોધવામાં ન આવે, તો બીજા બ્રાહ્મણની આત્મહત્યાનું પાપ પણ મારે શીરે ચોંટશે.

**વસિષ્ટ**

રાજન્! આ તો મોટું ધર્મસંકટ આવીને ઉભું રહ્યું છે.

**રામ**

તેમાંથી નીકળવાનો માર્ગ આપ જ બતાવી શકો છો.

**માર્કંડેય**

એ વળી તેથી પણ વિશેષ મુશ્કેલ છે.

[મંત્રીમંડળના બીજા ઋષિયો સંમતિ સુચક મસ્તક હલાવે છે.]

**રામ**

[ગંભીર બનીને]

જો આપ પણ આમ મુંઝાઓ તો પછી..

[તેજ વખતે નારદ પ્રવેશ કરે છે. તેમને જોઇ]

લો, આ નારદજી આવ્યા. એ કોઇક માર્ગ બતાવશે.

**કાશ્યપ**

ખરૂં છે, ખરૂં છે.

**નારદ**

શાની મુશ્કેલી ઉભી થઇ છે?

**કાત્યાયન**

[ધીમે સાદે નારદજીને ટુંકામાં બધી વાત કરે છે.]

ઓહો, એમાં તે શું છે?

**રામ**

[પ્રફુલ્લિત વદને]

શું તમે ઉપાય સુચવી શકો છો!

**નારદ**

[સ્વાભાવિક ટીખળી વૃતીથી શિખા પર હાથ ફેરવતાં]

રાઘવ! એમાં તે શું મોટી વાત છે? આ નારદની પાસે એક નહિં પણ અનેક ઉપાયો છે.

[એ સાંભળી ઋષિગ-
ણનાં વદન પ્રફુલ્લ
બને છે]

રાજન્! આપના રાજ્યમાં કોઇક શુદ્ર ધર્મ વિરૂદ્ધ આચરણ કરીને, મોક્ષપ્રાપ્તિ માટે તપ કરી રહ્યો છે.

**વસિષ્ટ**

[ગંભીર વદને]

એ તો અતિ ભયંકર. એને એ ગુન્હા માટે યોગ્ય દંડ દેવો જ જોઇએ.

**મૌદગલ્ય**

દ્વિજ સિવાય કોઇને તપ કરવાનો અધિકાર નથી.

**વામદેવ**

શુદ્ર જાતિને તો દ્વિજ વર્ણની સેવાનો જ અધિકાર છે.

**નારદ**

એ અધિકાર ભૂલીને શુદ્ર જાતિનો કોઈ માણસ તપ કરે......

**રામ**

એ પાપને લીધે જ મારા રાજ્યમાં દ્વિજ-પુત્રનું અકાળ અવસાન થયું છે. હું જરૂર તેને યથોચિત દંડ દઇશ. પણ એ દુષ્ટાત્માને કયાં શોધવો ?

**અંતરિક્ષ અવાજ**

અગસ્ત્ય ઋષિના આશ્રમથી થોડેક દૂર આવેલા ગાઢ જંગલમાં, શંબુક નામનો એક શુદ્ર તપ કરી રહેલ છે. હે, રામ ! તું ત્યાં એકદમ જા.

[રામ પોતાનું પુષ્પ-
વિમાન તૈયાર કરવાની
અનુચરને આજ્ઞા
આપે છે.]

## : દશ્ય ત્રીજું :

સ્થળ: અયોધ્યાથી દૂર દક્ષિણમાં શૈવલ પર્વત.

[પુષ્પવિમાનમાંથી રામ
શંબુકને તપ કરતાં
જોઇ, વિમાનને નીચે
ઉતારે છે.]

**રામ**

[સક્રોધ]

આજ એ દુષ્ટ શંબુક મારા રાજ્યમાં એ શાસ્ત્રવિહિન કાર્ય કરતાં શરમાતો નથી.

[દાંત કચકચાવી, કમ-
રેથી તલવાર ખેંચીને]

કમણાંજ હું તેનો વધ કરી નાખું છું.

[તે ધસે છે, અને
એકજ ઝટકાથી શંબુ-
કનું માથું ધડથી જૂદું
કરી નાખે છે.]

હાશ્ય. હવે હું દ્વિજબાલને બચાવી શકીશ. આજે હું રૂષિરૂણમાંથી મુક્ત થયો.

[રંગભૂમિના ગર્ભ
ભાગમાં અયોધ્યાનો
રાજમહેલ દેખાય છે.
શબવત્ પડેલો દ્વિજ-
કુમાર સજીવન થાય છે,
અને તેનો પિતા રાજી
થતો રામચંદ્રને આશી-
ર્વાદ આપે છે. રામ તે
દશ્ય જોઇ શકતા નથી.]

નારદમુનિનો કેટલો ઉપકાર માનું ?

[અંતરિક્ષમાંથી દેવો
પુષ્પવૃષ્ટિ કરે છે, રામ
ઉંચે જુએ છે. તેટ-
લામાં દેવગણ વિમાન

માર્ગે નીચે ઉતરતા
લાગે છે ]

ઓહો! દેવો અહિં પધારે છે ને શું?

દેવો

રાઘવ! તમારૂં કલ્યાણ થાઓ.

રામ

[ વંદન કરી ]

આપની કૃપાનું ફળ.

દેવો

રાઘવ! તમે આ ધર્મકૃત્ય બજાવ્યું ન હોત, તો એ શુદ્ર જાતિનો માણસ, તપના બળે સ્વર્ગમાં આવીને એ પવિત્ર સ્થાનને અપવિત્ર કરત.

રામ

પ્રભો! અયોધ્યાના રાજમહેલ આગળના દ્વિજબાલને આપ સજીવન કરો, એટલી વિનંતી છે.

દેવો

રાઘવ! આ શુદ્રનું માથું ધડથી જુદું થયું તેજ વખતે તમારી મનઃકામના પૂર્ણ થઇ છે.

રામ

[સાષ્ટાંગ કરી]

*કૃપા આપની પ્રભો!*

[દેવગણ વિમાન મારફત ચાલ્યા જાય છે
અને અગસ્ત્ય મુનિ
પ્રવેશ કરે છે]

અગસ્ત્ય

રાઘવ, તમારૂં કલ્યાણ થાઓ.

રામ

[આશ્ચર્ય]

આપ, અહિં!

અગસ્ત્ય

મારો આશ્રમ પાસેજ છે. ધ્યાન કરતાં મેં તમારૂં ધર્મકૃત્ય જોયું, એટલે તમને અભિનંદવા અહિં આવ્યો.

રામ

[નમ્રભાવે]

ઉપકાર આપનો. મુનિશ્રેષ્ઠ, આપને મારૂં કૃત્ય કેવું લાગ્યું?

અગસ્ત્ય

એ ધર્મકાર્યજ છે. શુદ્રો જ્યારે મર્યાદા છોડે ત્યારે તેમને માટે આવોજ દંડ ઉચિત છે. રઘુકુળના વંશજને એજ શોભે. એથી પ્રસન્ન થઇ હું તમારે માટે આ દિવ્ય રક્ષાબંધન લાવ્યો છું.

[તે રામને આપે છે
રામ તેનો સબહુમાન
સ્વીકાર કરે છે.]

પડદો પડે છે.



# ખેડુતોનાં દર્દ

—લેખક:—
બી. ટી. આશર.

હિંદના કોઇ પણ ઔદ્યોગિક શહેરના શ્રમજીવી વિભાગમાં લટાર મારતાં 'તમારી દૃષ્ટિ સમક્ષ બેકારોનું' સૈન્ય પસાર થતું લાગશે. દિવસે દિવસે વિશેષ કારખાનાંઓ એક યા બીજાં કારણુસર બંધ પડતાં જાય છે, મુડીવાદીઓની રેશનાલીઝેશનની પ્રથા વિશેષ અને વિશેષ પ્રમાણમાં દાખલ થતી જાય છે, બેકાર કામદારોના સૈન્ય શહેરનાં રસ્તાઓમાં ઉભરાતાં જાય છે અને છતાં પણ બહારગામથી બેકારોની મોટી ફોજ દરરોજ આ ઔદ્યોગિક શહેરોમાં આવતી માલુમ પડે છે. 'કામ અથવા તો રોટી આપો' ના પોકારો દરરોજ વિશેષ અને વિશેષ ઉગ્ર બનતા જાય છે.

આ બેકારોમાંના એકને ઉભો રાખી તેને શાંતિથી પુછી જોશો તો લાગશે કે તે એક ગામડાંમાંથી આવે છે. ગામડાંમાં તેના પર કરજનો બોજો વધી પડેલ છે અને શહેરમા કંઈ કામ મેળવી થોડું ઘણું કમાઇને એ કરજ ફીટાવ્યા બાદ પુનઃ ગામડાંમાં સુખે જીવન ગાળવાનાં સ્વપ્નાં સેવી રહેલ છે. પરંતુ આ તેનું સ્વપ્ન વાસ્તવિકતામાં પરિણમતું નથી. તેને કામ મળતું નથી. પોતાના જોડીદારો અથવા તો મારવાડીઓ પાસેથી તે નાણા ઉધાર લે છે, નશીબ અજમાવવા મારની યુક્તિઓ રચે છે પણ કંઇ કામ મળવાને બદલે તેના શિર પર વિશેષ કરજનો બોજો થયા કરે છે.

આમ કેમ થાય છે? મુડીવાદીઓ કહે છે કે ઉત્પાદનનું પ્રમાણ વધી ગયું છે, લોકોની ખરીદ કરવાની શકિત ઘટી ગઇ છે, પરદેશી હરિફાઇ તેના ઉગ્ર સ્વરૂપમાં ચાલુ રહી છે, કામદારો પગારકાપ સ્વીકારતા નથી અને એથી ઘણી વખત કારખાનું ચલાવવા કરતાં બંધ કરવાનું તેઓ વિશેષ પસંદ કરે છે.

* * *

આવી પરિસ્થિતિ એકલા હિંદમાં જ નથી. જગતવ્યાપી આર્થિકમંદીની અસર હિંદને સખ્ત રીતે લાગી છે. છેલ્લાં ચાર વર્ષથી આ આર્થિકમંદી એનાં અણુનમ સ્વરૂપમાં જગત સમક્ષ ઉભી રહેલી છે. મુડીવાદી અર્થશાસ્ત્રીઓ એનો તોડ લાવવાને બનતા ઉપાયો અજમાવી રહ્યા છે પણ તે સઘળાનો પ્રયત્ન નિષ્ફળતામાં પરિણમે છે. દિવસે દિવસે બેકારોનું પ્રમાણ વધતું ગયું છે. આ અસંતોષીઓનો આર્તનાદ ચોદિશથી સંભળાય છે. મુડીવાદીઓ આ આર્તનાદને નરમ બનાવવા યુકિતઓ કરી રહ્યા છે. કવચિત કવચિત આ આર્તનાદ તેનું ઉગ્ર

સ્વરૂપ પકડે છે, જનતા સરકારતંત્રથી નાખુશ થઇ તેને પલટાવી નાખવા માટે વિપ્લવનો રસ્તો લે છે પરંતુ પ્રત્યાઘાતીઓનાં મહાન બળ આગળ અવ્યવસ્થિત વિપ્લવી બળ હારી જાય છે. ફરી પાછું એક યા બીજા પ્રકારનું મુડીવાદી તંત્ર દાખલ થાય છે. અને જનતાને એ જ ગુલામી બીજા સ્વરૂપમાં સહન કરવાનો વખત આવે છે.

આ આર્થિકમંદીની અસર હિંદ પર પણ થવા પામી છે વધુમાં તે રાજકીય તેમજ આર્થિક રીતે પરાધીન હોવાથી તેની સ્થિતિ બીજા દેશ કરતાં વિશેષ ખરાબ બની છે. બેકારોની સંખ્યા દિનપ્રતિદિન હજારોની સંખ્યામાં વધતી જાય છે. રાજ્ય તરફથી આ બેકારોનું પ્રમાણ કાઢવાનાં પગલાં લેવાતાં ન હોવાથી ખરી વસ્તુસ્થિતિથી જનતા અંધારામા રહે છે. લાખો લોકો પેટપૂર્ણ અન્ન કોને કહેવાય તે જાણતા નથી. મોટી સંખ્યાને અર્ધનગ્ન દશામાં ચલાવી લેવું પડે છે. બેકારોને રાહત આપવા માટે સરકાર તરફથી કંઈપણ પગલાં ભરાતા નથી, ઉલ્ટું, તેમના પર દિવસે દિવસે વિશેષ અને વિશેષ કરનો બોજો વધતો જાય છે. ભૂખનો આર્તનાદ કરતા આ લોકોના અસંતોષે ઉગ્ર સ્વરૂપ પકડયું નથી તેનું કારણ સંગઠનના અભાવમાં રહેલું છે,

* * *

હિંદની વસ્તીનો બહુ જ મોટો ભાગ—આશરે ૮૦ ટકા—ખેતીપર ગુજરાત ચલાવે છે. આર્થિકમંદીને અંગે તેમના ઉત્પાદનની કિંમતમાં બહુ જ મોટો ઘટાડો થવા પામ્યો છે. વહેવારનાં સાધનો વધવા સાથે તેમને પરદેશી હરિફાઈ સામે ટક્કર ઝીલવાની છે. દેશનું ચલણ દેશનાં હિત કરતાં બ્રિટનનાં હિત સાથે, સંકળાયેલું હોવાથી પણ તેમને જુલ્મ સહન કરવું પડે છે. કરનો બોજો દિનપ્રતિદિન વધતો જાય છે, મારવાડીઓ પાસેથી લીધેલી રકમનું વ્યાજ ભરી શકવાની તેમની શક્તિ પણ દિવસે દિવસે ઓછી થતી જાય છે. પોતાનું દેવું ભરી આપી સુખી જીવન ગાળવાનાં સ્વપ્નાં સેવતા એ ખેડુતને શહેરમાં કામ શોધવા માટે આવતાં નગ્ન બેકારીનો સામનો કરવો પડે છે. મજુરવિસ્તારની અંધારી કોટડીઓમાં સડવું પડે છે, દર્દના સાથી બનવું પડે છે અને આમ મ્હોતના મેમાન બનવાનો તેમનો કાળ તુરત જ પાસે આવી લાગે છે. આ કાળ સુધી પણ બેકારીનો સામનો કરવા પુરતી હિંમત અને શકિત ન ધરાવનારાઓમાંના કેટલાક તો આપઘાતનો ઉપાય લે છે. નિરંતર આવા આપઘાતના કિસ્સાઓ વધતા જાય છે ભૂખમરાથી પીડાતા કોઇ પણ બીજા દેશ કરતાં—ચીનનો અપવાદ કરીએ તો—હિંદ ચડી જાય તેમ છે. બેકારોની સંખ્યામા પણ તેમજ છે. આ બેકારો ભૂખમરાનું તેનાં નગ્ન સ્વરૂપમાં દર્શન કરાવે છે.

* * *

હિંદ હજુ પણ એક ખેતીપ્રધાન દેશ રહેલ છે. ખેતી પર ગુજરાન ચલાવનારી તેની વસ્તીના ત્રણ પ્રકાર છે. (૧) જમીનદાર. (૨) મધ્યમવર્ગનાં ખેડુત અને (૩) જમીન પર કામ કરતા શ્રમજીવીઓ. આ સર્વ વર્ગોમાં જમીનદારોનો વર્ગ પરોપજીવી છે. જમીન પર કંઇ પણ કામ કર્યા સિવાય જમીનનાં ભાડાં પર તે આધાર રાખે છે અથવા કોઇ કોઇ સંજોગોમાં પોતાની જમીન પર પગાર પર ખેડુતો

રાખી મોટા પાયા પર ઉત્પાદન કરે છે. આ જમીનદારોને કોઇ કોઇ સ્થળે પોતાના ભાડુત ખેડુતોને મરજીમાં આવે ત્યારે કાઢી મુકવાની સત્તા મળી છે આથી તે ખેડુત પાસે વિશેષ અને વિશેષ ભાડું માગતો જાય છે, તેમની પાસે વેઠ કરાવે છે. આમ જમીનદારી તળે ખેડુતોને પુષ્કળ સહન કરવાનું છે.

મધ્યમવર્ગના ખેડુતો પોતાની જમીન ધરાવે છે અને સરકારને સીધી રીતે મહેસુલ આપે છે. આર્થિકમંદીને અંગે તેઓના ઉત્પાદનના ભાવમાં અર્ધોઅર્ધ કે એથી યે વધુ ઘટાડો થયો છે. વિશેષમાં સરઅવસર વખતે અથવા તો તંગીના વર્ષોમાં મહેસુલ ભરવા વાસ્તે આ લોકોને મારવાડીઓ પાસેથી મોટાં વ્યાજે નાણાં ઉધાર લેવાં પડે છે અને એક વખત આ વ્યાજખાઉઓને ચોપડે પોતાનું નામ ચડયા બાદ તેને જીવનપર્યંત વેડરી નાખવાનું તેને માટે અશકય બને છે ગુજરાત, પંજાબ, બેંગાલ, યુ. પી., સી. પી. અને કોંકણના ખેડુતો આવી દેવાદારીથી વિશેષ સહન કરે છે. મહેસુલ ઉપરાંત મારવાડીઓનાં જબ્બર વ્યાજ ભર્યા બાદ તેની પાસે પોતાના જીવન પુરતું ભાગ્યે જ કંઇ વધે છે. આથી જ તેઓને પરદેશ ખેડવા જવું પડે છે. આફ્રીકા, ફીજી ટાપુઓ, મલાયા વિગેરેમાં સ્થપાયેલી હિંદી વસાહતોનાં મુળ હિંદી ખેડુત જનતાની ગરીબીમાં વસેલાં છે. પરંતુ પરદેશમાં વસવા છતાં પણ તેઓ પરનો ત્રાસ ઓછો થતો નથી. આર્થિકમંદીની અસર ઉદ્યોગ ધંધામાં થયેલી હોવાથી, રેશનાલીઝેશનનો આશ્રય જ્યાં ત્યાં લેવાતો હોવાથી આ વસાહતીઓમાં પણ ભારે બેકારી ફાટી નીકળી છે. બેકારીથી સહન કરતા આ કામદારો અર્ધભૂખ્યા મૃત્યુશરણુ થતે જાય છે અથવા તો કરજે નાણાં લઇ દેશ તરફ પાછા ફરે છે અથવા તો નજદિકનાં ભાવિમાં કંઈ પણ કામ મળવાની આશાએ વિશેષ અને વિશેષ કરજ કરતા જાય છે. આમ કામ કરવાની પોતાની તમન્ના છતાં પણ પરદેશમાં ખેડુતને કામ મળતું નથી અને દેશમાં તો કામ કરવા છતાંયે તેને અન્નવસ્ત્રનાં સાંસાં પડે છે.

* * *

**પરંતુ આ બે વર્ગ** કરતાં પણ સંખ્યામાં મોટો વર્ગ જમીન ન ધરાવતા ખેડુતોનો છે. આ લોકો જમીનદારોની અને મધ્યમવર્ગના ખેડુતોની જમીન પર મુલે કામ કરે છે અથવા તો સાથી તરીકે રહે છે. મોટા પાયા પર થતી ખેતીમાં તેમના પગારમાં મોટો કાપ મુકાયો છે મધ્યમવર્ગના ખેડુતો જેમ બને તેમ ઓછા માણસો ઓછાં મુલથી રોકે છે. આમ આ વર્ગના કરોડો લોકોને નગ્ન બેકારીનો સામનો કરવો પડે છે.

આમ નિર્ધન હિંદની વસ્તીનો ૮૦ ટકા ભાગ ભૂખે દુઃખે પોતાના દિવસો વ્યતિત કરી રહેલ છે. ગરીબી, ભુખમરો, દર્દ, મૃત્યુ અને આપઘાતનું પ્રમાણ દિનપ્રતિદિન વધતું જાય છે. અસંતોષની જ્વાલા જ્યાં ત્યાં નજરે પડે છે. આ અસંતોષ તેના ઉગ્ર સ્વરૂપમાં બહાર આવતો નથી તેનું એક જ મુખ્ય કારણ સંગઠનનાં અભાવમાં રહેલું છે. બીજા કારણોમાં ખેડુતોમાં પ્રસરેલી કર્મની માન્યતા પણ છે, તો પણ આ ખેડુતવર્ગ હવે જાગૃત થવા લાગ્યો છે, તેમનો અસંતોષ ઉગ્ર બનતો જાય છે. ખેડુતોનાં સંગઠન જ્યાં જ્યાં થાય છે ત્યાં ત્યાં પ્રત્યાઘાતી જમીનદારો તેમની પર વિશેષ જુલ્મ કરી સંગઠન દાબી દેવા યત્ન કરે છે.

ખેડુતવર્ગના બે મહાન દુશ્મનો છે (૧) જમીનદાર અને (૨) અર્ધ શિક્ષિત કારકુનો. સરકારતંત્ર સામે પણ તેમની ફરિયાદ છે. કેટલાક પ્રદેશમાં ૧૫૦૦ ગામડાં દીઠ પણ એક શાળા નથી. તબીબી મદદ નથી, ખરાબ પાણી છે અને આમ છતાં સરકાર તેમજ પ્રજાના કહેવાતા પ્રતિનિધિઓ એ બાબતમાં બેદરકાર છે.

ખેડુતવર્ગ એક પોલીસ અને એક ટલાટીમાં આખી સરકારને સમાયેલી જુએ છે. એકના હાથમાં હથિયાર છે બીજાના હાથમાં વહિવટી ચોપડા છે. વાસ્તવિક રીતે આ લોકો પર ભાગ્યે જ તે અપીલ કરી શકે છે.

* * *

**જમીનદારો** ખેડુતોના નેતા હોવાનો દંભ બતાવે છે. તેઓ કોંગ્રેસમાં જાય છે, 'દેશ દાઝ'નું પ્રદર્શન કરે છે, ખાદી ધારણ કરે છે પરંતુ આ સર્વ તેમના ગરીબ ખેડુતોને ફસાવવાના દંભ છે. જમીન વગરના મોટા ખેડુત વિભાગ પાસે કંઇ જ જમીન ન હોવાથી તે કઇ જમીનને ચાહી શકે? એવી જ રીતે જમીનદારો અને મુડીવાદીઓ પણ સ્વદેશીમાં માનતા જ નથી. જે દેશમાં મુડી રોકવાથી તેઓને વિશેષ નફો મળી શકે ત્યાં તેઓ પોતાનાં નાણાં રોકે છે. આમ 'દેશદાઝ' વિગેરે તેઓના કચડાતી જનતાને ફસાવવાના દંભ માત્ર હોય છે.

મુડીવાદીઓનો બીજો દાવ આ ગરીબ ખેડુતોને ધાર્મિક અને કોમી ઝગડાઓમાં રોકી રાખવાનો હોય છે. પરંતુ આ તેમનો દાવ ધીમે ધીમે ખુલ્લો થતો જાય છે. ખેડુતો એક યા બીજી રીતે પોતાની લડત આગળ ધપાવતા જાય છે. તેમના પર ત્રાસ વધતો જાય છે પરંતુ ભૂખનાં દુઃખે મરતા ખેડુતો મુંગે મ્હોએ સહન કરવા તૈયાર નથી.

ખેડુતોની સ્થિતિ સુધારવા માટે અનેકવિધ ઉપાયો સુચવાય છે પરંતુ આ સર્વ ખોટા-ઉપાયો છે. સરકારી ફંડની રચનાનો પણ એક ઉપાય સુચવાય છે પરંતુ આ ફંડ ખેડુતો પાસે તો નથી જ. એ ફંડ મુડીવાદીઓનું છે અને તેઓ ખેડુતોને ગુલામ બનાવવા ઇચ્છે છે. બીજા પણ ઘણા સુધારાવાદી યત્નો અમલમાં મુકાઈ રહ્યા છે પરંતુ આ સુધારાવાદ ફેલાવતા રાજદ્વારીઓ 'બનાવટી' હોય છે.

ખેતીની આવી કંગાલ હાલત હોવાથી જ કેટલીક અણખેડેલ પણ ખેડવાયોગ્ય જમીન વગર વપરાયેલી પડી છે જ્યારે કેટલાક સ્થળોમાં ખેડુતો જમીન માટે માગણી કરે છે. વિશેષમાં હજી પણ ખેતીના ઉદ્યોગમાં હિંદે આધુનિક યંત્રનો આશ્રય લીધો ન હોવાથી તેનું ઉત્પાદન પરદેશના ઉત્પાદન કરતાં પ્રમાણમાં ઓછું ઉતરે છે. આ ઉત્પાદનને પરદેશી બજારો સાથે ટકવું પડે છે અને આમ હિંદી ખેડુતને વિશેષ સહન કરવું પડે છે. પ્રાથમિક કેળવણીનો પણ જ્યાં અભાવ હોય એવા આ નિર્ધન દેશમાં આધુનિક વૈજ્ઞાનિક જ્ઞાન સંભવે જ ક્યાંથી! આથી જ કેટલીક વાર ઉત્પાદનની આવક કરતાં તેની પાછળ કરેલું ખર્ચ વધી જાય છે. વર્તમાન મંદીમાં પણ તેમજ બન્યું છે. હિંદી ખેડુતો બેહાલ છે.

* * *

**જ્યાં સુધી ચાલુ** મુડીવાદી પ્રથા બદલાય નહિં ત્યાં સુધી ખેડુતોની મુશ્કેલીઓનો ઉકેલ આવવાનો જ નથી—આ માટે યત્ન થઇ રહ્યો છે, પરંતુ ખેડુતોની તાત્કાલિક માગણીઓ તુરતમાં જ સંતોષાવી જોઇએ અને તે નહિં થાય ત્યાં સુધી બેકારી, ભૂખમરો અને તેનાં ખરાબ પરિણામો એમનાં એમ જ રહેવાનાં.

ખેડુતોની તાત્કાલિક માગણીઓ નીચે મુજબની જોઇએ. (૧) જમીનદારી પ્રથાનો અંત, (૨) જમીન મહેસુલમાં અર્ધોઅર્ધ ઘટાડો, (૩) જમીનદારી કરનો નાશ, (૪) તેમને કાઢી મુકવાના હક્કનો નાશ, (૫) હલકા પ્રકારની જમીન ધરાવતા ખેડુતોનું મહેસુલ માફ, (૬) બધાં દેવાં રદ કરવાં અને (૭) રાજ્યખર્ચે ખેતીની શાસ્ત્રિય પદ્ધતિઓની શોધખોળ.

પરંતુ આ સર્વ માગણીઓ પાછળ ખેડુતોનાં સંગઠનનું પીઠબળ હોવું જોઇએ. સ્થાપિત હિતવાળા વર્ગો આ માર્ગમાં મુશ્કેલીઓ ઉભી કરવા બનતા યત્નો કરશે. ખેડુતોની લડતને તેઓ બીજી દિશામાં વાળવા યત્ન કરશે. ભૂતકાળમાં આવા યત્નો થયેલા છે અને એ જ અનુભવો ખેડુત જનતાને ચેતીને ચાલવા સમજાવે છે. ખેડુતોની આ લડત છે, ખેડુતોએ જ આ લડત ચલાવવાની છે. કારખાનામાં જઈ વર્ગજાગૃત થયેલા પોતાના ભાઇબંધ કામદારો પાસેથી તેમણે પોતાની લડતનો કાર્યક્રમ યોજવાની જરૂર છે. ઉદ્દામવાદી મધ્યમવર્ગ તેમને સાથ આપી શકે પરંતુ તેમનું નેતૃત્વ તો વર્ગજાગૃત કામદારો જ લઇ શકે.

* * *

ખેડુતો આ સર્વ સમજતા થયા છે. આથી જ જ્યાં ત્યાં તેમની ચળવળ ચાલે છે અને જ્યાં આમ થાય છે ત્યાં સખ્ત દમનનીતિનો ઉપયોગ લેવાઇ રહ્યો છે. પરંતુ આ દમનનીતિ જનતાને થોડો વખત જ નરમ બનાવે છે. ફરી જનતા આગળ પગલાં ભરે છે. શોષક અને શોષિતોનો આ વિગ્રહ જ્યાં સુધી શોષકો નાશ પામે નહિ ત્યાં સુધી રહેવાનો જ.

આથી જ કામગારોનાં માનસને પસંદ કરતા મધ્યમવર્ગના નવજુવાનોએ ખેડુતોને તેમની સાચી પરિસ્થિતિનું ભાન કરાવવાની જરૂર છે. ગામડે ગામડે ખેડુત સંઘો સ્થાપન કરાવવા જોઇએ, આ સંઘો મારફત જ ખેડુતોની માગણી રજુ કરવી જોઇએ અને તે માટે લડત ચલાવવી જોઇએ. આમ નહિં થાય તો આજના અર્ધભૂખ્યા અને અર્ધનગ્ન ખેડુતો ચીનના ખેડુતોની માફક રસ્તામાં મૃત્યુવશ દશામાં જોવામાં આવશે. ખેડુતોના ઉદ્ધાર સાથે જ હિંદી સ્વાતંત્ર્ય ઉદ્ભવશે. ખેડુતોની લડત સિવાય સ્વાતંત્ર્યની આશા મિથ્યા મોહ છે

# કોન્ગ્રેસની ચાલુ અગતિ અને તેમાંથી મુક્તિનો માર્ગ.

(૩૨ માં પાનાનું ચાલુ.)

વળવાને પુરતાં નથી. છતાં, તેનો અત્યારથીજ વિરોધ થવા લાગ્યો છે; અને કદાચ આ અધુરાં પગલાં પણ પડતાં મુકવામાં આવે તો પણ નવાઇ નહિં. ખેડુતોને થોડોઘણો લાભ કરનાર એ કાયદો પણ નાણાં ધીરનારાઓનાં હિતની દ્રષ્ટિએ પડતો નજ મુકાય એવું કરવાના મુદ્દાસર એક પ્રાણવાન ખેડૂત ચળવળને વ્યવસ્થિત બનાવી શકાય. આપણે એ બરાબર જાણવું જોઇએ કે પોતાને સુસ્ત રાષ્ટ્રવાદી તરીકે ઓળખાવનારા આગેવાનો પણ એ શરમજનક કાર્ય—એ બીલ ઉડાવી દેવું—ને માટે જવાબદાર બને એવો પુરતો સંભવ છે. ઉદાહરણ રૂપે એ યાદ રાખવું લાભદાયક થઈ પડશે કે થોડાં વર્ષો પહેલાં એવું જ એક બીલ પંજાબની ધારાસભામાંથી પસાર નહોતું થઇ શક્યું. કારણ એ હતું કે એ બીલ એક મુસ્લીમ સભ્યે રજુ કર્યું હતું. એ બીલની પછવાડે કંઇક કોમી હેતુ રહેલો છે એમ તરત જ ધારી લેવામાં આવ્યું હતું. એ બીલનો હેતુ મુસ્લીમ કોમનાં હિતની ખાતર ૪૦,૦૦૦ હિન્દુ નાણાં ધીરનારાઓને પાયમાલ કરવાનો છે એમ કહીને તેને વખોડી કાઢવામાં આવ્યું હતું. જાણે કેમ પંજાબના બધાએ ખેડુતો મુસ્લીમ જ હતા. પંજાબના ખેડુતોમાં હિન્દુઓની સંખ્યા ૪૦,૦૦૦ હિન્દુ નાણાં ધીરનારાઓ કરતાં સો ગણી વધારે છે. અને એ લાખો ખેડુતોનાં લોહિ ચુસનારા હિન્દુઓ જ છે એટલા માટે એ વિશાળ જનતાનું રક્તશોષણ બંધ ન પડવા દેવું એવી દલીલ કરવી એ રાષ્ટ્રીય આગેવાનો માટે શરમભરેલું નથી ?

મુક્તપ્રાંતોમાં હાલ રજુ થએલ બીલ સબંધે પણ કોમવાદનું તુત ઉભું કરવામાં આવી ચુક્યું છે અને ત્યાંનાં લીબરલ રાષ્ટ્રવાદી છાપાંઓ તેની વિરૂદ્ધ "આર્થિક કારણો" આગળ ધરી રહ્યા છે. જો સમજપૂર્વક વિચાર કરીએ તો પ્રજાની મહાન બહુમતિને સીધી રીતે અસર કરતો આ એક સજીવ પ્રશ્ન છે એમ તરત જ જણાઇ આવશે. આ સંબંધમાં, સુચવવામાં આવેલી રાહતની માગણી કરવામાં ખેડુતોને મદદ કરી શકાય અને વધારે માટે માગણી કરવાનું પણ તેમને સૂચવી શકાય. આવી ચળવળનાં રાજકીય પરિણામો તેની તાત્કાલિક આર્થિક ઉપયોગિતા કરતાં પણ ઘણાંજ મહાન છે. આ જાતનો મુદ્દો કોઇ પણ પ્રાંતમાં ઉભો કરી શકાય અને તેને ઉપર જણાવેલ મૌલિક રાષ્ટ્રીય માગણીઓનાં પ્રચારકાર્યને માટે સાધનરૂપ પણ બનાવી શકાય.

આવી જ જાતની તક ટ્રેડ યુનીયન એક્ટમાં સુધારો કરવાને લગતી જે દરખાસ્ત રજુ થઇ છે. તેમાંથી ઉભી થાય છે. અત્યારે હસ્તી ધરાવતો કાયદો પોતે ઘણો ખરાબ છે. તે લડાઉ કામદાર ચળવળ લગભગ અશક્ય બનાવી દે છે. પરંતુ જે સુધારા કરવાની દરખાસ્ત થઈ છે તે તો એથી એ વધારે ખરાબ સ્થિતિ આણી મુકશે. જો ઔદ્યોગિક કામદારો પર આ અકારણ હુમલામાં સામુદાયિક ચળવળ માટેની પુરેપુરી ભુમિકા કોંગ્રેસને ન જણાતી હોય તો હિંદી આમવર્ગ—લોકસમુદાયનું પ્રતિ-

નિશ્ચિત ધરાવવાનો દાવો કરવાનો તેને લેશ માત્ર અધિકાર ન હોઇ શકે આવી રીતે સામુદાયિક ચળવળને માટે હેતુ પુરો પાડતો મોટ બીજો સવાલનો પ્રશ્ન મધ્યમ વર્ગના બુધ્ધિશાળીઓ અને શ્રમજીવિઓની બેકારીનો છે "કામ આપો કે જીવન નિર્વાહ પુરતા રોટીઆ આપો" એ સંગ્રામ સૂત્ર Slogan નીચે એ રોટી સામે ગરતની માગણી કરતી ચળવળ ઉપાડી લેવામા આવે તો બુધ્ધિ અને શરીરના શ્રમજીવિઓને વર્ગીય એકતાના ધોરણ પર એમનિત કરવાનો ઘણો જ અગત્યનો મુદ્દો સાવી શકાય રાજ્યના પુનરુધ્ધારની લડતની આખરી ઝુંબેશ માટે આ પગલાની અગત્ય વિષે જેટલુ કહીએ તેટલું ઓછું જ છે

ટુંકામા પ્રજાના મોટા ભાગના નિત્યના જીવનને બહુ જ માર્મિક રીતે સ્પર્શ કરતા સંખ્યાબંધ મુદ્દાઓ આપણી સમક્ષ પડ્યા છે એટલે સમય સમયે પલટાતી વસ્તુ સ્થિતિને અનુરૂપ ચ નમાજી અખત્યાર કરવાની શક્તિવાળી નેતાગીરી આપણી પાસે હોય તો વધારે વિશાળ અને વધારે ફળદાયક પ્રવૃત્તિના ક્ષેત્રની કંઇ ખોટ નથી પરંતુ એમ કરતા પહેલા છેલ્લા દશ કે બાર વર્ષથી હાથમા લેવામા આવેલી નિષ્ફળ ચાલબાજીઓ અને ધર્મ અને નીતિની જડ ભાવનાઓથી લદાએલ નિષ્પ્રાણ રાજકારણને છેલ્લી સલામ કરી લેવાની હિંમત આપણામા હોવી જોઇએ

ટુંકામા: **રાષ્ટ્રીય મુક્તિના** આપણા ધ્યેયનો માર્ગ આમવર્ગમા રાજકીય અસ્મિતા જગાડવાના મુખ્ય હેતુથી હાથ ધરવામા આવેલી વિવિધ સ્વરૂપની સામુદાયિક ચળવળ મારફતે રહેલો છે પોતાના આત્મનિર્ણયના અધિકારનું પુરેપુરૂં ભાન લોકસમુદાયમા ખીલવુ જોઇએ અને તે હેતુ વ્યવહારમા ચરિતાર્થ કરવાને તેઓ શક્તિમાન થાય એ હેતુથી તેમનુ સંગઠન થવું જોઇએ કોંગ્રેસે તાત્કાલિક રીતેજ લોકપ્રતિનિધિ સભા—કોન્સ્ટીટ્યુઅન્ટ એસેમ્બ્લી—ની લોકમતવાદી માગણી રજુ કરવી જોઇએ બ્રીટીશ પાર્લામેન્ટે હિંદનું ભાવિ નિર્ણીત કરવાના આપમેળે બથાવી પાડેલા અધિકારના પાયા પર રચાએલ શ્વેતપત્રની યોજના કે બીજી કોઇપણ યોજનાનો વિરોધ એ માગણીથી વધારે પ્રાણપૂર્વક બીજી કોઇ રીતે થઇ શકે જ નહિં એ એક નક્કર અને નિર્ણિત માગણી છે અને તેમાથી એક કરતા વધારે દિશામા અનેક ફણગા ફુટવાની શક્યતા છે એટલા માટે કોંગ્રેસે તો એ જ જાહેર કરવું જોઇએ કે હિન્દને બંધનકારક માત્ર એક જ બંધારણ હોઇ શકે—એ ઘડી કાઢવાના ખાસ હેતુથી નિમાએલ લોકપ્રતિનીધિ-સભાએ ઘડેલું આ હેતુથી કોન્ગ્રેસે હવેથી પોતાની સઘળી પ્રવૃત્તિ એવી જ દિશામા વાળવી જોઇએ કે જેથી કરીને લોકસમુદાયના ચળવળ અને સંગઠન મારફત લોકશાસનના સાર સમી એ સંસ્થા જેમ બને તેમ વ્હેલાસર અમલમા આવી શકે આમવર્ગમા એ ભાન જાગૃત થાય એ હેતુથી હાથ ધરવા પડતા કોઇ પણ ઉપાયની બાબતમા કોઇ પણ જાતની સુગ કે અંગત ભાવનાઓ નડતરરૂપ ન જ બનવા જોઇએ



# ધરતીકમ્પ
## પર
# પ્રકાશ



મુઝફ્ફરપુરમાં જીલ્લા જેલ નજીક ધરતીકમ્પને અંગે ફાટી ગયેલી જમીનના ચીરાડ આ ફોટામાં સ્પષ્ટ દેખાય છે.

બીહારના પ્રલયથી ત્રાસી ઉઠેલી જનતા પૂછે છેઃ ધરતીકંપ શાથી થાય છે? કેટલાક ઇશ્વરને બીચારાને એને માટે જવાબદાર બતાવે છેઃ પરંતુ મગજને તસ્દી ન આપવાની એ તરકીબ આજે વિજ્ઞાનના જમાનામાં ચાલી શકે તેમ નથી. કેટલાંક આ લેખમાં ધરતીકંપનાં વૈજ્ઞાનિક કારણો સહુ કોઇ સમજી શકે એવાં સ્વરૂપમાં રજુ થાય છે.

હિંદના બીહાર અને ઇતર પ્રાંતોમાં થયેલી ધરતીકંપની હોનારતથી પુષ્કળ માણસો માર્યાં ગયાં છે, પુષ્કળ માલ મિલ્કતની ખાનાખરાબી થઇ છે આવા આ વર્તમાન કફોડા સમયમાં હિંદી ભૂસ્તરવિદ્યા ખાતાના ૧૯૩૦ ના કામચલાઉ સુપરિન્ટેન્ડન્ટ ડૉ સીરીલ ફોક્સે કલકત્તા ખાતે આપેલાં ભાષણના ઉતારાઓ ઠીક થઇ પડશેઃ-

ઘણાખરા ભૂકંપો એકદમ ફાટી નીકળે છે. ક્વચિતજ તેની કંઇ આગાહી થાય છે. કેટલાક સંજોગોમાં પહેલાં ધીમા આંચકા લાગે છે ક્વચિત જ જમીનમાંથી ઉંડો અવાજ આવતો સંભળાય છે. તો પણ આ દેખીતી આગાહીથી ભૂકંપની અસર કેટલી જોરવાર થશે તે કહી શકાય નહિ. સખ્ત ધરતીકંપમાં તે શરૂ થયા બાદ કેટલીક સેકંડ સુધી ઉભા રહેવાનું પણ અશક્ય બને છે.

આસામ ખાતે ૧૮૯૭ ની સાલમાં થયેલા મોટા ધરતીકંપનો અહેવાલ બનાવે છે કે આંચકા પહેલાં થોડી સેકંડ સુધી ધીમો ગડગડાટ સંભળાયો હતો. આ અવાજ તુરતજ મોટા અવાજના રૂપમાં બદલાઇને સખ્ત આંચકો લાગ્યો હતો. આખી જમીન આમથી તેમ ડોલવા લાગી અને જાણે દરિયાની માંદગી થઈ હોય તેવો રહેનારાઓને આભાસ થવા લાગ્યો. સપાટી જાણે રસની બની હોય તેમ ફરતી દેખાવા લાગી. પૃથ્વીના નીચા કિનારાઓ તેમજ રસ્તાપર જમા કરેલા પત્થરોના ઢગલા સપાટીમાં આવી ગયા. પૃથ્વીની આ મોજાંરૂપી ગતિથી ફાતરાઓ પડતા ગયા અને પુરાતા ગયા. મકાનો ધ્રુજવા લાગ્યાં, પ્લાસ્ટર પડવા લાગ્યાં, દિવાલોએ માર્ગ આપવા માંડયો અને આમ પડતા છાપરાંઓનો ઢગ થવા લાગ્યો! આંચકો આશરે એક મિનિટ સુધી લાગ્યો હતો પરંતુ ઘણુંખરૂં નુકશાન પહેલી ૨૦ સેકંડમાં જ થવા પામ્યું હતું.

દુનિયાના બીજા ભાગોમાં થયેલા ધરતીકંપને નજરે જોનારાઓના અહેવાલોમાંથી આવી જાતના અનુભવો અને અવલોકનો ટાંકી શકાય. ધરતીકંપમાં થતાં નુકશાનથી કામ કરતાં બળનું જોર સમજી શકાય તેમ છે.

ઘણાખરા દાખલાઓ પરથી માલમ પડે છે કે મકાનોને જો યોગ્ય રીતે બાંધવામાં આવ્યાં હોત તો આટલું નુકશાન ન થાત. કેટલાક સંજોગોમાં બાંધકામ ભૂલભરેલું હતું.

કંઇ પણ શક વિના હવે કહી શકાય કે ભૂકંપનો નજદીકનો સંબંધ જમીનના પોપડાઓમાં રહેલી બળની રેખાઓ સાથે રહેલો છે. કાંગરા અને દેહરાદુન ખાતેના બે ભૂકંપો પરથી મી૦ સી. એસ. મીડલમીસે સાબીત કર્યું છે કે ભૂકંપથી વધારે સહન કરનારા બે પ્રદેશમાં પર્વતોના નીચા થવાનું અને નીચા પ્રદેશને ઉંચા બનવાનું કાર્ય વિશેષ પ્રમાણમાં થયું હતું. પહેલેથી જ ખબર હતી કે આ પ્રદેશ પોપડાઓવાળો છે અને આથી એવા અનુમાનપર અવાય છે કે આ પ્રદેશનાં બળોની થવી જોઇતી સમતુલ નાથી જ ધરતીકંપ થવા પામ્યો હતો.

આસામમાં ૧૮૯૭ માં થયેલા ધરતીકંપ બાદ મી૦ આર. ડી. ઓલ્ડહામે આ ભૂલભરેલી રેખાઓ પર થયેલી હિલચાલ પરથી અગત્યની બાબતો જાણી હતી.

કેલીફોર્નીયામાં ૧૯૦૬ માં થયેલા ભૂકંપ વિષે જેમણે વાંચ્યું હશે તેઓ યાદ કરશે કે આ ગતિ એન્ડ્રીઆઝના પોપડાવાળા પ્રદેશની બંને બાજુઓના નાના પટાઓમાં છેક સીધી ૬૦૦ માઇલ સુધી થઈ હતી. જાપાનના મીનોઓવારીના ભૂકંપ, કાન્ટોનો ભૂકંપ અને તાજીમા અને ઓકુટાંગોના ભૂકંપ વિગેરેથી આ વાતને વધુ સાબીતી મળે છે. કે પોપડાને અંગે જમીનનું હલનચલન થાય છે.

આમ ઘણાખરા ભૂકંપનું કારણ જમીનના પોપડાઓમાં રહેલું છે. આંચકો લાગનારાં પ્રદેશના તુરતાતુરતના સ્થાનભ્રષ્ટપણાંથી ભૂકંપની ખાસ ખાસીયતો

માલમ પડે છે. આવા પ્રદેશની લંબાઇનું કારણ અમુક કેન્દ્રના આશ્ચર્યકારી અભાવમાં રહેલું છે. આવા પ્રદેશમાં સંખ્યાબંધ નાનાં હલનચલનથી ફેરફાર થાય છે તે કેટલાક પ્રદેશના સ્થાનભ્રષ્ટ થવાથી માલમ પડે છે. ખાસ સરહદ પરનો આ પ્રદેશ રાણીગંજની, કોલસાની ખાણોની કારમાં ઓછામાં ઓછા ૯૦૦૦ ફીટ ઉંડો છે. આ ફેરફાર એકદમ થઇ શકયો નહોત અને તે અસંખ્ય નાના ફેરફારના વિસ્તારનું સૂચન કરે છે. એ જાણવું જરૂરી થઈ પડશે કે આજે કામ કરતાં ભૂકંપમાપક યંત્રો (Seismographs) દર વર્ષ સરેરાશ ૮૦૦૦ નાના ભુકંપો બતાવે છે.

આપણે આથી એવાં અનુમાન પર આવીએ છીએ કે જમીનના ઉપલાં પડના પોપડાઓને અંગે ધરતીકંપ થાય છે અને આથી તે પૃથ્વીની સપાટીથી ૩૦ થી ૧૦૦ માઇલ નીચેનાં પૃથ્વીનાં પડમાંથી ઉદ્ભવનો જોઇએ. પૃથ્વીનો આ ભાગ બહુજ પ્રવૃતિશીલ છે. પોતાના અમુક મુદતે થતા પ્રવાહી રૂપથી આ નીચેનો ભાગ (sima) ભુસ્તરવિદ્યાની ઘડિયાલ તરીકે કામ કરે છે. તેનું ડાયલ (dial) આશરે ૫ કરોડ વર્ષ સુધીનું છે. ઘડિયાલની મુખ્ય સ્પ્રીંગ પ્રકાશશક્તિ છે જે યુરેનીયમ અને થોરીયમને લીધે માલમ પડે છે. ભૂકંપનુ કાબુમાં ન રહી શકે તેવું નુકશાન અ ઘડીયાલની ધીમી ગતિ છે. અનંતકાળ રાખવા માટે આ ઘડિયાલ કાળચક્રથી નિયમીત રખાય છે.

# પહેલાં અને પછીનો તફાવત

લેખક :
'હિઝ માસ્ટર્સ વોઇસ'

૧

"કેમ વિદુ બ્હેન, સારાં તો ખરાં?" કહી આવનાર યુવક ઓટલા પર બેસી ગયો.

"હા ભાઇ, આવો, પણ ત્યાં નીચે કાં બેઠા ? હું ચટાઈ પાથરી આપું." કહેતી વિદ્યાગૌરી ઘરમાં ચટાઈ લેવા દોડી, થોડી વારમાં તે પાછી આવી અને ઓશરી પર તે પાથરી અને 'એવા વિવેકની શી જરૂર છે ?' એમ વિવેક કરતો તે યુવક તેના પર બેઠો.

"કાં ભાઇ, આજ તો ઘણા દિવસે આ બ્હેનની ખબર લીધી ?" પોતાને 'બ્હેન' જેવા મીઠા સંબોધને સંબોધનાર એ ભાઇને વિદ્યાએ કાંઈ સંકોચથી, કાંઈ ટેતથી પૂછયું !

"હા, ઘણા દિવસો થયા બહાર ગામ ગયો હતો તે આજે જ આવ્યો,"

"ચાલ્યા જ આવો છો ?"

"હા"

"તમે પણ અનહદ લાગણી રાખો છો, હં, આવતાં વેંત જ મળવા આવ્યા."

"એ તો પરસ્પર છે ને, ઘણા દિવસે પાછો ફર્યો એટલે થયું ચાલ, જરા વિદુ બ્હેનની ખબર કાઢી આવું."

"સારૂં થયું, ભલે આવ્યા હવે અત્યારે અહિં જ જમજો, તમે એકલા જ આવ્યા છો ને ?"

"હા, આવ્યો તો એકલો છું. પણ જમવાનું......"

"કેમ બ્હેનથી કાંઇ જુદાઇ છે ?"

"નારે, એવું કાંઇ નહિ. ઠીક લો, તમારે આગ્રહ છે તો એમ કરીશ."

(૨)

"વિદુ બ્હેન, તમે રસોઇ તો બહુ સારી બનાવો છો હં. તમારી ભાભી તો મને કોઇ દિવસ આવું ખવરાવતી જ નથી."

"ભાઇ, અમારે વળી સારૂં શું ને ખરાબ શું ? જેમ તેમ કરીને દિવસો વીતાવવા." એક દર્દભરી નજર એ ભાઇ તરફ કરતાં વિદ્યા બોલી.

વિદ્યાએ વિધવા થયા પછી આજ ૭ વર્ષે પહેલવહેલી ફરિઆદ આ યશવંત જેને તે ભાઇ કહેતી તેની પાસે કરી. વિદ્યાના એ શબ્દોમાં દર્દ હતું, કરમાતી આશાઓની સડેલી સુગંધ હતી. સરી ગયેલાં સ્વપ્નો માટેની કાંઇ આછી આકાંક્ષા હતી. કદાચ બીજા સંજોગોમાં તે આવી ફરિઆદ ન કરત. પણ તેને હૃદય ઠાલવ-વાનું કોઇ સ્થાન ન હતું. કારણ શીવણ-કામ કરી પોતે પોતાનું ફોડી લેશે એવો નિર્ણય તેણે સંભળાવેલો તે પછી જે તેનાં હતાં તે, તે આથી સ્વતંત્ર અને ઉચ્છ્રંખલ થવા માગે છે એવા ભ્રમમાં, તેનાં મટી ગયાં હતાં. અને તેથી એ ભાઈ અને

બ્હેનના સંબંધથી ઉત્પન્ન થતા વિશ્વાસમાં તેનાથી એ શબ્દો બોલાઇ ગયા.

પણ યશવંતને તે શબ્દોમાં કાંઈ જુદી ગંધ આવી તેથી તે દિલસોજી બતાવતો બોલ્યો, "તમે બહુ દયામણું બોલો છો. તમે દેવી જેવાં છો. અને આમ બોલો છો ત્યારે હૃદય ભરાઈ આવે છે."

"પોતાનાં હોય એને દયા તો આવે-જ ને. પણ બીજો શો ઉપાય!"

"હા. અમે બધા યુવકો એ ઉપાયની શોધમાંજ છીએ. તમારા જેવી બિચારી કેટલીયે સુંદર બાળવિધવાઓની જીંદગી એળે જતી હશે."

"તમે ભાઈ થઇને આમ બોલશો? સુંદર કે કુરૂપ બધાયને વૈધવ્ય તો સરખું જ સાલે."

"એ તો ભાઇ અને બાઇ. તમારા જેવાનું જરા વધારે લાગી આવે."

આ છેલ્લા શબ્દો સાંભળતાં વિદ્યા ચમકી. યશવંતની આંખો વાંચવા ઘડીક તે તેની સામે તાકી રહી. એક ઝાંખી કલ્પના તેના મગજ સોંસરવી આવી ગઇ. તે બન્ને એકબીજાને 'ભાઇ' 'બ્હેન' કહેતાં હતાં તે કયા સંબંધે? સંબંધ માત્ર ઓળખાણનો જ હતો. અને તેથી એ સંબોધન માત્ર સગવડતાનાં જ હતાં. એ સગવડતાનો સંબંધ અત્યારે કેવું રૂપ પકડતો જતો હતો? તેણે યશવંતની આંખોમાં વધુ ઉંડી તપાસ કરી. પણ પુરૂષોની આંખો વાંચવા જેટલી તાલીમ તેને મળી ન હતી તેથી તેની દ્રષ્ટિ અફળ ગઈ.

(૩)

"વિદ્યાગૌરી એક વાત પૂછું?" યશવંતે હિંમત લાવી કહ્યું "શું?" બદલાતા સંબોધનથી આશ્ચર્ય પામતી વિદુ બોલી. "તમે વિધવાવિવાહના પ્રશ્ન પર કાંઈ વિચાર કર્યો છે?"

આ અણધાર્યા પ્રશ્નથી વિદ્યા પ્રથમ ચમકી, પછી શરમાઇ ગઇ અને થોડીવાર પછી હિંમતમાં આવી ગઈ. તેણે યશવંતને પોતાને ત્યાં જમાડયો હતો તે દિવસનો અને તે પછીના કેટલાક પ્રસંગો તેને યાદ આવ્યા. આ બધા સમય દરમ્યાન યશવંત તેને મન એક કોયડો થઈ રહ્યો હતો. અને તે કોયડો આ જ. ઉકલતો જોઇ તેને કાંઇક આનંદ, કાંઇક ક્ષોભ થયો. આનંદ થવાનું કારણ તે જાણતી ન હતી, જાણવા માગતી ન હતી. પણ ક્ષોભનું કારણ તો યશવંતનું બદલાતું જતું સંબોધન હતું એ સ્પષ્ટ હતું.

છેવટે વિદ્યાએ હિંમતથી ઉત્તર આપ્યો, "હા."

"અને નિર્ણય?"

"એ યોગ્ય છે, એટલો જ."

"પણ એકલા સિદ્ધાંત ગોખવાથી શી સિધ્ધી થવાની હતી?"

"સાચું. પણ એ કર્તવ્યમાં મુકવાને કયાં અવકાશ છે?"

"કેમ શી હરકત છે?"

"એકલે હાથે તાળી પડતી હશે!"

યશવંત કાંઈક નજીક સર્યો. "વિદુ બ્હેન–વિદ્યા! કાંઇક પુછું?

વિદ્યાથી જવાબ ન આપી શકાયો, તેને આ બધા અનુભવો એટલા બધા નવીન લાગતા હતા કે તે જરૂરિઆતને પહોંચી વળવા જેટલી તીવ્રતા તેના મગજમાં ન આવી શકી આથી પ્રથમ તો તે ગભરાઇ ગઇ વળી સ્વાસ્થ્ય મેળવી તે હસી અને બોલી, "કેમ યશવંતભાઈ, તમને શું થયું છે?"

"જે તને થયું છે તે મને થયું છે. બોલને વિદ્યા."

આ દરમ્યાન તો વિદ્યા અને યશવંત એક બીજાની ઘણાં જ નજદીક આવી ગયાં હતાં. પણ એવામાં વિદ્યાને કાંઈયાદ આવ્યું તે જરા સંકોચાઇ અને યશવંતને તરછોડતી બોલી, "પણ તમે તો પરણેલા છો."

"એ મારી તલવાર છે તો તું મારી બરછી થઇશ વિદુ!"

* * *

"આ ઠીક નથી થતું, હો, યશવંત."

"કાંઈ ફિકર નહિ."

"ફિકર તો મારે છે; લગ્ન થવા દો, પછી તો આ શરીર તમારૂં જ છે ને."

"લગ્ન દુનિયાની દૃષ્ટિએ નથી થયાં, આપણી દૃષ્ટિએ તો થયાં છે ને!"

"દુનિયા સાથે ઘણું કામ પડશે."

"છો પડે."

"અરે યશવંત, યશ..."

"ઇશ્વરને ખાતર ચુપ."

"પણ યશવંત..."

"પગે લાગું."

"ભાઇ સાહેબ."

"ચુપ."

[૪]

"વિદ્યા જરા તો વિચાર કરવો હતો." ઠપકો આપતી વિદ્યાની બ્હેનપણી મધુ બોલી.

"વિચાર તો ઘણો કર્યો હતો, મધુ બ્હેન, અને એણે પરણવાનું વચન પણ આપ્યું હતું.

"તો શી ઉતાવળ હતી? પહેલાં પરણવું હતું."

વિદ્યા નીચું જોઇ રહી. તેને છ માસ પહેલાંનો જીવનનો એકનો એક મીઠો અનુભવ હર પળે યાદ આવતો હતો. અને યશવંતના મૃત્યુની યાદીથી તે અનુભવની મિઠાશનો સુરકો થઇ રહ્યો હતો. બીજી તરફથી ભવિષ્યનો વિચાર આવતાં તે કમકમી જતી હતી. યશવંત જોડે તેનું લગ્ન સમાજને જાહેર થયું હોત અને પછી આ દિવસ આવ્યો હોત તો તે તેના વિરોધીઓ સામે વિજયટંકાર ગણાત. પણ આજકાલ કરતાં વખત વીતાવતો યશવંત એ કાલ પડે તે પહેલાં જતો રહ્યો અને તેથી તેની સાથેના વિદ્યાના સંબંધ પર લગ્નની મહોર ન પડી શકી. હવે? એ બાળકનો પિતા કોણ? સમાજના સીતમ સામે તેની સાથે ઉભો રહેનાર કોણ? વિદ્યા રોઇ પડી.

"વિદુ, આમ હિંમત હાર્યે શું વળવાનું છે?"

"તો શું કરૂં? બ્હેન, તું મારી જગ્યાએ હો......"

"ગાંડી. મને તારા જેવી બનાવવી છે? સાંભળ, હું તારી જગ્યાએ ન હોઉં અને હોઉં તો સત્યથી ન ડરૂં.

"હા, હું પણ એ જ કહું છું. પણ મધુ, સમાજનું શું?"

"તેની તારે શી ચિંતા?"

"ચિંતા નહિ? ધારી લે કે ચિંતા ન કરૂં, મધુ! પણ દુનિયા આખી તિરસ્કારે ત્યારે હું એકલી...એ જીવન...તું મારે પડખે ઉભી રહીશ?"

જીવન અને મૃત્યુનો સોદો થતો હોય એટલા ગાંભીર્યથી વિદ્યાએ મધુ સામે જોયું. મધુએ નિષ્કપણે જવાબ આપ્યો "હા."

"પણ તારો પતિ તને તેમ કરવા દેશે?"

"તે તારા બાળકના પિતા થશે. હવે કાંઇ છે ?"

"મધુ, મધુ તું શું કહે છે ? મારા પર આટલી દયા ! મારું અત્યારે કોઇ નથી. અને તમે બન્ને..."

"એ વિવેક જવા દે. જો, હવે હું જાઉં છું, પણ હિંમતમાં રહેજે, અને કાંઈ ઉંધું‌ચતું ન કરી બેસતી. દુનિયાં ઝખ મારે છે. હવે તો પલાળ્યું તે મુંડાવવું જ રહ્યું."

"એ વખત તો મુંડાવ્યું." દુઃખની સામે થવાની હિંમત આવતાં એ દુઃખમય પ્રસંગોમાં પણ હાસ્ય જોવા યત્ન કરતી વિદ્યા હસતી, રોતી બોલી.

[ ૫ ]

"તમારું નામ શું ?" ન્યાયાધીશે ચશ્મા કપાળ પર ચડાવતાં આરોપીને પૂછ્યું.

"મારું નામ રામપ્રસાદ."

"આ બાઇ મધુમતિ તમારે શું થાય ?"

"એ મારી ધર્મપત્ની છે."

"અને આ બીજી બાઇ વિદ્યાગૌરી તમારે શું થાય ?"

"એ મારી પત્ની મધુની બ્હેનપણી છે"

"વિદ્યાગૌરીએ કરેલા ગર્ભપાત સંબંધે તમે શું જાણો છો ?"

"એણે ગર્ભપાત કર્યો નથી એ બાબતની મને ખાત્રી છે."

"શી રીતે ?"

"ગર્ભપાત કરવાની તેને કાંઈ જરૂર હોય તો તે મેં મટાડી દીધી હતી."

"કેવી રીતે ?"

"તેના બાળકના પિતા થવાનું વચન આપીને."

"એ બાળક તમારું હતું ?"

"ના."

"તો તેના પિતા થઈ જુઠાણું ચલાવવા તમે કેમ તૈયાર થયા ?"

"એ બાઈ અને એનાં બાળકનાં જીવન બચાવવા."

"તમારે એ બાબતમાં આવો રસ લેવાનું કારણ ?"

"હું સમાજનું અંગ હોવાથી સમાજના પાપનું પ્રાયશ્ચિત કરવા માટે."

"ઠીક જાઓ."

* * *

"તમારું નામ શું ?"

"મધુમતિ."

"આ બાઈ વિદ્યાગૌરી તમારે શું થાય ?"

"એ મારી બ્હેનપણી છે." પાછળથી કોઇના હસવાનો અવાજ આવ્યો.

"તેના પર શેનો આરોપ છે તે તમો જાણો છો ?"

"હા, ગર્ભપાતનો."

"તમે એ સંબંધે શું જાણો છો ?"

"ઘણી કાળજી રાખવા છતાં તેને કસુવાવડ થઈ છે."

"એણે ગર્ભપાત ન કર્યો હોય તેની શી ખાત્રી ? એનાં આસપાસના સંજોગો તેમજ પોલીસ અને ડોકટરની તપાસ તેણે ગર્ભપાત કર્યો હોય એમ માનવાને કારણ આપે છે."

"કારણ કે ન્યાય આપનારા પુરૂષો છે." મધુની આંખમાંથી અંગારા ઝરતા હતા.

"એટલે ? જરા સ્પષ્ટપણે સમજાવો."

**"સમાજથી ડરતી સ્ત્રી કદાચ ગર્ભપાત કરે, પણ સમાજના ભય કરતાં માતૃપદનો મોહ એવો અનેકગણો મજબુત છે કે સમાજ સામે થવાની જેવી તેવી પણ હિંમત આવે અને તેને પૃથ્વી પર પગ મુકવા જેટલી પણ જગ્યા મળે તો પછી કોઇ પણ સ્ત્રી પોતાના બાળકનું ખુન ન કરે કે ન કરાવે."**

"આ બધું તમે શેના આધારે કહી શકો છો?"

"હું સ્ત્રી છું અને મારે બાળકો છે એના આધારે."

"આવી હિંમત તેનામાં આવી હતી એની શી ખાત્રી?"

"મેં જ તે હિંમત આપી હતી. આખો સમાજ સામે થાય તો પણ તેની સાથે રહેવા મેં અને મારા પતિએ તેને વચન આપ્યું હતું. એથીજ તો તે અમારી સાથે ગયા બે માસ થયાં રહેતી"

"તમે જેને 'કસુવાવડ' કહો છો તેનું કારણ તમે શું કલ્પો છો? ખાવાપીવામાં કાંઇ ફેર થયેલો ખરો?"

"જે અમે ખાતા તે તે ખાતી."

"તેમ છતાં તેણે ન ખાવું જોઇએ એવું કાંઇ ખાધેલું ખરૂં?"

"એવી ખાવાની ભૂલો ગુન્હામાં ગણાતી હોય તો દુનિયા પરનાં બધાં

## લવાજમના દરો—

### દૈનીક હીંદુસ્તાન–પ્રજામીત્ર.

**મુંબઇ તેમજ બહારગામ.**

| | |
|---|---|
| વાર્ષીક ... ... | રૂ. ૨૦–૦–૦ |
| ૭ માસીક ... | રૂ. ૧૦–૦–૦ |
| પરદેશ (હીંદ બ્હાર) | રૂ. ૩૮–૦–૦ |
| શીલીંગ... ... | ૫૮. |

### અઠવાડીક પ્રજામીત્ર–કેસરી.

| | |
|---|---|
| મુંબઇમાં વાર્ષીક | રૂ. ૬–૦–૦ |
| ,, ૭ માસીક... | રૂ. ૩–૦–૦ |
| બહારગામ વાર્ષીક... | રૂ. ૭–૦–૦ |
| ,, ૭ માસીક... | રૂ. ૪–૦–૦ |
| પરદેશ (હીંદ બ્હાર) | રૂ. ૧૫–૦–૦ |
| અથવા શીલીંગ ... | ૨૩. |

### નવયુગ–(માસીક)

| | |
|---|---|
| વાર્ષીક ... ... | રૂ. ૫–૦–૦ |
| હીંદ–બ્હાર... ... | રૂ. ૮–૦–૦ |

માણસોને આપઘાતની ગુન્હા બદલ શિક્ષા થવી જોઇએ.

"તો પણ કાંઇ ખાસ કારણ?"

"હદ બહાર ચિંતા, કષ્ટ, નબળાઇ અને એવું બીજું ઘણું."

"ઠીક જાઓ."

(૬)

"તમારૂં નામ શું?"

"વિદ્યાગૌરી."

"તમારા પતિનું નામ શું?"

વિદ્યા ચુપ રહી. ન્યાયાધીશે આ પ્રશ્ન તેની મશ્કરી કરવા માટે તો નહિ પુછ્યો હોય એમ તેને શંકા થઇ. જવાબમાં તેની આંખો આંસુથી ભરાઇ ગઇ. અને એ શિક્ષા બસ ન હોય તેમ પ્રેક્ષકગણમાંથી અવાજ આવ્યો. "સતી."

"તમારા પતિને ગુજરી ગયાને કેટલે સમય થયો?"

વિદ્યાનુ ગાંડપણ વધતું ગયું 'પતિ' શબ્દની કઇ વ્યાખ્યા પ્રમાણે જવાબ આપવો તેના વિચારમાં તે પડી ગઈ. ઘણીવાર તે મુંઝાઇ, છેવટે જવાબ આપ્યો "સાત વર્ષ."

"એ પછી તમને ગર્ભ રહેલો?"

પ્રેક્ષક વર્ગ વિદ્યા તરફ તાકી રહ્યા. એક તરફથી કાંઈ ધીમી બચી જેવો સુસવાટો સંભળાયો અને આ ભોંકાતાં ભાલાની વેદના અસહ્ય હોવા છતાં તેણે બધી હિંમત એકઠી કરી જવાબ આપ્યો "હા."

"ઠીક આટલો ગુન્હો તો તમે કબુલ કરો છો ને?"

વિદ્યાની આંખમાં ખૂન ભરાયું, છતાં તેણે ખામોશીથી જવાબ આપ્યો, "પોતાને સ્ત્રી હોવા છતાં મન પરથી કાબુ ગુમાવનાર પુરૂષોના ગુન્હા કરતાં મારો એ ગુન્હો ઓછો શિક્ષાપાત્ર હતો. અને વળી અમે પરણવાનાં પણ હતાં તેથી તેમાં ગુન્હા જેવું કાંઇ ન હતું."

"તમે પરણ્યાં તો ન હતાં ને?"

"ના."

"ત્યારે તો એ ચોકખો વ્યભિચાર થયો."

"મારે એ બધું સરખું હતું."

"વારુ પછી એ ગર્ભનું શું થયું ?"

મહામુશ્કેલીએ સાચવી રાખેલી વિદ્યાની હિંમત હવે ખૂટી. તેનું જીવન દુઃખમાં જ ગયેલું હતું તેથી તે દુઃખ સહવા તો ટેવાયેલી હતી પણ હમણાં હમણાં તેના પર ચાલી રહેલી વિટંબણાઓએ તેને અસહાય બનાવી મુકી હતી. થોડા જ વખત પહેલાં જીવનનું સર્વસ્વ હોમીને પણ સાચવી રાખેલું બાળક ચાલ્યું ગયું અને તે ઘા હજુ રૂઝાયો ન હતો એવામાં તો તેના પોતાના જ પર તે બાળકનાં ખૂનનો આરોપ મુકવામાં આવ્યો હતો. આ સમાજનો અને સમાજના કહેવાતા ન્યાયનો અન્યાય તેને અસહ્ય થઇ પડયો અને તેમાં પણ તેની પાછળ હેરાન થનારાં તેનાં મિત્રો મધુ અને રામુનું દુઃખ જોઇ તેનું ઓશીઆળું હૃદય દ્રવી દ્રવી નીચોવાઇ ગયું. તેના પગમાંથી બધું જોર ચાલ્યું ગયું, તેની આંખે અંધારાં આવ્યાં, જીવ ઉંડો ઉતરવા લાગ્યો અને એ બધાનું કારણ તપાસતાં છાતીમાં થતું કાંઇ વિચિત્ર દુઃખ પોતાનો અજેય પંજો પસારતું દેખાયું. અચાનક તેનું માથું આરોપીના સાંકડા પાંજરામાંના પાછળના સળીઆઓ સાથે અફળાયું, તેની ઘુંટણો ચીંથરા જેવા પગ વચ્ચે ગાંઠ વાળેલી હોય એવી થઈ જમીને અડકી અને વિદ્યા શબવત્ નીચે પટકાઈ પડી. પા કલાક પછી ડોકટરે આવી તપાસ કરી તો જણાયું કે તે હૃદય બંધ પડવાથી મૃત્યુ પામી હતી.

ચાર ભંગી આવી એ શબને ઉંચકી ગયા. તે શબની શી વ્યવસ્થા કરી એ જાણવા જેટલી પણ કોઇને પડી ન હતી. ભંગીઓ એ શબને દાક્તરી શાળામાં મુકી ચાલ્યા ગયા. જે જીવંત શરીરથી સમાજ અભડાતો હતો અને જે જીવતા જાગતા માનસમાંથી સમાજને કાંઈ શીખવાનું મળ્યું ન હતું તેના શબના હાડકે હાડકાની હવે કિંમત હતી અને જ્ઞાનભૂખ્યા વિદ્યાર્થીઓ એ શબ પાસેથી કાંઇ શીખવા આતુર નયને તેનો એકેક ટુકડો કાપવા તલસી રહ્યા હતા. આમ જે સમાજે તેનો જીવ લીધો હતો તેને મરતાં મરતાં પણ વિદ્યા ઉપયોગી થતી ગઇ. તેને તો કદાચ જીવતા રહીને ઉપયોગી થવાની હોંશ હશે પણ એ કેમ ચાલે? તેણે પરણ્ય. પહેલાં જ—

# તુર્કીની ઉદ્યોગ પૂજા

પિતાની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

તુર્કસ્થાનના પંચવાર્ષિક કાર્યક્રમે હવે નિશ્ચિત સ્વરૂપ ધારણ કર્યું છે. તેને પ્રધાનમંડળની મંજુરી મળી ગઈ છે.

કાચા માલના ઉત્પાદક એ દેશને ખેતી-પ્રધાન દેશમાંથી ઉદ્યોગપ્રધાન દેશમાં ફેરવવાની વિશાળ યોજના પાછળ ૬૦ લાખ પાઉંડનો ખર્ચ કરવાનો છે. આમ શાંતિ તેમજ યુદ્ધના સમયમાં દેશને જરૂરી ખાસ ચીજો બનાવવા માટે આખાં રાષ્ટ્રને ઉદ્યોગવાદી બનાવવાની તૈયારીઓ ચાલી રહી છે.

યોજનાનો હેતુ તુર્કસ્થાન માટે પૂર્ણ આર્થિક સ્વાતંત્ર્ય મેળવવાનો તેમજ કાચા માલનાં નવાં મુલ્ય ગણવાનો છે. રાજ્ય તેમજ બેંકનાં નાણાં આ મોટાં ઔદ્યોગિક સાહસો પાછળ રોકાશે અને જ્યારે આ જંગી સાહસો પૂરાં થશે ત્યારે તુર્કસ્થાન ૫૦ લાખ પાઉંડની ઓછી આયાત કરશે.

અત્યારસુધીના પ્રજાસત્તાકવાદી સુધારાઓમાં આ સુધારો અગ્રસ્થાન લેશે–

અત્યારસુધી જમીન પર કામ કરતા લાખો કામગરોનું બુદ્ધિશાળી કામગરોમાં પરિવર્તન કરવામાં આવશે અને તેમને લોખંડ અને પોલાદનાં, રસાયણિક અને કાચનાં તેમજ સુતરનાં અને કાગળનાં કારખાનાઓમાં સ્થાન મળશે.

આ જમીન પરના કામગરોની જગ્યા આધુનિક ઢબનાં ખેતીનાં મંત્રો લેશે અને મોટા પાયા પર બનાવટી ફળદ્રુપતા રચાશે. નવા ઉદ્યોગોને રક્ષણ આપવા માટે જંગી જગાતી દિવાલો રચાશે અને આમ ખરીદનારાઓને સ્વદેશી વસ્તુને ટેકો આપવાની ફરજ પાડવામાં આવશે.

આ યોજનાને સફળ બનાવવા માટેની ચર્ચામાં ખાસ કરીને સોવિયેટ રશિયાના નિષ્ણાતોની સલાહ લેવાશે અને તેમને જ જગ્યાઓ આપવામાં આવશે. નવાં કારખાનાંઓ બાંધવામાં ખાસ કરીને સોવિયેટ યંત્રોની ખરીદી થશે.

જર્મની પણ આવી મનસ્વી માગણીઓનું દબાણ કરી રહેલ છે કારણ કે તેને હાલમાં બ્રિટિશ મુડીવાદીઓએ લાંબા વખતની લોન ધીરી છે.

યંત્રના આ જંગી કોન્ટ્રાક્ટ માટે બ્રિટન યત્ન કરશે નહિ એમ જણાય છે કારણ કે તેણે તુર્કસ્થાન સાથે ખાસ વેપારીસંધી કરેલી નથી.

એંગોરામાં સ્પષ્ટ રીતે કહેવાય છે કે બ્રિટન અને તુર્કસ્થાનનું વેપારી પલ્લુ સમતોલ રાખવા માટે ખાસ વેપારી-સંધીની બ્રિટનને ફરજ પાડવા માટે તુર્કસ્થાન યત્ન કરશે

# ચિત્રપટો પર કાતર ચલા

## તે કયી રીતે કામ કરે છે?

હિંદુસ્થાનનો આપણો ચિત્રપટ ઉદ્યોગ જેટલે અંશે આગળ વધી શકયો છે તેટલે અંશે જનતાનું હિત સ્હમજવાનો દાવો કરનારા શુભેચ્છકો જેવા ચિત્રપટો તપાસનારા સરકારી સેન્સર બોર્ડના એ સભ્યોની માનવતા પાંગરી નથી. આ સેન્સર બોર્ડ જનતા પર ચિત્રપટોની કોઇ પણ પ્રકારની હાનિકારક અથવા તો 'અયોગ્ય' અસર ન થવા પામે એની ખાસ કાળજી રાખવા પ્રયાસ કરે છે. ત્હેમના આ પ્રયાસોની અસર ચિત્રપટોનાં દૃશ્યો પર સીધે સીધી રીતે કાતર ચલાવવાથી થાય છે. હિંદી જનતાને ચિત્રપટ અવળે માર્ગે દોરી ન જાય એ માટે આપણા હિન્દી સેન્સર બોર્ડના સભાજનો મુરબ્બી તરિકે ચિત્રપટના અમુક ભાગો ઉડાવી દઇ પોતાની ફરજ અદા કરે છે!

કહેવાય છે કે જગતની અંદર પહેલાં 'કોલ' અને 'તેલ' નો ઉદ્યોગ અને તે પછી ચિત્રપટનો ઉદ્યોગ સ્થાન ધરાવે છે. એટલે એ ઉદ્યોગ કેટલો વિશ્વવ્યાપી અને વિશાળ છે એ સ્હમજાઇ જશે. એની ઉપયોગિતા પણ આથી જ જાણી શકાય. ત્યારે જર, જહેમત અને બીજી અનેક મુશ્કેલીઓ વચ્ચે તૈયાર કરેલા ચિત્રપટનાં દૃશ્યો ઉપર જ્યારે સેન્સરની 'લાલ આંખ' પડે અને "આટલો ભાગ કાપી દેવો પડશે. આ અશ્લીલ છે...આ 'ટોર્ચરીંગ' (દુઃખ આપવાની ભયંકર રીતીઓ) નભાવી લેવાય તેમ નથી. એથી જનતા પર ખરાબ અસર થવા પામશે..."...આવા શબ્દો ચિત્રપટને 'સેન્સર' કરનાર સત્તાધીશના મ્હોંમાંથી સરકે ત્યારે ચિત્રપટ ઉત્પાદક, ડીરેક્ટર અને બીજા કલાકારોનાં હૃદયને આઘાત પહોંચે છે. પણ સમયના વહેવા પ્રમાણે આપણે ત્યાં સેન્સર કયે સ્થળે વાંધો લેશે, એ વિષેની સર્વ વસ્તુસ્થિતિ સ્હમજીને ચિત્રપટનું નિર્માણ કરવામા આવે છે. છતાં પ તેમાંથી સેન્સર પોતાની પરોપકાર વૃત્તિનો પરિચય કરાવવા માટે અમુક ભાગ ઉપર નાખવાની ભલામણ કરતો 'શેરો' કરશે.

લેખકઃ—

સેન્સર કાર્ય વિષે એક અનુભવીએ લેખ લખતાં કેટલીક ઉપયોગી હકીકતો

# વનાર "સેન્સર બોર્ડ"

## હિન્દી ચિત્રપટો તરફ ત્હેનું વલણ

રજુ કરતાં જણાવ્યું છે કે સેન્સરોનું કાર્ય દુનિયાના કોઇ પણ દેશ કરતાં હિન્દમાં વધારે આંટીઘુંટી અને કઠિનતા ભર્યું છે—આ વાત એક રીતે રાસ્ત છે. સેન્સરો એવી માન્યતા ધરાવતા હોય છે કે રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય ચિત્રપટમાં આવતાં 'અમુક દશ્યો'ની અસર જે પશ્ચિ-

**બકુલેશ.**

મની જોનાર જનતાને બીલ્કુલ થતી નથી તે અહિંની પ્રેક્ષક-જનતા પર જરૂર થવા પામે છે. એટલે પશ્ચિમની તમાશ-બીન આલમનાં માનસ કરતાં હિન્દી માનસ જુદા જ પ્રકારનું છે: એટલે અમુક અર્ધનગ્ન નૃત્યનાં દશ્યો પશ્ચિમની તમાશબીન આલમને સાવ સાધારણ લાગે એટલે કે રોજીંદા જીવનમાં પ્રત્યક્ષ થતાં નૃત્યગૃહોનાં નૃત્યો ત્હેમને ઘરગથ્થુ જ લાગે છે. અને તેથી જ ત્હેમની પર આ અર્ધનગ્ન દશ્યોની ખાસ અસર થવા પામતી જ નથી.

**પરંતુ હિંદી** જનતા પર ઉપરોક્ત જણાવેલ અસર શા માટે થાય છે ત્હેનું પૃથક્કરણ કર-વાના હજી પ્રયાસ થયા નથી, અથવા તો તેમ થવાના કારણ શું હોઇ શકે તે પણ જાણવાની કોઇએ દરકાર કરી નથી. માત્ર સેન્સર બોર્ડના સભ્યો કાતર ચલા-વ્યે જાય છે, અને તે સામે થોડોઘણો વિરોધનો બડબડાટ કરીને ચિત્રપટ ઉત્પા-દકો ચુપ બેસી જાય છે. પણ સેન્સર સંબંધી ત્હેમને જે અનેક મુશ્કેલીઓ સહન કરવી પડે છે ત્હેનો તેઓએ ઉકેલ શોધી કહાડવો જોઇએ.

**હવે હિંદી ચિત્રપટો** પર તો જાણે આ સેન્સરો કાતર ચલાવે એ ન ચલાવી લેવાય એવી વાત છે. પણ ત્હેને એક બાજુએ મુકી પશ્ચિમના ચિત્ર-પટો—એટલે કે મેટ્રોગોલ્ડવીન, ફોક્સ, વીટા-ફોન, વોરનર બ્રધર્સ, યુફા, તથા રશિ-યન ફિલ્મ કું. નાં પીક્ચરો—જે અહિં આવતાં પશ્ચિમ કરતાં જુદાં જ બની જાય છે. એટલે જે ખૂબી અને જે કલા પશ્ચિમના પ્રેક્ષકોએ અમુક ચિત્રપટમાં જોયાં હોય તે તો અહિં અદશ્ય થવા પામે છે—કારણ કે તે સર્વ સેન્સરની કાતરનો ભોગ બનવા પામ્યાં હોય છે. જે ચિત્રપટોની યુરપ અને અમેરિકાની

પ્રજાએ અતિશય પ્રસંશા કરી હોય છે તે ચિત્રપટો અહિંની પ્રજાને જુદા જ સ્વરૂપમાં દેખાડવામાં આવે છે. જે ચિત્રપટે યુરપ અને અમેરિકાની પ્રજાને છેલ્લામાં છેલ્લી 'ટેકનીક'નો પરિચય આપ્યો હોય, જે ચિત્રપટને સાહિત્ય, કલા અને ચિત્રસંવિધાનની દૃષ્ટિએ ત્યાંના કલાકારોએ વખાણ્યું હોય તે સુંદર, કલામય ચિત્રપટના કેટલાક ભાગો–ઉપર મેન્સરની કાતિલ કાતર પડતાં સારાય ચિત્રપટને પ્રાણહીન અને લગભગ સાધારણ કક્ષાનું બનાવી નાખવામાં આવે છે.

## આપણાં હિન્દી

ચિત્રપટોની પણ આવા જ પ્રકારની દશા છે. આજથી પાંચેક વર્ષ પહેલાં મુંબાઇની ઇમ્પીરિયલ ફિલ્મ કંપનીએ "રૅાથ" "Wrath" યાને "ખુદાકી માર" નામક એક સુન્દર ચિત્રપટ તૈયાર કર્યું હતું. ડીરેક્ટર ચૌધરીએ આ ચિત્રપટને સર્વાન્ગ સુન્દર બનાવવા ખૂબ જ લક્ષ આપ્યું હતું પણ એ ચિત્રપટની ઉપર સેન્સર મહાશયોની કાતિલ નજર પડી. એમાંના કેટલાંક દૃષ્યોની અસર જનતા પર ઘણું જ ખરાબ પરિણામ નીપજાવશે, માટે એટલાં દશ્યો કાપી નાખવાં જોઇએ. અને એમ કરવામાં આવ્યું ત્યારે જ એ ચિત્રપટને જનતા સમક્ષ બતાવવામાં આવ્યું. ત્હેની માફક સાગર ફિલ્મ કંપની કૃત "ગીહી છૂરી" માંના કેટલાંક દશ્યો સેન્સરની કાતરનો ભોગ થઇ જવા પામ્યાં હતાં. પરિણામે સારાંય ચિત્રપટનો રસમયક ભાગ ઉડી જતાં તે સાવ નિષ્ફળ જવા પામ્યું હતું. આથી એના ઉત્પાદકને કેટલું સહન કરવું પડયું હશે એનો ખ્યાલ કરી શકાશે.

આપણા હિન્દી ચિત્રપટોમાં જ્યારે મુક ચિત્રપટનો યુગ દરબહારમાં હતો ત્યારે પડદા ઉપર રજૂ થતા "ટાઇટલો"–પાત્રોના મ્હોંમાંથી બોલાતા વાકયો–ઘણીય વાર સેન્સરની કાતરનો ભોગ બની જતાં– "દેશની ખાતર મરી ફીટો–રાજ્ય સત્તા ઉથલાવી પાડો !–" એવા શબ્દો વીગેરે મેન્સરો ઉડાવી નાખવાની ચેતવણી આપતા.

## વિદેશી ચિત્રપટો જ્યારે હિંદમાં

બતાવવામાં આવે છે તે પહેલાં તેની ઉપર મેન્સરનો ઑફ બરાબર ઉતરી ચુકયો હોય છે. હમણાં જ અહિં આવેલું મશહુર હંગેરિયન ડીરેક્ટર એલેક્ઝાન્ડર કોર્ડાએ ડીરેક્ટ કરેલ "હેનરી આઠમાનું આંતરજીવન" નામક ચિત્રપટ પણ હિંદના કેટલાક શહેરોમાં બતાવવાની સરકાર તરફથી મનાઇ કરવામાં આવી છે. આ ચિત્રપટ સદ્‌ભાગ્યે મુંબઇમાં તો જેમનું તેમ જ બતાવવામાં આવ્યું હતું–પણ કલકત્તાના બંગાલ સેન્સરે ત્હેની ઉપર પ્રતિબંધ મુકયો છે. આ ચિત્રપટની ઉપર બંગાલની વડી ધારાસભામાં ચર્ચા ચાલી હતી. આ ચિત્રપટને નીહાળવા બંગાલની સિનેમા આલમના તમાશબીનો ઘણા ઉત્સાહપૂર્વક રાહ જોઇ રહ્યા હતા–કારણ કે તે ચિત્રપટ આવવા અગાઉ સ્થાનિક બુકીંગ ઓફીસવાળાઓએ પુષ્કળ જાહેરાત કરી હતી. તે દરમિયાન આ ચિત્રપટ મુંબઇમાં ચાલી રહ્યું હતું– જ્યારે એ ચિત્રપટ બંગાલના ફિલ્મ સેન્સર બોર્ડ સમક્ષ રજૂ કરવામાં આવ્યું ત્યારે સેન્સર બોર્ડે ત્હેને જાહેરમાં મુકવાનો મનાઇ હુકમ સંભળાવ્યો. આથી બુકીંગવાળાઓને ચાર કે પાંચ હજાર રૂપિયા જેટલી રકમની ખોટ જવા પામી હતી. આર્થિક દૃષ્ટિએ, આ ચિત્રપટની ઉપર મુકાયેલા પ્રતિબંધથી બંગાલના ચિત્રપટના ઉદ્યોગને એક લાખ રૂપિયાની ખોટ જવાનો સંભવ રહે છે.

આ ચિત્રપટને બંગાલ બોર્ડ ઓફ ફીલ્મ સેન્સરે બંગાલમાં નહિ દેખાડવાનો હુકમ જાહેર કર્યો–પણ તે પહેલા લંડનની પાર્લામેન્ટમાં આમની સભામા એ ચિત્રપટને હિન્દની જનતા સમક્ષ દેખાડવામા કે વાંધો લેઈ શકે કે કેમ–એ વિષય પર ચર્ચા ચાલી હતી. કારણ કે આ ચિત્રપટ જે હેનરી આઠમાની કેટલીક "લાક્ષણિક ટેવો" રજુ કરે છે તેની અસર હિન્દી પ્રેક્ષકવર્ગ પર ઘણી ખરાબ થશે. આના જવાબમાં સર સેમ્યુઅલ હોરે જણાવ્યું હતું કે "એ વિષયમાં તો હિન્દી સેન્સર બોર્ડ જરૂર ઘટતાં પગલાં લેશે એની મ્હને સંપૂર્ણ ખાત્રી છે."– અને થયું પણ તેમજ.

યુરપના ઘણા પ્રાન્તોની અંદર પણ "હેનરી આઠમાના આંતરજીવન" માટે વાંધો લેવાયો હતો. વળી હમણાંજ "હોલીવુડ સ્પીકસ" જે મુંબાઈના વેલીંગ્ટન ટોકીઝમાં બતાવવામાં આવી હતી ત્હેની ઉપર પણ પ્રતિબંધનો હુકમ જાહેર થયાનો દાખલો તાજોજ છે.

હવે 'ફીલ્મ સેન્સરો' કેવી દૃષ્ટિએ ચિત્રપટની પરીક્ષા કરે છે તે જાણવું જરૂરી છે. એ ચિત્રપટને ચિત્રપટ તપાસનારી સમિતિ જુદાં જુદાં દૃષ્ટિબિન્દુથી અવલોકે છેઃ

શું એ ચિત્રપટમાં આવતું એક પણ દૃશ્ય એવું છે કે જે વડે કોઈ પણ કોમ, જાતી કે રાષ્ટ્રની ધાર્મિક ભાવના દુઃખાવા પામે? શું તેમાં સ્થાપિત સમાજની નીતિના ધોરણ પર તરાપ મારવામાં આવી છે? શું તેમાં દિલ કમ્પાવનારા–હૃદયને વૈજ્ઞાનિક દૃષ્ટિએ ખરાબ અસર કરનારા કૃત્યો જે રાજકીય અને સામાજીક દૃષ્ટિએ મહાન દ્રોહ હોય છે ત્હેને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે?

જો કોઈ ખૂન કે ભયંકર સામાજીક દ્રોહનાં દૃશ્યો રજુ કરવામાં આવ્યાં હોય તો તે પછી એવું એક દૃશ્ય આવવું જ જોઈએ કે જેમાં કુકર્મીને ત્હેના 'પાપ'ની સજા મળતી હોય! નહિતર તો એ દૃશ્ય પર હિન્દી સેન્સરે સત્તા કાતર ચલાવે છે–જો કે યુરપ અને અમેરિકામાં આવાં દૃશ્યો કાપવામાં આવતાં નથી.

## ચિત્રપટની પરીક્ષા

એક બીજી દૃષ્ટિએ પણ કરવામાં આવે છે. ત્હેનું રાજકીય દૃષ્ટિએ અવલોકન કરવામાં આવે છે. રાજસત્તાને ઉથલાવી નાખવાના કાવત્રાંભર્યાં દૃશ્યો– અથવા તો ક્રાંતિકારી ભાવનાને જાગૃત કરતાં દૃશ્યો ઉપર સેન્સરની કાતર ચાલે છે. વળી માનવ સમુદાયની લાગણી ઉશ્કેરે એવાં ચિત્રપટોની ઉપર સેન્સરની લાલ આંખ પડે છે. ઉદાહરણ તરિકે 'સેનગુપ્તા' અને 'જતિનદાસ'ની સ્મશાનયાત્રાનાં ચિત્રપટો ઉતારવામાં આવ્યાં હતાં. પણ ત્હેનાં અમુક દૃશ્યો તો સેન્સરે ઉડાવી નાખ્યાં હતાં. ગાંધીજી અને સ્વ. વિઠ્ઠલભાઈ પટેલ જ્યારે મુંબાઈના એસ્પ્લેનેઈડ–આઝાદ મયદાનમાં વિશાળ માનવમેદની સમક્ષ ભાષણ આપતા હતા ત્હેનાં દૃશ્યો પર પણ સેન્સરની કાતર ચાલી હતી. "લાઠીચાર્જ," "સત્યાગ્રહ," "લવણસંગ્રામ," "કાનુનભંગ" ઇત્યાદિને પ્રેક્ષકો જોઈ શકતા નથી. આવાં દૃશ્યોની ફિલ્મ ઉતારીને પરદેશ મોકલવામાં આવે તે પહેલાં અહિંના સત્તાવાળાઓની પરવાનગી મેળવવામાં આવવી જોઇએ.

ઘણાખરાં સ્થળોએ યુનિવર્સલ કૃત "કેપ્ટન ઓફ ધી ગાર્ડસ" નામક ચિત્રપટની ઉપર સેન્સરે પ્રતિબન્ધ મૂકયો હતો–કારણ કે તે ફ્રેન્ચ ક્રાન્તિની જ્વલન્ત ભાવના રજુ કરે છે–કારણ કે ત્હેનો ક્રાન્તિકારી નેતા–Hero જ્વલન્ત, દિલ ઉશ્કેરનારા રાજકીય ભાષણો આપે છે હમણાં જ અહિં મુંબાઇમાં આવી ગએલા "સ્ટ્રોમ એટ ડે બ્રેક" નામક ચિત્રપટ જેમાં સેરાજેવોના આર્કડયુક ફર્ડીનાન્ડને ફાંસીની સજા કરવાનું દશ્ય રજુ થાય છે તે દશ્યને સાવ ઉડાવી નાખવામાં આવ્યું હતું–પરિણામે ચિત્રપટ પ્રાણહીન બનવા પામ્યું હતું. સારાંય ચિત્રપટનો સુન્દરમાં સુન્દર ભાગ તો તે જ હતો.

ચિત્રપટ કસોટીની એક બીજી રીત પણ છે. ચિત્રપટમાં કોમી કે જાતી ભેદભાવની ભાવના છે કે કેમ ! જે દશ્યમાં કોઇ કોમનું અપમાન થતું હોય, જેમાં કોઇનું મન દુઃખાતું હોય, જેમાં કોઇ જ્ઞાતિ પર ભયંકર આક્ષેપો કરવામાં આવ્યા હોય, જેમાં કોઈ જ્ઞાતિનો મહાપુરૂષ કે નેતા 'નીચ'–અગર તો 'હલકી કોટી'–'કનિષ્ટ' ચિતરવામાં આવ્યો હોય તે દશ્યને ઉડાવી દેવામાં આવે છે. પરદેશમાં જો તે ચિત્રપટ બતાવાય તો ત્યાંના પ્રેક્ષકોને એ કેટલે અંશે અસર કરશે એ દષ્ટિએ પણ ત્હેની પરીક્ષા કરવામાં આવે છે.

હમણાં જ મુંબાઇના કેપીટોલ સીનેમાના પડદા ઉપર મેટ્રોગોલ્ડવીને તૈયાર કરેલું "એ નાઇટ ઇન કેરો"–"કેરોમાં એક રાત્રિ" નામક એક ચિત્રપટ રજૂ કરેવામાં આવ્યું હતું–આની અંદર મુખ્ય નાયક–'હીરો' તરીકે મશહુર કલાકાર નટ રામોન નોવેરો તથા નાયિકા તરિકે મિર્ના લોય કામ કરે છે.

હવે આ ચિત્રપટનાં કેટલાંક દશ્યો ઉડાવી દેવામાં આવ્યાં હતાં–એ તો સેન્સર સર્ટીફીકેટ પર રજૂ થતી "લાલ ત્રિકોણ આકૃતિ"થી જોઇ શકાય છે. આ ચિત્રપટની અંદર મુખ્ય નાયક એક ઇજીપ્શિયન છે–પણ તે એક અમેરિકન છોકરી–ગોરી નાઝનીનને પોતાના ઇશ્કની જંજીરમાં કેદ કરી નાખે છે–એક બાજૂ ઇજીપ્શિયન જૂવાન. બીજી બાજૂ ગોરી અમેરિકન હુસ્નપરી:–આથી અમુક સ્થળે તો એ ચિત્રપટને બતાવવામાં આવ્યું જ નથી. જો કે સેન્સરે એ ચિત્રપટને અમુક દશ્યોથી બાતલ કરીને મુંબાઇમાં રજુ કરવા માટેની પરવાનગી આપી હતી.

તેજ પ્રમાણે જો ચિત્રપટમાં હિન્દુ બાલિકાને એક મુસ્લીમ પોતાના પ્યારમાં ફસાવતો હોય–અગર તો મુસ્લીમ બાલિકાને કોઇ હિન્દુ જવાન પોતાના પ્યારમાં કેદ કરી ઉઠાવી જતો હોય તેવાં દશ્યો રજુ કરતાં ચિત્રપટો પર સેન્સર પ્રતિબંધ મુકે છે. કારણ કે આથી સેન્સર માને છે કે લોકોમાં મતભેદ ઉપડતાં હુલ્લડ થવું સંભવિત છે. વળી કોમી દષ્ટિએ પણ એ આઘાતજનક હોઇ પ્રજાજનો તે જોઇ શકે નહિ.

આ પ્રમાણે ચિત્રપટ ઉપર અનેક જાતની ભયની તલવારો લટકતી હોય છે. એથી પરદેશથી અહિં આવતાં ચિત્રપટોનું ભાવિ હંમેશ ભયમાં રહેલું હોય છે. એનો બધો આધાર સેન્સ

રની નજર પર જ રહેલો હોઇ પરદેશી ચિત્રપટ બુકીંગ એજન્સીવાળાને સેન્સર પર જ બધો આધાર રાખવો પડે છે.

ઉપરોક્ત રીતે ચિત્રપટ પરીક્ષા કરનાર સેન્સરને ચિત્રપટને માનવ સમુદાયને આનંદ આપવાને માટેજ તૈયાર કરવામાં આવેલ છે એનો ખ્યાલ રહેતો નથી.

આપણા હિંદી ચિત્રપટ ઉત્પાદકોએ પોતાની સલામતી માટે અથવા તો ઉદ્યોગના હિતની દ્રષ્ટિએ સેન્સર બોર્ડ સાથે વાટાઘાટ કરી અમુક નિયમો ઘડવા જોઇએ. જેથી આપણા ડીરેક્ટરો એ દ્રષ્ટિએ ચિત્રપટ તૈયાર કરે. અથવા તો સેન્સર વાંધો લ્યે એવાં દ્રશ્યો લેવાનું માંડી વાળે. અલબત્ત સેન્સરની સત્તા સ્હામે આપણા ઉત્પાદકોને હમેશ મુંઝાવાનું જ છે. કારણ કે તેઓ જે દ્રષ્ટિએ ચિત્રપટની પરીક્ષા કરતા હોય છે તે દ્રષ્ટિ એટલી સંકુચિત હોય છે કે જેથી અમુક ચિત્રપટની વસ્તુનું ખોખુંજ તૈયાર થવું મુશ્કેલ બને છે.



# નવું-સાહિત્ય

## રખડુ ટોળી–

ખંડ બીજો, મુળ લેખક: એ. એસ. નીલ, ગુજરાતીમાં ઉતારનાર ગીજુભાઇ મુલ્ય આઠ આના.

**આ**ળકોને અતિ રસ પડે તેવી આ વાર્તા દ્વીતીય ખંડમાં સમાપ્ત થાય છે પહેલો ભાગ જ બાળકોને અતિપ્રિય થઇ પડયો હતો. તે વખતે જ બીજા ભાગની રાહ જોવાતી હતી. આ વાર્તા ક્રમશઃ 'કુમાર'માં પ્રસિદ્ધ થઇ હતી. આ વાર્તામાં નવુ આયોજન દેખા દે છે. વાર્તા શરૂ થાય છે. ત્રણ બાળકો સાંભળે છે. વાર્તા જેમ જેમ આગળ વધતી જાય છે તેમ તેમ બાળકોના બાલીશ છતાં રસપ્રદ વાધાઓ રજુ થતા જાય છે. દરેક બાળક પોતાની મનરૂચી પ્રમાણે વાર્તાને આગળ વધવાનું સુચવે છે પણ વાર્તાકાર આગળ ને આગળ વધે જાય છે. આફ્રીકાના જંગલોથી માંડીને ઉત્તર ધ્રુવ સુધીની માહિતી આમાં વાર્તા રૂપે રજુ થઇ છે 'વાર્તા કેમ કહેવી' એ વિષય પર સારી સમજણ પડી શકે તેમ હોવાથી દરેક વહાલસોયા પિતાએ પણ આ પુસ્તક વાંચી જવું ઘટે

(પ.)

## હિન્દુ-મુસ્લિમ એકતા

અનુવાદકઃ ઈમામુદ્દીન એસ. દરગાહવાળા. મુલ્ય આઠ આના.

મુસ્લીમ અમલમાં હિંદુઓ પ્રત્યે, તેમજ હિંદુ રાજ્યોમાં મુસ્લીમો પ્રત્યે એકતા જાળવવાના, તેમજ બે કોમો વચ્ચે મીત્ર સંબંધ રાખવા માટે લેવાયેલા પગલાઓનો વિસ્તારપૂર્ણ ઉલ્લેખ આ પુસ્તકમાં રજુ થાય છે. હકીકત ઇતિહાસમાંથી ઉતારવામાં આવી છે અને જ્યાં જ્યાં શકય બન્યું છે ત્યા ત્યાં આધારભૂત ગ્રંથ રજુ કરવામા આવ્યો છે હકિકત અતી રસપ્રદ છે. અને આ પુસ્તકનું વાંચન બતાવી આપે છે કે ઘણાખરા રાજાઓ ધર્મના ભેદભાવથી પર

રહીનેજ રાજ્ય કર્યું છે. અહીં તહીં ખરાબ રાજાઓએ પોતાનો ધાર્મિક ભેદ-ભાવ દાખવ્યો હશે પણ સામાન્ય રીતે છેલ્લી પાંચ સદીઓમાં હિંદુ-મુસ્લીમ એકતા સારી રીતે જળવાઇ છે. કોમી કલહના આ યુગમાં આવાં પુસ્તકો અતી આનંદપ્રદ છે. મુસ્લીમ લેખક બંધુના આ પહેલા પ્રયાસને અમો અભિનંદીએ છીએ અને તેમના યત્નને સફળતા ઇચ્છીએ છીએ.

## ઇલાકાવ્યો.

લેખકઃચંદ્રવદન ચીમનલાલ મહેતા, સુશોભનકારઃ કનુ દેશાઇ, પ્રકાશક મુળશંકર સોમનાથ ભટ વડોદરા, મુલ્ય બે રૂપીયા,

વર્તમાન પદ્ય સાહિત્યમાં બીજી પંક્તિમાં આવી શકે એવો એક ન્હાનકડો કાવ્યગ્રંથ હું વાંચી રહ્યો હોઉં તેનું ભાન જ્યારે ઇલાકાવ્યો હું વાંચી રહ્યો હતો ત્યારે મ્હને થયેલું. આજે અવલોકન લખતી વેળા મ્હને લાગે છે કે મ્હારી પૂર્વ માન્યતા જરા ખોટી હતી. પુસ્તક તો પહેલી કોટીમાં જઈ શકે તેવું છે.

આપણા કાવ્યસાહિત્યમાં અમુક વ્યક્તિને અનુલક્ષીને ગ્રંથો નથી લખાયા. રેતીના વિશાળ રણમાં એકાદ હરીયાળી જમીન જેવું શ્રી નરસિંહરાવનું સ્મરણસંહિતા. પણ ઇલાકાવ્યો એ કરૂણ પ્રશસ્તી નથી. એ તો છે શૈશવકાળનાં મીઠાં સંભારણાં.

આ સંભારણાંનો એક ન્હાનો ગુચ્છ ઇલાકાવ્યોમાં રજુ થાય છે. કલ્પના, ઉચ્ચ કોટીની તુલના ભાઇશ્રી ચંદ્રવદનના ભાવી માટે અતિ આશા આપનારાં છે.

(પ.)

## લીલીની આત્મકથા

લેખક. નટવરલાલ વીમાવાળા, પ્રગટકર્તા—ગાંડીવ સાહિત્ય મંદિર. ૧૮૦ કેળાં પીઠ સુરત. મુલ્ય ત્રણ આના.

'ભવાટવી'ના મથાળા હેઠળ સ્ત્રીશક્તિના અંકોમાં પ્રગટ થઇ ગયેલી આ વાર્તા ફરીથી ન્હાના પુસ્તક રૂપે પ્રગટ કરવામાં આવી છે. જ્યારે આ લેખમાળા પ્રસિધ્ધ થઇ હતી ત્યારે જ લોકોમાં અતી આદર પામી હતી. આશા છે કે ન્હાના પુસ્તક રૂપે પણ પ્રજા આ પ્રકાશનને વધાવી લેશે, વાર્તાની વસ્તુ સામાજીક છે. અને વર્તમાન હિંદુ કુંટુંબમાં સ્ત્રીસમુદાયને સહન કરવા પડતા અન્યાયો ઉપર આ પુસ્તક લખાયું છે.

## ગૃહલક્ષ્મી કેવી હોવી જોઈએ ?

લેખકાઃ—શ્રીમતી દીવાળી બ્હેન વાલજી ભટ, પ્રકાશકઃ ગુજરાત વર્નાકયુલર સોસાઇટી અમદાવાદ કિંમત બે આના.

'ગૃહલક્ષ્મી કેવી હોવી જોઈએ' એ વિષય ઉપર લખાયેલો આ નિબંધ છે. નિબંધ ઠીક છે. વિચારો વર્તમાન યુગને અનુસરીને છે. નિબંધમાં ધ્યાન ખેંચે તેવું કંઇ જ નથી.

## શાકાહારી પારસી વાનીઓ.

લેખિકા—શ્રી. પરીન મેહલજી મીસ્ત્રી પ્રગટકર્તા—ગાંડીવ સાહિત્ય મંદિર, ૧૮૦ કેળાંપીઠ સુરત મુલ્ય છ આના.

પારસી ખોરાકની શાકાહારી વાનીઓ બનાવવાની રીતો આ પુસ્તકમાં રજુ થઇ છે. અન્ય કોમના આહારની ખબર આપણામાં બહુ ઓછી છે. આ દષ્ટિએ આ પુસ્તક ઉપયોગી છે એટલું જ નહિ પણ દાળ, ભાત, રોટલી ને શાકનાં સુજનજૂના ખાણાંથી જેઓ કંટાળી ગયા હોય તેમને માટે ખાવાની વાનીઓમાં વિવિધતા મેળવવાની આ સારી તક છે.

## શોધ

[એક બંગાલી સંસાર કથા.]
અનુવાદકઃ રંગીલદાસ લક્ષ્મી-

દાસ સુતરીયા. પ્રગટકર્તા—ગાંડીવ સાહિત્ય મંદિર. ૧૮૦ ફેળાંપીઠ સુરત. મુલ્ય ચાર આના.

બંગાળી સાહિત્યનો આ સરળ અનુવાદ છે. સંસ્કાર કથા ઉપર વાર્તા રચાઈ છે. પુસ્તિકા વાંચવા યોગ્ય છે.

**વિદ્યાર્થીને માર્ગદર્શન**

સંપાદક અને પ્રકાશક. છોટાભાઇ શંકરભાઇ પટેલ. સોનગઢ. મુલ્ય ચાર આના.

વિદ્યાર્થીઓએ મેટ્રીકમાં પાસ થયા પછી કઇ લાઇન લેવી તે વિષે આમાં સરસ માર્ગસુચન છે. ખાસ કરીને જો ઉદ્યોગમાં રસ હોય તો વિદ્યાર્થીઓને કેટલી કેટલી અનુકુળતાઓ સાંપડે છે તે આમાં સારી રીતે જણાવેલી છે. વિદ્યાર્થીઓ તેમજ તેમના વાલીઓને આ પુસ્તક અતી ઉપયોગનું છે.

**તંદુરસ્તી કેમ સચવાય !**

લેખક--છોટાલાલ માંકડ પ્રકાશક બજરંગ વ્યાયામ મંડળ રાજકોટ. મુલ્ય એક આનો

તંદુરસ્તી ઉપર લખાયેલો આ એક ન્હાનકડો નિબંધ છે. નિબંધ સરસ છે.

**પતિની પસંદગી—**

પ્રગટકર્તા—ગાંડીવ સાહિત્ય મંદિર ૧૮૦—ફેળાંપીઠ મુલ્ય ચાર આના.

પતિની પસંદગી, પત્નીની પસંદગી, ધંધાની પસંદગી ને કોની પસંદગી ! એમ ચાર વાર્તાઓનો સંગ્રહ આ ઝુમખામાં દેખાય છે. વાર્તાઓ સારી છે તેમજ નવીન યુગબળની કંઇક ઝાંખી આ વાર્તાઓમાં થાય છે. વાર્તાઓ વાંચવા જેવી છે અને નવી દષ્ટિબિંદુપ્રેરક આ વાર્તાઓનું વાંચન ગુજરાતી સ્ત્રીઓની પ્રગતિને સાથ આપે એવું હોવાથી અમો નિઃસંકોચ ભલામણ કરીએ છીએ.

# નવયુગ

માર્ચ અંક.

વર્ષ ૫ મું :: અંક ૧૨ મો

## રાજકીય–



## ખાસ લેખો–



## વાર્તા, નાટકો અને કાવ્યો–



## હળવું સાહિત્ય અને વિશિષ્ઠતાઓ–



# કાર્લ માર્ક્સની ૫૧ મી સંવત્સરી

**જગતના શ્રમજીવીઓને** વર્ગ યુદ્ધના પાઠ શીખવનાર એ મહાન તત્વવેત્તા અર્થશાસ્ત્રી અને ક્રાન્તિકારી સમાજશાસ્ત્રી કાર્લ માર્ક્સની આ માસમાં ૫૧ મી સંવત્સરી જગતભરમાં ઉજવાશે. એક બાજુ, મુડીવાદી દેશોમાં પ્રસરેલી આર્થિક મંદી અને તેનાં પરિણામ રૂપ જનતામાં જાગૃત થતા ઉગ્ર અસંતોષનો પ્રખર સામનો કરવા માટે લોકશાસનનો બુરખો ફગવી નાખતા મુડીવાદીઓના યત્નો અને બીજી બાજુ જગતના શ્રમજીવીઓને પોતાની સરમુખત્યારીથી દિશા અર્પતા સોવિયેટના શ્રમજીવીઓની પ્રગતિ; મુડીવાદના આંતરવિરોધને અંગે આપણી સમક્ષ ઉભું થયેલું યુદ્ધ અને બળવાનું વાતાવરણ—આ સર્વ હકિકત માર્ક્સવાદની વાસ્તવિકતાની સાબીતી નથી? કાળની કુચ સાથે બીજા દરેક સિદ્ધાંત નાશ પામતા ગયા છે, જગતની પરિસ્થિતિ વિશેષ ખરાબ બનતી ચાલી છે. માર્ક્સવાદના ખોટા ટીકાકારોના અવાજ મંદ પડતા જાય છે. એકલો માર્ક્સવાદ જ જગતની આવી કફોડી સ્થિતિમાંથી માર્ગ બતાવે છે.—સમાજવાદી ક્રાંતિ—શ્રમજીવીવર્ગનાં સ્વાતંત્ર્ય—માટેની લડતનું માર્ક્સવાદ એક જ શસ્ત્ર છે માર્ક્સવાદને જનતાની ક્રાંતિકારી લડતથી જુદો પાડી શકાય જ નહિ. આજે જ્યારે માર્ક્સવાદનો બુરખો પહેરીને મુડીવાદના દલાલો શ્રમજીવીવર્ગને દગો દઈ રહ્યા છે ત્યારે ઉપલાં તત્વને યાદ કરવું અતિ અગત્યનું છે.

**માર્ક્સ** માત્ર સિદ્ધાંતવાદી જ ન હોતાં વ્યવહારૂ પણ હતો. પોતાનાં શિક્ષણ મુજબ તેણે કાર્ય કર્યું હતું. ઓગણીસમી સદીનો ઉત્તરાર્ધ તેણે શ્રમજીવીવર્ગનાં બળને એકત્રિત કરવામાં અને મુડીવાદીઓ સામે તેમની તાત્કાલિક માગણીઓ માટે થતી હરરોજની લડાઈનું ધોરણ શીખવવામાં ગાળ્યો. તેણે પોતાના સાથી ફ્રેડરીક એંજલ્સની સાથે શ્રમજીવીવર્ગને અપીલ કરી હતી કે લોકશાસન માટેની, સુધારાઓ માટેની, સર્વ લડતો, શ્રમજીવીઓની સંસ્થાઓ તેમજ તેમનું વર્ગભાન ખીલવવા માટેનાં, અને મુડીવાદ સામેની જરૂરી લડતમાં મક્કમ રીતે લડવા માટેનાં પ્રથમ પગથાંરૂપ છે.

**આ પ્રખર તત્વજ્ઞાની** ૧૮૮૩ના માર્ચ માસની ચૌદમી તારીખે મૃત્યુ પામ્યો. માર્ક્સ મૃત્યુ પામ્યો છે, પણ માર્ક્સવાદ અમર રહેશે. મુડીવાદી અંધાધુંધીના ગાઢ અંધકારમાં માર્ક્સવાદ રૂપી ઝળહળતો તારો શ્રમજીવી જનતાને સમાજવાદી ક્રાંતિરૂપી પ્રકાશમાં દોરી જશે.

# જુલ્મી જાળ

મુડીવાદની જુલ્મ જાળને,
છિન્ન વિછીન્ન કરવા દોડો;
ખુબ રીબાયા નાગચુડમાં,
સિતમ તણી ભઠ્ઠી તોડો;

કાપો, કાપો, નાદ સુણાય !
ખુબ મરાયા, હાય હણાય !

ઐક્યનાદ ગજાવો યુવક,
સમાનતા જગમાં સ્થાપી;
મુડીના બંધન સળગાવી દ્યો,
જુલ્મ જાળના મોકાથી;

જુલ્મ તોડો અપરંપાર !
શક્તિ તણો કર્યો સંહાર !

જાળ ભયંકર ધનિક નીચે,
ચેતનહરી કર્યા નિષ્પ્રાણ;
તોડો બાળો નવજુવાનો !
સળગાવી હવે નિર્વાણ;

ઘણા રીબાઈ દબાઈ કુટાયા !
માંસ આપણાં ઘણાં ચુંથાયા !

નવજીવન અર્પો નિર્જીવોને,
કરો પુનઃ રચના આબાદ;
જાળ ભયંકર તોડી ફોડી,
સ્થાપો સઘળે એકજ નાદ;

મુડીના બંધન દયો સળગાવી !
અમર પ્રકાશ જગે પ્રગટાવી !

શાન્તિગૃહ
લાઠી. } ધૈર્યચંદ્ર બુદ્ધ.

'કંગાલોના ગિતો' નામક અપ્રસિદ્ધ કાવ્યસંગ્રહમાંથી.
લેખક

# બાબાગાડી.

અનુષ્ટુપ:–

ઉષા આવે પુરી રંગો, વ્યોમયાને નવા નવા,
ઉગતી જીંદગી ટાણે, ઉષા જીવનની ઉગી. ૧.
ક્યા ઉંબર યૌવનને, ઉત્સાહ–ચેતને ભર્યા,
ડગલું માંડીને જોતો, સખીરી–પ્રાણ પેખવા. ૨.
પેખી પ્રાણ-સખી પ્યારી, પ્રેમ–સાગર ઉલટયા,
બીજા વર્ષે ઉષા ટાણે, બાળ નેએ હીંચાવતાં. ૩.

ઉપજાતિ:–

વર્ષો વીતેને વધતોજ બાળ,
બોલે મીઠી વાણી લવી રસાળ.
આનંદનો ઉર ઉદધિ ઉછાળે,
વિવિધરંગી તરંગ–છોળે.
દૂખે સુખે માતપિતા સુખાળે, ૪.

અનુષ્ટુપ:–

જુવાન નોકરી કર્તો, શેઠના દ્વારપાળની,
રૂપીઆ સાત માસાંતે, સુખ વૈભવના સ્હમા. ૫.
સાંજે બાળક બેસાડી, બાબાગાડી ધકેલતો,
સાથમાં પુત્ર પોતાનો, ચલાવીને લઈ જતો. ૬.
શેઠના પુત્રની સાથે, પોતાના પુત્રને જોવા,
ઇચ્છા ઘણા દિવસોની, ઉદ્દભવીને મરી જતી. ૭.

× × × ×

શેઠના પુત્રની સાથે, બેસાડયો નિજપુત્રને,
જોયું શેઠે થયો ગુસ્સે, નોકરીથી કર્યો દૂર. ૮.

મંદા–અનુ:–

ઇચ્છા પુરી થઇ નહિ ખરે, મનની મનમાં રહી,
શોચી રોઇ હૃદય દુખણું, ભાન ભૂલો થયો ઘેલો. ૯.

અનુષ્ટુપ:–

રસ્તે જાતાં બકે એતો, કોઈ ના ધ્યાન આપતું,
બાબાગાડી બાબાગાડી, લોક ગાંડો ગણી હસે ? ૧૦.

(અશ્વીન્દ)

# વેદનામય જીવન.

---

### શાર્દૂલવિક્રીડિત

વાયુએ વહી ના શકે કદિ અહીં ચાલી મજૂરો તણી,
ચારે મેર સડેલ ચીજ પડી છે દુર્ગંધ મારે ઘણી;
ત્યાં પ્હોંચે રવીએ નહીં મજુરની વસ્તી વસી જ્યાં રહી,
નર્કાગારની સાથ હોડ કરતી ચાલી મજુરો તણી.

આવું અશ્લિલ સ્થાન ભાસતું તહિં ખુરશી કુટી એક છે,
તેનું છાજ જણાય છિન્ન સઘળું, તૂટી ફૂટી છેક છે,
કામિનિ કૃપિતઙ્ગી બ્હાર નીકળી કુટી તણા દ્વાર છે,
ઉભી, કેશ કલાપ મુક્ત સઘળા, સંનિધમા બાળ છે.

એંચે બાળક કાલું કાલું લવતું, તોયે ન તે બોલતી,
ભૂલી દેહનું ભાન સાન સઘળું શા ફિકરમાં ડોલતી?
એ હેરાન બહુ નક્કી થતી હશે દારિદ્રય આ સ્થાન છે,
શાંતિ આ સમશાનમાં નવ નક્કી, ને સુખ એ સ્વપ્ન છે.

એને મુકી સુવાવડી પતિ મીલે ગ્યાને દિનો કૈં થયા
પાછો એ નવ આજ સુધી વળતો, શું એ બન્યો એહવા!
ચિંતા રહે મહિં રોજ બાપડી બળે શોકે દિનો છે વહ્યા,
શ્વાસોશ્વાસ પૂરા કરે, વિલપતી બાકી દિનો જે રહ્યા.

જોતી આમ હમેશ આવી ઉમરે એ વાટ સંધ્યા સમે,
ઉંચી હંસી સમી ગ્રીવા કરી અને, ચોદીશ આંખો ભમે,
જાણે વારિજ શ્વેત નાળ પંર ને, તુષાર રે મુખ છે,
જોતી વાટ અને નિરાશ થઈ ને રોતી પછી ખૂબ છે.

દુઃખે દેહ દળાય દૈવત ગયું છે દુબળી એ થઈ!
વૈદ્યોએ નવ શોધી રે! કંઇ દવા હૈયા તણાં દુઃખની!

સંધ્યાની સીટીઓ સહુ મીલ મહીં વાગી સરી એ ગઇ!
ને આશાય રમાડી દિલ રડતું નાસી પછી તે ગઈ!
ત્યાં આવી કરીંથી ઉભી રહી ગઇ કો 'કાર' કાળી અને,
તેમાંથી ઉતરી ડવાબમર કો પ્હોંચ્યું'જ પેલી કને.

"યંત્રે બેદરકારીથી રખડતાં કાયા છુંદાઇ ગઇ,
સુવાડી ઝટ મારી મોટર મહીં હોસ્પીટલે ગ્યો લઇ;
કીધા મેં ઉપકાર શકય સઘળા, પૈસા ઘણા વાપર્યા,
ગોઝારૂં કરી યંત્ર, એ જીવનની દોરી તૂટી છે ગઈ."

સંદેશો કહીને દયાળુ બનતાં એ નોટ ફેંકયા લીલા,
નાકે દાબી રૂમાલ મોટર મહીં બેસી વિદાય થયા.

માથે આભ તૂટી પડયું પળ મહીં, આંભી બની એ ગઇ,
આંખેથી વહી ચાલી નીર નદીઓ, ના નોટ સ્પર્શી શકી;
મારી હસ્ત લલાટ હાય! કહીને બેસી પડી ઉંબરે,
રે રે! દૈવ અભાગી દિલ અમથા બાળ્યા મહીં શું મળે?

દેખાયે નવ કોઇ ડાહ્યું જન છે દેવા દિલાસો કને!
દેશોયે નવ, ત્યાં જવા નથી મના, દીધે કહો શું વળે?
સુણીને કથની ફરી ફરી અને હૈયું વધારે બળે!
ઉંડો થાય ઉચાટ અંતર વિશે, આંખેથી આંસુ ઢળે!

રૂઝાયે નવ ઘા થયા જીગરમાં, કાળે વધે દુઃખ એ,
ન્હાના હોય તથાપિ ઔષધિ અરે! તેની કહીં ના મળે!
આજે યે નિત જેમ છે છલકતા રે પૂર અશ્રુ તણાં!
તેની યાદ અરે! સતાવી રહી છે ના દુઃખની કૈં મણા!

ઠોકે મસ્તક જોશથી કર મહીં ને સાળુના પાલવે,
લૂછે મુખડું મ્લાન, ધ્યાન ધરતી પ્રેમી તણું કૈં લવે!

## શિખરીણી

"વિના માળી વ્હાલા કયમ કરી ખીલે વેલ કુમળી!
ચકોરીના ઝુરે નવ યદિ મળે રાત ઉજળી?
વિંધાએલી હૈયે; કયમ જીગરના ઘાવ રૂઝશે!
કહો પૂજારિણી તમ વિણ સખા કેમ જીવશે?"

## મન્દાક્રાન્તા

"શું વાન્છીને વધુ સુખ સખા વેગળો તું ગયો છે?
કિન્તુ વ્હાલા તવ વિણ હવે પ્રાણ કંઠે રહ્યો છે.
વારી વ્હાલા શીતકર વિના તાપણીમાં તપું હું,
વીરા મૃત્યુ ઝટ કર હવે કાપણી કાપને તું!"

ઉપજાતિ

વિત્યા દિનો એ દંઇ બાદ તે છે,
ને પ્રેમીકા એ મરવા પડે છે!
એ બાળ જોતાં દિલડું દ્વે છે,
એ પ્રેમ-માયા મનમાં રહે છે!
'મામે પડ્યું' બાળક એક તેને
શક્તિ રહી ના પયપાન દેવા!
બીજી કુમારી રડતી ઉભી છે,
"બા! બા!" લવીને કંઇ અન્ન લેવા!
પંપાળવા માત ઇચ્છે છતાંયે,
શક્તિ રહી ના કરને હલાવા!
માયા છતાયે નયનો મીંચાયાં,
ચાલી રહી એ પરલોક જાવા!

* * * *

મન્ધાક્રાન્તા

એ બચ્ચાંઓ જનની જીવતાં યે હતા દુઃખિયાં ને,
હાવાં તો આ પૃથિવિ પર કૈં સ્થાન એ ના રહ્યું છે!
આશ્રમો છે બહુ બહુ અનાથાલયો એ ઘણાં છે,
કિન્તુ ચીઠી ધનિકની વિના કોણ ત્યાં આશરો દે?!

ચિનુભાઇ ડોકટર.

---

# રૂદન

દુઃખ દર્દભરી ચિસો સુણાય,
ઘોર આર્ત કરૂણ સંભળાય.

કંગાલ રીડો મચાવે,
કોણુ સીતમે બચાવે!
ધનિક ભૂખ્યા નચાવે. દુઃખ ૧.

રોટી નથી મારે ખાવા,
તેથી હાલ બન્યા આવા.
ક્રૂર ધનિકો લ્હાવા, દુઃખ ૨.

અંગ ઉઘાડે અમે ફરતાં,
કંઇક બીચારાં મરતાં.
કફન વગર ના બળતાં, દુઃખ ૩.

કંગાલ તણી આંખોમાંની,
સળગતી જ્વાળા ભાઇ.
ભસ્મ કરશે શ્રીમંતાઇ, દુઃખ ૪.

શાન્તિગૃહ
લાઠી. } ધૈર્યચંદ્ર બુદ્ધ.

'કંગાળોના ગિતો' નામક અપ્રસિદ્ધ કાવ્ય સંગ્રહમાંથી.
લેખક.



# વાયરા.

## હિંદને હિસાબે

આ થવા ખાતે બ્રિટિશ શાહિ પરિષદ ભરવાની દરખાસ્ત રજુ થઇ હતી તે વખતથી અમે એમ કહેતા આવ્યા છીએ કે અત્યારે જે ભયંકર આર્થિકમંદી જગતને ભીડાવી રહી છે તેમાંથી ઉગરી જવા માટે આંતરરાષ્ટ્રીય યોજનાઓ હવે ચોક્કસપણે પડતી મુકાઇ છે અને દુનીઆના સામ્રાજયવાદી દેશોએ પોતપોતાના સંસ્થાનો અને તાબેદાર પ્રજાઓને હિસાબે અને જોખમે આ મંદીમાંથી ઉગરી જવાનો નિશ્ચય કરી લીધો છે. આ માન્યતાને સબળ કરવા માટે દિવસોદિવસ વધુ અને વધુ પુરાવાઓ મળતા રહે છે. એવાં બે વધુ ઉદાહરણો હાલમાં ઉભાં થયાં છે, તેની નોંધ લેવાવી ઘટે છે.

થોડા વખત પહેલાં બ્રિટનની આમની સભામાં એક દરખાસ્ત રજુ થઇ હતી કે હિંદી રૂ ખરીદી તેમાંથી કાપડ બનાવી એ કાપડ લેંકેશાયરના મીલમાલેકો હિંદમાં વેચે એવું કરવાને માટે જે લોન ઉભી કરવી પડે તેના પર અઢી ટકા વ્યાજની ખાત્રી સરકાર આપે. બ્રિટનના વેપાર ખાતાંના મંત્રીએ એ જવાબદારી સ્વીકારવાની ખાસ ના પાડી. બીજી એક એવી માગણી હતી કે ઉપર પ્રમાણે બનાવવામાં આવતાં કાપડને લગતો માલ લાવવા લઇ જવા પર જે સ્ટીમરનું ભાડું ચડે તેમાં કંઇક છુટછાટ આપવી. આ દરખાસ્ત પણ બ્રિટનની સરકારે મંજુર નથી રાખી. આનો સીધો અર્થ એટલોજ થાય છે કે બ્રિટિશ સરકાર બ્રિટનના ઉદ્યોગોને બ્રિટિશ કર ભરનારને હિસાબે રક્ષણ આપવાને તૈયાર નથી. પણ પાળેલી–વફાદાર હિંદી સરકારની મદદથી બ્રિટિશ ઉદ્યોગોને સદ્ધર બનાવવા માગે છે. પોતેજ નીમેલ ટેરીફ બોર્ડના સર્વસંમત અભિપ્રાયને કોરાણે મુકીને અને દેશ આખાની વેપારી સંસ્થાઓના વિરોધની પરવા કર્યા વિના હિંદી સરકાર પેલા અળખામણા મોદી–લીઝ કરારોને મંજુરી આપવા માટે તત્પરતા દાખવે તેનો આજ અર્થ હોઇ શકે.

પરંતુ બ્રિટિશ દાનતનો એથીએ વધુ સારો પુરાવો તો હિંદમાં લોખંડના માલનાં વેંચાણ સંબંધે કેટલીક બ્રિટિશ પેઢીઓએ કરેલી માગણી પરથી મળી રહે છે. એ માગણી ટુંકામાં એવી છે કે હિંદની લોખંડી માલની જરૂરીઆતને તાતા કંપની જેટલા પ્રમાણમાં પહોંચી ન વળતી હોય તેટલું બ્રિટિશ માલને માટે અનામત રાખવું. આમ કરવાનું શક્ય બને એટલા માટે પરદેશોમાંથી

-આવતા લોઢાનાં માલ પર હજુએ વધારે આકરી જકાત નાખલી અને બ્રિટિશ માલ પરની જકાત તદ્દન કાઢી નાખવી. એ માગણી એથીએ આગળ વધીને કહે છે કે તાતાના માલ અને બ્રિટિશ પેઢીઓના માલનાં વેચાણમાં સરળતા થાય એટલા માટે હિંદી પ્રદેશના બે ભાગલા પાડી નાખવા.

હિંદને દર વર્ષે ૧૫ લાખ ટન લોખંડી માલ જોઇએ છે. તેમાંથી ૬ લાખ ટન તાતા કંપની—હિંદમાં લોખંડી માલ બનાવનારી એ એકજ કંપની છે—પુરો પાડે છે, ૯ લાખ ટન પરદેશોમાંથી આવે છે. આ નવે લાખનો ઇજારો બ્રિટનને જોઇએ છીએ. આ વધારાની માગમાંથી લડાઇ પહેલાં સાઠ ટકા બ્રિટન અને ૪૦ ટકા બીજા દેશો પુરી પાડતા. આજે બ્રિટન ૪૦ ટકા માલજ મોકલાવે છે કેમકે ઓટાવાની સગવડ હોવા છતાં બ્રિટન બીજા દેશો સાથે ભાવોની હરિફાઇમા ઉતરી શકે તેમ નથી.

એક દેશ પાસેથી ઉપર પ્રમાણેની બેશરમ અને અનૈતિક માગણી કરતો બીજા કોઇ દેશને કદિ સાંભળ્યો છે? અમે એમ માનીએ છીએ કે બ્રિટિશ શાહીવાદના ઇતિહાસમાં પણ આટલી નિર્લજ અને અકારણ માગણીનો આ પહેલોજ પ્રસંગ હશે. શા માટે એમ કહેવામાં નથી આવતું કે હિંદી સરકારે અમુક લાખ રૂપીઆ હિંદી પ્રજા પાસેથી ઉઘરાવી તે બ્રિટિશ ઉદ્યોગપતિઓને દર વર્ષે ભેટ આપવા! હિંદી પ્રજાએ આ અટકાવવા માટે હાલ હાથ ધરાય છે તેના કરતાં જુદા જ પ્રકારની રાજકીય ચાલબાજી હાથ ધરવાની જરૂર છે એ સત્ય સમજાવવાની જરૂર આથી કંઈ વધારે છે ખરી?

## અમદાવાદના મીલમાલેકો

આમદાવાદના કાપડ ઉદ્યોગમાં માલેકો અને કામદારો વચ્ચેનો સંબંધ દિવસે દિવસે વધારે કડવાશ ભરેલો બનતો જાય છે જે અળખામણી શરતો નીચે અમદાવાદ મીલ કામદારોનાં મહાજનને માલેકોનાં વફાદાર મંડળનો ઇલકાબ મળતો હતો તેજ શરતો પર આજે મીલમાલેકો કામદારોને હડતાલ પર જવાને પડકાર આપી રહ્યા છે. અને 'આ બધું' એટલા માટેજ થાય છે કે માલેકોને કામદારોના પગારોમાં કોઇ પણ હીસાબે કાપ મુકવાની તાલાવેલી લાગી છે. અમદાવાદના મીલમાલેકો ખોટમાં કામ કરે છે અને તેથી એ પગારકાપનો આશ્રય લેવાની તેમને ફરજ પડી છે એવું કશું જ નથી. ફકત મુંબાઈ અને અન્ય સ્થળોના મીલમાલેકોએ પગારકાપ કર્યા છે માટે તેઓએ પણ કરવા જોઇએ એજ માલેકોની દલીલ છે. જ્યારે ચોક્કસ બાબતોમાં માલેકો અને કામદારો વચ્ચે તકરાર ઉભી થાય ત્યારે તેનો નિવેડો લવાદથી કરવો એવો શીરસ્તો લાંબા વખતથી અમદાવાદના કાપડ ઉદ્યોગમાં ચાલ્યો આવે છે. પણ આજે માલેકો લવાદ પર વિશ્વાસ રાખવાને તૈયાર નથી કેમકે કામદારોનો પક્ષ મજબુત છે એમ તેઓને ખાત્રી છે.

આ સ્થિતિમાં અમદાવાદના કામદારો અને ખાસ કરીને ત્યાંનું મજૂરમહાજન માલેકોનો એ મનસ્વી પડકાર ઉપાડી લેવામાં પાછી પાની ન કરે એ ઇચ્છવા યોગ્ય છે. લવાદપંચ પાસેની કામદારોની માગણીનો સહાનુભૂતિભર્યો જવાબ મળે એવી આશા બહુ ઓછી છે. આ સ્થિતિમાં માલેકોના આડખ્યા હોવાનો અમદા-

ધાદની કેટલીક કામદાર સંસ્થાઓ પર આરોપ છે તે ભૂંસી નાખવાની સુંદર તક તેઓને સાંપડી છે. આશા રાખીએ કે એ સંસ્થાઓ પોતાનું નામ સાર્થક કરે. થોડા વખત પહેલાં મુંબઇ ખાતે મળેલી અખિલ હિંદ ગીરણી કામગાર પરિષદનો એમને ટેકો છે એ વાત તેઓ ન વીસરે

અમદાવાદમાં કામદારો અને માલેકો વચ્ચે જે 'મીઠો' સંબંધ ટકી રહ્યો છે તે કેટલેક અંશે ગાંધીજીના પ્રયત્નોને આભારી છે. આજે એ મીઠા સંબંધમાં કડવાશ ઉભી થવાનો પ્રસંગ ઉભો થયો છે એ વખતે ગાંધીજી કેમ ચુપ બેસી રહે છે એ સમજી શકાતું નથી. ઉપરાંત પોતાની હરેક મુશ્કેલી વખતે ગાંધીજીનું શરણુ શોધનાર મીલમાલેકો આજે શા માટે એમને એક બાજુ ખસેડી રહ્યા છે? એક જાણીતા કામદાર નેતાએ થોડા વખત પહેલાં અટકળ કરી હતી તેમ મીલમાલેકોને પચીસ ટકા મુકવો હોય, છતાં પાંત્રીસ ટકાની પ્રથમ વાત કરે અને પછી ગાંધીજીને વચ્ચે લાવી પચીસ ટકામાં પતાવટ કરે એવું તો કંઈ આ વખતે નથી થવાનુ ને? ગાંધીજી એમના એ માલેતુજાર મુરીદોની આ અકારણ દાદાગીરી સામે આ એક વધુ વખત પણ આંખમીચામણાં કરશે કે શું!

* * *

## કામ અગર રોટી

હિંદમાં સૌથી અગત્યનો અને એ સાથે જ ગુંચવણભર્યો વર્તમાન પ્રશ્ન બેકારીનો છે. હિંદી બેકારોના આંકડાઓ કરોડોમાં ગણાય છે અને એ સંખ્યામાં દરરોજ હજારો લોકોની ભરતી થતી જાય છે. જગત વ્યાપી આર્થિક-મંદીની હિંદને સખ્ત અસર પ્હોંચી છે. તેના એક પછી એક ઉદ્યોગ નફાલોભી મુડીવાદીઓને અંગે બંધ થતા જાય છે અને ઉદ્યોગોમાં કામ કરતા શ્રમજીવીઓને હજારોની સંખ્યામાં રસ્તા પર ફેંકી દેવાય છે. જમીન પર કામ કરતા શ્રમજીવીઓને પણ હવે બહુ ઓછાં પ્રમાણમાં કામ મળે છે. કરોડો બેકાર લોકો ભૂખે-દુઃખે અર્ધનગ્ન દશામાં દિવસો વ્યતિત કરીરહ્યા છે. આપઘાત, ભૂખમરા, ગુન્હા, દર્દ અને મૃત્યુનું પ્રમાણ એકદમ વધી જવા પામ્યું છે.

મુડીવાદીઓ આ સર્વ બેકારીનો ફાયદો ઉઠાવવા મથી રહ્યા છે, પગારકાપ, રેશનાલીઝેશન અને કાપકુપની પ્રથાથી દરરોજ તેઓ વિશેષ અને વિશેષ કામદારોને બેકાર બનાવે છે અને જ્યારે કામદારો એ પ્રથાનો વિરોધ દર્શાવવા હડતાલ પર જાય ત્યારે બેકાર બનેલા અને પેટપૂર્ણ અનાજ મેળવવા માટે કંઈ પણ કામ કરવાની ઇચ્છા રાખતા બેકારોને તેઓ કાળાં મેંઢાં (Black-legs) તરીકે રોકે છે અને આમ કરીને કામદારો પર વિજય મેળવે છે. બેકારોને રાજ્ય કે માલીકો તરફથી કંઇ પણ પ્રકારની રાહત મળતી નથી અને આમ દિવસે દિવસે હિંદી આમવર્ગનો વિશેષ અને વિશેષ ભાગ બેકારીનાં કરૂણ પરિણામોનો ભોગ બનતો જાય છે.

આમવર્ગની પરિસ્થિતિ સુધારવા માટે, મુડીવાદીઓનું વધતું જતું શોષણ અટકાવવા માટે અને કામદારોની લડત સફળ બનાવવા માટે બેકારોનાં સંગઠનની તાત્કાલિક જરૂર છે. ઠામ ઠામ બેકારોનાં સંઘો સ્થપાવા જોઇએ, તેમની સભાઓ ભરાવી જોઇએ, સરઘસો નીકળવાં જોઇએ અને તેમની માગણીઓ માટે હરેક પ્રકારે લડત ચલાવવી જોઇએ. બેકારોની માગણીમાં

(૧) કામ અગર રોટી.

(૨) રાજ્ય તથા માલીકોને ખર્ચે રાહત.

(૩) માલીકોને ખર્ચે બેકારીનો વિમો વિગેરે હોવી જોઇએ. આ માગણીઓ માત્ર અરજી કરવાથી જ મળે તેમ નથી. શ્રી. એન. એમ. જોશીની દરખાસ્તને વડી-ધારાસભામાં બહુમતિથી ઉડાડી દેવામાં આવી હતી એથી સાબીત થાય છે કે અરજી કરવાથી નહિ, પણ કાર્ય કરવાથી જ બેકારોની માગણીઓ મેળવી શકાય તેમ છે અને આ કાર્ય માત્ર બેકારોનાં સંગઠન કરી, બેકાર દિન પાળી તેમની સભાઓ અને જંગી સરઘસો કાઢીને જ ફળીભૂત કરી શકાય. આમ કરવા માટે કામદાર સંઘોએ હાલ જે ચળવળ ઉપાડી છે તે આવકાર લાયક છે.

* * *

## સોલાપુર મીલ હડતાળ.

જ્યારે બેકારીનો આ પ્રશ્ન દિવસે દિવસે વિશેષ ઉગ્ર સ્વરૂપ પકડતો જાય છે ત્યારે નફાલોભી મુડીવાદીઓ પગારકાપ, રેશનાલીઝેશન અને કાપકુપની પોતાની નાશકારક નીતિનો વિશેષ પ્રમાણમાં અમલ કરતા રહ્યા છે. છેલ્લા કેટલાએક દિવસોથી સોલાપુરમાં આશરે ૨૦,૦૦૦ કામદારો મીલ માલેકોની પગારકાપની નીતિના વિરોધ રૂપે હડતાલ પર ગયા છે. નવું વર્ષ શરૂ થતાં વેંત જ મીલમાલેકોએ કામદારોના પગારમાં સાડાબાર ટકા કાપ મુકવાની નોટીસ મુકી હતી અને તેથી કામદારોમાં અસંતોષ વ્યાપતાં સામાન્ય હડતાલ પાડીને પગારકાપનો વિરોધ કરવાની સુચના કરવામાં આવી હતી. આ સુચના અમલમાં મુકવાની યોજનાઓ હજુ તો ઘડાતી હતી તે દર્મિયાન જ બે કામદાર નેતાઓ મેસર્સ કરાડકર અને સાળે—ને રાજદ્રોહી ભાષણ કરવા માટે ગીરફતાર કરવામાં આવ્યા. એવી જ રીતે કામદારોમાં હડતાલનો વિશેષ પ્રચાર થતો અટકે એ માટે બીજા કાર્યકરોને ભાષણબંધીનો હુકમ કરતી નોટીસ પહોંચાડવામાં આવી હતી. તો પણ કામદારોએ મક્કમ રહીને બીજે દિવસે વિષ્ણુ મીલ તેમજ સોલાપુર 'એ' અને 'બી' મીલમાં હડતાલ આરંભી દીધી. તુરત જ બીજી મીલોના કામદારોએ આ હડતાલને વધાવી લીધી અને આજે કુલ્લે ૨૦,૦૦૦ જેટલા કામદારો હડતાલ પર છે. એ યાદ રાખવાનું છે કે આ આર્થિક-મંદીના વખતમાં પણ સોલાપુરની બધી મીલો નફાથી કામ કરે છે, પરંતુ વિશેષ નફો મેળવવાના મોહમા કામદારોની નિર્બળતાનો લાભ લઇને સોલાપુરના મીલમાલેકો કામદારો પર પગારકાપનું આક્રમણ કરી રહ્યા છે. હડતાલને અંગે તેઓ લોકઆઉટ જાહેર કરશે એમ બીક બતાવીને તેઓ ઓછા પગારે કામદારોને કામ પર ચડાવવ ઇરાદો રાખે છે પરંતુ કામદારો હવે એ યુક્તિ સમજી ગયા છે. લોકઆઉટની ધમકીથી તેઓ પોતાની લડત પડતી મુકે તેમ નથી. મીલમાલેકો કામદારોની માગણીઓને દાદ ન આપતાં પોતાની ધમકીને કાર્યમાં મુકશે તો ઉદ્યોગોની પાયમાલીને માટે પોતેજ જવાબદાર રહેશે. વધુમાં દેશમાં વિશેષ બેકારો ઉત્પન્ન થશે અને બેકારોની ફોજથી દેશ અને સમાજને જે કંઇ સહન કરવું પડશે તે સૌ માટે પણ આવા સ્વાર્થાંધ મુડીવાદીઓજ જવાબદાર ગણાશે.

* * *

## કોન્ગ્રેસનો સમાજવાદી પક્ષ.

શ્રી. પુરૂષોત્તમદાસ ત્રીકમદાસ અને મુંબાઇના બીજા જાણીતા આગેવાનોએ કોન્ગ્રેસના એક સમાજવાદી પક્ષની સ્થાપના કરી છે અને એ પક્ષના

ઉદ્દેશો અને આદર્શોને રજુ કરતું એક નિવેદન બહાર પાડયું છે. એ નિવેદન પર નજર નાખી જતાં સંતોષ અને અફસોસ બન્ને થાય છે. સંતોષ એટલા પુરતો કે સમાજવાદ આખાં જગતની જનતાનું ભાવિ નિર્માણ છે એવી અમારી લાંબા વખતની માન્યતાને ટેકો આપવા માટે વધુ અને કોન્ગ્રેસમેનો બહાર પડતા જાય છે. અફસોસ એટલા પુરતો કે સામાન્ય કાર્યક્રમ અમલમાં મુકતી વખતે અસામાન્ય વ્યવહારૂ ચીવટાઈ દાખવનાર આના આ કોન્ગ્રેસમેનો સમાજવાદી કાર્યક્રમની હિમાયત કરવા જતાં છેકજ અવ્યવહારૂ બની જાય છે. એક આદર્શ તરીકે તેઓ જે કહે છે તેનો વિરોધ કરવાનું કાંઈ પણ સમજુ માણસ માટે શકય નથી. પણ એ આદર્શને હિન્દી ચાલુ વસ્તુસ્થિતિમાં કારગત નીવડે એવા કયા માર્ગોથી સિદ્ધ કરવો તે આ મહાસભાવાદીઓ બતાવી શકતા નથી. આ સ્થિતિમાં હિન્દના અનેક સામ્યવાદી અને કામદાર પક્ષો કરતાં જૂદી કક્ષામાં આ કાર્યક્રમને મુકવાનું મુશ્કેલ થઈ પડે તેવું છે. હિન્દનો તાત્કાલિક જરૂરીઆતનો પ્રશ્ન સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો છે. એ મેળવ્યા પછી નવી સમાજ વ્યવસ્થા કયાં ધોરણ પર કરવી એ લોકપ્રતિનિધિ સભાઓજ નક્કી કરવાનું રહેશે. તે વખતે ચોક્કસ પ્રકારની સમાજ વ્યવસ્થા માટે આગ્રહ ધરાવે એવો મજબૂત પક્ષ હોય એ ઇચ્છવા યોગ્ય છે પણ હાલ તો એવા કોઈ પણ પક્ષે સંપૂર્ણ સ્વતંત્રતાની પ્રાપ્તિ પર જ સઘળું ધ્યાન કેન્દ્રિત કરવાની જરૂર છે. આ કાર્યને માટે જે સામુદાયિક સંગઠન જોઇએ તે કરવા માટે સરસમાં સરસ ઉપાય સુચવીને અમલમાં મુકી શકે તેજ દેશને માટે વધારેમાં વધારે ઉપકારક બની શકે તેમ છે. આ વસ્તુ આ નવો કોન્ગ્રેસ સમાજવાદી પક્ષ ધ્યાનમાં રાખશે તો તે પોતાનું બળ જમાવી અને વધારી શકશે. નહિં તો ઉભા થઇને આથમી જતા બીજા અનેક સામ્ય કે સમાજવાદી પક્ષની જે દશા થાય છે તેજ આ પક્ષની થશે એમ ભય ધરાવવાને કારણ છે. આ સબંધમાં 'નવયુગ' ના છેલ્લા અંકમાં 'એક મહાસભાવાદી' એ રજુ કરેલી વ્યવહારૂ યોજના તરફ આ નવા પક્ષના સ્થાપકોનું ધ્યાન ખેંચ્યા સિવાય અમે રહી શકતા નથી.

# પસાર થતા માસનું રાજકારણ



વિવસ્વત્

**અવશપણે તણાતાં—**

છેલ્લા માસનાં હિંદી રાજકારણ તરફ નજર નાખી જતાં એક સંસ્કારયમન પર દ્દઢ થયા વિના રહે તેમ નથી અને તે એ કે પ્રજાપક્ષની રાજકીય પ્રવૃત્તિ નદીના પ્રબળ પ્રવાહમાં લાકડું જેમ તણાયે જતું હોય તેમ અવશ રીતે સંયોગોના પ્રવાહમાં તણાયે જાય છે. આમ થવાનું મુખ્ય કારણ સ્પષ્ટ છે. દેશની એકજ મહાન રાજકીય સંસ્થા કોંગ્રેસે એવી રીતે તણાવાનું પસંદ કર્યું છે એના માનનીય આગેવાનોમાંના ઘણા ખરા જેલ બહાર હોવા છતાં સહુ ઇરાદાપૂર્વક આડ પ્રવૃત્તિનો આશ્રય લઈ રહ્યા છે. અને અત્યારની એ પરિસ્થિતિ તરફ પોતાનો ભારોભાર અસંતોષ હોવા છતાં કોંગ્રેસના નાના આગેવાનો અને સામાન્ય અનુયાયીઓએ અવશતાણ—Drift—અટકાવવાને કંઇક રચનાત્મક પગલાં લેવાને બદલે સંયોગોને પોતાનો માર્ગ લેવા દેવાનો જાણે નિશ્ચય કરી બેઠા છે.

આ સ્થિતિનું કારણ એ નથી કે અત્યારની અવદશાને અટકાવી સંયોગ પ્રવાહને ધારી દિશામાં વાળવા માટે જરૂરી ઉપાય ક્યાંયથી સુજતો નથી. ખરું જોતાં અક્કર માર્ગોનું સુચન અનેક દિશાએથી થઇ રહ્યું છે. પણ દશા એ છે કે માનીતા આગેવાનોમાં પોતે જે માર્ગ ન સુચવ્યો હોય તે ગમે તેટલો હિતાવહ હોય તો પણ તેનું અનુસરણ કરવા પુરતો અહંતાનો ત્યાગ કરવાની નૈતિક હિંમત નથી, જ્યારે કેવળ સૈનિક વૃત્તિ કેળવી બેઠેલા નાના આગેવાનો અને કાર્યકરો, નેતા વિના પોતાનાથી કંઇજ થઇ શકે એમ માનવાની હિંમત દાખવતા નથી. જે સાચાં લોકશાસનની પ્રાપ્તિ માટે દેશની રાજકીય પ્રવૃત્તિ અત્યાર સુધી ચલાવવામાં આવી છે, તે આ જાતની મનોદશા ધરાવનાર લોકો કદિ મેળવી શકે નહિ એવું કેટલાયે પક્ષો તરફથી કહેવામાં આવે છે અને આ સ્થિતિની અસર એ 'સૈનિકો' પર કંઇજ થતી નથી. પંડીત જવાહરલાલ નહેરૂ જેલની બહાર હતા ત્યાં સુધીમાં બીજું કંઇ નહિ તો પોતાનાં ભાષણો અને લખાણો મારફત વાતાવરણને ગરમ અને સજીવ રાખવાની ગરજ તેઓ સારતા હતા. એ સજીવતા વધુ વખત રહેવા પામી હોત તો અત્યારની અવદશા નિવારવાના જે નવા ઉપાયો અત્યારે સુચવાઇ રહ્યા છે તે હાથ ધરવાને કેટલાક માણસો વ્હેલા મોડા બહાર

# ફેસીસ્ટોની રાજ્યભાવના

ફેસીઝમ શું છે એવી જાતનો વિચાર આજે રાજકારણમાં રસ લઇ રહેલ દરેક માણસનાં મનમાં ઉદ્‌ભવતો હશે. ફેસીઝમના પિતા સીનોર મુસોલીનીના એક લેખ પરથી એ પ્રશ્નનો જવાબ ટુંકામાં આપવાનું શક્ય બન્યું છે. ફેસીસ્ટનાં ટુંકા તત્વજ્ઞાનથી શરૂ કરી તેમની રાજ્યભાવના અને શ્રધ્ધા સારરૂપે આપી દેવાનો આશય અહિં રખાયો છે.

"સ્વસ્તિ સામ્રાજ્યં, ભૌજ્યં સ્વારાજ્યં, વૈરાજ્યં" એ શબ્દોમાં પુરાણકાલના હિન્દીઓ પોતાની રાજ્યભાવના ગાતા: કંઇક એના જેવીજ ફેસીસ્ટોની આ રાજ્યભાવના જરા સમજી લેવા જેવી છે.

* *

ફેસીસ્ટો માને છે કે કોઇ પણ સિદ્ધાંત છેકજ નવાં સ્વરૂપમાં નથી જન્મતા. ભુતકાળનાં રૂણથી તે છેકજ મુકત નથીજ હોઇ શકતો. સંપુર્ણ નવીનતાનો દાવો કોઇ સિધ્ધાંત કરી શકેજ નહિં. તે જુના સિધ્ધાંતોમાંથીજ ફુટી નીકળે–બીજમાંથી છોડ ફુટી નીકળવાને ન્યાયે–અને ભાવિ સિધ્ધાંતોની ભુમીકાની ગરજ સારે. આ રીતે માર્કસનો શાસ્ત્રીય સમાજવાદ ફુરીઅર, ઓવેન્સ અને સેંટસાયમનના તરંગી સમાજવાદનો વારસ છે. આજ રીતે અઢારમી સદીના ઉદારમતવાદને સત્તરમી સદીના પ્રગતિશીલ વીચારો સાથે સીધો સંબંધ છે, અને લોકશાસનના સિધ્ધાંતો ફ્રેંચ એન્સાઇકલોપીડીસ્ટોનાં બાળકો છે. દરેક સિદ્ધાંતનો આશય માનવપ્રવૃત્તિને ચોકકસ ધ્યેય તરફ વાળવાનો હોય છે, પરંતુ માણસોની પ્રવૃત્તિ પણ સિધ્ધાંત પર પ્રત્યાઘાત કરે છે, એમ કરીને તેનું સ્વરૂપ બદલાવી નાખે છે, નવી જરૂરીઆતોને અનુરૂપ તેને બનાવી દે છે અને જરૂર પડયે તેની જગ્યાએ કોઇ નવા સિધ્ધાંતને ગોઠવે છે. આ પરથી એટલું ફલીત થાય છે કે કોઇ સિધ્ધાંત માત્ર શબ્દોનો ભારોજ નથી પણ સજીવ પ્રવૃત્તિ છે. આ સત્ય ધ્યાનમાં લેતાં એ સમજાઇ જશે કે ફેસીઝમની મહત્તા એ છે કે એ વ્યવહારૂ છે–પરિણામવાદી છે, પરંતુ તે સાથેજ તેનામાં જીજીવીષા–જીવવાની પ્રબળ ઇચ્છા Will-to-live અને વીજી-

લેખક:—
વિવસ્વત્

ગીપા–જીતવાની ઇચ્છા–Will-to-power બંને છે અને પ્રજાની બુધ્ધિમત્તાએ જે વિજયો પ્રાપ્ત કર્યા હોય છે તેનો વારસો ભાવિ પ્રજાને પહોંચતો કરે છે. તે પ્રજાને અસંસ્કૃત ટોળાં –tribes–નાં જીવનમાંથી માનવ સન્તાનાં ઉચ્ચમાં ઉચ્ચ સ્વરૂપ સામ્રાજ્ય ભાવના તરફ લઇ જાય છે. રાજ્યના કાયદાઓને વફાદારીપુર્વક પાળતાં રાજ્યનાં રક્ષણ ખાતર જેમણે પ્રાણ સમર્પણ કર્યાં હોય, જેમણે તેના પ્રદેશો વીસ્તાર્યાં હોય, જેમણે વિજ્ઞાન અને કલાની મશાલથી રાજ્યની કીર્તિ ઉજાળી હોય એવા નરવીરોનાં પુનીત સ્મરણોને સાંચવી રાખી ભાવી પ્રજાને પ્રેરણા આપવા માટે તેની ભેટ ધરે છે. જ્યારે આ પ્રકારની રાજ્ય ભાવના વીસરાય છે, જ્યારે વ્યક્તીઓ અથવા સમુહો રાજ્યથી પર બને છે અને રાજ્ય વીખરાવા માંડે છે ત્યારે પ્રજાની પડતી થાય છે."

* * *

**૧૯૨૯ થી આજ** સુધીમાં જે રાજકીય અને આર્થિક વીકાસ સધાયો છે તેણે એ સિધ્ધાંતની યથાર્થતા પુરવાર કરી આપી છે. સુડીવાદના જે નારકી–સ્પષ્ટ અને ધ્યાન ખેંચનારા–વિરોધો છે તેનો નીવેડો આણનારૂં એકજ બળ રાજ્ય છે; અને 'આર્થિક મંદી'ને નીવારવા માટે પણ આ પ્રકારનાં જુદાં જુદાં રાજ્યોની મસલતજ ફતેહમંદ નીવડશે. ક્યાં છે આજે એ સેંટ સામમનનો ઓળો જેણે ઉદારમતવાદનાં પ્રભાતમાં પોકાર્યું હતું કે "રાજ્યે પોતાને બીન ઉપયોગી બનાવવાને મથવું જોઇએ અને આખરે પોતાનો નાશ થાય એવી તજવીજ કરવી જોઇએ." અથવા ક્યાં છે એ મેકકુલોહ કે જેણે છેલ્લી સદીના પાછલા ભાગમાં પુકારેલું કે "રાજ્યે વધુ પડતી સત્તા ચલાવવા સામે સંભાળ રાખવી જોઇએ." અથવા જ્યારે આજે આર્થિક પ્રશ્નોમાં રાજ્યની વધુ અને વધુ દખલગીરી માગી લેવામાં આવે છે ત્યારે ઉદ્યોગોએ રાજ્યને પોતાથી અળગું રહેવાનુંજ કહેવું જોઇએ એવી શીખામણ આપનાર બેન્થામ શું કહેશે? એ સાચું છે કે ઉદારમતવાદી અર્થશાસ્ત્રીઓની પાછલી પેઢી આ બાબતમાં વધારે સંયમી બની હતી અને એકમ–સ્મીથે રાજ્યને આર્થિક બાબતોમાં પાછલે બારણેથી પ્રવેશ કરવાની સગવડ કરી આપી હતી. પણ ઉદારમતવાદ એટલે વ્યક્તિવાદ અને ફેસીઝમ એટલે રાજ્યવાદ, એવું કહેનારો કોઇ પાકયો હતો ખરો? છતાં ફેસીસ્ટ રાજ્યભાવના અનોખીજ છે, એ નવુંજ સત્ય છે. એ પ્રત્યાઘાતી નહિ પણ ક્રાંતિકારી છે; કારણકે જે રાજકીય સમસ્યાઓનો ઉકેલ બીજા દેશોમાં પાર્લામેંટના પક્ષોની ખુબજ ધમાલ પછી થાય છે તેને ફેસીસ્ટ રાજ્ય ઉગતીજ ડામે છે અને આર્થિક સમસ્યાઓનો ઉકેલ તે ઉદ્યોગના સ્વામીઓ અને કામદારોની સીન્ડીકેટો ઉભી કરીને આણે છે. નૈતિક ક્ષેત્રની અંદર પ્રજાનો જે નિશ્ચિત નૈતિક કાયદો હોય તેની સામે નમવાની અને તેને વશવર્તી બનવાની તે સહુ કોઇને ફરજ પાડે છે. ફેસીઝમ રાજ્યને એકતાનતાવાળી અને પ્રાણવાન સંસ્થા બનાવવા માગે છે અને તે સાથેજ તે વિશાળ લોકસમુદાયનો ટેકો મેળવવાની દરકાર રાખે છે. ફેસીસ્ટ રાજ્યે પોતાની કારવાહીમાં પ્રજાની આર્થિક પ્રવૃત્તિઓને પણ અપનાવેલ છે અને સામાજીક અને શિક્ષણવિષયક

સંઘો–corporations–ની મારફતે અને એ સંસ્થાઓની વ્યાપક વગનો લાભ લઇ તે પ્રજાનાં એક એક બળો–રાજકીય, આર્થીક, સામાજીક અને આધ્યાત્મિક બળો–ને પોતાની અસર નીચે આણે છે. જે રાજ્ય લાખો વ્યકિતઓ કે, જેઓને એ રાજ્યની સત્તાનો પુરતો ખ્યાલ છે અને જેઓ તેની સેવા કરવાને હરઘડીએ તૈયાર છે તેમની મદદ પર મુસ્તાક રહે છે તે મધ્ય યુગના ઠાકોરોની જુલ્મજહાંગીરીવાળાં કે રાજાઓની આપઅખત્યારીવાળાં રાજ્ય કરતાં તદ્દન નીરાળું જ છે. ફેસીસ્ટ રાજ્યમાં વ્યકિત નકામી નથી બની જતી પણ તેની શકિત વધે છે—જેમ લશ્કર જગતમાં હિંસા–બળ–નું જે અયુક્ત તત્વ છે તેનો સામનો કરવાની સબળ શકતી છે.

* * *

ફેસીઝમનો પાયો તેની રાજ્ય-State ભાવના, તેનું સ્વરૂપ, તેનાં ધ્યેયમાં રહેલો છે. ફેસીઝમ રાજ્યને એક આત્મપૂર્ણ સત્વ માને છે. અને તેની અપેક્ષાએ વ્યકિતઓ અને સંઘો આપેક્ષીક–relative–સત્યો છે. ઉદાર મતવાદની ભાવના પ્રમાણે રાજ્ય એક નિયમન કરતું, પ્રજાનાં ભૌતીક અને આધ્યાત્મિક તત્વોનાં વિકાસ અને ક્રીડાને દોરવણી આપતું સામુદાયિક સત્વ નથી પણ પરિણામોની નોંધ લેવાતું કાર્ય બજાવતી સંસ્થા છે. જ્યારે ફેસીસ્ટોને મનથી રાજ્ય એક સજીવ, ઇચ્છાશકિત અને વ્યકિત ત્વ ધરાવતું સત્વ છે–આ રીતે એને "ૠત"–નીતિમાન–રાજ્ય કહી શકાય. ૧૯૨૯ માં ફેસીસ્ટ કારભારની પ્રથમ પંચવાર્ષિક બેઠક મળી ત્યારે મેં કહેલું.

"અમારે ફેસીસ્ટોને મનથી, રાજ્ય માત્ર શહેરીઓની રક્ષા કરવાનાં એકજ કામમાં રોકાએલ રક્ષકજ માત્ર નથી તેમજ જીવનમાં શાંતિ અને સુખ સગવડ રહે, એટલા પુરતીજ દરકાર રાખનાર ભૌતિક વ્યવસ્થા સંઘજ નથી. કેમકે એ કાર્ય બજાવવા માટે તો એક વહીવટી સમીતિ પણ બસ થઇ પડે તેમ છે. તેમજ વ્યકિતઓ તેમજ સમગ્ર પ્રજાના અટપટા ભૌતિક વ્યવહારોથી તદ્દન અલીપ્ત એવી માત્ર રાજકીય સંસ્થા પણ નથી. ફેસીઝમની રાજ્યભાવના એવી છે કે એ એક આધ્યાત્મિક અને નૈતિક સત્ય છે કારણ કે પ્રજા પર તેનું રાજકીય, આર્થિક અને વહિવટી આધિપત્ય એ નકકર સત્ય છે. આ જાતનાં મંડળનાં મુળ અને વિકાસ પ્રજાની–આત્માની–ભાવનાનાં પ્રકટીકરણ માંજ હોય. રાજ્ય પ્રજાની આંતરીક અને બાહ્ય સલામતીનું રક્ષક છે; પણ તે સાથેજ તે સદીઓ થયાં ધર્મ, રિવાજો અને ભાષા મારફતે પ્રજાએ જે સામુદાયીક ભાવનાને સર્જી છે તેનું પાલક અને પોષક પણ છે. અને રાજ્ય માત્ર વર્તમાનની સજીવ વાસ્તવિકતાજ નથી; તે ભુતકાળ અને ખાસ કરીને ભાવિની સાથે સંકળાએલ છે. આ રીતે એ વ્યકિતના ટુંક જીવનથી પર છે––transcends–અને પ્રજાની પ્રતી હાસસિધ્ધ ભાવનાનું પ્રતિનિધિ છે. રાજ્યનાં સ્વરૂપ ભલે બદલાય પરંતુ એ સ્વરૂપો માટેની જરૂરીઆત શાશ્વત–કાયમી છે. રાજ્યજ લોકોને શહેરી જીવનનું શિક્ષણ આપે છે. તેઓના જીવન સંદેશનું તેમને ભાન કરાવે છે અને તેઓમાં એકતાનતા આણે છે. ન્યાયનાં સાધનથી તે તેઓના વિવિધ સ્વાર્થોમાં સુસંવાદીતાનો સંચાર કરે છે અને વીજ્ઞાન, કલા, કાયદા અને માનવએકતાના પ્રદેશમાં

માં ભરતી થતાં સોલ્જરની શકિત વધે તેમ ફેસીસ્ટ રાજ્ય પ્રજાને વ્યવસ્થીત બ નાવે છે પણ વ્યકિતને માટે સારાં પ્રમા ણમાં સ્વતંત્રતા રહેવા દે છે. વ્યકિતની નીરૂપયોગી અને કદાચ નુકશાનકારક સ્વતંત્રતા ઝુંટવાઇ જાય છે, પણ તેની જરૂરી સ્વતંત્રતા તો આબાદ રહે છેજ; આ બાબતમાં આખરી નિર્ણય માત્ર રાજ્યના હાથમાંજ રહે છે

* * *

ફેસીસ્ટ રાજ્ય વીજી ગીષા અને વહિવટ કરવાની ઇચ્છાનું મુર્તસ્વરૂપ છે. રોમન ભાવના બળ અને પ્રવૃત્તિના આદર્શરૂપ છે. ફેસીસ્ટોના મત પ્રમાણે સરકારતંત્ર પ્રદેશ કે લશ્કરી સત્તાનો નહિ પણ નીતિ અને ભાવનાનો વીષય છે. ભાવનાની દ્દષ્ટિએ એ એક સામ્રાજ્ય છે. એટલે કે એકવાર જેટલી જમીન જીતવાની જરૂરી યાત જોયા વીના તે પ્રજા બીજી પ્રજા- ઓને સીધી અને આડકરી રીતે પ્રેરણા અને નેતૃત્વ પુરૂં પાડે. ફેસીસ્ટોને મનથી સામ્રાજ્ય–એટલે કે પ્રજાનો વિકાસ તેની અંતર્ગત પ્રાણુશકિતનું પ્રગટ ચીન્હ છે. જે પ્રજા જાગૃત હોય અથવા અમુક વખત અધોગતિનો અનુભવ કર્યા પછી ફરી જાગૃત થતી હોય એ હમેશાં સામ્રાજ્યવાદીજ હોય. એ વાદનો ત્યાગ કરવો એ પડતી અને નાશની નિશાની છે. ઇટાલી જેવા દેશની પ્રજાની ભાવનાને મુર્તસ્વરૂપ ફેસીઝમનો સિધ્ધાંતજ આપી શકે. પણ સામ્રાજ્ય ભાવના શીસ્ત, એકતાનતા, ફરજ અને આત્મસમર્પણની શકતીએ માગી લે છે આ વસ્તુજ ફેસી સ્ટ રાજ્યનું અત્યારનાં સ્વરૂપનો અને જે લોકો ઓગણીસમી સદીની સડેલી માન્ય તાઓ કે જેનો દરેક પ્રાણુવાન પ્રજાએ પરિહાર કર્યો છે તેને આગળ ધરીને રાજ્યનો વીરોધ કરનારાઓ તરફની સખ તાઇનો પુરતો ખુલાસો આપવાને બસ છે.

* * *

દરેક યુગને પોતાના કેટલાક લાક્ષણીક સિધ્ધાંતો હોય છે. એવાં એક હજાર સુ ચક ચિન્હો આજે નજરે પડે છે કે જે એમ બતાવી આપે છે કે ફેસીઝમ આ યુગનો યુગસિધ્ધાંત થવાને નીમાએલ છે. કારણ કે સિધ્ધાંત તેજ સાચો કે જે પ્રાણુવાન હોય. તો ફેસીઝમ આ પ્રકારની સજીવ શ્રધ્ધા સર્જવાને શકિતમાન થયે લ છે, અને આ શ્રધ્ધા અચળ અને અખુટ છે એ માન્યતા તેની ખાતર અ પાર યાતનાઓ સહન કરનાર અનેક મા નવીઓએ પુરવાર કરી આપી છે. આ રીતે ફેસીઝમમાં જગતના જે સર્વ સિ ધ્ધાંતો માનવ ઇતીહાસની કક્ષાનાં સીમા ચીન્હો બન્યાં છે તેઓનું વિશ્વ વ્યાપક તત્વ સમાએલું છે.

# બાલ્યવયની એક વાત

ટુંકી વાર્તા

લેખક :
સુદર્શન

અફસોસ! બાલ્યવયનાં એ સંસ્મરણોથી હું ઘેલો બની જાઉં છું—એ જીવન, એ ઉલ્લાસ, એ નિશ્ચિન્તતા, એ રમતગમતનો આનંદ, આજેયે મ્હારી આંખોના પડદા ઉપર નૃત્ય કરી રહ્યાં છે. કેવો અદ્‌ભુત સમય હતો!...ઓહ! તે કેટલો જલ્દી વીતી ગયો! જાણે એ સર્વ કાલે જ બની ગયું હોયને! આટલાં વર્ષોમા દુનિયા ક્યાંથી ક્યાં ચાલી ગઈ છે? પણ એ સમય હવે પાછો ક્યાંથી આવી શકે તેમ હતો? ચિત્રપટના ન્હાના ન્હાના ચિત્રોની માફક એનાં તમામ દૃશ્યો મ્હારી આંખ સ્હામે તરવરે છે. મ્હારા મેલા કપડા! મેલા હાથ! શાહીના ડાઘાવાળા લુગડા! મ્હોટા મ્હોટા અક્ષરોવાળી ચોપડીઓ, પીપરમેરાનો સ્વાદ, એ સર્વ હજી ભૂલાય તેમ નથી! એ દિવસોમા એક પૈસો મળવાથી જે આનંદ ઉત્પન્ન થતો હતો તે આનંદ આજે સેંકડો રૂપીયાથી મળી

શકતો નથી. આજે તો એ આંખો જ ક્યાં છે ?

અમે બે ભાઇ હતા; હું અને ચારૂ ! એક બ્હેન હતી, હું એ બધામાં સહુથી ન્હાનો હતો. એટલે અમ્હારાં માબાપ મ્હારી ઉપર વધારે પ્યાર કરતાં હતાં. અને મ્હારી બાનાં તો મ્હારી ઉપર વધારે માયા અને મમતા હતાં. હું જે વસ્તુ માંગુ તે મ્હને મળ્યા વિના રહેતી નહિ. ઘરમાં ફળ કે મીઠાઇ આવે તો વધારે ભાગ મ્હને મળતો. નવાં કપડાં સીવડાવતી વેળાએ વધારે કપડાં મ્હને મળતાં. આ પક્ષપાત મ્હારા ભાઇ અને બ્હેને માટે અસહ્ય હતો. એથી તેઓ બહુ ખીજાતાં હતાં, પરંતુ એથી કૈં મ્હારૂં બગડતું ન્હોતું. મા તો હમેશા મ્હારો પક્ષ લેતી હતી. એ મ્હારી બા આજે આ દુનિયામાં નથી ! એનો વાત્સલ્ય ભર્યો ચ્હેરો આજે યે મ્હારા હૃદય-પટ પર સ્મિત કર્યા કરે છે. મ્હારા બાપુજી શહેરમાં સરકારી નોકર હતા. એટલે તેઓને ત્યાંજ રહેવું પડતું હતું. પણ મ્હારી બાનું સ્નેહ-અમૃત, પિતાના પ્રેમ-અભાવની પૂર્તિ કરી દેતું હતું. આજેજ ખબર પડે છે કે મા દુનિયામાં કેવી પ્યારી ! કેવી મીઠી વસ્તુ છે !

એ તો જાણે કાલ ! એક વખત મ્હારી બા કોઇ કામને લીધે બહારે ગઇ હતી અને મ્હને મારી બ્હેનની પાસે મૂકી ગઇ હતી...આ પહેલો જ અવસર હતો કે જ્યારે તેણે મારી તરફ 'અન્યાય' કર્યો હતો. જતી વખતે તેણે મ્હારાં માથા ઉપર પ્રેમથી હાથ ફેરવ્યો હતો. ત્યારે મારી આંખમાં આંસુ આવી ગયાં-હું રીસાયો-"હું ત્હારી સાથે કોઇ દી' નહિ બોલું-પાછી આવીશ ત્યારે યે નહિ બોલું !"

માનાં મુખ ઉપર સ્મિત ફરક્યું, તેણે મ્હારી તરફ પ્રેમભરી અમી દષ્ટિએ જોયું. એ જ્યાં સુધી મ્હારી દષ્ટિ મર્યાદાની બહાર ગઇ ત્યાં સુધી મ્હેં ત્હેની તરફ જોયા કર્યું-હું ધ્રુસ્કા ભરતો હતો. પછી બ્હેને મારા હાથ પકડી લીધા. હું મ્હારી બાની પાછળ જવા માગતો હતો. મ્હેં એની આંગળીઓને દાંત વડે કરડી ખાવા બટકું ભર્યું-પણ ત્હેણે મારા હાથ છોડયા નહિ. મા ગઇ !

હું ઉદાસ રહેવા લાગ્યો ! એ વખતે મ્હારી ઉમર બાર વર્ષની હતી-આ પ્રસંગની અગાઉ હું કદાપિ પણ માથી જુદો પડયો ન્હોતો. મને કદિયે એવી કલ્પના પણ ન્હોતી કે તે મ્હને બ્હેનને હવાલે સોંપી એ એકલી ચાલી જશે. મ્હારા હૃદયમાં કૈં ને કૈં થવા લાગ્યું. જાણે તે પાછી ન આવવાની હોયને એવી રીતે હું અધીરો અને વિહ્વળ બની ગયો.

ચારૂ તો રમવા કુદવામાં મસ્ત રહેતો હતો. પણ બ્હેન તો હંમેશ મ્હારી જ ચિન્તા કરતી હતી. જે પૈસા ત્હેને પોતાને માટે મળતા તેમાંથી તે મ્હને ખાવાનું લઈ આપતી. મ્હને હસતો કુદતો જોઇ તે આનંદ પામતી. નિશાળેથી પાછા આવવાનો સમય થતાં તે દરવાજા આગળ મ્હારી રાહ જોતી ઉભી રહેતી. રાતના તે મ્હને જમાડીને પોતાની સાથે-પાસે જ સુવાડતી. અને જ્યાંસુધી અમે બન્ને ભાઇ નિદ્રાધીન ન થતા ત્યાં સુધી તે "સોના પરી", "ફુલ કુમારી" વિગેરે પરીઓની વાર્તાઓ કહેતી. જાણે મારી માનો આત્માજ બ્હેનમાં હોયને !

* * *

આને પાંચ દિવસ હસવા કુદવામાં પસાર થઇ ગયા. છઠે દિવસે હું નિશાળે

જવા રવાના થતો હતો ત્યાં તો એક બાંકડા ઉપર પડેલા એક રૂપિયાના સિક્કા ઉપર મ્હારી નજર પડી. મને થયું કે એ રૂપીયો મ્હને મળી જાય તો ?–બધાને મીઠાઇ ખવડાવું !–મોજ કરાવું ! બધાને પીપરમીટની લ્હેંચણી કરૂં. મ્હારૂં દિલ ધડકતું હતું !

પણ એકાએક મને વિચાર આવ્યો કે એ તો ચોરી કહેવાય !...અને આ ચોરી પકડાય તો ? મને માર પડે !...બહુ જ કપરી શિક્ષા વેઠવી પડે !.....હું કંપી ઉઠયો ! મ્હારી આંખો એ રૂપિયા પરથી ઉઠાવી લીધી. છતાંયે મ્હારી આંખો ફરી ત્યાં પડી. પીપરમીટ, રંગની ડબ્બી, પેન્સીલો ચોપડીઓ વીગેરે ખરીદવાની ઇચ્છા થઇ આવી ! એ બધી વસ્તુઓ મ્હારી સ્હામે આવીને ખડી થઇ ગઇ અને મ્હને બોલાવવા લાગી. હું ચાલ્યો જતો હતો પણ પગ અટકી ગયા. મને વિચાર આવ્યો કે ...ણાં કોણ જાએ છે ?...લાવને રૂપિયો ...જવામાં નાખી લઉં ! કોઇ પૂછશે તો ...ફખે ચોકખું કહી દઇશ કે મ્હને શું ...બર ? મ્હેં તો રૂપિયો દીઠો પણ નથી.

મ્હેં અહિં તહિં નઝર નાખી. આસપાસ કોઇ ન્હોતું. બ્હેન તો આંગણામાં કામ કરી રહી હતી. ચાકૂ તો દડે રમી રહ્યો હતો. મ્હારી સ્હામે સુળાના પતિકા જેવો ચમકદાર રૂપિયો પડયો હતો. મ્હેં ધડકતે હૃદયે હાથ લંબાવ્યો અને રૂપિયો લઇને ખીસ્સામાં મુકી દીધો.

નિશાળમાં ગયો. મ્હારો રૂવાબ અનેરો હતો. હું તો એટલો આનંદમાં આવી ગયો હતો કે મ્હને રાજ–સિંહાસન મળ્યું હોય ને ! ભણવામાં મ્હારૂં મન જરાયે ચોટતું ન્હોતું, જેની આગળ આખો એક રૂપિયો હોય તે વળી ભણવામાં ધ્યાન આપે, એવો હું મુરખો ન્હોતો.

અને બપોરની છુટ્ટીનો સમય થયો. પહેલાં તો મ્હેં એક આનાની ખાટી મીઠી પીપરમીટ લીધી. એક આનાની 'ચીકી' લીધી. બાકીના પૈસા ગજવામાં મુકીને રૂવાબદાર ઠસ્સાભરી ચાલથી ચાલવા લાગ્યો. આ વખતે મ્હારા પગ જમીન પર ન્હોતા મંડાતા પીપરમેટ મ્હોંમાં નાખીને ચુસતો હતો અને માથું ઉંચું કરીને બીજા છોકરાઓ તરફ ગર્વથી જોતો હતો. થોડીક વારમાં તો મ્હારી આ શેઠાઈ અને આ રૂવાબ તો તમામ છોકરાઓમાં મશહુર થઈ ગયા. તેઓ તો મ્હારી પાસે બેસવા માટે અંદર અંદર લડવા લાગ્યા. જ્યારે ફરી રજા પડી ત્યારે ત્રણ છોકરા તો મ્હારી સાથે થઇ ગયા. એ લોકોને ખબર હતી કે આજે મારી પાસે ખૂબ જ પૈસા હતા. મોજ માણવાનો આ અવસર હતો.

પણ હવે સવાલ એ હતો કે ખાવું શું ?–ખરીદવું શું ?–છેવટે દહીંવડા ખાવાનો નિશ્ચય કર્યો. અમે ચાર છોકરા હતા. ચાર ચાર પૈસાના દહીંવડા ખાઇ ગયા પછી ચાર પૈસાના સુરણના પડીકાં લીધાં. પછી રેવડી ખરીદી. અને બધાએ ઉડાવી. જરાક આગળ વધ્યા. એટલે બીસ્કીટ પર નઝર પડી. ચોપડીઓ પર પાડવાની છબીઓ પણ ત્યાં મળતી હતી. હું અટક્યો. નવી જાતના ખડીયા કલમ વગેરે જોયાં. ચાર આનાના બીસ્કીટ ખરીદી લીધાં અને અમે ખાવા લાગ્યા. સ્હાંજ થતાં મારૂં હૃદય ધડકવા લાગ્યું. હું બ્હી ગયો. આજે મ્હને ઘરે જવામાં ભારે મોડું થયું હતું. મ્હેં મ્હારા લોભી મિત્રોની રજા લીધી અને ઘેર દોડયો.

બ્હેન આજે એ હંમેશ મુજબ બારણાં પાસે ઉભી ઉભી મ્હારી વાટડી જોયા કરતી હતી. મને દેખતાં તો તે મ્હારી

સામે આવી. અને પ્રેમથી ઠપકો, આપતાં બોલી, "આજે ક્યાં રખડવા ગયો'તો ? એટલો વિચાર નથી કે બ્હેન ઘેર રાહ જોતી હશે!"

હું પહેલેથી જ જાણતો હતો કે મ્હને મોડું થવાનું કારણ પૂછવામાં આવશે. એટલે અગાઉથી જ એનો જવાબ વિચારી રાખ્યો હતો. "આપણા ચોકમાં મદારીનો ખેલ હતો. જોવાને રહી ગયો!—બહુજ સરસ! બ્હેન!"

આટલું કહી હું એકદમ ઘરમાં ચાલ્યો ગયો. મ્હારૂં દફતર રાખીને આંગણામાં આવ્યો.

ત્યારે બ્હેને મ્હને કહ્યું, "લે, ચાલ હવે જમી લે—રાત પડી ગઇ!......ચારૂએ તો ક્યારનુંયે જમી લીધું."

પણ મ્હને ભૂખ ક્યાં હતી? "આજે તો આખો દિવસ પેટમાં દુઃખતું હતું. એટલે હમણાં મ્હને જરાયે ભૂખ નથી—"

બ્હેને પ્રેમથી મ્હારો હાથ ઝાલી લીધો. બચકારા સાથે એણે મ્હને પૂછ્યું, "ક્યાં દુઃખે છે?"

"ખબર નથી!" એ શિવાય મ્હારી પાસે જવાબ ન્હોતો.

"સુવા આપું?—હમણાં આરામ થઈ જશે!" બ્હેને કહ્યું.

"ના! બ્હેન નહિ! હું નહિ ખાઉં! એ તો કડવા હોય!"

"પણ ઠીક થઇ જશે,—લેને આપું?"

"પણ હમણાં તો ઠીક છે. એ તો નિશાળમાં જ વધારે દુઃખતું હતું. હમણાં ઠીક છે. ભૂખ જ નથી."

મ્હારો ભાઈ ચારૂ આ બધી વાતો દૂરથી સાંભળતો હતો—તે ત્યાંથી બોલ્યો, "એ તો જુઠું બોલે છે. લાવોને પૈસો!... હમણાં જ દવા લઇ આવું. પછી રાતના પેટમાં દુઃખશે—રોયા કરશે, હું તો હમણુંજ કહી દઉં છું કે પછી અંધારામાં હું બહાર નહિ જાઉં.

"નહિ જતો—તેમાં ગરબડ શાની કરે છે?" મ્હેં કહ્યું.

"પણ ભાઇ! આમ આકળો ન થા! ચાલ દવા આપું!" બ્હેને કહ્યું.

"મ્હને જરાયે દુઃખતું નથી—તો પછી દવાની જરૂર શું છે?"

બ્હેન ચુપ થઇ ગઇ એ એકલી જમવા ગઈ. મને હવે સંતોષ થયો કે એક રૂપિયાની ચોરીની વાતની કોઇને ખબર ન્હોતી પડી.

હું તો સુઇ ગયો...બીજા દિવસની સ્હવાર થઇ, ત્યારે મ્હેં અવાઝ સાંભળ્યો. બ્હેન મ્હારા ભાઇ ચારૂને ધમકાવતી હતીઃ

"જો ચારૂ! સીધેસીધો રૂપિયો આપી દે—નહિતર પીટી નાખીશ.

"પણ મેં રૂપિયો દીઠોયે નથી એટલે ક્યાંથી આપું? ચારૂ બોલ્યો.

"ત્યારે શું જમીન ખાઇ ગઇ?" બ્હેને ધમકી આપી.

"મ્હને શું ખબર? કુમાર લઇ ગયો હશે!"

કુમાર મારૂં નામ હતું. મારૂં હૃદય ધડકવા લાગ્યું પણ હું તો પાસું બદલીને સુઈ રહ્યો.

"અરે બેપાની? હું ત્હને ઓળખું છું ને? કુમાર ઉપર આળ ઓઢાડે છે? એના ઉપર મને જરાયે વ્હેમ નથી. એ તો ત્હારોજ ગોટાળો લાગે છે! આ હમણાં આવતી હશે.—કહી દઇશ એટલે ત્હને લાકડીએ લાકડીએ ટીપી નાખશે."

ચારૂએ તાડુકીને જવાબ દીધો, "બ્હેન! એક વાર નહિ, પણ હજારવાર કહી દેજો. જાવ! મેં નથી લીધો એટલે મ્હને જરાયે બ્હીક નથી."

"ત્યારે કોણે લીધો છે?...કહી દે."

"ન્હાનાએ..." એણે જોરથી બુમ પાડી "કાલે ત્હેને ભુખ ન્હોતી લાગી...હાં, હવે ખબર પડી કે તેણે તો મઝા કરી હશે, જલસો ઉડાવ્યો હશે!...

અને ત્યારેજ મ્હને વિચાર આવ્યો કે કદાચ બ્હેનનાં હૃદયમાં મ્હારા વિષે વ્હેમ પણ આવ્યો હશે. થોડીવાર પછી બ્હેન મ્હારા ખાટલા આગળ આવી–ને તેણે મારા ઉપર નઝર નાખી, તે બેઠી, અને મ્હને હલાવીને બોલી.

"બાબુ!"

હું તો ચુપચાપ પડયો રહ્યો. પણ બ્હેને જરા જોરથી પૂકાર્યું "બાબુ!"

પણ હું બોલ્યો નહિ. બ્હેને મ્હને ખૂબજ હલાવ્યો "હવે ઉઠને!"

હું તો આંખો ચોળતો ઉઠયો. પણ બ્હેનના મ્હો તરફ જોવાની મ્હારામાં તાકાત મ્હોતી.

"તેં ગઇ કાલે પેલા બાંકડા ઉપરથી એક રૂપિયો તો ઉઠાવી નથી લીધો ને?"

"મ્હેં?–કેવો રૂપિયો?" આશ્ચર્યથી ચકિત થઇ જતાં–જાણે કંઇયે જાણતો ન હોઉં એ રીતે મ્હેં સવાલ કર્યો

"હા, તેં...જો લીધો હોય તો આપી દે. નહિતર હમણાંજ બા આવશે...ને ત્હારા હાલ થશે..બરાબર! અડધા કલાકમાં બા આવવી જોઇએ."

"મ્હેં રૂપિયો નથી લીધો. મ્હેં તો જોયો પણ નથી."

"ઠીક છે.–તેં પણ નથી લીધોને–ને ચારૂ કહે છે કે ત્હેણે પણ નથી લીધો–તો પછી લીધો કોણે?"

"મને શું ખબર? બરાબર ગોતવા તો માંડો. કદાચ ઉંદર લઇ ગયા હશે." મ્હેં, જરાક રૂવાબથી કહ્યું

બ્હેનને મ્હારા આ જંગલી શબ્દોથી હસવું આવી ગયું.

"એમ! ઉંદરની વાત કરે છે?..... જો, હવે તો મ્હને ખાત્રી થઇ ચુકી છે કે ત્હેં જ લીધો છે. કહી દે–સાચેસાચું."

હું રડવા જેવો થઇ ગયો–"અરે! બ્હેન! પણ મ્હેં નથી લીધો."

એટલી વારમાં તો ચારૂ આવ્યો અને બ્હેનની રહામે મારૂં દફતર ફેંક્યું. અંદરથી થોડાક પૈસા, બીસ્કીટ, સીંગ, પીપરમેંટ, રેવડીના વધ્યા સધ્યા ભાગ પડયા હતા

"લ્યો બ્હેન! આ પૈસા, આ રેવડી, આ બીસ્કીટ! આ બધું આવ્યું ક્યાંથી? હવે ચોર કોણ છે, તે ત્હમે જોઇ લ્યો." ચારૂનો મીજાજ હવે બેવડો થતો હતો.

બ્હેને સર્વ ચીજો જોઇ. અને પૈસા ગણ્યા. "આ તો બે આનાના પૈસા બચ્યા છે. તો શું બાકીના ચૌદ આના ખાઇ ગયો? હં......રાતના ભૂખ ન્હોતી લાગી!...... બોલ, શું ખાધું'તું?

મ્હારૂં લોહી સુકાઇ ગયું. પાણી ભરી ગયાં. મ્હોંમાં જીભ હતી પણ જીભમાં બોલવાની તાકાત ન્હોતી. હું તો જમીન તરફ નઝર ટેકાવી રહ્યો હતો અને વિચાર કરતો હતો કે શું કરવું? હવે શું થશે? કાલે તો દહીં વડાં, ખાટીમીઠી પીપરમેંટ બીસ્કીટ વગેરે ખાવામાં મઝા ઉડાવી હતી. આજે માર ખાવો પડશે. હું તો ખાધા વિના નિશાળે જવા માગતો હતો પણ

તે દિવસે રવિવાર હતો. છટકવાને કોઈ બારી ન્હોતી. મારા બચવા માટે એક જ ઉપાય હતો. મ્હને થયું કે જો કોઇ કારણથી બા હજી રોકાઇ જાય અને મ્હને તાવ મ્હડી આવી અને ન્યુમોનીઆ થઇ આવે તો સારૂં! વળી ઘણી વાર એવો પણ વિચાર આવતો કે ઝાડપરથી પડી જાઉં!...પણ એમાંથી કંયે થયું નહિં...થોડી વાર પછી અમ્હારી બા આવી ગઇ!......

જો આવો બનાવ ન બન્યો હોત તો હું બાને આવતાંની સાથે જ લપટાઇને ચોંટી પડત. બા, ગાડીમાં કોઇક સાથે વઢીને આવી હતી. એમના ચ્હેરા ઉપર ગુસ્સો તરવરતો હતો. હું અંદર ભરાઇ ગયો હતો. મ્હારો મ્હોટો ભાઇ ચારૂ એકદમ બા પાસે ગયો અને હોંસથી ચાડી ખાવા માંડી, "બા! બા! ગઇ કાલે બાબુએ રૂપિયો ચોર્યો હતો!"

અને બા ગુસ્સાથી તાડુકી, "શું છે આ બધું, મધુરી!" બાનો બ્હેનને આ સીધો સવાલ હતો.

"કંઈ નહિ, પહેલાં ત્હમે જરાક નાહી લઈ પછી......"

"પછી ન્હાઇ લઇશ ક્યાં ગયો એ ન્હાનકો! હવે તો ચોરી કરતાં પણ શીખ્યો કે?"

બાજુમાં ચારૂ ખડો હતો. ત્હેણે આંગળાથી કહ્યું, "જુઓ, અંદર ભરાઇ બેઠો હશે. હમણાં તો અહિં ઉભો હતો. ત્હમને આવતાં જોયાં કે લપાઈ ગયો. રૂપિયામાંથી ચૌદ આના તો ઉડાવી આવ્યો. બાકી બે આના રહ્યા છે. કાલે આખો દિવસ બીસ્કીટ અને પીપરમેટ ખાધાં છે—ને કહે છે કે પેટમાં ભૂખ નથી."

એટલામાં મધુરી બ્હેન વચ્ચે આવીને બોલી, "ચારૂ! ચાડી ખાવામાં તું બહુ હુશિયાર થઇ ગયો લાગે છે!—ભાગી જા અહિંથી! બાને વ્હાલો થવા આવ્યો છે તે? બે મીનીટ ચુપ રહેતાં ત્હારી જીભ કપાઇ જતી'તી?"

"શું?...ચૌદ આના ઉડાવી ગયો?!..ક્યાં છે એ?...હું એના હાડકાં નરમ કરી દઇશ. બીજી વાર ચોરી કરવાની ખોડ ભૂલાવી દઇશ. ક્યાં ગયો એ ન્હાનકો?..."

હું તો ગભરાતો હતો. ધીમે ધીમે હું બાની પાસે પહોંચ્યો. મ્હારા શરીરમાં જરાયે ચેતન ન્હોતું.

બાએ મારી તરફ લાલ આંખે જોયું—જીવનમાં કદિયે મેં બાની આંખો આટલી લાલ ન્હોતી જોઇ. બાએ આંખો તાણી અને પૂછયું,

"ત્હેં ચોરી કરી છે?"

મ્હારી આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. એક ધીમો શ્વાસ લઇ મેં માથું ઝૂકાવી દીધું.

"બોલતો કેમ નથી? બાએ પૂછયું. હું હજીયે શાન્ત હતો—એક શબ્દ પણ બોલવાની મ્હારામાં તાકાત નહોતી.

"કાં, મ્હોંમાં જીભ છે કે નહિ? સાંભળે છે કે બ્હેરો થઇ ગયો છે!"

હું વિચાર કરતો હતો કે હવે બોલું શું?......બાના ગુસ્સાનો પાર ન્હોતો. હું તો ચુપ જ હતો. એક શબ્દ બોલું તો માર્યો જાઉં!!

છેવટે બાનો ક્રોધ હાથથી ગયો. બાએ રોટલી વણવાનું વેલણ હાથમાં લીધું અને મારી તરફ ઉગામીને કહ્યું, "બોલે છે કે નહિ, ત્હેં ચોરી કરી છે કે?"

હું કમ્પતો હતો. મ્હારાથી ધ્રુસકે ધ્રુસકે રડાયું નહિ. મ્હેં કહ્યું, "હવે નહિ-કરૂં!"

પણ એટલી વારમાં વેલણનો એક ફટકો મારી પીઠ પર પડયો મ્હારાથી એકચીશ પડાઇ ગઇ—પાછો ચુપ થઇ ગયો. જો રડી પડયો હોત તો બા શાંત થઇ ગઇ હોત. હું તો છાનોમાનો માર ખાઇ રહ્યો હતો. બાનો ગુસ્સો હજી વધતો જતો હતો પણ મધુરી બ્હેને મ્હને બચાવી લીધો.

એ વાત ! હજી મારાથી ભૂલાતી નથી.

* * *

બપોર પછી મારી બ્હેને મને કહ્યું; "જા, બા પાસે માફી માગી લે નહિતર ઘરથી બહાર કહાડી મુકીશ."

એક સારા છોકરાની માફક હું બાની પાસે ગયો. અને બે હાથ જોડીને મેં કહ્યું "બીજી વાર હું આવું નહિ કરૂં, બા!"

બાએ મ્હારૂં કાંડું પકડયું અને મને હેતના આવેશ સાથે એક બુચી ભરી લીધી. મ્હને થાબડયો. તેનાથી રડાઇ જવાયું, "બેટા ! તેં ચોરી કેમ કરી ?... ચોરી ન કરત તો માર ન ખાત."

થોડીવાર પછી બઝારમાંથી ગરમાગરમ દુધ મંગાવ્યું અને પીવરાવ્યું ત્યારેજ તેને શાન્તિ થઇ.

આ વખતે કમાડની ફાટમાંથી મ્હારો ભાઇ ચારૂ આ બધું જોઈ રહ્યો હતો.

# હિન્દી ખેડુતોની દેવાદારીની સમસ્યા.

લેખક:-
'વિવસ્વત્'

## ક્રીસાનોની કરજદારી: સહકારીપ્રવૃત્તિ: અને જલદ ઉપાય:

આજનો આદર્શ ઘેલો જુવાન કહે છે કે હિન્દમાં ક્રાન્તિના ભણકારા વાગી રહ્યા છે: રીઢો રાષ્ટ્રવાદી કહે છે કે પ્રજામાં સ્વતંત્રતાની ધગશ પ્રગટી છે: મવાળ મુત્સદ્દી કહે છે કે પ્રજા ગંભીર રાજકીય સુધારા માટે અધીર બની છે; સરકાર સમજે છે કે પ્રજા તોફાને ચડી છે, શહેરોની શેરીઓ સૂચવે છે આજે આપણે ત્યાં ભીખારીઓનાં તીડ ઉભરાયાં છે, વેપારીઓ કહે છે કે વેપાર વણસી ગયો છે. પ્રજા જીવનનાં આ બધાં વાચાળ અંગો પોત પોતાની અગવડો કે ભાવનાઓને આ પ્રમાણે વ્યક્ત કરે છે; પરંતુ આ બધાંની પછવાડે સત્ય શું છે? હિન્દના વિશાળ ખેડુત સમુદાયની પાયમાલી. હિન્દની માનવતાના દિવસે દિવસે વધુ અને વધુ ઉગ્ર બનતા આર્થિક અસંતોષમાં હિન્દી રાજનીતિજ્ઞો પોતાને ફાવતાં પરિવર્તન આણવાને માટે જરૂરી બળ એકઠું થતું જુએ છે. સરકાર પોતાની રાજ્યપ્રથાને પરિણામે આમ પ્રજાનું સીધી કે આડકતરી રીતે થઈ રહેલ શોષણ આડે આંખ મીંચી આર્થિક અસંતોષની અકળામણને તોફાની વૃત્તિ તરીકે ઓળખાવવા પ્રયત્ન કરે છે. વેપારી કમાણીનાં ઝાડ સુકાઇ જવા બદલ બૂમો પાડે છે પણ ઝાડનાં મૂળોને પોષતી ખેડુત જનતા રૂપી ધરતિ શોષાઇને રસકસ વિનાની બની ગઇ છે એ વાતનો ખ્યાલ તેને નથી આવતો. ખરૂં જોતાં હિન્દના ક્રીસાનની વેદનાથી સાચી રીતે વાકેફગાર કોઇજ નથી. એની સાચી સ્થિતિથી વાકેફગાર થવાની હજુ સુધી નથી પડી સરકારને, કે નથી પડી રાજકીય આગેવાનોને. એ સ્થિતિનો કંઇક વાસ્તવિક ખ્યાલ આવતો હોય તો સહકારી પ્રવૃતિઓમાં રોકાઇ રહેલા માણસોનેજ. શ્રી. વૈકુંઠ મહેતા એક એવા અઠંગ સહકારી છે. બસ્તી ખાતે મળેલી યુક્ત પ્રાંતોની સહકારી પરિષદને પ્રમુખપદેથી પોતાનાં ભાષણમાં એક લાક્ષણીક સત્ય એમણે ઉચ્ચાર્યું છે તે ઉપલી વસ્તુ સ્થિતિનો બરાબર ખ્યાલ આપી દે તેવું છે. એમણે કહેલું.

"જો કે આજે પણ સહકારી પ્રવૃત્તિમાં મારાં શ્રદ્ધા અને ઉત્સાહ હજુ એટલાં જ ઉજમાળાં અને અદમ્ય છે છતા મારામાં એવી ભાવના પ્રબળ બનતી જાય છે કે કેટલાક એવી જાતનાં આર્થિક બળો છે કે જેને સહકારી પ્રવૃત્તિ સ્પર્શ કરી શકે તેમ નથી અને ખેડુત જનતામા સુખ અને સમૃદ્ધિ ભરવા પહેલાં આપણી ખેતી વિષયક, અને આર્થિક પદ્ધતિમાં અને જીવનના આપણાં દ્રષ્ટિબિન્દુમાં આપણે સમુળગી ક્રાન્તિ આણવી પડશે."

શ્રી. વૈકુંઠ મહેતા જેવા "અઠંગ, આજન્મ સહકારી"ને એ પ્રવૃત્તિમાંથી શ્રદ્ધા ઉઠવા માંડે એ ચાલુ આર્થિક-સામાજીક વ્યવસ્થાએ જન્માવેલ આર્થિક ક્ષયની અસાધ્યતાની પારાશીશી રૂપ લેખાવું જોઇએ. આ લેખમાં વિશાળ આર્થિક તંત્રની સમીક્ષા કરવાનો ઇરાદો નથી રખાયો, તેમજ ખેડુતોની કંગાલ્યતને દિન-પ્રતિદિન વધારે કારમી બનાવતાં વિવિધ કારણોને સ્પર્શ કરવાનો આશય નથી. આમાં તો એવા માણસોને પણ સહકારી પ્રવૃત્તિની અસરકારકતામાંથી શ્રદ્ધા ઓસરવા લાગી છે એ શાને આભારી છે તે બતાવી આપવા માટે હાલના સમયમાં હિન્દમાં અને ખાસ કરીને મુંબાઇ ઇલાકામાં સહકારી પ્રવૃત્તિની શી હાલત છે તેજ બતાવી આપવાનો આશય રખાયો છે.

**છેલ્લાં બે** કે ત્રણ વર્ષ દરમ્યાન સારાએ હિન્દમાં સહકારી પ્રવૃત્તિની પૂરી અવદશા બેસી ચુકી છે. આ સ્થિતિનું મુખ્ય કારણ તો એ છે કે ખેડુતોની દેવાદારીના ગંભીર પ્રશ્નની સારવાર કરવામાં એ પ્રવૃત્તિની અશક્તિ પુરવાર થઇ ચુકી છે. રચનાત્મક ઉપાયોથી કીસાનોની કરજદારીને ફેડવા પ્રયત્ન કરતી એ પ્રવૃત્તિના હાથ હેઠા પડયા છે. એટલે હવે એ અવદશાનો લાભ લેવા માટે રાજનીતિજ્ઞો મેદાને પડયા છે. ખેડુતોની દેવાદારીનો પ્રશ્ન આજે દરેક રાજનીતિજ્ઞ માટે સામાન્ય ચર્ચાનો વિષય થઇ પડયો છે. એ લોકોની સહૃદયતાની કસોટી થવાને હવે બહુ વાર નહિં લાગે. પણ તેઓ એ બાબતમાં સહૃદય છે એમ અત્યારથી જ માની લઇએ તો એમ જરૂર આશા રાખી શકાય કે થોડાજ વખતમાં તેમને એ કડવા સત્યનું ભાન થઇ જશે કે હિન્દી કીસાનોની કરજદારીનું દર્દ એવી દશાએ પહોંચી ગયું છે કે જ્યારે સહકારીની વનસ્પતિ ઔષધિ કે મુત્સદ્દીનું રસવૈદક તેના પર કારગત નીવડે તેમ નથી; તેને માટે તો રાષ્ટ્રીય સરકારનું વિષવૈદક-જો એવી સરકાર શકય હોય તો-અને નહિ તો છેવટે ક્રાંતિકારીની વાઢકાપ-સર્જરી-જ અસરકારક નિવડે તેમ છે. આ માન્યતાનું સમર્થન કરવા માટે કીસાનોની કરજદારીનું અવલોકન જરા કરી લઇએ.

**હિન્દી ખેડુતની** દેવાદારીનું પ્રમાણ ચોંકવનારૂં છે; અને વધારે દિલગીરી ઉપજાવનારૂં તો એ છે કે એ પ્રમાણ વિજળીને વેગે વધ્યું જાય છે. આજથી વીસ વર્ષની વાતપર સર એડવર્ડ મેકલેગને હિન્દી ખેડુતની દેવાદારીનો આંકડો ૩૦૦ કરોડ રૂપીઆ પર મૂકયો હતો. ૧૯૨૫ સુધીમાં તે ૬૦૦ કરોડપર પહોંચ્યો અને છેલ્લી બેંકીંગ ઇન્કવાયરી કમીટીએ એ આંકડો ૮૦૦ કરોડપર મૂકયો. છેલ્લામાં છેલ્લી સત્તાવાર ગણત્રી પ્રમાણે એ આકડો ૯૦૦ કરોડ જેટલો અંકાયો છે. અને શ્રી. જમનાદાસ મહેતા જેવા નાણાંશાસ્ત્રીઓ તે ૧૨૦૦ કરોડપર મૂકે છે. એકલા મુંબાઇ ઇલાકામાં ખેડુતોની દેવાદારીનું પ્રમાણ ૮૨ કરોડથી વધારે છે; એટલે જો સરેરાશ કાઢીએ તો મુંબાઈ ઇલાકાનું દરેક ખેડુત કુટુંબ ૩૫૦ રૂપીઆ પુરતું દેવાદાર છે.

**સામાન્ય ખેડુત** પોતાનાં ઘરમાં પૈસા દબાવી રાખીને આ કરજ પોતાનો પર ઉભું રહેવા દે એમ તો કોઇ ન જ માને. એટલે દર વખતે ખેતીનાં સાધનો, વાવણી લણણીના ખર્ચો અને બી વગેરેને માટે જોઇતાં નાણાં એણે કોઇક જગ્યા-

એથી મેળવવાં રહ્યાં. ઉપરાંત સરકારી મહેસુલ, જમીનદારોનાં ભાડાં પણ એણે ચુકવવાં રહ્યાં. ચાલુ કરજદારીનાં વ્યાજની જોગવાઇ પણ એણે કરવી રહી. આ સ્થિતિમાં ખેડુતની કરજદારી વધ્યેજ જાય છે. આ સ્થિતિમાં પોતાનાં કુટુંબનાં ભરણુ-પોષણુ માટે એ પુરતી જોગવાઇ કરી શકતો હોય એ કલ્પના કરવી મુસ્કેલ થઈ પડે છે. આમ થવાથી અજ્ઞાન અને વધતી જતી ગરીબી તેને હમેશાં પાછો પાડતાં રહે એ દેખીતું છે. તેને આ સ્થિતિમાંથી ઉગારી લેવાનો એકજ ઉપાય સહકારીઓને એ લાગે છે કે ખેડુતને મોંઘે વ્યાજે નાણાં મળી શકે તેવી સગવડ કરવી. એ નાણાંની મદદથી એ વધારે સારી ખેતી કરે અને તેનાં વધારાનાં ઉત્પન્નની મદદથી એ ધીમે ધીમે કરજદારીમાંથી મુકત થઈ પગભર થતો જાય.

આ જાતનો અખતરો છેલ્લા થોડા વખતથી અજમાવાતો રહ્યો છે. ખેડુતોને નાણાં ધીરનારી સંસ્થાઓ કોઓપરેટીવ–ક્રેડીટ–સોસાયટીઓ, શાહુકારો, નાણાં ધીરનારાઓ, સરકાર તરફથી વખતોવખત આપવામાં આવતી તગાવી અને કોઇ કોઈ જગ્યાએ જમીનગીરો રાખી નાણાં ધીરનારી બેંકો, લોન ઓફીસો વગેરે હોય છે. પરંતુ આ બધી સંસ્થાઓ ખેડુતોને જોઇતાં નાણાં પુરાં પાડવાને સમર્થ છે ખરી? એવો પ્રશ્ન પૂછવામાં આવે તો તેનો જવાબ નકારમાંજ આપવો રહયો. પરિણામ એ આવે છે કે જેટલાં નાણાં ધીરાય છે તેનાં વ્યાજનો દર વધારે પડતો હોય છે. ખેડુતોને નાણાં ધીરનારી ત્રણ મુખ્ય સંસ્થાઓ સહકારી સોસાયટીઓ, મહાજન અને જમીન ગીરો રાખી નાણાં ધીરનારી બેંકો છે. આમાંથી એ બેંકો તો હિન્દના કોઇ કોઇ ભાગમાં જ છે. ઉપરાંત એ બેંકોને ગ્રામ્ય જરૂરીઆતોને પહોંચી વળવા માટે સંતોષકારક વ્યવસ્થા તરીકે સ્વીકારવાનું પણ મુસ્કેલ થઇ પડે તેવું છે. ૧૯૨૫ની સાલથી સહકારી પ્રવૃત્તિ ખોરવાઈ જતી ચાલી છે અને છેલ્લાં ત્રણેક વર્ષથી ખેતીનાં ઉત્પન્નના ભાવો ઘટયેજ જતાં તેની ખેડુતોને નાણાં ધીરવાની પ્રવૃત્તિ શિથીલ બની ગઇ છે. આ જાતની સંસ્થાઓએ છેલ્લે સરકારી સીક્યોરીટીઓમાં નાણાં રોકવા માંડયાં છે એ પણ કોઇ રીતે ઇચ્છવાજોગ તો નથીજ.

લેંડ મોર્ટગેજ બેંકો બીજા ઘણાએ દેશોમાં ખેતીનું ઉત્પાદન વધારવામાં સહાયભુત થએલ છે. પણ હિંદમાં પણ એમજ થશે એમ ધારી લેતાં પહેલાં એ યાદ રાખવાની જરૂર છે કે એ બેંકો મોટા જમીનમાલેકોના હાથમાં વિશાળ ખેતરો હોય ત્યાંજ સફળ નીવડવાનો સંભવ છે. એ બેંકો જે નાણાં ધીરે છે તે જમીનની સુધારણા માટે. જો આ નાણાંનો બીજા પ્રસંગો, લગ્ન, મરણુ વગેરેનાં ખર્ચો માટે ઉપયોગ થાય–જે હિન્દમાં બને છે એમ માનવાને પુરતાં કારણો છે–તો તે ખેડુતોની કરજદારી વધારવાનીજ ગરજ સારે. ઉપરાંત એ બેંકો જમીનની કીંમતના પચાસ ટકા પુરતાં નાણાં ધીરે છે. તેમનાં વ્યાજનો દર ૬ થી ૧૨ ટકા હોય છે. હિન્દમાં જૂનવાણી ખેતી પ્રથા ચાલે છે તેથી ખેતીની પેદાશ ૨ થી ૬ ટકા જેટલી ભાગ્યેજ હોય છે. આ હિસાબે ખેડુતની બધીએ પેદાશ લોનનાં વ્યાજમાં જવાનો જ સંભવ છે. આ સ્થિતિમાં માત્ર બેંકીંગની પદ્ધતિની દૃષ્ટિએ નીહાળીએ તો તેમનો એ વ્યવસાય સદ્ધર ન ગણી શકાય કેમકે જે સાહસ પોતાની દેવાદારીનાં વ્યાજથી વધારે કંઇજ ઉત્પન્ન ન કરી શકે તેમાં નાણાં રોકવાનું સલામતિ ભર્યું નથી. આ હિસાબે નાણાં ધીરનારી બેંકોનો વિસ્તાર હિન્દમાં વધુ પ્રમાણમાં થવાનો સંભવ ઘણોજ ઓછો છે.

**આ**જ કાલ છાપાંઓમાં મહાજન-ગામડાંઓમાં નાણાં ધીરનાઓ-ને ગાળો ભાંડવાની ફેશન પડી ગઈ છે; પરંતુ એ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે જ્યાં સુધી સહકારી પ્રવૃત્તિનો પુરતો વિસ્તાર થયો નથી ત્યાં સુધી 'મહાજન'ની સંસ્થાને ગેરકાયદેસર ઠરાવવામાં આવે તો પણ તે એક યા બીજાં સ્વરૂપમાં જીવતી રહેવાની છે. એ લોકો ખેડુતોનાં જીવન ચુસી લે છે એ વાત ચોક્કસ છે; પણ તેમની ગેરહાજરી ખેડુતોને એટલા જ પ્રમાણમાં ભારે પડી જાય એવા સંયોગો છે. આ સ્થિતિમાં તેમની શોષણ પ્રવૃત્તિપર અંકુશ મૂકીને સંતોષ વાળવાનો જ રહે છે. એ અંકુશ મૂકવાનું એક સાધન એ પ્રકારનો કાયદો છે; પણ વધારે સાચું સાધન તો સહકારી પ્રવૃત્તિનો ફેલાવો જ છે. સહકારી પ્રવૃત્તિને ઉત્તેજન આપવાની લગવડ સરકાર આજે કરી શકે તેમ છે ?

**આ** રીતે જોઈ શકાયું હશે કે હિન્દી ખેડુતની દેવાદારીનો પ્રશ્ન સહકારી પ્રવૃત્તિથી સુધરવાની શક્યતાની બહાર જતો રહ્યો છે. રાજનીતિજ્ઞો અને સરકાર હવે એ બાબતમાં સજીવ બનીને શું કરવા શક્તિમાન થાય છે એ જોવાનું રહે છે, સરકારી ખર્ચમાં ઘટાડો કરી જમીન મહેસુલ ઘટાડવું, જમીનદારોને ભાડાં ઘટાડવાની ફરજ પાડવી, સહકારી સંસ્થાઓનું કામ આગળ વધારવું, મહાજનોની વ્યાજખોરી પર અંકુશ મુકવો, એ બધા રાહત આપવા પુરતા માર્ગો છે. આ બધા અત્યારની વહિવટી પ્રથા નીચે હાથ ધરાય એવો સંભવ ઘણોજ ઓછો છે. છતાં હાથ ધરાય તોયે જગતમાં વધતાં જતાં યાંત્રિક ખેતીનાં ઉત્પાદનની સાથે જુનવાણી પ્રથા પ્રમાણેનું હિન્દી ખેડુતનું ઉત્પાદન હરિફાઈમાં ઉભું રહી શકે એવો સંભવ થોડો છે. આ સ્થિતિમાં હિન્દી ખેડુતની કરજદારીનો ઉપાય વિપવેદક માગી લે છે. નહિ તો જેનાં સ્વરૂપનો નિર્ણય નજ કરી શકાય એવી ક્રાંતિ અનિવાર્ય બનવાને બહુ વખત નથી લાગવાનો.

# કુ દ ર ત નાં
# નીતિ વિહોણાં
# તત્વોને—



[આવતી સદીમાં જે સંહિતા પળાવવાની કેટલાંક વર્તમાન ઋષિઓ આશા રાખી રહ્યા છે, તે સંહિતાની એક નકલ લેખકને સાંપડી છે. મુળ નકલ અસલ સંસ્કૃતમાં લખાઈ છે. આ સંહિતા, વિશ્વાસપાત્ર સ્થળેથી મળેલી ખબર પ્રમાણે, ચાર વર્ષ પહેલાં વારાણસી [કાશી] ના પવિત્ર ધામમાં તૈયાર થતી હતી. જ્યારે ઋષિકુલ દીપકોને પ્રત્યેક વ્યાસપીઠ પરથી એમ કહેવામાં આવ્યું કે તેમની મનુસંહિતા તો પૂર્વકાલીન હોઇ વર્તમાનયુગને અનુરૂપ નથી ત્યારે આધુનિક સમયને યોગ્ય રીતે બંધનકર્તા એવી આ નવી સંહિતા રચવાનું ભગીરથ કાર્ય ભાગીરથી ઋષિના કોઇ વંશજે ઉપાડયું હતું. પ્રજાના હિતાર્થે આ પુસ્તકનું મુદ્રણ થઇ રહ્યું છે અને ટુંક સમયમાં જ તે પ્રસિધ્ધ થશે. લેખકે સંસ્કૃતના શબ્દકોશની મદદ શિવાય, આ પુસ્તકના કેટલાક રસપ્રદ વિભાગનું સ્વતંત્ર ગુજરાતી ભાષાંતર આપ્યું છે. લેખક કહે છે કે અનુવાદ મૌલિક કરતાં અતિ ઉંચી કક્ષાનો છે. પણ અમોએ મૌલિક કૃતિ જોઇ ન હોવાથી અનુવાદકારની આ ધૃષ્ટતા સહન કરી લેવાની ના પાડીએ છીએ.........તંત્રી]

## પુષ્પોને—

હે પુષ્પો! હે પ્રભાતકાળે સૌરભ ફેલવતાં સૂર્યમુખીઓ! હે સુંદરીનાં કપોલ પ્રદેશની સ્પર્ધા કરતાં સુંદર કુસુમો! ત્હમો સૌ આજથી અમારે મન ત્યાજ્ય છો! હે વનની શોભારૂપ ગણાતા કેશુડાંઓ! ત્હમો અમારે મન ત્યાજ્ય છો! હે શંકર ભગવાનના શ્રાપથી દુઃખીત બનેલાં કેતકી પુષ્પ તું પણ ત્યાજ્ય છો? હે જાઇ! તું પણ તે જ દશાને પાત્ર છે. હે પ્રભાતકાળે ઉધાનના ગૌરવસમાં એ મોગરા પુષ્પ! તું પણ ત્યાજ્ય છે. હે ચંપેલી! તું પણ ત્યાજ્ય છે. હે જાશમીન પુષ્પ! ત્હને પણ કોઇ માનવ હવે નહિં સ્પર્શે! આજથી-આ ક્ષણથી ત્હમારા ઉપભોગ ઉપર મર્યાદા મુકવામાં આવે છે.

કારણ કે હે પુષ્પમંડળો! ઇશ્વરે નિર્ણીત કરેલા માનવનીતિના કાયદાને ત્હમો માન આપતા નથી! મહાભગવાને જે સૃષ્ટિનું સર્જન કર્યું અને જેનો આદેશ અમોએ વેદદ્વારા સાંભળ્યો તે નીતિના આદેશને ત્હમો અનુસરતાં નથી. જે પરમકૃપાળુ પરમાત્માએ જે આજ્ઞાઓ માનવજાતિ માટે ઠરાવી તે જ આજ્ઞાઓનું ત્હમો ઉલ્લંઘન કરી રહ્યાં છો: દેવાધિદેવ પરમાત્માએ સ્થાપેલાં નીતિનાં બંધનો ત્હમો પાળતાં નથી તેટલું જ નહિં પણ તેના ખૂલ્લા ભંગમાં ત્હમો આનંદ માણી રહ્યાં છો. ધિક્કા-ધિક્કા!-ત્હમો આજ શિક્ષાને પાત્ર છો તેમાં યત્કિંચિત પણ શંકાને સ્થાન નથી.

ત્હમોએ દેવાધિદેવની આજ્ઞાઓ સામે કરેલા ભયંકર દોષોની કંઇ ગણના નથી. છતાં પણ પરમાત્માની એ પરમકૃપા છે કે તેની દયા કદિ સુકાતી નથી અને હજુ પણ તે વર્ષાદ અને જળદ્વારા ત્હમારૂં પોષણ મોકલે છે. નહિંતર ત્હમારી તો આખી જાતિ જડમૂળથી ઉખડી જાય એવા અક્ષમ્ય અપરાધની પરંપરા ત્હમો આચરી રહ્યાં છો તેની ત્હમોને જાણ થાવ.

પ્રથમ તો લગ્નમર્યાદા જેવી ઉચ્ચતમ વસ્તુ ત્હમારા માતપિતા કદિ જાણતા જ નથી! પરમકૃપાળુ પરમાત્માના પહેલા આદેશનું ત્હમો ઉલ્લંઘન કરો છો. ભગવાનના શબ્દ સાંભળેલા એવા અમને આથી બહુ દુઃખ થાય છે. અમારા હૃદયમાં વ્યથા થાય છે અને અમારો ત્હમારી સામે રોષ વધતો જાય છે; છતાં પણ અમે ઋષિઓને છાજે તેવી રીતે ક્રોધને અંકુશમાં રાખીને ત્હમારા ઉપભોગ ઉપર જ મર્યાદા મુકીએ છીએ, પણ ન્યાયની દૃષ્ટિએ જોઇએ તો ત્હમારા સમુદાયનું નિકંદન જ કરવું જોઇએ. ત્હમારી સામે અમારા અંતરમાં થઇ રહેલા ઉકળાટની ત્હમોને જાણ થાવ.

એટલું જ નહિં પણ હે પાપથી અમારા શ્રાપને યોગ્ય બનેલા કુસુમો! ત્હમારા માતપિતાઓ લગ્ન કરતા નથી એટલું જ નહિં, પણ વાયુની મદદથી વ્યભિચાર કરી રહ્યા છે તેની તમને જાણ થાવ. ત્હમારા પુષ્પ માહેનો પુંકેસર કોઇ પણ પ્રકારની ચોક્કસ ભાવના વગર તેને ફાવે તે સ્ત્રીકેસર સાથે સંબંધ બાંધે છે અને આ સંબંધમાંથી વર્ણશંકર બીઉત્પન્ન થાય છે.

આ સંબંધમાં વાયુ વિગેરે તેને સહાય આપે છે. ત્હમો કહેશો કે વાયુની ઝાપટ આગળ અમો નિર્દોષ છીએ; પણ ત્હમારૂં એ કપટવેણુ અમારી આગળ ચાલવાનું નથી; કારણ કે ત્હમો વ્યભિચારના ખૂબ શોખીન છો તેની અમોને ખાત્રી છે. રે પાપાત્માઓ! ત્હમો વાયુની વાત કયાં કરો છો? પણ જે પુષ્પમાં પુંકેસર અને સ્ત્રીકેસર સાથોસાથ હોય છે તે પુષ્પમાં પણ

પુંકેસર પોતાની બ્હેનસમી સ્ત્રીકેસર સાથે સંબંધ માણે છે. અને આમ બી ઉત્પન્ન કરે છે. આ ખરેખર ખોટું છે એટલું જ નહિં પણ ઇશ્વરી આજ્ઞાનું સીધું ઉલ્લંઘન છે. આમ ભાઇ અને બ્હેન–એકજ સહોદરોનો સંબંધ ન રાખવા માટે ત્હમો અતિ નીચ કોટીના છો તે તો આપોઆપ પુરવાર થાય છે. એટલેજ નીતિમાં ઉંચા એવા અમો ત્હમારા સંસર્ગથી દૂર રહેવાની જરૂર જોઇએ છીએ.

વળી હે પુષ્પો! ત્હમારી પાપકથા આટલેથી અટકતી નથી.. ત્હમો નીતિ જેવી વસ્તુ સમજતા નથી એ તો ઠીક પણ જ્યારે બી ઉત્પન્ન થાય છે ત્યારે ત્હમો તેને સાચવવાને બદલે ખરી પડો છો અને આમ બીને પણ અસહાય અવસ્થામાં મુકી જાવ છો. ત્હમારા જેવા આર્ય જાતિ સાથે રહેલાં આ કુસુમોને માટે આ શોભાભર્યું નથી એટલુંજ નહીં પણ ખરેખર શિક્ષા યોગ્ય છે.

આથી જ વીસમી સદીના અમો રૂપિકુલ દીપકો ત્હમારા ઉપભોગ ઉપર બંધન મુકીએ છીએ અને જનતાને આદેશીએ છીએ કે જ્યાં સુધી આ સુગંધી આપતાં પુષ્પો ભગવાને સ્થાપેલી નીતિને અનુસરે નહિં, ત્યાં સુધી તેમનો ઉપભોગ કરવો નહિં. દેવપૂજાના કામમાં તેમનો ઉપયોગ કરવો નહિં, પોતાના શરીરને શણગારવામાં સ્ત્રીઓએ ઉપયોગ કરવો નહિં, તેમ જ માથા ઉપર વેણી વગેરે ગુંથવામાં કુસુમોનો ઉપયોગ કરવો નહિં.

આ ક્ષણથી સર્વને કહેવામાં આવે છે કે પુષ્પોએ, ભગવાનની નીતિની આજ્ઞાઓ ઉથાપી હોવાથી તેનો બહિષ્કાર કરવામાં આવે છે, એમ સર્વ જનતાને વિદિત થાઓ.

## વ્યભિચારી વૃક્ષોને.

હે વૃક્ષો! ત્હમોને અમારો આદેશ છે કે અમારે પગલે અનુસરીને નીતિના કંઇ બંધન પાળો. ઇશ્વિરના અવાજને સાંભળેલા એવા અમે–ઇશ્વિરના આદેશને સમજેલા એવા–અમે, ત્હમોને સંબોધીએ છીએ કે ત્હમારા સર્જનહાર–સકળ વનસ્પતિશાસ્ત્રના સર્જનહાર–શ્રી પ્રભુજીએ. માનવસમાજે જે નીતિમર્યાદાઓ કરી છે તે નીતિમર્યાદાઓનો ત્હમો કદી લોપ ન કરો. હે વનને વિભૂષિત કરી રહેલાં વૃક્ષો! હે મધ્યાહ્નના તાપને વખતે શીતળ છાંયડો આપી પથિકોને આનંદ આપતા વડલાઓ! હે ભગવાનની પૂજામાં જેના ફળનો ઉપયોગ થઇ રહ્યો છે તેવી નાળીયેરીઓ! હે તાડો, હે લીમડાઓ! હે પીપળાઓ, હે ખજુરીઓ, હે આંબાઓ ત્હમો ભગવાનના આ સંદેશને શ્રવણ કરો. તેની આજ્ઞા છે કે લગ્ન એ ઉચ્ચતમ વસ્તુ છે, તો ત્હમો પણ, ઇશ્વરે રચેલી આ લગ્ન પ્રણાલીમાં શ્રધ્ધા ધરાવો. ત્હમો પણ આગળ વધો અને ઇશ્વરના આ આદેશને અનુસરો. એટલુંજ નહિં પણ હે વૃક્ષો! અન્ય કંઇ નહિં તો પણ પરમકૃપાળુ પરમાત્માની ખાતર વ્યભિચાર તો ન જ આદરો.

હે વૃક્ષજાતિ! ત્હમો માનવના સુખને માટે હસ્તી ધરાવો છો. ત્હમો અમારી જાતિના લાભ માટે જીવન ગુજારો છો. અમારા ઉપભોગ ઉપર ત્હમારી કિંમત છે. ઉદાહરણ તરીકે જે આંબાની કેરી બજારમાં સારી ખપતી હોય તે જ આંબાનું મહત્વ અંકાય છે. વનમાં આપમેળે ઉગતા આંબાઓ તો અનેક હોય છે પણ તેનું મહત્વ કોઇ વિચારતું નથી. તેવી જ રીતે ત્હમો સૌ અમારી ભલી લાગણી ઉપર મહત્વ પામો છો. સાથે જ

અમારાં બાલકો ત્હમારા ઓછાયામાં રમે છે. અમારી સ્ત્રીઓ ત્હમારી શીતલ છાયામાં કામ કરી રહી છે. આ સર્વ જોતાં ત્હમોએ વ્યભિચારની ત્હમારી કુટેવ મુકી દેવી જોઇએ એ ત્હમોને અમારો આદેશ છે.

અને હે વૃક્ષો! જો અમારા આ આદેશને ત્હમો અવગણશો, તો પછી પરમ કૃપાળુ પરમાત્માના શ્રાપ ત્હમારા ઉપર ઉતરશે એ યાદ રાખશો. ભગવાન શીવના સંહારક નેત્રમાંથી જે ક્રોધાગ્નિ પ્રજ્વલી ઉઠશે તે ત્હમો સર્વને બાળીને ભસ્મ કરી દેશે એ ભૂલશો ના. અદ્યપિ જો ત્હમોને ખાત્રી ન થતી હોય તો ત્હમારા પાપનો દંડ દેવા માટે યમદેવ પણ તત્પર છે એ કદી વિસરશો નહિં. અત્યાર સુધી અતિ દયાથી પ્રભુએ ત્હમારી સામે જોયું છે પણ વીસમીસદીના આ કળીયુગમાં ભગવાનના દયાસાગરમા પણ એકાએક ઓટ આવી છે. અને જો આમ જ ચાલ્યા કરશે તો આખો દયાસાગર સુકાઈ જશે એવો સંભવ છે એતું ત્હમોને ભાન થાવો.

હે વ્યભિચારી વૃક્ષો! ત્હમો ત્હમારા પુષ્પોદ્વારા વ્યભિચાર આદરી રહ્યા છો એટલું જ નહિં પણ ત્હમો અનેકવાર ત્હમારા પોતાનામાંથીજ ફણગા રૂપે બીજું વૃક્ષ [વડવાઇઓ] ઉભું કરો છો. આ પ્રથા અત્યંત ખોટી અને નુકશાનકારક છે, માનવસંસ્કૃતિ ઉપર ત્હમો એક મહાકલંક છો. ત્હમારામાં પ્રસરેલો મહાન વ્યભિચાર જોઇને જ માનવજાતિની કેટલીક બેજવાબદાર વ્યક્તિઓ પણ વ્યભિચારમાં આનંદ માણે છે. પણ અમોને ખાત્રી છે કે આ અયોગ્ય વૃત્તિ ત્હમારામાંથી માનવસમુદાયમાં ઉતરેલી છે.

અને ત્હમો જેમ જેમ સુધરતા જશો તેમ તેમ માનવ પ્રગતિ પણ તેટલી જ ઝડપથી સુધરતી જશે. અને માનવ પણ લગ્નપ્રણાલીમાં શ્રધ્ધા ધરાવતો થઇ જશે.

હે વૃક્ષો! ત્હમને અપાઇ રહેલા 'આદેશ'ની પછવાડે સાચી વસ્તુ એ છે કે લગ્નપ્રણાલીમાં માનવશ્રધ્ધા ઓસરતી ચાલી છે. તેઓ આજે કહે છે કે લગ્નપ્રથા એ ઇશ્વર સર્જીત નથી પણ માનવસર્જીત છે આ સંશયાત્માઓ વિનાશ જ પામવાના છે. તેમાં લેશમાત્ર શંકા નથી; કારણકે ગીતામાં તેમ લખ્યું છે. પણ આ પાપાત્માઓની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે અને આથી જ ઇશ્વરનો શબ્દ અમોને પુનઃ સંભળાયો છે. અને જે અમોએ સાંભળ્યું છે તે જ અમોએ અહિં લખ્યું છે તે સર્વની જાણ થાઓ.

માટે હે વનસ્પતિ જગતના વૃક્ષો! હે જળજગતના વૃક્ષો, ત્હમો હવે માનવનીતિને અનુસરો; કારણ કે માનવસંસ્કૃતિ માટે સ્થપાયેલી નીતિ એ ઇશ્વર સ્થાપીત નીતિ છે. કારણ કે આ એકલી નીતિજ ઇશ્વરે આદેશેલી છે.

અને જો ત્હમોને સુધારવા માટે અપાયેલી છેલ્લી તકને પણ અવગણશો તો ઇશ્વરનો ક્રોધ ત્હમારા ઉપર ઉતરશે. ત્હમો જે ભૂમિમાં જડ ઘાલીને પડયા છો તે ભૂમિ પણ ડોલી ઉઠશે, અને ત્હમારો સર્વ વિનાશ થઈ જશે એ યાદ રાખો.

[કેટલાકનું એમ કહેવું છે કે વનસ્પતિ જગતના વૃક્ષોએ હજુ પણ ઇશ્વરના આ નવિન અવાજને ન સાંભળ્યો હોવાથી જ બીહાર અને નેપાલની ભૂમી કંપી ઉઠી છે............તંત્રી]

# ફ્રાન્સનાં રમખાણોનું સાચું રહસ્ય!

સ્ટેવસ્કિના ગોટાળા તો દેખીતું કારણ છે પણ તેની નીચે ફ્રાન્સની જનતાનો અસંતોષ પ્રજળી રહ્યો છે.

આ આપમેળે ઉભાં થયેલાં આંદોલનોને અંગે પોતપોતાનાં પક્ષ બળ વધારવાના સામ્યવાદીઓ તેમજ ફ્રેસીસ્ટ પક્ષના સફળ યત્નો!

લેખકઃ રા. 'સર્ચલાઈટ'

**શાંત** સાગરમાં એકાએક ભરતી આવે અને જળ ઉછળે તે પ્રમાણે છેલ્લા થોડા દીવસમાં ફ્રાન્સના રાજકારણમાં તોફાની તત્વો એકાએક ઉછળ્યાં છે. પેરીસ જેવા સુરમ્ય શહેરમાં લોકોનાં ટોળાંએ પોલીસ સામે બાથ ભીડી છે એટલું જ નહિં પણ લગભગ પોલીસદળની ૩૦૦ જેટલી વ્યક્તિઓ ઇસ્પીતાલમાં સારવાર પામી રહી છે! અલબત્ત લોકસમુહમાં પણ તેટલી જ ઈજા થઇ હશે, છતાં પણ પેરીસની પ્રજા તોફાનનો માર્ગ લે, ત્યારે દીસે છે તેના કરતાં સ્થિતિ વધુ ગંભીર છે એમ માનવાને માટે આપણી પાસે એક કરતાં વધુ કારણો છે એ નિર્વિવાદ છે.

## દેખીતાં કારણો.

**રાજકારણનો ઉપરછલ્લેથી** અભ્યાસ કરનારને પેરીસના આ તોફાનની પછવાડે સ્ટેવસ્કિના નાણાંના ગોટાળાં દેખાશે! તેઓ કદાચ એમ માની લેશે કે સ્ટેવસ્કિની આત્મહત્યા, રાજકારણ સાથે તેનો સંસર્ગ, અને આ ગોટાળા ઉકેલવાની સરકારની બેદરકારી અથવા ધીમાશ આ તોફાન માટે જવાબદાર છે. સમયની ઘટના, અને આજુબાજુના બનાવો પણ આજ કારણ ઉપર આપણને દોરી જાય છે. ફ્રાંન્સની પાર્લામેન્ટમાં વડા પ્રધાન "દ લાડીઅરનું સ્ટેવસ્કિ સંબંધમાં નિવેદન", વડા પોલીસ અમલદાર મો० કલીપને રૂખસદ, અને સરકારની ધીમાશ સામે લોકરોષ—અને તોફાન એજ અત્યારે તો આપણી આગળ રજુ થયેલી વાર્તાના અંકોડા છે. અને રહસ્ય સાચું હોય તેમ આજે સમાચાર આવે છે કે ફ્રાંસના પ્રધાનમંડળે રાજીનામું આપતાં લોકરોષ ઓસરી ગયો છે અને પેરીસ શાંત બનીને પાછું પહેલાની ઢબ ઉપર આવતું જાય છે!

* * *

**પણ આ સત્ય** દીસતી ઘટના સાચી નથી એમ માનવાને આપણી પાસે પુરતા

કારણો છે. પ્રથમ તો એક પ્રખ્યાત પેઢી તૂટે તેથી સરકારતંત્રનું રાજકારણ જોખમમાં આવી પડતું નથી. સ્વીઝર્લેન્ડનો આઈવાન ક્રુગર, અને અમેરીકાના ઈન્સલની હકીકત તો યુરોપનું દરેક કુતરું પણ જાણે છે. એટલે જ યુરોપની પ્રજા— અને ખાસ કરીને ફ્રાંસની પ્રજા એક પરદેશી સંપત્તિવાન સ્ટેવસ્કિની પેઢી તૂટવાથી તોફાન કરવા પ્રેરાય એ અસંભવિત છે એટલું જ નહિં પણ અશક્ય છે. આવા આંચકાઓ તો તેમને અનેકવાર લાગ્યા છે. એટલે જ તેઓ આવી બાબત ઉપર પ્રધાનમંડળનું રાજીનામું માગવા તત્પર થઈ જાય એ માની શકાય તેમ નથી. તેમજ આપણાં આ અનુમાનને પોષતી એવી કેટલીય વસ્તુઓ છે જે વડે આપણે એમ ચોક્કસ કહી શકીએ કે સ્ટેવસ્કિ તોફાન એ મળરોગનું એક માત્ર બાહ્ય ચિન્હ છે.

પ્રથમ તો સ્ટેવસ્કિને આત્મહત્યા કર્યે પણ લગભગ એક માસ થઇ ગયો છે. તે દરમિયાન સ્ટેવસ્કિ બેંકના પૈસા મુકનારાઓ તથા તેની સાથે સબંધ ધરાવનારાઓની લાગણી ઉછળવાને બદલે ઉત્તરોઉત્તર શાંત થઈ જવી જોઇએ. કોઇ પણ દર્દને માટે સમય એ આખરી ઔષધ છે. અને સ્ટેવસ્કિના સંબંધમાં પણ આ ઔષધ નિષ્ફળ નિવડે એ અશક્ય છે. સ્ટેવસ્કિના મૃત્યુ બાદ એક પછી એક નાણાં વિષયક ગોટાળાઓ જાહેરમાં આવતા ગયા છે. પણ આ એક જ વ્યક્તિની અજબ હિકમતથી ફ્રાસની પ્રજા એકદમ રોષે ભરાઇ ઉઠે એ અશક્ય છે. સાથેજ સમગ્ર ફ્રાન્સના મુખ્ય શહેરોમાં તોફાનો થયા છે અને દરેક સ્થળે પોલીસ અને લોકસમુહ અથડામણુમાં આવ્યા છે. આ ઉપરથી એક જ અનુમાન પર આવી શકાય તેમ છે કે સ્ટેવસ્કિ કરતાં પણ વધુ ગંભીર કારણ ફ્રેન્ચ પ્રજાને બળવો કરવા માટે પ્રેરી રહ્યાં છે.

તેમજ સ્ટેવસ્કિ ઉપર એ પ્રકારનો આરોપ છે કે તે પોલીસને પૈસા આપતો હતો ! તેણે પાલમિન્ટના સભ્યોને લાંચ આપી હતી. અને તેમના સંરક્ષણ નીચે તે પોતાનો પ્રજાલુંટનો ધંધો ચલાવે જતો હતો. પણ આ તો દરેક દેશમાં સામાન્ય છે. દુનીયાના દરેક સટોડીયાઓ પોલીસતંત્રને ભરપૂર પૈસા આપે છે એ વાતની તો દરેકને ખબર છે. અનેકવાર સટોડીયાએ જાતે જ એ કબુલ કરે છે. એટલે સ્ટેવસ્કિનાં ગોટાળામાં ખાસ અસ્વાભાવિક કંઇ નથી તેમ જ જેમની દષ્ટિમર્યાદામાં મોટે કાલોંનું જુગારખાનું છે, જેમની આંખ આગળ આવા તો કેટલાય ગોટાળાઓ દરરોજ દેખા દે છે તેઓ સ્ટેવસ્કિના ગોટાળાથી એકદમ તોફાન થાય તે પ્રકારની દલીલ જરાય બુધ્ધિગમ્ય માનતા નથી.

ત્યારે સ્ટેવસ્કિ ગોટાળાને મુળભૂત કારણ રૂપ તરીકે આપણે ન માનીએ તો પછી ફ્રાન્સની પ્રજાને તોફાન કરવાની કેમ પ્રેરણા મળી ? એવી કઇ ઘટનાઓ છે કે જેથી ફ્રાન્સની પ્રજા પોતાના પ્રધાનમંડળમા વિશ્વાસ ગુમાવી બેઠી ? આ કારણોની શોધખોળ આપણને ફ્રાન્સના વર્તમાન ઇતિહાસના ઉંડાણમા ઘસડી જાય છે. એ યાદ હશે કે છેક ૧૯૩૨ થી ફ્રાન્સની પ્રજા પણ વિશ્વવ્યાપી આર્થિક મંદીની અસર અનુભવવા લાગી છે. ફ્રાન્સનો રેશમનો વ્યાપાર જાપાને તોડી નાખ્યો છે. તેના દારૂના વ્યાપારમા સ્પેન સ્પર્ધા કરી રહ્યું છે. તેના માલ સામે ઇંગ્લાંડે જકાત નાખી છે. જર્મનીમાં તો ફ્રાન્સનો માલ જતો હશે કે કેમ તેજ શંકાસ્પદ છે. એ સર્વ ઉપરાંત જ્યારે દરેક દેશે, અમેરિકાએ પણ, સોનાનું ચલણ મુકી દીધું છે ત્યારે

ફ્રાન્સે હજુ પણ સોનાનાં ચલણ પર સ્થિર થવા માગે છે.

* * *

**આ** હકીકતથી આપણે આગળ વધીએ તો જણાશે કે જર્મનીનું પુનરૂત્થાન, ઇટાલીનું આર્થિકબળ, અને ઇંગ્લાંડ અને ફ્રાન્સનાં દૃષ્ટિબિંદુઓ વચ્ચેના મતભેદ ફ્રાન્સનું રાજકીય મહત્વ ઝાંખું પાડ્યું છે એટલું જ નહિં પણ મધ્ય-યુરોપમાં તેની સરદારી લગભગ તૂટી ગઇ છે એમ આલેખીએ તો ખોટું નથી. એટલું જ નહિ પણ આર્થિક આફતના આ કાળમાં ઉત્તર ફ્રાંસના ઉદ્યોગોમાં ઉત્પાદનનો પારો એપાટાબંધ શુન્ય પર પહોંચતો જાય છે. આ સર્વ ફ્રાન્સના તોફાનનું સાચું રહસ્ય છે.

સાથેજ યુરોપમાં શીયાળાનો ત્રાસ અતિ સખ્ત હોય છે. અને આ સમયમાં જનતાનો આર્થિક અસંતોષ અતિ મ્હોટો હોય છે. આથી જ પેરીસના તોફાનો પછવાડે આ પણ એક કારણ છે એ ભૂલવું ન જોઇએ.

* * *

**પણ આ સર્વ પછવાડે** ફ્રાન્સના ઉગતા ફેસીસ્ટ પક્ષની પ્રેરણા પણ તેટલી જ જવાબદાર છે. સાચી વસ્તુસ્થિતિ એ હતી કે ફેસીસ્ટ, સામ્યવાદી, કે રાજાવાદી પક્ષે તોફાનને માટે આગળથી યત્ન કર્યો ન હતો કે આશા રાખી ન હતી. જનતાના માનસથી અતિ દુર એવા આ પક્ષોએ ફ્રાન્સનાં રાજકારણમાં પ્રકોપની ભરતી ચઢતી જોઈ અને પછી દરેક પક્ષે આ ભરતીને પોતપોતાના રાજકીય હેતુઓને સિધ્ધ કરવા માટે ઉપયોગ કરવા નિર્ધાર કર્યો. સામ્યવાદીઓએ આ તોફાનોને લાલ રૂપ આપ્યું, ફેસીસ્ટોએ આ તોફાનોને તેમનું સ્વરૂપ આપ્યું, રાજાવાદીઓ પણ બે હાથમાં હિંમત એકઠી કરીને આગળ વધ્યા. સમાજવાદીઓને પણ પોતાની સરદારી ટકાવી રાખવા માટે સામાન્ય હડતાળની વાત કરવી પડી. આમ ફાટી નીકળેલા અચાનક જ્વાળામુખીને જુદા જુદા રંગો આપવાનો આ યત્ન હતો.

* * *

**આજે** આ ચળવળ ભલે નિષ્ફળ નીવડે, આજે આ તોફાનો ભલે શમી જાય છતાં પણ તોફાનનું સાચું કારણ—જનતાનો આર્થિક અને રાજકીય અસંતોષ તો કાયમ રહે છે. જ્યારે અમેરિકા જેવા દેશો પણ આમવર્ગને રાહત આપવા માટે કંઇક યત્નો કરે છે ત્યારે ફ્રાન્સના પ્રધાન મંડળે આવું કંઇ જ કર્યું નથી. નિકાશ વ્યાપાર વધારવાને માટે તેમણે સોનાનાં ચલણને છોડી દેવું જોઇએ. તે પણ તેમણે કર્યું નથી! ફ્રાન્સની પાર્લામેન્ટમાં એટલા બધા પક્ષો પડી ગયા છે, કે કોઇ પણ પ્રધાનમંડળ એકાદ વર્ષ પણ ટકતું નથી. ઇતિહાસ શીખવે છે કે મુડીવાદીઓ જ્યારે જ્યારે પોતાની ખુલ્લી સરમુખત્યારી સ્થાપવા ઇચ્છતા હોય ત્યારે આપમેળે એક જ ભૂમિકા ઉપર અનેક પક્ષો ઉભા થાય છે [હીટલરવાદ પહેલાંનો જર્મનીનો દાખલો જુઓ] આથી જનતા ગુંચવાડામાં પડી જાય છે. ફ્રાંસના મુડીવાદીઓ પણ સરમુખત્યારીનો પંથ લેવા વિચાર કરી રહ્યા હોય એમ અત્યારના સંજોગોમાં લેખાય છે. હાલ તુરત તો ફ્રાન્સના જાણીતા ભુજંગ' મો. ડુમર્ગે' પ્રધાનમંડળ સ્થાપ્યું છે, પણ આ પ્રધાનમંડળ લાંબો વખત ટકી શકે એ અશક્ય છે! આ પ્રધાનમંડળ જર્મની સાથે દોસ્તી બાંધવાની તરફેણમાં છે એ તેનો સૌથી નબળો અંકોડો છે. ફ્રાંસનો નવો નાણાંપ્રધાન મો. ફેલે નવા પ્રધાનમંડળની બળવાન સાથેજ નબળી બાજુ છે, કારણ કે તેનાં રાજકારણ ઉપરના વિચારોને લીધે તો તે ભૂતકાળમાં શહેરી તરીકેના હક્કો ગુમાવી બેઠા હતો.

# એક નાટિકા

## (જાન્યુઆરી અંકથી ચાલુ.)

### હપ્તો બીજો.

[નાયક ગિસેપ્પીના હાથમાંથી છટકી અંદરના બારણાં ભણી દોડે છે. એ ત્યાં પહોંચતાં જ—એની બરાબર સામે બારણું અંદરથી ઉઘડે છે અને પેલી અવનવી રમણી અંદર આવે છે. એ અતિશય ફુટડી છે, પાતળી, ઉંચી, ઘાટીલી છે. એની મુદ્રા નાજુક છે, પણ ચતુરાઇ, ચંચળતા ને ચકોરપણું તેના ઉપર તરવરે છે. એની હડપચી, એનાં ભવાં, એનાં નસકોરામાં ક્રમે, ઝીણવટ, કુમાશ, ને દ્રઢતા વ્યકત થાય છે. પણ એ બધાં પર નવસંસ્કારિતાની અજબ છાપ છે. એનામાં સ્ત્રીત્વ છે, પણ નિર્બળતા નથી. એની નાજુક દેહલતા પણ રચાયલી છે મજબુત માંડવા પર. એના હાથ ને પગ, એનું ગળું ને એનાં ખભાં એ કંઇ તકલાદી આભૂષણો નથી, પણ એના દેહકાઠાના પ્રમાણમાં જોઇએ તેવાં છે. એ કાઠું—રમણીનું કાઠું—વીશીવાળાથી ને વળી નેપોલિયનથીય કંઈક ભારે છે, એટલે પેલા નાયકથી કોઇ રીતે ગાજ્યો જાય, એવો એ દેહ નથી એ નક્કી; પણ એની સુડોળતા ને એનું ઝગમગતું નવજોબન એની શકિતમત્તા ને દેહસંપત્તિને કંઇક ઢાંકી દે છે, એ ખરૂં. એનાં વસ્ત્રો જોતાં ફ્રાંસની છેલ્લી ફેશનોનો શોખ એને હોય એવું નથી લાગતું, પણ કદાચ મુસાફરીમાં પોતાનાં જુનાં પુરાણાં કપડાં એ પાપરી કાઢતી હોય, તો કોણ જાણે. એ ગોરી છે, એના વાળ ભુખરા સોનેરી છે, ને એની આંખો માંજરી છે.

મોભ્ભો અને સૌંદર્ય—બંનેયમાં રાચતી સ્ત્રીને બરાબર છાજે તેવા પાકા આત્મભાન સાથે એ અંદર દાખલ થાય છે. વીશીવાળો, જેનામાં વિનયશીલતા સ્વાભાવિક રીતે જ વધારે પડતી છે, તે એને માનભેર જોઇ રહે છે. નેપોલિયન પર એની આંખો પહેલવહેલી જ પડે છે, તે તો એને જોઇને પોતાનું ભૂલાતું ભાન સંભાળવામાં પડે છે. એનો ચ્હેરો રતાશ પકડે છે. એ પોતે કંઇક લુખ્ખો ને સાથે વળી બેચેન પણ બને છે. રમણી એ વાત તરત સમજે છે, ને એને ગુંચવાડામાંથી બચાવી લેવા અતિશય સુંદર રીતે ઓરડામાંના બાકીના સજ્જન તરફ ફરે છે. એ તો એનાં કપડાં તરફ જ જોઇ રહ્યો હતો,—જાણે દુનિયાની સારીય ઠગબાજીનો અર્ક એ કપડામાં ન ભર્યો હોય, તેમ. એની મુખમુદ્રાનું તો વર્ણન જ થાય તેમ નથી પણ બાઇ એને જોતાં જ ધોળીફક્ક થઇ જાય છે.—અચુક એ જ છાયા! જાણે કોઇ અણધારી ભયંકર ભૂલ સાંભરી આવે છે, ને તેથી એનાં સુખ ને સંતોષ

અનુવાદક:

**'અભ્યાસી'**

ને સલામતી સૌ ધૂળ મળી જાય છે.–એટલી બધી ભયભીત એ બને છે. બીજીજ ક્ષણે એનું મ્હોં રાતુંચોળ બની જાય છે અને બીજા તમામ ભાવો એ રતાશમાં ડુબી જાય છે. જાણે એનું આખું શરીર પણ એમાં ડુબતું ન હોય, એમ લાગે ! પેલો નાયક સામાન્ય રીતે તો ઝીણવટ વિનાનો, ને અત્યારે ગુસ્સામાં એકદમ ગાંડો થયેલો છે, પણ તેય આ વાત સમજી શકે છે. એ વસ્તુસ્થિતિને એ હલકટ ઠગબાજીના પાકા એકરારરૂપે સમજી વાળે છે, અને વિજયના ઉત્કટ આનંદમાં ચિત્કાર કરી ઉઠે છે. પછી એની પહોંચી પકડી એને ઓરડામાં આગળ કાઢે છે 'ને પોતે બારણું ફડાક બંધ કરી તેને અઢેલી ઉભો રહે છે.]

નાયક–આખરે હાથમાં આવ્યા ખરા, એટમજી ! સોંગતો અચ્છો સજ્યો છેને, વીરા ! (ગાજે છે) ફેંકી દે તારો ઘાઘરો !

[ગિ]સો૦–(વાઘો ઉઠાવતાં) અરે, અરે, નાયક ! આ શું ?

[ર]મણી–(ગભરાટમાં, પણ નાયકે પોતાને ધસડી, તે એનાં દુષ્કૃત્ય માટે ખૂબ ગુસ્સે ભરાઇને) ભાઇઓ મને બચાવો, તમને પાય પડું છું !

ગિસો૦–(જાણે એના તરફ દોડી જવાનો પ્રયાસ કરે છે.)

નાયક–(નાગી તલ્વારે વચ્ચે પડતાં) છે ત્યાં જ રહે, ખસવાનું નથી

રમણી:–(નેપોલિયનનું શરણું લેતા) ઓ સાહેબ, ઓ સાહેબ ! તમે મોટા અમલદાર–સેનાપતિ છો. મને બચાવો. નહિં બચાવો ?

નાયક–ના, ના ! સરદાર સાહેબ ! એ ઢોંગી ભલે કટકટ કરતો. એનું સાંભળશો નહિ. હું એને બરાબર પહોંચી વળીશ.

નેપો૦:–એટલે ? એ મરદ હોય તેવું કેમ બોલે છે ? શો બકવાટ માંડયો છે ? આ સન્નારી પ્રત્યે તું આમ કેમ વર્તે છે ?

નાયક–સન્નારી ? કે સન્નારો ?–અરે, એ તો પેલો મને મળેલો તે ભાયડો છે ! (ધમકભેર ધસતાં) અલ્યા એઈ–

રમણી–[નેપોલિયનની પાછળ દોડી જાય છે અને ગભરાટમાં એણે એનું રક્ષણ કરવા ધરેલા હાથને વળગી પડે છે] ઓ સેનાપતિજી ! શો પાડ-માનું ? મને બચાવો !

નેપો૦:–લવારો ના કરો, નાયક સાહેબ ! આ કંઇ મર્દ નથી, સ્ત્રી જાત છે. (બાઈ એનો હાથ મુકી દે છે ફરી તેનું મોઢું રતાશ પકડે છે) ને આપ નામવર કેદી છો મુકી દો એકદમ–એ તલ્વાર !

નાયક–જનાબ, મારૂંય સાંભળશો કે નહિં ! એ તો આસ્ટ્રીયન જાસુસ છે જાસુસ. બપોરેજ મને એ કહેતો હતો કે હું જનરલ માસેનાના હાથ હેઠળ છુ ને અત્યારે એ કહે છે કે હું બૈરૂં છું ! હું તે કંઇ આંધળો બાંધળો છું ?

બાઇ–હાં, હાં ! સરદાર, એ તો મારો ભાઈ હશે, ભાઇ ! તે જનરલ માસેનાના હાથ હેઠળ છે ખરો. મારા જેવો જ છે.

નાયક–(જાણે હારી જતા) એટલે ? તું શું એમ કહેવા માગે છે, કે તું તારો ભાઈ નથી, પણ તારી બહેન છે ? પેલી મારા જેવી ભૂરી

- આંખો વાળી તારી બહેન ! જા, જા ! જુઠ્ઠ ! તારી આંખો મારા જેવી જરાએ નથી. એ તો તારીજ છે, તારી ! શી ભામટાગીરી છે !

નેપો૦:–નાયક, આ બાઇ છે, ભાઈ નથી, એવી ખાતરી થઇને ? બસ, હવે અહિંથી ચાલ્યો જા મારો હુકમ છે !

નાયક–બાઇ ?–જરાયે નહિં. મને ઠગી જનાર—

નેપો૦:–(ધીરજ ખોઇ) બસ થયું હવે ! બસ ! હું ફરમાવું છું. તું આ ઓરડો છોડી જા.

રમણી–ના, ના ! મને જ એ બદલે જવા દો.

નેપો૦:–(લુચ્ખાશથી) માફ કરો, બાઇ ! આપનો ભાઈ ભલે રહ્યો, પણ જનરલ મામેનાના હાથ તળેના માણસને મારા કાગળપત્તરની શી જરૂર પડી ને હજુ મને નથી સમજાયું. મારે આપને થોડું કંઇક પૂછવું છે.

ગિસે૦:–(એકદમ) ચાલો નાયક (બારણું ખોલે છે.)

નાયક–જાઉં છું, સરદાર સાહેબ ! પણ જરા ચેતીને ચાલજો. ભલમનસાઇમાં ફસાઇ ના પડતા. (બાઇને) બાઇ, માફ કરજો. હું ધારતો તો કે તમે એના એ જ છો. માત્ર જાતિભેદ જ છે, ને કુદરતી રીતે હું એથી જ આડો દોરવાઇ ગયો.

રમણી–(મિઠાશથી) ના, ના ! એમાં આપની શી ભૂલ ? કશીય નહિં. હું તો ઉલટી ખૂબ રાજી થઇ છું, કે આપને મારા પર કશો ગુસ્સો નથી, નાયક ! (પોતાનો હાથ લંબાવે છે.)

નાયક–(તેને ચુમવા માટે નીચે વળતાં) બાઇ સાહેબ, જરાયે–(સંયમ કરી લઇ, માંડી વાળી, માત્ર નીરખી રહેતાં) આપનો હાથ આપના ભાઇના જેવો જ છે.–વીંટી સુદ્ધા !

બાઇ–(મિઠાશથી) અમે જોડીયાં ભાઇ બહેન છીએ.

નાયક–હં, હં ! સમજાયું ! (હાથ ચુમે છે) માફ કરજો બાઇ, માફ કરજો કાગળપત્તરની કંઇ મને એટલી બધી પડી નથી. મારા કરતાં તો સરદારને જ એની સાથે લેવા દેવા. મને તો મારી ભલમનસાઇનો દુરૂપયોગ થયો તેનું જ ઘણું લાગી આવે છે ! (ટેબલ પરથી ટોપી, હાથમોજાં ને ચાબુક લઇને જતાં) સરદાર જાઉં છું, માફ કરજો માફ કરજો. [આમ બોલતો બોલતો એ બહાર જાય છે. ગિસેપ્પા એની પાછળ જાય છે ને બારણું દઇ દે છે.]

નેપો૦:–(કચવાટભર્યો તેમની પાછળ જોઈ રહે છે) એવકુફ !

[રમણી મ્હોં મલકાવે છે. નેપો૦ સુલાને ટેબલની વચ્ચેની જગામાં ચાલ્યો આવે છે, એના ચ્હેરા પર ગુસ્સો છે, પણ બાઈ સાથે એકાંતે મળ્યાથી એની મુંઝવણ સાવ જતી રહી છે.]

રમણી–ઓહો સરદાર ! આપનો કેટલોક પાડ માનું ?

નેપો૦:–(એકદમ તેના તરફ ફરી) ચાલો, એ બધું પછી. મારા કાગળપત્તર લાવો. (હાથ ધરે છે—લાંબો કરે છે)

રમણી–સરદાર ! (પોતાના હાથ પોતાની ચોળી પર મુકે છે, જાણે ત્યાં રહેલી કાંઇક વસ્તુ બચાવવાની ના હોય !)

નેપો૦:–પેલા બેવકુફને છેતરીને તમે એ લઇ લીધાં. મરદનો વેશ ભજવ્યો ને ચાલાકી કરી; પણ મારે મારા રૂકકા જોઇએ. પે...લા એ...રહ્યા તમારા હાથ તળે, છાતી આગળ તમે સંતાડેલાં છે.

રમણી–(હાથ એકદમ ખસેડી) અરેરે, આ શી તમારી અવકૃપા! (ચોળીના ગજવામાંથી રૂમાલ કાઢી) હું તો બ્હીજ મરી! (જાણે આંખમાં આંસુ આવ્યાં હોય તે લૂછવાને રૂમાલ આંખે ફેરવે છે.)

નેપો૦:–અહં, બાઇ આપ મને ઓળખતાં નહિં હો, એમ લાગે છે, નહિં તો રોવાનો ઢોંગ આપ ન જ કરો.

રમણી–(જાણે રડતાં રડતાં હસી દેવાતું હોય એમ બતાવવા પ્રયાસ કરી) ના, ના–હું તો આપને ઓળખું છું. આપ તો પ્રખ્યાત સરદાર બોવનાપાર્ટ! (બોનાપાર્ટ શબ્દનો ઉચ્ચાર એ ઇટાલિયન રીતે કરે છે)

નેપો૦:–(ગુસ્સાભેર, ફ્રેંચ રીતે ઉચ્ચારતાં) બોનાપાર્ટ, બાઇસાહેબ, બોનાપાર્ટ. એ ભલે, કાગળો લાવો કાગળો. પછી બીજી વાત.

રમણી–પણ હું કહું છું...(ને૦ વિવેક વિનય વિના તેનો રૂમાલ ઝુંટવી લે છે તેથી) અરે! સેનાપતિ–સરદાર. (ગુસ્સામાં)

નેપો૦:–(પોતાના ડગલામાંથી બીજો રૂમાલ કાઢી, આપ બાઇએ, મારા પેલા નાયકને લુંટી લેતાં ભારે ભલમનસાઇથી તેને તમારો એક રૂમાલ આપેલો. (બંને રૂમાલ પ્રત્યે જુએ છે. એક જ જોડીના બંને છે. (સુંઘે છે) અત્તર પણ એ જ (બંનેને ટેબલ પર ફીંકે છે) હું રૂકકાઓ માટે ખોટી થાઉં છું, બાઇ, સમજ્યાં? ને જરૂર પડશે, તો જેમ રૂમાલ ઝુંટવ્યો તેમજ એ કાગળો પણ હું ઝુંટવી લઇ શકીશ.

[આ સુગંધીદાર રૂમાલ ૮૦ વરસ કેડે એમ. વિક્ટોરીયન સારદુના નાટક ડોરામાં ફરી નજરે પડે છે.)

બાઇ–(ઠસ્સાભેર, ઠપકો આપતાં) સરદાર, તમે બૈરાંને ડરાવો છો?

નેપો૦—(શુષ્ક રીતે) હા!

બાઇ–(ભોંઠી પડી, વખત ચોરવાનો પ્રયાસ કરતાં) પણ મને સમજાતું નથી હું?

નેપો૦–આપ બરાબર સમજો છો. આપના આસ્ટ્રીયન ઉપરીઓની ગણતરી મુજબ હું અહિંથી ૨૦ માઇલ દૂર હોવો જોઇતો હતો, તેથી જ આપ અહિં આવી પડયાં. મારો રિવાજજ એવો છે, કે શત્રુઓ કલ્પે કયાં ને હું હોઉં કયાં! બાઈ, આપ તો સિંહની ગુફામાં સામાં આવ્યાં છો. બહાદુર છો, સાથે સાથે ડહાપણવાળાં પણ બનો, ચાલોને કાગળીયા આપી દો, ઢીલ કરવી પરવડે તેમ નથી. (એક ડગલું આગળ ભરે છે.)

બાઇ–(પોચાં માણસ ગુસ્સે થાય ત્યારે બચ્ચાંની પેઠે રડી પડે તેમ રડી પડતાં, નાયકે ટેબલ આગળ રહેવા દીધેલી ખુરશી પર બેસી જઇ) હું? બહાદુર? અરેરે, આપ કશું નથી જાણતા. મારો દિવસ બ્હીકની બળતરામાં વીત્યો છે. અરે, કોઇક પણ જરા મારા તરફ વહેમાતું જણાય

છે, અથવા શત્રુત્વની છાયા દાખવે છે, કે મારી છાતી ધમધમી ઉઠે છે, ને મને દુ:ખાવો થાય છે. સરદાર તમે સૌને તમારા જેવા જ બહાદુર માનો છો કે શું ? અરે, તમે શૂરા લોકો જ શામાટે બધુંય શરાતનરાખવવાનું માથે નથી લેતા ? શામાટે અમારા જેવા સાવ ડરપોકનેમાટે એવું રાખો છો ? હું બહાદુર નથી. અત્યારથી હું આઘે જ ભાગું છું આફત આવે કે મારા બાર વાગે છે.

નેપો૦–(બધી હકીકતમાં રસ લેતા) ત્યારે, બાઇ, શા માટે આ આફતમાં આપ પડયાં ?

રમણી–કરૂં શું ? છૂટકો નહોતો, બીજા કોઇને સોંપાય તેવું નહોતું. ને હવે શું ! બધુંયે નકામું કેમકે તમે... તમને નથી કશી બ્હીક, નથી કશી લાગણી, નથી હૈયું, નથી–(અટકી જાય છે. અને ઘુંટણમંડીએ પડે છે) અરે, સરદાર, મને જવાદો, કશુંયે પૂછયા ગાછયા વિના મને જવાદો. તમને તમારા કાગળપત્તરો ને રૂક્કા મળશે. હું સોગંદપુર્વક કહું છું.

નેપો૦–(હાથ લંબાવી) વારૂ, લાવો હું ખોટી થાઉં છું. (એ બાઇ ચમકે છે. એને હસતાં રમતાં બનાવી જવાનો પોતાનો પ્રયાસ નિષ્ફળ થયાથી નિરાશ થાય છે. પણ મુંઝાતાં મુંઝાતાં એ નેપોલિયનની સામે જે રીતે જુએ છે તે પરથી લાગે છે કે કોઇક નવી જુકિત લડાવવા પોતે ભેજું કસી રહી છે. નેપોલિયન તો અટળ રીતે એની સામેજ તાકી રહી છે.)

રમણી–(સહેજ નિસાસો મુકી છેવટે ઉભા થતાં) વારૂ, લાવી આપું છું. મારે ઓરડે છે. (બારણાં તરફ વળે છે)

નેપો૦–હું સાથે આવીશ, બાઇસાબ.

રમણી–(જાણે પોતાનું સ્વમાન ઘવાઇ ગયું હોય તેવો ડોળ કરી ઉભા રહી જતાં) સરદાર, હું મારા ઓરડામાં આપને દાખલ થવા નહિં દઇ શકું.

નેપો૦–ત્યારે આપને અહિં રહેવું પડશે ને તે દરમ્યાન આપના ઓરડાની ઝડતી લેવાશે.

રમણી–(ધિક્કાર ભર્યા સૂરે, પોતાનુ જુલાણું ખુલ્લું કરી દે છે) એટલી બધી તસ્દી લેવાની જરૂર નથી. કાગળો ત્યાં નથી.

નેપો૦–હું તે જાણુંજ છું કયાં છે તે, મેં આપને કહ્યું હતું (બાઇની ચોળી તરફ આંગળી કરે છે.)

રમણી–(નાજુક દયામણાપણું ધારણ કરી) સરદાર, મારે એમાંથી ફકત એકજ ખાનગી કાગળ જોઇએ છે, એકજ. એટલો મને રાખવા દો.

નેપો૦–(ઠંડે કલેજ, સખતાઇથી) એવી માંગણી વાજબી છે કે, બાઇ ?

રમણી–(એણે ધસીને ના ન કહી, તેથી જરા હિંમત ધરી) નથી, પણ તેથીસ્તો તમારે એ માની જવી જોઇએ. આપનીજ માંગણીઓ વાજબી છે, વારૂ ? તમારા વિજયો, તમારી મહત્વાકાંક્ષા, તમારા સદ્ભાગ્યને ચરણે હજારો જીંદગીઓની

ફેનાગીરી–ઉલટું મારી તો બહુ જ નાની સરખી માંગણી છે.–ને હું તો એક ગરીબડી, ભીરૂ સ્ત્રી છું. જ્યારે આપ તો ભારે શુરા પુરૂષ છો. (કોમળ કાકલુદીભરી આંખે એના તરફ જોઇ રહે છે ને ફરી ઘુંટણીયે પડવાની તૈયારીમાં છે.)

નેપો૦:–(ઉલ્લાસભેર) ચાલો, ચાલો, ઉભાં થાવ. (વિચારવશાત: એ જરા પાછો ફરે છે ને ઓરડામાં આંટો મારે છે. પછી અચાનક) તમે તો ગાંડીઘેલી વાત કરો છો–ને તે જાણી સમજીને (રમણી ઉભી થાય છે ને નિરાશભાવે પલંગ પર બેસી પડે છે. નેપો૦ ફરે છે, ને એને આવી દશામાં જોતાંજ સમજી જાય છે કે હું છુટ્યો, એટલે હવે થોડાં ગાંડાઘેલાં કાઢવામાં વાંધો નથી આવીને એની પાસે બેસી જાય છે. રમણી ગભરાઇને આઘે સરકે છે. પણ સાથે સાથે એની આંખમાં આશાનું એક કિરણ ચમકે છે. નેપોલિયન જાણે કંઇંક છુપી મોજ અનુભવી રહ્યો હોય તેમ શરૂ કરે છે) કેમ જાણ્યું કે હું શુરવીર છું ?

રમણી:–(આશ્ચર્ય થી) શુરવીર ? તમે... સરદાર બોવના પાર્ટી ?...(ઉચ્ચાર અશુદ્ધ કરે છે,

[વધુ રસભર હપ્તો આવતે અંકે.]

# હિન્દી સ્ત્રીઓના કાયદેસર હક્કો

લેખકઃ
રમણીક વી. મહેતા.
બી. એસસી. એલ., એલ. બી.

## લેખાંકઃ છઠો.

### પ્રકરણ ૫ મું.

**લગ્ન વિચ્છેદ યાને છુટાછેડા.**

"Although life-long monogamy is best when it is Successful; the increasing Complixity of our needs makes it increasingly often a failure for which divorce is the best preventive."

—Bertrand Russell.—

"જો સફળ નિવડે તો જીંદગીભરનું એક પત્નિવ્રત સૌથી શ્રેષ્ટ છે; પરંતુ, આપણી જરૂરીયાતોની વધતી વિવિધતા તેને વધુ ભાગે નિષ્ફળ બનાવે છે; આ નિષ્ફળતા અટકાવવાનું લગ્ન વિચ્છેદ એ એક શ્રેષ્ટ સાધન છે."

—બર્ટ્રાન્ડ રસેલ—

**લગ્ન કર્યા પછી પતિ સાથે ન રહે તો?**

**લગ્નના હક્ક પતિ ન પાળે તો?**

**—આ સવાલોના જવાબ અહિં રજુ થાય છે.**

અમુક સંજોગોમાં પોતાના પતિ સાથે સારો બનાવ ન રાખી શકાતો હોય તો તે લગ્નનો જ વિચ્છેદ કરવાનો બીજો અને અતિ અગત્યનો હક્ક પરિણિત સ્ત્રીઓ ભોગવે છે. આ અગત્યના હક્કનું વિવેચન આપણે આ પ્રકરણમાં તેમજ બીજા પ્રકરણોમાં કરીશું. હિંદુ અબળાઓ આ હક્ક કેટલે દરજ્જે ભોગવે છે તેનું વિવેચન કરીએ તે પહેલાં લગ્ન વિચ્છેદ, છુટાછેડા—અને તેની જરૂરીયાત ઉપર બે શબ્દો લખવાનો પ્રયાસ કરૂં તો તે અસ્થાને અને બીનઉપયોગી નહિ ગણાય.

લગ્ન વિચ્છેદ યાને છુટાછેડાનો રિવાજ લગ્ન જેટલો જ જુનો છે એમ કહીએ તો ખોટું નથી. પાશ્ચાત્ય તેમજ પૌર્વાત્ય જુના સામાજીક રિતરિવાજોમાં છુટાછેડાના રિવાજને સ્થાન હતું. તે સમયમાં લગ્ન વિચ્છેદ કરી શકાતો પરંતુ તે ગણ્યાગાંઠયા સંજોગોમાંજ. વખતના વિતવા સાથે તેમ જ દિવસે દિવસે વધતી જતી સામાજીક જરૂરીયાતોને લીધે છુટાછેડા ઉપરનાં બંધનો ઓછાં થતાં ગયાં છે અને આજે દરેક દેશોની સુજ્ઞ જનતાનું વલણ છુટાછેડાને લગતા કાયદાને જેમ બને તેમ સાદા બનાવવા અને જુદા જુદા કોમી કાયદાઓએ મુકેલાં બંધનો બને તેટલાં ઓછાં કરાવવા તરફ વળ્યું છે.

સમાજના ઉત્કર્ષ માટે બને તેટલાં ઓછાં બંધનોવાળા છુટાછેડાના હક્કની જરૂરીયાત આજે દરેક આગળ પડતા દેશના મહાપુરૂષો સ્વીકારે છે. માનવ જીવનને સંસારીક ક્ષેત્રમાં સુખી બનાવવા માટે સ્હેલાઈથી મળી શકે તેવા છુટાછેડાના હક્કનું તેઓ સમર્થન કરે છે. છુટા છેડા ઉપરનાં સામાજીક તેમજ કાયદાએ મુકેલાં બંધનોને કારણે આજે કરોડો યુગલોનાં જીવનમાં ઉદ્વેગ, અશાંતિ, કડવાશ અને દુઃખ ભરેલાં જણાય છે; કરોડો હૃદયોમાં હૈયા હોળી પ્રજ્વળી રહી છે. એક મેકને માથે પડેલાં અગર લગ્નગ્રંથી જેને પરાધીનતાની બેડી સમાન થઇ પડી હોય તેવાં દુઃખી કજોડાં ઉપર લગ્ન વિચ્છેદનો પ્રતિબંધ મુકવો એ કેવળ ઉપહાસજનક છે એટલુંજ નહિ પણ એક ગુન્હો છે. આવા સંજોગોમાં માનવજીવન ખરેખર દુઃખી નિવડે તેમાં શું નવાઇ! લગ્નગ્રંથીથી જોડાયલાં યુગલોને જ જ્યારે તેમના જીવનમાં કડવાશ અને કટુતા જણાય ત્યારે ઇચ્છા અનુસાર તે ગ્રંથી તોડવાનો અધિકાર નહિ સ્વીકારતા કઠોર કાયદાઓ શા માટે હોવા જોઇએ એ પ્રશ્ન આજે કેટલાયે સમાજ સેવકો પુછે છે. માનવ જાતિના દુઃખમાં આ પ્રતિબંધો ઉમેરો કરતા હોવાથી તેમને બને તેટલા ઓછા કરવા તરફ તેઓનું લક્ષ ખેંચાયું છે. જ્યાં પ્રેમ અને અનુરાગને બદલે ધિક્કાર અને અણગમો હોય, જ્યાં એ લગ્નગ્રંથીથી જોડાયલાં યુગલને, લગ્ન એ પરતંત્રતા અને પરવશતાનું બંધન લાગતું હોય ત્યાં લગ્નગ્રંથી તોડી નાખવામાં વાંધો શું હોઇ શકે એ સમજી શકાતું નથી. દેહને ગમે તેવાં બંધનોથી બાંધી શકાય, પરંતુ આ વિશાળ પૃથ્વી ઉપર કોઇ પણ કાયદો એવો નથી કે જે માનવહૃદયની શુદ્ધ લાગણીઓ અને એ વિશુદ્ધ હૃદયમાંથી ઉદ્દ્ભવતા અનુરાગ અને પ્રેમને ગમે ત્યાં બાંધી શકે, અગર એ પ્રેમ અને અનુરાગનાં વહેણ ગમે તે દિશામાં વાળી શકે. વાસ્તવીક રીતે જોતાં તો માનવજાતિના સુખ અને ઉત્કર્ષનું સુમેળ લગ્ન (Happily Mated Marriage) પણ એક પ્રાથમિક કારણ છે. જો આમ જ છે તો પછી જ્યાં એક યુગલ વચ્ચે સામસામો પ્રેમ નથી પણ અણગમો છે ત્યાં એ લગ્નથી જોડાયેલાં યુગલનાં જીવનને ટકાવી રાખવાંમાં આખરે નરી નિષ્ફળતા સાંપડે છે એટલું જ નહિ પણ તેનાં ઘણાં માઠાં પરિણામો પણ નિપજે છે.

* * *

**આ** કારણને લઇને સાંપ્રત કાળના ઘણા મહાન વિચારકો અને પ્રતિષ્ઠિત સમાજશાસ્ત્રીઓ કોઇ પણ જાતના બંધન વગરની છુટાછેડાની પધ્ધતિ (System of Free Divorce) અખત્યાર કરવાનું સમાજને સુચન કરે છે મરજી પ્રમાણે ગમે

ત્યારે લગ્ન વિચ્છેદ કરવાના સિધ્ધાંતમાં માનનારાઓમાં મી૰ અને મીસીસ બર્ટ્રાન્ડ રસેલ, બર્નાડ શૉ, જ્યોર્જ રાયસી સ્ટોર, જડજ લીન્ડસે, અપટન સીંક્લેર, મી૰ સી. એફ કાલવર્ટન અને બીજાઓ પ્રથમ પંક્તિમાં આવે છે. આ મહાપુરૂષો જણાવે છે કે લગ્ન વિચ્છેદ કરવાની ક્રિયા બને તેટલી સાદી, સરળ અને થોડા સમયમાં થઇ શકે તેવી હોવી જોઇએ, તેમજ એક બીજા સામે આક્ષેપ કરનારી કે એક બીજાને હલકા પાડનારી હોવી જોઇએ નહિ. અમુક જ કારણોનાં અસ્તિત્વમાં લગ્ન વિચ્છેદ થઇ શકે એવું કાયદાનું સ્પષ્ટ ફરમાન હોવાથી ઘણી વખત એક પક્ષને બીજા પક્ષ સામે મન ઉંચું થવાનું ખરૂં કારણ છુપાવી જાહેરમાં ખોટા અને હલકા આક્ષેપો રજુ કરવાની ફરજ પડે છે. આના કરતાં શાંત રીતે અને એક બીજાની લાગણી ન દુઃખાય તેવી રીતે લગ્ન વિચ્છેદ થાય તેમાં જ વ્યક્તિ અને સમાજની શોભા છે.

* * *

કેટલાકો નિર્બંધ છુટાછેડાની નીતિને વખોડે છે અને જણાવે છે કે છુટાછેડા એટલા સ્હેલા અને ઇચ્છા થાય ત્યારે થઇ શકે તેમ થશે ત્યારે લગ્નગ્રંથીઓ એકદમ તુટી જશે અને સમાજમાં એકદમ મોટી ઉથલપાથલ થઇ જશે. સામા પક્ષ તરફથી આ અને આવી જાતની જે દલીલો વારંવાર સંભળાય છે તેનો યોગ્ય પ્રત્યુત્તર આપવાનું આ સ્થાન છેક અયોગ્ય નહિ ગણાય. જો લગ્ન સમાજના ઉત્કર્ષનું ખરેખર એક સાધન ગણ્યું જ હોય તો લગ્ન સંસ્થામાં આજે પ્રસરી રહેલાં સઘળા દંભ અને કૃત્રિમતા તદ્દન નાબુદ કરવાની મોટી અને ખાસ જરૂર છે. છુટાં પડવાની ઇચ્છા ધરાવતા બે માનવ હૃદયોને કોઇ પણ રિવાજ કે કાયદો તેમ કરતાં અટકાવી શકશે નહિ. બાહ્ય દુનીયા પછી ભલેને પોતાની સત્તા અને સખ્તાઇથી લગ્નગ્રંથી તોડવાની ના પાડે પરંતુ હૃદયના તુટેલા તાર કદિ સંધાશે નહિ, કાંતો એ તાર તુટેલા જ રહેશે અને એ ભગ્ન હૃદયને નિરંતર ભોકાયાં કરશે અગર તો કાયદાની બાધીત છુટનો આશ્રય લઇ ખોટાં કારણો જણાવીને પણ એ બીજા હૃદયના તાર સાથે સંધાઈ જશે. જ્યાં છુટાછેડા કોઇપણ સંજોગોમાં થઇ શકતા નથી ત્યાં લગ્ન એ એક પ્રકારનો ગંભીર દંભ છે. હૃદયનાં લગ્ન ન હોય તેવાં દંપતિ બહારની દુનીયારૂપી નાટકના સ્ટેજ ઉપર વરવહુનો નાટકી પાઠ ભજવે છે. જ્યાં અમુક કારણોજ છુટાછેડા કરવાને કારણ આપે છે ત્યાં ઘણુ મોટે ભાગે તેવાં કારણો ન હોય છતાં તેવાં કારણો આગળ કરી છુટાછેડા મેળવાય છે. આમ પરિણીત જીવન ઉપર મુકાયલાં કૃત્રિમ બંધનોનો હેતુ કોઇપણ રીતે સચવાતો નથી.

* * *

ઉલટું, છુટાછેડા ઉપરના અંકુશો અને તેટલા ઓછા કરવાથી, સમાજમાંથી દંભ અને કૃત્રિમતા ઓછાં થશે એટલુંજ નહિ પણ માનવજીવન વધારે સુખી અને શાંત બનશે. એ અંકુશો દૂર કરવાથી લગ્નગ્રંથીઓ ટપોટપ તુટી જશે અને સમાજમાં મોટી ઉથલ પાથલ થઇ જશે એવો ભય રાખનારાઓની મોટી ભુલ થાય છે. *શરૂઆતમાં* સમાજ કજોડાંથી ભરપૂર હોવાનાં કારણે છુટા છેડાની સંખ્યા ઘણી થાય અને થોડા સમય માટે ભારે ફેરફારી થાય પરંતુ તે પછી *છુટાછેડાની*

સંખ્યા દિવસે દિવસે કમતી થઇ જશે એ નિર્વિવાદ છે. નિબંળ છુટાછેડાની નીતિના ઉપાસકો સોવિયેટ રશિયા અને સ્પેન તરફ વાંચકનું ધ્યાન ખેંચે છે અને બતાવે છે કે આ દેશોમાં છુટાછેડા ઉપર અંકુશ રાખતા દેશો કરતાં છુટાછેડાનું પ્રમાણ ઘણું ઓછું છે. સ્પેન અને રશિયામાં મરજીમાં ફાવે ત્યારે એક યા બીજો પક્ષ લગ્નગ્રંથીમાંની સ્વતંત્ર થઇ શકે છે. વળી આ અંકુશો દૂર હોય તો એક બીજાનાં મન દુઃખાય અગર મન ઉંચા થાય એવું વર્તન રાખતા પહેલાં દરેક પક્ષને બે વખત વિચાર કરવો પડે.

ટુંકમાં, **નિરંકુશ છુટાછેડાની પધ્ધતિ લગ્ન સંસ્થાને આદર્શને માર્ગે** લઇ **જશે.**

## પ્રકરણ ૬ ઠું.

### હિંદુ કાયદો અને છુટાછેડા.

**છુટાછેડા યાને** લગ્નવિચ્છેદ કરવાના હક્ક ઉપર આજે જે અંકુશો સમાજ તેમજ કાયદા તરફથી મુકવામાં આવેલા છે તેની વિરૂદ્ધ હિંદમાં હાલ થોડાં વર્ષો થયાં પ્રચાર કાર્ય શરૂ થયું છે. અખિલ હિંદ મહીલા પરિષદોમાં તેમજ અન્ય મહીલા પરિષદોમાં અને યુવકસંઘોનાં અધિવેશનોમાં તથા સામાજીક છાપાંઓના કોલમોમાં છુટાછેડાનો પ્રશ્ન સારી રીતે ચર્ચાય છે અને તેની હીમાયત થતી જોવામાં આવે છે. હિંદ સિવાયના બીજા પૌર્વાત્ય તેમજ પાશ્ચાત્ય દેશો જ્યાં છુટાછેડા અમુકજ સંજોગોમાં કરી શકાય છે તે દેશોમાં પણ છુટાછેડા ઉપર મુકવામાં આવેલા અંકુશો ઓછા કરવાની હીમાયત થાય છે. એ ઉપરથી એટલું તો જણાય છે કે લગ્નસંસ્થામાંથી જેમ બને તેમ સમાજ તેમજ કાયદાનાં ફરજીયાત બંધનો ઓછાં કરવાની વૃત્તિ સારાયે વિશ્વમાં ફેલાતી જાય છે. પ્રથમ રશિયા અને તે પછી સ્પેને તો કોઇ પણ સંજોગોમાં ફાવે ત્યારે લગ્નનાં બંધનમાંથી મુક્ત થવાનો હક્ક એ દેશોના શહેરીઓને આપ્યો છે. બીજાં રાજ્યોમાં પણ તેમના છુટાછેડાના કાયદામાં સુધારા વધારા કરવામાં આવતા સંભળાય છે.

વર્તમાન યુગના આ વિચારોની દૃષ્ટિએ હિંદની મહીલાઓની સ્થીતિ આપણે તપાસવા બેસીએ તો આપણને જણાયા વિના રહેશે નહિં કે હિંદ આ વિચારોના પ્રવાહની ઘણી પછવાડે છે. મોટા ભાગની હિંદી મહીલાઓ ઉપર અધીકાર ભોગવતા કેટલાક કોમી કાયદાઓ બીજા દેશોના તેવા કાયદાઓની સરખામણીમાં તદ્દન અન્યાયી અને ઘણી સંકુચીત દૃષ્ટિવાળા જણાશે અને આ કાયદાઓથી જ હીંદી મહીલાઓની સુખદુઃખની પરિસ્થીતિનું માપ આપણે કાઢી શકીએ. હિંદુ કાયદો આપણે પ્રથમ તપાસીએ. આ કાયદાનો અભ્યાસ કરતાં આપણને દયા અને આશ્ચર્યની મીશ્ર લાગણી ઉદ્ભવ્યા વિના રહેશે નહિ. આશ્ચર્ય એટલા ખાતર કે વિરાટ વિશ્વમાં આ એકલો જ કાયદો છે કે જે છુટાછેડાનો હક્ક સ્વીકારતો નથી. દયા એટલા ખાતર કે અભંગ લગ્નગ્રંથીના રિવાજે કેટલીયે કમનસીબ હીંદુ અબળાઓ ઉપર દુઃખનો દરીયો ઠાલવ્યો છે અને તેથી કરીને સમાજને કેટલીયે હાની પહોંચાડી છે. હિંદુ સમાજમાં કહેવાતી હલકી કોમો જે કાયદાના નહિ પરંતુ રિવાજના બળે છુટાછેડાનો હક્ક ભોગવે છે તે સિવાયની

બાકીની હિંદુ કોમોમાં કોઇપણ સંજોગોમાં લગ્નગ્રંથી તોડી શકાતી નથી. આનું કારણ એટલું જ છે કે આ કોમોમાં લગ્ન એક પવિત્ર સંસ્કાર મનાય છે અને તે પતિ પત્નિનાં જીવનની એક અભંગ ગાંઠ બાળે છે. આથી બંનેમાંથી કોઇ પણ પક્ષ લગ્ન વિચ્છેદ કરી શકે નહિ, સિવાય કે તે સને ૧૮૬૬ ના નેટીવ કોન્વર્ટસ મેરેજ ડીસોલ્યુશન એક્ટ (બીજો ધર્મ અંગીકાર કરવાથી લગ્ન વિચ્છેદ કરતો કાયદા)નો લાભ લે. આનું પરિણામ એ આવ્યું છે કે લગ્નને પવિત્ર સંસ્કાર ગણતા વિચાર ભલે તે ઘણાઓની દષ્ટિએ ઉચ્ચ અને ઉમદા દેખાતા હોય છતાં તે વિચારોએ હિંદુ સમાજને અકથ્ય નુકશાન પહોંચાડયું છે અને તેમાં ખાસ કરીને હિંદુ મહીલાઓની સ્થીતિ ઉપરની તેમની અસર તો ભયંકર જ છે કારણ કે બહુ પત્નિવાદ (polygamy) ને કારણે હિંદુ પુરૂષોને થોડેવત્તે અંશે છુટાછેડાની જરૂર ઓછી જણાય છે.

* * *

**આ**પણે ઉપર કહી ગયા છીએ કે હિંદુ કાયદો છુટાછેડાના હક્કનો બીલકુલ સ્વીકાર કરતો નથી કારણ કે તે લગ્નને એક પવિત્ર સંસ્કાર અને જીવન મરણ સુધીની અભંગ ગ્રંથી તરીકે માને છે. આથી કરીને કોઇ પણ હિંદુ દંપતી કાયદાનો આશ્રય લઇને તેમના દુઃખદ પરિણીત જીવનનો અંત લાવી શકે નહિં. જીવનભર કોઈ પણ પક્ષને ગમે તેવાં સખ્ત કારણો હોય તેમ છતાં બીજા પક્ષ સાથે નીભાવવું પડે છે. આથી ઉલ્ટું, હિંદુ જાતિની હલકી અને પછાત ગણાતી એવી ઘણી કોમોમાં છુટાછેડાનો રિવાજ છે અને એ રિવાજના બળે ગમે તે પક્ષ કાયદાની કોર્ટનો આશ્રય શોધ્યા સિવાય છુટાછેડા કરી શકે છે. હિંદની અદાલતોએ પણ "Custom over-rides a written text of law" નાં સુત્રને આધારે આ રિવાજને લઇને થતા છુટાછેડા માન્ય રાખ્યા છે. હિંદુ ધર્મશાસ્ત્રના અઠંગ અભ્યાસી તરીકે ઓળખાતા મી૰ મેઇનિ જણાવે છે કે હિંદુ જાતિની જંગલી જાતો ઉપરાંત બીજી ઘણી ન્યાતો અને પેટા જ્ઞાતિઓ જે બ્રાહ્મણ યુગની અસરથી દુર રહી ગઈ તે જાતિઓ અને જ્ઞાતોમાં છુટાછેડાનો રિવાજ પ્રચલીત છે. અને જ્યારે હિંદુ કોમની કહેવાતી ઉંચી જ્ઞાતિઓમાં આ રિવાજ બીલકુલ જણાતો નથી, ત્યારે આ વિદ્વાન અભ્યાસીના મંતવ્યના ખરાપણાં વિષે આપણને શંકા લાવવાનું કંઇ કારણ મળતું નથી. જોકે આજે પ્રચલીત છે તે હિંદુ ધર્મશાસ્ત્રમાં છુટાછેડાના હક્કને માન્ય રાખવામાં આવ્યા નથી, પરંતુ પ્રાચીન હિંદુ ધર્મશાસ્ત્રો જોતાં છુટાછેડાને તેમાં સ્થાન મળેલું જણાય છે. કેટલાક પ્રાચીન વિદ્વાન અને જાણીતા લેખકો જેવા કે નારદ, વશિષ્ટ, બૌધાયન, કાત્યાયન વિગેરે રૂષી મુનીઓએ લખેલાં પુસ્તકો અને ટીકાઓમાં છુટાછેડાના હક્કને સ્થાન મળેલું જોઇ શકાય છે. નારદની કૃતિ (નારદ સ્મૃતિ, આ સ્મૃતિનું ડૉ. જોલીએ અંગ્રેજીમાં ભાષાંતર કર્યું છે.) જોતાં તેમાં બતાવેલાં પાંચ કારણોમાંનું કોઇ પણ એક કારણ એક સ્ત્રીને બીજો ધણી કરવાની છુટ આપે છે. આ પાંચ કારણો નીચે મુજબ છેઃ—

(૧) ધણી મરી ગયો હોય, (૨) ધણીનું બીજા કોઇ કારણે મોત થયું હોય; (૩) ધણી પરદેશ ગયો હોય અગર

તેણીને ત્યજી ગયો હોય; (૪) તે નામર્દ હોય; (૫) ધણી ન્યાત બહાર થયો હોય.

* * *

આથી વિરૂદ્ધ મનુમહારાજનાં મંતવ્યો જે સૌથી વધારે પ્રમાણભુત ગણાય છે તે ઉલ્ટું મંતવ્ય રજુ કરે છે અને કોઇપણ સંજોગોમાં છુટાછેડા થઇ શકે નહિ એમ જણાવે છે. આમ છતાં તેમની કેટલીક કૃતિઓમાં પતિથી ત્યજાયલી સ્ત્રીઓ, બીજો ધણી કરી શકે છે એમ સ્પષ્ટ આલેખવામાં આવ્યું છે. મી૦ મેઇન એવો અભિપ્રાય દર્શાવે છે કે મનુની કૃતિઓમાં આ ઉલ્ટા સુલટી હકીકત જણાય છે તે તેમની અસલ કૃતિઓમાંથી કેટલોક ભાગ જાણીજોઇને ટીકાકારોએ કાઢી નાખેલો છે તેને લઇને છે. મનુની કૃતિમાં એવું લખાયલું જડી આવે છે કે એક સ્ત્રી જેનો ધણી પરદેશ રહેતો હોય, તેનાં ત્યાં રહેવાનાં કારણ પ્રમાણે તેણી આઠ છ અગર ત્રણ વર્ષ સુધી રાહ જોઇ શકે. આ રાહ જોયા પછી તેણીએ શું કરવું તેને માટે કોઈ જાતનો નિર્દેશ નથી. મી૦ મેઇનનું ધારવું છે કે મનુએ તે પછી બીજું લગ્ન કરવાની સ્ત્રીઓને છુટ આપી હોવી જોઇએ પરંતુ તે છુટ આપતો ભાગ જાણી બુજીને ઉડાવી દેવામાં આવ્યો છે. આ ઉપરથી પ્રાચીન કાળમાં છુટાછેડાની છુટ હોય તેવું અનુમાન કરવાનું આપણને સબળ કારણ મળે છે. પરંતુ બ્રાહ્મણયુગની અસર હેઠળ હિંદુ કોમની ઉપલી જ્ઞાતિઓએ એ હક્ક નાબુદ કર્યો ત્યારથી હિંદુ ધર્મશાસ્ત્રોમાં પણ એ હક્કનો અસ્વીકાર કરવામાં આવ્યો છે. બાકી જે જાતો અને જ્ઞાતો આ અસરથી મુક્ત રહી છે તે જાતોમાં છુટાછેડા પ્રચલીત છે. મી૦ મેઇન લખે છે કે "પંજાબની જાટ કોમમાં એક સ્ત્રી તેણીના ધણીથી ત્યજાયલી હોય તો તેણી બીજું લગ્ન કરી શકે છે અને તેણી એક કાયદેસરની પત્નિ તરીકેના સઘળા હક્ક ભોગવે છે, દક્ષીણ કેનેરાની લીંગાયત પ્રજામાં પણ આવો રિવાજ પ્રચલીત છે અને દક્ષીણ હિંદની દરેક હલકી અને પછાત ગણાતી કોમમાં છુટાછેડા થઇ શકે છે અને એક લગ્નનાં બંધનમાંથી મુક્ત થઇ બીજું લગ્ન કરી શકે છે. આ બીજું લગ્ન મરાઠાંઓમાં 'પાટ' અને ગુજરાતમાં 'નાતરા'નાં નામથી ઓળખાય છે.

આમ બ્રિટિશ હિંદમાં તો ફક્ત જે હિંદુ જાત અને જ્ઞાતિઓમાં રિવાજ હોય તેટલી જ જાત અને જ્ઞાતિઓની સ્ત્રીઓ છુટાછેડાનો હક્ક રિવાજના બળે ભોગવે છે. બાકીની હિંદુ સ્ત્રીઓથી તો એકવાર લગ્નગ્રંથીથી બંધાયા પછી ગમે તેટલાં સબળ કારણો હોય છે તોપણ લગ્નવિચ્છેદ થઈ શકતો નથી અને ગમે તેવું દુઃખી જીવન પણ મરણાંત સુધી ભોગવવું પડે છે. બીજાં દેશી રાજ્યોની હિંદુ અબળાઓ આ હક્ક કેટલે દરજ્જે ભોગવે છે તેનું વિવેચન હવે પછીના પ્રકરણમાં આપણે કરીશું.

# લગ્ન

## હાથનાં
## કે
## હૈયાનાં ?

લેખક:
ચિનુભાઇ ડોકટર.

## પાત્રો :—

કંચન—

સુશીલ—કંચનનો 'ધણી'—કોલેજીયન.

નિશાકુમારી—સુશીલની સહાધ્યાયીની વિદ્યાર્થીની.

વિનોદીની—નિશાકુમારીની બ્હેનપણી—કોલેજીયન.

મોહનલાલ—સુશીલના 'બાપ.'

દેવકોર—સુશીલની બા.

સરલા—સુશીલની ભાભી.

મોતી—સુશીલની બ્હેન.

નિર્મળ—વિમળાનો 'પ્રિયતમ.'

વિમળા—કંચનની બ્હેનપણી—નિર્મળની હૃદયરાણી.

## પ્રવેશ પહેલો.

સ્થળ:—કંચનનું પિયર: કંચન અને વિમળા ગોષ્ઠિ કરી રહ્યાં છે.

સમય:—કંચનના લગ્નનો પૂર્વ દિવસ.

કંચન—વિમળા 'એ' મ્હારી ઉપર ખીજાયા લાગે છે.

વિમળા—કેમ ? પરણ્યાં પહેલાં જ ખીજાવાનું કારણ ?

કંચન—'એ' મને પરણવા નથી ઇચ્છતા.

વિમળા—ત્યારે અહિં જાન લઇને શું કરવા આવ્યા છે ?

કંચન—એ તો એમને ખબર.

વિમળા—પણ એ પરણવા શા માટે ના પાડે છે ? તું ક્યાં કદ્રુપી છે ?

કંચન—મેં તો સાંભળ્યું છે કે કોલેજની કોઇ છોકરી સાથે એ પ્રેમમાં છે.

વિમળા—મેં ય એવું સાંભળ્યું છે તો ખરૂં ! તારા બનેવી કહેતા હતા. પછી ખરૂં ખોટું તો ભગવાન જાણે.

કંચન—ભગવાન કરતાં નિર્મળલાલ વધારે જાણે. એ સાથેજ ભણે છે ને ? બધા કહે છે તે સાચું જ હોવું જોઇએ.

વિમળા—તારા બાપા જાણી જોઇને તને કુવામાં શું કરવા નાંખતાં હશે ?

કંચન—નાનપણનાં વેવિશાળ છે. આવું મારૂં ઘર હાથમાંથી કેમ જવા દેવાય એમ એમનું કહેવું છે. માથે

પડશે એટલે એમની અક્કલ ઠેકાણે આવશે એમ બા ને બાપા બેય માને છે.

**વિમળા**–સારા ઘરને શું પાથરે કે પ્હેરે ? મન મળ્યા વગર લાકડે માંકડું વળગાડતાં કાકાને કંઇ દયાએ નહિ આવતી હોય !

**કુંચન**–કોણ જાણે મારા નશીબમાં શું લખ્યું હશે ! [રડે છે.]

**વિમળા**–[પાલવથી તેના આંસુ લુછતાં–પટાવતાં] ગાંડી એમા રડે છે શાની ? તને એક વખત જોવા તો દે પછી લટ્ટુ બની જશે. કોઈપણ કોલેજકુંવરી કરતાં તું કયાં રૂપમાં ઉતરે એવી છે ? (હસતી, મટકું મારતાં) ભાયડાને તો આમ હથેળીમાં નચાવીએ. મારા 'એ' પણ જોને ચોરીમાંજ દાંત કચકચડતા હતા, પણ અત્યારે તો મારી આખના ઇશારે એમના પગ નાચે છે. ને મારા બોલે બોલે એ ઓછા ઓછા થઇ જાય છે.

**કુંચન**–પણ મને અંગ્રેજી નથી આવડતુ ને !

**વિમળા**–હુ એમની પાસે શીખી, ને તુ પણ શીખજે.

(નિર્મળ પ્રવેશે છે)

**નિર્મળ**–અરે વિમળ !

**વિમળા**–(લાડમાં ધમકાવતાં) વિમળ ને નિર્મળ–નામ દેતાં લાજતા નથી ?

**નિર્મળ**–શું બોલી ? મારૂં નામ દીધું ?

**વિમળા**–(કંચન સામું જોઈ હસતાં) તમારૂં નામ અપવિત્ર હશે તો નહિં બોલીએ Get out of here આ તમારૂં પિયર નથી, સાસરૂં છે. માથું ઢાંકીને ફરો. જાઓ અહિંથી.

**કંચન**–ગોપી વગર ગમતું નહિં હોય.

**વિમળા**–ગમતું નહિં હોય તો ગમતું ઘડાવશે. સત્યભામાનો મિજાજ નહિં જોગે હોય !

**નિર્મળ**–[હસીને નફરો થઇ નીચે બેસતાં] સાસરામાં સ્વામી ધર્મ પાળવે જોઇએને ? શ્રીમતી ? કંચનબ્હેન ! તમારી નણંદ તો તીખું મરચું છે હો [નિર્મળ સામું જોઇ] જાણે જીવતો જવાળામુખી !

[ પડદો પડે છે. ]

## પ્રવેશ બીજો.

સ્થળઃ–વર પક્ષનો 'બૈરાંનો ઉતારો.'

સમયઃ–લગ્ન પછીનો.

[કંચનને લઇને બૈરાંઓ ગાતાંગાતાં આવે છે. કંચન દેવકોરબાને પગે પડે છે. દેવકોર આશિષ આપે છે. કંચન એક ખૂણામાં બેસી નીચું જોઈ રહે છે.]

**એક જાનડિયણ**–અલી ! તારી નણંદને પગે પડી ?

[ કંચન ઉભી થાય છે. ]

**મોતી**–પડશે એની માને–! મારે તો કંઈ પગે નથી પડાવવી.

**બીજી જાનડિયણ**–એ તો આજકાલની વહુરોને તો જાણો જ છો ને બા !

[કંચન પગે પડવા આવે છે.]

**મોતી**–રહેવા દે, બા ! કહેડો લચકઇ જશે. વાંકી ના વળીશ.

[કંચન પગે પડે છે. આંખમાંથી બે આંસુ મોતીના પગ ઉપર પડે છે.]

**મોતી**–હાય, હાય, આ તો ધુતારી છે! અલી! મેં તને શું કહી નાંખ્યું કે રોવા બેઠી છે?

**સરલા**–છાની રહે બ્હેન. આજ સારા દહાડે આંસુ ના પાડ. બ્હેનનો તો સ્વભાવ જ તેજ છે. ખોટું ન લગાડીશ. [કંચનને બાજુએ લઇ જઇ બેસાડે છે ને પોતે પણ બેસે છે.]

**મોતી**–હા, હું તે જ હોઉં તો તમારે ત્યા આવવા કોણ વધારે છે? આ હું તો ચાલી. [રોતાં રોતાં જવાની તૈયારી કરે છે.] મારા દેખતાં જ ચઢાવા કરે છે તો પાછળ તો શું એ કરતી હશે?

[સરલા જવાબ આપ્યા વગર મ્હોં ચઢાવી કંચન પાસે બેસી રહે છે.]

**દેવકોર**–[મોતીને મનાવતા] રહેવા દે, બેટા! તું ક્યાં જાય? રોઇશ નહીં. હજુ તો તારા બાપની બાજરી બધા ખાય છે. એ બેઠા છે ત્યાં સુધી તને કોણ કહાડનાર છે?

**કંચન**–બા! મેં ક્યાં બ્હેનને કશું કહ્યુ છે? પગે ના પડી તે મારી ભૂલ થઇ.

**સરલા**–[કંચનનો હાથ દાબી ધીરેથી] બોલ્યા વગર બેસને. નકામી હોળી ઉભી કરશે. આડા બાઝશે એ તો. એમને નહિં પોંકાય.

**મોતી**–માએ કોઈ દા'ડો વિનય વિવેક શીખવ્યા હોય તોને? જોને હજુ તો આજ પરણી છે પણ અડધે માથે ઓઢીને બેઠી છે. છે કંઇ લાજ શરમ!

[કંચન કપાળ સુધી ઓઢીને ભોંય સામું જોઇ,ચુપ બેસી રહે છે. સુશીલ અને તેના મિત્રો અંદર આવે છે. કંચનનું ધ્યાન ન હોવાથી તે 'ખુલ્લા મોંએ' બેસી રહે છે]

**મોતી**–[મોરથી] જુઓ, છે કઇ લાજ શરમ? લાજ તો નેવે મુકી છે!

[કંચન ઉંચુ જોઇ એકદમ ઘુમટો તાણે છે].

**કુંચન**–[ધીરેથી] મને ખબર નહોતી. [સરલા ફરી તેનો હાથ દાબે છે.]

**મોતી**–હમે તો નાના કીકલા, એનો માટી ઉભો છે ને બોલતાં પણ લાજતી નથી!

**સુશીલ**–(હસતાં) બ્હેન શું છે?

**મોતી**–(ખીજાઇને) હવે વહુનું ઉપરાણું લો આજથી. (લ્હેકા કરતા) 'નહિ પરણુ' 'નહિં પરણુ' કરતો'તો ને આજથી જ બાયડીનો થઇ ગયો, બા! જોજેને આ વહુને છોકરો તારે માથે છાણાં થાપશે.

**દેવકોર**–એ તો છે જ ને બા! દેવે જણ્યા ને ડાકણને સોંપ્યા.

**મોતી**–મારા બાપા બેઠા છે ત્યાં સુધી એમનું શું પાકવાનું છે? બહુ જોર કરે તો તગેડી મુકજે ને. ઘણાંય કુટી ખાશે. કમાવું પડશે ત્યારે ખબર પડશે.

(**સુશીલ**–અકારણ મેંણાથી ચીડાઇને ક્રોધમાં જલ્દી પાછો ફરે છે. ઉંચો હોવાથી બારણાંની સાખ સાથે જોરથી માથું અફળાય છે. માથે

હાથ દાબીને એકદમ ઉંમરા ઉપર બેસી જાય છે. કંચન અધી' ઉભી થઇ પાછી બેસી જાય છે. સરલા મોતી, દેવકુંવર, તથા કંચનના મિત્રો સુશીલને ઘેરી વળે છે. સુશીલના માથામાંથી લોહીની ધાર છૂટે છે.)

**મોતી**–કોણ જાણે રાંડ કેવા પગલાંની હશે! શકનમાં જ હોળી સળગાવી છે. બહુ વાગ્યું ભઇ? [સુશીલના કપાળે હાથ મુકે છે. સુશીલ હાથ જોરથી ઝટકાવી નાખે છે.]

**સુશીલ**–આઘા જાઓ. છો વાગ્યુ.

**મોતી**–[ખસીયાણી પડી] લેને ભઇ આ ચાલી હું તો] [કેટલીક સ્ત્રીઓ એને મનાવવા માંડે છે. સરલા જલ્દી કંઇથી રૂનો પાટો લઇ આવે છે. રૂ બાળીને ઘા પર શેકે છે ને પછી પાટો બાંધે છે.]

[કંચનના 'દબાયલા ડૂસકાં' સંભળાય છે. સરલા ઝડપથી એની પાસે જાય છે.]

[ પડદો પડે છે. ]

## પ્રવેશ ત્રીજો.

સ્થળ:–કોલેજ કન્યા છાત્રાલયમાં નિશાકુમારીની ઓરડી.

સમય:–લગ્ન પછી થોડાક દિવસ પછીનો.

[નિશાકુમારી ઉંધી ચોપડી પકડી ધ્યાનથી વાંચવાનો ડોળ કરતી બેઠી છે. એકાએક રૂમનું કમાડ ખોલી સુશીલ પ્રવેશે છે ને નિશાની સામે ખુરસી પર બેસે છે. નિશા ધ્યાનમાંથી ચમકીને પુનઃસ્વસ્થ બને છે.]

**નિશા**–[ચોપડી બંધ કરી] કોણ સુશીલકુમાર? આટલા દિવસ કેમ આવતા ન્હોતા? સીક હતા કે શું?
[સુશીલ બોલતો નથી. મુખ પડેલું ને મ્હોં રોતલ રાખી બેસી રહે છે. આંખમાં ભીનાશ તરવરે છે નિશા મુંઝાય છે.]

**નિશા**–[અસ્વસ્થતાથી] કેમ તમને શું થયું છે, સુશીલ? કોઇને બોલાવું?
[મુખ ઉપર કંટાળો દેખાય છે.]

**સુશીલ**–[જલદી] ના ના–રહેવા દો.

**નિશા**–[સ્વસ્થ બની] તબિયત તો સારી છે ને?

**સુશીલ**–[ઘેરા સાદે બેપરવાઇથી] ઠીક છે.

**નિશા**–આટલા બધા ઉદાસ કેમ છો? કોઇ પ્રિયજન ગુમાવ્યું છે કે શું?

**સુશીલ**–હા, મારાં લગ્ન થઇ ગયા.

**નિશા**–[ સહર્ષ ] Congratulations, સુશીલકુમાર! Congratulations. [સાશ્ચર્ય] પણ તેમાં તો તમને પ્રિયજન સાંપડ્યું છે. ગુમાવ્યું કયું?

**સુશીલ**–[સજળ નેત્રે નીશા સામે મીટ માંડી] નિશાકુમારી હું કાયર છું.

**નિશા**–[ટાઢાશથી] હું જાણું છું.

**સુશીલ**–[મુખંતાથી] નિશાકુમારી મારી પરણવાની બિલકુલ ઇચ્છા નહોતી પણ મારે જબરજસ્તી—

**નિશા**[હસતાં]–તમારા ઉપર બળાત્કાર થયો?

**સુશીલ**–[એકરાર કરતાં] અંતે મોટાંનુ માનવું પડ્યું.

**નિશા**–એ તો હું કહેતી જ હતી કે તમે ડીબેટીંગ યુનીઅનનું સ્ટેજ ગજવો

એટલું જ. તમારામાં નૈતિક હિંમત મેં જોઇ નથી.

**સુશીલ**–ખરેખર એમ જ. નિશાકુમારી હું તમારી માફી માગું છું.

**નિશા**–[સાશ્ચર્ય] મારી માફી શા માટે માંગો છો?

**સુશીલ**–નિશા તમારો શોક શમાવવા વ્યર્થ પ્રયત્ન શા માટે કરો છો! I know that your heart is crying for me.

**નિશા**–ખરેખર મને તમારી દયા આવે છે.

**સુશીલ**–[સહસા નીશાના પગ પાસે ઘુંટણીએ પડી નીશાનાં ઢીંચણ પકડી તેના ખોળામાં માથું નાંખતા] નિશા મને ક્ષમા કરજે. હું તારો ગુનેગાર છું.

[બ્હારથી અસ્પષ્ટ હસવાનો અવાજ આવે છે. નિશા ગભરાઇને તેને એકદમ ઉભો કરે છે ને ખુરશી પર બેસાડે છે.]

**નિશા**–[કપડાં ઠીક કરતાં]—Please calm yourself. મારી ક્ષમા શાની માંગો છો! I don't understand you.

**સુશીલ**–[આંસુ વહાવતાં] Oh! you do understand everything. I have broken your heart Nisha, in marrying another girl.

**નિશા**–[સરોપ છતાં સ્વસ્થ કંઠે] I pity you, સુશીલકુમાર! my heart is too sound to break for you. I never gave you any sign that I would marry you. Did I?

[સુશીલ ચાટ પડી નિશા સામે બોઘા માફક જોઇ રહે છે.]

**નિશા**–Please, go home. Just now you are not In yourself. [સુશીલ જવા ઉઠે છે. બારણા બ્હાર દોડાદોડી થઇ રહે છે. કમાડ ખોલી સુશીલ જાય છે. નિશા શાંતિથી ખુરશીમાં જ બેસી રહે છે. છોકરીઓનું મોટું ટોળું ઓરડીમાં હસતું હસતું ધસી આવે છે.]

**નિશા**–[દાંત કચકચાવીને] Oh! The damned fool!

**વિનોદીની**–[ખડખડાટ હસતાં નિશાનો ખભો થાબડે છે] Take care of your Rcmeo, Nisha! he may commit suicide! [નિશા સિવાય બધા ખડખડાટ હસેછે]

**નિશા**–[મજાકમાં ધમકાવતાં] Get out of my room all of you.

**વિનોદીની**–[ઘુંટણીએ પડી નિશાના ખોળામાં માથું મુકતાં] Please say that you forgive me!

**નિશા**–[વિનોદીનીના બંને કાન પકડી નીચી નમી તેના હોઠ પર જોરથી ચુંબન કરતાં] Oh, you damned fool!

**વિનોદીની**–[ઉભી થતાં નિશાને ખભે હાથ મુકી]–Please calm yourself.

[પડદો પડે છે.]

## પ્રવેશ ચોથો.

સ્થળઃ–સુશીલના ઘરનો એક ઓરડો.

સમયઃ–કેટલાક માસ પછીનો.

[સુશીલ ખુરસીમાં બેઠેલો છે. ટેબલ ઉપર બંને પગ લંબાવ્યા છે. આંખોમાંથી આંસુ વહી રહ્યાં છે.]

[મોહનલાલ અંદર આવે છે]

**મોહનલાલ**–હવે રોએ શું વળશે? પહેલાં તો ગમે તેટલું કહું, ભાઈ સાંભળે જ નહિં ને. હવે વરસ બગડયું ત્યારે અક્કલ ઠેકાણે આવીને પસ્તાવો થાય છે. બૈરીની પાછળ જાણે ગાંડો થઈ ગયો હતો.

**સુશીલ**–[ગુસ્સા પૂર્વક]–ઝખ મારવા પરણાવ્યો હતો?

**મોહનલાલ**–ભાઇ અમે તો અમારા રીવાજ પ્રમાણે પરણાવ્યો પણ તું હવે તારા છોકરાંઓને સાચવજે [જાય છે]

**સુશીલા**–[ધીરેથી] છોકરાં થશે શું કરવા! [કંચન આવે છે. સુશીલની પાછળ જઇ વાંકી નમી તેના માથા ઉપર ગાલ ટેકવી એક હાથે સુશીલનાં આંસુ લૂછે છે.]

**કંચન**–હવે થયું ન થયું થવાનું છે! સંતાપ કરશો તો શરીર બગડશે. કોઈ વર્ષ નપાસ પણ થવાય. [વિહ્વલતાથી] રડો ના, છાના રહો.

**સુશીલ**–[નિર્દયતા પૂર્વક તેનો હાથ તરછોડી નાંખતાં] તારા પાપેજ વરસ ગયું.

**કંચન**–[છોભીલી પડીને પાલવ મસળતાં] મારા પાપે? મારી સાથે તો હસીને બોલતા પણ નથી. મેં કેવી રીતે તમને નાપાસ કરાવ્યા? હું તો ઉલ્ટી તમારી સગવડ સાચવતી આવી છું.

**સુશીલ**–તારી ચિંતામાંજ વંચાયુ નહિં ને? તું નહોતી ત્યારે કદિ નપાસ થયો નથી ને તને પરણ્યા પછી જ કેમ નપાસ થયો? તું ન આવી હોત તો જરૂર પાસ થાત.

**કંચન**–[આજંવતાથી] તમે હાથ ઝાલ્યો એટલે આવું જ ને? હું શું કરૂં!

**સુશીલ**–પડ ખાડમાં.

[કંચન નિશ્વાસ નાંખી આંખમાંથી આંસુ લૂછતી જવા લાગે છે]

(પડદો પડે છે)

## પ્રવેશ પાંચમો.

સ્થળ : મુંબઈમાં સુશીલની રૂમ.

સમય : સુશીલની નોકરીનો–બે ત્રણ વર્ષ પછીનો–[સુશીલ આરામ ખુરસીમાં સૂતેલો છે. કંચન ધીરે પગલે તેની નજીક આવે છે. પગનાં સાંકળાનો ખખડાટ થાય છે.]

**સુશીલ**–ધીરે નથી ચલાતું? આખો માળો ધ્રુજી જાય છે.

**કંચન**–[વિનવતાં] કહોને હું જઉં?

**સુશીલ**–[ચીડાઇને] ક્યાં, સુલામાં જવું છે?

**કંચન**–આટલી વખત જવા દો. પછી કદિ પણ જવાનું નામ નહિં લઉં.

**સુશીલ**–[સક્રોધ] પણ જવું છે ક્યાં એ કહીશ?

**કંચન**–જાણીને અજાણ્યા થાવ છો? તમને પણ કેટલા વાનાં કર્યાં પણ તમે

એકના બે ના થયા. મારા બાપા નાક પર માંખ ન બેસવા દે, તેમણે તમારા પગમાં પાઘડીઓ ઉતારી પણ તમે માન્યા નહિ. કોણ જાણે એમણે તમારૂં શું બગાડયું છે!

**સુશીલ**–મારી આખી જીંદગી બગાડી છે.

**કુંચન**–પણ હવે એ બગડી ન બગડી થવાની છે? હું ખરાબ હોઉં તો મને સુધારો. એમને શું ખબર કે હું તમને નહિ ગમું?

[સુશીલ–જવાબ આપ્યા વિના પડ્યો રહી ઉંઘવાનો ડોળ કરે છે.]

**કુંચન**–[આતુરતાથી] બોલોને જઉં?

**સુશીલ**–ના.

**કુંચન**–[આંખમાં આંસુ સાથે] એકનો એક ભાઇ પરણે ને બ્હેન ન જાય તો લોક શું કહે?

**સુશીલ**–લોક ગમે તે કહે, મને શું?

**કુંચન**–તમને કંઇ નહિ, પણ મારે જવું છે. મને તો જવા દો!

**સુશીલ**–[ક્રૂરતાથી] શું કહ્યું? તારે જવું છે.? નથી જવાનું.

**કુંચન**–પણ–

**સુશીલ**–ચૂપ રહીશ કે પછી–?

**કુંચન**–[સુશીલના પગ પાસે બેસી તેના ખોળામાં બે હાથ મુકતાં સજળ નેત્રે તેના સામું જોઇ] તમારાં લગ્નમાં તમારી બ્હેન ન આવે તો તમને કેવું લાગે?

**સુશીલ**–[આડું જોઇ બેપરવાઇથી] ત્યાં જવાથી તારી ઉપર એ લોકોના જંગલી સંસ્કાર પડે. તું બગડી જાય.

**કુંચન**–નાનેથી મોટી એમણે, કરી, હવે ત્યાં શું વધારે બગડી જવાની છું? બે દિવસ ઉપર ત્રીજો દિવસ નહિં રહું. પરણાવીને તરત જ ચાલી આવીશ. કાલે રાત્રે તો લગન છે. બે કલાક પછી ગાડી ઉપડશે, એમાં જઉં તો જ કાલે ત્યાં પહોંચાય.

**સુશીલ**–અને ચાર પાંચ દિવસ મારે અહિં ભૂખે મરવું? તું ત્યાં મેવા-મીઠાઇ ઉડાવે ને હું અહીં હાથે રાંધું?

**કુંચન**–ત્યાં જઇને હું મીઠાઇ જીભે મુકું તો મને સોગન છે. તમે પણ ચાલો. તમને જોઇને બિચારાં અછો અછો થઇ જશે.

**સુશીલ**–મારે તો આવવું જ નથી.

**કુંચન**–તો તમે લોજમાં જમજો.

**સુશીલ**–અને પછી માંદો પડું તો તારે શું?

**કુંચન**–[છણકો કરતાં] ટુંકામાં એમ જ કહોને કે તમારે કોઇ પણ ઉપાયે મને જવા નથી દેવી!

**સુશીલ**–[ટાઢાશથી] એમ સમજ.

**કુંચન**–[હઠ પૂર્વક] પણ મારે જવું જ છે.

**સુશીલ**–તો બારણાં ખૂલ્લાં છે.

**કુંચન**–એટલે?

**સુશીલ**–ક્યાં તો મારૂં ઘર કે તારૂં પિયર. ત્યાં જવું હોય તો સદાને માટે મારાં બારણાં તારે માટે બંધ સમજજે.

**કુંચન**–[જોરેથી રડતાં] કંઇક તો દયા રાખો. [કરગરતાં] બસ, આ એકજ વખત જવા દો. પછી તમે કહેશો તેમ કરીશ.

**સુશીલ**–હું કહું તેમ કરીશ?

કુંચન–[આશાભેર] હા.

સુશીલ–તો લગ્નમાં જવાનું માંડી વાળ.

કુંચન–[સક્રોધ] પૂછીશું તમને! [ટ્રંક ખોલીને કપડાં બહાર કહાડે છે.]

સુશીલ–[મીજાજથી] ત્યારે જવાનું નક્કી કરે છે?

કુંચન–[તેટલા જ મીજાજપૂર્વક] હા.

સુશીલ–પછી ઘરમાં નહિં પેસવા દઉં હોં?.

કુંચન–બહુ સારૂ.

સુશીલ–એ ટ્રંક મેં ખરીદ્યું હતું. લઈ જવાશે નહિં!

કુંચન–[એકી ટસે સુશીલ સામું જોઇ રહે છે પછી ટ્રંક જોરથી વાસીને ઉભી થતાં] એમ જ છે, તો આ રહ્યું તમારૂં ટ્રંક! [કપડાંની બચકી બાંધે છે.]

સુશીલ–ને જણશો–

[કંચન ચુપચાપ દાગીના ઉતારી આપે છે. આંખમાંથી આંસુ સુકાઈ ગયાં છે.]

કુંચન–હવે કંઇ બાકી રહેતું હોય તો માંગી લો!

સુશીલ–[ઉભો થતાં] બહુ ફાટી છે કેમ! [મારવા માંડે છે. કંચન વાગતું ન હોય તેમ 'લથડી' જવા છતાં પણ ભીંત ઝાલી સ્થીર ઉભી રહે છે. ગાલ ઉપર આંગળાના સોળ ઉપસી આવે છે અને ઉંચી ટેકરીઓ વચ્ચે ખીણમાં નદી વહી જતી હોય તેમ આંસુના રેલા ચાલ્યા જાય છે.]

કુંચન–બસ ધરાઇ ગયા? હજુ બાકી હોય તો મારી લો. કાલ કોને મારશો?

સુશીલ–[ધક્કો મારતાં] જા, નીકળ! [કંચન બચકી ઉપાડી જાય છે. સુશીલ બારણાંની સ્ટોપર વાસી આરામ ખુરસીમાં પડે છે. એની આંખમાં આંસુ દેખાય છે.]

સુશીલ–[સ્વગત]–આતો ખરેખર ગઇ! [અટકીને] પણ લગ્ન વીતી ગયાં પછી તો આવશે જ. મારા બોલ સામું જોશે? [અસ્થીર બની નિશ્વાસ નાંખે છે.]

[કમાડ બ્હારથી ઠેલાય છે]

સુશીલ–[આંખ સાફ કરતાં ઘોઘર સાદે] કોણ છે?

કુંચન–[બ્હારથી બ્હીતે બ્હીતે] હું!

સુશીલ–[ચમકે છે. છુટકારાનો શ્વાસ મૂકે છે. બારણા પાસે જઇને ઉભો રહે છે] કેમ પાછી આવી? ચાલી જા.

કુંચન–[રડમસ સ્વરે] પણ ગાડી તો હવે ઉપડી ગઇ હશે.

સુશીલ–[નિર્દયતાથી] સ્ટેશન પર પડી રહેજે! કાલ જજે.

કુંચન–મારે નથી જવું ઉઘાડો.

સુશીલ–[સ્ટોપર પર હાથ મુકતાં નહિં ચાલી જા? મારે તારૂં કામ નથી?

કુંચન–[મોટેથી રોતાં અત્યંત કરૂણતાથી] મને માફ કરો. મારી ભૂલ થઇ.

[સુશીલ કમાડ ખોલે છે કંચન અંદર આવી ઉભેથી તેના પગ ઉપર પછડાય છે.]

સુશીલ–[ગભરાઇને] હીસ્ટીરીયા? [ક્રોધથી] મને હેરાન કરવાજ આવી છે!

[પડદો પડે છે.]

સમાપ્ત.

# નાસ્તિકવાદનો વિકાસ

લેખક:
ભાવચંદ માવજી વડેરા

એક સામાન્ય માન્યતા એવી પ્રચલિત છે કે નાસ્તિકવાદ એ આધુનિક યુગનું લક્ષણ છે. અમુક અમુક સંસ્કૃતિઓના ક્રમશઃ કાળ પછી, અને જગતમાં અમુક સ્થળનાં અમુક પરિવર્તન પછી જ મોટે ભાગે આ વાદનો પ્રચાર થયો એમ કહેવામાં આવે છે. જ્યારે સાચી વાત એ છે કે કોઇ પણ માન્યતા અગર કોઇ પણ સામાજીક વ્યવસ્થાનો સિધ્ધાંત આમ એકાએક જન્મી પડતો નથી. એની પાછળ વર્ષોનો નહિ–પણ યુગોનો ઇતિહાસ હોય છે–એટલો જ પુરાણો વિકાસક્રમ હોય છે. આજે જે બહુ જ સ્પષ્ટ રીતે આપણા સમાજમાં આપણને દેખાઇ આવે છે, તે લાંબા વખતથી સમુહમાનસમાં રોપાઇ ગયેલ હોય છે

એ જ વાત નાસ્તિકવાદ સંબંધે પણ સાચી છે. આનો અર્થ એમ હું નથી કરવા માગતો કે નાસ્તિકવાદ એક વાદ તરીકે પણ લાંબા કાળથી પ્રચલિત છે. વાદ તરીકે અત્યારે જે સ્વરૂપમાં આ સિધ્ધાંત અસ્તિત્વ ધરાવે છે એ સ્વરૂપમાં એ કદાચ હોય તો પણ તેને યુગલક્ષણ ગણી શકીએ એટલી વ્યાપકતા એણે ન મેળવી હોય તેમ બની શકે. મારૂં કથન બીજું જ છે. હું એમ કહેવા માગું છું કે આજે જે ગંભીર મુખમુદ્રાથી–અને દષ્ટાના દંભથી આપણે સમાજને ઇશ્વર છે એમ મનાવવા મથીએ છીએ–એ જ આપણે એવી સંસ્કૃતિનાં સંતાન છીએ કે જેનો સ્વભાવ જ નાસ્તિકવાદ તરફ પ્રયાણ કરવાનો હોય.

ઇશ્વરની સાથે જ આપણે સંસ્કૃતિને અભિનંદી રહ્યા છીએ અને એ જ વખતે એક સાધારણ ભણેલો–અગર ભણતો નિશાળીયો પણ ન કરે તેવો વળતો વ્યાઘાત કરી રહ્યા છીએ સંસ્કૃતિને ચરણે માથું નમાવી પુનીત થવાની ઇચ્છા રાખનારા આપણે, અને ઇશ્વરને પ્રાર્થી મંગળ પ્રકટાવવાની હોંસ સેવતા આપણે–એ બંને જુદી જુદી–એક બીજાથી સદંતર વિરોધી મનોદશા છે. ટુંકામાં સંસ્કૃતિ એટલે નાસ્તિકવાદના વિકાસનો ઇતિહાસ છે એ આપણે ભાગ્યેજ સમજીએ છીએ.

* * *

ત્યારે આ સંસ્કૃતિ એટલે શું? એની વ્યાખ્યા, અત્યારે સંસ્કૃતિનું સ્વરૂપ તપાસીને, આપણે આપીએ તો ઘણી અપાય, તેમજ તેમાં ઘણી ભૂલો થવાનો સંભવ પણ રહે. આજે માનવપ્રજા અનેક ભાવનાઓથી ભરપુર બની જીવી રહી છે. એના કોઇ પણ યુગે યુગભાવના કેળવી

નથી એમ નથી બન્યું. એ પ્રત્યેક યુગ-ભાવનાએ સંસ્કૃતિમાં પોતાનો ફાળો આપી આ વિરાટ્ ભાવનાને બહુવિધ બનાવી છે. જે યુગ અગર જે પ્રજા અહિંસા પર જીવે છે—એટલે કે માત્ર અહિંસાને જ સાચી જીવનભાવના માને છે, તેણે સંસ્કૃતિમાં પ્રાણી માત્રપર દયા—એવો નિષ્ક્રિય અગર તો પરાર્થે બલિદાન એવો સક્રિય ભાવ આપ્યો છે. જે પ્રજા રાષ્ટ્રવાદ પર જીવે છે તેણે ન્હાના ક્રમ ઉપરનો સામ્યવાદ સંસ્કૃતિમાં આપ્યો છે. જે પ્રજા આ લોકનાં સુખ ખાતર જીવે છે, તેણે વૈભવ વિલાસની ઉચ્ચ સગવડતાઓ સંસ્કૃતિમાં ઉમેરી છે. જે પરલોકની કલ્પના પર જીવે છે, તેણે જીવનનાં કારણો અને શક્તિઓ કલ્પતાં અનેક તત્વજ્ઞાનનાં સિદ્ધાંતો સંસ્કૃતિને આપ્યા છે એટલે ટુંકામાં સંસ્કૃતિની વ્યાખ્યા કરવી હોય તો તેનાં મુળમાં જવું પડશે.

એ વ્યાખ્યા આપવા કરતાં સમજવી સ્હેલી છે. એક જંગલી પ્રજાની કલ્પના કરીએ. એમાં નગ્ન સ્ત્રીઓ અને પુરૂષો ખભે અને સ્તનપર એટલાંજ નગ્ન બાળકોને નાખીને ફર્યા કરે છે. આ માનવીઓ, બોલતા નથી. ગાતાં નથી. લખતાં નથી, વાંચતા નથી. એ હસે છે અને દાંતીયા કરે છે. તિક્ષ્ણ હથીયારોથી પ્રતિપક્ષીના શરીર પર અને રાની પશુઓ પર ઘા કરે છે—અને એવા ઘા જોઇને રૂએ છે કે મલકાય છે. એના હાસ્યમાં કલા નથી, મોહકતા નથી. એ આખું જંગલ ગજાવતા હસે છે, અને ચીચીયારી પાડે છે.

એમાં માતા નથી, પિતા નથી, કુટુંબ નથી, સંતાનો નથી, પતિ નથી, પત્નિ નથી, ઘર નથી, નગર નથી, સંસ્થા નથી. ત્યાં જીવતાનાં માન સચવાતાં નથી. મરેલાની સ્મૃતિ જળવાતી નથી ગમે તે ગમે તેને મારીને ખાઈ શકે છે. નબળાં ભૂખે મરે છે. સબળાં નબળાંનાં હાથની વસ્તુ આંચકી જાય છે. સ્ત્રીઓનો ઉપભોગ સૌ સૌની સ્વેચ્છાએ કરે છે.

* * *

**માનવીનાં આ ટોળાં** આવા ભૂમિ પટ પર ફરે છે. એ પાણીનાં ધોધથી ડરે છે, આગથી ડરે છે, વર્ષાદથી ડરે છે, વીજળીથી ડરે છે, સર્પ, સિંહ અને હાથીનો એને ત્રાસ છે. મ્હોટા પર્વત, ઉંડી ખાઇ, વિશાળ આકાશ, સુર્યની ગરમી, રાત્રિ દિવસ, ઋતુના ફેરફાર. નિયમીત સુર્ય ચંદ્રોદય, રાત્રીનું અંધારૂં, પવન. ઝંઝાવાત, ધરતીકંપ, અને અગ્ની આ બધું જ એને મન અગમ્ય છે. એ સર્વથી એ ડરે છે, અને દૂર ભાગે છે.

એ માનવ જીવનમાં પહેલો મહત્વનો, બનાવ એક સ્ત્રી, એક પુરૂષ, અને એના સંતાનો સાથે રહેવા લાગ્યાં તે બન્યો. એમાંથી ઝાંખુ ઝાંખુ કુટુંબ જીવન ઉપજી આવ્યું. એમાંથી સમુહભાવના પ્રકટી, એમાંથી સમાજ આવ્યો, સમાજની વ્યવસ્થા આવી, નીતિ આવી, નિયમો આવ્યા, કાયદો આવ્યો, જીવનનાં ભોગને રસપૂર્વક માણવાની મહેચ્છા આવી, લગ્ન આવ્યું, લગ્નની નીતિ આવી, સતિત્વ આવ્યું, પિતૃપૂજા આવી, આ બધું જ આવ્યું. પણ તે આવવાની શરૂઆત એક સ્ત્રીને એક પુરૂષે પોતાની પાસે લાંબો વખત રાખી તેમાંથી ઉપજ્યું. એ સ્ત્રી એને ગમી, અને એણે એને ખોરાક લાવી આપવા માંડયો. એ સ્ત્રીને પણ એ ગમ્યું. અને એણે એને રાજી રાખ્યો. કોઇને એની અદેખાઇ આવી, અને તેથી તેને એ પહેલાં માણસે મારીને દુર ધકે-

કર્યો. આ સ્થિતિ સહુને ગમી અને સહુ એ પ્રમાણે જુદું જુદું વસાવી બેઠા—અને આ વાત વધુ મહત્વની છે કે-સહુએ એકબીજાના હકકમાં દખલગીરી નહિ કરવાનો નિયમ સ્વીકાર્યો. એ આજની બહુવિધ લાગતી પવિત્ર જણાતી સંસ્કૃ-તિનો પ્રારંભ.

એટલે સંસ્કૃતિ એટલે વ્યવસ્થા અને એ વ્યવસ્થા કરવા પાછળનું પ્રેરક બળ તે માનુષી વાસનાને સુખરૂપ માણવાની આકાંક્ષા. વિલાસ માટે સૌથી પ્રથમની શરત તે સુરક્ષીતતા. અગમ્ય વસ્તુઓ કે અગમ્ય રીતે બનતા પ્રસંગોના ભયમાંથી મુકિત, હિંસક પ્રાણીઓના ત્રાસમાંથી મુકિત, અને માનવીઓની વિધાતક ઇર્ષ્યામાંથી મુકિત આ ત્રણ વાદ માટે માનવીએ ભાતભાતની યોજના કરી છે. અને બુધ્ધિને કસીને નિવારણ કાઢયું છે. આ ત્રણે પ્રકારના ભયો; એટલે કે ન સમજી શકાય તેવાં સ્વભાવવાળા તત્વો પવન, પાણી, આગ, સુર્ય, પ્હાડ, વિ. ન સમજી શકાય તેવાં કારણોવાળા બનાવો, જેવા કે રાત્રી દિવસ, ભયંકર વર્ષાદ, ઋતુફેરફાર, વાવાઝોડું. વીજળી, વિ. અને હિંસક પ્રાણી અને માણસોનો ભય આ ત્રણ પ્રકારનાં ભયમાંથી મુક્ત થવાની માણસ જાતની ક્રિયા તેનુજ બીજું નામ સંસ્કાર વિકાસ

* * *

**જયાં** સુધી ભયનું કારણ ન સમજાય ત્યાં સુધી એની ગતિની અનિશ્ચીતતા માણસને ડરાવ્યાં કરે છે. આથી માણસે પ્હેલી જ પ્રગતિ સૃષ્ટિ અને સર્જનના ભેદને ઉકેલવા માટે કરી છે. પૃથ્વી અને ગ્રહ ઉપગ્રહની ગતિ, વર્ષાદ, વિજળી અને આગ, આ બધાનાં ઉત્પાદન તરીકે સંસ્કારનાં પ્રારંભના યુગનો માણસ ઇશ્વરને માનતો. શરીરના રોગ, સ્વપ્નાં, દેહનું સર્જન, વર્ધન, અને નાશ, આ બધી ક્રિયામાં કંઇ પણ ઉકેલ નહિં પડતાં માણસ ઇશ્વરની ગતિ સમજી બેસી રહેલો. પાણીનો પ્રવાહ અને આગની જ્વાળાને અટકાવી ન શકનાર નિર્બળ માણસ તેને પણ પ્રભુનું સર્જન માનતો. આજે બધાંના મુળમાં રહેલ તત્ત્વના સ્વ ભાવનો અભ્યાસી માણસ તેને પોતાન અંકુશમાં લઇ ઉલટું તેની પાસે ધાર્યું કામ કરાવી શકે છે. એટલે ઇશ્વરનું જે એ વિશાળ ક્ષેત્ર અગાઉ હતું તેમાં આજે સંકુચીતતા આવી ગઇ છે.

જીવનમાં અનેક જ્ઞાનશાળા છે. એ પ્રત્યેક જ્ઞાનશાળા પોતાની મેળે વિકસતી જાય છે, અને પોતાના ક્ષેત્રમાં સમાતી બાબતો સમજાવતી જાય છે, તેમ તેમ તેની અંદર રહેલ ઇશ્વરી તત્ત્વ ઓગળતું જાય છે. શરીરને સામાન્ય રોગ થતાં આપણે આજે વૈદકશાસ્ત્રીનો આશરો લઇએ છીએ એ રોગ ઇશ્વરે મોકલ્યો છે, એમ માની આપણે બેસી ન રહેતા ઉલ્ટા એના નિવારણનાં ઉપાયો યોજીએ છીએ. એટલા પુરતો ઇશ્વરનો આપણે ઇન્કાર કર્યોજ કહી શકાય. વજ્ર, વીજળી જે ઇંદ્ર નામના કોઈ સર્વોપરી દેવતાનું આયુધ સમજનાર પૂર્વજોના પુત્રો આપણે વીજળીથી થતી બત્તીએ અને પંખાઓ નીચે આરામથી ફરીએ છીએ. એટલા પુરતો વીજળીમાંથી પ્રભુનો અંશ નાશ પામ્યો એમજ માનવાનું, આગનું પ્રાકટ્ય એ ઇશ્વરી ચમત્કારનું ચિન્હ માની અગ્નિગર્ભા શમીનું પૂજન કરનાર જાતિના વારસો આપણે દિવાસળીની પેટી પર સળી ઘસી આગ ઉપ-

જાવવા શક્તિમાન થયા, અને એટલો અભુનો સ્વાધીન અધિકાર બંધ પડયો.

આમ જીવનની પ્રત્યેક બાબતમાં થવાજ લાગ્યું છે. સમાજના નીતિ નિયમો જે પ્રારંભમાં બહુજ ઓછા પળાતા હશે, તેની પાછળ ઇશ્વરી શકિતનું બળ કલ્પવામાં આવતું હતું અને કરેલાં કર્મનો ફળદાતા ઈશ્વર મનાતો. આજે નીતિ નિયમોનો મહત્વનો ભાગ કાયદામાં પરિવર્તિત થઇ ગયો છે, અને સમાજે પોતે જ એ કાયદાના ભંગની સજા કરવાનું માથે લીધું છે. એટલા પુરતો ત્યાંથી પણ ઇશ્વરનો નાશ થયો ગણાવાનો. સત્ય, અહિંસા, દયા, પરમાર્થ વિ. સદ્‌ગુણો પ્હેલા ઇશ્વર ખાતર આચરવાની વાતો થતી હતી; આજે એજ સદ્‌ગુણો રાષ્ટ્ર માટે—એટલે કે અમુક ભુવિભાગમાં રહેતી માનવજાતિ માટે આચરવાનું કહેવાય છે, એ પણ પરિણામે ઇશ્વરનો એટલો વિનાશ કરે છે.

* * *

**ઈશ્વરનાં અસ્તિત્વનાં** મુખ્ય કારણો બે છે. એક સૃષ્ટિની અગમ્ય વસ્તુઓનું ઉત્પાદક કારણ અને બીજું સમાજની વ્યવસ્થાના નિયમોનું નિમીત્ત કારણ. ઇશ્વર સુર્યની ગતિનું નિયમન કરે છે, ધરતીકંપો ઉપજાવે છે; વરસાદ વરસાવે છે, અને જન્મ મરણ ઘટમાળ ચલાવે છે. એજ ઇશ્વર સહુને કર્મનું ફળ આપે છે, સહુનાં અંતરમાંથી અવાજ કાઢે છે, નીતિના ભંગની સજા કરે છે; સદાચારીઓને પુણ્યફળ આપે છે. આજેય ઈશ્વરનાં આજ કૃત્યો છે. આજથી યુગો પહેલાં પણ એ જ હતાં. છતાં આપણે ખુદ કૃત્યોને જ જ્યારે ગણાવીશું ત્યારે ઘણીય બાબતમાં આપણને સમજાશે કે માણસ જાતિએ ઇશ્વરનાં ઉત્પાદન કારણત્વમાં કે નિમીત્ત કારણત્વમાં શ્રદ્ધા નથી રાખી; ઉત્પાદન માટેના નિયમોને સમજી લઈ નાના પાયા પર એ નિયમોનો પોતેજ પ્રયોગ કર્યો છે...માણસે વિજ્ઞાનશાસ્ત્રી બની વાયુને પ્રમાણસર મેળવી પાણી બનાવ્યું છે, અને ન્યાયાધિશ બની એક માણસનું ખુન કરનાર બીજા માણસને સજા કરી છે. આ બંને સ્વરૂપે માણસ ઈશ્વરને કરવાનું કૃત્ય કરી રહ્યો છે, ઇશ્વરની હરિફાઇ કરી રહ્યો છે, અગર તો આ લેખની ભાષામાં કહું તો ઇશ્વરનાં ક્ષેત્રમાં સંકોચ કરી નાસ્તિકવાદને પોષી રહ્યો છે. ઇશ્વર સમો ન્યાયી, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન સત્તામાં પૂર્ણપણે માનતા છતાં આજે માણસ જાતિ પોતાની આંતર વ્યવસ્થા માટે, માણસ પ્રાણી પોતાના સ્વાર્થ માટે જે તફડાટ મારી રહી છે—એક વ્યવસ્થા કે એક યોજનાં નહિં ગમતા બીજીને સંસારમાં ઉતારી રહી છે—એ આખી વિચિત્રતા નાસ્તિકવાદ શિવાય બીજું કંઇજ નથી.

સમાજની શાંતિ માટે રાજ્યસંસ્થાને સર્જાવીને સંસ્થાની કેન્દ્ર મૂર્તિ સમા માનવીને રાજા બનાવી, તેનામાં ઈશ્વરનો વિભૂતી અંશ મુકેલો. એ વિભૂતી અંશ માટે પ્રજામાનસમાં પ્રચંડ લાગણી બળ ઉપજાવવામાં આવ્યું. એ આખી સંસ્થા, શાંતિ અને વ્યવસ્થા માટે નકામી બનતા અશરીરી નિયમ અને શાંતીને રાજ્યત્વથી પણ ઉચ્ચ પદે સ્થાપી જેને ઇશ્વર ગણ્યો તેવા રાજાનો વધ કરવા સુધી પ્રજા આગળ વધી—એ સાથે આખી રાજ્યસંસ્થાને અળખામણી કરી મુકી. એથી વધુ પ્રગતિમાન પણ કેટલીય ખામીવાળું પ્રજાતંત્ર સંસારમાં ઉતાર્યું. શાસનનાં એક ક્રમમાંથી બીજા ક્રમમાં જવાની આ

ક્રિયા પ્રજાનો 'આસ્તિકવાદ સિદ્ધ કરે છે છે કે નાસ્તિકવાદ? જો રાજ્યમાં ઇશ્વરી અંશ હોય તો એ જે ફરમાવે તે સહાય વંદ્ય હોવું ઘટે. અગર તો બીજી રીતે પ્રજાનાં કલ્યાણથી વિરોધી એવી પ્રવૃત્તિ રાજ્યમાં કદી હોઇ જ ન શકે; અને હોય એમ લાગે તો પણ એની સામે શી રીતે થવાય? અને એ તંત્રનો નાશ તો દંભ જ કલ્પાય! પણ નિરાંતે બેસીને આસ્તિકવાદ પર ફિદા થનારા પંડિતો કરતાં પ્રજા માનસ વધુ ઝડપી વિચાર ઝીલનાર, અને કાર્ય કરનાર નીવડયું છે. એણે રાજ્ય વ્યવસ્થાના આખા ક્રમને—એની પાછળ ઈશ્વરવાદનું સઘળું જોર હોવા છતાં ઉડાવી દીધો છે. પ્રજાતંત્રવાદની અધુરી અધુરી વ્યવસ્થા પણ બુદ્ધિવાદ ઉપર, ગણીતશાસ્ત્ર ઉપર, વ્યવહાર ભૂમિ ઉપર ઉભી રહી છે. એનાં તંત્રની યોજના આવી પ્રજા સમક્ષ તેના માનસમાં ઉતરે એ રીતે મુકાઇ છે. એટલે એ રાજ્યતંત્રને કમર ભાંગેલા માણસની પેઠે ઇશ્વરવાદના ટેકા પર બેસાડવું નથી પડયું. શાસન પાછળથી પણ ઇશ્વર આધાર ઉઠાવી લેવાતાં એ પણ નાસ્તિકવાદનાં પ્રબળ લક્ષણ તરીકે સાબીત થયું છે.

* * *

ટુંકામાં સૃષ્ટિની કોઇ પણ પ્રથામાં, કે કોઇ પણ યોજના બુદ્ધિવાદ ઉપર ઉતરે છે, એમાં માણસ પોતાને હાથે ફેરફાર કરવા શક્તિવાન બને છે ત્યારે ત્યાં ઇશ્વરી સત્તા છે એમ માનીને એ કરતાં અચકાયો હોય એમ બન્યું નથી. અલબત્ત પ્રજાનો જે 'વર્ગ' ઈશ્વરને નામે રોટલો પેદા કરે છે, તે, અને તેનાં મીઠાં વાક્યોથી જે ભોળવાયેલ છે તે હંમેશા નિબળ અવાજ કાઢતા રહ્યા છે, પણ ઇશ્વર કરતાં ઉપભોગની વાસના પ્રજાને વધુ પ્રિય છે, એટલે એ વર્ગ પોતે પણ છેલ્લે છેલ્લે બુદ્ધિવાદને વધાવી લીધેલો છે. ઇશ્વરની આવી કલ્પના કયાંઇ સ્થિર નહિ હોવાથી, આ વર્ગ આ બુધ્ધિવાદનાં પરિણામને લાંબે ગાળે ઈશ્વર સાથે જોડી દે છે. એથી જ જે થોડો ઘણો પણ આસ્તિકવાદ બચ્યો છે, તે આપણે જોઇ શકીએ છીએ. બાકી તો જ્યાં જ્યાં બુદ્ધિ સમજી શકી છે, ત્યાં ત્યાં ઇશ્વરની ગહનતા ઉભી નથી રહી; જ્યાં જ્યાં બુદ્ધિ યોજના ઘડી શકી છે, ત્યાં ત્યાં ઇશ્વરની સત્તા નિમુંળ થઈ ગઈ છે.

આજે એ નાસ્તિકવાદ અનામી લોકવાદનું રૂપ ધારણ કરી શકે તેટલો સ્પષ્ટ બન્યો છે. અને આપણને સમજાયું છે કે બુધ્ધિની આટલી ત્વરીત ગતિમાં પણ જો વધારો કરવો હોય તો આ ઇશ્વરજીવી-Godliving-વર્ગનો નાશ કરો. માટે જ આજની પ્રવૃત્તિ નવા વાદ રૂપે એ વર્ગનો નાશ કરવા ઉપજી છે. એ પ્રવૃત્તિ નવી નથી, એ સંસ્કૃતિનું જ પરિણામ છે. એ વાદ આજ એકાએક જન્મી પડતો નથી, એ યુગ જુની પ્રક્રિયા છે. માત્ર અત્યારે એ એટલી હદે પહોંચ્યો છે કે એ આસ્તિકવાદના અનુયાયીઓનો સબળ સામનો કરી શકે છે, એને માટે જ એ પોતાનું નવું તત્ત્વજ્ઞાન સર્જે છે.



## માનવજાતની સેવા કરનાર કિંમતી ચીજ

# રેડીયમ

**એ**ક્સ-રે તરીકે ઓળખાતાં કિરણોની શોધ ૧૮૯૬ માં મી૦ રોંજને કરી હતી. આ શોધથી બીજા મોટી શોધખોળ કરનારાઓમાં દેખીતી રીતે બહુજ ઉંડી અને ભેદભરી રેડીઓની કાર્ય પદ્ધતિ પુરવાર કરવાની પ્રેરણા આવી અને ૧૮૯૮ માં પ્રોફેસર અને મેડમ ક્યુરીએ ચકિત જગતને અગણિત બળથી ભરપુર એવું કંઈક તાજુબીભર્યું બતાવ્યું અને આજે એ સંસ્કૃત દેશનાં મહાન શાસ્ત્રિય ભેજાઓ સાથે નજદીકનો સંબંધ ધરાવે છે.

રેડીયમ એ રેડીઓ ઉત્પન્ન કરતી ધાતુ છે એટલે કે સાધારણ રીતે જે ચીજમા થઈને પ્રકાશ ન જતો હોય તેવી અપારદર્શક ચીજોમાં તે કિરણો પ્રસારે છે. અલબત્ત આવાં કિરણો પ્રસારતી બીજી વસ્તુઓમાં થોરીયમ અને યુરેનીયમ પણ છે. આપણી વર્તમાન તપાસમાં યુરેનીયમ અગત્યનો ભાગ ભજવે છે કારણ કે રેડીયમ માત્ર યુરેનીયમ ધરાવતી ધાતુઓમાંથીજ મળે છે. આમ યુરેનીયમને રેડીઓ ઉત્પન્ન કરતી ધાતુઓના પિતા તરીકે વર્ણવી શકાય.

દરેક જાણે છે તેમ, રેડીયમ સંબંધી સૌથી નોંધવા યોગ્ય હકિકતોમાંની એક તેનાં બહુજ ઓછાં પ્રમાણની છે; અને તે હજારો જાણવા યોગ્ય શોધોની ચાવી છે. તે ક્યાં મળે છે તેનો ક્ષણભર વિચાર કરવો રસપ્રદ થઈ પડશે.

ઝેકોસ્લોવેકીઆ, બેલ્જીયન કોંગો, આસ્ટ્રેલીયા, કોલોરેડો અને પોર્તુગલમાં એવી ધાતુઓ (પીચબ્લેંડ, કાર્નોટાઇટ અને ઓટુનાઇટ) ઉત્પન્ન થાય છે, જેમાંથી યુરેનીયમ અને છેવટે રેડીયમ કાઢવામાં આવે છે. ગ્રેટબ્રિટનને લાગે વળગે છે ત્યાં સુધી મહાન ખનીજશોએ એવો રિપોર્ટ કર્યો છે કે કોર્નવોલ ખાતે રેડીયમ ઉત્પન્ન કરવા માટે યુરેનીયમની ખાણો છે. જો આ ધારણા સાચી પડે તો રેડીયમની એકદમ ઉંચી કિંમત ઘટાડવા તે અગત્યનું અંગ થઇ પડે. નીચેની હકિકતથી રેડીયમનો ભાવ આટલો ઉંચો કેમ છે તેની કલ્પના થઇ શકશે.

* * *

**ધારો** કે આપણી પાસે પચાસ ટકા યુરેનીયમ પેદા કરતી ધાતુ હોય તો આસરે ૬ ટન એવી ધાતુમાંથી માત્ર ૧ ગ્રામ રેડીયમ ઉત્પન્ન થાય અને આ કિંમતી વસ્તુનો એક રતલ ઉત્પન્ન કરવા માટે ૨૭૦૦ ટન ધાતુનો ઉપયોગ કરવો પડે. પ્રત્યક્ષ અનુભવમાં તો આવી પચાસ ટકા યુરેનીયમ ધરાવતી ધાતુ મેળવવાનુંજ મુશ્કેલ છે. જો દર ૧૦ ટને ૧ ગ્રામ રેડીયમ આપતી ધાતુ શોધાય તો સારી પ્રગતિ થઇ ગણાય છે. ખરૂં જોતાં, રેડીયમની

અલ્પતા એટલી બધી છે કે ૨૦૦ ટને એક ગ્રામ રેડીયમ ઉત્પન્ન કરતી ધાતુઓ પણ કીંમતી ગણાય છે આ સર્વ અલ્પતાને લક્ષમાં લેતાં ૧ ગ્રામ રેડીયમની કીંમત ૧૫,૦૦૦ પાઉંડ પડે છે અને તેનો એક ઓંસ ખરીદવાને ૪૦,૦૦૦ પાઉંડ કે વિશેષ કીંમત પડે છે એમ જાણીને આપણને અજાયબી લાગશે?

મેડમ કયુરી અને તેનાં સાથીદારોની અપાર બુદ્ધિમતા પર જો ભાર દેવો જરૂરી હોય તો એ નોંધ લેવાયોગ્ય છે કે આજે પણ જે પદ્ધતિથી રેડીયમ કાઢવામાં આવે છે તે વાસ્તવિક રીતે ૪૦ વર્ષ પહેલાં તેના શોધકોએ ઘડેલી જ પદ્ધતિ સમાન છે.

* * *

રેડીયમ કેવું દેખાય છે? રેડીયમની નળીમાં ટાલ્ક [Talc]ના ટુકડાઓ રહેલા છે. જેની પાછળ એક ઝાંખો પડદો છે. આગળ એક સુક્ષ્મદર્શક કાચ રાખવામાં આવ્યો છે જે ટાલ્ક પર રહેતા, એક ટાંચણીના માથાંથી થોડાક મોટા, પીળા ડાઘનું દર્શન કરાવે છે. આ પીળો ડાઘ રેડીયમ છે અને તે હજારો પાઉંડની કીંમતનું છે. અંધારા ઓરડામાં આ ડાઘ એટલો ચળકશે કે કેટલાક વારના અંતરેથી પણ તે નજરે પડશે. આ પ્રકાશ માત્ર કામ ચલાઉ જ નથી. એ રેડીયમનું તેજ છે, જે વર્ષો સુધી, સૈકાઓ સુધી, અને જ્યાં સુધી આપણાં નિશ્ચિત ધોરણને લાગે વળગે છે ત્યાંસુધી હંમેશને માટે તે ચાલુ રહેશે. રેડીયમ સંબંધી આ આશ્ચર્યકારી બીના સમજવા યત્ન કરો. હજાર ઉપરાંત વર્ષો સુધી દર કલાકે પોતાનાં જ વજન જેટલાં પાણીને દર કલાકે ઉકાળવાની ગરમી તે ધરાવે છે. ગમે તેવાં વાતાવરણમાં તેને મુકવામાં આવે તો પણ તે જે ગરમી બહાર કાઢે છે તેનું પ્રમાણ વધતું અથવા ઘટતું નથી. એક્સ-રેની પારદર્શક શક્તિ ઓને સીસાંની અમુક જાડાઇથી પકડી શકાય તોપણ રેડીયમનાં કિરણો બહુ જ જોરદાર છે અને પત્થરની દિવાલમાં કે લડાયક જહાજની પોલાદી બાજુઓ વિંધીને તે જઈ શકે. રેડીયમની નળી આસરે પચાસ પેઢી સુધી માણસનાં દર્દને ઓછી કરવાની મહાન સેવા કરવાના ઉપયોગમાં લઇ શકાય. આવી જાતની અપાર શક્તિથી ભાવિમાં શું ન કરી શકાય?

* * *

રેડીયમની આટલા મોટા પ્રમાણમાં રોગ સાજા કરવાની શકિતને અંગે જ તેણે માનવ હૃદયમાં મહાન આશાઓ ઉત્પન્ન કરી છે. અત્યાર સુધી કંઠમાળના રોગનો કોઇ પણ તબીબી ઉપાય ન હતો. પરંતુ હવે તેને નાબુદ કરવા માટે રેડીયમ બહુ જ ઉપયોગી છે એવો દાવો મોટા પ્રમાણમાં કરવામાં આવે છે. પણ જ્યારે એવી સુચના થાય છે કે કંઠમાળ પર વિજય મેળવવા માટે રેડીઓનાં કાર્યની જરૂર છે ત્યારે પણ હજુ સુધી કંઇ નિશ્ચિત રીતે કહી શકાય તેમ નથી. તો પણ એમ સત્યપુર્વક કહી શકાય કે રેડીયમ કંઠમાળ સહન કરનારાઓને દર્દમાંથી રાહત આપે છે અને ઘણી બાબતોમાં તે ગંભીર ઓપરેશનમાં કામ આવે છે. સતત રેડીયમથી સારવાર કરવાથી ચાલુ ખરાબી દુર થાય છે, પરંતુ અફસોસ એટલો જ કે બહુધા તે રોગ ફરી પાછા દષ્ટિગોચર થાય છે. 'રોડેન્ટ અલ્કર' નામનાં

દર્દને માટે રેડીયમ અસરકારક ઇલાજ છે. રેડીયમને દર્દ પર વિજય મેળવવામાં વધુ અસરકારક બનાવવાનો યત્ન કરતા ડૉક્ટરોનો દરેક સમજણવાળો શખ્સ આભાર માનશે. તેની સાજા કરવાની સંભવતાઓને બાજુએ રાખતાં પણ સશકત શખ્સને વધારે લાંબુ જીવાડવાની તે શકિત ધરાવે છે. છેલ્લાં વર્ષોમાં એમ માલમ પડયું છે કે કોલોરેડોની ખાણમાં કામ કરતા કામદારો બહુધા એક સરખી તંદુરસ્તી ભોગવે છે. એક ઘણા પ્રખ્યાત અમેરિકન ડૉક્ટર જેઓ રેડીઓલૉજીસ્ટ પણ છે તેઓ આ પ્રશ્નમાં ભારે રસ લે છે. તેઓ એવાં અનુમાન પર આવ્યા છે કે એ ખાણના કામદારો જે પાણી પીએ છે તેમાં રેડીયમ મિશ્રિત હોવાને લીધે જ તેમની તંદુરસ્તી એકસરખી ટકી રહી છે. આ શોધથી તેણે રેડીયમની ગોળીઓનો વિચાર કર્યો. તેના જ કહેવા મુજબ તેણે આવી સેંકડો ગોળીઓ વ્હેંચી હતી. આ ગોળીઓનું પરિણામ, ખાસ કરીને વૃધ્ધોને લાગેવળગે છે ત્યાં સુધી, આશ્ચર્યકારી આવ્યું. ગોળી લેવાથી આવેલાં કહેવાતાં પરિણામોમાં ચાલુ દર્દનો નાશ, વધારે ભૂખ, જીવન અને તેના પ્રશ્નો માટે નવા ઉત્સાહની જાગૃતિ વિગેરે હતાં: બીજા શબ્દોમાં, ખરૂં યૌવન પુનઃપ્રાપ્ત કરવાનું હતું. એમ પણ બને કે ભાવિમાં ગ્રંથી અને રેડીયમની મિશ્ર સારવારથી અતિ વૃદ્ધ પણ યુવાન થઇ શકશે. આ માત્ર હવાઈ વાતો જ નથી, આજની અજાયબી ભરી શાસ્ત્રિય શોધોએ પચાસ કે વધુ વર્ષ પહેલાં પોતાને બહુ જ સુધરેલા અને સુશિક્ષિત માણસો ગણતા શખ્સોને અજાયબીમાં મુકયા હોત. ભાવિ ડહાપણની કોઈપણ હદ બાંધી શકે તેમ નથી.

* * *

**કિંમતી પત્થરોની** દુનિયામાં રેડીયમનો ઉપયોગ અસાધારણ પરિણામો સાથે લેવાય છે. રૂબી, સેફાયર અને બીજાં જવાહીરોનો લાક્ષણિક રંગ તેની અંદરની અશુદ્ધિને અંગે છે. ખરાબ રંગના પત્થરોને રેડીયમ લગાડવાથી ખરા સારા પત્થરની નિશાનીરૂપ, કીંમતી રંગ આપી શકાય છે; કારણ કે રેડીયમમાં અશુદ્ધતા નાબુદ કરવાની શકિત રહેલી છે.

ભાવિમાં રેડીયમથી કેટલું બધું કાર્ય થશે અથવા તો માનવજાતની તે કેવી કેવી સેવા કરશે તે કોઇ પણ કહી શકે તેમ નથી. પરંતુ આટલું તો બેશક કહી શકાય કે જ્યારે મેડમ ક્યુરીએ ૧૮૯૯ માં પોતાની રેડીયમની શોધ જગતને આપી ત્યારે તેણે શાસ્ત્રીય શોધખોળનાં ક્ષેત્રની પ્રગતિમાં અને ખાસ કરીને માનવજાતની બહુજ અગત્યની સેવા બજાવી હતી.

આપણે હજુ રેડીયમનાં જ્ઞાનની શરૂઆત જ કરી છે; તેનાં ખરાં તત્વની પ્રશંસા માટેની આપણી દરેક પ્રગતિ આપણને વધારે ને વધારે આશ્ચર્યમાં નાંખશે.

# સોવિયેટના પત્રકારો

**રશિયન વર્તમાનપત્રો** તેમજ માસિકોનાં તંત્રીમંડળના સભ્યો, પ્રકાશન તેમજ મુદ્રણ ખાતાંના કામદારો તેમ જ લેખકોનો બનેલો એક સંગઠિત સંઘ 'પ્રીન્ટર્સ ટ્રેડ યુનિયન' તરીકે પ્રખ્યાત છે આ સંઘના સર્વ સભ્યોને સમાન હક્ક અપાયા છે. તેવી જ રીતે તેમના પરની ફરજ પણ સમાન છે. એક ઉદ્યોગ—છાપખાનું—પ્રુફરીડરો અને પત્રકારોને, નાટય લખનારા તેમ જ કમ્પોઝીટરોને, તંત્રીઓ તેમજ પાનાં બાંધનારાઓને, કલાકારો, નવલકથાકારો અને ખબરપત્રીઓને એકત્રિત કરે છે.

૧૯૩૨ માં પ્રીન્ટર્સ યુનિયનના સભ્યોની સંખ્યા ૩૪,૦૦૦ હતી. આ આંકડો, જો કે પૂર્ણ તો નથી જ, કારણ કે કારખાનાંનાં વર્તમાનપત્રોમાં કામ કરનારાઓમાંથી ઘણાખરા તે ખાતાંના ઔદ્યોગિક સંઘોના સભ્યો હોય છે. સોવિયેટ છાપખાનાઓમાં કામ કરતાં માણસોની કુલ્લ સંખ્યા આજે ૪૦,૦૦૦ થી ઉપર છે.

ઉત્પાદનનાં અમુક વિભાગમાં કામ કરતા બધા કામદારોને એક યુનિયનમાં સામેલ કરવાનાં તત્વથી, અમુક વેપારના લાભો પ્રમાણે પોતાની ચળવળને ખાસ રૂપ આપવાનાં યુનિયનનાં કાર્યમાં, અડચણ આવતી નથી. પત્રકારિત્વ માટે પણ આ હકિકત સત્ય છે. બદલાની રીત સંબંધી અને નવા કામદારોની કેળવણી, ભૌતિક તેમજ સામાજીક સ્થિતિ, તેમજ પત્રકારિત્વને લગતા બીજા સીધા પ્રશ્નો સંબંધી આ ધંધાની સર્વ ખાસ બાબતોનો વિચાર કરવામાં આવે છે.

આમ બદલાનાં તત્વનો નિર્ણય કરવામાં યુનિયન એ હકિકતથી દોરાય છે, કે સોવિયેટ પત્રકાર માત્ર પત્રકાર, અગ્રલેખ લખનાર કે ખબરપત્રોજ નથી, પરંતુ તે કારખાનાંઓનાં તેમજ સામુદાયિક ખેતરોનાં સામાજીક અને ઔદ્યોગિક જીવનનો વ્યવસ્થાપક, તેમજ સીધી રીતે ભાગ લેનાર છે. આથી બદલાની રીત નક્કી કરવામાં યુનિયન, પત્રકારનાં લેખનનો વિસ્તાર કે ગુણ જ ન જોતાં, મોલ લણવાની ઋતુ દરમિયાન સામુદાયિક ખેતરો પર કામ કરતી, ગામે ગામ ફરતી તંત્રી કચેરીઓમાં ઔદ્યોગિક કાર્યોની તપાસ માટેની 'પ્રેસ ધાડ'માં ભાગ લેવાનાં તેનાં કાર્યની પણ નોંધ લે છે. આમ કુદરતી રીતે જ આવા સંજોગો નીચે લખાણ રેખાચિત્ર, વાર્તા, લેખ વિગેરેની લીટીઓ કે ટાઇપ પરથી બદલાતું અથવા તો અમુક નક્કી પગારનું ધોરણ અસ્વીકાર્ય બને. આથી ઘણાં પત્રો—"ઇકોનોમીયા ઝીન," "લેનીનગ્રેડસ્કાયા," "પ્રવદા," "ક્રાસ્નાયા ગેઝેટા" "ટ્રુડ," વિગેરે—એ કામ પર ભાવો દાખલ કર્યા છે, જેમાં પત્રકારોના વાસ્તવિક "ગુણકારી" પરિણામો ધ્યાનમાં લેવાય છે.

* * *

આમ બદલાના ધોરણમાં ફેરફાર છે. તોપણ, તે એક સામાન્ય ધોરણ પરથી નક્કી થાય છે. બદલાથી દરેક પત્રકારની વ્યક્તિગત સિદ્ધિરૂપ કામનું ઉંચ પ્રમાણ મેળવી શકાય છે. સોવિયેટ પત્રકારની આવક સંબંધી બોલતાં, આપણે તેમને તેમનાં કાર્યનાં રેખાચિત્ર, વાર્તા, લેખોનાં-મોટાં પ્રમાણમાં થતાં પુનર્મુદ્રણમાંથી મળતી વધુ આવકનો વિચાર કરવો જોઇએ. વધુમાં, પુસ્તક અને પત્રપ્રસિદ્ધ કરતાં મંડળો પોતાના કામદારોની જીવન સ્થિતિ સુધારવા માટે ખાસ ફંડો અનામત રાખે છે. અને તેમને ખોરાક પૂરો પાડવા માટે પોતાના જ ખેતરોની વ્યવસ્થા કરે છે.

આમ, યુક્રેનનાં સ્ટેટ પબ્લીશીંગ હાઉસ પાસે પરાંકીય ખેતરનાં રૂપમાં ૧,૫૦૦ હેક્ટર જમીન છે; અને વેરોનેઝ ખાતેનું 'કોમ્યુન' પબ્લીશીંગ હાઉસ ૧,૦૦૦ હેક્ટર જમીન ધરાવે છે. "ક્રેસ્ટીયાન્સ્કયા ગેઝેટા," "ઇઝવેસ્ટીઆ" વિગેરે પણ પોતાની માલીકીનાં પરાંકીય ખેતરો ધરાવે છે. લેનીનગ્રેડ સ્ટેટ પબ્લીશીંગ હાઉસ જેવા ઘણાં પ્રકાશન ખાતાંઓ ખેતી ઉત્પાદન પુરૂં પાડવા માટે સામુદાયિક ખેતરો સાથે કરાર કરે છે. 'પ્રવદા,' 'ઇઝવેસ્ટીઆ,' અને 'રેબોકાયા મોસ્કવા' પત્રોએ પોતાનાં કામદારોને પુરતો ખોરાક પુરો પાડવા માટે ઘણું કર્યું છે. વર્તમાનપત્રો અને માસીકોના પ્રકાશકોએ પોતાના કામદારો સાથે કરેલા સામુદાયિક કરારોમાં, કામદારોને જરૂરી ચીજો પુરી પાડવા પાછળ અને મકાનો પાછળ પુષ્કળ ખર્ચ કરવાની પણ શરત કરવામાં આવી છે. આમ, 'પ્રવદા' અને 'ઇઝવેસ્ટીઆ' આ કાર્ય માટે અનુક્રમે ૯,૮૫,૦૦૦ રૂબલ અને ૧,૦૦૪,૦૦૦ રૂબલ ખર્ચ કરે છે. 'રાનોથી કાઇ' પણ ભોજનગૃહો, બાગો અને ચરાવો પાછળ પુષ્કળ રકમ ખર્ચે છે.

ઘણાં શહેરો (મોસ્કો, લેનીનગ્રેડ, ખારકોવ વિગેરે) માં પ્રેસ કામદારો માટે ખાસ સહકારી મકાનો છે. નીપ્રોસ્ટોમ અને બીજાં ઘણા ખરાં નવાં બંધાયેલા શહેરોમાં મોટી ઇમારતો બાંધવામાં આવી છે.

* * *

છેવટમાં પ્રેસ કામદારોની ભૌતિક જીવન પરિસ્થિતિ પર બેકારીના અભાવે બહુ જ સુંદર અસર ઉત્પન્ન કરી છે. સોવિયેટ રશિયાના પ્રેસ કામદારોમાં બેકારી નથી એટલું જ નહિ, પણ પુસ્તકો, વર્તમાનપત્રો, માસિકો અને પ્રકાશન ખાતાંઓના વિકાસને અંગે આ ક્ષેત્રમાં શિક્ષિત શખ્સોની દેખીતી અછત છે. સોવિયેટ પ્રેસમાં, ખાસ કરીને પત્રકારિત્વના ધંધામાં કામ લાગે એવા શખ્સોનાં શિક્ષણનો એક મહાન પ્રશ્ન ઉભો થયો છે.

સોવિયેટ પ્રેસને પત્રકારો અને ખબરપત્રીઓ પાસેથી શું જોઇએ છે?

સોવિયેટ પત્રકાર માટે સમાજવાદી ચણતરની મહત્તા, અને આ વસ્તુને હાથ કરવા માટેની જંગી લડતને માત્ર બતાવવા પુરતી જ જરૂર નથી. આયોજનનું સ્વામિત્વ મેળવવામાં મળેલા જય અને નિરાશાનું પત્રકાર પૃથ્થકરણ કરે છે અને સોવિયેટ કારખાનાઓનાં ઉત્પાદનની રીતિની ખાસીયતો ધ્યાનમાં લે છે. નવાં આયોજનનો એટલે કે શ્રમના સમાજવાદી સ્વરૂપનો પત્રકાર અઠંગ અભ્યાસી હોવો જોઇએ. સોવિયેટ પ્રકાશનનાં ઉત્પાદન રજુ કરતાં રેખાચિત્રો બતાવતાં પાનાં પર નજર નાખતાં આ બાબતમાં સોવિયેટ

કામદારે કરેલી પ્રગતિનો સ્હેજે ખ્યાલ આવી જશે. આવી પ્રાપ્તિઓ કંઇ સ્હેજે મેળવાતી નથી; શ્રમજનક ચાલુ અભ્યાસનું તે પરિણામ છે.

હાલની ખાસ શાળાઓ–કોમ્યુનિસ્ટ યુનિવાર્સિટીઓનું વર્તમાનપત્રને લગતું ખાતું અને પત્રવ્યવહારના કોર્સની રીતિ, નવા કામદારો માટે થતી માગણી સંતોષવામાં નિષ્ફળ નીવડે છે. આમાં પ્રીન્ટર્સ યુનિયન તેને મદદ આપે છે. યુનિયન તંત્રીમંડળમાં તેમનાં તેમ જ કામદાર ખબરપત્રીઓના, ખાસ કોર્સો માટે શિક્ષણવર્ગો ઉભા કરી તેમને શિક્ષણ આપે છે.

સોવિયેટ પત્રકારનાં જીવનમાં અગત્યનો ભાગ ભજવતાં પ્રેસનાં મકાનોની પણ આ યુનિયન વ્યવસ્થા કરે છે.

* * *

**પ્રેસનું આ મકાન** તે પત્રકારો માટેની કલબ છે. તે માત્ર આરામ મેળવવા માટેનું સ્થાન માત્ર નથી, પરંતુ પ્રેસ કામદારોને કોમ્યુનિસ્ટ શિક્ષણ આપવાનું એક મથક છે. આવા પ્રેસનાં મકાનો (મોસ્કો, લેનીનગ્રેડ, ઓડેસા વિગેરેમાં) ખાસ સુચનાઓના કોર્સ આપે છે. અત્રે પત્રકારો પોતાની લાયકાતો સુધારે છે; કામદાર–ખબરપત્રીઓ કારખાનાઓમાં કાર્ય ચાલુ રાખતાં વર્તમાનપત્રોની પ્રાથમિકતાઓનો અભ્યાસ કરે છે. ગયે વર્ષે ૪૦૦ વિદ્યાર્થીઓએ લેનીનગ્રેડ હાઉસ ઓફ ધી પ્રેસની પરીક્ષા પસાર કરી હતી, અને સેંકડો પત્રકારો અને કામદાર–ખબરપત્રીઓ એ કોર્સનું શિક્ષણ લઇ રહ્યા છે. લેનીનગ્રેડ હાઉસ ઓફ ધી પ્રેસની ચાર આંતિય શાખાઓ છે. જેમાં ૩૦૦૦ ઉપરાંત કામદારખબરપત્રીઓ કારખાનાઓમાં સીધી રીતે પત્રકારિત્વનું શિક્ષણ મેળવી રહ્યા છે.

મોસ્કો હાઉસ ઓફ ધી પ્રેસમાં (સાહિત્યકારો, ફેરો, ખબરપત્રીઓ, શહેરી તંત્રીઓ આયોજન માટેનાં તંત્રીઓ વિગેરે માટે) કોર્સનું આખું ધોરણ રાખવામાં આવ્યું છે. તેમ જ શિક્ષણવર્ગો ખોલવામાં આવ્યા છે, તેમાં સ્ટેટ પબ્લીશીંગ હાઉસ તરફથી અગ્રલેખ તેમ જ પ્રકાશનનાં આયોજન વિષે વર્ગો ચલાવાય છે.

ઓડેસા હાઉસ ઓફ ધી પ્રેસમાં ગયા વર્ષ દર્મિયાન ૩૫૬ કામદારોને સામુદાયિક ખેતર અને કારખાનાનાં પત્ર વિષે શિક્ષણ અપાયું હતું.

* * *

**હાયર સ્કુલ ઓફ ટ્રેડ**–યુનિયનીઝમમાં ઓલ–યુનિયન સેંટ્રલ કાઉન્સીલ ઓફ ટ્રેડ યુનિયન્સ તરફથી વર્તમાનપત્રોને લગતું ખાતું ચલાવાય છે. તેના સર્વ વિદ્યાર્થીઓ પત્રકારિત્વને ધંધા તરીકે લેવા ઇચ્છતા કામદારખબરપત્રીઓ હોય છે. ૧૯૩૨ માં ૬૦ કામદાર ખબરપત્રીઓ ત્રણ વર્ષ સુધીનાં શિક્ષણ બાદ 'ટ્રેડ' અને મજુર સંઘના અથવા તો કારખાનાનાં પત્રમાં અનુભવ લઇને આ ખાતાંની પરીક્ષામાં પસાર થયા હતા. વ્યક્તિગત રીતે પણ કેટલાંક પત્રો આવા નવા કામદારોને શિક્ષણ આપી રહ્યાં છે. આમ "લેનીનગ્રેડ–પ્રવદા" એ "ન્યુસપેપર–સ્કુલ" સ્થાપી છે. એવી જ રીતે 'કોલહોઝ પ્રવદા' અને 'ક્રેસ્નોયે નામ્યા' એ કામદાર–ખબરપત્રીઓ માટે ૭ માસના કોર્સની વ્યવસ્થા કરી છે.

ખાસ રસદાયક તો 'ક્રેસ્ટૂયાન્સ્કયા ગેઝેટા' એ સ્થાપેલી વિદ્યાપીઠ છે જે છેલ્લાં બે વર્ષથી કામ કરી રહી છે. શિક્ષણમંત્રી તેમજ જુદી જુદી શાસ્ત્રિય ખેતીની સંસ્થાઓ સમાગમમાં રહીને તે કામ કરે છે. એક પણ દિવસ માટે પોતાનું તંત્રી ખાતાનું કાર્ય છોડયા સિવાય પત્રના કામદારોને તેમનાં દૈનિક કાર્યમાં જે ખેતીની શાખામાં કામ કરવાનું હોય તેમાં નિષ્ણાત બનવાનું શિક્ષણ અપાય છે. 'ક્રેસ્ટૂયાન્સ્કયા ગેઝેટા'ની યુનિવર્સિટીમાંથી પસાર થતો પત્રકાર આયોજન, ટ્રેકટર, મશીનરીઓ, ઘોડાઉછેર વિગેરે કાર્યમાં પૂર્ણપણે નિષ્ણાત હોય છે.

આમ, પત્રકારના જ કામમાં તેમ જ તેનાં શાળાને લગતાં શિક્ષણમાં રહેલી નવાં પ્રકારનાં પત્રકારિત્વની ખૂબી આપણે જોઇ શકીએ છીએ.

સોવિયેટ રશિયાના પ્રેસ કામદારો એ મહાન સાંસ્કૃતિક લશ્કર છે–આ લશ્કરમાં ઘણા ભેજાંઓ પ્રકાશમાં આવ્યાં છે. તેઓ હવે જુની ઢબના રહ્યા નથી–તેઓ અમુક ઢબના નિષ્ણાતો–માત્ર ઉત્સાહી જ નહિ પણ સામાજીક ઘડતરના નિષ્ણાતો–છે ?

હવે!
એટલીજ સસ્તી કીંમતે
મોટી ગોટી—

HAMĀM

HAMĀM

FREE

HAMĀM

દરેક ગોટીનું વજન ¼ રતલ થાય છે




હમારો નવો
"હમામ ટોઈલેટ સોપ" માંગો.
(એમાં જનાવરની ચરબી આવતી નથી.)
બનાવનાર:—ધી તાતા ઓઇલ મીલ્સ કંપની લી૦, તાતાપુરમ.

# મારવાડના શ્રમજીવીઓ સાથે—

નર્મદાનદીના બંધાઇ રહેલા નવા પુલ ઉપર ડોકટર તરીકે કામ કરી રહેલા એક ભાઇ પ્રાન્ત પ્રાન્તના શ્રમજીવીઓ કેમ જીવન ગાળે છે તે ઉપર ટુંકા લેખો લખી મોકલવાનું સ્વીકાર્યું છે. આવતા અંકમાં 'પેશાવરના પઠાણી શ્રમજીવીઓ'નું જીવન ત્હમારી સમક્ષ રજુ થશે.

તંત્રી.

**મા**રવાડી એ શબ્દ સાભળતા કોઇ દુકાન પર ન્હાની સરખી તીજોરી લઇને બેસેલો વ્યાજખાઉ મારવાડી આપણી નજર સામે ખડો થાય છે. અથવા તો રૂના સટ્ટા ખેલતો ટુંકા ધોતીયાં અને લાબા કોટવાળો મારવાડી વહેપારી આપણી દ્દષ્ટિમર્યાદામા દોટ કહાડીને ઉભો રહે છે પણ મારવાડ એ એકલા વાણીયાઓનું નથી. એકલા રૂનો વેપાર ખેલતા વહેપારીઓનુ નથી મારવાડ એ એક બીજા પણ અતિ મહાન સમુદાયનુ છે અને તે મારવાડના શ્રમજીવીઓનું.

અમદાવાદમા હાથગાડી ખેચતો કોઇ શ્રમજીવી જોયો છે ? લાકડાના મ્હોટા ભાર ઉચકી જતા કોઇ મજૂર તરફ ત્હમારી નીગાહ પડી છે ? આ મજૂરો તો મારવાડીઓ છે મારવાડથી મજૂરી કરવાને માટે ગુજરાતના પાટનગરમા તેઓ આવી વસ્યા છે.

અને દામની આશાએ આ મારવાડી મજૂરોના ટોળા ગમે ત્યા જાય છે પરદેશના પાણી તેમને લાગતા નથી જીવનની મુસ્કેલીઓની તેમને પરવા નથી. અડચણોથી તેઓ આઘા ખસતા નથી જયા કામ મળે ત્યા આ મારવાડી બીરાન્જવાને માટે તત્પર છે

## તેમનાં ઘર.

**નર્મદા નદીનો નવો** પૂલ બંધાઇ રહ્યો છે અહિ પણ કામ કરવા માટે મારવાડી મજૂરોનાં મ્હોટા ધણ આવી પહાચ્યા છે સ્થાનિક મજૂરોની સ્પર્ધા કરતા આ મારવાડી મજૂરો ગમે તે મજૂરીનુ કામ આપો તો તે કરવા તત્પર છે અને આથી તેઓ નીભે છે

અને નવા પુલનો કંટ્રાટી—હંમેશા દરેક પ્રકારના મજૂરો નીભાવે છે, પણ તેમા તેનું દ્દષ્ટિબિંદુ સ્વાર્થી હોય છે પ્રથમ તો પરદેશી મજૂરો સ્થાનિક મજૂરો કરતા સસ્તા સાપડે છે તેમજ એક જ જાતના

અને પ્રદેશનાં મજૂરો રાખે તો હડતાલ પડવાનો સંભવ વધારે રહે. જુદા જુદા પ્રાન્તનાં અને જુદી જુદી જાતનાં મજૂરો રાખવાથી મજૂરોમાં એકતા બંધાતી નથી અને આથી કંપનીને સારો લાભ થાય છે.

અહિં એક ખુલ્લા ચોગાનમાં મારવાડી મજૂરોના બે કેમ્પ પડ્યા છે. પણ આ કેમ્પમાં તો તેમણે મારવાડ ઉભું કર્યું છે. દરેક કેમ્પ દીઠ એક જમાદાર હોય છે. સામાન્ય રીતે આ જમાદારના હાથ નીચે લગભગ સાડેક જેટલા મારવાડી મજૂરો કામ કરે છે.

આ જમાદાર કેમ્પનો સર્વ-સત્તાધીશ મુખ્ય છે. તેની આજ્ઞા એ મજૂરોને મન વેદ વાક્ય છે. તે કહે તે થવું જ જોઇએ. આ મજુરો માત્ર જમાદારના હુકમને જ માને છે અને કેટલાય વર્ષોથી શરૂ થયેલી આ પ્રથા હજુ પણ તેમજ-ચાલ્યા કરે છે.

દરેક કેમ્પમાં કંપનીએ ચટાઈપત્રીના બાંધેલાં ઘર છે. આ ઘર એટલે ઓરડાઓ આઠ ફીટ લાંબા અને આઠ ફીટ પહોળા. અને ઉંચા પણ એટલા જ. આવા એક ઓરડામાં મારવાડનો મજુર તેની બૈરી અને છોકરાં અને મા બાપ પણ સાથે જ રહે છે. અને કોઇ વાર તેમનામાં પણ મહેમાન આવી ચડે તો તેનો સમાવેશ પણ તેટલી જ જગ્યામાં કરવો પડે છે.

આટલું અપુરતું હોય તેમ ચટાઇ-પત્રીના ઘરમાં એકાદ બારી મુકી હોય છે. બારી ન હોય તો પણ ચટાઈપત્રીમાં એટલાં બધાં કાણાં છે કે હવા જોઇએ તેના કરતાં વધુ પ્રમાણમાં આવે છે.

## કુટુંબ કામ પર

**સવારના સાત છની** વીસલ વાગતાં આખું કુટુંબ કામ પર ચઢી જાય છે. મારવાડણો પણ કામ કરે જ જાય છે. અને તેના રંગ બેરંગી રૂપો કામ પર ખરેખર વૈવિધ્ય ઉભું કરે છે,

મારવાડી મજુરનું સામાન્ય રોજ આઠ આના છે. સ્ત્રી મજુરનું સામાન્ય રોજ ૭ આના છે. અને આમ રાત પડે લગભગ ૧૪ આનાની મુડી કમાઇને ધણી-ધણીઆણી ઘેર આવે છે.

સામાન્ય રીતે હજુ સુધી કોઇ મારવાડી મજુરને મેં યંત્ર ઉપર નથી જોયો. અહિં ઘણાય યાંત્રિકો છે, પણ મારવાડીઓ કામ કરે છે બોજો ઉપાડવાનું અને મારવાડણો કામ કરે છે માટી પુંવાનું.

જ્યારે મુંબાઇ શહેરમાં આ મારવાડીને એક રૂપીયામાંથી સો રૂપીયા મેળવતા અને મ્હોટા વેપાર ખેલતા જોઇએ છીએ ત્યારે આ મારવાડી શ્રમજીવીઓ બુદ્ધિ-તત્વમાં આટલાં બુઠાં કેમ હોય છે એ સમાજવિશારદો માટે એક અટપટો કોયડો છે. પણ મુંબાઇમાં કે અહિં મારવાડીઓ બુદ્ધિવિષયક ધંધાઓ—જેવા કે કારકુની, વકીલાત, ડોક્ટરી, એંનજીની-યરીંગ વિગેરેમાં પ્રવિણ નથી એ તો આપમેળે ઉઘડ સત્ય છે. આ સમુદાય શા માટે આ ધંધાને અપનાવતો નથી તે સવાલ મ્હારાં માનસમાં વણ ઉત્તરાયેલો અથડાયા કરે છે.

## સ્ત્રીની દુર્દશા

અને ઘરમાં મારવાડી મજુર—ભલે ગમે તેવી ટુંકી કમાણીવાળો હશે છતાં 'રાજા' છે. સ્ત્રી ઉપર તે એક ગુલામના સ્વામી સમી સત્તા ચલાવે છે. આ સ્ત્રીઓના પણ અતિ કમનસીબ છે કે આ મારવાડીઓ સાથે પાનું પડ્યું છે. મારવાડણો મજૂરીપર જતાં પણ તેમના ઘુમટાઓ ત્યજતી નથી

ઘરમાં તો ઘુમટો ખાસ રાખવામાં આવે છે અને મધ્યકાલિન કુંટુંબ પદ્ધતિ હજુય તેના મુળ સ્વરૂપમાં સનાતન છે.

## પાષાણ હૃદયના

પરદેશનાં દુઃખ વેઠીને પૈસા પેદા કરનારા આ મારવાડીઓનાં હૃદય પાષાણ કરતાં પણ વધુ સખ્ત થઇ ગયાં છે. પૈસાને માટે તેઓ શું ન કરવા તત્પર થાય તે કહેવું કઠણ છે. એ ખરેખર શોકપ્રદ છે કે પરદેશમાં સાથે રહેવા છતાં પણ ખીરાદરીની ભાવનાએ તેમના દીલને કે દેહને સ્પર્શ પણ નથી કર્યો. મારવાડી કેમ્પમા ભલે કોઇ માંદુ હોય! પણ કોઇને તેની પરવા નથી! કંપનીનો ડોક્ટર ભલે ધક્કા ખાઈ જોઇ જાય, એ તો સામાન્ય ક્રમ છે.

માનવતાની આવી છડેચોક અવગણના માત્ર મેં મારવાડી મજૂરોમાં જ જોઇ છે. સ્વાર્થી લક્ષ, એકલવાયાપણું અને રૂઢીચુસ્તતાના શંભુમેળામાંથી જે સંસ્કૃતિ જન્મી છે તેનાં તેઓ મુર્તિમંત સ્વરૂપ છે. અને છતાંય અંતરના ઉંડાણમાં સવાલ એ છે કે જો હિંદ રશિયા જેવું મુક્ત હોત તો? જેમ રશિયાએ ઉઝબેકસ્તાનના ગામડીયાઓને વર્તમાન સંસ્કૃતિ શીખવાડી તેમ આપણે પણ મારવાડીઓને શીખવાડયું હોત. પણ અહિં તો કોને કોની પડી છે?

શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ

# 'ચશ્મે-તર'

ચાને

## —આંસૂ ભરી આંખડી—



મોગલ
શાહનશાહ
જહાંગીરના
જમાનાની
એક દર્દ-
ભરી કહાણી



:લેખક:

**બકુલેશ**

દુશ્કુની ચાદર ઉપર દર્દનાં રૂપેરી ફૂલો વેરતો શાહજાદો સલીમ મોગલ શાહનશાહતની રંગતને તો કયારનોયે એના દર્દીલા ચશ્મોમાં સમાવી ચુકયો હતો. મોગલ શાહનશાહ અકબરે રાજપૂત અને મોગલોના જીગરોને બાંધવાને સુંદર કોશીષ કરી હતી. પણ સલીમને તો ઉલ્ફતનો નશો ચ્હડયો હતો. ગુલોની ખુશ્બુમાં એને માશૂકના જીગરના પરસેવાની ખુશ્બુ આવતી: ગુલે ગુલશનમાં, વનેવનમાં, કુદરતની છાયમાં એનાં ચશ્મો માશૂકને બોલાવવા કલ્પનાને આશ્રમે આશ્રય લેતાં:–તે રખડતો–ગંધરાજના ફુલોના કયારા આસપાસ તે પોતાની માશૂકના નામના શબ્દો વેરતો. ઉડી જતાં કપૂતરો તરફ આશાભરી મીટ માંડતો: જાણે તે ત્હેના જીગરનો સંદેશો, એના દિલના દર્દની જેની પાસે દવાઇ હતી તે માશૂકને પહોંચાડે

......અને ઓર આવેશમાં તે એટલા માટે હતો કે હમણાં જ તે બાદશાહ થયો હતો. ચોતરફ મહેફીલ જામી હતી. નવીન રંગતની બહારમાં તે પોતાની શાહજાદાગીરીમાંથી બાદશાહગીરીમાં પગલાં માંડી રહ્યો હતો.

"જનાબેઆલી! આલા હુઝુર! ત્હમારાં ફરમાનની અમે આલા અદના લોકો કદમ બોસી કરીએ છીએ. આપનું ઇસ્મે મુબારિક શાહનશાહે હિન્દુસ્તાં જહાંગીર તદ્દન રાસ્ત છે."

અને "જહાંગીર"ના નામના કવિઓ, શાયરો અને કલાકારો કલાના નમુના બનાવવા લાગ્યા.

[૨]

આગ્રામાં જ્યાં જુઓ ત્યાં રંગરાગની ખૂશ્બૂ ફેલાઈ રહી હતી: સંગેમમંરની અટારીઓમાંથી દિલરૂબાની તાન અને નાઝનીનોના નાચનો ઠેકો પવનની પાંખ પર બેસી વાતાવરણમાં સફર કરતો હતો. પણ હમણાં જહાંગીર શાહી મહાલમાં દેખાતા ન્હોતા. આગરા ખુશનસીબીમાં ગરકાવ હતું. આગ્રાની જુવાની જાગી હતી.

પણ બીજી બાજુ આગ્રાની એક ગલીમાં સુમસામ શાન્તિ પડી હતી. એક કુતરૂં ઠંડીથી થરથરતું રડી રહ્યું હતું, પણ ત્હેના કરતાં વધારે ધ્યાન તો એ ગલીને છેડે ફાનસના થાંભલા આગળ એક બુઝર્ગ અને મુફલીસ જેવો દેખાતો એક મીસ્કીન ગલીની સુમસામભરી શાન્તિને ઓર ખોફનાક બનાવતો હતો. ત્હેના શરીરના ભાગો કપડામાંથી બહાર દેખાતાં હતાં. આંખોમાં નૂર ઉડી ગયું હોય એમ દેખાતું હતું. એની કમર વળી ગઈ હતી. હાથમાં એક લાકડી હતી. માથે એક ચીંથરેહાલ પાઘડી હતી. તે કપાળ અને મુખ પર કરચલી પાડવાનો પ્રયાસ કરતો હતો. સુફેદ બાલોની એક દાઢી એના ચ્હેરાની કરચલીઓને સંતાડવા કોશીષ કરી રહી હતી.

"આહ!...ઠંડી!" તે ગણગણતો હતો.

પણ એની પાછળ કાતિલ નઝર ફેંકીએ તો જરૂર જણાય કે ચાર શાહી સીપાહીઓ ત્હેની પાછળ લપાઇને, ગલીના ઘરના પડછાયાઓમાં પોતાના ઓળાને ઢાંકતા ધીમી ગતિએ ચાલી રહ્યા હતા. એમની પાસે તલવાર પણ હતી.

થોડાક પગલાં બાદ એ બુઝર્ગ મીસ્કીન જેવો લાગતો આદમી બબડયો:

"આહ! હું તો શાહનશાહ બન્યો છું શાહજાદા તરિકે અનેક જાતના રંગ માણતો આવ્યો છું. આજે મ્હારી પ્રજાની હાલત કેવી છે ત્હેનો હું અભ્યાસ કરવા માગું છું. એક ભિખારી!...બરાબર છે! મ્હારો આ વેશ ખરેખરા મીસ્કીન–ભીખારી તરિકે મ્હને જરૂર પસાર કરાવી દે તેવો છે."

ત્હેણે મહાન પ્રજાસેવક હારૂન–અલ–રશિદનો ખ્યાલ કર્યો એ કેટલો મહાન પુરૂષ હતો!...ઓહ! ત્હેને હજાર વાર સલામ હો!...અને શાહજાદો જહાંગીર આજે એ મહાન આદમીની નકલ કરી રહ્યો હતો. તે ગરીબોના મુહલ્લામાં આવી પહોંચ્યો હતો. ગંદકી અને કંગાલિયત એની સફરમાં એનાં સાથી બન્યાં હતાં. પાસેના ઉકરડા પરથી નાકને ફાડી નાખે એવી સડી ગએલા ગોસ્તની વાસ આવી રહી હતી. પોતાના ફાટેલા કબજાના ઝભમાંથી, રેશમી રૂમાલ કહાડી જહાંગીરે નાકે દબાવ્યો અને ઉતાવળી ગતિએ તે ગલીની વિદાય લીધી.

અને તે એક બીજી ગલીમાં આવ્યો! અહિં બદબો ઓછી હતી. એક ન્હાનકડું, સ્વચ્છ ઘર ત્હેણે જોયું: બહાર આંગણામાં થોડુંક રાચરચીલું ત્હેણે દીઠું. પણ કમાડની પાછળથી આવતો અવાઝ એના કાનને થંભાવી રહ્યો ત્યાં કો'ક રોતું હતું. કોણ રડતું હશે!......શાહનશાહ જહાંગીર ત્યાં અટકી ગયા.

દરવાજો બંધ હતો. એ જુના દરવાજાને ટેકવી રાખવા માટે લાકડાના અનેક ચાપડાઓ અને લાફાઓનો છુટથી ઉપયોગ કરવામાં આવ્યો હતો એમાં અનેક

ફાંકાં હતાં. એણે એક કાણામાંથી ઘરની ભિતરમાં ચશ્મને ફેંકી.

અંદર ત્હેના ચશ્મોએ ભયનાક દેખાવ દીઠો. એક પીત્તળનો ચીરાગ રોશની ફેલાવવાની કંગાલ કોશિષ કરી રહ્યો હતો. ધરતી પર એક મુડદું પડ્યું હતું. આસપાસ ગમગીનીએ પાંખો ફેલાવી હતી. અડધા અંધારામાં પડેલાં મુડદાંથી દીવો પણ બ્હીતો હતો. ત્હેની ધીમી રોશનીમાં મુડદા પર ઓઢાડેલી ગંદી અને ફાટેલી ચાદર આ કંગાલિયતના ચિત્રને ખતમ કરતી હતી.

પાસે બે મુસ્લીમ ઔરતો બેઠી હતી. એમના મ્હોં ઉપર ગમગીની હતી. એક હતી પાંત્રીશેક વર્ષની અને અડધી જઈફ જેવી, જમાનાના મારથી ખવાઈ અને નીચોવાઈ ગએલી, કંગાલિયતને કહાડી મુકવાનો તેઓ મરણતોલ પ્રયાસ કરતી હતી. જ્યારે બીજી ઔરત નવજવાન હતી. સત્તર વર્ષની વયે એની જવાની છલકાતી હતી. પણ ગરીબીએ એને ગોદમાં લીધી હતી. એની અસર તો જરૂર દેખાતી હતી. મેલાં કપડામાંથી એનું જોબન ખીલતા ગુલાબની કલિની માફક ડોકિયાં કરી રહ્યું હતું. જીંદગીની મહેફીલમાં જામે ખુશી પીવાને ઈન્તેઝાર બનેલાં ત્હેના નયને ઓર ભાવને જન્મ આપતાં હતાં. એના મેલાં, ફાટેલાં કીનખાબના કબજામાં સીકડાઈને પડેલું જોબન અત્યારે દુઃખના થડકારા અનુભવી રહ્યું હતું. ફીંચણ આગળથી ફાટેલી ઈજારમાંથી એની જુવાનીની લથબથ જાંઘ અત્યારે પીત્તળના ચીરાગની રોશનીમાં તે બિસિયાલ હુસ્નની માલીક હતી એની સાબીતી આપતી હતી.

એનાં ચશ્મોમાં કંગાલિયતના મેઘ ઘેરાતાં હતાં—એ મેઘમાંથી આંસુના ઝરમર મેહુલા જેવાં ટીપાં એના ચીમળાઇ જતાં ગુલાબની પાંખડી જેવા ગાલો પરથી સરી પડતાં હતાં.

એ બંને ઔરતોની ચશ્મોમાંથી આંસુ સરકી રહ્યાં હતાં. અને એકાએક એ જુવાન ઔરતે પોતાનાં નીચાં નમેલાં સરને ઉપર ઉઠાવ્યું. અને એ ચીરાગની રોશની એના સુર્ખ ચ્હેરા ઉપર કુદી ઉઠી. શાહેનશાહ જહાંગીરે આટલું બિસિયાલ હુસ્ન કદિ જોયું ન્હોતું. તે તાજુબ થઇ ગયા. મગર અફસોસની વાત એ હતી કે એ જુવાન ઔરત પોતાનું દુઃખ રોઇ રહી હતી. એના ફુરકાથી કબજામાં પોઢેલું એનું જોબન થડકતું હતું. જહાંગીરે પોતાના નયન એ હુસ્નપરી પરથી એક ક્ષણને માટે ઉઠાવી લીધા.

પેલી આધેડ વયની ઔરતના મ્હોંમાંથી દુઃખભર્યા સખુનો સર્યા, "યા ખુદા! હવે ત્હારે અમ્હારી ઉપર હજી કેટલીક માર વરસાવવી છે! તમામ ઝડપી લીધું—એકનો એક બેટો ઝડપી લીધો; માલિક લઇ લીધો, દૌલત લઇ લીધી, ઇજ્જત પણ લઇ લીધી, આરામ લઇ લીધો, ખુશી લઇ લીધી! ત્યારે હવે શું આ મુડદાંને કફન વિહોણું રાખવું ત્હને મંજુર છે?

જુવાન ઔરતનો અવાઝ બેકરાર હતો. એના ગલામાં કોમલતા ઠરી ગઇ હતી. બર્ફ બની ગઈ હતી. એની આંખમાંથી બાફ નીકળતી હતી. "અમ્મા! સુબ્હ થવા દો. "તે" જરૂર આવી પહોંચશે!...યા અલ્લાહ!"

જહાંગીર "તે" સાંભળી ચમકયો. એ હુસ્નપૂર લડકી જરૂર કોઇક જવાંમર્દની સાથે શાદીની વીંટીમાં પડી હશેજ.

"બેટી!...'એ' આવે તો મ્હારૂં કિસ્મત ખુલી જાય!...ત્હારા અબ્બાજાનની આજે

આવી હાલત !...યા ખુદા ! ..." ત્હેણે દાંત કચકચાવ્યા, "આહ !...પણ "એણે" મ્હારી જીંદગી બરબાદ કરી નાખી– "બદમાશ ! પાજી ! હરામી ! કુત્તા ! મ્હને બર્બાદ કરી નાખી !"

ઝાંખા ચીરાગની રોશનીમાં જુવાન લડકીના ચ્હેરા ઉપર જે ભાવો પલ્ટા ખાતા હતા તે બરાબર સ્પષ્ટ રીતે જહાંગીરે અવલોકયા–પહેલાં એનો ચ્હેરો પીળો પડી ગયો–પછી શાહી જેવો કાળો–અને ફરી કોણ જાણે શાથી, ગમગીન બની ગયો. એના ચશ્મોમાં મેઘમાલા ઘેરાવા લાગી. ફરી આંસુ સરકી પડયાં.

અને ત્હેની ગરદન પર ત્હેનું સીર ઝુકી ગયું. પેલી આધેડ વયની સ્ત્રીએ ફરી કહ્યું, "યા અલ્લાહ ! મદદ કર !" અને તે રડવા લાગી.

જહાંગીરના જીગરમાં હોંશ આવી. જે વિચારને મોખરે રાખી તે બહાર નીકળ્યો હતો. તે મુરાદ હવે પાર પાડવાનો મોકો ત્હેને સાંપડયો હતો. ગરીબના દુઃખને મીટાવવાની એની મરજી હતી.

પણ હવે શું કરવું ?...............તે એકદમ પોતાના સંગેમમંરના શાહી મહાલમાં આવ્યો. એની પાછળ એના ચાર સીપાહીઓમાંના એક અનવરને ત્હેણે બોલાવ્યો.

"અનવર !......પેલું મકાન ધ્યાનમાં રાખજે." એવી સુચના ત્હેણે આપી હતી.

જ્યારે તે મહેલમાં આવ્યો ત્યારે જહાંગીરે ત્હેને પાસે બોલાવ્યો અને કાગળના એક ટુકડા પર કૈંક લખી આપીને કહ્યું.

-"ખજાનામાંથી લઇને પેલા ગરીબ ઘરવાળી ઓરતોને આપી આવ."

ફરી અન્વરને પુકારીને જહાંગીર બોલ્યો, "અને જો ! પેલી લડકીને પૂછી જોજે કે આવી ગમગીન હાલત થવાનું કારણ શું ? સમજ્યો કે ?"

"હાજી, જનાબ !" કહી તે કુનીંશ બજાવી ચાલ્યો ગયો.

[ ૩ ]

શાહનશાહ જહાંગીર પાસે ઉભા રહેલા ખ્વાજાસરાના હાથમાં રહેલા રૂપેરી થાળમાંની અંગુરનાં ઝુમખામાંથી દાણાઓ લઇ ખાવા માંડયા–એદાણાઓમાંએને પેલી હુસ્નપરી નઝર આવતી હતી. મગર અફસોસ ! ગરીબીને લીધે એ કેવી ગંદી બની ગઇ હતી. પણ એ ગંદકીમાંયે ત્હેનું હુસ્ન ચમકારા મારી રહ્યું હતું. અનવર પાછો આવ્યો ત્યારે એણે પોતાની આંખમાં રહેલી લુચ્ચાઇને હાંકી કહાડવા પ્રયાસ કર્યો. એણે જહાંગીરને રને તમામ વાતથી વાકીફગાર કર્યા. પેલી આધેડ વયની ઓરતની આર્થિક હાલત ઘણા વર્ષો પહેલાં ઘણી સારી હતી. પણ પછી ખરાબ દિવસો આવ્યા. જવાન બેટો એકાએક ગુજરી ગયો. ઘરમાં ચોરી થઇ ગઇ, વ્યાપારમાં ખોટ ગઇ, અને કંગાલિયતે ઘરમાં પગલાં માંડયાં. ત્હેને એક બેટી હતી–ઘણી જ ખુબસુરત !...પણ એક બેમુરવ્વત અને નાચીજ લડકા સાથે ત્હેનો પનારો પડતાં બાજી બગડી ગઈ. એ જુવાન છોકરીની જીંદગી બગડી. તે છોકરો આ છોકરીને છોડીને કોણ જાણે કયાં ભાગી ગયો હતો ! આ બધી મુસ્કેલીઓની આંટીઘૂંટીમાં ઘરનો એકલડોકલ જઈફ આદમી સપડાયો અને આખરી અંજામ !... એનું મોત !

શાહનશાહે આ તમામ વાત સાંભળી અને પછી તો અનવરે વાત આગળ ચલાવી.

"જનાબેઆલી! મ્હેં તો જઈફ઼ ઓરતને બધી વાત...સમજાવી. મ્હેં કહ્યું કે બાદશાહ સલામતે ગઇ કાલે રાત્રિએ આપની મુસીબત નઝરોનઝર નીહાળી છે. એટલેજ આ ઈમદાદ મોકલી છે. જહાંપનાહ!...એ ઓરતે તો ખુદાના શુક્રિયા અદા કર્યા અને ત્હમારી પર મીઠી દુવાઓ રેલાવી છે!"

"અને પછી?"

"અને આલમ પનાહ!..." અનવર બોલવા લાગ્યો, "હું બાકીના સીપાહીઓને ત્યાં પડેલા મુર્દાની તહછીજ–તકફીન * માટે ત્યાં મુકતો આવ્યો છું."

પણ જહાંગીર તો "બીજું કૈંક." સાંભળવાને બડો ઈન્તેજાર હતો. પણ અનવર ત્હેને એ "બીજું કૈંક" જરાયે કહેતો ન્હોતો.

અને છેવટે અનવરે વાત કહેવા માંડી, .. "ઔર!...જનાબેઆલી..."તે અસપાસ જોવા લાગ્યો; અને ત્હેણે વાત આગળ ચલાવી,"...જૂઓને સરકાર!...પેલી હુસ્નપૂર લડકી!...હાંહાંહાંહા!..."

જરાક ત્હેણે નખરાં કર્યાં:

"જનાબ!...ત્હેને જરૂર મદદ કરવી જોઈએ."

"મદદ?...વળી બીજી કઇ મદદ?"

"જનાબ?...પેલી તો જઈફ઼ ઓરત છે... અને ત્હેની પાસે બેઠેલી જવાન લડકીને...તો જનાબેઆલી આપણા બેગમ મહાલની એક બાંદી બનાવી દો તો કેવું સારું...જેથી તેઓ પોતાની જીંદગીના દિવસો આરામમાં બસર કરે!"

શાહનશાહ જહાંગીરના ચ્હેરા ઉપર અનેક જાતના રંગો બદલાતા હતા. ત્હેણે થોડીકવાર વિચાર કર્યો અને પછી કહ્યું, "મગર જો જો કે કદાચ તેઓની ખફા મરજી થાય તો?..."

"નહિ! જનાબેમન!"...અનવર જરાક હસ્યો અને બોલ્યો, "હુઝુરની કદમ બોસી કરવામાં તે લૌન્ડી તો પોતાના ખુશ નસીબ અને ફખ્ર સ્હમજશે, જનાબ!"

"ઠીક ત્યારે–ભલે આવે: બેગમ મહાલ ત્હેને માટે ખુલ્લો છે...."

[૪]

બીજે દિવસે સાંજના જ્યારે આફ઼તાબ ધરતીને બોસો લેતો હતો ત્યારે શાહી મસ્નદ પર પડયા પડયા હુક્કો પીતા શાહનશાહ જહાંગીર પાસે કુર્નીશ બજાવતો અનવર આવી પહોંચ્યો–ત્હેની સુરત જરાક વાંકી હતી. દીમાગ ઠેકાણે ન્હોતો.

"જનાબેઆલી! લડકી બડી જ બદજાત લાગે છે!

"ઉંહ!"

"જનાબ! બડી જ હઠીલી અને નાશુક્રગુજાર છે!"

"શું થયું?"

"જનાબેમન! એ લડકી તો મ્હારી વાત સાંભળી ખોફથી લાલ બની ગઇ. અને જહાંપનાહ! આ ગુલામની છબ શું બોલે?'

જહાંગીરને આથી ઘણી અસર થઇ એનો ચ્હેરો ફીકકો પડી ગયો,

"છેવટે ત્હેં શું કર્યું?" બાદશાહે જરાક ઢીલા સ્વરે પૂછયું.

"જનાબ! મ્હેં એને ખૂબ જ સ્હમજાવી પણ તે સ્હમજતીજ નથી."

* અંતિમ ક્રિયા.

# ઑસ્ટ્રીઆનો આંતર-વિગ્રહ

લેખક:
એ
ક્ષ
રે

મધ્યયુરોપનાં રાજકારણમાં એકા એક ઉછાળો આવ્યો હોય તેમ ઓસ્ટ્રીયામાં ચાલી રહેલા ભીષણ આંતરવિગ્રહના આનંદદાયક સમાચાર આવ્યા કરે છે. આ સમાચાર જેટલા આનંદદાયક છે તેટલાજ શોકપ્રદ છે; શોકપ્રદ એટલા માટે કે ઓસ્ટ્રીયાના શ્રમજીવીઓએ આવો વીરતા પૂર્વક સામનો કર્યા છતાં તેઓ રાજ્યના લશ્કરી બળ આગળ પરાજય પામ્યા છે. શ્રમજીવીઓની સરમુખત્યારીનો એક આધારસ્તંભ સમો આ આંતરવિગ્રહ હતો. રશિયામાં જ્યારે ૧૯૦૫ માં બળવો થયો ત્યારે કેટલાક "બુધ્ધીમાન" ગણાતો પણ વાસ્તવિક રીતે બીકણ વર્ગ આ યત્નને મુર્ખાઇભરેલો ગણતો. ૧૯૩૪ ના શ્રમજીવીઓના આ સુંદર યત્નને પણ 'ગાંડો' કહેનારા એક નહિં હોય. પરાજયને ધીક્કારનારા અને વિજયને વધાવનારા ઓની સંખ્યા દરેક દેશમાં મ્હોટી હોય છે. આથીજ ઓસ્ટ્રીયાના શ્રમજીવીઓના સત્તા માટેના આખરી સામના ઉપર શાબ્દીક ટીકા કરનારાઓ આ ખંડમાં એકાદ બે નહિં હોય, પણ અનેક હશે. પણ ઓસ્ટ્રીયન વિપ્લવના બચાવમાંજ આ લેખ નથી લખાયો. વર્તમાન રાજકારણનાં સર્જનમાં ઓસ્ટ્રીયન શ્રમજીવીઓનો પરાજય--અને તેના કરૂણ પરિણામોનો ટુંકો ઉલ્લેખ કરવાનો આશયજ આ લેખ લખવા મ્હને પ્રેરી રહ્યો છે.

........લેખક.



ઓસ્ટ્રીઆના અંતિમ રાષ્ટ્રવાદી પક્ષના અધિનાયક—
ડૉ૦ ડૉલ્ફસ.

ઓસ્ટ્રીયા એટલે મધ્ય યુરોપનું થરમોમીટર. તેની રાજકીય પ્રવૃત્તિના ઓછાયા એકી સાથે ત્રણ શહેરો પર પડે. આ ત્રણ શહેરો તે બર્લીન, પેરીસ અને રોમ. આ ત્રણે રાજ્યોમાં બે રાજ્યોની સીમા તો ઓસ્ટ્રીયાની સીમા સાથે હાથ મીલાવે છે. ઉતરમાં મ્યુનીચ શહેર ઓસ્ટ્રીયાને જર્મની સાથે જોડાવાનું કહી રહ્યું છે. દક્ષીણનો ટાયરોલનો પ્રાન્ત ઇટાલીનાં આકર્ષણો સમજાવી રહ્યો છે. તેની

પૂર્વમાં તેનું જુનું પુરાણું દોસ્ત હંગેરી છે. અને દક્ષીણનાં ઝેકોસ્લાવીયાનું ન્હાનકડું રાજ્ય આવેલું છે, આ તો તેની ભૌગોલીક સીમા થઇ. પણ તેની રાજકીય સીમા અતિ મ્હોટી છે. મધ્ય યુરોપમાં તે રાજકારણનાં શેત્રંજનું મુખ્ય ધામ થઇ પડયું છે. તેના પાટનગર-વીએનામાં રાજકીય સર્વોપરીતા માટે કેટલાંય ખુલ્લાં અને ગુપ્ત કાવત્રાં રમાઇ રહ્યા હોય છે. અને એ સર્વ વીગતો જાણ્યા પછી, યાદ રાખવું જોઇએ કે વર્સેના કરારોથી ઉપજેલું આ એક ન્હાનકડું રાજ્ય છે.

ગયા મહાયુધ્ધ પહેલાં હંગેરીનો રાજા હેપસબર્ગ ઓસ્ટ્રીયા ઉપર પણ અધિરાજ્ય ભોગવતો. તે વખતે હંગેરી અને ઓસ્ટ્રીયા નકશા ઉપર એકજ રંગથી રંગાતા. વર્સેના કરારોએ રોહેનઝોલરના વંશજને બર્લીન મુકાવ્યું. હેપ્સબર્ગનો વારસદાર આજે પેરીસમાં મોટર હાંકે છે. બુડાપેસ્ટ એ તે સમયનું પાટનગર

પણ મહાયુધ્ધ પછી ઓસ્ટ્રીયન પ્રજા સ્વતંત્ર બની છે. તે જાતે છે જર્મન. ભાષા પણ લગભગ જર્મન. ૯૦ ટકા, વસ્તી પણ જર્મની તરફ સમભાવવાળી વધુ. આથી જ્યારે જર્મની પરાજીત દશામાં યંગ યોજના પ્રમાણે દંડ આપી રહ્યું હતું ત્યારે ઓસ્ટ્રીયાનો વિશાળ સમુદાય જર્મની સાથે જોડાણ ઇચ્છતો. 'ઓકસવશ' એ આ એકતા માટે ઓસ્ટ્રીયન શબ્દ. આ જોડાણ માટે લગભગ બધાજ પક્ષ એક હતા. અને આથીજ ૧૯૩૦ માં જર્મની સાથે જકાતી એકતા સ્થાપવાનો પહેલો પ્રયત્ન થયો.

## ત્યાર પહેલાં—

પણ ત્યાર પહેલાનાં દશ વર્ષના કાળમાં ઓસ્ટ્રીઆમાં શ્રમજીવીઓના પ્રતિનિધિઓના હાથમાં રાજકીય સત્તા આવી હતી. આ સત્તા, તેઓએ શ્રમજીવીઓના સુખ માટે વાપરી એમાં જરાય શંકા નથી. વીએનાના કામદારો માટે સુંદર અને સ્વચ્છ મકાનો આજે પણ આખી આલમમાં અદ્ભુત છે. જ્યાં સુધી સમાજવાદીઓના હાથમાં સત્તા રહી ત્યાં સુધી તેઓએ ગાર્ડન સીટી, ઇસ્પીતાલો વગેરે યોજનાઓ પછવાડે ભરપુર પૈસો વાપર્યો. ઓસ્ટ્રીયાના મુડીવાદીઓ કામદારોને મળતા સુખ સામે દાંત કચકચાવતા. પણ ઘણા ખરા પઇસા પરદેશની લોનો માર ફતે મળતા હોવાથી તેઓ બહુ ફરીયાદ કરતા ન હતા. છતાં પણ તેમનો મુક વિરોધ તો સનાતન અને સતત હતોજ.

સમાજવાદીઓને સત્તા પણ કંઇ આપોઆપ નહોતી મળી. મહાયુદ્ધના પરાજયને પરિણામે દરેક ઓસ્ટ્રીયન હેપ્સબર્ગનો વીરોધી થઇ ગયો હતો. અને એથી જ જેમ રાજકીય સત્તા પોતાના હાથમાં ટકાવી રાખવા માટે મુડીવાદીઓએ પોતાના પ્રતિનિધિ સમા સમાજવાદીને સત્તા સોંપી. 'અણી ચુકયો સો વર્ષ જીવે' એ ન્યાયે ઓસ્ટ્રીયન મુડીવાદ પોતાની પ્રાણઘાતક પળમાંથી પસાર થઇ ગયો. પરિણામ એ આવ્યું કે સમાજવાદીઓ સત્તામાં આવ્યા છતાં મુડીવાદ કાયમ રહ્યો.

અને સમાજવાદીઓએ પણ શ્રમજીવીઓને છેતરવાને માટે કે પ્રમાણીકપણાથી શ્રમજીવીઓને સુખકારક યોજનાઓ અમલમાં મુકવા માંડી. ક્ષણવારમાં મુડીવાદી વિરોધી વર્તન વીસરાઇ ગયું. જગતભરમાંથી પ્રવાસીઓ 'કાર્લમાર્કસ ચાલી' જોવા આવવા લાગ્યા. એકાદ રૂપીઆના ભાડામાં ચાર ઓરડા વાપરવાના સાંપડે

એથી આ યોજના અમલમાં મુકાઇ હતી; પણ એ આખી યોજના પછવાડે સભા યેલી ભાડાંની ભાવનાને રદ કરવાને બદલે તેઓએ મુડીવાદનાં મુળ સિધ્ધાંતો તો કાયમજ રાખ્યાં.

આ તેમની નબળાઇ હતી. ઓસ્ટ્રીયાના સમાજવાદીઓ જ્યારે સત્તામાં હતા ત્યારે મુડીવાદને નિમુંળ કરવાને માટે કંઇજ પગલાં ન ભર્યાં. આજે તેના પરિણામે મુડીવાદ પાછો પગભર બન્યો છે અને પોતાના ભાડુતી સૈન્યની મદદથી સમાજ-વાદીઓના શરીર વીંધી રહ્યો છે. આજ પરિણામ જર્મનીમાં આવ્યું છે અને તેજ પરિણામ ઓસ્ટ્રીયામાં આવવાથી અમને જરાય નવાઇ નથી થઇ.

## રશિયા સાથે સરખામણી.

ઓસ્ટ્રીયાના સમાજવાદીઓનું વર્તન આ દ્રષ્ટીએ અતિ રસપ્રદ છે સામ્યવાદીઓ અને સમાજવાદીઓ વચ્ચેનો આ મુળગત ફરક છે. સામ્યવાદીઓ માને છે કે લોકતંત્ર એ માયાવી જાળ છે. એ પણ મુડીવાદી ઓની પરોક્ષ સરમુખત્યારી છે. પણ સ-માજવાદીઓ હમેશ જનતાને લોકતંત્ર ઉપર નજર રાખવાનું સુચવે છે. આપણાં હિંદમાં પણ જમનાદાસ મહેતા જેવાઓ એમ માને છે અને મનાવવા મથે છે કે ધારાસભાઓદ્વારા લોકહિત સાધવું ખરે ખર શક્ય છે. ઇટાલી, જર્મની, અને છેલ્લે ઓસ્ટ્રીયાનો ઇતીહાસ બતાવી આપે છે કે લોકતંત્ર વીષે સામ્યવાદીઓએ જે શીખવાડયું છે તે સાવ સાચું હતું. લોકતંત્ર ખરેજ એક માયાવી જાલ છે. જ્યારે જ્યારે આ સમાજવાદી અને મજુરવાદી પક્ષોની અસર વ્યાપક બનતી જાય છે તેમ તેમ મુડીવાદીઓ પાર્લામેન્ટરી પ્રથાનો સામેજ પ્રચાર આરંભે છે. આ હેતુ સિધ્ધ કરવા માટે તેઓ પોતાનો એક નવો પક્ષ ઉભો કરે છે. આ પક્ષ તે ફેસીઝમનો પક્ષ. ઇટાલીનો મુસોલીની પક્ષ, અને જર્મનીનો હીટલર પક્ષ બંને આવા પક્ષો છે. અને આખરે ઓસ્ટ્રીયાનો ડોલ્ફસ પક્ષ પણ ફેસીઝમની ઓસ્ટ્રીયન આવૃત્તિ છે તે વીષે જરાપણ શક નથી.

## પાર્લામેન્ટ પછી.

ઓસ્ટ્રીયામાં ફેસીઝમની સ્થાપના કંઇક નવાજ સંજોગોમાં થઇ છે. ઓસ્ટ્રીયનો એક ફેસીસ્ટ પક્ષ જર્મની સાથે જોડાણ ઇચ્છે છે. તેઓ કહે છે કે ઓસ્ટ્રીયા જર્મની સાથે જોડાઇ જવું જોઇએ. આ પક્ષ તે ઓસ્ટ્રીયન નાઝી પક્ષ. જ્યાં જ્યાં જર્મનો વસતા હોય ત્યાં ત્યાં જર્મન જાતીનું રાજ્ય હોવું જોઇએ એ પ્રકારના સિધ્ધાંત ઉપર આ નવો પક્ષ ઉભો થયો છે. કામદાર વર્ગને કચરીને તેઓ પોતાના રાજ્ય અમલના થાંભલા મજબુત બનાવવા માગે છે. મુડીવાદની તુટતી ઇમારતને ફેસીસ્ટો પોતાના ટેકાથી ટકાવી રાખવા માગે છે. પણ ડોલ્ફસ અને તેમના અનુયાયીઓ ઓસ્ટ્રીયાના અંતિમ રાષ્ટ્રવાદી ઓ છે. તેઓ ઓસ્ટ્રીયાને સ્વતંત્ર રાજ્ય તરીકે જોવા માગે છે. અને આથીજ તેમનું ફેસીઝમ એ જર્મન-વીરોધી ફેસીઝમ છે.

આમ ઓસ્ટ્રીયન ફેસીસ્ટ પક્ષના બે મુખ્ય ફણગા છે. જર્મના તરફનો અને એક જર્મન વીરોધી. આ ક્ષણે જર્મન વીરોધી ફેસીસ્ટ પક્ષના હાથમાં સત્તા છે અને આથીજ જર્મન તરફના પક્ષ પર દમનનીતિનો દોર ચાલી રહયો છે.

## ત્રિકોણ લડત.

ગયા વર્ષની શરૂઆત સુધી ઓસ્ટ્રીયામાં પાર્લામેંટ હતી. આ પાર્લામેંટના ત્રણ પક્ષો મુખ્ય હતા. સમાજવાદીઓ, જર્મન તરફના ફેસીસ્ટો—અને મધ્યસ્થ પક્ષો. આમાં સમાજવાદીઓની વધુમતી ન હોવાને લીધે નાઝી પક્ષ સામે થવા માટે એથી "ઓછા ખરાબ" [Theory of Lesser-Evil] ડો. ડોલ્ફસ સાથે તેમણે દોસ્તી કરી. એટલુંજ નહિં પણ જ્યારે ડો. ડોલ્ફસે ઓસ્ટ્રીયન નાઝી પક્ષ ઉપર પ્રખર અંકુશ મુકવાની શરૂઆત કરી ત્યારે સમાજવાદીઓએ પાર્લામેન્ટમાં ડો. ડોલ્ફસને સાથ આપ્યો હતો. આમ ગયું આખું વર્ષ ઓસ્ટ્રીયન નાઝી સામે બાથ ભીડવામાં પસાર થઇ ગયું. જર્મનીમાં નાઝીદોરની સ્થાપના સાથે ઓસ્ટ્રીયાના સમાજવાદીઓ ગભરાયા. અને આ પળનો લાભ લઇને ડો. ડોલ્ફસ પાર્લામેન્ટ વીખેરી નાંખીને સત્તાનો સ્વામી થઇ બેઠો. પણ તેની નીતિ જર્મનવિરોધી હોવાથી સમાજવાદીઓએ તે કબુલ રાખી.

આમ લગભગ એક વર્ષથી પાર્લામેન્ટ-દ્વારા પ્રધાન બનેલા ડો. ડોલ્ફસે પાર્લામેન્ટની પરવા કર્યા વગરજ શાસન શરૂ કર્યું. આ વખતે ડૉ. ડોલ્ફસ ફેસીઝમમાં માનતા કે કેમ તે એક શંકા છે પણ તેઓ જર્મનીના નાઝીઓ સામે સખ્ત પગલાં લેતા હોવાથી સામ્યવાદીઓને સારૂં લાગતું.

### ૧૯૩૩ માં–

પણ વિશ્વવ્યાપી આર્થિક મંદી વધુ વ્યાપક બનતાં પરદેશમાંથી લોનો આવતી અટકી ગઇ. ફ્રાન્સ પણ વધુ વખત જર્મની સામે જંગમાં ઉતરેલા ડો૦ ડોલ્ફસને નાણાં આપવા અશકત હતું. ઇટાલીએ કેટલીક રાહત આપી, પણ આર્થિક ખુવારીને આરે ઉભેલા ઓસ્ટ્રીયાને વધુ વખત આર્થિક સહાય મળે એ હવે અશકય હતું.

ત્યારે ઓસ્ટ્રીયાના મુડીવાદીઓ શું કરે? તેમને પોતાનું ઘર પોતાની મેળેજ પાછું વ્યવસ્થીત કરવાની જરૂર લાગી. સાથેજ જર્મનીમાં સમાજવાદીઓના પરાજય પછી તેમનામાં પણ હિંમત આવી. અને આથીજ સમાજવાદીઓ ઉપર આ ખરી ઘા કરવાનો તેમણે નીર્ધાર કર્યો.

ઓસ્ટ્રીયાના મુડીવાદે અતી વ્યવસ્થીત ગણતરી કરીને આ પગલું લીધું. તેઓએ જોયું કે સમાજવાદીઓ રાજ્યતંત્રનો સામનો કરી શકે તેવી સ્થીતીમાં નથી ત્યારેજ તેમણે આક્રમણનો યત્ન આરંભ્યો. ગયા ડીસેમ્બર માસમાં મુડીવાદીઓના એકલ પ્રતિનિધિ સમા ડો૦ ડોલ્ફસે જાહેર કર્યું કે "ઓસ્ટ્રીયામાં મુડીવાદનો તેમજ માર્કસીઝમનો યુગ આથમી ગયો છે."

પણ ડો૦ ડોલ્ફસને પણ પાકી ખબર હતી કે ઓસ્ટ્રીયાના સમાજવાદીઓ જર્મનીના સમાજવાદીઓ જેવા સાવ અવ્યવસ્થીત ન હતા. આથીજ સમાજવાદીઓ સામે તોપો ગોઠવવાની ડો૦ ડોલ્ફસને જરૂર પડી.

મુડીવાદ દયા જેવી વસ્તુ સમજતો નથી. માનવતા તેને સ્પર્શી શકતી નથી: પેરીસમાં ૧૮૭૧ના બળવા પછી ૨૦૦૦ શ્રમજીવીઓની કતલ પછી ઓસ્ટ્રીયાના દેવ ડોલ્ફસને મજુરોના મકાન ઉપર તોપોના ગોળા ગબડાવતાં જરાય અસંતોશ ન થયો! અને નજ થાય.

## આખરી સામનો.

ફેબ્રુઆરીની ૧૨ મી તારીખે સમાજવાદીઓએ આખરી સામનો શરૂ કર્યો. પોતાના મથકોને સંરક્ષવા તેમજ ડૉ૦ ડોલ્ફસના આવતાં આક્રમણને અવરોધવા માટે સમાજવાદીઓએ 'સામાન્ય હડતાળ'નાં આખરી આયુધને ઉગામ્યું, પણ અવ્યવસ્થા અને નિરાશાને લીધે આ સાધનનું સાચું બળ તો તુટી ગયું હતું.

અને જંગ શરૂ થયો. વીએનાની શેરીઓમાં બેરીકેડ ઉભી થઇ. લશ્કરને લાવવામાં આવ્યું. 'શરણે થાવ કે તોપના ગોળાથી તમારા મકાનને ઉડાવી દેવામાં આવશે' એવાં અલ્ટીમેટમ અપાયાં

મશીનગનોમાં પ્રાણ પ્રગટ્યો. રાયફલોમાંથી ધડ ધડ અવાજો શરૂ થયા. તોપોમાંથી ધડુમ ધડુમ શબ્દ બહાર પડ્યા. સમાજવાદીઓ સામે સારાયે ઓસ્ટ્રીયાનું લશ્કરી બળ ઉગામવામાં આવ્યું. સૈનિકબળના પ્રચંડ હથોડાના ઘા સામે સમાજવાદીઓ ન ટકી શક્યા.

## એક અનુભવ.

અને જે ભુલો પેરીસના કામદારોએ કરી તેજ ભુલો વીએનામાં પાછી બનવા પામી. સમાજવાદીઓએ બેંકનો પહેલો કબજો લેવો જોઇતો હતો. રેલ્વે ઉપર અધિકાર મેળવવો જોઇતો હતો. આ સર્વ દેખીતી ભુલો તો વિપ્લવના સામાન્ય અભ્યાસી માટે પણ ઓળખવી સરળ છે. ઓસ્ટ્રીયામાંથી સાચી વીગતો હજુ મળી નથી, એટલે તેના પર અભિપ્રાય આપવાની ઉતાવળ કરવી અયોગ્ય છે.

પણ ઓસ્ટ્રીયાની ભુમી ઉપર આજે સમાજવાદીઓના રક્ત છંટાયા છે એ છાંટણા નથી પણ શ્રમજીવીઓનું સિધ્ધાંત માટે રક્તતર્પણ છે. માનવતાની સાચી મુક્તિ માટે મથતા શહીદોના એ ઉન્હા બલિદાન છે. એ ભવ્ય સામનામાંથી ઓસ્ટ્રીયામાં સાચી આઝાદી મેળવવા માટે કામદારોનો નિર્ણય વધુ મક્કમ બનો.

# વર્ગ-ભાનની

# સ મ જ ણ ❀

**'વર્ગ' જાગૃત હોવાનો** દાવો કરતા સમાજવાદીઓ શું ધારે છે? માનવો સમાન હિતને અંગે પરસ્પર સહકાર કરીને જે સામાજીક મંડળો સ્થાપે છે તેમાનું 'વર્ગ' એ એક સૌથી અગત્યનું મંડળ છે. તેની અગત્ય સૌથી વધારે હોવાનું કારણ એ જ કે આ મંડળોનો સામાન્ય હેતુ તો મુખ્યત્વે ખોરાકમાં જ વર્ગેલો છે સમાજનું વર્ગ-બંધારણ ઉત્પાદન અને વહેંચણીની પ્રચલિત રૂઢીઓમાંથી તુરતા તુરત ઉદ્ભવે છે, અને સામાન્ય રીતે દરેક શખ્સ કોઈ પણ સમયે તે સમયના વર્ગોમાંના એક યા બીજા વર્ગ સાથે જોડાયેલો હોય છે જ.

આ દૃષ્ટિબિંદુથી જોતાં, વર્ગભાવના એ એક પ્રકારની મંડળ-ભાવના છે અને તેના વિષે ઘણા સમાજશાસ્ત્રીઓએ ગુંચવતાં અને નબળાં જુદાં જુદા દૃષ્ટિબિંદુઓ રજુ કર્યાં છે. ખાસ કરીને ૧૮ અને ૧૯ મી સદીમાં, જ્યારે મુડીવાદ રાજકીય સર્વોપરિતા મેળવવામાં સફળ નીવડયો ત્યારે, રાજકીય અને સામાજીક લેખકોએ અધ્ધર ચડાવ્યું હતું. તેઓ 'પ્રજાના જુસ્સા'ને 'રાષ્ટ્રની ઇચ્છા' તરીકે અને 'મંડળનાં માનસ'ને કેમ જાણે ખરેખર અસ્તિત્વમાં હોય તેવી રીતે વર્ણવતા. જેમ આપણા પૂર્વજો આકાશને પૃથ્વી પર ગોઠવેલા એક મોટા ઉંધા કરેલા પ્યાલા સમાન માનતા તેમ હેગલની 'વિશ્વ-મુર્તિ'-'બ્રહ્મ' તેને મનથી રાજ્યસંસ્થામાં મૂર્તિમંત થતી હતી. આ રીતે વર્ગોમાં વહેંચાઇ ગયેલા સમાજમાં રાજ્ય કરનાર સત્તામાં જે દૈવીપણાંનું આરોપણ કરવામાં આવે છે તેનો લાભ લઇને હેગલે રાજ્યને મુડીવાદી સમાજની જરૂરીયાતો સંતોષતું દૈવીતત્વ બનાવી દીધું.

સમાજવાદીની દૃષ્ટિએ, એક મંડળનું 'માનસ' તે મંડળના વ્યક્તિગત શખ્સોના વિચારોની સમાનતાની માનસિક ભાવના છે. સમાજવાદીઓના અથવા તો એથી ઉતરતી દૃષ્ટિએ જોતાં મુડીવાદી વર્ગના સામાન્ય માનસમાં રમતા વિચારો અને લાગણીઓનું નામ જ વર્ગ-ભાન છે.

* * *

**અ**ત્રે એ ધ્યાનમાં રાખવાનું છે કે 'વર્ગ-ભાન' શબ્દ 'શ્રમજીવી વર્ગ' માટે વપરાયો નથી: કારણ કે વર્ગ જાગૃતિનાં મુખ્ય તત્વ તરીકેની, સત્તાધારી વર્ગોના લાભો બીજા વર્ગોના લાભોથી વિરૂધ્ધ છે એવી, માન્યતાએ આખા શ્રમજીવી વર્ગનાં સામાન્ય માનસ પર અસર કરી નથી. એક બાજુથી તેમનાં માનસ પર વિભાગોના ભેદો અસર કરે છે, ત્યારે બીજી બાજુએ તેઓ એકદમ

❀ આવા જ બીજા કોઇ શબ્દની સમજણ ન પડે તો તે સંબંધી અમોને લખી જણાવવા વિનંતિ છે.

એમ માનવામાં ભોળવાઈ જાય છે કે તેમનો તેમના માલીકો, મુડીવાદી વર્ગસાથે કંઈક સામાન્ય હેતુ (દાખલા તરીકે 'રાષ્ટ્રતા અથવા વેપારનો હેતુ) રહેલો છે. હજુ પણ શ્રમજીવીઓ તેમના ધંધા, પહેરવેશ, ભાષા, ધર્મ કે શિક્ષણના મતભેદને અંગે એકત્રિત થયેલા ન હોવાથી પોતાના ખરા અને સામાન્ય આર્થિક હેતુને જોઈ શકતા નથી. તેઓ સમજતા થયા નથી કે તેમને રોટી માટે સામાન્ય આર્થિક ગુલામી સહન કરવાની છે અને બેકાર કામદાર અને 'બેકાર' નિષ્ણાત બંનેને માલીક પાસે નોકરીની ભિક્ષાની યાચના કરવી પડે છે.

એવી જ રીતે મુડીવાદી પોતાના લાભો શ્રમજીવી વર્ગના વિરોધી છે એમ ખુલ્લી રીતે કબુલ કરતો નથી. તે કામદારનાં મગજને એમ ઠસાવવા આતુર હોય છે કે રાષ્ટ્રને ઘડવામાં તેમના બંનેના લાભો એક સમાન છે. તોપણ, બેશક કહી શકાય કે જ્યાં સુધી શ્રમજીવીઓ રોજીના ગુલામો તરીકેની આર્થિક સ્થિતિ સ્વીકારવામાં અને સત્તાધારી વર્ગને જીવનની જરૂરીઆતોના માલીકો તરીકેની સ્થિતિમાં ચાલુ રાખવામાં સંતોષ માને ત્યાં સુધી જ હેતુપરત્વેની આ સામાન્યતા રહે છે. આમ મુડીવાદીની વર્ગ–જાગ્રૃત 'ચાલુ સ્થિતિ જ શ્રેષ્ઠ છે' એવી સ્વભાવજન્ય માન્યતા કરતાં કંઈક થોડે અંશે વિશેષ છે. શાસન કરતા વર્ગની આ જાતની સ્વભાવજન્ય માન્યતા શાષિત વર્ગની વર્ગ–જાગૃતિની વિરોધી છે. શાષિતવર્ગ જેમ જેમ ચાલુ વિચારો અને સંસ્થાઓની યોગ્યાયોગ્યતાનો સવાલ કરતો જાય છે, જેટલા પ્રમાણમાં તે ક્રાંતિવાદી બનતો જાય છે તેમ તેમ તેના વિચારો જુસ્સાદાર બનતા જાય છે.

* * *

સમાજના વર્ગવિગ્રહો, તેના આર્થિક પાયામાંથી જ ઉદ્ભવતા હોવાથી, લડતમાં ભાગ લેનારાઓ તેનો ઐતિહાસિક અર્થ, તેનાં જરૂરી મૂળ અને પરિણામથી માહિતગાર હોય કે ન હોય, તો પણ, આફ્રમેજે ઓછેવત્તે અંશે અંધ યત્ન તરીકે અને ઉગડતાં હિતોની ભૂલભરી ગોઠવણોમાં પરિણમે છે. મુડીવાદનું ખાસ તત્વ એ છે કે બીજા વર્ગો અત્યાર સુધી જે ઐતિહાસિક દષ્ટિથી અજ્ઞાન હતા તે દષ્ટિ તે શ્રમજીવી વર્ગને આપે છે. મુડીવાદનો બચાવ કરનારાઓ જે ચિંતા અને ખીનસંતોષાતી જરૂરીયાત માટે ઉપાય સુચવી શકતા નથી કે સમજાવી શકતા નથી તેનાં દબાણ તળે, વર્તમાન પ્રથાના લાભ અને તેને ચાલુ રાખવાની જરૂર વિષે પ્રશ્ન ઉઠાવતા અને મુડીવાદનાં જરૂરી ઉત્પાદનમાંનાં એક શાસ્ત્રીયજ્ઞાનથી માહિતગાર થયેલા શ્રમજીવી વર્ગને વધારામાં બીજા બધા વર્ગ–વિગ્રહનું જ્ઞાન થયેલું છે. શ્રમજીવી વર્ગ સ્વાતંત્ર્યની જરૂર રાખતો છેલ્લો વર્ગ હોવાથી, મુડીવાદી અને શ્રમજીવી વચ્ચેનો વિગ્રહ છેલ્લો વર્ગ–વિગ્રહ હોવાથી માત્ર મુડીવાદ જ બધા વર્ગ–વિગ્રહોનું, સામાન્ય રીતે વર્ગનું, ઐતિહાસિક ભૌતિક જ્ઞાન આપી શકે.

આજ ઐતિહાસિક વલણ, વર્તમાન વલણને પ્રકાશિત કરવાને વપરાતું આજ શાસ્ત્રીય પૃથક્કરણ, સમાજવાદીઓની વર્ગ–જાગૃતિનાં જરૂરી તત્વને પોષે છે.

* * *

સમાજવાદી તો વર્ગ–જાગૃત બનેલો અને પોતાનાં સમાન વિચાર ધરાવનારા પોતાના સાથીઓને વ્યવસ્થિત કરતો

સાદો શ્રમજીવી છે. ગુંચવાયેલા અને અસ્પષ્ટ વિચારો ધરાવનારા સંખ્યાબંધ શ્રમજીવીઓમાં વર્ગ–ભાનનાં તત્વો રહેલાં છે. શ્રમજીવીઓની મોટી સભાઓ કે સરઘસોમાં પોતાના દુસ્મનની ઝાંખી રેખા તરફ વૈરથી જોતા, તેમની સાથે કદી પણ સમાધાન નહિ થઈ શકે એવા જ્ઞાનવાળા અને મુડીવાદીઓના પ્રતિનિધીઓ તરફ ધિક્કારથી જોતા શ્રમજીવીઓ નજરે પડે છે.

વર્ગ–જાગૃત શ્રમજીવી જ આપ મેળે તેનાં વર્ગની સ્થિતિનું ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકન કરી શકે છે, તેના નેતાઓથી તે સ્વતંત્ર રહી શકે છે અને તેમના લાગણીમયતા અને સુધારાવાદના આખા વેપાર સામે ઝઝુમી શકે છે. પોતાને વહેંચાવાની જરૂર ન હોવાથી તેજ માત્ર વેંચી શકાતો નથી. તેજ માત્ર શ્રમજીવીઓનાં જીવનધોરણ પર તરાપ મારતા મુડીવાદી વર્ગના હલ્લા સામે કરવામાં આવતા બચાવને મુડીવાદીઓ પાસેથી તેમની 'રાજકીય લગામ ઝુટવી લેવાની આક્રમણકારી નીતિ' આગળ ગૌણ ગણે છે.

વર્ગ–જાગૃત શ્રમજીવીનું કાર્ય પોતાના ભાઈબંધોને સંગઠિત કરી, તેમના અસંતોષને આ જ્ઞાનથી ફળીભુત કરવાનું છે. આમ કરવાથી જ સત્તાધારી વર્ગ ધ્રુજી ઉઠશે. મુડીવાદ સૌથી વિશેષમાં પોતાની જ ઘોર ખોદનારાઓ ઉત્પન્ન કરે છે. મુડીવાદનાં પતનમાં અને શ્રમજીવીઓના વિજયમાં કદીપણ શંકા રખાય તેમ નથી.

# તાકાત અને તંદુરસ્તી

## કસરત કરવાની ટેવ પાડો

લેખકઃ—
ડાકટર.

ઘહુમોને અનેક ટેવ છે. મા-હરી સામે રહેતા પેલા પેસ્તનજી સવા-રમાં ઉઠતાંની સાથે કોફી પીએ છે. પછી મ્હોડું સાફ કરે છે. સરસ બ્રશ ઉપર કંઇક 'પેસ્ટ' મુકીને દાંત સાફ કરે છે. પછી ખાસ ન્હાવાના સાબુથી શરીર ઘસે છે અને ન્હાય છે.

તેમનાં જીવન ઉપર હું જોઉં છું તો મ્હને જણાય છે કે ઘડીયાળાના કાંટા માફક તેમનું જીવન નિયમીત છે, બરા-બર ૯–૪૫ કલાકે શીરીનબાઇ તેમને માટે ભાણું ગોઠવે છે. બરાબર સાડાદશ વાગે આન્ટરોડની લોકલમાં પેસ્તનજી ઓફી-સમાં જાય છે.

અને સાંજના ચર્ચગેટથી ચની'રોડ સુધી પેસ્તનજી ચાલતા આવે છે. અને ચની'રોડથી ગ્રાન્ટરોડ આવી, રસ્તામાં શાકભાજી લઇ ઘેર આવી-જાય છે.

આપણા આ પેસ્તનજી બધું કામ નિયમીત કરે છે. ખાય છે, પીએ છે, અને કામ કરે છે કલાકના કાંટા માફક. તેમના ઘરમાં જમશે-દજી ડાકટરની બાટલી ગઈ નથી, અને જાય તેવો સંભવ નથી.

* * *

જ્યારે પેસ્તનજી જૂ-વાન હતા ત્યારે એમને કંઇજ લાગતું ન હતું. ત્યારે પાંચ માઇલ ચાલવું એ પેસ્તનજીને મન રમત હતી. પણ આજે ચાળીશ વર્ષની ઉમ્મરે પેસ્તનજી 'કાકા' બની ગયા છે. અને એમના દીદાર એક બુઝર્ગ આદમીના જેવા થતા જાય છે.

* * *

પેસ્તનજીએ હવે ડાકટરની દવા લેવી શરૂ કરી છે. કેટલાંક ઇન્જે-કશનો પણ મેળવી ચુકયા છે. છતાં તબીયત દરેક દીવસે વધુ ને વધુ ખરાબ થતી જાય છે. દરરોજ બેચેની વધતી જાય છે. અને ઓફીસમાં કામ પણ પહેલાંની માફક થઇ શકતું નથી.

આમ થવાનું કારણ એ છે કે આપણા પેસ્તનજીને દરેક પ્રકારની ટેવ હતી, પણ શરીરને કસરત આપવાની ટેવ ન હતી

તેઓ દરરોજ દાંતને સાફ રાખવામાં દશ મીનીટ વાપરતા પણ શરીરના સ્નાયુઓને કસવાને માટે તેઓ સહેજ પણ તકલીફ ન લેતા.

તેઓ માનતા કે શરીરને કસરતની કંઈ જરૂર નથી. અને મુંબાઇ શહેરમાં આવા પેસ્તનજીઓની સંખ્યા એક નથી પણ હજારો છે. આજે રસ્તામાં પાંચ મીનીટ ઉભા રહો અને આપણા પેસ્તનજી જેવા સેંકડો જુવાનો–જુવાન છતાં બુઝર્ગ-જેવા દીસતા આદમીઓની લાંબી હારમાળા ત્હમારી પાસેથી પસાર થઇ જશે.

કારણકે આપણે કસરત કરવાની ટેવ પાડી નથી. કારણકે શરીરના સ્નાયુઓને પણ કસરતની જરૂર છે એમ આપણે સમજ્યા નથી.

અને આ સત્ય દરેક કોમને માટે સાચું છે. આપણી શાળામાં, આપણી કોલેજોમા, અને આપણી કન્યાશાળાઓમાં 'કસરત'ની અગત્ય કોઇને પુરતી સમજાઈજ નથી.

* * *

પણ યાદ રાખો કે કસરત એ શરીરમાં બનતા ઝેરને દૂર કરવાનો સૌથી સારો માર્ગ છે. એ યાદ હરોજ કે આપણા શરીરમા દરરોજ સર્જન અને નાશની ક્રિયાઓ એક સરખી ચાલ્યા કરે છે. અને આ ક્રિયાઓમાં દરરોજ કેટલાય પ્રવાહીઓ (Secretions) વધુ અને ઓછા પ્રમાણમાં શરીરમાં બને છે.

આ પ્રવાહીઓ કોઇવાર વધુ હોય છે. ઉદાહરણ તરીકે જઠરમાં જે પ્રવાહી નીકળે છે તેને પેપ્સીન જ્યુસ કહે છે. તેમાં હાયડ્રોક્લોરીક એસીડ હોય છે. આ પ્રવાહી વધુ હોય ત્યારે પેટમાં બળતરા બળે છે, અથવા ઓછો હોય તો પેટમાં પાચનશકિત એકદમ મંદ પડી જાય છે.

આ સર્વ વસ્તુઓ નિયમીત કસરત કરવાથી પ્રમાણસર રહે છે. એટલુંજ નહિં પણ શરીર વધુ બળવાન બને છે, સ્નાયુઓમા ચેતના આવે છે અને શરીર તાજગીથી ભરપુર લાગે છે.

* * *

"દિવસની માત્ર પંદર મીનીટ ! પા કલાક," બરનાડ મેકફેડન કહે છે કે "ત્હમારાં આયુષ્યના એક માસ સમી છે." જેઓ કસરત કરીને શરીરને શુદ્ધ રાખે છે તેઓનું શરીર બળવાન બને છે, અને તેઓની જીંદગી લાંબી બને છે.

પણ આપણામાંથી ઘણા ઓછા આ સાચી શીખામણનું મહત્વ સમજે છે. એટલુંજ નહિં પણ આપણા સમાજનો મ્હોટો ભાગ તો શરીરની આ સામાન્ય જરૂરીઆત તરફ સાવ બેપરવાહ હોય છે.

આ બેપરવાઇ આગળ જતાં શરીરને એવું તો નુકસાન કરે છે કે એ બાયલાઓ પછી દવાની શીશી લઇને દાક્તરના દવાખાનાંઓ તરફ દોટ મુકે છે. આવી વ્યકિતઓજ ખુબ પીડાય છે અને જ્યારે તાવ કે કોલેરાનો એકાદ હુમલો શરીરપર થાય છે કે આ ભાઇઓ સીધા સ્વર્ગનો રસ્તો લઇ લે છે.

* * *

યાદ રાખો કે તંદુરસ્તી એ ત્હમારી સૌથી મોંઘી મીલ્કત છે. આ મીલ્કત મેળવવી એ ત્હમારા હાથની વસ્તુ છે. કુદરત તંદુરસ્તી માટે દરેકને સરખી તક આપે છે, પણ આ તકનો ઉપયોગ બહુજ ઓછા લોક કરે છે, અને આથીજ આપણા સમાજમાં દર્દ અને દુઃખ દીસે છે.

ગુજરાતી ભાષામાં એક કહેવત છે કે 'જેનું શરીર સારૂં તેનું સૌ સારૂં'' આ કહેવતનો દરેક શબ્દ સાચો છે. કારણકે જે વ્યકિતનું શરીર સરસ છે, જે વ્યકિતની તંદુરસ્તી સારી છે તે વ્યકિત ખરેખર સુખી છે.

* * *

અને શરીરને તંદુરસ્ત રાખવાને માટે સૌથી સારામાં સારૂં સાધન કસરત કરવાની ટેવ છે. દરરોજ પંદર મીનીટ સુધી કસરત કરવાથી શરીરનું આરોગ્ય સચવાઇ શકે તેમ છે.

લેખક : સાયન્ટીસ્ટ.

# નવાઇ જેવી વાતો

## ઇલેક્ટ્રીક અસ્ત્રા.

ઇલેક્ટ્રીસીટી હવે તો જીવનના એક એક વ્યવસાયમાં પ્રવેશવા મંડી છે. રસોઇ કરવામાં, મકાન સાફ કરવામાં અને બીજા અનેક કામોમાં ઇલેક્ટ્રીસીટીનો ઉપયોગ થાય છે. તો પછી હજામત કરવામાં ઇલેક્ટ્રીસીટીનો ઉપયોગ શા માટે ન કરવો એવો વીચાર એક બેન્જને સુજેલો. એ વીચાર હવે તેણે અમલમાં મુકી દીધો છે. અને ઇલેક્ટ્રીક અસ્ત્રાઓ બજારમાં વેચાવા પણ માંડયા છે. એ અસ્ત્રાના હાથામાં એક નાની ઇલેક્ટ્રીક મોટર હોય છે. એ મોટર જેવી ફરવા માંડે છે કે તરત જ અસ્ત્રાની બ્લેઇડ મ્હેજ આગળ પાછળ થવા માંડે છે. એ બ્લેઈડ સામાન્ય સેઇફટી રેઝરોમાં હોય છે. તેમ પાંખીઆઓ વચ્ચે રાખવામાં આવેલી હોય છે. એટલે હજામત કરનારે તો ધીમે ધીમે અસ્ત્રો પોતાના ચહેરા પર ફેરવવાનો જ હોય છે. ઝપાટાબંધ ચાલતી બ્લેઇડ વાળના મુળ કાપી નાખે છે. અસ્ત્રાના હાથામાં જે ઇલેક્ટ્રીક મોટર હોય છે તે ખીસામાં રાખવાની નાની બેટરીની મદદથી ચાલી શકે છે. આ અસ્ત્રામાં કોઇપણ ત્રણ કાણાંવાળી સામાન્ય બ્લેઇડ વાપરી શકાય છે.

આ નવી જાતના અસ્ત્રાઓ નિત્ય દાઢી સાફ કરવાની આફતના ભોગ બનેલાઓને કેવાક આશીર્વાદ સમાન થઇ પડે છે તે તો હવે તેના ઉપયોગ પરથી જ નક્કી કરી શકાશે.

## સીગરેટની રાખ હેઠી નહી પડે

કેટલાક ઇંગ્રેજી નવલ કથાકારો અને નાટક લેખકોનાં પુસ્તકો તમે વાચો તો તમને જરૂર એમ લાગે કે સળગેલી સીગરેટની રાખ કપડાં કે સુંદર સાદડી પર નાખવી તેના જેવું પાપ આ દુનીઆમાં બીજું કોઇ નથી. ઉપરાંત સીગરેટની રાખનો એક બીજો મોટો ભય દારૂ પીનારાઓને છે. એમ કહેવાય છે કે જો સીગરેટની રાખ દારૂમાં પડી જાય અને તે પીવામાં આવે તો તેનાથી ભારે નુકશાન થાય છે પણ આતો ઓછી અગત્યની બાબત છે. સુંદર કપડાંઓ કે શેતરંજીઓ એ રાખથી બગડે છે એ જ પશ્ચિમના લોકો માટે મોટો ચીડનો વિષય છે. આ મુશ્કેલી દૂર કરવા માટે રાખ નીચે ન પડે એવી જાતની સીગરેટોની હમણાં શોધ થઇ છે અને અમેરીકાની એક કંપનીએ તેનું પેટંટ મેળવી લીધું છે. એ નવી જાતની સીગરેટોની ખુબી

એ છે કે તે એવી જાતના કાગળોમાં વીંટાળવામાં આવે છે કે જે પોતે સળગતા નથી અને જેમ જેમ સીગરેટ વધુ સળગતી જાય છે તેમ કાગળની એક કાણાંવાળી નળી બનતી જાય છે. આ નળી તમાકુની રાખને જાળવી રાખે છે.

## અવાજ કરતાં માછલાંઓ.

સામાન્ય રીતે એમ મનાય છે કે માછલાંઓ મુંગા હોય છે: અવાજ કરવાની શકતીજ તેમનામાં હોતી નથી. પણ છેલ્લી શોધખોળોને પરીણામે એમ માલમ પડ્યું છે કે આ માન્યતા ખોટી છે. એક એવી જાતના માછલાંઓ થાય છે કે જેઓ અવાજ કરી શકે છે. એ અવાજ તેઓ પોતાની બંને બાજુની પાંખીઓ-ફીન્સ-ઘસીને ઉત્પન્ન કરી શકે છે. બીજા કેટલાંક પોતાના દાંતોને જોરથી કચડીને અવાજ કરે છે કેટલાંક માછલાંઓ કોઇ સાંકડા પદાર્થ અથવા કોચલાં કે છીપોમાંથી હવા જોરપુર્વક પસાર કરાને અવાજ કરે છે. તેમનો આ અવાજ પોતાનાં પ્રીયપાત્રને બોલાવવા માટે અથવા પોતાનાં સંબંધીઓને આવતા ભય સામે ચેતવણી આપવા માટે હોય છે, એવું વૈજ્ઞાનીકોનું માનવું છે.

## ખીસામાં રેડીઓ

**રેડીઓનો વપરાશ** હવે ખુબ જ વધવા માંડયો છે. દસ વર્ષના ગાળામાં દુનીયાનું એકેય ઘર રેડીઓ વીના ન રહે તો એમાં જરાએ નવાઇ જેવું નહીં. સાધારણ ટેબલ પર ગોઠવી શકાય અને મોટરમાં પણ ગોઠવી શકાય એવો રેડીઓ તૈયાર થઇ ચુકયા છે એ વાતની તો ઘણાખરા લોકોને માહીતી હશેજ. પરંતુ હમણાં બ્રીટનમાં રેડીઓની બનાવટનું એક પ્રદર્શન ભરાયું હતું તેમાં ચાલતો માણસ ખીસામાં રાખી શકે એવી જાતનો રેડીઓ પણ બતાવવામાં આવ્યો હતો. આ રેડીઓ એવી જાતનો છે કે તેનાં રીસીવર અને બેટરી બંને એકજ સાથે ખીસ્સામાં સહેલાઇથી રાખી શકાય એ રેડીઓનું લાઉડસ્પીકર માથાં પરની હેટમાં ગોઠવવામાં આવ્યું હોય છે.

આ પ્રકારના રેડીઓની શોધ થવાને પરીણામે હવે રસ્તામાં ચાલ્યો જતો માણસ પણ સંગીતની મોજ માણી શકશે. આ શોધનો લાભ લેવાવાળા કોઇ માણસો બહાર પડયા છે કે કેમ તે તો જાણવામાં આવ્યું નથી પણ લંડનની પોલીસ તો ગુન્હેગારોને પકડવામાં મુખ્ય ઓફીસના હુકમો સાંભળવા માટે એ રેડીઓ સેટનો ઉપયોગ કયારનીએ કરવા લાગી છે.

## કાચના રસ્તા

**ઘણા ખરા** મોટરવાળાઓ રસ્તામાં કાચનો કટકો પડયો હોય તો તેનાથી પોતાનાં ટાયરને બચાવવા માટે પ્રયત્ન કરશે. પણ કાચથી એ પ્રકારે ભડકનારા મોટરવાળાઓને એ વાત જરા મુંઝવનારી નીકળશે કે હવે કાચના આખા રસ્તા બનવાના છે. લંડનમાં એક વૈજ્ઞાનીક મી૦ જયોર્જ જે. રીકેટસે એવી દરખાસ્ત રજુ કરી છે કે કાચના રસ્તા બનાવવા. તેની યોજના પ્રમાણે એક બીજાની સાથે બરાબર બંધબેસ્તી થઇ જાય એવી કાચની ઇંટો બનાવવાની છે અને એ ઇંટોના ઉપરનો ભાગ પાણીનાં મોજાં જેવી પાંસળીઓ વાળો રહેશે. આમ કરવાથી મોટરો અને વાહનો તેના પર લપસી જશે નહી અને રસ્તા સાફ રાખવાનું વધારે સગવડવાળું બનશે.

## મોતનું કીરણ

**વીજ્ઞાન દ્વધારી** તલવાર જેવું છે. તેની મદદથી જીવનને પોષનારાં અને તેની રક્ષા કરનારાં તત્વો, પદાર્થો અને યંત્રો જેમ શોધી શકાયાં છે તેમ નાશનાં સાધનો પણ પુષ્કળ શોધાયાં છે. નાશનાં એવાં સાધનોમાં હાલ એક નવાં ભયાનક સાધનનો ઉમેરો થાય છે. આ સાધન એવું છે કે તેનાથી નાશ પામેલ માણસ શાથી ગુજરી ગયેલ છે તે વાતની કોઇને ખબર જ ન પડે, આ નવું સાધન એક-ઇલેક્ટ્રીસીટીનું કીરણ છે, એ કીરણને મૃત્યુનાં કીરણ તરીકે ઓળખવામાં આવે છે.

આ મૃત્યુનાં કીરણની શોધ લીસેસ્ટર કોલેજના વીજ્ઞાનના એક પ્રોફેસર મી૦ સી. આર. ક્રેડફીલ્ડે કરી છે. આ કીરણ મોત નીપજાવવામાં કઈ રીતે સફળ થાય છે, તે સમજાવવાં મી૦ ક્રેડફીલ્ડ કહે છે તે પ્રાણીનાં નાડીચક્રો—નર્વ સેન્ટરને વીખેરી નાંખે છે.

આ કીરણ પર હજુ તો પ્રયોગો ચાલે છે પણ એ પ્રયોગો દરમ્યાન ઉંદરો અને માખીઓ મારવામાં તે સફળ બનેલ છે. આ રીતે મરેલાં જાનવરો કઇ રીતે મર્યા-છે, તેની ખબર પડી શકે એવું રહ્યું નથી.

આ શોધના મુળમાં એવી માન્યતા રહેલી છે કે પ્રાણીઓની નસો તેનામાં જે પ્રેરણા અથવા લાગણી ઉત્પન્ન કરે છે તે ઇલેક્ટ્રીસીટીને આભારી છે. આમ હોવાથી ઇલેક્ટ્રીસીટીના પ્રવાહની અસર તેના પર થવી જોઇએ.

મી૦ ક્રેડફીલ્ડ એવી શોધ કરી હોવાનો દાવો કરે છે કે કેટલાંક ઉગ્ર કીરણો નાડીચક્રોને વીખેરી નાખી શકે છે. એવું કરવાને માટે કેટલી ઉગ્રતાવાળાં કીરણો જોઇએ તે જુદી જુદી જાતનાં પ્રાણીપર આધાર રાખે છે. કેમકે દરેક પ્રાણીની શહનશક્તિથી સ્હેજ વધે એવી ઉગ્રતાવાળું કીરણ તેના પર છોડવામાં આવે ત્યારે તાત્કાલિક રીતે તેનું મરણ નીપજે છે.

એ કીરણની મદદથી માખીઓ મારી નાખવામાં મી૦ ક્રેડફીલ્ડ સફળ નીવડેલ છે. તે પરથી મુરબ્બા બનાવનારી એક કંપનીએ પોતાને માટે માખીઓ મારનારું એક યંત્ર બનાવી દેવાની એમની પાસે માંગણી કરેલ છે

આ યંત્ર કેવી જાતનું હોય છે તે જરા જાણવા જેવું છે. ત્રાંબાની બે થાળીઓ ચોવીસ ઇંચને અંતરે રાખવામાં આવે છે અને તે બે થાળીઓ વચ્ચે એક ક્ષણમાં ૩૦૦૦૦૦,૦૦૦ વખત લોલકની માફક આવજા કરે એવી ઉગ્રતાવાળું એ કીરણ છે. આ બે થાળીઓ વચ્ચે પસાર થનારી કોઇ પણ માખી તરત જ મરણ પામે છે.

આ યંત્રથી ૫૦૦ ગણું વધારે બળવાન હોય એવું યંત્ર બનાવવાને મી૦ ક્રેડફીલ્ડ હવે પ્રયત્ન કરી રહ્યા છે.

માણસને મારી શકે એવું આથીએ વધારે બળવાન કીરણ બનાવવાને હજુ ઘણી વાર લાગશે એવું એમણે હમણાં થોડા વખત પહેલાં જણાવ્યું હતું.

## ૨૯ બાળકની મા

**વીએનામાં વસતી** એક પીસ્તાલીસ વર્ષની સ્ત્રીને હમણાં જ ઓગણત્રીસમું બાળક—તંદુરસ્ત છોકરો—અવતર્યું છે. આ સ્ત્રીએ છોકરાં જણવામાં દુનીયામાં રેકર્ડ કર્યું ગણાય છે. એ વખત આ બહાદુર માતાએ વર્ષમાં બે બાળકોને જન્મ આપ્યો છે. બાકી તો વર્ષનાં સરેરાશ

એક બાળકને હીસાબે તે જણ્યે જાય છે. કુલ્લે ત્રેવીસ છોકરા અને ૭ છોકરીઓની તે માતા બનેલી છે છતાં તેમાંના એક ડઝન તો અત્યારે હસ્તી ધરાવે છે. ઓગણીસ વર્ષની ઉંમરે પ્રથમ બાળકને જન્મ આપ્યા પછી તેની આ પ્રકારની પ્રગતી અવીરત રીતે ચાલુ છે.

પરંતુ જરા વધારે ધ્યાન ખેંચનારી હકીકત તો એ છે કે આજ બાઇની સાથે બાળકનાં ઉત્પાદનમાં હરીફાઇમાં ઉતરેલી એક બીજી બાઇ પણ વીએનામાંજ છે. અને બંને જણીઓની સુવાવડો એક જ હોસ્પીટલમાં થાય છે. આ બાઇની ઉંમર હજુ પ્રમાણમાં નાની છે અને તેથી તેની ઓગણત્રીસ છોકરાંવાળી હરીફને થોડા વખતમાં હરાવવાની તે ઉમેદ રાખે છે.

ઓગણત્રીસ છોકરાંની માતાનું નામ ફ્રો અરમેન છે અને તેનો ધણી એક ગાડાંવાળો છે. ફ્રોની માતા પણ છોકરાં જણવાની કુશળતા માટે જાણીતી હતી. ફ્રો પોતે તેણીનું ચૌદમું બાળક છે. આટલાં છોકરાના પીતાની દશા કરૂણ હોય એ તો સમજી શકાય એવી બીના છે અને તેથી એ કુટુંબ હમેશાં ભુખ મરાના સીમાડા પર જીવી રહ્યુ છે. પરંતુ તેમને બહુ આપદા નથી વેઠવી પડતી. કેમકે ઓસ્ટ્રીઆના ચાન્સેલર ડોલ્ફસની સ્ત્રી તેમની સારી સંભાળ રાખે છે કેમકે મીસીસ ડોલ્ફસની માતા પણ ઘણાં બાળકોને જન્મ આપવાને માટે જવાબદાર હતી. બાળક પેદા કરવાની આ હરીફાઇ ધ્યાન ખેંચનારી છે.

## યાંત્રીક માણસ

જે જાતનું કામ માણસ આપે છે તેવું જ અમુક અમુક પ્રકારનું કામ આપી શકે એવાં યંત્રો જગતમાં તૈયાર થઇ ચુકયાં છે એ વાત નહી જાણતાં હોય એવાં માણસો બહુ થોડાં હશે. દાખલા તરીકે હીસાબો ગણનારાં યંત્રો આજે અનેક વેપારી પેઢીઓ વાપરે છે. એક "ત્રાંબાના મગજવાળું" યંત્ર પણ લાંબા વખતથી માણસ જાતની સેવા બજાવી રહેલ છે. દુનીઆંના કોઇ પણ બંદર પર ચોકકસ વખતે ભરતી હશે કે ઓટ હશે અને તે કેટલા પ્રમાણમાં હશે તે એ યંત્રની મદદથી અચુક રીતે જાણી શકાય છે. આ તાંબાનાં મગજવાળાં યંત્રનાં ૧૫૦૦ ભાગ હોય છે. એ બધા ભાગોની જરૂર પડતી સેવાઓ સ્વીકારતું એ યંત્ર પોતાની અચુક ગણત્રી બહાર પાડે છે. એ જેટલા પ્રમાણમાં અને જેટલી ઝડપથી કામ કરે છે તે ધ્યાનમાં લેતાં એમ જણાય છે કે સાઠ નીષ્ણાત ગણીતશાસ્ત્રીઓનું કામ તે એકલું આપે છે. ઉપરાંત ગણીતશાસ્ત્રીઓ તો માણસ હોય તેથી તેઓ ભુલને પણ પાત્ર છે. પણ આ યંત્ર તો કદી ભુલ કરતું જ નથી.

આ સંબંધમાં વીજ્ઞાને સર્જેલાં બીજા યાત્રીક માનવોને પણ ભુલવા જેવું નથી. વહાણો ચલાવી શકે, એરોપ્લેનો દોરવી શકે અને માણસની મદદ વીના ટેલીફોનો યોજી શકે એવાં યાત્રીક માનવોની સેવાઓ પણ લાંબા વખતથી વપરાવા લાગી છે. જ્યારે આ બધી શોધખોળો ધ્યાનમાં રાખીએ છીએ. ત્યારે વીર્જળીક મગજ વાળું યાંત્રીક માનવ ઉપજાવીર કાઢવાનો દાવો મુસાયુમેટસનો એક વીજ્ઞાનવી કરે છે તે ભાગ્યેજ આશ્ચર્યકારક જણાશે. એ ભેજાંવાળા યાંત્રીક માનવનો ઉત્પાદક એમ જણાવે છે કે આ માણસ પોતાની મેળે થોડો ઘણો વીચાર પણ કરી શકશે તે એમ પણ માને છે કે આ જાતના માણ-

સો ચાલીસ પાઉંડની કીંમતે વેચવાનું શક્ય બનશે

જ્યારે એ ઉત્પાદકે પોતાની વીજળીક મગજવાળા યંત્રની યોજના અમેરીકાના ઇલેક્ટ્રીકલ એન્જીનીઅરોની સભા સમક્ષ સમજાવી ત્યારે તેઓને તેની શક્યતા સમજી જતા વાર ન લાગી એમ કહેવામા આવે છે જો આમજ થશે તો સામાન્ય કારખાનાઓમા કામ કરોની જગ્યા એ યાત્રીક માણસો ગોઠવાશે અને સમાજની વ્યવસ્થા, ગુલામગીરીની પ્રથાવાળી જુની ગ્રીક સમાજ જેવી થશે

તમારા ઘરમા સાફસુફ કરવાનું કામ યાત્રીક માણસ કરતો હોય એ ખ્યાન મનમા લાવી જુઓ અને પછી તે વીશે તમને શી લાગણી થાય છે તે મને લખી જણાવો

## અવળચંડો વાંચક

અવળચંડા માણસો તો તમને ઘણી વખત મળ્યા હશે અને એ બધા એ માણસો તરફ તમને તીરસ્કાર આવ્યો હશે, પરંતુ બધાએ અવળચંડા માણસો તીરસ્કારને પાત્ર હોય છે એવું કશુજ નથી હોતુ દાખલા તરીકે વીનાયતના બાઉ ભાગમા એક આર્થર કરીને તેર વર્ષના ઉમરનો એ વેપારીનો છોકરો છે એ છોકરાની એક ખાસ અવળચંડાઇ છે જ્યારે આપણે બધા કંઇપણ લખેલી કે છાપેલી બાબત હોય તેને સીધી રાખીને વાચીએ છીએ ત્યારે એ છોકરો એને ઉંધુ રાખીને વાચે છે અને નવાઈ જેવું તો એ છે કે સામાન્ય માણસ છાપેલી બાબતને સીધી રાખીને વાચી શકે તેના કરતા વધારે સરળતાથી વાચી શકે છે એ એવી રીતે વાચના કેવી રીતે શીખ્યો એ સબંધી એક છાપાના પ્રતીનીધીએ તેને પુછતા તેણે જણાવ્યું કે એમા આશ્ચર્ય પામવા જેવુ કશુ જ નથી એ સ્હેલાઇથી સીધી રીતે વાચી શકતો હતો એટલે એને એક દીવસ એવો ખ્યાલ આવ્યો કે ઉંધેથી વાચી શકાય કે નહી? તેણે એ પ્રયત્ન આદર્યો અને તેને માલુમ પડયુ કે ઉંધેથી વાચવાનુ તેને વધારે સરળ જણાય છે આ છોકરાને અવળચંડા વાચક તરીકે ન ઓળખાવી શકાય?

## બી વીનાના ટમેટાં.

બધાં ફળોની અંદર ટમેટાં માણસના શરીરને બહુ જ પોષક છે એમ કોઇ પણ ડાકટર તમને કહેશે ટમેટાની અંદર લોહ રહેલુ છે તેથી માણસને તે ખુબ તાકાત આપી શકે છે અને તેના કલેજાને વધારે કૌવતવાળુ બનાવે છે એમ મનાય છે પરંતુ આ જાતના ખોરાકની ખાસ જરૂર તો એ માણસોને હોય છે કે જેઓ પોતાની પાચનશકિત અને પોતાની કુદરતી તાકાત ગુમાવી બેઠા હોય છે આવી જાતના માણસોમા વૃદ્ધ ઉમરના માણસોનો મોટા પ્રમાણમાં સમાવેશ થાય છે એ માણસોને ટમેટા ખાવાની ઇચ્છા તો ખુબ હોય છે પણ ટમેટામા જે બી હોય છે તે તેઓ ચાવી શકતા નથી બીના કારણસર ટમેટાનો ન છુટકે ત્યાગ કરનાર માણસો માટે પશ્ચિમમાથી રાહતનો સુર સંભળાય છે અમેરીકાના ટેક્સાસ પરગણાના એક માણસે હવે બી વીનાના ટમેટા ઉગાડયા છે ઉપરાંત એમ જણાવવામા આવે છે કે આ બી વીનાના ટમેટા સ્વાદમા પણ વધારે સારા હોય છે એ માણસે પ્રથમ ઓછા બી વાળુ ટમેટુ લઈ તેમાથી નવો છોડ ઉત્પન્ન કર્યો, એમ કરતા કરતા તેણે આ બી

વીતાનું 'ટમેટું' બનાવ્યું છે. ટમેટાંના તંદુરસ્તીને માટે લાભદાયક ઉપયોગથી વંચીત રહેવાનું બ્હાનું હવે કોઇને માટે રહી શકશે નહીં.

## અજાયબ હોટલ.

**ઇટાલીઅન આલ્પ્સના** મેસ્ટ્રીએરીસ પ્રદેશમાં દુનીઆની એક અત્યંત વીચીત્ર હોટલ હાલમાં ચણવામાં આવી છે. આ હોટલ તેના આસપાસના પ્રદેશથી ઘણી ઉંચી હોવાને લીધે દેખાવમાં મીનારા કે દીવાદાંડી જેવી લાગે છે. આ હોટલની ખાસ વીચીત્રતા તો એ છે કે એ મીનારા જેવી ઉંચી હોવા છતાં તેમાં એકેય નિસરણી નથી. એટલું જ નહિ પણ તેના કોઇ બે ઓરડાઓ એક સરખી સપાટી પર નથી હોટલના વચ્ચેના ભાગમાં મથાળાંથી તે છેક ભોંય તળીયા સુધી કુવા જેવા આકારની ગોળ જગ્યા રાખવામાં આવી છે. તેના રૂમોમાં જવા માટે સગવડ એવી છે કે, વચલી દીવાલની આસપાસ ફરતી એક ઢોળાવવાળી પગથાર કરી લેવામા આવી છે. હોટલના છેક ઉપરના ઓરડાઓ પાસે પહોંચતા પહેલાં એ આખો ઢોળાવ વચલી દીવાલની આસપાસ પંદર ફેરા ફરે છે. અને એક ચક્કર પુરૂં થાય ત્યાં સુધીમાં તેની આસપાસ પંદર ઓરડાઓ આવી જાય છે. આમ તે પગથાર ગોળ ફરતી હોવાને લીધે જ્યારે છેક ઉપરથી તેના પર નજર નાખવામાં આવે છે ત્યારે તેનો દેખાવ ઘણો જ અજાયબ જેવો લાગે છે. આ જાતની ગોઠવણ હોવા છતાં જે મહેમાનો એટલું ચડવાની તકલીફ લઇ શકે તેમ ન હોય તેમને માટે બે એલીવેટર્સ રાખવામાં આવ્યા છે. એ હોટલ પહેલા બે માળ સુધી ખુબ જગ્યા રોકે છે. બીજા માળના અમુક ભાગ પર અગાશી કરી લેવામાં આવી છે. એ અગાશી એટલી વીશાળ છે કે તેના પર ટેનીસ વગેરે રમવાનું શક્ય બને છે. ઉપરાંત એજ અગાશીમાંથી આસપાસનો બરફથી ઢંકાએલો પ્રદેશ નીહાળવાનું બહુ આનંદદાયક થઈ પડે છે.

## આપમેળે ખુલતો રેલ્વેનો દરવાજો.

**અમેરીકાના** પેન્સીલવેનીઆ પ્રદેશમાં હાલમાં એક રેલ્વે સ્ટેશન પર જાદુઈ દરવાજાઓ રાખવાનું નક્કી થયું છે. આ દરવાજાઓ એવી જાતના છે કે તેઓ કાયમ બંધ જ રહે છે. પણ જ્યારે કોઇ મુસાફર તેની નજીક આવે ત્યારે તેઓ આપોઆપ ઉઘડી જાય છે અને તે અંદર ગયાં પછી આપોઆપ બંધ થઈ જાય છે. આ દરવાજાઓમાં એવી ગોઠવણ કરવામાં આવી હોય છે કે તેના અમુક ભાગ પર ઇલેક્ટ્રીસીટીવાળા કાચ રાખવામાં આવે છે. જ્યારે અમુક માણસ દરવાજા નજીક આવે ત્યારે તેનો ઓળો એ કાચ ઉપર પડે છે. જેવો એ ઓળો કાચ ઉપર પડે છે કે તરત જ દરવાજો ઉઘડી જાય છે અને જ્યારે એ ઓળો કાચમાં દેખાતો બંધ થાય ત્યારે તે આપોઆપ બંધ થઇ જાય છે.



## તમારી લાયબ્રેરીને શોભાવે એવાં સરસ પુસ્તકો

સૌ. વિમળા સેતલવાડ કૃત

### બાલવિજ્ઞાન

એટલે

તમારાં બાળકોને ગમ્મત સાથે જ્ઞાન આપે એવું અજોડ વીજ્ઞાનનું પુસ્તક. સ્વચ્છ સુંદર છપાઇ, આકર્ષક રંગીન ચીત્રો એમાં ભરપુર છે. કિંમત દોઢ રૂપીઓ.

: આજેજ મંગાવો :

આ પુસ્તકો વિષે પત્રોમાં મળેલા ઉત્તમ અભિપ્રાયો અહીં ઉતારતા નથી.

કુ. વિનોદિની નીલકંઠ કૃત

### રસદ્વાર

એટલે

ગુજરાતી સાહીત્યમાં નવીજ ભાત પાડતા નાના અને મોટા ૨૭ લેખોનો સંગ્રહ. અંદરનો દરેક લેખ તમને તમારી કલ્પનાની સૃષ્ટીમાં વીહર કરાવશે. કિંમત દસ આના.

## ગુજરાતના જાણીતા લેખકોનાં

શ્રી. યશવંત પંડયા કૃત

### મદન મંદિર

એટલે

કૃષ્ણ અને કુબ્જા, શંકર અને મોહિની, વિષ્ણુ અને વૃંદા, બ્રહ્મા અને સરસ્વતી વચ્ચેનાં પૌરાણિક નાટકોનો સંગ્રહ. સુશોભીત છપામણી.

કિંમત દસ આના.

આ બે પુસ્તકો માટે તમેજ તમારો અભિપ્રાય બાંધો એ ઉત્તમ છે.

શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિક કૃત

### કુમારનાં સ્ત્રી રત્નો

એટલે

સ્ત્રીના જીવનની બીજી તોય રસિક ભાવનાના ૭ ચિત્રો. બહેનોના અભ્યાસમાં પાઠ્યપુસ્તક તરીકે ચાલે છે.

કિંમત: કાચું પુઠું ૧-૦-૦
,, પાકું પુઠું ૧-૪-૦

: મળવાનું ઠેકાણું :

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, રાવપુરા, વડોદરા.

# નવયુગ

એપ્રીલ ૧૯૩૪.
વર્ષ ૬ ઠ્ઠું :: અંક ૧ લો

## રાજકીય



## આર્થિક



## નવલિકા—નાટિકાઓ



## કાવ્યસાહિત્ય



## વિશિષ્ટતાઓ

# કામદાર આગેવાનને!

---

ઓ બિરાદર! મુડીવાદનો મહારાક્ષસ આજે હડકાયો બન્યો છે. માતા ધરતીને અનેક રીતે પંપાળી તેના અક્ષય ભંડારમાંથી અને એટલું ધાન્ય શ્રમજીવિ જનતાએ ઉપજાવ્યું એ આગ ઓકતાં એના સહસ્ત્ર મુખમા એ મહારાક્ષસે ઓરી દીધું અને હવે એ વધારે ભૂખ્યો બન્યો છે. મહેનતુ માનવતાના દાંત વચ્ચે છુપાવા મથતો છેલ્લો દાણો પણ ખેંચી કાઢવાને તેણે કમર કસી છે. તે વખતે શ્રમજીવિઓના કુદરતી હક્ક હાસલ કરાવવા તું બહાર પડ્યો છે. તારા જોખમની તને ખબર તો છે ને?

એ જોખમ તું ન જાણતો હો તો બીજું કોણ જાણે? ફાંસીના માચડા તારાં લોહિ માટે તરસ્યા બન્યા છે, જગતની જેલો તારા માટે પોતાનાં દ્વારમાં મુખ વિકાસી રહી છે. રાજ્યસત્તા કહે છે કે તું સહુથી ભયંકર ગુન્હેગાર છો, સમાજશાસ્ત્રીઓ કહે છે કે તું સમાજનું ન ઇચ્છવાયોગ્ય અંગ છો, સાક્ષરો કહે છે કે તું નિરક્ષર ઢેંઢડાક્ષો છે, વ્યવહારૂ માણસો કહે છે કે તુ ભેજાગેપ છો, સફળ શ્રીમંતો કહે છે કે તું કોઇ કામ કરવાને લાયક નથી, શ્રમજીવિઓના મુરીઆણા સહાનુભૂતિધરો કહે છે કે તું મુર્ખ છો, પ્રતિપક્ષીઓ કહે છે કે તુ આનો કે તેનો ભાડુતી કે મુર્ખ રાગી છો, નીતિમાન માણસો કહે છે કે તુ જુઠ્ઠ બોલો, ચોર, નશાબાજ, રંડીબાજ અને રખડુ છો.

માબાપનો તું નપાવટ નખીરો છો, કુલજનો માટે તુ કુલાંગાર છો, બૈરી કે ધણી માટે તું શ્રાપ સમાન છો, મિત્ર માટે ભારરૂપ ઓળખાતો છો. તારા માટે એમના ઘર, જર અને જીવનની વ્યવસ્થામાં સ્થાન નથી.

તને રહેવાને મકાન નથી, માગ્યે કપડે તું તારી નગ્નતા ઢાંકે છે, અકસ્માત મળતા અન્નથી તુ જીવી જાય છે, પ્રેમ, પ્રતિષ્ઠા, માન, સુખ, સગવડ, આશ્વાસન એ બધા સુંવાળા પ્રયત્નો તારા શબ્દ કોશમાંથી ભુંસી નાખવામા આવ્યા છે અને, જે માનવીઓ માટે તું ખીસ્સામાં ખાપણ લઇને ફરે છે તેમના પગ પણ તારી એકજ ભુલ થતા લાત મારવાને સળવળી રહ્યા છે

ઓ અગમ્ય માનવી! સહસ્ત્ર દિશાએથી પોતાની સોનવર્ણી જીભોથી ચાટી રહેલી આ ભયંકર આગની વચ્ચે તારા જીવનની લીલાશ તું કઇ રીતે જાળવી રહ્યો છે? લોક લાગણી અને 'સેવા' નાં સુવાળાં વાતાવરણ વચ્ચે વસી કુદાકુદ કરતા સહસ્ત્ર 'મહાત્મા'ઓ જો પ્રમાણીક હોય તો જેની સામે માથું નમાવે એવા કયાં આત્મબળને આધારે તું આ મોતોના મુશળધાર વર્ષાદ વચ્ચે અણનમ ઉભો છે?

પરંત જેવા અડગ મનોરથોના દુર્ગને ડગાવી દે એવી આ પરિસ્થિતિની વચ્ચે તારા જેવીજ પણ લાચાર બની ગયેલા શ્રધ્ધાનો આ દુર્બળ અવાજ તુ સાંભળી લે મહેનતુ માનવતાના મહાઉદ્ધાર વિશે તારી શ્રદ્ધાને મોળી પડવા દઇશ મા જનતાના સ્વર્ગ સમોવડા નવનિર્માણના પ્રદેશ તરફ મંડાએલી તારી નજરે આડે નબળાઇનાં વાદળ ઉભા થવા દઇશ મા તારી શ્રદ્ધા અને તારો પ્રયાસ જ આજે કરોડોની એક આશા દોરી છે

# નવયુગ

મન્દાક્રાન્તા

આર્યાવર્તે ઘન તિમિરમાં રશ્મિ આછાં ફુટે છે,
દેખાતી ના નભ પટ પરે વાદળી એક કાળી,
તંદ્રામાંથી યુવક અધુના જાગતો કૈં દિસે છે!
લાગે તેનું વદન હસતું તેજ આછું નિહાળી.

સૂતો જ્યારે નિજ શયનમાં ચિત્તને સ્વસ્થ રાખી,
તે પે'લાં એ નજર કરતાં મોહ સર્વત્ર જોતો,
ને અજ્ઞાને જનસમુહમાં અંધશ્રધ્ધા જણાતી,
જાણે તેના શરીર પર તે રૂઢિના બંધ જોતો.

જ્યારે જાગ્યો નયન ખુલતાં અંગમાં સ્ફૂર્તિ આવી,
ને બંધોને શિથિલ કરવા યત્ન એ આદરે છે!
ત્યારે તેને જગતભરમાં ક્રાન્તિ સર્વત્ર ભાસી,
ક્યાં છે પોતે નિજ હૃદયને પ્રશ્ન એવો પુછે છે!

જોયું તેણે ગગનપટમાં તેજ આછું દિસે છે,
ભાસે છે કે નવયુગ તણો સૂર્ય આંખો ઉગે છે!

વિશ્રામ વ. ગોરડીયા

મણમાંથી ઉગરી જવા માટે તેમણે એ જવાબદારી પોતાને માથે લેવાને દીલ્હી ખાતે એકઠા થએલા આગેવાનોને પ્રેર્યા હતા. આ પરિણામ આટલે લાંબે વખતે આવે એ ગાંધીજી સિવાયના અત્યારના કોંગ્રેસ આગેવાનોમાં સમયસુચકતાની દયાજનક અશક્તિનું સુચક છે કેમકે ગાંધીજીએ તો છેક ૧૯૩૨ માં યરોડા જેલમાંથી એક નિવેદન બહાર પાડીને આ પ્રમાણે કરવાનું સુચન કોંગ્રેસ આગેવાનોને કરી દીધું હતું. આ સ્થિતિ હોવાને લીધે અન્સારી–રોય–દેસાઇની મંડળીએ દીલ્હી ખાતે કરેલા નિર્ણયને ગાંધીજીનો ટેકો મળી જાય એ બાબતમાં શંકાને જરાએ સ્થાન નહોતું. ૧૯૨૪ માં બરાબર આ જ પ્રમાણે બન્યું હતું. તફાવત ફક્ત એટલો જ છે કે એ વખતે મહાત્માને પોતાની સિદ્ધાંતભક્તિનો વધારે સારો દેખાવ કરવાની ઠીક ઠીક સગવડ મળી હતી. આ વખતની ચાલબાજી પર જે પડદો ખીંચાવવાનો પ્રયત્ન થયો છે તે એટલો પાતળો છે કે જરા સંભાળપૂર્વક જોનારને અંદરની બાજી પરખાઈ આવ્યા વિના રહેતી નથી.

અત્યારની વસ્તુસ્થિતિમાં ધ્યાન ખેંચનારી બાબત તો એ જ છે કે ધારાસભાપ્રવેશને લગતા સ્વરાજવાદીઓના ઠરાવ પર પોતાના આશિર્વાદ વરસાવવાની સાથે નામ માત્રથી જીવતા વ્યક્તિગત સત્યાગ્રહને છોડી દેવો કે ચાલુ રાખવો તે સંબંધે એક શબ્દ પણ ગાંધીજીએ ઉચ્ચાર્યો નથી. એમ કહેવામાં આવે છે કે ગાંધીજીનું એ મૌન ચાલુ વર્ષ દરમ્યાન રાજકારણમાં ભાગ ન લેવાની એમની પ્રતિજ્ઞાને આભારી છે તો એનો એટલો જ જવાબ આપવો રહ્યો કે એ મૌન સરકારે જેને ગેરકાયદેસર ઠરાવેલ હોય એવાં રાજકારણને જ લાગુ પડતું હોવું જોઇએ. નહિં તો કોન્ગ્રેસના એક અગત્યના ભાગને ધારાસભાપ્રવેશની છુટ આપવી એ જો રાજકારણ ન હોય તો એ શબ્દોનો શો અર્થ થાય છે તે હું તો સમજી શકું તેમ નથી. પણ "સબ કુછ હે ઔર કુછ નહિ નીચી નિગાહમેં" એ ન્યાયે વ્યક્તિગત સત્યાગ્રહ પ્રત્યેની ગાંધીજીની વલણ એમનાં બાકીનાં વર્તન પરથી જ પારખી લેવાની રહી. ગાંધીજીએ સ્વરાજપક્ષના નિર્ધાર પર આશિર્વાદ વરસાવ્યા છે એટલુંજ નહિ પણ જે નાફેરવાદીઓ છે તેઓએ સ્વરાજપક્ષના માર્ગમાં નડતરો ઉભી નહિં કરતાં તેમને બનતી મદદ પણ કરવી એવું જે ફરમાન બહાર પાડ્યું છે તે પરથી એમ સમજાઇ જાય છે કે રાજકીય બાબતો વિષેનું એમનું કહેવાતું મૌન જ્યારે તુટશે ત્યારે ગાંધીજીનું સ્થાન યરોડા જેલમાં નહિં પણ કોઇક આશ્રમમાં જ હશે. એટલે કોન્ગ્રેસનો એક ભાગ સરકાર સાથે સહકાર સાધે ત્યારે એ જ સંસ્થાનો બીજો ભાગ એ જ સરકાર સાથે બહારવટું બાંધે એવી જે હાસ્યજનક સ્થિતિ અત્યારે ઉભી થઇ છે તેનું ઉપર જણાવેલી રીતે નિવારણ થવાને વખતની જ વાર છે કોઈ લાલ મોઢું રાખી શકાય એવી યુક્તિ મળી જશે એટલે વ્યક્તિગત સત્યાગ્રહ સત્તાવાર રીતે પડનો મુકાશે કોન્ગ્રેસ જેવી એક માતબર સંસ્થાને આમ હાસ્યજનક રીતે અળખામણી સ્થિતિમાં માત્ર ગાંધીજી અને થોડાક આગેવાનોની વ્યક્તિગત અહંતા અને ખોટી પ્રતિષ્ઠાનાં ભૂતો જ મુકી રહેલ છે એ વાત તદ્દન સ્પષ્ટ છે.

સ્વરાજપક્ષ ધારાસભાઓમાં જઇને કેવી ચાલબાજી અખત્યાર કરશે, કયા સિધ્ધાં-

તને લક્ષ્યમાં રાખીને તેઓ પોતાની ચાલબાજી નિર્ણીત કરશે એ બધું તો હવે જ્યારે એ પક્ષનો સવિસ્તર કાર્યક્રમ બહાર પડશે ત્યારે જ જાણી શકાશે. પણ જેમ માનવાને પુરતાં કારણો છે તેમ આ નવો સ્વરાજપક્ષ દાસ–પટેલ અને પંડીતના જુના સ્વરાજપક્ષને પગલે ચાલશે તો એકધારા વિરોધમાંથી તોડજોડમાં, તોડજોડમાંથી દેશની રાજકીય માગણીઓ વિશે સાટાંદોટાંમાં, તેમાંથી સરકારે નીમેલાં કમીશનો અને કમીટીઓ પર બેઠકો લેવામાં અને છેવટે સરકારી નોકરીઓ સ્વીકારવામાં અને પરિણામે એ પક્ષની માફક નરી નિરર્થકતામાં પરિણામ પામશે એ વિષે શંકાને ભાગ્યે જ અવકાશ હોઇ શકે ગાંધીજી ધારાસભાપ્રવેશના કાયમ વિરોધી છે એ વાત નરી ગપ છે. તડ અને ફડ કરવાની એમની અંગત ખાસીઅતને લીધે ધારાસભાઓમાં જઇને કામ કરવાનું એમને પોતાને ન ફાવે એટલી વાત જ એમને વિશે સાચી છે. જો આમ ન હોય તો ૧૯૨૪માં તો ધારાસભાપ્રવેશ એ કોન્ગ્રેસનાં બંધારણી કાનુનો પ્રમાણે એક નિશ્ચિત સત્ય–Settled fact–હતું કેમકે ગાંધીજી જેલમાંથી બહાર આવ્યા તે પહેલાં દીલ્હી ખાતે મળેલી કોન્ગ્રેસ કમીટીએ અને કોકોનાડા ખાતે મળેલી કોન્ગ્રેસે સ્વરાજવાદીઓને ધારાસભાપ્રવેશની છુટ આપી દીધી હતી. પણ આ વખતે તો કોન્ગ્રેસ કમીટી અને કોન્ગ્રેસનો મક્કમ ઠરાવ ધારાસભાપ્રવેશની વિરૂધ્ધ ઉભો છે અને દીલ્હી ખાતે જે લોકો મળ્યા હતા તેઓ તો થોડાક આલતુફાલતુ કોન્ગ્રેસમેનો હોઇ તેમનો નિર્ણય કોન્ગ્રેસને કોઇ રીતે બંધન કરતા ન હોઇ શકે છતાં ગાંધીજીએ તેમને ટેકો આપી દીધો છે એટલે એક સંસ્થા તરીકે કોન્ગ્રેસ તો બીચારી હવા ખાતી જ રહી છે. આ એટલું જ બતાવે છે કે આ વખતે પોતાની કમઆવડતને લીધે ઉભી થએલી અગતિમાંથી માર્ગ કાઢવા માટે અમુક કોંગ્રેસમેનો મરેલા સ્વરાજપક્ષને ફરી સજીવન કરે એ ગાંધીજીની પોતાની જ ઇચ્છા હતી અને તેથી ગાંધીજી પોતે કાયમ ધારાસભાપ્રવેશની વિરૂધ્ધ છે એવી જે વાત કરે છે તે અર્ધસત્ય છે. આ વસ્તુ સાબીત કરવાનો આ પ્રયત્ન એટલા માટે જ કરવામાં આવ્યો છે કે જો ધારાસભાપ્રવેશનો આ નિર્ણય ગાંધીજીની ઇચ્છા અને પ્રેરણાથી જ થયો હોય તો ગાંધીજી સુચવશે એ ધોરણ પર જ ધારાસભામાં અનુસરવાની નીતિનો કાર્યક્રમ રચાશે. આ વખતે ગાંધીજી શી સુચનાઓ આપશે તેનું કંઇ દિશાસુચન થએલું નથી પણ ગાંધીજી અને એમની સર્વ પ્રવૃતિઓ ભયંકર નિરર્થકતાનાં જે ગોળ ચક્કરમાં છેલ્લાં વીસ વર્ષથી ફર્યાં જ કરે છે તે ધ્યાનમાં લઇએ તો એવાં અનુમાન પર આવી શકાય કે ૧૯૨૪ માં સ્વરાજવાદીઓને તેમના કાર્યક્રમને લગતી જે સુચનાઓ ગાંધીજીએ આપી હતી તેવીજ સુચનાઓ ૧૯૩૪ ના આ ઠીંગુજી

સ્વરાજવાદીઓને પણ તેમના તરફથી મળશે. એ સુચનાઓ આ જાતની હતી.

(૧) સામાન્ય વિરોધની નીતિ અખત્યાર ન કરવી.

(૨) બધાંએ સરકારી ખાતાંઓને જેટલા પુરતું કાપડ જોઇતું હોય તેટલી ખાદી જ ખરીદાવવી.

(૩) પરદેશી કાપડ પર સખ્ત જકાત મુકાવવી.

(૪) કેફી પીણાંઓની આવક ઉડાવી દેવી અને ઓછામાં ઓછી એટલા પુરતી લશ્કરી ખર્ચમાં કરકસર કરવી.

વખતે આ કાર્યક્રમમાં મંદીર-વગેરે પ્રવૃતિઓનો સમાવેશ થશે. ાં જેને રચનાત્મક કાર્યક્રમના નામથી મવામાં આવે છે તે બધાંને આગળ ...ા માટે ધારાસભાઓનો ઉપયોગ કરવાની સુચના ગાંધીજી આ વખતે પણ આપશે એવી અટકળ કરી શકાય. જો આમ જ થશે તો નવા સ્વરાજપક્ષનું ભાવિ જૂના સ્વરાજપક્ષનાં ભાવિથી જૂદા પ્રકારનું નહિં હોય. પરંતુ એક વસ્તુની સહુ કોઇ નોંધ લે કે એ પ્રકારની સ્વરાજપક્ષની પ્રવૃત્તિ પણ ગાંધીવાદી ગાંધી લડત અથવા તે પછીની અગતિ કરતાં વધારે ઇચ્છવાયોગ્ય અને લાભદાયક હોય છે. લોકોની આર્થિક અને રાજકીય અસંતોષની ભાવનાને એ સજીવન રાખે છે અને ઉશ્કેરે પણ છે. પરંતુ અમુક વર્ષો પર પથરાએલી એ જાતની પ્રવૃત્તિને પરિણામે જ્યારે લોકોનો અસંતોષ ઉદ્દામ ક્રાન્તિકારી ચળવળની શક્યતા ધારણ કરવા માંડશે કે તરત જ તેને ક્રાંતિને ભયાનક માર્ગેથી વાળી સત્યાગ્રહના નિરર્થક માર્ગે વાળી દેવા માટે શંખનાદ ફુંકાશે.

વીસ વર્ષના ટુંકા ગાળામાં આ પાપચક્રનાં ત્રણ પરિવર્તન તો આપણે બરાબર જોઇ ચુકયા છીએ. તેની નિરર્થકતા આપણને ભયંકર ભાસ્યા વિના પણ નથી રહેતી. પરંતુ તેમાંથી મુક્ત થવાનો માર્ગ લોકોને હાથ નથી જ લાગતો. આ શાને આભારી છે? જેમ કોઇ માણસ પોતે જ પોતાની કલ્પનાની મદદથી ભૂત ઉભું કરે અને પછી તેના પાશમાંથી છટકી શકે નહિ તેમ કોન્ગ્રેસના આગેવાનો અને સામાન્ય કાર્યકરોએ ગાંધીજીની અંગત તપસ્વીતાથી મુગ્ધ બની લોકસમુદાયને કબજે કરવા માટે ગાંધીજીને અસામાન્ય મહત્વ આપી દીધું એટલે હવે તેઓ પોતે જ એમનાથી ડરવા લાગ્યા છે અને એમની રાજકીય નિરર્થકતાઓ મને કે કમને બરદાસ્ત કરી લે છે.

આ વખતના ચક્રના ફેરામા એક સારી રીતે આશા આપનારું ચિન્હ હતું. તે ચિન્હ કોન્ગ્રેસ સમાજવાદી પક્ષ. આ પક્ષ જ આમવર્ગનાં હિતોને આગળ વધારનારો અને સંપુર્ણ સ્વતંત્રતાને સદાએ લક્ષમાં રાખનારો કાર્યક્રમ આગળ ધરી શકે તેમ હતો. એ પક્ષે પોતાનો જે કાર્યક્રમ થોડા વખત પહેલાં પ્રગટ કર્યો હતો તે સ્થિતિસંયોગોની દ્રષ્ટિએ જરા વધારે પડતો ઉદ્દામ હતો છતાં સાચાં ધોરણ પર હતો. પરંતુ એ પક્ષે વ્યવહારૂપણાંનો બહુ અભાવ દાખવ્યો. સવિનયભંગની લડત બંધ પાડી દેવા માટેનો તેમનો આગ્રહ

તદ્દન વ્યાજબી હતો પણ તે સાથે તાત્કાલિક રીતે અમલમાં મુકી શકાય એવો કાર્યક્રમ તેઓએ હાથ ધર્યો નહિ. શ્વેતપત્રનો વિરોધ કરવાની, કોમી ચુકાદાનો વિરોધ કરવાની વગેરે વગેરે વાતો બરાબર છે. પણ કોઇ પણ વ્યવહારૂ રાજનીતિજ્ઞ એ સત્યની અવગણના ન જ કરી શકે કે એ બન્ને વસ્તુઓ હિન્દને માથે અત્યારે અનિવાર્ય રીતે ઠોકાઇ જ જવાની છે. એટલે તેની અંદર પેસીને જ તેનો વિરોધ કરવાનું ઉપયોગી થઈ પડે આ કાર્ય માટે ધારાસભાઓનો આશ્રય લેવો જ રહ્યો. ધારાસભાઓમાં દાખલ થઈ તે મારફતે અંદર અને બહાર ખૂબ જ પ્રચાર અને લોકસંગઠનનું કાર્ય થઇ શકે. પણ કમનસીબે આ દેશમાં મોટા ભાગના માણસો કોઈ અગમ્ય કારણથી માન્યા કરે છે તેમ કોન્ગ્રેસ સમાજવાદીઓએ પણ એમ જ માની લીધું કે ધારાસભાઓમાં તો સરકાર સાથે સહકાર કરવાને જ જવાય. પરિણામ એ આવ્યું છે કે સ્વરાજપક્ષવાળાઓએ તેમને પછાત પાડી દીધા છે. જો આ પત્રમાં પ્રગટ થએલા "એક મહાસભાવાદી"ના લેખ અનુસાર એ લોકોએ ધારાસભાપ્રવેશ—કેવળ વિરોધને માટે—નો કાર્યક્રમ આગળ ધર્યો હોત તો સ્વરાજપક્ષનાં સઢમાંથી પવન નીકળી જાત. પણ હવે તો એમ કરવાને માટે કદાચ બહુ મોડું થયું છે એટલે ઉપર જણાવ્યા પ્રમાણે નિરર્થકતાનાં પાપચક્રે બંધારણવાદની દિશામાં ફરવાનું શરૂ કરી દીધું છે.

૧૯૨૪ માં બન્યું હતું તેમ આ વખતે પણ કોન્ગ્રેસ નાફેરવાદીઓ દીલ્હીના ઠરાવ તરફ છંછેડાઇ ઉઠયા છે. પરંતુ આ વખતે તેમની સ્થિતિ બહુ જ વિચિત્ર થઇ પડી છે. કોન્ગ્રેસનાં બંધારણની બધી પ્રણાલીકાઓ, આજ સુધી પોતે શીખવેલ ધારાસભાઓ વગેરેને લગતાં સિધ્ધાંતો એ બધાંનો છેક જ ભંગ કરીને ગાંધીજીએ મુઠીભર સ્વરાજવાદીઓ સાથે પોતાને બરાબર સંડોવી દીધેલ છે એટલે બીચારા નાફેરવાદીઓ રાજકીય યતીમો—orphans—જેવા થઇ પડયા છે. હાલ તો ખુદ ગાંધીજીની સામે પણ તેઓ ધૂંધવાવા લાગ્યા છે. પણ દીલ્હીના આગેવાનોએ જે માર્ગ લીધો છે તેમાં સરકારની નીતિનો પુરેપુરો વિજય હોવાને લીધે સરકાર પણ તેમને અને ગાંધીજીને પ્રચારકાર્ય માટે અને તેમના વિરોધીઓને અગવડમાં મુકવા માટે પુરતી સગવડ કરી આપશે એટલે નાફેરવાદીઓનો ઉભરો થોડા વખતમાં શાંત થઇ જશે એમ લાગે છે. નાફેરવાદીઓ ગમે તેટલા ગરમનરમ થાય પણ કદાચ કોન્ગ્રેસની ખુલ્લી બેઠક મળે તો પણ દીલ્હી ખાતે જે ઠરાવ થયો છે તેને ઉથલાવી પાડવાનું બને તેમ નથી કારણ કે દરેક બુદ્ધિશાળી માણસને તરત જ સમજાઇ જાય તેમ છે એ રીતે દીલ્હીનો ઠરાવ ભવાળ કોન્ગ્રેસમેનો અને કોન્ગ્રેસની નેતાગીરીમાં સારી વગ ધરાવતા માણસો માટે અત્યારની અગતિમાંથી બચી જવાનો એક જ ઉપાય છે.

આ રીતે આ માસથી કોંગ્રેસનું રાજકારણ જુદો જ પલ્ટો લે છે. જો કોંગ્રેસ સમાજવાદી પક્ષ વ્યવહારૂપણું અને

આણુપૂર્ણતા નહિ દાખવે—અને પંડિત જવાહર એ કાર્યક્રમ સાથે ખુલ્લી રીતે પોતાનું મળતાપણું ન દાખવે ત્યાં સુધી એમ થવાનો સંભવ ઘણો ઓછો છે—તો નાફેરવાદીઓ જેમ જુદાં દ્રષ્ટિબિંદુથી કહે છે તેમ કોંગ્રેસના એ દીલ્હી ખાતે મળેલા આગેવાનો અને ગાંધીજીને હાથે સામાન્ય કોંગ્રેસ કાર્યકરો અને છેલ્લી લડતનો ભાર પોતા પર ઝીલનાર ખેડુતો અને આમ-વર્ગનો દ્રોહ પુરો થશે. અમેં તો આ પરિણામ પહેલેથી જ ટેવી રાખ્યું હતું એટલે અમને એમાં કાંઈ ખાસ નવાઈ ઉપજાવનારૂં લાગતું નથી. પણ રાજકા-રણનાં ફલક પર નવા રંગો હવે ચમકશે એ વિશ્વાસ સાથે આપણે નવા માસમાં પ્રવેશ કરીએ છીએ.

**નોંધઃ**—આ લેખ લખાઇ રહ્યા પછી ગાંધીજીએ સવિનયભંગ પાછો ખેંચી લેવાની આણુ ફેલાવી છે. સામુદાયિક સવિનયભંગની નિષ્ફળતાનો એમણે સાફ એકરાર કર્યો છે. છતાં જેમને એમની નેતાગીરીમાં ખુબ સ્વાર્થ સમાએલો છે એવાં પક્ષો અને છાપાંઓ ગાંધીજીના ગુણગાનજ ગાઇ રહ્યાં છે. પરંતુ આધ્યા-ત્મિક શબ્દોના વાઘામાં સજ્જ થએલ પોતાની નેતાગિરીની નિષ્ફળતાના એકરાર તરફ પ્રજાએ સાફ દ્રષ્ટિએ જોવાની જરૂર છે. પ્રજાએ એ બરાબર સમજી લેવું ઘટે છે કે જ્યાં સુધી ગાંધીજીની નેતાગિરી કોન્ગ્રેસપર કાયમ રહેશે ત્યાં સુધી હિન્દની રાજકીય પ્રવૃત્તિ પરથી નિષ્ફળતાની છાપ ભુંસાવાની નથી. એક નિષ્ફળ નિવડેલી લડતને એ રીતે સ્વીકારવામાં કંઇ મહાન આત્મ ભોગની જરૂર પડતી નથી. એટલે એ વસ્તુને નાહકનું મહત્વ આપીને ગાંધીજીની પ્રતિષ્ઠા વધારવાની જે પ્રવૃત્તિ ચાલુ થઇ છે તે તરફ પ્રજા સાવધાન રહે.

# અમેરિકન અખતરો



**મૂડીવાદના પાયાપર ચાલુ વેપારમંદીમાંથી ઉગરી જવા માટે અમેરિકાના એક વર્ષના પ્રયાસોની જમે ઉધાર.**

અમેરિકા ૧૯૨૯ ની સાલથી આર્થિક અવદશામાં આવી પડયું. તે પછીથી ઉત્તરોત્તર તેની દશા ખરાબ થતી ચાલી. એ અવદશા અટકાવવા શું કરવું તે સંબંધી અમેરિકન બુદ્ધિશાળીઓ ખુબ જ મથામણ કરવા લાગ્યા. આખા દેશની ઔદ્યોગિક સ્થિતિ, ખેતિવિષયક હાલત, ઉત્પાદન શક્તિ, નાણાંવિષક સ્થિતિ અને તેની વહેંચણી સંબંધી તલસ્પર્શી તપાસ ચલાવવામાં આવી. પરિણામે માલુમ પડયું કે જો અમેરિકા પોતાના પરજ આધાર રાખતું બની જાય અને ઉત્પન્ન થતાં દ્રવ્યની સમાનતાનાં ધોરણ પર વહેંચણી કરવામાં આવે તો કોઇ પણ માણસને ભૂખ્યાદુખ્યા રહેવાનું કારણ રહે જ નહિ. પણ અમેરિકાના સત્તાધીશ મુડીવાદી વર્ગને એ પસંદ પડે તેમ નહોતું એટલે ખાનગી માલેકી અને નફાનાં ધોરણ પર વેપારની પ્રથા જાળવી રાખીને દેશની સ્થિતિ સુધારવાના અનેક ઉપાયો સુચવવા લાગ્યા. કેટલાક એન્જીનીઅરોએ "ટેકનોક્રસી"ની યોજના રજુ કરી. પણ તેનો કોઇ ભાવ પુછે તેમ નહોતું અને તેમની યોજના વ્યવહારૂ પણ નહોતી. તે પછીથી હુવરનું તંત્ર પડી ભાગ્યું અને તેનું સ્થાન રૂઝવેલ્ટે લીધું. રૂઝવેલ્ટે પ્રજાને એવું વચન આપ્યું હતું કે ચાલુ સમાજવ્યવસ્થાને પલ્ટાવી નાખ્યા વિના પ્રજાને સમૃદ્ધિને માર્ગે ફરી મુકી દેવાની યોજના એના ખીસ્સામાં પડી છે. પ્રજાએ તે માની લીધું અને "લુકીંગ ફોરવર્ડ" નામનાં એણે લખેલાં પુસ્તકમાં જે યોજનાની રૂપરેખા તેણે દોરી હતી તેને અમલમાં મુકવા માટે પુરતી સગવડ તેને કરી આપી. એ યોજના વ્યવહારમાં "નીરા" નેશનલ ઇન્ડસ્ટ્રીઅલ રીકવરી એક્ટને નામે ઓળખાય છે. એ યોજનાના મુળમાં એક જ સિદ્ધાંત હતો: મુડીવાદીઓના નફા પર અમુક અંકુશ મુકી તેમાંથી બચતાં દ્રવ્ય વડે ખોરવાઇ ગયેલા ધંધાઓને ચાલુ કરવા માટે મદદ કરવી; ખેડુતોને ઓછું ઉત્પાદન કરવા માટે ન ખેડાય એટલી જમીન પુરતો અમુક બદલો આપવો અને ઉદ્યોગોમાં રોકાએલા કામદારોના કામના કલાકો ઘટાડી બેકારીને ઓછી કરવી અને કામદારોની ખરીદશક્તિ વધારવી. પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટની આ ઉમેદ કેટલેક અંશે સફળ થઇ છે તે તપાસી જોવાનો આ લેખનો ઉદ્દેશ છે.

એ તપાસ આજે હાથ ધરવામાં આવે છે તેનું કારણ એ છે કે રાષ્ટ્રીય ઔદ્યોગિક સુધારણાનો કાયદો—નીરા—અમલમાં મુકાયાને આજે પુરૂં એક વર્ષ થઇ ચુક્યું છે. એ સંબંધી એ યોજનાના પ્રણેતા રૂઝવેલ્ટને પોતાને શું કહેવાનું છે તે પ્રથમ તપાસી જઇએ. પ્રે. રૂઝવેલ્ટે તાજેતરમાં હમણાં એક બીજું પુસ્તક લખ્યું છે: તેનું નામ છે "ઓન અવર વે"—અર્થ રસ્તે. એ પુસ્ત-

કમાં પ્રે. રૂઝવેલ્ટ કહે છે કે અમેરિકાનું લોકશાસન હવે પાકટ ઉમરનું બન્યું છે એમ સમજી જઇને એ ભાવના પર જે યોજના અમેરિકન લોકોએ અમલમાં મુકી છે તેને આગળ વધારવાને તેઓ કૃતનિશ્ચય બન્યા છે. એન. આર. એ. (નેશનલ રીકવરી એકટ) ના નામે પ્રચલિત થએલી વ્યવસ્થાઓ બહુ ગુંચવણી ભરેલી છે અને તેમની પછવાડે ચોક્કસ ગર્ભિત અને કાયમી આશય છુપાએલો છે. આ પગલાંઓ જરૂર ક્રાંતિકારી છે પણ એ યાદ કરાવવાની જરૂર છે કે તેમાં ફેસીઝમ કે સામ્યવાદની ગંધ સરખીએ નથી કારણ કે એ યોજનાઓથી કોઇ પણ વર્ગ—મુડીવાદી કે શ્રમજીવિ—ને તદ્દન નાબુદ કરવાનો આશય રાખવામાં આવ્યો નથી તેમજ ખાનગી માલેકીની સંસ્થાને નાબુદ કરવાની ભાવના પણ ધરાવવામાં આવી નથી. પ્રમુખ રૂઝવેલ્ટના એ શબ્દો બરાબર સ્મરણમાં રાખીને છેલ્લાં એક વર્ષથી અમલમાં મુકાએલ એ અમેરિકન અખતરા તરત તટસ્થ દ્રષ્ટિએ નિહાળી લઈએ.

રૂઝવેલ્ટની "નવી યોજના"ના "ક્રાન્તિકારી" સ્વરૂપનું રહસ્ય બરાબર ત્યારેજ સમજી શકાય કે જ્યારે એ બરાબર ધ્યાનમાં રાખવામાં આવે કે અમેરિકાની અંદર કેન્દ્રીત ઉદ્યોગવાદ—ઈજારામય મુડીવાદ એવાં સ્વરૂપમાં ખીલી નીકળ્યો છે કે જેનો જોટો જગતમાં શોધ્યો જડે નહિ. સમાજશાસ્ત્રનો એક એવો અચળ સિધ્ધાંત છે કે ચોક્કસ કાળે હસ્તી ધરાવતા સામાજીક સંબંધોના ચોકઠાંની અંદર ઉત્પાદનનાં સામાજીક બળોનો વિકાસ અશક્ય બની જાય ત્યારે જો કોઇ ક્રાંતિકારી વર્ગ એ ચોકઠાંને નિર્મુળ ન કરે તો ખોરવાઇ જતી આર્થિક પ્રગતિને અનુરૂપ સામાજીક સબંધો બનાવી દીધે જ છુટકો. યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાએ જે "સુસંયોજીત આર્થિક વ્યવસ્થા" અમલમાં મુકવાના પ્રયાસો આદર્યા છે તે એજ બતાવે છે કે જેનાં શરીરનો પક્ષઘાત ધીમે ધીમે વધ્યે જતો હોય એવો માણસ જેમ એ સ્થિતિને અનુરૂપ પોતાનું જીવન બનાવી દે છે તેમ અમેરિકાએ સામાજીક જીવનની બાબતમાં કરવા માંડયું છે. અમેરિકાની એ નીતિ, ચાલુ મુડીવાદી સમાજવ્યવસ્થા નીચે આર્થિક સનેપાત-Crisis-આપમેળે ઓસરી જાય એવી સ્થિતિ અશકય બની ગઇ છે એ વાતનો ખુલ્લો એકરાર છે.

મુડીવાદી સમાજવ્યવસ્થા નીચે આર્થિક અવદશાઓ—Crises—અનેક વખત આવે છે તેનું કારણ એ છે કે મુડી અમુક હાથોમાં જ જમા થઇ જાય છે. આમ હોવાને લીધે જેમ જેમ મુડી થોડા અને થોડા હાથોમાં વધારે કેન્દ્રિત થતી જાય તેમ તેમ આર્થિક અવદશામાંથી સારી સ્થિતિમાં પાછા આવવાનું વધારે અને વધારે મુશ્કેલ બનતું જાય છે. એમ કરતાં કરતાં ઇજારા—મંડીત મુડીવાદ જ્યારે હસ્તીમાં આવે છે ત્યારે જે અવદશા —Crisis—હસ્તીમાં આવે છે ત્યારે સ્થિતિ એવી હોય છે કે તેમાંથી ઉગરી જવાના—પાછા સામાન્ય સ્થિતિપર આવવાના —પાયા છેકજ અદ્રસ્ય થઇ ગયા હોય છે. ઉદ્યોગોની સાથે સામાજીક સબંધોનું આ એવું સ્વરૂપ હોય છે કે જ્યારે ઉત્પાદનનાં યંત્રોની કાર્યક્ષમતામાં વિકાસ થવાથી નફાઓનું પ્રમાણ વધવાને બદલે ઘટવા માંડે છે. નફાના જથ્થામાં એ રીતે જે ઘટાડો થાય છે તે સમાજમાં એકઠી

થએલી મુડી આશા રાખે તેના પ્રમાણમાં ઓછો થાય છે એમ નથી પણ છેલ્લી અમુક કક્ષાએ જે વધારેમાં વધારે નફો થયો હતો તેની દ્રષ્ટિએ જ થવા માંડેલો–Absolute–ઘટાડો હોય છે. અને આમ જ્યારે નફા ઓસરવા માંડે છે ત્યારે એકઠી થએલી મુડીના પ્રમાણમાં ઉત્પાદનનાં કાર્ય માટે જે શ્રમશકિત–મજૂરી–જોઇએ તેનું પ્રમાણ પણ ઘટવા માંડે છે. અને ઘટવા માંડેલા નફાની માફક મજુરીની જરૂરીઆતમાં પણ જે ઘટાડો થવા માંડે છે તે એકત્ર થએલી મુડીનાં પ્રમાણમાં જ નહિ પણ છેલ્લે વખતે નોંધાએલ વધુમાં વધુ મજુરીની જ દ્રષ્ટિએ. એ શાસ્ત્રીય ભાષા પડતી મુકીને સાદા શબ્દોમાં વાત કરીએ તો સાર એટલો જ નીકળે છે કે ઇજારા મંડીત મુડીવાદ નીચે જે ક્રાઇસીસ આવે છે તે કાયમને માટે એવી દશા આણી દે છે કે નફા ઘટતાજ જાય છે અને બેકારી વધતીજ જાય છે. આ રીતે આર્થિક અવદશા crisis–મુડીવાદ નીચે કાયમી તત્વ બની રહે છે. હવે સહુ કોઇ એ તો સમજી શકે એવી વાત છે કે જ્યારે આવી અવદશા આવે છે ત્યારે દેશનાં આર્થિક બંધારણમાં ઔદ્યોગિક, ખેતિવિષયક અને નાણાંવિષયક જે સંસ્થાઓ હોય અને એ સંસ્થાઓ સાથે જુદા જુદા વર્ગોનાં માણસોનો જે સબંધ હોય તેમાં અનેક પ્રકારનાં વિષમતાઓ અને વિરોધો ઉભાં થાય છે. એ વિરોધો અને વિષમતાઓ કાયમ માટે ચલાવી લેવાય તેવાં નજ હોઈ શકે. પણ આપણે ઉપર જોઇ લીધું છે તેમ ક્રાઇસીસ તો કાયમી તત્વ બની ગયેલી હોય છે એટલે અનિવાર્ય રીતે એ અવદશાને અનુરૂપ એ સંસ્થાઓનાં સ્વરૂપમાં ફેરફારો કરવા પડે છે. એ ફેરફારો કરવાને માટે જે પ્રયત્નો કરવામાં આવે તેજ આજનો અમેરિકન અખતરો છે.

હવે આ પુનર્વ્યવસ્થા કરવી એ કંઇ સ્હેલી વાત નથી. એમ કરવામાં પ્રથમ તો એજ ધ્યાનમાં રાખવાનું હોય છે કે એ કાર્યમાં કામદારો અને મધ્યમ વર્ગનો સક્રીય સાથ ન હોય તો પણ તેમનો સક્રીય વિરોધ તો નજ હોવો જોઇએ. પરંતુ એ વિરોધને ઠેકાણે કરી દેવાનું ખામ અત્યંત મુસ્કેલ હોય છે. કેમકે કામદારો અને મધ્યમ વર્ગનાં માણસોના મગજમાં રફતે રફતે પોતાની સ્થિતિ સુધારવાની જે ભ્રમણા હસ્તી ધરાવતી હોય છે તે છેક જ નાશ પામી ગઈ હોય છે અને ક્રાંતિવાદી બન્યા સિવાય બીજો કંઇજ ઉપાય નથી એવી પાકી ખાત્રી તેમને થવા માંડી હોય છે. આ કારણથી એ લોકોને છેતરીને બીજું કાંઇ નહિ તો એમની અવિરોધિતા મેળવી લેવાના ઉદેશથી એક નવી જ વિચારસરણી અને ભાવનાસૃષ્ટિ ઉભી કરવાની જરૂર રહે છે. આમ કરવામાં આવે તો જ પ્રગતિમાન પીછેહઠના જમાનામાં મુડીવાદીઓની પક્કડ એ બે નીચલા વર્ગો પર વધારે મજબૂત બનાવવાનું શક્ય બને. આ હેતુ સાધવા માટે અમેરિકામાં–રૂઝવેલ્ટતંત્રની સરદારી નીચે સામાજીક વાતો કરવા માટેની એક નવીજ ભાષા–Phraseology–ખીલવા માંડી. એ ભાષા અનુસાર દરેક વાત સમગ્ર પ્રજાને નામે જ કરવામાં આવે છે. રાજ્ય સમગ્ર પ્રજાનું સામાન્ય હિત જ વિચારે છે એવી ભ્રમણા સફળતાપૂર્વક ઉભી કરાવા માંડી. અમેરિકાનાં સુધારાવાદી લેબર યુનીઅનોની ભાષામાં જ રાજ્યે વાત કરવા માંડી. અમેરિકાના મુડીવાદી વર્ગે તેમના ટીકાકારોનું દ્રષ્ટિબિંદુજ અપ-

નાવી લીધું. તેઓએ એ કબુલ કરવા માંડયું કે અત્યારની અવદશા સમાજમાં ઉત્પન્ન થતાં મૂલ્ય અને કામદારોને મળતી રોજી વચ્ચે પ્રમાણનો જે જબ્બર તફાવત છે તેને આભારી છે તે. સાથે તેઓએ એ પણ જણાવી દીધું કે એ સ્થિતિ અયોગ્ય હરીફાઇને આભારી છે. આટલી કબુલાત આપી તે હરિફાઇ દૂર કરવાનો, રોજીના દરો વધારવાનો, કામના કલાકો ઘટાડવાનો, ખેતીના માલના ભાવો વધારવાનો, અને બેંકોને સંગઠીત બનાવવાનો અને નફાઓ પર અંકુશ મુકવાનો પણ વહિવટી કાર્યક્રમ તેમણે જાહેર કર્યો. દુનીઆમાં ઘડીભરને માટે સનસનાટી ફેલાઇ ગઇ. અમેરિકન મધ્યમવર્ગ અને કામદાર વર્ગની આંખ પરથી ધીમે ધીમે પોતાની સ્થિતી સુધારવાનું જે પડળ ખસી ગયું હતું તેની જગ્યાએ મુડીવાદી સરકારના વહિવટી કાયદાઓથી સ્થિતી સુધારવાનું પડળ એવી સફળતાપૂર્વક મુકી દેવામાં આવ્યું કે જ્યારે કાઇસીસ વધારે ગંભીર સ્વરૂપ લીધે જતી હતી ત્યારે પણ 'ક્રાંતીકારી' માર્ગે પીછેહઠ કરવાની સગવડ અમેરિકન મુડીવાદીઓ માટે બરાબર થઇ ગઈ.

પરંતુ એ યોજના શબ્દોમાં જ રહી. વ્યવહારમાં તેનો વિનીયોગ નહિ જેવો જ થયો. ઉત્પાદનનાં કારખાનાઓ પાછાં ધમધોકાર ચાલવા માંડશે એવી આશા ઉભી કરવામાં આવી હતી તેની ચમક કયાંયે જણાઇ નહિ. ઔદ્યોગોને આગળ વધારવા માટે જે ધીરધાર થવી જોઇએ તેમાં કંઇ જ વધારો થયો નહિ. બેકારોની સંખ્યામાં નોંધપાત્રાયક કંઇ જ ઘટાડો થયો નહિ. "પાછા ખેતી તરફ"ની જે ચળવળ ઉપાડી લેવામાં આવી હતી અને જેને ખાસ "અમેરિકન-ક્રાંતિ"નું મોટું નામ આપવામાં આવતું હતું તે વહેલી તકે પડતી મુકાઇ. ખેતીના માલનો નાશ કરવામાં આવ્યો અને ઓછી જમીનમાં માલ ઉગાડવાના ઉપાયો હાથ ધરાયા છતાં ખેતી વિષયક અવદશામાં કંઇ જ ફેર ન પડયો. 'અયોગ્ય હરિફાઇ' દૂર કરવાને માટે જે પગલાં લેવામાં આવ્યાં તેનું એક જ પરિણામ આવ્યું. નાના મુડીવાદીઓનો નાશ થવા માંડયો અને ઇજારાવાદીઓને લાભ થયો. પરિણામે કાઇસીસ વધારે ઉગ્ર બની. કામના કલાકો ઘટાડવામાં આવ્યા તો યંત્રોની ઉત્પાદક શક્તિ અને ગતિ વધારવામાં આવ્યાં એટલે બેકારોની સંખ્યા નજ ઘટી શકી.

એ વાત સાચી છે કે જાહેર બાંધકામનું કામ હાથ ધરવાને લીધે અમુક લાખ બેકારોને રોજી મળી, અમુક અમુક ઉદ્યોગોમાં તેજી માલુમ પડી, અમુક મજુરસંઘોની સ્થિતિ સુધરી, પણ આંકડાઓ એ અચુક રીતે બતાવી આપે છે કે કામદારોને મળતી રોજીનું પ્રમાણ સામટે સરવાળે વધ્યું નહિ પણ ઘટયું, અને જે પ્રમાણમાં ભાવો વધવા માંડયા તે પ્રમાણમાં રોજી વધી નહિ એટલે સામાજીક ઉત્પાદનની દૃષ્ટિએ નિહાળીએ તો મજુરોને પહેલાં કરતાં પણ આજે રોજી પ્રમાણમાં ઓછી મળે છે. આ ઉપાયો વડે અમુક અમુક ઉદ્યોગોમાં માલ ઉત્પન્ન કરવાનું નફાકારક બનાવી શકાયું છે પણ ઉત્પાદનમાં સામાન્ય વધારો દૃષ્ટિગોચર થતો નથી. જાહેર બાંધકામ બે હેતુઓ એક સાથે સાધે છે. એક તરફથી બેકારોને પેટીઆં આપનારી સંસ્થાઓ પરનું દબાણ ઓછું કરે છે અને બીજી તરફથી બેકારની સંયુક્ત હરોલ વિખેરી નાખે છે. અને જ્યારે તે વધારે ખર્ચાળ બની જશે ત્યારે તેને

પડતું મુકવામાં આવશે એ ચોક્કસ છે. આ બધું કરવામાં રાજ્યતંત્રને જે વધારાનું ખર્ચ થાય છે તેને પુગી વળવા માટે એટલા પ્રમાણમાં ચલણને હળવું બનાવવામાં આવે છે. ચલણને હળવું બનાવવામાં આવે તેનો અર્થ--સમગ્ર સમાજની દ્રષ્ટિએ—એટલો જ થાય છે કે લોકોની જે અવદશા—misery—છે તેની પુનર્વહેંચણી કરવી, અમુક મુડીદારોને ભૂખ ભેગા કરી બીજાઓને મદદ કરવી; કામદારોની રોજી ઘટાડી નાખીને બેકારોને મદદ કરવી.

**અને** હરિફાઇ પર યુનીવર્સીટીઓના પ્રોફેસરોને છાજે એ રીતે હલ્લો કરવો એનો અર્થ એટલો જ થાય છે કે મુડિમંડીત ઈજારાવાદની વધારે કેન્દ્રિત બનવાની જરૂરીઆત સામે નમતું આપવું. મુડીવાદની અરાજક પ્રથામાં સુસંયોજીત આર્થીક વ્યવસ્થાને માટે અવકાશ નથી. મુડીવાદની અંદર યોજના—planning ત્યારે જ શકય બને કે જ્યારે મુડીવાદ વિકસતો કે સંકોચાતો ન હોય પણ સ્થિર હોય. અને જેઓ મુડીવાદનું સાચું સ્વરૂપ સમજે છે તેઓ તરત જ કબુલ કરશે કે સ્થિર મુડીવાદ એટલે અવદશા—Crisis—માંથી પાયમાલી-વિનાશ—તરફ પ્રયાણ. આ નિયમ ધ્યાનમાં રાખીએ એટલે એ તરતજ સ્પષ્ટ થશે કે એક દેશની અંદર મુડીવાદની આંતરિક હરિફાઇ બંધ કરવી એટલે ઇજારા મંડીત મુડીવાદની આંતરરાષ્ટ્રીય હરિફાઇને વધારે ઉગ્ર બનાવવી. ઉપરાંત આંતરિક હરિફાઈ બંધ કરવાનું પરિણામ દેશમાં એ આવે કે નાના મુડીવાદીઓ માર્યા જાય અને મધ્યમવર્ગ અને કામદાર વર્ગ ભૂખ ભેગા બની જાય.

**રૂઝવેલ્ટ સરકારના** હાથમાં છેલ્લું આયુધ છે ચલણને હળવું બનાવવાનું. એ કરવાથી મધ્યમવર્ગને અમુક અંશે ફાયદો થશે અને નાણાં ધીરનારી સંસ્થાઓને ખુબ સહન કરવું પડશે. ક્રાઇસીસનો જે ભાર છે તે એક વર્ગ પરથી બીજા વર્ગ પર મુકાશે એટલું જ. એમ માનવામાં આવે કે ઉત્પાદનનું ખર્ચ ઓછું થતાં ઉત્પાદન વધે પણ સાથે એ યાદ રાખવાની જરૂર છે કે કેન્દ્રિત થએલી મુડી અને તેથી વધારે ગંભીર બનેલ ક્રાઈસીસ ઉત્પાદનને બહુ આગળ વધવા દે એવો સંભવ ઓછો છે. અને તે સાથે રોજના ગુલામો—નીચલા મધ્યમવર્ગના અને કામદાર વર્ગના માણસોની રોજી પર સખત ફટકો પડશે. આ અત્યારની સ્થિતિ છે

**એક વર્ષના** એન. આર. એ. ના અખતરાની જમે ઉધારનું આ ટુંકું સરવૈયું છે. રૂઝવેલ્ટની આ નીતિ કેટલો વખત આગળ વધી શકશે એ પ્રશ્નનો જવાબ આપવાનો આ લેખનો આશય નથી અને તેનો સાચો જવાબ તો અમેરિકામાં હસ્તી ધરાવતાં જૂદાં જૂદાં સામાજીક બળોનાં વર્ગ અને શકિત પર અવલંબે છે. કેટલાક માને છે કે ગમે તેટલી ના પાડવા છતાં રૂઝવેલ્ટે ફેસીઝમને માટે માર્ગ મોકળો કરી આપ્યો છે. આ માન્યતામાં ઝાઝી ભૂલ નથી એવું માનવાનું મન થયા વિના રહેતું નથી. પરંતુ આટલી વાત સાચી છે કે રૂઝવેલ્ટની સરકારે અમેરિકાનાં લોકશાસન પર સીધો ફટકો નથી માર્યો. તેના આ એક વર્ષના પ્રયાસને ટુંકામાં વર્ણવવો હોય તો એક જ રીતે વર્ણવી શકાય "ઘટતાં જતાં જીવનનાં ધોરણ—વધતી જતી ગરીબાઇ થી અમેરિકન લોકોને રેવાવી દેવાનો પ્રયાસ.

# ઇસુનું એક વર્ષ

# ૧૯૩૩–૩૪ માં જગતની આર્થિક અને રાજકીય સ્થિતિનું ઉડતું અવલોકન.

અસામાન્ય આર્થિક મંદી અને તેને અંગે જૂદાં જૂદાં રાજ્યોની એક બીજા તરફ વધતી જતી અદેખાઇના સમયમાં આપણે જીવી રહ્યા છીએ. જગતમાં ચોંકાવનારા બનાવો અસામાન્ય ઝડપથી બનતા જાય છે. એ સ્થિતિમાં ૧૯૩૩ થી ૧૯૩૪ નાં વર્ષ દરમ્યાન જગતનાં આર્થિક અને રાજકીય ક્ષેત્રમાં શા શા અગત્યના બનાવો બની ગયા અને ૧૯૩૪ નું વર્ષ ઉઘડતાંની સાથે જગતની શી સ્થિતિ છે અને તેની સામે કેવી કેવી સમસ્યાઓ ઉભી થઇ છે તેનાં અવલોકનો આંતરરાષ્ટ્રીય બનાવોની નોંધ રાખનારાઓએ હમણાં જ પ્રગટ કર્યાં છે. તેના પરથી સાર તારવીને જગત સ્થિતિનું દિગ્દર્શન કરી લઇએ તે આપણે માટે પણ જરૂરી છે.

## ૧૯૩૩ ની શરૂઆતમાં.

૧૯૩૩ નું વર્ષ ઉઘડયું ત્યારે સ્થિતિ શી હતી? જર્મનીમાં વોન શ્લેશરની સરદારી હતી. અમેરિકામાં હુવર સત્તાનાં સ્થાન પર હતો. જપાન અને જર્મની બંને લીગ ઓફ નેશન્સનાં અંગભૂતો હતાં ડોલર સોનાનાં ધોરણ પરથી ભ્રષ્ટ નહોતો થયો. મંચુરીઆ અને અમેરિકા પ્રત્યે જૂદાં જૂદાં રાષ્ટ્રોનાં દેવાનાં પ્રશ્નો મુત્સદ્દીઓનાં મન મુંઝવી રહ્યા હતા. એ વર્ષની શરૂઆતમાં આર્થિક સ્થિતિ સુધરવા માંડયાની વાતો થવા લાગી હતી. આગામી જગત આર્થિક પરિષદ બહુ જ લાભદાયક નિવડશે એમ મનાતું હતું. બ્રીટનમાં મી૰ બોલ્ડવીન "આશાની લાગણી"ની અને બ્રીટીશ વેપારી મહામંડળનો પ્રમુખ "માત્ર આશા જ નહિ પણ વધતા જતા વિશ્વાસ"ની વાતો કરી રહ્યા હતા. અને "ઇકોનોમીસ્ટ" પત્રે ૧૯૩૩ માં ધ્યાન આવવા લાયક મુખ્ય ચાર મુદ્દાઓ પર જ ભાર મુકયો હતો. એ ચાર મુદ્દાઓમાં (૧) મંચુરીઆના પ્રશ્નનો નીકાલ, (૨) શસ્ત્રબંધીને લગતો નિર્ણય, (૩) આંતરરાષ્ટ્રીય દેવાનો ફડચો અને (૪) જકાતી મુશ્કેલીઓનો નિકાલ અને ચલણોની સ્થિરતા મુખ્ય હતાં

## નવા મુદ્દાઓ

પરંતુ ૧૯૩૩ નાં વર્ષ દરમ્યાન આ બાબતોમાં ખરેખર શું બનવા પામ્યું છે. મંચુરીઅન પ્રશ્નનો નિકાલ થવાને બદલે જાપાને તે મુલક પર પોતાનું આધિપત્ય સ્થાપી દીધું છે અને લીગમાંથી રૂખસદ લીધી છે. અને પરિણામે દૂરનાં પૂર્વમાં યુદ્ધનો ભય વધારે સજીવ બન્યો છે. શસ્ત્રનિવારણ પરિષદ પડી ભાંગી છે. બ્રીટન અને અમેરિકા વચ્ચે

છેલ્લી વાટાઘાટો પડી ભાંગતાં આંતર-રાષ્ટ્રીય દેવાંનો સવાલ હજુ જેમને તેમ ઉભો છે. અને તે સાથે સોનાનાં ધોરણથી ચલિત થએલાં એ બે દેશનાં ચલણો વચ્ચે નવી રસાકસી જાગી છે. જકાતી હરીફાઇઓનો નિકાલ આવવાને બદલે તે વધારે હઠીલી બની છે અને તેણે નવાં નવાં સ્વરૂપો લેવા માંડયાં છે. રૂઝવેલ્ટે કહ્યું હતું કે જગતની આર્થિક પરિષદ નિષ્ફળ જશે તો જગત પર કરૂણાજનક આફત ઉતરશે તે ઉતરી ચુકી છે. જુના મુદ્દાઓનો નિકાલ થઇ જવાની જગ્યાએ અનેક નવા મુદ્દાઓ ઉપસ્થિત થયા છે. જર્મનીમાં ફેસીઝમે આણુ વર્તાવી છે અને અમેરીકામાં રૂઝવેલ્ટ સરકારે અર્ધ ફેસીસ્ટ અખતરાઓ હાથ ધર્યા છે. શસ્ત્રનિવારણની જગ્યાએ શસ્ત્રો વધારવાની હરિફાઇ ચાલી છે અને લીગ ઓફ નેશન્સ નામમાત્રથી જીવવા જેવી સ્થિતિમાં આવી પડી છે.

## કંઈક સુધારો.

**પરંતુ ૧૯૩૩ ના** ઉન્હાળામાં જગતના કોઇ કોઇ ઉદ્યોગોમાં દેખીતો સુધારો થયો હતો ખરો. માર્ચથી જુલાઇ માસ દરમ્યાન જગતનાં આર્થિક ઉત્પાદનમાં (સોવિએટ યુનીઅન સુધ્ધાં) ૩૧ ટકા જેટલો સુધારો થવા પામ્યો હતો. ૧૯૨૮ સ્થિતિને સામાન્ય અને સો ટકા લેખીએ તો યુનાઇટેડ સ્ટેટ્સમાં સરેરાસ ઉત્પાદન ૫૭ ટકા ૧૯૩૨ ની સાલમાં હતું તેની જગ્યાએ ૧૯૩૩ માં ૯૦ ટકા જેટલું થયું. બ્રીટનમાં ૮૦ ટકામાંથી ૯૧ ટકા, જર્મનીમાં ૬૧ માંથી ૭૧ ટકા, ફ્રાન્સમાં ૭૫ માંથી ૮૮ ટકા, જપાનમાં ૧૦૭ માંથી ૨૨૬ ટકા, અને આખા જગતનું ઉત્પાદન ૫૬ માંથી ૮૪ ટકા પર ગયું હતું. ૧૯૩૩ ના જુલાઇ માસ સુધીમાં જગતનાં ઉત્પાદનમાં આ રીતે જે સુધારો થવા પામ્યો હતો તે પરથી એવી આશા દાખવવામાં આવી હતી કે આર્થિક મંદીનો અંત હવે આવી ગયો છે અને મામલો સુધારા પર છે.

## સુધારો થયો નથી.

**પરંતુ વર્ષને અંતે** જ્યારે વાસ્તવિકતાની દ્રષ્ટિએ વિચાર કરવામાં આવે છે ત્યારે એ આશાને માટે કંઇ આધાર નથી એમ સાફ જણાઇ આવે છે પહેલાં તો આ છુટાછવાયા ઉદ્યોગોમાં જે સુધારો થયો હતો તેનાથી રાષ્ટ્રોની સમગ્ર આર્થિક પ્રવૃત્તિમાં સુધારો ન જ થવા પામ્યો એથી ફરીને જગતનો વેપાર કાંઈ સુધર્યો નહોતો. જનતાની ખરીદ શકિત એનાથી વધી નહોતી. અને લીગ ઓફ નેશન્સ તરફથી સોનાની કીંમતની દ્રષ્ટિએ માપતા જગતના વેપારના જે આંકડાઓ બહાર પડયા તે પરથી એમ જણાય છે કે ૧૯૨૯ નાં વર્ષને ૧૦૦ ટકા રૂપે લેખવામાં આવે તો જગતનો વેપાર ૧૯૩૨ ના સપ્ટેંબર માસમાં ૩૭ ટકા હતો તેમાંથી ૧૯૩૩ ના જુન માસમાં ૩૪ ટકા પર આવી પડયો હતો. યુનાઇટેડ સ્ટેટ્સમાં ઉત્પાદનનો જે ક્ષણીક ઉછાળો આવ્યો હતો તેણે ઉપર જણાવેલી વાત બરાબર સ્પષ્ટ કરી દીધી. કેમકે જ્યારે ઉત્પાદન ૬૫ માંથી ૧૦૧ ટકા પર પહોંચ્યું હતું ત્યારે વેંચાણનું પ્રમાણ માત્ર ૫૮ થી ૭૧ ટકા પરજ પહોંચ્યું હતું, માણસોને રોજી મળવાનું પ્રમાણ ૬૦ થી ૭૦ ટકા પર અને સમગ્ર રોજીનું પ્રમાણ ૪૨ થી ૫૦ ટકા પર જ ગયું હતું. બીજા શબ્દોમાં કહીએ ૧૯૩૨ ના સપ્ટેંબરથી ૧૯૩૩ ના જુલાઇ સુધીમાં

જ્યારે ઉત્પાદન ૫૫ ટકા સુધર્યું હતું ત્યારે રોજી અને પગારોમાં માત્ર ૧૯ ટકાનો જ વધારો થવા પામ્યો હતો. એટલે જે નીતિ ઉત્પાદન, અને રોજી વધારવાને અને બેકારી ઘટાડવાને નિર્માઇ હતી તેણે ઉત્પાદન વધાર્યું અને રોજી ખુબ ઘટાડી. પરિણામે જે કારણો અત્યારની વેપાર મંદી માટે જવાબદાર છે તેમને વધારે ઉગ્ર બનાવ્યાં.

અને તે પછીથી તો ઉત્પાદનમાં પણ ઘટાડો થવા લાગ્યો. જુલાઇથી સપ્ટેંબર સુધીમાં ઉત્પાદનમાં ૮ ટકા ઘટાડો થયો. વર્ષના એ ત્રીજા ભાગ દરમ્યાન અમેરિકા પાછું પડયું, ફ્રાન્સ પાછું પડયું, બ્રીટન જ્યાંનું ત્યાં રહ્યું. માત્ર જર્મની અને જાપાન સ્હેજ આગળ વધતાં રહ્યાં.

## મંદી વધે છે

**આ પ્રકારની** જે ઘટનાઓ ૧૯૩૩ માં બની તેનો સામાન્ય અર્થ શો છે ? મંદી ઓછી થાય એમ એ બતાવે છે ? આવાં કોઇ ચિન્હો જણાતાં નથી. હજુ સુધી તો જગતમાં એકઠો થએલ તૈયાર માલનો જથ્થો વધવા પામ્યો છે. ઘટયો નથી. વેપાર પણ વધ્યો નથી. ઉદ્યોગોમાં વધુ નાણાં રોકાતાં નથી. આ રીતે જે સામાન્ય રીતે મંદી મટવી જોઇએ તે રીતનાં તો કંઇ લક્ષણો જણાતાં નથી. ઉલ્ટાનું કૃત્રિમ તાત્કાલિક જરૂરીતના પગલાં, ચલણની હળવાઇ, રાજ્યોની મદદથી ઉત્પાદનમાં વધારો આ બધાંને પરિણામે અમુક અમુક ઉદ્યોગોમાં જે સુધારો થયેલો છે તે એ જ બતાવે છે કે વેપારમંદી વધારે ગંભીર બનતી જાય છે. મંદીનો શાન્તિભર્યો નિકાલ આણવાની આશા ઓસરતી જાય છે અને તકરારો અને લડાઇ મારફતે તે આણવાની ભાવના બળવાન બનતી જાય છે. ફકત જાપાન અને જર્મનીમાં જે સુધારા જણાય છે અને બીજી જગ્યાએ પણ જે છુટા છવાયા ઉદ્યોગોમાં સુધારો જણાય છે તે શ્રમજીવીઓનાં જીવનનાં ધોરણપર તે તે દેશોમાં મુકવામાં આવતા કાપને આભારી છે એ સ્પષ્ટ થતું જાય છે. જર્મની અને જાપાનમાં કામદારોને કચડી નાખવામાં આવ્યા છે, હડતાલો બંધ કરવામાં આવી છે અને ઉદ્યોગોને લશ્કરી શીસ્તનાં ધોરણપર મુકી દેવામાં આવ્યા છે. આ રીતે વધેલું ઉત્પાદન એ દેશો કયાં બજારોમાં વેચવાના છે ? કયાંયે માંગ ઉઘડી તો જણાતી નથી. પણ એક નવું ભાવી બજાર ખુલતું જણાય છે. એ ભાવી બજાર યુધ્ધ છે. રૂઝવેલ્ટો, હીટલરો, રાષ્ટ્રીય સરકારો એ બધાંય એજ દિશામાં પ્રવાસ કરી રહ્યા લાગે છે. પવનની દિશા જેમ તણખલાંથી માપી શકાય તેમ રાજ્યોનું યુધ્ધની દિશામાં પ્રયાણ હથિયારો બનાવનારી પ્રવૃત્તિ પરથી માપી શકાય.

## યુધ્ધના ભણકારા.

**"યુનીઅન ઑફ ડેમોક્રેટીક** કન્ટ્રોલ" નામની એક બ્રીટીશ સંસ્થાએ "સ્વદેશાભિમાન અને કુંપની" નામનું એક ચોપાન્યું બહાર પાડયું છે. એ ચોપાન્યામાં જુદા જુદા દેશોની શસ્ત્ર પ્રવૃત્તિનો હેવાલ ટુંકામાં આ પ્રમાણે આપવામાં આવ્યો છે. ફ્રાંસઃ-હોચકીસ કંપની અને શીન્ડર કંપની દૂરનાં પૂર્વ અને દક્ષિણ અમેરિકા માટે દારૂગોળો અને મશીનગનો ધમધોકાર બનાવ્યે જાય છે. બ્રીટનઃ-

( વધુ માટે જુઓ પાનું ૯૩ )

# ઇતિહાસ, સોંઘો આદર્શવાદ અને શ્રી. મુન્શી

સાહિત્ય સંસદ્‌ના છેલ્લા વાર્ષિક સમારંભ વખતે શ્રી. કનૈયાલાલ મુન્શીએ આપેલાં ભાષણનું ઉડતું અવલોકન.

:લેખક:
**વિવસ્વત્**

**અનેક સંયોગોવશાત** સમકાલીન ગુજરાતી સાહિત્યમાં શ્રી. કન્હૈયાલાલ મુન્શીનું સ્થાન અદ્વિતીય છે. એમનું કોઈ લખાણ કોઈ જગ્યાએ આવવાનું હોય તો તે પ્રગટ થયા પહેલાં જ માણસો ગલગલીઆં અનુભવવા માંડે છે એમનું ભાષણ થવાનું હોય તો તેઓ શું કહેવાના છે તે જાણ્યા પહેલાં એ ભાષણની પ્રશંસામાં શું કહેવું એનો માણસો વિચાર કરવા માંડે છે. આમ શાથી બને છે તેની મીમાંસામાં ઉતરવાનો આશય અહિં રાખવામાં આવ્યો નથી. તેમ જ ગુજરાતી સાહિત્યમાં જે મહત્તા તેમણે સંપાદન કરી છે તે પોલી છે એવો આક્ષેપ પણ કરવાનો નથી. પરંતુ સાહિત્યની દુનિઆ જુદી છે અને રાજકારણ અને સમાજશાસ્ત્રની આલમ પણ નિરાળી છે. મારો એવો અનુભવ છે કે શ્રી મુન્શી જ્યારે જ્યારે સાહિત્યનું હવાઇ ક્ષેત્ર છોડી રાજકારણ અને સમાજશાસ્ત્રનાં નક્કર ક્ષેત્રમાં ઉતરી પડે છે ત્યારે એમનાં સાહિત્યસર્જનના અભ્યાસથી જે માન આપણને ઉપજ્યું હોય છે તે લગભગ ધોઇ નાખવા જેવું કરી મુકે છે. એમના વિષેનો મારે આ સંસ્કાર સાહિત્ય સંસદના છેલ્લા વાર્ષિક સમારંભ વખતે "જ્યારે અસ્પૃશ્યતા નહોતી ત્યારે–" એ વિષય પર એમણે આપેલા ભાષણથી દ્રઢ થયો છે. એ ભાષણમાં એમણે પ્રદર્શીત કરેલા અનેક વિચારો વાસ્તવિકતાથી વેગળા અને આંધી ઉપજાવનારા હોઇ તેને વિષે સાચું દ્રષ્ટિબિંદુ રજુ કરવાની લાલચ હું રોકી શકતો નથી.

**શ્રી. મુન્શી કહે છે:** "રાજકીય જુલ્મ ચારે તરફ માનવની સ્વતંત્રતા ખુંચવી રહ્યો છે. 'સામ્યવાદ,' 'ફેસીઝમ' 'રાષ્ટ્રીયતા'–એવે એવે અનેક નામે માનવજાતીનાં સ્વાતંત્ર્ય પર કબરો ચણાતી જાય છે. માનવ એ જીવનપ્રવૃત્તિનું ધ્યેય નથી રહ્યો, માત્ર સાધન બનતો જાય છે-જાણે મહાન જગતયંત્રનું એક નાનું ચક્ર મહાયુદ્ધમાં મનુષ્યને–Cannon fodder-તોપોનું ભક્ષ્ય–ગણવામાં આવતો હતો. આજે થોડાકોની મહત્વાકાંક્ષાનું ભક્ષ્ય બની રહ્યો છે. માનવ વ્યક્તિત્વનું ગૌરવ વીસરાતું જાય છે. અને સ્વાતંત્ર્ય અને સરસતા

બ'ને ચાલી જતાં જણાય છે. યંત્રપુજાની ઘેલછામાં માનવગૌરવનું સૌન્દર્ય આપણે અવગણતાં શીખ્યા છીએ."

રાજકીય જુલમ ચારે તરફ માનવની સ્વતંત્રતા ખુંચવી રહ્યો છે એ વાત ખરી, પણ કયા માનવની? પહેલાં તો જ્યાં માનવ સ્વતંત્ર હોય ત્યાં જ તેની સ્વતંત્રતા ખુંચવવાની વાત સંભવે. જે દેશોમાં લોકશાસન હોય, વિચાર અને વાણીનાં સ્વાતંત્ર્ય હોય ત્યાં આગળ એ સ્વતંત્રતા પર કાપ પડે એ સમજી શકાય એવી વાત છે. હિંદ જેવા દેશમાં એ સ્વતંત્રતા ક્યારે હતી કે આજે એ ખુંચવવાની બાકી હોય. ઉપરાંત જે દેશોમાં સ્વતંત્રતા હતી ત્યાં પણ એ રાજકીય અને સામાજીક સ્વરૂપમાં જ હતી. આર્થીક સ્વતંત્રતા તો પ્રજાના એક વર્ગનેજ હતી. પ્રજાના બીજા અને મોટા વર્ગને માટે તો આર્થીક ગુલામી હતી, અને સ્વતંત્રતા તો માત્ર ભૂખે મરવા પુરતી હતી. પ્રજાના મોટા ભાગની એ આર્થીક ગુલામીએ રાજકીય અને સામાજીક સ્વતંત્રતાને એક વર્ગના સ્વચ્છંદના રૂપમાં ફેરવી નાખી હતી. અને તેમ છતાંએ જે થોડીઘણી વિચાર, વાણી અને સંગઠનની સ્વતંત્રતા સમસ્ત પ્રજાને હતી તેનો લાભ પોતાના ઉધ્ધાર માટે જ્યારે શ્રમજીવી વર્ગોએ લેવા માંડયો ત્યારે જ સ્વતંત્રતાને મોઢે તાળું મારવામાં આવ્યું છે. વાંચકો સમજી શકશે કે ફેસીઝમના બચાવની આ દલીલ નથી. પણ એ યાદ રાખવું કઠાપણભર્યું થઈ પડશે કે તે તે દેશોની માનવતાના સારા જેવા ભાગના ટેકાથી જ સમગ્ર માનવતાની રાજકીય અને સામાજીક સ્વતંત્રતાને કચડી નાખવામાં ફેસીસ્ટો સફળ થયા છે. આનું કારણ એ જ છે કે તે તે દેશોના મુડીવાદીઓને પોતે માંડેલા આર્થિક શોષણના સત્રમાંથી ભૂખમરાનો જે રાક્ષસ પ્રગટયો છે તેની સામે સરમુખત્યારોના પોલાદી બાહુઓનું રક્ષણ લેવાની ફરજ પડી છે. પોતાની આર્થિક લુંટ સજીવન રાખવા માટે એ લોકોએ અમુક અંશે પોતાની અને સંપૂર્ણપણે પોતાના વિરોધી વર્ગની રાજકીય અને સામાજીક સ્વતંત્રતા પર કાપ મુકાવ્યો છે. આ સ્થિતિ માનવતા માટે નીચું જોવરાવનારી છે એ વાત તદ્દન સાચી છે, પણ તે જ સાથે મુડીવાદી સમાજરચનાની પોકી સ્વતંત્રતા પણ મહાવિનાશક બની ચુકી હતી એ વાત ભૂલવાની જરાએ જરૂર નથી. મુડીવાદીઓનું લોકશાસન એ વર્ગ માટે સ્વતંત્રતા બક્ષનારું હતું. શ્રમજીવીઓ માટે તો એ લગભગ સેરમુખત્યારી રૂપ જ હતું.

આટલું સત્ય જો બરાબર સમજાયું હોય તો 'સામ્યવાદ' અને 'ફેસીઝમ બન્નેને એક છાબડે જોખવામાં શ્રી. મુન્શી પોતાનું કેવું અજ્ઞાન જાહેર કરે છે તે સ્પષ્ટ થયા વીના રહેશે નહી. ખરી વાત છે કે જગતના કોઇ પણ દેશમાં આજે સામ્યવાદી સમાજવ્યવસ્થા હસ્તી ધરાવતી નથી. એ પણ સાચી વાત છે કે ઈટાલી, જર્મની, ઓસ્ટ્રીઆ વગેરે દેશોમાં જેમ આજે સરમુખત્યારી છે તેમ સોવીએટ રશીઆમાં પણ આજે સરમુખત્યારી છે. પણ શબ્દોના એ સામ્યથી છેતરાઈ જવાનું શ્રી. મુન્શી જેવા એક વિદ્વાનને છાજતું નથી. સમજવા જેવી વાત એ છે કે ફેસીસ્ટો જ્યારે સરમુખત્યારી સ્થાપે છે ત્યારે તેઓ મુડીવાદી વર્ગની સ્વતંત્રતા પર પણ સારે જેવે અંશે કાપ મુકે છે જ્યારે રશીઆમાં આવેલી શ્રમજીવી

ઓની સરમુખત્યારીનું સ્વરૂપ તદ્દન જુદું જ છે. એ સ્ટેલીનની કે સામ્યવાદી પક્ષની સરમુખત્યારી નથી. શ્રમજીવીઓનું એ સાચુ લોકશાસન છે–મુડીવાદીઓની પાર્લામેન્ટો કરતાં પણ વધારે સજીવ. એ સરમુખત્યારી છે તે તો માત્ર શ્રમજીવીઓના વિરોધી વર્ગ પુરતીજ. અને એ મુડીવાદી વર્ગ માત્ર શ્રમજીવીઓનો જ નહી પણ સમગ્ર માનવતા–જેમાં મુડીવાદીઓ પોતાનો પણ સમાવેશ થઇ જાય છે–નો દ્રોહી છે એવી સોએ સો ટકા ખાત્રી સામ્યવાદીઓને થઇ ગયેલી હોવાથીજ એ વિરોધી વર્ગ પ્રત્યેની તેમની સરમુખત્યારી અત્યંત ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે. શ્રી. મુન્શી જો મુડીવાદીઓનાં લોકશાસનથી સુચીત થતી સમાજવ્યવસ્થાને સ્વતંત્રતાની પોષક ગણતા હોય તો સોવીએટની સમાજવ્યવસ્થાને એથીએ વધારે મહાન સ્વતંત્રતા પોષક તરીકે એમણે સ્વીકારવી જ જોઇશે. આ કારણથી 'ફેસીઝમ" અને "સામ્યવાદ"ને તેઓ એક છાબડામાં ન જ મુકી શકે.

**શ્રી. મુન્શી કહે છે કે** "માનવા એ જીવન પ્રવૃત્તિનું ધ્યેય નથી રહ્યા પણ સાધન બનતો જાય છે." શ્રી. મુન્શીની આ માન્યતા પોતાની અતિવ્યાપકતાને લીધે અર્થહીન બની જાય છે. આપણે શ્રી. મુન્શીને પુછીએ કે જીવન પ્રવૃત્તિનું ધ્યેય માનવ હતો એ કયા દેશમાં અને ઇતિહાસના કયા વારામાં? ઇતિહાસના કયા કાળે ચોક્કસ માનવસમુહમાં એવી ઉચ્ચત્તમ સામાજીક અસ્મીતા પ્રગટી હતી? મને ભય છે કે શ્રી. મુન્શી એવો જવાબ આપશે કે એમનાં આર્યજીવનના ઉષઃકાલમાં. એ વખતેજ આર્યોના બાપદાદાઓએ 'લોકસંગ્રહ'ની ભાવના આગળ ધરી. આ જવાબ શ્રી. મુન્શીનો ન હોય એમ હું ઇચ્છું છું. આનાથી કંઇક વધારે બુદ્ધિવાળો અને ચોક્કસ જવાબ એમની પાસેથી મેળવવાની આશા હું રાખું. કેમ કે ઉપર પ્રમાણેના જવાબ માટે ઉપનિષદો અને ગીતાના આધાર ભલે મળે પણ ઇતિહાસ એમને યારી નહિં આપે. "લોકસંગ્રહ"ની ભાવનાને ઉપનિષદ કાળના લગભગ અંત ભાગમાં અને સુત્રકાળની શરૂઆતના વખત પહેલાં ગીતામાં તે ચોક્કસ સ્વરૂપ સાંપડયું છે. હવે એ વખતની સમાજવ્યવસ્થા શી હતી તે જરા સમજી લેવાની જરૂર છે.

આર્યો જ્યારે હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે તેમના નાયકો પાછળથી જેઓ બ્રાહ્મણો બન્યા તેઓ જ ઘણું ખરૂં હતા. એ વખતે એ લોકોનું જીવન Primitive Communism પ્રાથમીક આદિકાળના સામ્યવાદ જેવું હતું. પણ એ જ આર્યો હિન્દુસ્તાનના મુળ વતની અનાર્યો–જેમો tribal–ટોળાંઓનું જીવન જીવતા હતા તેમને માટે સામ્રાજ્યવાદીઓ હતા. એ અનાર્યોની સાથે અનિવાર્ય રીતે અથડામણમાં આવતાં તેમનું એ સામ્યવાદી સ્વરૂપ તુટી પડયું. કેમ કે સામાજીક ઉત્ક્રાન્તિની દ્રષ્ટિએ એમની વ્યવસ્થા વધારે પ્રગતિશાળી હતી. ખોરાક અને રક્ષણ મેળવવાને ભટકતા આવેલા આર્યો એ અનાર્ય જાતો માટે પોતાના પ્રદેશો પર નાહક આક્રમણ કરનારા હતા. આર્યો પાસે રક્ષણ અને લડતનું એક વધારે સારૂં સધન હતું–અગ્નિ. તેનાથી તેઓ અનાર્યો સામે વિજયી બનતા ખરા. પણ પેલાઓની ઉચ્ચતર સામાજીક વ્યવસ્થાને લઇને આર્યોના વિજયો પણ પરાજયો જેવા નીવડતા. દાશરાજ્ઞ પહેલાં આર્યોના અમુક ભાગોએ એ ટોળાંઓ સાથે સમા-

ધાન સાધવા માંડયાં હતાં. એક તરફ આદિકાળના સામ્યવાદના ઉપાસક વશિષ્ટ અને તેમના આર્યો અને બીજી બાજુ વધારે કાર્યદક્ષ સમાજવ્યવસ્થા-Tribal form-ના પક્ષકાર વિશ્વામીત્ર અને તેમના મદદગાર દસ્યુઓના એ વિરોધી પક્ષો વચ્ચે દાશરાજ્ઞ ખેલાયું. તેમાં નૈતિક વિજય આર્યોનો થયો: ભૌતિક તેમની વિરોધી મીશ્ર જાતિનો. પરીણામે બ્રાહ્મણો અરણ્યોમાં લાગ્યા. આદિ સામ્યવાદીઓએ પોતાની એ વ્યવસ્થામાં જે માનસીક ઉત્કર્ષની શકયતાઓ ભાળી હતી તેની ઉપાસના કરવા તેમણે વન વહાલાં કર્યાં, અને ભૌતિક ઉત્કર્ષ સાધવા માટે પોતાના વિરોધીઓને મેદાન મોકળું કરી આપ્યું. પ્રદેશની વિશાળતા, અને કુદરતની કુબેરીયતને લીધે અમુક વર્ગને એ પ્રમાણે અલગ રહી પોતાનો ધાર્યો વિકાસ સાધ્યે જવાનું તે કાળના હીંદમાં શકય હતું. અને ભૌતિક ઉત્કર્ષના ઉપાસકોને પણ એ બ્રાહ્મણોના માનસીક ઉત્કર્ષને માટે માન હોવાથી પોતાના માર્ગમાં તેઓ વિઘ્નરૂપ ન બને તો ભૌતિક રીતે બીનજોખમકારક એ લોકોને માન અને શાંતીપૂર્વક રહેવા દેવા એટલુંજ નહિ પણ જરૂર પડયે તેમનું રક્ષણ કરવું એવી પરસ્પર સમજુતી એ કાળમાં થઇ લાગે છે. બ્રાહ્મણો અને રાજન્યોના ભાગ એ એ રીતે પડયા લાગે છે.

આવી જાતના એ બ્રાહ્મણોમાં General development of the Community-લોકસંગ્રહની ભાવના પ્રગટે એમાં જરાએ નવાઈ નથી પણ તેમની એ ભાવના તેમના પુરતી જ રહી હતી. અન્ય લોકો—રાજન્યોને તેમના એ વેદીઆવેડા ગમે તેમ નહોતું. કારણ કે આર્યો અને અનાર્યોના રાજ્યકર્તા—સત્તાશાળી વર્ગો એક થઈ ગયા હતા અને અનાર્યોના પણ અમુક મોટા ભાગને તો એ લોકોએ દાશરાજ્ઞ પછી જે—feudal aristocracy —જાગીરદારશાહી બાંધવા લાગી તેના— serfs-ગુલામ ખેડુતો તરીકેજ રાખવા માંડયા. તે પછીથી છેક મહાભારત વખતે— જ્યારે કૃષ્ણે લોકસંગ્રહની ભાવના બહુ જ સ્પષ્ટ રીતે આગળ ધરી ત્યારે—ખેતી અને તેને અંગે નાનો સુનો વેપાર એટલા પ્રમાણમાં આગળ વધી ગયો કે પોતે ઇશ્વિર હોવાનો દાવો કરનાર પુરૂષ કૃષ્ણે ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા પર ભાર મુકયો અને તે સાથેજ લોકસંગ્રહની પણ ઘોષણા કરી. હવે સામાન્ય અક્કલથી વિચાર કરી જોઇએ કે જે શુદ્રોને દ્વીજ સમાજની સેવા કરવાનું જ ફરમાવવામાં આવ્યું હતું તેનું ભલું તમે શું કરવાના હતા? એટલે ખરી વાત તો એ છે કે એ લોકસંગ્રહ માત્ર ત્રણ વર્ણો— આર્યો પુરતોજ સમાઇ જતો હતો. આજે જેમ શ્રી. મુન્શીનો લોકસંગ્રહ બાર એસોસીએશન અને સાહીત્ય સંસદના ઉત્કર્ષમા સમાઇ જાય તેમ.

ઇતિહાસની વિચીત્રતાને લીધે હીન્દમાં આમ બે પ્રકારની સમાજવ્યવસ્થા લાંબો વખત સુધી સાથોસાથ ચાલુ રહેલ છે અને તે કારણથી એ બન્નેના ઘણી વખત પરસ્પર વિરોધી આદર્શો સમગ્ર હીન્દી પ્રજાના આદર્શો હતા, અને એમાંના બધાએ ઉચ્ચ આદર્શો અમલમાં મુકવામાં આવતા હતા એવી ભ્રમણા આજે પણ લોકોમાં પ્રચલીત કરતાં પહેલાં સો વાર વિચાર કરવાની જરૂર છે. "ઐતિહાસીક ભૌતીકવાદની દ્રષ્ટિએ હિન્દનો ઇતિહાસ" એ વિષય પર એક પુસ્તક લખવાનું સાહિત્ય આજે હું એકઠું કરી રહ્યો છું, એ વીચારણાને અંગે મને આ વિચારો સુઝેલા છે અને તે જેવા છે તેવા અહીં રજુ કર્યા છે, આમાં

કાંઇ સ્ખલન હોય તો સમાજશાસ્ત્રનો અભ્યાસ ધરાવનારા વાંચકો મારૂં ધ્યાન તે તરફ ખેંચશે એવી હું આશા રાખું છું. પરંતુ જો આ મારી વિચારસરણી સાચી હોય તો ઇતિહાસના એ વારામાંયે માનવ-જીવન પ્રવૃત્તિનું ધ્યેય નહોતો એમ સાબીત થાય છે. તે પછીના કોઇ જમાનામાંયે માનવ–બે પગ ધરાવનાર બુદ્ધિવાળું દરેક પ્રાણી–જીવન પ્રવૃત્તિનું ધ્યેય બનેલ નથી એમ બતાવવાનું કામ મુશ્કેલ નથી. જ્યારે એમ કહેવામાં આવે છે કે માનવ-જીવનપ્રવૃત્તિનું ધ્યેય છે ત્યારે રાજ્ય કરનાર વર્ગનો દરેક માનવ જીવનપ્રવૃત્તિ–પોતાની અને બીજાની–નું ધ્યેય છે એમ જ સમજી લેવાનું છે અને તે સ્થિતિ તો આજે પણ છે.

**આ** વિસ્તૃત ચર્ચાનો સાર એટલો જ છે કે લોકસંગ્રહનો આદર્શ એકલાં હીન્દમાં જ નથી જન્મ્યો. અન્ય સ્થળોએ પણ તે ગવાયો છે. માનવતામાં રહેલી ઉંચામાં ઉંચી સ્વરક્ષણ અને સ્વવિકાસની આકાંક્ષાનું ડાહ્યામાં ડાહ્યું એ સૂત્ર છે પણ આજની ઘડી સુધી જગતના ઇતિહાસે વિકાસનો જે માર્ગ લીધો છે તેને અંગે એ સુત્રને જીવનમાં ઉતારવાનું શક્ય ન હતું. આજે સામ્યવાદ એ જ હીમાયત કરી રહ્યો છે અને તે વ્યવહારૂ પણ બન્યો છે. કારણ કે ઉત્પાદનનાં સાધનો આજે એટલાં વિપુલ બન્યાં છે કે માણુસને જીવવાને માટે અને સ્વરક્ષણને માટે કુદરતની દયા પર આધાર રાખવાની જરૂર નથી રહી. મી૦ મુન્શીની સંસ્કૃતિની ભાવના વિષે વિવેચન કરતાં આ વીષય મારે ફરીથી હાથ ધરવાનો રહેશે એટલે આ લેખાંકમાં તો એટલું જ કહીને વિરમું છું કે આર્યોની લોકસંગ્રહની ભાવના તો જંગલોમાં પડી રહેતા કેટલાક આદર્શજીવીઓનું માત્ર સ્વપ્નું જ હતું. એ ભવ્ય હતું એ ચોક્કસ, અને જો આજ પણ મી૦ મુન્શી એને વળગી રહેવા માગતા હોય તો હું એમને અભીનંદન આપીને એ લોકસંગ્રહ સાધવાનો કોઈ વ્યવહારૂ માગ સુચવવા આમંત્રણ આપીશ. હું બીએ ણુપજાણું છું કે લોકસંગ્રહનો કોઇ સાચો ઉપાય સુચવવા તેઓ બહાર પડવાના નથી, કેમકે જો તેઓ એ વીષે મક્કમ હોય તો સામ્યવાદ પ્રત્યે આજે તેઓ જે અણુ જ સુગ ધરાવે છે તે તેઓ નજ ધરાવતા હોય.

શ્રી. મુન્શી જો જરા વધારે બારીકીપૂર્વક અભ્યાસ કરવાની તસ્દી લેશે તો એમને માલુમ પડશે કે આજના જમાનાના સાચા બ્રાહ્મણો–લોકસંગ્રહના સાચા અને વ્યવહારૂ ઉપાસકો તો માત્ર સાચા સામ્યવાદીઓ જ છે બાકીના બીજા તો બધા ઢોંગી અથવા મુર્ખાઓ છે.

**પરંતુ** સામ્યવાદ શબ્દનું તો ઉચ્ચારણ થતાં પણ શ્રી. મુન્શી લાલપીળા થઈ જાય છે એટલે જગત ઉધ્ધારના એ માર્ગની અવગણના કરીને આદર્શોના પ્રચારથી જગતના ઉદ્ધારની જે ભાવના તેમણે રજુ કરી છે તે સંબંધી થોડુંક વીવેચન કરી લેવાની આવશ્યકતા રહે છે. શ્રી. મુન્શીનાં ભાષણના જે ભાગની ચર્ચા અહીં હાથ ધરવામાં આવે છે તેમાં મારી સમજ પ્રમાણે મુખ્ય ત્રણ મુદ્દાઓ છે. (૧) આર્યોના આદર્શવાદ વીના જગતનો ઉદ્ધાર નથી, (૨) આર્યત્વનો પાયો યમ અને નિયમ પર રચાયો છે અને યોગનાં શાંતિ અને સ્વાતંત્ર્યમાં તેનું (આર્યત્વનું) સાફલ્ય સમાયું છે અને (૩) આર્ય સંસ્કૃતિનો મૌલિક આદર્શ સદેહે અપૂર્વતા પ્રાપ્ત કરવાનો છે.

" જુલ્મથી દલીત જગતને આર્ય આદર્શ વીના બીજું આશ્વાસન નથી" એ શ્રી. મુન્શીની દલીલ સ્વીકારી લેવામાં વાંધો નથી પણ "પશ્ચિમના જડવાદથી ગ્રસ્ત માનવજાતીને આપણા આદર્શવાદ વિના બીજો ઉધ્ધાર નથી" એમ તેઓ કહે છે ત્યારે એ કથનમાં રહેલી અસ્પષ્ટતા સ્પષ્ટ કર્યા વિના તેને સ્વીકારી લેવાનું અશક્ય બને છે. શ્રી. મુન્શી આગળ સ્પષ્ટ કરે છે તેમ "આર્ય સંસ્કૃતિનો મૌલિક આદર્શ સદેહે અપૂર્ણતા પ્રાપ્ત કરવાનો"–"દેવત્વ પામવાનો"-અમરત્વ મેળવવાનો છે. જગતમાં આદિ સામ્યવાદી સમાજવ્યવસ્થા નાબુદ થઇ અને વર્ગોમાં વહેંચાએલી સમાજ-વ્યવસ્થા દાખલ થઈ ત્યારથી તે છેક આજ સુધી વર્ગવ્યવસ્થાના અન્યાયોની ભોગ બનેલ માનવતા માટે અપૂર્ણતા–દેવત્વ–અમરત્વ–પામવા માટેનાં વલખાં અને આંધળી શ્રધ્ધા જ આશ્વાસન રૂપ બન્યાં છે. ધર્મસંસ્થાની ભવ્ય ઇમારતનો પાયો એ આશ્વાસનની જરૂરીઆતોથી પોતાને વંચિત રાખનાર માનવ અને અમાનવ બળો સામે દલીત જનતાનાં ઐતિહાસીક નપુંસકત્વમાંથી–એ જરૂરીઆતોને ભાવનામાં પૂર્ણ કરવાની જરૂરીઆત+આશ્વાસનની જરૂરીઆત–માંથી ધર્મની સંસ્થા જન્મ પામી. મારો એક સદ્‌ગત મીત્ર કહેતો તેમ જગતનો પ્રથમ શેખચલ્લી ધર્મસંસ્થાઓનો સ્થાપક બન્યો. જીવનની જરૂરીઆતોથી પોતાને વંચિત રાખનાર કોઇ લોકોત્તર–Super human-સત્તા છે તેથી તે સત્તા સામે બાથ ભીડવા કરતાં તેને ફોસલાવી મનાવીને, લાંચો આપીને–પ્રાર્થનાઓ અને માનતાઓ કરીને–તે મેળવી લેવાને માટે મથવું અને તે ન મળે તો જે દેખીતી રીતે અનિવાર્ય છે તે સારાને માટેજ છે એમ માનતા થઇ જવું.–grapes are savour–પેલાં શીયાળની ખાટી દ્રાક્ષના જેવી પોતાની જાતને પ્રરિદ્યપૂર્વક છેતરવાની કળા શીખવી–એનું નામ આશ્વાસનવાદ–ઇશ્વિરવાદ–ધર્મ. આ આત્મપ્રતારણ–self-deception-થી આશ્વાસન મેળવવાની પ્રથા એશીઆમાં અને ખાસ કરીને હિંદમાં ઘણી વહેલી અને ઘણાં વધારે પ્રમાણમાં સંચરી છે અને તેથી તેને આર્ય આદર્શ તરીકે આગળ ધરવામાં આવતી હોય તો તે સ્વીકારી લઇને આજનાં "જુલ્મોથી દલીત જગત"ને એના વીના "બીજું આશ્વાસન નથી" એમ કહેવામાં આવતું હોય તો તે સ્વીકારવા સામે વાંધો ન હોઈ શકે. કેમકે આશ્વાસન લેવાનો તો એ એક જ માર્ગ હોય.

આર્યોમાં–પાછળથી મુસ્લીમો અને જે બીજા પરદેશીઓ હિન્દમાં આવ્યા તે બધામાં પણ–આ ખરાબ લત બહુ વ્હેલાસર પડી ગઇ તેનું કારણ કાર્લ માર્કસ એક જગ્યાએ બહુ સરસ રીતે આપે છે. તેઓ એને માટે ભૌગોલીક કારણો–આબોહવાને ખાસ જવાબદાર ગણે છે. માર્કસ કહે છે. "......they owe it to their climate, the men of South being possessed of less wants and of more imagination than the men of the North." યુરોપ, અમેરિકા, રશીઆ વગેરે દેશોની પ્રજા તે તે દેશોની આબોહવાનાં કારણસર વધારે પ્રવૃતીશીલ હોય છે–હીન્દ વગેરે ઉત્તર ધ્રુવના દક્ષીણ ભાગમાં આવેલા દેશોની પ્રજા વધારે ચીંતનશીલ હોય છે. પેસીફીક સમુદ્રના દક્ષીણના ટાંપુ-

ઓના વાસીની માફક હીન્દના આર્યે-બ્રાહ્મણે-ફળ અને મુળથી પોતાનો પેટનો ખાડો પુરવાની જોગવાઇ કરી આપતી કુદરતની વચ્ચે વધારે પોપણ અને રક્ષણ મેળવવા માટે કુદરત સામે બથોડાં ભરવાનું માંડી વાળી, બપોરના પ્રચંડ અને સુમસામ તાપની અંદર ઘટાદાર ઝાડના છાયા નીચે અથવા શીળી પર્ણકુટીમાં પડયાં પડયાં નીરભ્ર આકાશમાં ઉંચે ઉંચે ઉડતાં ગીધ કે સમળીઓની માફક પોતાની કલ્પનાને અપરીમીતતાઓના પ્રદેશમાં મૃગજળો રચવાને વ્હેતી મુકી દીધી. પોતાની જરૂરીઆતો ઓછામાં ઓછી રાખવી અને બહારની દુનીઆમાં શું બને છે તેની દરકાર ન રાખવી એ ખાસીઅત હીંદુસ્તાનના છેલ્લા ત્રણ હઝાર વર્ષના ઇતિહાસના મુળમાં રહેલી છે. પણ આર્યોના એ જીવન પ્રકારે તેમને યારી નથી આપી એમ આજે આપણે નજરે જોઇ રહ્યા છીએ. ઇતિહાસની કુચકદમે આર્યોની સંસ્કૃતિની ભાવનાને જુઠ્ઠી ઠરાવી છે. એ નુકશાનકારક સ્વપ્નશીલતા છે એમ સાબીત કર્યું છે. ઇતિહાસે એમ બતાવ્યું છે કે સંસ્કૃતિ સ્વપ્નશીલતામાં નહી પણ કુદરત પર વિજય મેળવવામાં સમાએલી છે. આ ઉપરથી એટલું સ્પષ્ટ થશે કે આર્યોનો આદર્શવાદ જો ઉપલા આશ્વાસનવાદમાં સમાઈ જતો હોય તો તેને પશ્ચીમની પ્રજા તો મંજુર નહિં જ રાખે એટલુંજ નહી પણ એ વાદને જ્યાં સુધી હિંદીઓ વળગી રહેશે ત્યાં સુધી તેમના ઉગારાની પણ કાંઈ આશા નથી.

ઉપલો મુદ્દો જો સમજાયો હશે તો "પશ્ચીમના જડવાદથી ગ્રસ્ત માનવજાતીને આપણા આદર્શવાદ વીના બીજો ઉદ્ધાર નથી" એવો મી૦ મુન્શીનો દાવો તદ્દન નીરર્થક લાગ્યા વીના રહેશે નહી. "જડવાદ" શબ્દની સામે વિરોધી તરીકે "આદર્શવાદ" શબ્દને શ્રી. મુન્શી મુકે છે તે પરથી હું એમ માનું છું કે "આદર્શવાદ" શબ્દ તેઓ-Idealism-બ્રહ્મ-ઇશ્વરવાદના અર્થમાં-ઉપર જણાવેલા આશ્વાસનવાદના અર્થમાં-વાપરે છે. જો આ અર્થ બરાબર હોય તો મી૦ મુન્શીનો દાવો તદ્દન પોલો છે એમ ઉપર બતાવવાનો પ્રયાસ કરાયો છે. નહીં તો આદર્શવાદનો બીજો અર્થ પણ થઇ શકે છે. માનવતાના સમગ્ર જીવનમાં જે ઉણપો હોય તે પુરવાના ઉપાયનું ચિંતન કર્યા કરવું, એ જડે ત્યારે તેના પરથી વ્યવહારૂ યોજના ઘડી કાઢવી અને એ યોજનાને અમલમાં આણવા માટે-ભોગોની પરવા કર્યા વિના-પ્રયત્નશીલ બનવું એનું નામ પણ આદર્શવાદ કહેવાય છે. અને તટસ્થપણે વિચાર કરતાં જણાઇ આવશે કે પોપટની માફક લોકસંગ્રહની વાતો કરનારા હાલના આર્યો કરતાં એ આદર્શવાદના ભેખધારીઓ પાશ્ચિમાત્ય લોકોમાં ઘણાં વધારે પ્રમાણમાં હોય છે. જો શ્રી. મુન્શીને આ પાછલો અર્થ મંજુર હોય તો તેમની સાથે વિવાદનું કારણ રહેતું નથી. પણ જો એ અર્થ એમને નામંજુર હોય તો તેઓ એને "જડવાદ"ની સામે મુકત નહિં.

પોતાના હવાઇવાદને લોકભોગ્ય બનાવાના ઉદ્દેશથી તેની સામે જડવાદને મી૦ મુન્શી મુકતા હોય તો તેમને જણાવવું રહ્યું કે આ જાતનાં શબ્દછળથી લોકો છેતરાય એ દિવસો ગયા છે. પાશ્ચિમાત્ય લોકો જડવાદી છે એટલે અચેતનવાદી છે એમ માનવા મનાવવાના દિવસો હવે

વહી ગયા છે. જે પક્ષનો સામનો કરવાનો હોય તેની સાથે પણ પ્રમાણીક બનવું જોઈએ એ સિદ્ધાંત જો શ્રી. મુન્શીને માન્ય હોય તો તેઓએ પશ્ચીમનાં–Materialism ને જડવાદ તરીકે નહી પણ ભૌતિકવાદ તરીકે ઓળખાવવું જોઈતું હતું. કારણ કે ભૌતિકવાદમાં ભૂતોની સ્વભાવસિધ્ધ ચૈતન્યમયતા—Motion નો જે વિચાર રહેલો તે જડવાદમાં નથી. ઉપરાંત ઇશ્વર અથવા આદર્શવાદીઓ બુદ્ધિ, મે, પ્રજ્ઞા, પ્રતિભા વગેરે જે માનસીક psychc શક્તિઓને ઇશ્વરી અંશ તરીકે ઓળખાવે છે તેની પણ ભૌતીકવાદીઓ અવગણના નથી જ કરતા એટલું જ નહીં પણ તેઓ પ્રયોગો સહીત એ સાબીત કરી બતાવે છે કે ચૈતન્યમય ભૂતોનું એ એક કાર્ય–function–છે.

આ જગ્યાએ એ ચર્ચાને માટે સ્થાન નથી પણ શ્રી. મુન્શીની જો ઇચ્છા હશે તો ભવિષ્યમાં તેમની સામે એમ સાબીત કરવાને પ્રયત્ન હું કરીશ કે શ્રી. મુન્શી જેની વાતો કરે છે તેવા હવાઇવાદથી નહિ પણ પશ્ચીમના એ ભૌતિકવાદે ઉભા કરેલ આદર્શ—સામ્યવાદ—અને તેને વ્યવહારમાં મુકવા માટે જરૂરી ઐતિહાસીક અને કાર્યપદ્ધતિ વિષયક વીચારસરણીથી બનતા એ આદર્શવાદ વીના માનવતાનો ઉધ્ધાર નથી.

હમણાંહમણાં કાર્લ-માર્કસ જગતના મુડીવાદીઓનાં મગજમાં જેમ રમી રહ્યો છે તેમ શ્રી. મુન્શીનાં મગજમાં પણ રમી રહ્યો લાગે છે. અને તેથી આર્ય આદર્શોની અજવાળીયાં જેવી વાતો–mooning–કરતાં અપ્રાસંગિક રીતે બીજા કોઈ તત્વજ્ઞાનીને નહી અને કાર્લ માર્કસને જ વચ્ચે લાવવાનું મન એમને થઈ જાય છે. શ્રી. મુન્શી કહે છે: "માર્કસને સૃષ્ટિક્રમમાં અર્થવાદ વીના બીજું કાંઈ જણાયું નહી." આ કથન ફરીને એકવાર, માર્કસવાદ સાથે મી૦ મુન્શીના અત્યંત ઓછા પરિચયના પુરાવારૂપ બની રહે છે.

માર્કસવાદના પ્રાથમીક અભ્યાસી પણ એટલું તો બરાબર સમજે છે કે માર્કસની વિચારસરણી અર્થવાદને નામે નહી પણ સમાજવાદને નામે ઓળખાય છે, અને તેની એ વ્યાખ્યા તદ્દન વ્યાજબી છે. પારકે પરસેવે તાલેવંત બની જનાર સામાજીક ચોરોની અંદર અંદરની તકરારોમાં દલાલી કરી તેમાંથી લલચાવનારી આવક કરવાની પ્રવૃત્તિમાં રચ્યાપચ્યા રહેલા શ્રી. મુન્શીજીએ તે 'આદર્શવાદી' પ્રવૃત્તિમાંથી જરા અવકાશ મેળવી માર્કસવાદનો જરા સંભાળપૂર્વક અભ્યાસ કરવાની તસ્દી લીધી હોત તો તેમને એ સમજાઇ જાત કે માર્કસ અને માર્કસવાદીઓને સૃષ્ટિક્રમમાં બધે આર્થિક નિર્માણવાદ Economic Determinism-નાં નહિ પણ સામાજીક નિર્માણવાદ-Social Determinism-નાં જ દર્શન થાય છે. આટલું સમજ્યા પછી માર્કસવાદમાં આર્થિક તત્વ–Economic Factor–ને ઘણું જ પ્રાધાન્ય અપાય છે તે વાતનો સ્વીકાર કરવામાં હરકત નથી. જો જીવતા રહેવું એ પ્રાણી માત્રની પ્રવૃત્તિનો પ્રાથમીક હેતુ છે એમ શ્રી. મુન્શી સ્વીકારતા હોય તો માનવીની વ્યક્તિગત તેમજ સામાજીક પ્રવૃત્તિઓનાં મુળમાં આર્થિક કારણોને શોધવાં અને તેની ભાવી વ્યવસ્થામાં આર્થિક તત્વને મહત્વ આપવું જ જોઇએ એ વાતની ના તેઓ ન જ પાડી શકે. માર્કસના સામાજીક નિર્માણ-

વાદમાં પ્રાણી માત્રની પ્રવૃત્તિના બીજા એવા સર્વવ્યાપક હેતુ જાતીય ઇચ્છા Sex instict —ને જોઇએ તેટલું મહત્વ નથી અપાયું એમ હું અંગત રીતે માનું છું, પણ જાતીય ઇચ્છા એ જીવનનું એક કાર્ય છે અને માનવપ્રવૃત્તિના સરવાળામાં તેનો ફાળો ગૌણુ છે એ વસ્તુ ધ્યાનમાં રાખીએ અને અમુક અંશે એ મુદ્દો માર્કસના સામાજીક નિર્માણવાદમાં ધ્યાનમાં લેવાયો છે એ વસ્તુ ધ્યાનમાં રાખીને સહુ કોઈ બરાબર સમજી લે કે સમાજવાદ અર્થ-વાદથી ઘણી જુદી જ વસ્તુ છે અને એ સમાજવાદમાં શ્રી. મુન્શીને અત્યંત પ્રિય થઇ પડેલાં યમ, નિયમ અને સદેહે અપૂર્વતા પ્રાપ્ત કરવાના અભીલાષોને માટે પુરતો અવકાશ છે એ વાતની શ્રી. મુન્શી અને બીજા બધા નોંધ લે એમ હું ઇચ્છું છું.

હવે એક જ મુદ્દો બાકી રહે છે: શ્રી. મુન્શીએ કહ્યું છે; "જ્યારે પાશ્ચાત્ય જડવાદ સ્ટેલીન, મુસોલીની અને હીટલર દ્વારા માનવ વ્યક્તિનું ગૌરવ કચરી રહ્યો છે, ત્યારે આર્યોના આદર્શો ગાંધીજી દ્વારા દલીતોને માનવની પ્રતિષ્ઠા અપાવી રહ્યા છે" આટલું કહીને શ્રી. મુન્શી એમ જાહેર કરે છે કે આર્યત્વનો આત્મા સ્પૃસ્યાસ્પૃસ્યતામાં નહી પણ માનવ અભેદમાં રહેલો છે કેમકે એમ ન હોય તો "ગોગસુત્ર અને ગીતા બન્નેમાં રહેલા સિદ્ધાંતો ભયંકરમાં ભયંકર જુઠ્ઠાણાં છે"

આ બે વચ્ચે વચલો રસ્તો શ્રી. મુન્શીને દેખાતો નથી. શ્રી. મુન્શીને હું જણાવીશ કે તમને વચલો રસ્તો દેખાતો નથી કારણ કે તમારી દ્રષ્ટિ ઇતિહાસપુનિત નથી. માર્કસવાદ એમ કહે છે કે માનવતા પોતાની સામે એવો આદર્શ કદી પણ ઉભો કરતી નથી કે જે ચરિતાર્થ કરવાનું એની શક્તિની બહાર હોય. પરંતુ એ એમ નથી જ કહેતો કે દરેક આદર્શ તાત્કાલિક રીતે સિધ્ધ થઇ થઇ શકે તેવા હોય છે. કુદરત અને સમાજનાં બળોના પ્રવાહોની દીશાનું જેને બરાબર ભાન થયું હોય છે એવા દરેક આદમી દરેક પયંગબર—ને ભાવી માર્ગનો ખ્યાલ આવી જાય છે—તે કવી—દીર્ઘદર્શી બને છે. કોઇની દ્રષ્ટિ લાંબી, કોઇની થોડી ટુંકી હોય છે. પરંતુ એ દ્રષ્ટિ જે ભાવિ-નીર્માણને શબ્દમાં જાહેર કરે છે તે ખોટું ન હોય. પણ તે સિદ્ધ થતાં પહેલાં જમાનાઓ વીતી પણ જાય. એટલે એ વચ્ચેના જમાનાઓ દરમ્યાન વાસ્તવીક વ્યવહારને ત્રાજવે જોખતાં એ આદર્શો ભયંકર જુઠ્ઠાણાંઓ જ માલુમ પડે. શ્રી. મુન્શીને ન દેખાતો વચલો માર્ગ આ છે. ગીતા અને યોગસુત્રના સિધ્ધાંતો રચાયાને આજે કમમાં કમ બે હઝાર વર્ષ થવા આવ્યાં, તેટલા કાળ સુધી એ સિધ્ધાંતોના ભજનો થયા છતાં આજે નક્કર વાસ્તવિક સ્થિતિ તો એ જ છે કે બાવીસ કરોડ હિંદુઓમાં લગભગ ૭ કરોડ દલીત અને અસ્પૃશ્ય છે. તેમને સામાજીક મેડીનાં પગથીઆં ચડવાનો અધિકાર જ નથી. આ વસમી વાસ્તવિકતાને છાબડે જોખતાં યોગસુત્ર અને ગીતા ભયંકરમાં ભયંકર જુઠ્ઠાણાં છે એ વાતની કોણ ના પાડી શકે તેમ છે?

એ ભવ્ય સિધ્ધાંતો આમ જુઠ્ઠાણાં રહ્યા છે તેનું કારણ એ છે કે તેને અમલમાં મુકવાનાં સાધનો અને પ્રયત્નો આજ સુધીમાં હીંદીઓએ હાથ ધર્યાં નથી. સમાજશાસ્ત્રનો એક એવો સિધ્ધાંત છે કે દરેક સામાજીક પ્રવૃત્તિનું લક્ષ્ય તાત્કાલિક રીતે પ્રાપ્ત કરી શકાય એવું જ હોય છે.

માનવતા વચ્ચે અભેદ ત્યારે જ શકય બને કે એ અભેદ જીવનનાં એકેએક ક્ષેત્રમાં અમલમાં મુકવા જતાં કોઇ માણુસને પોતાની માનવ જરૂરીઆતોથી વંચિત ન જ રહેવું પડે. આવી સ્થિતિ ત્યારે જ આવે કે જ્યારે માનવજાતે કુદરતનાં બેદરકાર બળો પર પુરતો કાબુ મેળવ્યો હોય. આ રીતે જે યંત્રયુગથી મી૦ મુન્શી એટલા બધા ભડકે છે એ જ યંત્રયુગ માનવતાની અભેદવાળી સ્થિતિ શકય બનાવી રહ્યો છે. યંત્રોની મદદ વીના "લોકસંગ્રહ"ની મી૦ મુન્શીની ભાવના એક સ્વપ્ન જ રહેવાની.

ગાંધીજી આજે અસ્પૃશ્યતા નિવારણની પ્રવૃત્તિ હાથ ધરી રહ્યા છે તેનું કારણ એ છે કે–Serf labour–ખેતી વીષયક ગુલામી પર નભતી હીન્દની ગ્રામ્ય અર્થ-વ્યવસ્થા-Village economy-આજે તુટી પડી છે અને વધતા ઉદ્યોગવાદે –Free labour–ની જરૂરીયાત ઉભી કરી છે. શ્રી. મુન્શીને હું પુછું છું કે પશ્ચીમના દેશમાં ગુલામોની પ્રથ સામે બાથ ભીડનાર ગેરીસન અને લીંકનોને આર્યોના કયા આદર્શવાદે દોરવ્યા હતા? છતાં એ લોકો પણ માનવતાનાં ઉજળાં નામ પર એ બધું નહોતા કરી રહ્યા. પણ ખરું કારણુ તો એજ હતું કે એ વખતે તે તે દેશોમાં પણ ગુલામી મહેનત નહી પણ સ્વતંત્ર મહેનતની જરૂરીઅ ત હતી એટલે સામાજીક આદર્શોની સિધ્ધીનો માર્ગ સામાજીક જરૂરીઆત જ મોકળો કરે છે. આ વસ્તુ જો સમજવામાં આવી જાય તો બે હજાર વર્ષની ઉંઘ પછી એ જ આર્ય આદર્શો ગાંધીજી જેવા એક જ લાયક આદમી મારફતે પોતાનું પાણી બતાવી રહ્યા છે અને જગત ઉધ્ધારનો માર્ગ પણ સાથે બતાવી રહ્યા છે એવી સગવડભરી ભ્રમણા દૂર થશે.

ગાંધીજીની હરીજન પ્રવૃત્તી માટે મારો અભીપ્રાય આ પ્રસંગ પુરતો એટલો જ છે કે એ પ્રવૃત્તિનો સીધો હેતુ ઔદ્યોગીક સમાજની જરૂરીઆતની સમજણ ઉપર નહી પણ સડેલ હીન્દુ સમાજ-વ્યવસ્થાને ટકાવી રાખવાનો હોવાને લીધે એ પ્રવૃત્તિ સામટે સરવાળે સમાજને નુકશાનકારક નીવડશે–જેમ ગાંધીજીની અન્ય હેતુસરની રાજકીય પ્રવૃત્તિ નીવડી રહી છે તેમ.

સ્ટેલીન, મુસોલીની, હીટલર બધાને એક લાકડે બાંધવામાં શ્રી. મુન્શી કેવી ભૂલ કરે છે તે તો હું આગલા લેખાંકમાં બતાવી ગયો છું. એટલે અહીં એ વીષે વિશેષ કહેવાની જરૂર નથી.

ઇતિહાસના જે વારામાં હિન્દનો માનવ સમાજ જાતિભેદ અને આદિ સામ્યવાદમાંથી વર્ગવ્યવસ્થામાં સંક્રમણ કરતો હતો તે વખતનાં સાહિત્યનાં છુટાં છવાયાં અવતરણો લઇને તેમના અર્થ અને ભાવનાનું આરોપણ કરવાનો શ્રી. મુન્શીએ પ્રયત્ન કર્યો છે તે અનૈતિહાસિક અને આડે રસ્તે દોરવનારો છે અને વાસ્તવિકતા મેં બતાવવા પ્રયત્ન કર્યો છે એવી કંઇક જૂદા જ પ્રકારની છે તો આ લેખ લખવાનો પરિશ્રમ સફળ થયો લેખાશે.

# મીરાંબાઇ.......

—લેખક:—
—બાવચંદ માવજી વડેરા—

## સામ્પ્રદાયિક ઘેલછાપણા-થી થતા જીવનકલાના ક્રૂર હ્રાસની એક કરૂણ કહાણી

એ પહેલી જ રાતથી સરલાનો સહચાર મને અકારો થઇ પડયો. પહેલી રાત માટેની મારી અભિલાષાઓ સવારના પ્હોરનાં ગુલાબી સ્વપ્નની માફક ખરી પડી, અને હું ઉકળાટભર્યા નીરસ સંસારમાં આવી પડયો.

સરલા સ્ત્રી હતી, સુંદર હતી, ભણેલી હતી આથી તો એની રસિકતા ત્રેવડાવી જોઇએ. પણ મારા કમનસીબે એવું કાંઇ બન્યું નહિ. પહેલી જ રાત્રે એ મને કહેઃ

"અનિલકુમાર, હિંદુસ્તાનને સ્વરાજ્ય અપાવવા સ્ત્રીઓએ શું કરવું જોઇએ?"

"પતિસેવા." મેં કહ્યું.

"પતિ પ્રત્યે સ્ત્રીઓની ફરજ છે. પણ રાષ્ટ્ર પ્રત્યેની ફરજ એથી ય વધુ પવિત્ર નથી?" એણે ફરીથી દ્રઢતાથી પૂછ્યું.

"ફરજ તો આપણે સહુને માટે ઘણીયે છે. એમાંથી જેટલી અદા થાય તેટલી કરવી."

"પણ દેશ પ્રત્યેનો ધર્મ બધા જ ધર્મોનું બલિદાન માગે છે."

મેં કાંઇજ જવાબ આપ્યો નહિ. મારી વાણીમાં હું જવાબ ઉતારી શક્યો નહિ. સાચે જ એ સુંદર વિલાસભરી પૂર્ણિમાના તેજમાં રૂપે રમેલી રમણીના મ્હોંમાંથી કલા અને સૌંદર્યના ઉપભોગને ઉત્તેજિત બનાવનાર કાલા કાલા શબ્દોને બદલે આવી વાતો સાંભળી કોણ નિરાશ ન થાય!

"તમે ખાદી નથી પહેરતા?" સરલાએ નવો વિષય ખોલ્યો.

"ના." મારા જવાબમાં સરલાને મારૂ જીવન જેટલી નફરાઇ લાગી હશે.

"ના એટલે? હિંદી યુવાન તરીકેનું કર્તવ્ય તમે ચુકો છો તેનું ભાન નથી?"

"ના, ના."

"એટલુંય નથી એમ? અને તમે હિંદમાં જન્મ્યા હોવાનો દાવો કરો છો! જે ભૂમિની માટીમાંથી આ દેહ ઉત્પન્ન થયો, જે ભૂમિની માટીથી એ પોષાયો, જે ભૂમિની માટીમાં મળી જવાનો છે, તેનો જ દ્રોહ કરો છો?"

"જા, સરલા!" મેં પહેલી જ વાર ગંભીર થઇ કહ્યું, "આપણે એ બધું પછીથી વિચારીશું. તું જો ઇચ્છશે તો હું ખાદી

---

આ લેખમાં રજુ થએલી વિચારસરણી સાથે અમે સમ્મત છીએ એમ કોઇએ માની લેવાનું નથી.—**તંત્રી.**

પણ પહેરીશ—અને તું કહેશે તો જેલમાં પણ જઈશ...”

“અહા! પ્રભુ તે દિવસ સત્વર બતાવે. હું જગતની સૌથી સુખી સ્ત્રી તે દિવસે થઈશ.”

“કોઈએ કહેલું એ તેં ઠીક યાદ રાખ્યું છે. પણ મારૂં કહેવાતું બીજું છે.—એમ કે આપણે હિંદનાં સંતાન હોઈશું તે કબુલ છે. પણ આપણે પતિ-પત્ની પણ છીએ એ ન ભૂલવું જોઈએ. આપણે સમાજનાં અંગ હોઈશું તે સાચી વાત છે, પણ સાથોસાથ આપણે સ્વાધીન, સંપૂર્ણ ચેતન ધર્મ ધરાવતી વ્યક્તિઓ પણ છીએ. તું જે કહેવા માગે છે તે વાત આપણે પછીથી કરીશું તો ચાલશે. જીંદગીના ઉપભોગમાં સૌથી અદ્‌ભૂત કહી શકાય એવી આજની તક આપણને મળી છે. વિલાસી શરમાળ વહુ માફક એ તક એક જ વાર ઘુંઘટ ઉંચકી તેને પકડી લેવાનો પ્રસંગ આપે છે. આજે એ તક લઈ લે, તો જીવન આખુંય એક નિમેષ માત્ર બની જશે. એ ગુમાવ તો તે કરોડો દુઃખી આવરદા જેટલું ડહોળું બની જશે. મારી જાત પ્રત્યે મને તારી જાત પ્રત્યે તને. આ ધર્મ એવો ઉગ્ર છે કે જો એનું પાલન નહિ થાય તો સર્વ ધર્મ નિષ્ફળ જશે. બાકીના ધર્મો માનવીની પેદાશ છે, આજની ફરજ સમસ્ત ચેતને ઉપજાવી છે.”

આ મારા લંબાણભર્યા ભાષણ સામે એ જોઈ રહી.

“તમે શું કહો છો? હું ન સમજી.”

“ન સમજી? ગાંડી! લે પ્રયોગ કરી બતાવું.”

મેં જરા આગળ વધી તેનો મુલાયમ હાથ સ્પર્શવા પ્રયાસ કર્યો. એણે જગજજનનીની દૃઢતાથી એ દૂર લઈ લીધો.

“એ તો પશુવાસના છે!” તે બોલી.

“હું અને તું અત્યારે પશુ જ છીએ ને! પશુને માત્ર વાસના જ હોય. મનુષ્ય વાસનાની આસપાસ વૈભવ રચે. જે એ ન પામે તે કલા સર્જે.” મેં જવાબ આપ્યો અને આપતાં આપતાં વધુ આગળ જઈ તેનો હાથ પકડી લીધો. હાથ જરા દાબી બીજે હાથે તેના મુખને નજર મિલાવવા ઉંચું કર્યું.

એ મ્હોં સાફ આરસી સમાન હતું. એમાં પત્નીપણાની એક ન્હાનીશી ઝાંય પણ હતી નહિ. એ મ્હોંના સૌંદર્ય અને ચમક પર સમાજનાં અધુરાં તત્ત્વજ્ઞાનના વંટોળિયાની આંધી ચડી ગઈ હતી. એ રજમાં રહેલી સુવાસથી એ જાણે તૃપ્ત રહેતી હોય એમ લાગ્યું. પણ નવવધુનાં મ્હોં પર એ કેટલી અસ્થાને હતી એ મારા સિવાય કોણ સમજે? મારા સિવાય ધીમી ફુંકથી એ રજ ઉડાડવાની કોને પરવા હોય?

“સરલા, તું કેટલી અણસમજુ છે?” મેં ધીમેથી કહ્યું.

“હું અણસમજુ નથી, અનિલકુમાર. મારા હૃદયમાં દેશહિત વસી રહ્યું છે. મને બીજું કાંઈ ગમતું નથી.”

“મારી મીરાં!—તું તો ગિરધરલાલ પાછળ ઘેલી થયા જેવું બોલે છે.”

“સાચે જ હું મીરાંબાઈ છું” સરલા અવતારી ઢબે બોલી.

[૧]

**મૂ**ર્તત્વ અને દેવીપણાની પરમ ભવ્ય ભાવના સ્ત્રીજાતિમાં આરોપનાર, સ્ત્રીને ભોગવીને થાકેલો અગર નહિ શીખેલો કોઈ માનવીયુગ હશે. જેને પગલે પવિત્ર થવાની આશા સેવાય, જેની વાણીમાંથી પ્રેરણાનાં અમી પીવાની ધારણા રખાય,

જે અપ્સરા બનીને નહિ પણ દેવરાણી બનીને સંસારમાં સ્વર્ગ ઉતારશે એમ સમજાવાય, તે રમણી સાથે વિલાસ માણવાની આખીય કલ્પના ગુંચવણમાં પડી જાય છે. મનની મીઠાશ અને નયનમસ્તીને બદલે કંકુની પગલીઓ અને હાથે કાંતેલા સૂતરના હારથી દેહને શોભાવવા મથતી સ્ત્રી કોઇનું ઘર કેમ માંડી શકે તે સમજાતું નથી.

આજે સમાજને આ તત્વજ્ઞાન પ્રિય થઇ પડ્યું છે. એને લાખો કરોડોનો ભોગ જોઇએ છે. બાકી વધે તેને એશ અને આરામ મળે માટે, એમની જીવનકલહની ઉપાધિઓ હળવી બને માટે, જેમને જીવવાની લાયકાત નથી એના વિરૂધ્ધ સંસારયુદ્ધના પડઘા કોઇ સબળ ઝીલે માટે. આ લાખો, કરોડો પુરૂષોનાં હૈયાં જ્યાં સ્ત્રી સાથે સંબંધમાં આવે છે ત્યાં પોચાં હોય છે; પછી એ સ્ત્રી માતા હોય, ભગિની હોય, પુત્રી હોય, ભાર્યા હોય, પરકીયા હોય. એટલે જ આજે માતાઓ, બ્હેનો અને પત્નીઓની મારફત નરને યુધ્ધે ચડાવવાની સફળ યોજના કામ કરી રહી છે.

સરલા એ યોજનાનો ભોગ થઇ પડી. હું એ રીતે બલિદાન થઇ પડ્યો. એની સાથેની વાતોમાં પરોક્ષ રીતે પોતાની ઝીણી ઝીણી રેખાઓ અને ચિત્ર વિચિત્ર રંગોને મારી સામે નચાવતો હિંદુસ્તાનનો નકશો તરવરવા લાગ્યો. વિવશતાને બદલે એ મને ગુંગળામણ અનુભવાવતો.

સ્વાભાવિક ચાંચલ્ય, મોહક અભિનય, અહેતુક વાણીપ્રવાહ, અને રમતીયાળ ઉછાંછળાપણું આ બધા નૈસર્ગિક અલંકારોથી સ્ત્રીવિભુષિત થતી એ પળે સમાજનું તત્વજ્ઞાન બાળકની માફક નિર્દોષ હતું. એ વખતે સંસારસરણીને જનનની મર્યાદા જોઇતી ન હતી. આજે જીવોત્પાદનના અતિરેકથી સમાજ પીડાય છે, વિશાળ સંખ્યામાં અત્યારે કોઇના જાનમાલ સલામત નથી, કોઇના વૈભવ વિલાસ સુરક્ષિત નથી, વ્યવસ્થા કાબુમાં આવતી નથી. એ અટકાવવા પ્રજા ફાંફાં મારી રહી છે અને એ ફાંફાંમાં સાથ પુરાવવા આજની સ્ત્ર. સાચાં જુઠાં તત્ત્વજ્ઞાનની પાંગળી માન્યતાના સુત્રથી જીવનને મઠી રહી છે. એ ચિત્ર કોઇ જંગલી યૌવનાના અંગ પર એની સુરેખ દેહલતાને લજાવે એમ આવી રહેલાં લાકડાંના આભુષણો જેવું લાગે છે.

## [૨]

**સરલાની ભાભી** ચંદ્રા બિમાર છે, એવા ખબર અમને એક દિવસ અચાનક મળ્યા. સરલાના જીવન સાથે મારા જીવનનો મેળ ન મળતાં છતાંય અમારું વર્તન એક બીજા તરફ ખૂબ જ સ્નેહાળ હતું. એની ભાભીની માંદગીના સમાચાર સાંભળતાં સરલાને સખ્ત આઘાત થયો. મેં પણ એક વાર ચંદ્રાને જોયેલી એની મૂર્તિ યાદ આવતાં મને પણ લાગણી થઇ આવી. શીતળ સ્વભાવની, અને એથીય શીતળ સૌંદર્યવાળી, ઓછાબોલી અને હસમુખી એ યુવતી સંપૂર્ણ સ્ત્રીત્વની કલાકૃતિ સમી ભાસતી. એ ઝાંખા દર્શનની વચ્ચે પડેલા ગાળાએ એ રેખાઓને વધુ ઝાંખી કરી દીધી હતી, અને કલ્પના તથા સરલા સાથેની વાતચીત પરથી મળેલી માહિતીએ તેમાં કેટલાક રંગો ઉમેર્યા હતા.

સરલાનો ભાઇ શાંતિકુમાર સમાજસુધારક હતો. એણે કોલેજમાં એકાદ

વરસ નાપાસ થવા પૂરતું કરી પછીથી સામાજિક સેવામાં ઝંપલાવ્યું હતું. અને ખાસ કરીને પ્રેતભોજન સામેના પીકેટિંગમાં, વૃદ્ધ લગ્નોની અટકાયતમાં તેમજ ખાદીની ફેરી કરવામાં તેનો અગ્ર ભાગ હતો. સત્યાગ્રહની ચળવળ વખતના આચાર વિચારની છાપ તેના જીવન પર સજ્જડ પડી હતી. મરણ પાછળ રોવા કુટવાના રિવાજ સામે તે સખ્ત પ્રચાર કામ કરતો, અને ન્હાની હોટેલોના બહિષ્કાર માટે ઠરાવો કરાવતો. એ દરરોજ રાતના ધર્માત્માઓનાં જીવનચરિત્રો વાચતો અને નવરાશનો વખત રેંટિયો કાંતવામાં ગાળતો. સોળ વર્ષની ઉમરની ચંદ્રામા જે અમર્યાદ જનન ભાવના ઉપજતી જતી હતી તે પત્નીથી સનાકાળ અર્ધો ફુટ દૂર રહી વાત કરનાર શાંતિથી સમજાતી નહિ.

આથી ચંદ્રાની માંદગીનું કારણ હું સ્વાભાવિક રીતે કાંઇક ઉકેલી શકયો. અને સરલાને એવી સુચના પણ કરી કે એ શાન્તિને ખાસ આગ્રહપૂર્વક ચંદ્રાની સંભાળ રાખવા સુચવે. સરલાએ સ્વર્ગના ઋષિઓ માથામાં અટવાતા માણસો તરફ જે રીતે હાસ્ય કરે તે રીતે મારી સામે હાસ્ય કરી આ વાત ઉડાવી દીધી.

સરલા ત્યાં ગઇ પછી શાન્તિ સત્યાગ્રહની લડતમાં જોડાયાના અને ત્યાર પછી તરત પકડાયાના સમાચાર મને મળ્યા, એ પછી થોડા જ વખતમાં સરલાનો મને ત્યાં બોલાવતો તાર મળતા હું પણ ત્યાં ગયો. હું ગયો એ વખતે ચંદ્રા મરણ પથારીએ હતી.

## [૩]

મેં ચંદ્રાને જોઇ. મેલી ચાદર બીછાવેલ ટૂંકી કૂચા જેવી પથારીમાં ચંદ્રાનો સુકુમાર દેહ પડ્યો હતો. એ શ્વાસોચ્છ્વાસ લઈ રહી હતી એટલા પૂરતી એની છાતી ધબકતી હતી. મ્હોં પર જરાક પીળાશ આવી હતી. એ સિવાય આખીય દેહયષ્ટિ એટલી જ ભરાઉ અને સજીવ લાગતી હતી. છતાં કપાળની ગરમી હાથ ન મુકી શકાય તેવી હતી અને અર્ધ ઘેનમાં તે ગમે તેમ બબડ્યા કરતી હતી. એ બબડાટ પણ એટલો જ મધુર, કરૂણ અને ઉત્તેજક હતો.

મેં એને નીરખીને તો આજે જ જોઇ, અને મને ચંદ્રાના સૌંદર્યનો પૂરો ખ્યાલ આવ્યો. એ સૌંદર્ય અપ્રતિમ હતું. આવી આકૃતિ, આવું ઘડતર, આવી સપ્રમાણતા અને આવા વર્ણનો મેળ ભાગ્યેજ જગતમાં એકી સાથે અવતરે છે. આખાય દેહના ઘડતરમાં જાણે કોઇની સજીવ આંગળી સહાય કરતી હોય, જાણે કોઇ સતત જાગ્રત, દેહને દેહના હેતુપૂર્વક યોજનાર ચોકીદાર સદૈવ તેના શરીરમાં વસતો હોય તેમ એક પણ અંગ, એક પણ ક્રિયા, એક પણ નાનામાં નાની વસ્તુ નિરર્થક અને અસર વગરની લાગતી ન હતી.

શાન્તિની વૃદ્ધ માતા તેની બાજુમાં બેઠી હતી. સરલા તેના માથા તરફ માથું ચાંપતી બેઠી હતી. વારે વારે તેના માથા પરનો છેડો ખસી જતો અને સરલા એ ઢાંકતી એ દ્રષ્ય આખુંય કરૂણ અને ભવ્ય હતું.

"શાન્તિકુમાર આવ્યા હતા?" મેં પૂછ્યું.

"ના, આવ્યો નહિ" તેની માએ જવાબ આપ્યો.

"ખબર આપી હતી?"

"રોજ રોજ ખબર આપતા. કાલે તો બહુ જ તબીયત બગડી તોયે આવવા ના પાડી."

સરલાએ ઉંચું જોયું. એની આંખોમાં ધીમું ધીમું જળ પેદા થતું મેં જોયું. મને જોઈને એ સહેજ સંકોચાતી હતી. આંખો મેળવી વગર બોલ્યે એણે ફરી જોઈ લીધું અને એ આંસુનાં ટીપાં વાતાવરણને શોભે તેવી નિઃશબ્દતાથી, અને વાતાવરણને વધુ કરૂણ બનાવે એ રીતે ખરી પડયાં. એ આંસુનાં ટીપાં સદાની ખાદી અને ઉપવાસ, અહિંસા અને રેંટિયો, લડાઈ અને સમિતિની વાતો કરતી અમાનુષી યંત્રકળાને જાણે મનુષ્ય બનાવતાં હોય એમ લાગ્યું. જે આંખો સદાય અંગારા ઝરાવતી, અગર તો ગંભીરતાથી આભમાં લખાયલા અક્ષરો વાંચવા ફરતી, તેને એ આંસુએ નરમ બનાવી પૃથ્વી પર આણી.

હું ઘડીએક ઉભો રહી ત્યાંથી ચાલ્યો ગયો. શાન્તિના ઓરડામાં જઈ સુતો. એ ઓરડામાં જાણે ચંદ્રાની વાસના અતૃપ્ત રહીને ચારે બાજુ ધુમ્યા કરતી હોય એમ મને લાગ્યું. ખુલ્લા અરીસા પર, વણ પહેર્યાં ગડી કરેલાં વસ્ત્રો પર, બીછાવેલા પલંગ પર, આલેક મારતા મોતીના પરદા પર, સર્વત્ર જાણે ચંદ્રાનો મુલાયમ હાથ ફર્યા કરતો હોય, અને એ સ્પર્શથી ઉપજતી કલ્પના દેહ ધારણ કરી ઓરડામાં વસનારને આમંત્રી રહી હોય એવા સ્વપ્નમાં હું પડવા લાગ્યો. જેને મેં માત્ર એક જ વાર સ્વસ્થતાથી જોઈ હતી, પણ જેનું સ્મરણ હું એક પળ પણ ચુકી શકનો ન હતો એ રમણીની નારીકળા કેટલી સબળ અને તીવ્ર હશે? જાતને સંતોષવાને, દેહમાંથી સર્જન કરવાનો, એનો આવેગ કેવો ઉગ્ર હશે!

એ જ ઓરડામાં સમાજશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન અને અર્થશાસ્ત્રનાં પુસ્તકો, માનવીએ સ્ત્રી ભોગવવાના કાર્યને વધુ ભવ્ય અને સંપૂર્ણ બનાવવા માટે ઉપજાવેલી અધુરી, ખોટી અને પૂર્ણ હોય તો પણ એ ભોગ કરતાં તો સદાય ઉતરતી એવી વ્યવસ્થાનાં સાધનો, મહાપુરૂષોનાં પોસ્ટકાર્ડિયાં ચિત્રો અને એક ભાંગેલો રેંટિયો પડયાં હતાં. મૌનવાર સેવતો શાન્તિ આ રેંટિયા પર બેસી રૂના પોલમાંથી ઝીણો તાર ખેંચતો હશે, અને એની સામેના જ આ અરીસામાં ચંદ્રા પોતાના મ્હોંને જોઇ જોઈને મલકાતી હશે—પોતાના જાળામાં પોતેજ ફસાઈ તરફડીયાં મારતાં ક્ષુદ્ર જંતુને જોઇ એ જાળાથી પર એવું કોઇ માનવી હસ્યા કરે તેમ!

એ દિવસ હું ત્યાં રહ્યો. દરમ્યાન ચંદ્રાની માંદગી વધતી જ ચાલી. છેલ્લી પળોમાં એ શાન્તિકુમારનું નામ જપ્યા કરતી હતી. ઘરમાં બધાયની ઈચ્છા હતી કે શાન્તિ એક વાર આવે તો સારૂં, કારણું કે તેથી ચંદ્રાના સન્નિપાતનું જોર કાંઇક ઓછું થાય. આથી મેં શાન્તિકુમારને પોલીસ ચોકીમાં મળવા વિચાર કર્યો અને બને તો સમજાવવા ધાર્યું જેથી એ હાલ તરત આ ચળવળમાં ભાગ ન લેવાનું ખત કરી આપી છૂટીને આવે.

મારો આ પ્રયત્ન તદ્દન નિષ્ફળ ગયો. ચંદ્રાના ક્ષીણ શરીરનું ગમે તેવું કરૂણ વર્ણન પણ શાન્તિને નરમ બનાવી શક્યું નહિ. જોડકણાં જોડનારા ચિત્રવિચિત્ર શબ્દોથી જેનું મગજ સદાય ગુંજ્યા કરતું હોય તેને તર્ક કે દલીલ, માનવતા કે સત્ય વસ્તુસ્થિતિ શી રીતે સમજાય?

એ રીતે ચંદ્રા મરી ગઇ. એ મરી ગઇ એટલે ધીમે ધીમે દેહને દુર્બળ બનાવી.

દવા, ગરમી અને સારવારથી ચેતનને ટકાવી લંબાવવા ઇચ્છી નિજ'જતાથી તરફડતા પ્રાણી માફક નહિ, પણ પગના અંગુઠામાંથી સ્વસ્થતાથી અગ્નિની ઝાળ ઉપજાવી સમસ્ત શરીર પર સાડીની માફક લપેટી લેનાર, હસ્તી અને સ્વર્ગને નિહાળતી, સતીની માફક, ચેતને છેલ્લો શ્વાસ બહાર નાખ્યો. અને હોઠ પર એક જાતનું બેદરકારીભર્યું સ્મિત આવ્યું. એ સ્મિત જાણે આરસની પુતળી પર કોરાયું હોય એમ સ્થિર થયું.

- અને એ ગઈ.

[૪]

સરલા ધ્રુસકે ધ્રુસકે રડી પડી. એને ચંદ્રા સગી બ્હેન કરતાંય વધુ પ્રિય હતી. એના વૃદ્ધ બાપની અસહાય સ્થિતિનો આધાર થઇ પડનાર કાળજીભરી પુત્રવધુ જતાં એની કફોડી સ્થિતિનો ખ્યાલ એને આવ્યો. એ જ સાથે એને શાન્તિ પર, એની હઠીલાઇ પર, એ ચળવળ પર, એના ઉત્પાદકો પર, એ આખાય ટોળાનાં તત્ત્વજ્ઞાન પર ચીડ ચડી. ચંદ્રાના કપાળ પર હાથ ફેરવતી વખતે માનવતાના પુનર્સર્જન સમાં જે એ આંસુ ઉપજ્યાં હતાં તેણે ભીંજાવેલ ધરતી પર જાણે શ્રાવણ અને ભાદરવે ઝડીઓ ફેંકી. વરસેલાં વાદળાં સાફ થતાં આકાશનો રંગ અને સૂર્યનું તેજ વધુ જોરથી પ્રકાશે તેમ તેનું મ્હોં લાલચોળ થઈ ગયું. આમ ક્રોધ અને કરૂણાની કયારેક ઉપજતી સંમિશ્રીત લાગણીથી સરલાની માનવતા વધુ અને વધુ ઉઘડતી ગઇ.

"અનિલકુમાર....ચંદ્રા ગઇ ! અરેરે, બીચારી કેટલી આશાભરી હતી ?"

"અને કેટલી સુંદર !" મેં કહ્યું.

"જે કહેવાતાં મેંકડો માણસોના ભલા ખાતર–ભલા ખાતર નહિ–ભલું થાય એવા પ્રયાસમાં એકાદ ક્ષુદ્ર ઉમેરો પોતે કરે છે એવી માન્યતા ખાતર શાન્તિએ એને ગુમાવી છે એ બધાયની સાથે લાગી માનવતા કરતાંય મહાન એ હતી....મારી તો સગી બ્હેન મરી ગઇ !"

"સરલા, શાન્તિએ એને ગુમાવી; તું શાન્તિના પાઠે મને ગુમાવીશ."

"ઓ, વ્હાલા ! મારે એ કાંઇ જોઇતું નથી. જે ચંદ્રા જેવીઓનો ભોગ લ્યે એ ધર્મ મારે માટે નકામો છે."

"મારી મીરાં, તારે તો ભક્તિ કરવી છે ને ?"

"ભક્તિ કરીશ સદેહે અવતરેલા માનવભાવની. અનિલ ! મીરાંના જીવનમાં ગિરધરલાલ આવતાં સ્વસ્થતા થઇ તેમ મેં તારામાં એનું સ્વરૂપ જોયું."

"જોયું ખરૂં. પણ ચંદ્રાએ મરીને એ બતાવ્યું ત્યારે ને ?"

અને મારા ખભા પર માથું મુકી એ જોરથી રડી પડી.

# દેવોની

# હસ્પીતાલ



: લેખક :

**ડૉ. પી. જે. ભટ.**

[ મિત્રમંડળમાં વાતો કરતા કરતા આ નાટકની ભૂમિકાની કલ્પનાનું સૃજન થયેલું. લખાતા પહેલાં અનેકવાર કહેવાઇ ગયેલું. 'હિંદુસ્તાન–પ્રજામિત્ર'ના દિપોત્સવી અંકને ટાંકણે આ નાટક લખવાની ખાસ ઇચ્છા હતી. પણ આધિપત્યના અનેક કામોને લીધે એમ કરવું શક્ય બન્યું ન હતું. આજે આટલા લાંબા સમયે આ નાટક લખવાના મ્હારા કોડ પુરા કરૂં છું. આશા છે કે જેવો મ્હને આ નાટક લખતાં રસ પડયો છે, તેવો જનસમુહને તે વાંચતાં રસ પડો......લેખક.]

## પ્રવેશ પહેલો.

પાત્રો : દેવપરીક્ષીત, દેવ પુરૂરવા, દેવ અશ્વનીકુમાર, ઇંદ્રભગવાન, ડૉ૦ ગોડબોલે.

સ્થળ : ઇંદ્રભગવાનનો આવાસ.

[ ઇંદ્રદેવના આવાસનો અંદરનો એક ભવ્ય ઓરડો. ઓરડામાં દેવ ઇંદ્ર એક સુંદર કોચ ઉપર સુતા દેખાય છે. તેમના શરીર ઉપર મુલાયમ શાલ ઓરાઢવામાં આવી છે. આજુબાજુના બે આસન ઉપર દેવ પરિક્ષિત અને દેવ પુરૂરવા બેઠા છે. એક બાજુ યક્ષ ઉભો છે. અન્ય અલ્પ-દેવો, કિંનરો અને દેવ અનુચરો આગળ પાછળ ઉભા છે. દરેકના મુખ ઉપર ચિંતાની છાયા છે, કારણ કે ઇંદ્ર ભગવાનને એકાએક શારીરિક વ્યાધીએ ઘેરી લીધા છે અને તેની પીડા જ્યારે સહન થતી નથી ત્યારે કેટલીક વાર તે બુમો પાડી ઉઠે છે......]

દેવ પરિક્ષિત–[દેવ પુરૂરવા પ્રત્યે] અશ્વનીકુમાર હજુ આવ્યા નહીં? અનુચર તો ક્યારનોય ગયો છે!

**દેવ પુરૂરવા**–દેવર્ષભ, અનુચર તો બરાબર મોકલ્યો છે. પણ કદાચ અશ્વનીકુમાર 'ઇસ્પીતાલ'માં રોકાયા હશે!'

[એટલામાં દેવ અશ્વનીકુમાર બે અનુચરો સાથે પ્રવેશ કરે છે.........]

**દેવ પરિક્ષિત**–વંદન હો, અમરાપુરીના વૈદરાજ અશ્વનીકુમારને!

**અનુચરો**–[પ્રણામ કરતાં] વંદન હો! વંદન હો!

**દેવ અશ્વનીકુમાર**–[વંદન ઝીલતાં] વંદન હો દેવાધીદેવ ઇંદ્ર ભગવનને!

**દેવ પરિક્ષિત અને બીજાઓ**–વંદન હો! વંદન હો!

[અશ્વનીકુમાર એક આસન ઉપર બેસે છે. ઇંદ્ર પાસુ ફેરવીને અશ્વનીકુમારને જૂવે છે......]

[અશ્વનીકુમાર પ્રત્યે]

**દેવ ઇંદ્ર**–દેવ, પધાર્યા?

**દેવ અશ્વનીકુમાર**–[ઇંદ્ર પ્રત્યે] અમરાપુરીનું આરોગ્યરક્ષણ; એજ અમારૂં સનાતન કર્તવ્ય!

**દેવ ઇંદ્ર**–[પગ બતાવતાં] ભગવન, મ્હારાં અંગો શિથિલ બનતાં જાય છે. મ્હારો પાદ ચૈતન્યવિહિન બની ગયો છે!

**દેવ અશ્વનીકુમાર**–શું સ્પર્શની ભાવના પણ આપને લાગતી નથી?

**દેવ ઇંદ્ર**–નહીં, દેવશ્રી!

[દેવ અશ્વનીકુમાર આસન પરથી ઉઠે છે અને ઇંદ્ર ભગવાનની પથારી પાસે જાય છે. અને ઇંદ્રને તપાસે છે.]

**દેવ અશ્વનીકુમાર**–[પગને સ્પર્શ કરીને] બોલો દેવ, હું આપના પગને સ્પર્શ કરી રહ્યો છું. તે આપને લાગે છે?

**દેવ ઇંદ્ર**–નહીં.

**દેવ અશ્વનીકુમાર**–[એક ટાંકણી લઇને પગમાં નાંખે છે.] આપને આથી કંઇ પીડા થાય છે કે?

**ઇંદ્ર**–નહીં!

**દેવ અશ્વનીકુમાર**–[સ્પર્શ કરીને, પછી જરા દાબીને] ભગવન્, આપનો પગ પ્રાણવિનાનો થઇ ગયો છે! [લૌકિક ભાષામાં જુઠ્ઠો પડી ગયો છે!. તંત્રી]

**દેવ ઇંદ્ર**–તો તેનો ઉપાય શું, દેવ?

**દેવ અશ્વનીકુમાર**–[વિચાર કરતા હોય તેમ] સ્વર્ગના સ્વામી માટે શું અશક્ય છે? આપશ્રીનો વ્યાધી પૃથ્વીલોકનો છે. પૃથ્વીલોકના પામર મનુષ્યો આવા વ્યાધીથી પીડાય છે.

**દેવ પુરૂરવા**–દેવશ્રી, તેની જલ્દીથી ચિકિત્સા કરો!

**દેવ પરિક્ષિત**–યોગ્ય! યોગ્ય!

**દેવ અશ્વનીકુમાર**–દેવવર્ગ, પૃથ્વીલોકનો આ વ્યાધી પૃથ્વીલોકજ સુધારી શકે. ભગવન, આજ્ઞા આપો યમ દેવને કે પૃથ્વી પરેથી કોઇ નિષ્ણાતને આમંત્રણ આપે!

**દેવ પરિક્ષિત**–પણ આપશ્રીથી એ સુધરી શકે તેમ નથી?

**દેવ અશ્વનીકુમાર**–શ્રવણ કરો, ઓ દેવના દેવ, અમરાપુરીમાં યુગો ઉગ્યા અને આથમ્યા. પણ આવો વ્યાધી

કોઇ દેવ કે અપ્સરાને મે જોયો નથી અમરાપુરીના અસદ્‌ભાગ્યે આવો વ્યાધી દેવાધિદેવ ઇંદ્ર ભગવાનને થયો છે યમદેવને સત્વર બોલાવો

દેવ પરિક્ષિત—અનુચર!

અનુચર—જી

દેવ પરિક્ષિત—જા, યમદેવને ઇંદ્ર ભગવનના આમંત્રણ આપ.

અનુચર—જી

[અનુચર પ્રસ્થાન કરે છે]

દેવ પરિક્ષિત—[દેવ પુરૂરવા પ્રત્યે] ઇંદ્ર ભગવાન જેવા અમરાપુરીના સ્વામીને આ વ્યાધી થવાનુ કારણ શું હશે?

દેવ પુરૂરવા—ભગવનને આવા કદી વ્યાધી પૂર્વે થયો હોય એમ યાદ નથી!

દેવ અશ્વનીકુમાર—મ્હારી ઇસ્પીતાલમા આ વ્યાધીથી કેટલાક દેવો પીડાય છે તેમને હુ સીધા પૃથ્વીલોકમા પાછા મોકલુ છુ અને કેટલાક માસને અંતરે તેઓ તદુરસ્ત બની પાછા આવે છે

દેવ પુરૂરવા—ચિકિત્સા કેટલો સમય ચાલશે?

દેવ અશ્વનીકુમાર—એ અવલબે છે, પૃથ્વીના ડોક્ટરની કુશળતા ઉપર અને ઇંદ્ર ભગવાનની શારીરિક શક્તિ ઉપર

[યમદેવ પ્રવેશ કરે છે]

દેવ અશ્વનીકુમાર—વંદન હો યમદેવને!

સઘળાઓ—વદન હો, વદન હો

દેવ યમ—[વંદન ઝીલતા] વંદન હો ઇદ્ર ભગવનને.

સઘળાંઓ—વદન હો! વંદન હો!

[યમદેવ આસન ઉપર વિરાજે છે]

યમદેવ—[ઇદ્ર પ્રત્યે] ભગવન્ શી આજ્ઞા?

ઈંદ્ર—[જરા પાસુ ફેરવીને, અને યમ તરફ જોઇને] દેવ અશ્વનીકુમાર કહે છે કે મ્હારા પાદના સ્નાયુઓમાથી ચૈતન્ય ઓસરતુ જાય છે તેઓ કહે છે કે આ પૃથ્વીલોકનો વ્યાધી છે અને તેના ઉકેલ માટે પૃથ્વીલોકના કોઇ નિષ્ણાત ડોક્ટરની જરૂર છે!

યમદેવ—આપશ્રી આજ્ઞા આપો તો આર્યાવર્તના એક ડોક્ટર ગોડબોલે હમણાંજ સ્વર્ગમાં આવ્યા છે તેમને અહી આવવાનુ આમત્રણ આપુ!

ઈંદ્ર—જરૂર! સત્વર આણો

યમદેવ—અનુચર, પૃથ્વીલોકમાથી ગઇ કાલે આવેના અને હજુ સુધી ક્વોરન્ટાઇનમા રહેતા નબર ૧૧૩૭૬ ને સત્વર અહી લઇ આવ!

ઇદ્ર—યમશ્રી, અધુના સ્વર્ગ તરફ આવનારાઓની સખ્યા વધી પડી છે કે શુ?

[અનુચર ડો ગોડબોલે સાથે પ્રવેશ કરે છે જ્યારે દરેક દેવે શોભીતું પીતામ્બર અને ઉપર, લીલુ ઉપવસ્ત્ર પહેરેલુ છે ત્યારે આર્યાવર્તના આ જવામર્દ જેવા દીસતા ડૉ. ગોડબોલેએ મદ્રાસી પોશાકમા પીતાંબર વીંટાળેલુ છે અને શરીરે સફેદ ઉપવસ્ત્ર નાખેલુ છે.]

યમદેવ—અમરત્વ પામેના હે ડો ગોડબોલે, આપણા દેવાધિદેવ ઇંદ્ર ભગવન્ પૃથ્વીલોકના કોઇ વ્યા-

ધીથી પીડાય છે. માટે તેનુ સત્વર નિદાન કરી ચિકિત્સા કરો.

**ડૉ. ગોડબોલે**–જેવી આજ્ઞા. [ઇંદ્ર ભગવાનના પલંગ પાસે જાય છે અને જડ થયેલો પાદ હસ્તમાં લઇને તપાસે છે. તે જરા હાલે છે. પછીથી સ્પર્શ કરે છે. અને ઘુંટણ ઉપર ટકોરા મારે છે. પછી નિશ્વાસ મુકીને] યમશ્રી, ઇંદ્ર ભગવનને સીરીલીસ નામના વ્યાધીની ઉપાધી થઇ છે! આજે એ વર્ષોનું ધીમું ઝેર શરીરને જુઠું બનાવી રહ્યુ છે!

**દેવ અશ્વનીકુમાર**–હું સત્યજ કહેતો હતો! પૃથ્વીનો રોગ પૃથ્વીનાજ ડોકટરો પારખી શકે!

**દેવ પરિક્ષિત**–ગમે તે દર્દ થયું હોય, દેવ ડૉ૦ ગોડબોલે, સત્વર તેની ચિકિત્સા કરો.

**ડૉ૦ ગોડબોલે**–દીલગીર છું યમદેવ, આ દર્દની સારવાર માટે મ્હમારે મુંબાઇના પ્રખ્યાત ચિકિત્સક ડૉ. વિશ્વનાથમને બોલાવવા પડશે. સીરીલીસની સારવારમાં સારાયે વિશ્વમાં તેમના જેટલું કોઇ પ્રતિષ્ઠિત તેમજ નિષ્ણાત નથી!

**ઇંદ્ર ભગવાન**–એમ હોય તો ડૉ વિશ્વનાથમને બોલાવો!

**ડૉ. ગોડબોલે**–ડૉ. વિશ્વનાથમ તો પૃથ્વી વિષે હશે.

**ઇંદ્ર ભગવાન**–યમશ્રી પૃથ્વી વિષેથી ડૉ. વિશ્વનાથમને સ્વર્ગમાં બોલાવો.

**યમદેવ**–જેવી આજ્ઞા. અનુચર, જા અને આર્યાવર્ત વિભાગના મંત્રીને ડૉ. વિશ્વનાથમને સ્વર્ગ વિષે લાવવાના આમંત્રણ આપ.

**ઇંદ્ર ભગવાન**–સત્વર કાર્ય કરો. મ્હને દર્દ થાય છે.

**યમદેવ**–જરૂર. જેવી આજ્ઞા. હું પોતેજ વ્યવસ્થા કરવા જઉં છું.

**ઇંદ્ર ભગવાન**–જરૂર પધારો.

[યમદેવ પ્રસ્થાન કરે છે.]

**દેવ અશ્વનીકુમાર**–દેવ ડૉ. ગોડબોલે, મ્હને સ્વર્ગના વૈદ્યરાજ તરીકે જાણો. દેવોની હૉસ્પીતાલનો હું અધિષ્ઠાતા છું.

**ડૉ. ગોડબોલે**–આપને મળવાથી આનંદ થયો દેવશ્રી.

**દેવ અશ્વનીકુમાર**–મ્હારા મહાલયની પાસેજ મ્હમારો આવાસ બંધાતો હતો.

**ડૉ૦ ગોડબોલે**–એમ?

**દેવ અશ્વનીકુમાર**–પૃથ્વી લોકના પામર મનુષ્યો જેમ જેમ સારાં કામો કરતાં જાય છે તેમ તેમ તેમને માટે અહીં આવાસો ઉભા થતા જાય છે. યમદેવ આગળ ન્યાયનું ચોક્કસ માપ છે. અને પૃથ્વી વિષે કરેલાં સારાં કામોનો બદલો મ્હમોને સ્વર્ગ વિષે સાંપડે છે!

**ડૉ૦ ગોડબોલે**–મ્હારો આવાસ કેવડો છે!

**દેવ અશ્વનીકુમાર**–મ્હમારો આવાસ મ્હારી હૉસ્પીતાલથી અડધો છે. પણ હૃદયરોગથી મ્હમારૂં અચાનક અવસાન થયું. એટલે હજુ મ્હમારા મકાનને બારીઓ અને બારણા મુકવામાં નથી આવ્યાં એટલા પુરતાં સારાં કામ વધુ કરવાની જરૂર હતી કદાચ મ્હમો પૃથ્વી વિષે વધુ જીવ્યા

હોત તો વધુ સારા કામ કરી શકયા હોત તો વધુ સગવડભર્યો આવાસ મેળવી શકત.

ડૉ૦ ગોડબોલે–[જરા ક્રોધીત થઈને] ત્યારે શું મ્હારે બારીબારણા વગરના આવાસમાંજ રહેવું પડશે?

ઇંદ્ર ભગવાન–[વચ્ચે પડીને] ચિંતા ન કરશો, ડૉ૦ ગોડબોલે ત્હમારી સગવડ માટે હું આજ્ઞા આપીશ અને ત્હમારા સુખ માટે અપ્સરાઓ મોકલીશ. ડૉ૦ ગોડબોલે પુણ્ય બાજુમાં જે કંઈ ઓછપ હશે તે હું મ્હારા પુણ્યમાંથી આપીશ. પણ દાકતર, મ્હને જલ્દીથી આરામ કરો. મ્હારી અપ્સરાઓમાં સૌથી ઉંચ–મ્હારી પત્નિ ઇંદ્રાણી રૂદન કરે છે એ મ્હારાથી સહન નથી થતું !

ડૉ. ગોડબોલે–ભગવન્, ચિંતા ન કરો. પૃથ્વી ઉપરથી આવતારા ડૉ. વિશ્વનાથમ ઘણાજ નિષ્ણાત છે અને તેઓ ત્હમને જરૂર રોગમુક્ત કરી શકશે.

[અનુચર આવે છે.]

અનુચર–[વંદન કરીને] યમદેવે આપને એમ કહેવડાવ્યું છે કે ડૉ. વિશ્વનાથમ આઠ ઘડીકા પછી પૃથ્વી ઉપરથી આવી પહોંચશે.

દેવ ઇંદ્ર ભગવાન–વારૂ, તું જા. દેવો આરામ કરો. દેવ અશ્વનીકુમાર, ડૉ. ગોડબોલેને ત્હમારી ઇસ્પીતાલ બતાવો.

[પડદો પડે છે.]

## પ્રવેશ બીજો.

સ્થળ : ડૉ૦ વિશ્વનાથમનો કન્સલ્ટીંગ રૂમ.

પાત્રો : ડૉ૦ વિશ્વનાથમ,મદદનીશ ડૉક્ટર કરમરકર, સ્વર્ગનો અનુચર.

[ડૉ૦ વિશ્વનાથમ પોતાના કન્સલ્ટીંગ રૂમમાં માઈક્રોસકોપ ઉપર કામ કરતા જણાય છે. તેઓ વારંવાર માઈક્રોસકોપમાં જુવે છે. અને કાગળ ઉપર કંઇક દોરતા જણાય છે તેમણે દાકતરોનો ધોળો ઝભ્ભો પહેરેલો છે.

ડૉ. વિશ્વનાથમ–[માઈક્રોસકોપ ઉપર જોતાં જોતાં] કરમરકર, આ જંતુઓ જોયાં !

ડૉ. કરમરકર–નહીં.

ડૉ. વિશ્વનાથમ–અરે જોવા જેવાં છે ! બહુજ સરસ 'સ્લાઇડ' આવી છે !

[બારણા ઉપર ટકોરા સંભળાય છે. કરમરકર જાય છે. થોડી વેળ પછી તે પાછો આવે છે.

ડૉ. કરમરકર–સ્વર્ગદેશથી અનુચર આવ્યો છે અને કહે છે કે આપશ્રીને ઇંદ્રભગવાનના આમંત્રણ છે!

ડૉ. વિશ્વનાથમ–[ચોંકીને] સ્વર્ગનાં આમંત્રણ ! ખરેખર ! સ્વર્ગનાં આમંત્રણ......

ડૉ. કરમરકર–ખરેખર !

ડૉ. વિશ્વનાથમ-બોલાવો એ અનુચરને અહીં !

[પીતાંબરધારી સ્વર્ગનો અનુચર પ્રવેશ કરે છે.]

અનુચર-વંદન હો ડૉ. વિશ્વનાથમને !

ડૉ. વિશ્વનાથમ-ત્હમો સ્વર્ગથી આવો છો?

અનુચર-હાજી.

ડૉ. વિશ્વનાથમ-એ ક્યાં આવ્યું ?

અનુચર-ઉંચે ઉંચે-ખૂબ ઉંચે આકાશમાં.

ડૉ. વિશ્વનાથમ-[હસી પડે છે] હા.... હા...હા...

અનુચર-[ ગંભીરાઈથી ] આ વિનોદનો વિષય નથી.

ડૉ. વિશ્વનાથમ-જરૂર નહીં ! [કરમરકરને] It seems he is crack and just released from Thana. Let us enjoy the talk. વારૂં. મી૦ અનુચર ત્હમારા સ્વર્ગ વિષે વાત તો કરો !

અનુચર-અમરાપુરીના દેવાધીદેવ ઇંદ્ર ભગવાન જ્યારે શારીરિક વ્યાધીથી પીડાતા હોય ત્યારે વાર્તા કરવાનો મ્હને અવકાશ નથી !

ડૉ. વિશ્વનાથમ-હા...હા....હા . .અરે ભગવાન ઇંદ્ર પણ માંદા પડ્યા ! શું કિસ્મત !

અનુચર-આપશ્રીને સ્વર્ગમાં લઈ આવવાની મ્હને આજ્ઞા છે !

ડૉ. વિશ્વનાથમ-પણ ભાઇ કંઈ વિમાન સાથે લાવ્યા છો !

અનુચર-વિમાનની જરૂર નથી. આ જળ છાંટીશ કે ત્હમોને પાંખો પ્રગટશે અને સ્વર્ગ તરફ ત્હમો ઉડશો.

ડૉ. વિશ્વનાથમ-તો અત્યારે તો હું ઘણો કામમાં છું ! મ્હારા મદદનીશ ડૉકટરને લઇ જાવો !

અનુચર-[ગંભીરાઇથી] શ્રવણ કરો એ ડૉ. વિશ્વનાથમ. ઇંદ્રની આજ્ઞા એ સર્વમાં આજ્ઞા છે. જો ત્હમો નહિં આવો તો મ્હારા દૈવી બળ વડે હું ક્ષણવારમાં ત્હમોને સ્વર્ગમાં લઇ જઇશ !

ડૉ. વિશ્વનાથમ-દૈવીબળ ! એ તો હવે સમજ્યા ! ચાલો .આવતી કાલે ત્હમારા સ્વર્ગમાં આવીશું આજે તો ઘણું કામ છે !

અનુચર-[સત્તાવાહી અવાજે] સર્વ કાર્ય પડતું મુકી તત્કાળ ઇંદ્ર ભગવાનની સેવામાં તત્પર થાવ !

ડૉ. વિશ્વનાથમ-ચાલો થઇશું. અત્યારે તો આપ પધારો !

અનુચર-ચાલો મ્હારી સંગાથે !

ડૉ. વિશ્વનાથમ-[ચોંકીને] ક્યાં ?

અનુચર-સ્વર્ગમાં !

ડૉ. વિશ્વનાથમ-આ શહેરમાં સ્વર્ગને નામે ઓળખાતી કોઈ વસ્તુ નથી.

અનુચર-પણ હું તો સાચા સ્વર્ગમાંથી આવું છું !

ડૉ. વિશ્વનાથમ-ત્હમો સ્વર્ગના છો તેની શી ખાત્રી ?

અનુચર-હું અમર છું.

ડૉ. વિશ્વનાથમ-હશો !

અનુચર-હું છું જ ?

ડૉ. વિશ્વનાથમ-તેનું અમારે શું !

અનુચર-ચાલો.

[કરમરકર વચ્ચે પડે છે.]

ડા. કરમરકર—સાહેબ, જૂવો તો ખરા ક્યાં લઇ જાય છે !

ડા. વિશ્વનાથમ—વારૂ ત્હારા ઇંદ્ર ભગવાનને શું થયું છે ?

ડા. કરમરકર—[ અનુચર પ્રત્યે ] એટલે ત્વાઓ લઇ લે.

અનુચર—એ તો મ્હને ખબર નથી. પણ અશ્વનીકુમારે આ નોટ આપી છે તેમાં લખ્યું હશે !

[નોટ આપે છે.]

ડા. કરમરકર—[નોટ વાંચીને] અરે ઇંદ્ર ભગવાનને તો શીશીલીસ થયો છે !

ડા. વિશ્વનાથમ—સીસીલીસ !

ડા. કરમરકર—હા સીસીલીસ. સ્વર્ગના વૈદરાજ અશ્વનીકુમાર આલેખે છે કે દેવાધીદેવ ઇંદ્ર ભગવાનને સીસીલીસનો વ્યાધી લાગુ પડયો છે.

ડા. વિશ્વનાથમ—ત્યારે શું કરીશું ?

ડા. કરમરકર—ચાલો એની સાથે જઇએ તો ખરા ! જોઇએ ક્યા લઇ જાય છે ?

ડા. વિશ્વનાથમ—વારૂ ત્યારે મ્હારી બેગમાં થોડા ૯૧૪ નંબરનાં ઇન્જેકશન પણ સાથે નાખી દેજે

ડા. કરમરકર—વારૂ.

ડા. વિશ્વનાથમ—ચાલ અનુચર, ત્હારા સ્વર્ગ તરફ પ્રસ્થાન કરીયે.

અનુચર—ચાલો.

[ડા. વિશ્વનાથમ, ડા. કરમરકર અને અનુચર પ્રસ્થાન કરે છે]

## પ્રવેશ ત્રીજો.

સ્થળ—ઇંદ્રનો આવાસ.

પાત્રો—ભગવાન ઇંદ્ર. દેવ પરિક્ષિત. દેવ પુરૂરવા. દેવ અશ્વનીકુમાર.

[વિશ્વનાથમ અને ડા. કરમરકર અને અનુચર પ્રવેશ કરે છે.]

દેવ પરિક્ષિત—પધારો ડા. વિશ્વનાથમ.

સઘળાંઓ—વંદન હો ! વંદન હો !

ડા. વિશ્વનાથમ—[વંદન ઝીલતા] શું પેલા સુતા છે તે ઇંદ્ર ભગવાન છે?

દેવ પરિક્ષિત—હા. તેમના જ વ્યાધીના નિદાન અને ચિકિત્સા માટે તહમોને ખાસ બોલાવવામાં આવ્યા છે.

ડા. વિશ્વનાથમ—અતી ખુશીથી ડા. કરમરકર, મ્હારી બેગ લાઓ તો !-

દેવ પરિક્ષિત—રહો, આ રહી !

ડા. વિશ્વનાથમ—ડા. કરમરકર, આમ આવો. ચાલો આપણે ઇંદ્ર ભગવાનનું શરીર તપાસીએ !

દેવ પરિક્ષિત—ચાલો

ઈંદ્ર ભગવાન—[પગ બતાવતાં] મ્હારૂં આ અંગ ચૈતન્ય વિહોણું બનતું જાય છે !

વિશ્વનાથમ—[પગ તપાસે છે. પછી તેના પર ટકોરા મારે છે, પછી કમ્મરની ગાંઠો તપાસે છે. પછી હાથની ગાંઠો તપાસે છે. પછી ગળાની

ગોઠા તપાસે છે, પછી સ્ટેથસકોપની મદદથી પાછા જુવે છે. જેમ જેમ તેઓ વધુ ને વધુ તપાસતા જાય છે તેમ તેમ કપાળની કરચલીઓ વધુ ને વધુ ઉંડી ઉતરતી જાય છે. ]

**ડા. વિશ્વનાથમ**–[આખરે] ડા. કરમરકર, તેમને સીફીલીસ થયો છે!

**ડા. કુરમરકુર**–મ્હને પણ એમજ જણાય છે.

**ડા. વિશ્વનાથમ**–તો એમને ઇંજેક્શન આપવા શીવાય બીજો ઉપાય નથી!

**ડા. કુરમરકુર**–બરાબર. ઇંજેક્શન જ આપવું પડશે.

**ઇંદ્ર ભગવાન**–શું ઇંજેક્શન!

**ડા. વિશ્વનાથમ**–હા. એ શિવાય બીજો ઉપાય નથી. ઇંજેક્શનથી જ ત્હમોને આરામ થશે!

**ઇંદ્ર ભગવાન**–સારું ત્યારે! મ્હારે તે સામે કંઇ વાંધો નથી.

**ડા. વિશ્વનાથમ**–[બેગ ઉઘાડીને ઇંજેક્શન તૈયાર કરે છે.] ચાલો, ત્હમારો હાથ લાવો જોઇએ.

[ઇંદ્રભગવાન હાથ ધરે છે. ડા. વિશ્વનાથમ ઇંજેક્શન આપે છે.]

**ડા. કરમરકર**–હવે ત્રણ દિવસ પછી બીજું ઇંજેક્શન કોણ આપશે?

**દેવ પરિક્ષિત**–શું કહ્યું?

**ડા. કુરમરકુર**–ઇંદ્ર ભગવાનની સારવાર માટે પુરા ત્રણ માસ જોઇશે.

**ડા. વિશ્વનાથમ**–બરાબર.

**દેવ પુરૂરવા**–તો આપશ્રી અહીંજ રહોને!

**અશ્વનીકુમાર**–અહીં ઇસ્પિતાલ પણ છે.

**દેવ પરિક્ષિત**–એ જ ઉચીત છે.

**ડા. વિશ્વનાથમ**–પણ મ્હારા પૃથ્વી લોકના દરદીઓનું શું? હું માત્ર એ જ દિવસ રોકાઇશ. પછી ત્હમો ડા. કરમરકર પાસેથી જ ઇંજેક્શન લેજો.

**ઇંદ્ર ભગવાન**–ભલે, ત્યારે તેમ થાઓ વારૂ દેવ પુરૂરવા, મ્હને આથી અનેકગણો આરામ લાગે છે. હવે ત્હમો ડા. વિશ્વનાથમ વાસ્તે વ્યવસ્થા કરો અને જુવો કે તેમના સુખમાં જરાય જેટલી ઉણપ ન આવે.

**દેવ પુરૂરવા**–સારૂં!

**વિશ્વનાથમ**–વારૂ ડા. કરમરકર, ચાલો આપણે પણ સ્વર્ગ જોવા જઇએ. વારૂ દેવ અશ્વનીકુમાર, ચાલો ત્હમારી ઇસ્પીતાલથી શરૂઆત કરીયે.

**દેવ અશ્વનીકુમાર**–ચાલો. હું ઘણો કૃતાર્થ થઇશ.

[ડા. વિશ્વનાથમ, ડા. કરમરકર, અને દેવ અશ્વનીકુમાર પ્રસ્થાન કરે છે.]

## પ્રવેશ ચોથો.

**સ્થળ:**–સ્વર્ગનો રસ્તો.

**પાત્રો:**–અશ્વનીકુમાર ડા૦ વિશ્વનાથમ ડા. કરમરકર, દેવ પુરૂરવા.

[રસ્તા ઉપર તેઓ સર્વ ચાલતા દેખાય છે. પછવાડેનો વર્તુલ આકારનો પડદો નવા નવા દ્રશ્યો દાખવી રહ્યો છે એટલે તેઓ ચાલતા હોય તેવો આભાસ થાય છે.]

**ડા. વિશ્વનાથમ**–અને આ ત્હમારૂં સ્વર્ગ!

**અશ્વનીકુમાર**–હા.

ડૉ. કરમરકર—પણ ડૉ. વિશ્વનાથમ, ત્હમોને નથી લાગતું કે ઇંદ્રાણીને પણ આ રોગ હોય!

ડૉ. વિશ્વનાથમ—સંભવિત ખરું!

ડૉ. કરમરકર—વારુ અશ્વનીકુમાર, દેવ સમુદાયની અહીં પ્રવૃત્તિ શું છે?

દેવ અશ્વનીકુમાર—આનંદ અને વિલાસ!

દેવ પુરૂરવા—અને સંગીત!

ડૉ. કરમરકર—પણ એ તો ચાર પાંચ દિવસ ઠીક લાગે પછી?

દેવ પુરૂરવા—સ્વર્ગનો તે વળી કંટાળો હો તો હશે?

ડૉ. કરમરકર—Excuse me. દેવ પુરૂરવા પણ મ્હને તો અત્યારથી જ કંટાળો આવવા લાગ્યો છે!

ડૉ. વિશ્વનાથમ—ડૉ. કરમરકરની વાત કંઇક સાચી છે. પ્રવૃત્તિ વિનાનું જીવન તે કેમ ગમે?

દેવ પુરૂરવા—આ ત્હમારી પૃથ્વીલોકની મનોદશા છે. ત્હમો તો પ્રવૃત્તિના ગુલામ છો એટલે ત્હમોને લાગે છે કે પ્રવૃત્તિ વિનાનું જીવન કેવી રીતે હોઇ શકે! પણ જૂવો અમારૂં સ્વર્ગ! અહીં કોઈ કામ કરે છે? અમો કશું જ કરતાં નથી. અમારા દેશે ખેડુતો નથી, કામદારો નથી. ખણીયા નથી, કડીયા નથી, કારીગરો નથી, મજૂરો નથી. શ્રમજીવી એવો શબ્દ અમારા શબ્દકોષમાં નથી!

ડૉ. વિશ્વનાથમ—છતાં ત્હમારામાં અલ્પ દેવો, મહાદેવો, અને ઇંદ્રકોટીના દેવો છે. આ કક્ષાઓ શા માટે! ત્હમારા કરતાં અમારો પૃથ્વીલોક વધુ શ્રેષ્ઠ છે. કારણ કે અમો આદર્શ ધરાવીયે છીયે લોકશાસનનો!

દેવ પુરૂરવા—લોકશાસન કે રાજશાસન એ બે વચ્ચે તફાવત અતી ઓછો છે. અમારે ત્યાં ઇંદ્ર ભગવાન રાજ્ય અમલ કરે છે.

ડૉ. કરમરકર—પણ ત્હમારે ઇંદ્ર જોઇએ જ શા માટે? જ્યાં શ્રમ નથી, જ્યાં મિલ્કત નથી ત્યાં પછી રાજાની જરૂર શા માટે?

દેવ પુરૂરવા—જ્યારે હું પૃથ્વી વિષે હતો ત્યારે આવું કંઇજ ન હતું. તે વખતે પૃથ્વી એટલી બધી પવિત્ર હતી કે દેવો પણ પૃથ્વી ઉપર ઉતરતા. હવે તો હમોએ સાંભળ્યું છે કે પૃથ્વી એટલી બધી પાપિષ્ટ બની ગઇ છે કે આર્યાવર્તમાં જતાં ઇંદ્ર ભગવાન પણ સંકોચાય છે!

ડૉ. કરમરકર—પણ ત્હમારી વર્તમાન નૃપતીશાહી વ્યવસ્થા કરતાં પૃથ્વીનું લોકશાસન ઘણી ઉંચી કક્ષાનું છે!

ડૉ. વિશ્વનાથમ—એમાં શંકાને સહજ પણ સ્થાન નથી. પણ વારૂ, ત્હમો કહો છો કે અહીં તો સુખ અને વિલાસ જ છે તો પછી ઇંદ્ર ભગવાનને જે વ્યાધી થયો છે તે પ્રસરવાનો વધુ સંભવ છે. લાવો જો દેવ અશ્વનીકુમાર, ત્હમારો હાથ.

[દેવ અશ્વનીકુમાર સંકોચાતા હાથ આપે છે.]

દેવ અશ્વનીકુમાર—પણ ઇંદ્રભગવાનના વ્યાધીએ જ ઉગ્ર રૂપ પકડયું છે.

[ડૉ. વિશ્વનાથમ હાથની ગાંઠ તપાસે છે.]

**ડૉ. વિશ્વનાથમ**–ત્હમને પણ અસર છે! સત્વર ત્હમો પણ તેની ચિકિત્સા શરૂ કરો!

**દેવ પુરૂરવા**–ત્યારે ડૉક્ટર, મ્હારો હાથ તો તપાસો!

**ડૉ. વિશ્વનાથમ**–[તેનો હાથ તપાસે છે] અરે! આ શું ત્હમોને પણ તેની અસર છે!

**દેવ અશ્વનીકુમાર**–અરે, આ તો સ્વર્ગ-વ્યાપી દેખાય છે!

**ડૉ. વિશ્વનાથમ**–અરે, જો ત્હમો બધાને જ સીફીલીસ થોડા કે વધુ પ્રમાણમાં હોય તો–

**ડૉ. કરમરકર**–માનુ છું કે આ દર્દ ઈંદ્રદ્વારા ઉપર આવ્યું હશે અને પછી અપ્સરાઓ દ્વારા સ્વર્ગમાં પ્રસર્યું હશે!

**દેવ પુરૂરવા**–[ગુસ્સાથી] એમ જ એમ જ! આ પાપિષ્ટ ઈંદ્રજ આ વ્યાધી માટે જવાબદાર છે. તેનુ સિંહાસન જમીનદોસ્ત કરવું જોઇએ! હું પુણ્યશાળી દેવ પુરૂરવા, અને મ્હને આ વ્યાધી?

**ડૉ. વિશ્વનાથમ**–દેવશ્રી પુરૂરવા, એમાં સંકોચ કે શરમને માટે બહુ સ્થાન નથી પૃથ્વી ઉપર 'પુણ્યશાળી' લોકોમાંજ આ વ્યાધી વધારે પડતો દેખાય છે. વારૂ ડૉ. કરમરકર, મ્હારી બેગ લાવ. આપણી પૃથ્વી આના કરતાં ઘણી સારી છે!

[ડૉ. વિશ્વનાથમ ગંભીર વિચારમાં પડી જાય છે અને કંઈક નિર્ણય કર્યો હોય તેમ તેમની મુખાકૃતી ઉપરથી દેખાય છે]

**ડૉ. વિશ્વનાથમ**–ચાલો, હવે હું [પ્રસ્થાન કરીશ.

**દેવ અશ્વનીકુમાર**–ક્યાં?

**ડૉ. વિશ્વનાથમ**– પૃથ્વી વિશે!

**દેવ પુરૂરવા**–અને મ્હારૂં ઇંજેક્શન!

**ડૉ. વિશ્વનાથમ**–[બેગ બંધ કરતાં] પૃથ્વી વિષે પધારજો! હું તો જાઉં છું!

પ્રસ્થાન કરવા માંડે છે.]

**દેવ અશ્વનીકુમાર**–અરે મ્હારી હૉસ્પીતાલ તો જુઓ!

**ડૉ. વિશ્વનાથમ**–ત્હમારી હૉસ્પીતાલ ત્હમોજ સંભાળો. ઇંદ્ર ભગવાનને કહે જો કે એક ઇંજેક્શન આપ્યું છે તેથી તેમને તો આરામ થઈ જશે......

**દેવ પુરૂરવા**–તેને તો સ્વર્ગ પણ ગમતું નથી!

[પડદો પડે છે.]

---

# અનિવાર્ય !

## સુંવાળી અને મનોહર ચામડી

કુદરતી બનાવટના તેલોમાંથી તઇયાર થતા આ ખુશબોદાર ટોઇ-લેટ સાબુથી તેને જાળવી રાખો.

ખુબસુરત ચામડી સીવાય બીજું એકે વધારે ખેંચાણ નથીઃ અને દરેક નીષ્ણાત જાણે છે તેમ મનોહર કાંતી માટે ઉપરની નહી પરંતુ ચામડીના રૂઆંટાની પણ સ્વચ્છતાની અગત્યતા છે ચોકખાં વનસ્પતીના તેલોની બનાવટ "૫૦૧" ટોયલેટ સાબુ વાપરવાથી આની તમો ને ખાત્રી થશે. તેના ઉચ્ચ અને લીસા ફીણથી ચામડીના દરેક મેલો ધીમે ધીમે પણ ચોકસાઇથી દુર કરી, જે સમાઇનની સરસ સુગંધ પ્રસરાવી સુંવાળી બનાવે છે.

ચોખ્ખો તેમજ કઠીન કેમીકલ્સથી નીરાળો હોઇ "૫૦૧" ટોયલેટ સાબુની આ ઉત્તમ જાત માટે ઘણીજ ઓછી કીંમત છે.




જનાવરની ચરબીથા બીલકુલ નીરાળો છે.




ટોમકો સેલ્સડીપાર્ટમેન્ટ,
પો. બોક્સ ૫૨૮, મુંબઇ.

**ધી તાતા ઑઇલ મીલ્સ લીમીટેડ, તાતાપુરમ**

# પેશાવરના શ્રમજીવીઓ સાથે-

**મારવાડના શ્રમજીવીઓના જીવનની આછી ઝાંખી કરાવતો એક લેખ ગઇ વખતે આપ્યો હતો તેજ લેખકની રસપદ શૈલીમાં આપણા સીમાપ્રાંતના બીરાદરોના જીવનમાં ડોકિયું કરાવતો લેખ વાંચકોનું ધ્યાનં જરૂર ખેંચશે..............તંત્રી.**

અબ્બેસ!!

આરિયા!!

કોઈ પણ બાંધકામ ઉપર ક્ષણભર ઉભા રહો તો આ શબ્દો ત્હમો અવારનવાર સાંભળશો. અબ્બેસ એટલે ઉંચે, અને આરિયા એટલે નીચે. આ શબ્દો મુળ પુસ્તુ ભાષાના. પણ પઠાણ શ્રમજીવીઓએ આ શબ્દો અહીં ચાલુ કરેલા અત્યારે તો તે સાવ સામાન્ય થઇ પડયા છે.

પઠાણ એટલે ચોકીદાર. એવી સામાન્ય માન્યતા બંધાઇ ગઇ છે. મુંબઇ શહેરમાં ટ્રામમાં બેઠાં બેઠા ત્હમે કોઇ આલીશાન મકાન ઉપર નજર નાંખશો તો પઠાણના ઓફીસના બારણાં આગળ પડેલા ખાટલા પર પહેલી ત્હમારી નજર પડશે. કોઇ પઠાણ ત્હમોને ગોડાઉન સાચવતો જડશે. આ સિવાય પઠાણ વિષે જગત બહુ ઓછું જાણે છે. છતાં વૈવિધ્યશાળી, ખુશાલ, અને આનંદભર્યું ભાગ્યે જ બીજા શ્રમજીવીઓનું જીવન હોય છે. આથી જ નર્મદા નદીના પૂલ બાંધતા પઠાણોના જીવનનો આ આછો પરીચયં આશા છે કે વાચક બીરાદરોને રસપ્રદ લાગશે.

બાંધકામના જોખમકારક અને જોરદાર કામો ઉપર પઠાણોનો અણુલખ્યો ઇજારો છે. તેમ ન હોય તો કામ જરૂર અટકી પડે. ઉંચા આકાશ સાથે વાતો કરનારા કેનના દોરડા ઉપર આરામથી બેસીને અબ્બેસ અને આરિયા કરનારા આ પઠાણને જુવો તો ત્હમે ચિત્રપટ જોઇ રહ્યા હોવ એવું જ ક્ષણભર લાગે. સામાન્ય માણસની છાતી થથરી જાય એટલી ઉંચાઇએ આરામથી બેસતા આ શ્રમજીવીઓના જીગરને ખરે-ખર ધન્ય છે! તેમજ જમીનની નીચે—ધરતીના પેટાળમાં કામ કરવા આ શ્રમ-જીવીઓને જરાય સંકોચ થાય તેમ નથી. આંખને અજાયબ કરે એવા કામો ઉપર આ પઠાણ શ્રમજીવીઓને જ્યારે સપાટા-બંધ ચઢી જતા જોઇએ છીએ ત્યારે તેમની હિંમત જરૂર પ્રશંસા માગી લે છે.

છતાં તેઓ પણ માને છે કે જોખ-મના કામ કરવાને માટે જ તેમના·

માં લાયકાત છે. 'હમ કુછ 'કુલી' નહિ હૈ'! હમ ખલાસી હૈ' આવો જવાબ અહીં અસ્વાભાવિક નથી. તેમનો 'રેટ' પણ મ્હોટો છે. જ્યારે સામાન્ય મારવાડી કુલીને આઠથી નવ આના 'રોજ' મળે છે ત્યારે પઠાણ 'ખલાસી'ને લગભગ રૂપિયો રોજ મળે છે! આ વધુ રકમનું અભિમાન પણ તેમનામાં હોય એ સાવ સ્વાભાવિક છે.

## શ્રદ્ધાળુ!

આને ધર્મ અને જમાદારમાં તેમને અપૂર્વ શ્રધ્ધા છે. તેમના કેમ્પમાં જમાદારો જોઇએ તેટલા છે. કંપની જમાદારોને સારો પગાર આપી ખુશ રાખે. બદલામાં જમાદાર તેના માણસો પાસેથી કામ લે. સાચી રીતે જોઇએ તો જમાદાર માત્ર પોતાના માણસોની જ દેખરેખ રાખે છે. સારાં કપડાં, ચટાકેદાર પઠાણી ચંપલ અને કસબી પાઘડીવાળો કોઇ પેશાવરી પુરૂષ દેખાય તો તરતજ સમજી લેવું કે બાંધકામ ઉપર કામ કરતો તે જમાદાર છે!

અહીં જમાદારનો શબ્દ એ વેદવાક્ય મનાય છે! જમાદારે કહ્યું એ કરવું જ જોઇએ! જમાદાર કહે કે આ કેન ઉપર ચઢી જાવ તો તે પઠાણ જરૂર ચઢી જાય. કારણ કે જમાદારની પાસે આર્થિક બળ છે. પઠાણના ચઢેલા પૈસા જમાદાર આવે તો જ મળી શકે! જમાદાર એ તો કંપની અને તેના કામદારો વચ્ચેના સંબંધનો સૌથી મહત્વનો અંકોડો છે!

## બીરાદરી

આને પઠાણ શ્રમજીવીઓમાં બીરાદરી પણ સારી દેખાય છે. એક પઠાણને વાગે તો તરત જ બે ચાર ભેગા થઈ જાય, એક બે જણ સારવારમાં જરૂર ઉભા રહે. ખબર કાઢવા તો લગભગ પંદર વીસ આવી જાય. પણ સાથે મારામારી અને દુશ્મનાવટમાં પણ તેઓ એટલા જ પુરા હોય છે. પેશાવરના જુનાં ઝેરવેર તેઓ અહીં પણ સંભારી રાખે છે અને લાગ આવે તો છરી કાઢતાં જરાયે ન સંકોચાય તેવા આ શ્રમજીવીઓ છે.

પઠાણ શ્રમજીવીઓમાં પણ બે વિભાગ છે. એક વિભાગ પોતાના બાલબચ્ચાં સાથે રહે છે. બીજો વિભાગ–એકલવાયાઓનો વિભાગ છે. પઠાણની પરદા પ્રથા અહીં પણ મોજુદ છે અને પઠાણની લલનાઓ તેમની ટીનની ચાર દિવાલની બહાર ક્વચિત જ પગલાં મુકે છે.

આનંદ—ગાના—અને ખુશમિજાજી એકલવાયાઓના કેમ્પમાં ભરપુર દીસે છે. આ વિભાગમાં એક વાર જઇએ તો અડધો કલાક તો આમે ય નીકળી જાય. એક પ્રકારનો પ્રખર આશાવાદ અને કંઇક અંશે નરી બાલિશતા પણ આ પઠાણોમાં જોઇએ તેટલી જડે છે!

## લઘુગ્રંથી

આને છ ફીટ ઉંચા અને ૩૬ ઇંચની છાતીવાળા આ બળવાન પઠાણોનું સામાન્ય મ નસ લઘુગ્રંથી [Inferiority complex ] થી પીડાય છે! વાત વાતમાં 'જી હજુર' શબ્દ એટલી બધી વાર આવે કે આપણે કંટાળી જઇએ. સાથે જ 'બાબુલોગ'ની બીક પણ તેમને બહુ લાગે છે. સુકલકડાં અને આજ મરૂં કાલ મરૂં જેવા ટાઇમકીપરો આગળ તેઓ શાંત બનીને ઉભા રહે છે, એટલું જ નહીં પણ અનેકવાર વધુ પડતું આજ્ઞાંકિતપણું દાખવે છે. વફાદારીના અતિરેકથી પીડાતા આ સમુહમાં સમુહભાવના જરાયે સર્જાઈ

નથી. વર્ષાદના સમયમાં પેશાવરના મુલ્કમાં રહીને અર્ધજંગલી જીવન ગાળનારા આ પઠાણો આસો માસ આવતાં હિંદુસ્તાન પ્રદેશમાં મજૂરી માટે ઉતરી પડે છે. જ્યાં કામ મળે ત્યાં જવા માટે તેઓ તૈયાર છે. જોઇએ તો બર્મામાં મોકલો ! જોઇએ તો સીલોન લઈ જાવ ! બાંધકામ ઉપર યંત્રોના સંસર્ગમાં રહેતા હોવા છતાં તેમનામાં નવી વિચારસરણી જેવું જરા પણ નથી. ધર્મ અને કુરાને શરીફમાં તેમની શ્રદ્ધા હજીય સનાતન છે. તેમનું સામાજીક જીવન પણ પહેલાંના જેવું જ છે. તેમના પહેરવેશમાં પણ કંઇ પ્રગતિ નથી. મજૂરી કરતાં કરતાં—પૈસા એ પઠાણનું આદર્શ લક્ષ્ય છે! અને જેમ બને તેમ વધુ બચાવી પેશાવર મોકલવાની તીવ્ર ઇચ્છા વળગેલા ભૂતની માફક તેમના જીવનની કેટલીક સુંદર પળોને હણી રહી છે !

આ શ્રમજીવીઓ છે ! શરીરની તાકાત ઉપર જીવનારા આ કામદારો છે. છતાં પણ તેમનામાં કામદાર વર્ગનું વર્ગીય તત્ત્વ બહુ ઓછું છે ! આગળ જોવાની તેમનામાં ઇચ્છા નથી. લાંબો વિચાર કરવાની શક્તિ નથી. અક્ષરજ્ઞાનથી અતી અળગા આ મજૂર બીરાદરોમાં વર્ગભાવના ખીલે તેવો સંભવ અતિ ઓછો. છે. સાથેજ વફાદારીની ભાવનાથી તેઓ એટલા બધા ઓતપ્રોત થઈ ગયા છે કે કંપનીનાં હિત તેમનાં હિતનાં વિરોધી છે એમ સમજાવું લગભગ અશક્ય છે !

છતાં તેઓ પણ પલટશે. શબ્દ કરતાં સમયનું બળ મ્હોટું છે. એ સમય પણ આવે કે શ્રમજીવીઓના પક્ષનું નેતૃત્વ પણ તેઓ લે. હિંદની આઝાદી માટે જરૂર આ આશા રાખી શકાય. એક વસ્તુ તો તરત જ જણાઈ આવે છે કે જો તેઓ એકવાર કોઇપણ વસ્તુ ઉપાડી લે તો છેવટ સુધી તેને વળગી રહે તેવી વૃત્તિ તેમનામાં સતેજ છે. હું તો માનું છું કે હિંદની આઝાદીની લડતમાં આ પઠાણો ઘણો આગળ પડતો ભાગ ભજવશે.

# નો
# ક
# રી

[illegible]મની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઇ આણંદજી રાવળ
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

**પચીશ વર્ષના** જુગતરામને જીવનનાં લગભગ બધાંય મહત્ત્વનાં કામ હજુ બાકી હતાં અને તે બધાં કામ માટેનું બળ તેને આ નોકરીમાંથી મેળવવાનું હતું. એથી જ તો એનું શરીરયંત્ર અવિરત કામ કરતાં થાકતું જ નહિ. ગયે વખતે તેણે શેઠ પાસે પગાર વધારવાની વાત કરેલી ત્યારે તેણે હસીને જવાબ આપેલો "એમાં શું વળશે! તારે જોઇએ ત્યારે એક સામટું માગી લેજે ને." અને થોડા જ વખત પહેલાં શેઠના પ્રીતિપાત્ર એક નોકરના લગ્નપ્રસંગે દુકાન તરફથી બસો રૂપિયાનો ચાંલ્લો થયો હતો તેની શેઠે યાદી આપી. આથી એ ભવિષ્યની આશા આપતા ઉપકારમય શબ્દોના ભારમાં જુગતરામની માગણી દબાઈ ગયેલી. જુગતરામે જોયું કે શેઠિયાઓ તદ્દન બેકદર તો નથી હોતા. જુગતરામના આશાવાદે તેને સમજાવ્યું કે શેઠિયાઓને બેકદર થવું પાલવી જ ન શકે. કારણ Survival of the fittest ના સ્તોત્ર પ્રમાણે જુગતરામની ઉપયોગિતા સ્થાપિત થાય એટલે તેની ગરજ માફકની સગવડો તેને મળવી જ જોઇએ, કેમકે બંને પક્ષનો તેમાં સ્વાર્થ હતો.

અને આ નવા શિખાવેલા આશાવાદના જોરે જુગતરામે ઘણું ઘણું કામ કરી નાખ્યું. હુલ્લડના વખતમાં જ્યારે કોઇ દુકાને આવવાની પણ હિંમત ન કરતા ત્યારે જુગતરામ આ આશાવાદના જોરે ઉઘરાણી પતાવી આવતો. એ જ આશાના બળે તે માલના નમુના લઈ દેશપરદેશ રખડયો હતો અને ખાવું, પીવું, સુવું વગેરે અનેક માનવજીવનની અનિવાર્યતાઓની પણ અવગણના કરીને તેણે શરીર ટકાવી રાખ્યું હતું. ઘણીએ વખત તે થાકયોપાકયો અમદાવાદ પહોંચતો અને કાંઇક આરામ મેળવવા કોઇ સંગીતના જલસામાં જવા મન લલચાતું પણ તુરત તેને દેશમાં બેઠેલી હજુ અપરિણિતા લલિતાનું નાજુક મુખ યાદ આવતું અને સંગીત પાછળ ખરચાવાની નોટ લલિતા માટે ભેટ લેવામાં ખરચવા ઇચ્છા થતી. પણ પાછળથી તારીજ કરતાં જણાતું કે એ પામર જીવનમાં કદાચ વિલાસને માટેના ખર્ચને સ્થાન હોય પણ ભેટોનો

લેખક :
હરિકૃષ્ણ વ્યાસ

સમાવેશ તો થઇ શકે તેમ નથી જ. અને આપોઆપ અધુ઼ બહાર નીકળેલું પાકીટ પાછું ખીસામાં પડતું અને આમ એ ખર્ચનું વળતર વાળવા માટે કરવું પડતું ખોટું મુસાફરીનું બીલ ન થતું. ઘણીએ વખત વાણિજ્યના એકધારા નીરસ જીવનમાં કાંઇ નવીનતા લાવવા તેની નજર કોઈ પિકચર-પેલેસ તરફ વળતી પણ તરત ઓછા સમયમાં ઘણું કરી બતાવવાની મહત્ત્વાકાંક્ષા જાગૃત થતી અને સિનેમાને બદલે સિનેમા જોવા આવેલા પ્રેક્ષકોનાં દર્શનથી જ તૃપ્તિ મેળવી તે એક બે વધુ ગ્રાહકોની મુલાકાત માટે ઉપડી જતો. એનાં જીવનનાં ફક્ત બે ધ્યેય હતાં: પ્રેમ અને સ્વાતંત્ર્ય. અને એ બન્ને આપવાની આશા આપતું આ એક જ કલ્પવૃક્ષ હતું: નોકરી. એથી જ તે પોતાના રૂધિરથી તેનાં મૂળ પોષતો હતો.

અને આથી જ દીવાળી અને બેસતા ંનાં તહેવારો ક્યારે પસાર થયા તેની ુગતરામને ખબર જ ન રહી. નફા ખોટની તારવણી, માલની બચતનો હિસાબ, ઈન્કમટેક્ષ માટેની તૈયારી વગેરે અનેક કાર્યોની તકલીફમાં દીવાળીની રોશની જોવા પૂરતી આંખો ઉંચી કરવાની તેને ફુરસદ જ મળી ન હતી. આ વખતે શેઠિયાઓએ બહુ જ તાકીદે કામ માગ્યું હતું અને બધું "ક્લીઅર" કરવાનો હુકમ કર્યો હતો. જુગતરામની દૂરદર્શી બુદ્ધિ એ બધા પટહુકમોની પાછળની મંત્રણા જાણી ગઇ હતી. માટે જ આ વરસની નોકરોની કાપકુપમાં પોતાનું નામ ન આવે એટલા ખાતર તો તે હંમેશના કરતાં પણ વધુ ઉલટથી કામ કરતો હતો. દિવસના કામથી થાકી લોથ જેવો થઈ જવાથી તેને જ્યારે ઉંઘવાની ઇચ્છા થતી ત્યારે તે પોતાને સંજીવની આપનાર મંત્ર બોલતો: "Survival of the fittest." અને તરત કામ પર બેસી જતો, અને એનો પ્રતિસ્પર્ધી ગજાનન 'હવે તો થાકયા' કહી ચોપડો અને કલમ ફેંકી ઉભો થઈ રાતના આઠ વાગ્યે ચાલ્યો જતો ત્યારે જુગતરામ તેની પીઠ પર વિજેતાની નજરથી જોઈ મંદ સ્મિત કરતો, અને દસ બજે સૌથી છેલ્લો તે દુકાન છોડતો ત્યારે પોતે દુકાનનો એક નાનો ભાગીદાર હોય એવા ગર્વમિશ્રિત ઉત્સાહથી જમાદારને સૂચનાઓ આપતો જતો.

દીવાળી ગઇ. દીવાળી અંગેનું દુકાનનું બધું કામ પણ પુરૂં થઇ ગયું; નવું કામ તો હવે બહુ જ ઓછું આવતું હતું, કેમકે મંદીની અસરથી એ પેઢી પણ મુક્ત ન હતી. એથી એક દિવસ બપોરે નવરા બેઠાં જરા શેઠને ત્યાં જઈ આવવાનો જુગતરામે વિચાર કર્યો. જુગતરામ દિવાનખાનામાં આવ્યો તો તેણે જોયું કે ગજાનન ત્યાં આગળથી જ બેઠેલો હતો અને શેઠ સાથે ગપ્પાં મારતો હતો. ગજાનનની દુકાનમાં અનિયમિત હાજરીનું કાંઇક ઝાંખું કારણ જુગતરામને સમજાયું. દુકાનમાં ન હોય એટલો સમય તે અહીં નોકરી નોંધાવતો. પણ જુગતરામે એક છૂપો મંત્રોચ્ચાર કર્યો "Survival of the fittest" અને એ મંત્રના જોરે ચ્હેરાપર છવાયેલી તાઝગી સહિત દિવાનખાનામાં આવી શેઠની ગાદી પાસે આવીને બેઠો.

જુગતરામ છેક ગાદી નજીક આવ્યો ત્યારે ગજાનન સાથે ગપ્પાં મારવામાં મશગુલ થયેલા શેઠનું તેના તરફ ધ્યાન ગયું અને કાંઇક વિસ્મય, કાંઇક બેપરવાઇ અને કાંઇક મશ્કરી કરતા સુરે બોલ્યો, "ઓહો

જુગતરામ, આજ તો તમે કાંઈ ભૂલા પડયા ?"

"હા, જી! આજ કામ કાંઈક ઓછું હતું. તે થયું ચાલ જરા શેઠ પાસે જઈ આવું. આ ચાર માસમાં તો કયાં જરાય નીરાંત હતી."

"હા. હા જુગતરામ તમે સારું કામ કરો છો હો." શેઠે કાંઈક સહાનુભુતિ અને કાંઈક શંકાશીલતાથી કહ્યું. એટલું કહેતાં તેણે એક વખત જુગતરામ તરફ અને એક વખત ગજાનન તરફ જોયું. શેઠના માપનો કાંટો કઈ બાજુ નમ્યો તે તો ન સમજાયું. છતાં તેમને મ્હોંએ સત્ય તો નીકળ્યું જ.

"એ તો ઠીક પણ..." શેઠ આગળ કાંઈ બોલે તે પહેલાં તો શેઠની પાછળ બેઠેલા કીકાનો "અં...અં...અં ..અં" પોકાર શરૂ થયો.

"કેમ શું છે, વળી?" શેઠે વાકય અધુરૂં મુકી કીકાને પૂછ્યું.

"ચાલે ઘોલે બેચવું ચે, એં...એં...એં ...એં" અને કીકાએ એકાદ બે મીનીટમાં જ આખું દિવાનખાનું ગજાવી મુકયું.

પોતાના પુત્રની ઘોડેસ્વારી કરવાની એ ઉત્કટ ઇચ્છાને દાબવા શેઠે તેને એક તમાચો ધરી દીધો. પણ શેઠની વૃદ્ધાવસ્થામાં શેઠાણીને એ રતન માંડ માંડ સાંપડયું હોવાથી તેનાથી એ જુલમ સહન ન થયો. તેઓએ રસોડામાંથી દોડી આવી મી. કીકાના સુરમાં સુર પૂરાવ્યો.

ગજાનન અને જુગતરામ બંને આ દૃશ્ય જોઈ રહ્યા. જુગતરામને બાળક પ્રિય ન હતાં તેમ તો નહિ પણ આઠ વર્ષની વયના બાળકનો આવી જાતનો કજીઓ તેને નોટીસ આપ્યા વિનાની ફોજદારી જેવો લાગ્યો. તેને થયું આવડું બાળક દલીલથી સમજી શકે. તેણે મત આપ્યો, "ચાલોને ગાડી મંગાવીએ અને જરા ફરી આવશે એટલે રહેશે."

પણ કીકાએ દલીલ કરી "ચાલે આંઇ ને આંઇ ઘોલે બેચવું ચે એં...એં... એં...એં..." જુગતરામ જોઈ રહ્યો. શેઠની સ્થિતિ દયાજનક થઇ પડી, કેમકે તેઓ પણ જુગતરામના જ મતના હતા. પણ શેઠાણીના ભયે ભયનું શસ્ત્ર અજમાવી શકતા ન હતા

ગજાનનની ચાલાક બુધ્ધિએ ઉપાય શોધી કાઢયો. તરત તે ચાર પગે ચાલતો કીકા પાસે ગયો, તેને પોતાની પીઠ પર લીધો અને આખા દિવાનખાનામાં ફરી તેની સ્વારીની ઇચ્છા સંતોષી. શેઠે એ જોયું અને ગર્વમાં આવ્યા; શેઠાણીએ એ જોયું ને હર્ષમાં આવ્યાં; જુગતરામે એ જોયું અને જોઈ રહ્યો. બાળક તરફના પ્રેમને ખાતર થતી રમત તેને પ્રિય હતી. પણ સમજણા બાળકની ખોટી હઠ સંતોષવામાં તેને પ્રેમ જેવું કાંઈ ન લાગ્યું. પણ કીકાને આવી ફિલસુફી આવડતી ન હતી. તેણે તો ગજાનનની પીઠ પર બે ચાર કુદકા માર્યા, બે ચા વખત તેને થાબડયો, એક બે ગાળો દીધી (પણ ગજાનન એ વખતે

'ઘોડો' હોવાથી એવું કાંઇ સમજ્યો નહિ) અને બે ચાર વખત તેના કાન ખેંચ્યા એક વખત સ્વારીનો વન્સમોર કરાવ્યો. અને પછી શાન્ત થઇ પિતાના ખોળામાં બેસી ગયો.

* * *

એ દિવસના ઉપકારનો બદલો આભારી શેઠ ભૂલી શકે તેમ ન હતું. તેમને મુર્શીદાબાદના બદમાસ ઘરાક પાસેથી મારની બી છતાંક પણ ઉઘરાણી પતાવી શકે એના કરતાં કીકાની અને કીકાની માની ઉઘરાણી પતાવી શકે એવા નોકરની વધુ કિંમત લાગી અને તેથી ચુંટવાના નોકરની પસંદગી વખતે હાથણીએ ગજાનન પર કળશ ઢોળ્યો.

તે રાત્રે દસ વાગ્યે જુગતરામે દુકાન છોડી ત્યારે કલ્પિત ભાગીદારીની ખુમારી તેની આંખોમાં ન હતી. ત્યારે ન તો જમાદાર તેની સલામે આવ્યો કે ન તેને કાંઇ જમાદારને કહેવાનું હતું. તે દરવાજા બહાર નીકળ્યો. જરા દૂર જઇ તેણે એક કટાક્ષ એ દરવાજા પર ફેંક્યો. અને એ મુક કટાક્ષમાં એણે ઘણુંય કહ્યું. પણ એ બધાંનો પ્રધાનસુર એક હતો: "Survival of the Sweet-est."

# કયો માર્ગ?

રાલ્ફ ફોકસનું નામ એક ઉદ્દામ લેખક તરીકે ખૂબ મશહુર છે. તેમણે હાલમાં બ્રીટનની શાહિવાદી નીતી એ સબંધે એક સુન્દર પુસ્તક લખ્યું છે. એ પુસ્તકમાં એમણે ચાલુ વેપાર-મંદીમાંથી ઉગરવાના બે માર્ગો-યુદ્ધ અને ક્રાંતિ-ના દર્શાવીને સામ્રાજ્યની જનતાને પુછ્યું છે કે તમે કયે માર્ગે જવા માગો છો? મી૦ ફોકસના એ મુદ્દાઓ સહુએ વિચારવા સરખા છે.

**પસાર થએલા** માસ દરમ્યાન પરદેશનાં છાપાંઓ ખબર લાવ્યાં છે કે જૂનાં જૂનાં સામ્રાજ્યોની સાંસ્થાનિક પ્રજાને અને ખાસ કરીને હિન્દને અત્યંત ઉપયોગી થઇ પડે એવું એક પુસ્તક હમણાં બ્રીટનમાં પ્રગટ થયું છે. એ પુસ્તકનું નામ છે: "બ્રીટીશ શાહિવાદની સાંસ્થાનિક નીતિ." એ પુસ્તકનો લેખક છે; રાલ્ફ ફોકસ. રાલ્ફ ફોકસનું નામ હિંદમાં છેલ્લે છેલ્લે ઠીક ઠીક જાણીતું થયું છે કેમકે તેણે લખેલ પુસ્તક 'લેનીન' હિન્દમાં સારી રીતે પ્રચાર પામ્યું જણાય છે.

રાલ્ફ ફોકસે પ્રસ્તુત પુસ્તકમાં જગતની અત્યારની વેપારમંદીનું ઉગ્ર સ્વરૂપ બરાબર સ્પષ્ટ કરીને જગતની મહાન શાહિવાદી સત્તાઓ તેમાંથી ઉગરી જવાની કઇ યોજનાઓ હાથ ધરી રહી છે તે બતાવવાને પ્રયાસ કર્યો છે. તેનું કહેવું ટુંકામાં એવું છે કે જગતની બધીએ શાહિવાદી સત્તાઓ પોતપોતાના તાબાના સાંસ્થાનિક દેશોને હિસાબે અને જોખમે અત્યારની મંદીમાંથી ઉગરી જવા માગે છે. એમ કરવામાં જે શક્યતાઓ અને જોખમો સમાએલાં છે તે બરાબર પારખી લઇને પોતાની યોજનાઓ તેઓ કઇ રીતે ઘડે છે

તે એ પુસ્તકમાં વિસ્તારપૂર્વક બતાવવામાં આવ્યું છે અને ખાસ કરીને બ્રીટીશ શાહિવાદ કઇ ગતમાં રમે છે તેના પર એ પુસ્તકમાં પ્રકાશ પાડવામાં આવ્યો છે. આ પુસ્તકનાં જે અવલોકનો પરદેશી છાપાંઓમાં પ્રગટ થયાં છે તે પરથી આ લેખ તૈયાર કરવામાં આવ્યો છે.

## જગતની આર્થિક અવદશા.

જગત અત્યારે જે કારમી વેપારમંદીનું ભોગ બની રહ્યું છે તેનું મુળ અને સાચું કારણ એટલું જ છે કે અત્યારની મુડીવાદી સમાજવ્યવસ્થા નીચે ઉત્પન્ન થતાં ધનની વહેંચણી એવી અસમાન રીતે થાય છે કે મોટા મોટા નફા જમા કરી તેના અમુક ભાગની મદદથી વધારે નફા મેળવવા માટે ઉત્પાદનનાં સાધનોને વધારે વિશાળ અને વધારે કાર્યક્ષમ બનાવ્યે જતા જગતના મુડીવાદીઓને એ ખ્યાલ નથી જ રહ્યો કે તેઓ જે માલ ઉત્પન્ન કરે છે તે ખરીદ કરવાને માટે મહેનતુ માનવો પાસે શકિત રહી નથી. પરંતુ આ વસમું સત્ય સ્વીકારી તેનો એ પ્રમાણે ઉપાય કરવાની પ્રમાણીકતા જગતની રાજ્ય કરનારી શાહિસત્તાઓમાં નથી. કેમકે એ માર્ગે એમની નફાખોરીનો વિનાશ સમાએલો છે. અત્યાર સુધી જે વેપારમંદીઓ આવતી તેમનો નિકાલ સામ્રાજ્યોની સીમા અને તાબેદાર પ્રજાઓનાં શોષણની કક્ષા વધારીને કરવામાં આવતો. હવે સ્થિતિ એવી આવી છે કે પૃથ્વિના તલ પર એકેય પ્રદેશ કે એકેય માનવજાત એવી રહી નથી કે જેના પર એક યા બીજા સામ્રાજ્યની આણ વિસ્તારી શકાય. તેમ જ જે તાબેદાર પ્રજાઓ છે તેમનું શોષણ પણ બહુ આગળ વધી શકે તેમ નથી કારણ કે શોષણની શકયતાઓ જ ઓસરી ગઇ છે.

ઉપરાંત આજે એક કે બે એવી સામ્રાજ્ય સત્તાઓ છે કે જેમની પાસે સંસ્થાનો સારા પ્રમાણમાં છે જ્યારે બીજી એવી સામ્રાજ્ય સત્તાઓનો ઉદય થવા પામ્યો છે કે જેઓની પાસે સંસ્થાનો નથી અને જેઓની સંસ્થાનોની લગતી ભૂખ અત્યંત ઉગ્ર બની છે. એ સામ્રાજ્ય ભૂખનું મુળ એ માન્યતામાં રહેલું છે કે અત્યારની વેપારમંદી ઉપર જણાવેલાં નક્કર કારણને નહિ પણ કોઇ ન સમજાય એવા ગોટાળાને આભારી છે. પરિણામે જુદી જુદી સામ્રાજ્ય સત્તાઓ વચ્ચે અદેખાઇનો ઉકળાટ અસહ્ય બનવા લાગ્યો છે.

## શાહી સત્તાઓની દાનત

ઉપર જણાવેલા વિચારો સ્પષ્ટ રીતે સમજાઇ જાય એટલા માટે જુદી જુદી સામ્રાજ્ય સત્તાઓની અત્યારની રમતનું અવલોકન કરી લેવું આવશ્યક છે.

સ્થાપિત શાહિસત્તાઓ પાસે જે તાબેદાર સંસ્થાનો અત્યારે છે તેમના પર પોતાની પક્કડ વધારે મજબૂત બનાવવાની નવી યોજનાઓ તેઓ વિચારે છે; હસ્તી ધરાવતાં સંસ્થાનોની પુનર્વહેંચણીની યુક્તિઓ વિચારાય છે; કોઇ સત્તાના સાંસ્થાનિક સ્વાર્થોને ટેકો આપી તાત્કાલિક લાભો મેળવી લેવાની બાજીઓ ખેલાય છે: અને છેવટે, સાંસ્થાનિક દેશોનો સુખ, સંપત્તિ અને સ્વતંત્રતાનો આદર્શ પુરો પાડનાર સોવિએટ યુનીઅન સામે બળ અજમાવવાની યોજનાઓ પણ વિચારાય છે. પણ જ્યાં લૂટણકળાની આવી ગંદી બાજીઓ ખેલાતી હોય ત્યાં અંદર અંદરની અદેખાઇની પણ શી ખામી હોય? આ રહ્યા એ બધાંના નક્કર દાખલાઓ:

બ્રીટનની શાહિસત્તા વ્હાઇટ પેપરની યોજના અને લશ્કરી બળના વધારાથી હિન્દ પરનો પોતાનો કાબુ વધારે સાબુત બનાવવાનો પ્રયાસ કરે છે. જાપાન અને તેને છૂપી રીતે મદદ કરનાર બીજી શાહિ-સત્તાઓ ચીનના નવી રીતે ભાગલા પાડી લેવાની તજવીજ કરી રહી છે. ઇટાલી ઉત્તર આફ્રીકામાં પોતાની સત્તા વિસ્તાર-વાને પ્રયત્ન કરી રહેલ છે. જર્મની પૂર્વ અને દક્ષીણ પૂર્વનાં યુરોપમાં પોતાની સત્તા જમાવવાને વલખાં મારી રહેલ છે અને હીટલરનાં માનીતા પટાવત ગોરીંગે હજુ થોડા જ વખત પહેલાં સ્પષ્ટ કહી દીધું હતું તેમ બ્રીટનની હિન્દ સબંધી નીતિને ટેકો આપીને યુરો-પમાં પોતાની નીતિને બ્રીટનનો ટેકો મેળ વવાની તદબીર રચે છે. આ રીતે બ્રીટન, જાપાન અને જર્મની સોવિએટ યુનીયન સામે વૈરવૃત્તિ કેળવી રહ્યાં છે. બીજી તરફથી ફ્રાન્સ અને ઈટાલી વચ્ચે, જર્મની અને ફ્રાંસ વચ્ચે, જર્મની અને ડાન્યુબનાં કાંઠાનાં રાજ્યો વચ્ચે અને પાસીફીક સમુ-દ્રમાં અમેરિકા અને બ્રીટન વચ્ચે, જાપાન અને અમેરિકા વચ્ચે અને વધારે સ્પષ્ટ સ્વરૂપમાં સોવિએટ યુનીઅન અને જાપાન વચ્ચે ચકમક ઝરવા લાગી છે. પરિણામે દરેક સત્તાએ પોતાનો શસ્ત્ર સરંજામ વધા-રવા માંડયો છે. આ સ્થિતિનું પરિણામ યુદ્ધમાં આવે એ દેખીતું છે. એટલે પહેલાં યુદ્ધમાં લડી જે જીવતા રહે અને જીતે તેઓ સંસ્થાનોની ફરી બાટણી કરી લે એવો શાહિ સત્તાઓનો માર્ગ છે.

### લશ્કરી સત્તા

**અત્યારની** આર્થિક મંદીમાંથી ઉગરી જવા માટે શાહિ-સત્તાએ જ્યારે એ માર્ગ અખ-ત્યાર કર્યો છે ત્યારે તાબેદાર દેશોની પ્રજાઓ અને સ્વતંત્ર દેશોના શ્રમજી-વિઓ પોતાને અનુકુળ એવા એક બીજા માર્ગથી વાકેફગાર બની ચુકેલ છે. એ માર્ગ ક્રાંતિનો છે. સ્થાપિત સામ્રાજ્ય સત્તાઓ એ વાતથી છેકજ અજ્ઞાત નથી. અને તેથી તેમની પોલાદી એડીઓ નીચે કચડાએલી માનવતા ક્રાંતિનો માર્ગ અખ-ત્યાર ન કરે તેને માટે તેઓ પુરતા સાવ-ધાન રહે છે.

જગતની સામ્રાજ્ય સત્તાઓમાં બ્રીટ-નનું સ્થાન અજોડ છે ઉપરાંત પોતાની અત્યારની મુડી—સામ્રાજ્યવાદી સત્તાને સલામત રાખવી હોય તો બીજી કોઈ પણ સત્તા કરતાં બ્રીટનને પોતાનાં સંસ્થાનોની અગત્ય ઘણીજ વધારે છે. સંસ્થાનો વિનાનાં બ્રીટન જેવો નિરાધાર દેશ બીજી કોઇ પૃથ્વિમાં મળવો મુશ્કેલ છે. "બ્રીટનનાં સંસ્થાનોમાં હિન્દ સહુથી પ્રમુખસ્થાને છે. "બ્રીટીશ તાજનું એ કીમતીમાં કીમતી જવાહિર છે." આ કારણથી બ્રીટનનાં સમગ્ર રાજકીય ચિંત-નમાં અને તેની પરદેશનીતિની દોરવ-ણીમાં હિંદ અત્યંત અગત્યનો ભાગ ભજવે છે ગી૦ ફોકસ કહે છે કે હિંદ સંબંધી વિચારણામાં બેજ મુખ્ય મુદ્દાઓ બ્રીટીશ શાહિવાદ સામે પડેલા છે. એક બહારનાં આક્રમણ સામે હિંદના બચાવનો અને બીજો આંતરિક સલામતિ જાળવી રાખ-વાનો. હિન્દ પર બહારથી આક્રમણ થવાનો ભય આજે છે નહિં. ઝારના વખતમાં રશીઆ હિંદ પર આક્રમણ કરે એવો ભય રાખવામાં આવતો. આજે એ ભય અદશ્ય થયો છે પણ એક બીજો ભય ઉત્પન્ન થયો છે. સોવિએટનું સમાજતંત્ર આજે જગતની તાબેદાર પ્રજાઓને પ્રેરણારૂપ બન્યું છે અને તેણે વહેતી મુકેલી ભાવ-

નાઓ તાબેદાર પ્રજાઓને પોતાના સત્તાધીશો સામે પડકાર આપવાની પ્રેરણા અને માર્ગો સુચવે તેવી છે આ કારણથી સોવિએટ યુનીઅનને ઠેકાણે પાડવો એ બ્રીટનની શાહિનીતિનું એક સુત્ર છે બીજું જરૂર પડયે સોવિએટ સામે ધસી શકાય એટલા માટે અફઘાનીસ્તાનને પોતાના પક્ષમા અને પોતાની અસરો નીચે રાખવાની બાજી બ્રીટન ખેલી રહ્યુ છે એટલુ જ નહિ પણ જરૂર પડયે તે દેશમા ૩ઇ જગ્યાએ પોતાના લશ્કરી થાણાઓ જમાવી શકાય તેની યોજના બ્રીટન પાસે તૈયારી પડી છે એમ મી૦ ફોક્સ જણાવે છે અને હિંદની સરહદ પર આક્રમણ થવાનો ભય ન હોવા છતા તેના રક્ષણની અસામાન્ય તૈયારીઓ બ્રીટને કરી જ રાખેલી છે

હિંદમા રાખવામા આવતુ લશ્કર આતરિક શાંતિ જાળવી રાખવાને માટે છે એમ આપણે બ ગાલના અનુભવથી નજરે જોઇ રહ્યા છીએ અને હમણા જ હિંદી લશ્કરના વડાએ એ વાતનો સાફ એકરાર કાઉન્સિલ ઓફ સ્ટેટમા કર્યો છે હિન્દ સબધી બ્રીટનની એ લશ્કરી નીતિ છે તે ઉપરાત અમેરિકા હિન્દની બજારોમા બ્રીટન સાથે હરિફાઇમા ઉતરે એ ભય પણ રહેલો છે અને છેલ્લે જાપાનીઝ હરિફાઇ પણ જાગી છે આ બધા કારણોસર બ્રીટન અને હિન્દ બન્નેનુ મળીને લશ્કરી ખર્ચ વાર્ષિક સોળ ક્રોડ પાઉન્ડ જેટલુ થાય છે આકડાઓ વગેરે ટાકીને મી ફોક્સ એવુ બતાવે છે કે બ્રીટન આજે જગતમા મહાનમા મહાન લશ્કરી સત્તા છે

## આર્થિક નીતિ

તે પછી તે હિન્દ પ્રત્યે બ્રીટનની આર્થિકનીતિ પર આવે છે લાબી ચર્ચાને અંતે તે એમ કહે છે કે હિન્દી ઉદ્યોગોને ખીલવવા એ બ્રીટનની કદી પણ નીતિ હતી નહિ અને આજે પણ નથી. તેથી ઉલટાનુ ઉપયોગી થઇ પડે એવા અમુક સ્વાર્થોને સાથમા લઇ હિન્દને બ્રીટીશ થાપણ રોકવાનું અને બ્રીટીશ માલ ખપાવવાનુ મુખ્ય મથક બનાવવાની બ્રીટનની ઉમેદ છે આ રીતે હિન્દનુ આર્થિક શોષણ વધારીને બ્રીટનને સદ્ધર બનાવવાના પ્રયાસો તે કરી રહેલ છે ઓટાવા કરારો, અઢાર પેનીનુ હુંડીઆમણ, સોનાની નિકાસ પર પ્રતિબંધ ન મુકવાની હઠ, મોદી–લીઝ કરારો એ બધા એ નવી નીતિના સુચક ચિન્હો છે

## રાજકીય સુલ્ય આંકણી

હિંદ પ્રત્યે બ્રીટનની એ નીતિનુ પરિણામ હિન્દીઓ પર કેવુ આવે છે તે બતાવવા જતા મી૦ ફોક્સ હિન્દની પ્રજાનો મોટા ભાગ–ખેડુતો અને કામદારો–ની સ્થિતિનો સવિસ્તર ચિતાર આપી એમ જણાવે છે કે હિન્દમા અત્યારે લડાઉ ટ્રેઇડ યુનીઅન પ્રવૃત્તિ અને વર્ગ વિગ્રહની ભાવના પ્રબળ બન્યા છે તે એ લોકોની અવદશાને આભારી છે આ રીતે તે હિન્દની રાજકીય પ્રવૃત્તિના ક્ષેત્ર પર આવે છે હિન્દની રાજકીય સ્થિતિ પરત્વે મી૦ ફોક્સની વલણ વધતે ઓછે અંશે હિંદના સામ્યવાદીઓ જેવી છે અને તેથી તેને સ્વીકારી લેવા સંબધે હિંદીઓમા મતભેદ જાગવાનો સંભવ છે તેએ કહે છે કે સામટે સરવાળે હિંદની સ્વતત્રતાની લડત અત્યારે એક ડગલુ આગળ વધેલી છે સામાન્ય જનસમુદાયમા જે બાબતો રાજકીય ભાન જાગૃત કરે છે તે વધારે બળવાન બનવા લાગી છે દેશને

શાહિસત્તાની ધુંસરીમાંથી મુક્ત કરવા માટે પ્રયત્ન કરનારી એક મહાન રાજકીય સંસ્થાના આગેવાનો દેશમાં સ્થાપિત હિતો ધરાવનાર લોકોના રથને પૈડે બંધાએલા છે. સ્થાપિત હિતોવાળાઓને શાહિસત્તાનાં શોષણ અને સરમુખત્યારી કરતાં પણ આમ-વર્ગની માગણીઓનો વધારે ડર છે. અને પરદેશી સત્તા પાસેથી પોતાના પક્ષ માટે લાભદાયક હોય એટલા પુરતી વધારે છુટ-છાટો પડાવી લેવી એટલા પુરતી જ એમની રાજકીય લડત છે. એટલે તેમની સાથે સંક-ળાએલ કોંગ્રેસની આગેવાની આજે નાદાર માલુમ પડી છે. પરંતુ આ કારણથી રાજ-કીય પ્રવૃત્તિ પાછી પડશે એમ મી૦ ફોક્સ માનતા નથી. તેઓ એવો વિશ્વાસ ધરાવે છે કે જેને કોઈ પણ સંયોગોમાં શાહિ-સત્તા સાથે સાટાંદોટાં કરવામાં સ્વાર્થ ન હોય એવી, સઘળાંએ શાહિવાદ વિરોધી તત્વોને પોતાની આસપાસ એકત્રિત કર-નારી નેતાગીરી જરૂર ઉભી થશે. મી૦ ફોક્સનાં કહેવા પ્રમાણે આ પ્રકારની નેતા-ગીરીએ બે વસ્તુનો ખ્યાલ રાખવાનો રહેશે. એક એ કે જે સુધારાવાદીઓનો વામપક્ષ છે અને જેઓ ઉદ્દામ વાક્યો ઉચ્ચારે છે પણ શાહિવાદ સામેની સતત અને અંતે વિજયી નીવડનારી લડતના પાયા નાખ-વાની બુધ્ધિ કે ઈચ્છા બેમાંથી એકે ધરા-વતા નથી તેઓથી ચેતતા રહેવું, અને બીજું એ કે તેઓ લોકસમુદાયથી અને રાજકીય લડતના ચાલુ પ્રવાહોથી અલગ ન પડી જાય એ વાતની પુરતી સંભાળ રાખવી. ખેડુતો, કામદારો અને બુધ્ધિ-જીવીઓના બુધ્ધિશાળી વર્ગોમાં છેલ્લાં થોડાં વર્ષોથી રાજકીય ભાનનાં જે પૂર વહેવા માંડયાં છે તે મી. ફોક્સને બહુ આશા આપતું ચિન્હ જણાય છે. તેમનાં એ ભાનને દિવસે દિવસે વધતી જતી આર્થિક સંકડામણ વધારે ધારદાર બનાવી રહી છે અને તે કારણસર જ બ્રીટીશ શાહિવાદે હિંદમાં બહુ જ મજબુત હાથે કામ લેવા માંડયું છે અને હિંદને લગતી પરદેશનીતિ પણ તેણે વધારે સજીવ બનાવી છે એ વાતની નોંધ સહુ કોઈ લે એમ મી. ફોક્સ ઈચ્છે છે.

## હિંદ અને બ્રી. કામદારો

હિંદ સંબંધી આટલું કહી લીધા પછી બ્રીટીશ કામદાર વર્ગની વલણ હિંદ તરફ કઈ જાતની હોવી જોઇએ એ વાત પર તે આવે છે. આ વિષયની ચર્ચા કરતાં તે બ્રીટનની લેબર પાર્ટીની સખત ઝાટ-કણી કાઢે છે. તેઓ કહે છે કે જે બીજી ઇન્ટરનેશનલની બ્રીટીશ લેબર પાર્ટી સભ્ય છે તે ઇન્ટરનેશનલે ૧૯૦૭ માં સ્ટટગાર્ટ ખાતેની પોતાની બેઠકમાં સામ્રાજ્યોનાં સંસ્થાનોને લગતો એવો ઠરાવ કર્યો હતો કે "આ કોંગ્રેસ એક સિદ્ધાંત તરીકે અને દરેક સંયોગોમાં દરેક પ્રકારની સાંસ્થાનિક નીતિનો વિરોધ કરતી નથી કેમકે જો જુદા જુદા શાહિવાદી દેશોમાં સમાજવાદીઓ સત્તામાં આવે તો તેઓ સંસ્થાનોમાં સંસ્કૃતિ ફેલાવવામાં બહુ જ ઉપયોગી કાર્ય બજાવી શકે." તે પછીથી ૧૯૩૩ માં હેસ્ટીંગ્સ ખાતે બ્રીટીશ લેબર પાર્ટીની કોંગ્રેસ મળી તે વખતે સંસ્થાનો સંબંધી જે નીતિ આગળ ધરવામાં આવી તે ૧૯૦૭ ની નીતિને ચાલુ રાખનારી જ હતી. આ કાર-ણથી બ્રીટનની લેબર પાર્ટી સમાજવાદને નામે ભલે ગમે તેટલાં આંસુ સારે પણ તે સંસ્થાનો ઉપરની શાહિ સત્તાની પકડ જતી કરવાની જરાએ દાનત ધરાવતી

નથી એમ હિન્દીઓ અને બ્રીટીશ કામદારોએ બરાબર સમજી લેવું ઘટે છે એમ મી. ફોક્સ કહે છે.

## બન્નેને લાભ

તે પછીથી મી૦ ફોક્સ બ્રીટીશ કામદારોને ઉદ્દેશીને થોડાંક સત્યો ઉચ્ચારે છે. તેઓ તેમને કહે છે કે હિંદ અને બીજાં સંસ્થાનોને બ્રીટનના હાથમાંથી જવા દેવાનું પરિણામ એ આવશે કે બ્રીટનના કામદારો ભૂખે મરતા થઈ જશે એવું જે કામદાર પક્ષ અને બીજા પક્ષોના નેતાઓ તરફથી વખતોવખત કહેવામાં આવે છે તે નર્યું જુઠ્ઠાણું છે. તેની વિરૂદ્ધની વાત જ સત્ય છે. કેમકે સંસ્થાનોના સામાન્ય જનસમુદાયની ખરીદશક્તિ એટલી બધી ઘટી ગઇ છે કે તેઓ બ્રીટીશ માલ ખરીદી શકે તેમ નથી. એટલે એ લોકોને સ્વતંત્રતા આપી આર્થિક રીતે સદ્ધર બનવાની સગવડ જ્યાં સુધી કરી આપવામાં ન આવે ત્યાં સુધી બ્રીટીશ કારખાનાંઓ ધમધોકાર ચાલવાની આશા વ્યર્થ છે. ઉપરાંત અત્યારે હિન્દીઓ થોડે ઝાઝે અંશે જે બ્રીટીશ માલ ખરીદે છે તેમાંથી મોટો ભાગ તો બ્રીટીશ મૂડીવાદીઓના ખીસ્સામાં નફા રૂપે જ જાય છે. આથી હિન્દ જ્યાં સુધી સ્વતંત્ર ન બને ત્યાં સુધી બ્રીટીશ કામદારોની તાત્કાલિક આર્થિક મુંઝવણ પણ ટળવાની નથી અને તેઓ પોતાને ત્યાં સમાજવાદ પણ સિદ્ધ કરી શકવાના નથી. તેથી વિરૂદ્ધ હિન્દ જો સ્વતંત્ર બને અને બ્રીટન સમાજવાદી હોય તો હિન્દ આર્થિક રીતે આત્મપૂર્ણ બને તે પહેલાં વર્ષો જાય: તે વખત દરમ્યાન બ્રીટનની કાપડની મીલોને ખૂબ કામ મળે અને હિન્દને યંત્રો પુરાં પાડવાને માટે બ્રીટનના ભારી ઉદ્યોગોને પણ લાંબો વખત કામ મળતું રહે.

## બે માર્ગોમાંથી કયો?

આ રીતે પોતાનાં પુસ્તકને અંતે મી૦ ફોક્સ અત્યારની અવદશામાંથી ઉગરી જવાના બે માર્ગો બ્રીટનની–બ્રીટીશ સામ્રાજ્યની જનતા સામે ધરે છે. એક માર્ગ શાહિવાદીઓનો છે. એ માર્ગમાં યુધ્ધ અને યુધ્ધ પછીની અચોક્કસતા સમાએલાં છે. અને તે યુધ્ધમાં વિજયી બનનારાઓ પણ અત્યારે છે તેવી મુશ્કેલીમાંથી મુક્ત રહી શકશે નહિ કેમકે સંસ્થાનોની શોષાવાની શક્યતાઓ લગભગ ખલાસ થવા આવી છે. બીજો માર્ગ છે સંસ્થાનોની સ્વતંત્રતા અને સમાજવાદનો: એ માર્ગ ક્રાંતિનો છે. તેને અનુસરવાથી અત્યારની મુશ્કેલી કાયમને માટે દૂર થશે. સામાન્ય જનતાએ એ બે માર્ગોની યોગ્યાયોગ્યતા તપાસી નિર્ણય કરી લેવાનો છે. જો પાછલો માર્ગ સ્વીકારવાને વ્હેલાસર કમર નહિ કસે તે, સત્તાનાં સિંહાસન પર આરૂઢ થએલો શાહિવાદ તો પોતાનો માર્ગ જરૂર લેશે જ



દરેક ઠેકાણે મળશે, યા લખો.
MASTOOR & Co., Princess Bldg.
Bombay, 9.

# ભરૂચ જીલ્લાની ભીલ જાતિ......................તેમની વિચિત્ર લગ્ન પ્રણાલી

લેખકઃ ડૉ૦ પી. જે. ભટ

આપણું સમાજજીવન એટલું વિશાળ અને વિવિધતાવાળું છે કે તેનો અભ્યાસ અતિ રસપ્રદ બન્યો છે. જેમ જેમ આપણે સમાજના નીચલા મનાતા થરમાં ઉતરતા જઈએ છીએ તેમ તેમ આપણી સમક્ષ ભાતભાતની જીવન-પ્રણાલીઓનો ભરપુર ખજાનો ઉઘડતો જાય છે. એ અતિ શોકપ્રદ છે કે આપણા સાહિત્યકો સમાજના નીચલા થરને સ્પર્શતા જ નથી. આપણી વાર્તાઓનાં પાત્રો મધ્યમવર્ગના ઉપલા થરમાંથીજ આવે છે, અને લગભગ આ વર્ગનાજ વિષયો ચર્ચે છે. આપણા સાહિત્યમાં ભીલ કદાચ કોઈ વાર્તામાં નોકરના પાત્ર તરીકે કે કોઈ નવલકથામાં ચોકીદાર તરીકે દેખા દે છે. વાસ્તવિક રીતે તે કેમ રહે છે તે તહમારે જોવું હોય તો તહમારે તેમની પાસે જવું જોઇએ. જેવા તેઓ જીવે છે તેવા સ્વ-રૂપમાં તેમને રજુ કરવાનો મ્હારો આ યત્ન ભીલ જાતિને ન્યાય આપે છે કે કેમ તે તો કોઇ ભીલસેવક જ કહી શકે.

## ભીલ

એકની 'ગારાળા કોમ સાથે સર-ખાવી શકાય તેવી ભરૂચ જીલ્લાની આ ભીલ કોમ છે. નર્મદાને તીરે આવેલા ન્હાના ન્હાના 'બેટા'માં તેઓ વસે છે. અને તેમની સંખ્યા હજારોના આંકડામાં સહેજે રમે છે.

પણ પંચમહાલના અર્ધજંગલી ભીલની સરખામણીમાં આ ભીલો જુદા તરી આવે છે. ગોધરા અને રતલામના ભીલો અને આ ભીલો વચ્ચે વિશાળ અંતર છે. સંસ્કૃતિએ માત્ર સ્પર્શ કરેલા માનવપ્રાણીઓ સમા આ ભીલો શરીરને સારી રીતે ઢાંકે છે, ભાષા સારી બોલે છે અને વ્યવહારમાં ઉપલા થરને અનુસરવામાં આત્મગૌરવ માને છે.

લગભગ સાડાપાંચ ફીટ ઉંચો ભીલ જુવાન આજે વનવગડામાં બાણુ લઇને પક્ષીઓ વીંધતો નથી. તેની ગોફણુ અને તેનું તીરકામઠું તો ભૂતકાળની વસ્તુઓ

બની ગઇ છે આજે અંગ્રેજ સરકારના રાજ્યમાં તેણે તરવાર અને તીરકામઠાની મહોબત મૂકી દઇને હળ અને બળદની દોસ્તી બાંધી છે. તેણે ભાલા અને ફરશીની મઝા માણવી મૂકી દઇને દાતરડાંની સાથે બીરાદરી બાંધી છે. નર્મદા નદીને કિનારે કિનારે વિંધ્યાચળના જંગલો આવે છે પણ તે તો અતિ દૂર કહે છે કે એ જંગલોમાં ચિત્તા, વાઘ, વરૂ વગેરે કેટલાય શિકારીના શત્રુઓ વસે છે, પણ ભરૂચનાં ભીલની જીવનસ્મૃતિ ઉપરથી તેઓ તો ક્યારનાય વિસરાઈ ગયા છે.

## જમીન પણ ક્યાં છે?

અને આ જાતિ પાસે જમીન પણ ક્યાં છે? ભરૂચ જીલ્લાની જમીન સારી છે. કોલસાના રંગ સાથે હરીફાઇ કરે તેવી તે કાળી જમીન છે. રૂનો તો બેસુમાર પાક ઉતરે છે. ખેડૂતો લગભગ મુસ્લિમ. તે પણ ખેડવા પુરતા. કારણ કે જમીન તો ક્યારનીય ધરાણામાં મૂકાઇ ગઈ છે વાણીયા બ્રાહ્મણને ત્યાં. નર્મદાના પટ પર કોઈ કોઈ જગ્યાએ વાવી ખાવા જેટલી જમીન જડે છે ત્યારે સરકારનો તલાટી તેનો પીછો પકડે છે. ભાઠામાં જુવાર ઉગાડવા માટે પણ તેની પાસે જગ્યા નથી. એટલુંજ નહિ પણ કદાચ નર્મદાને કાંઠે શાકભાજી વાવીને બે પૈસે કમાવાનો આ ભીલ વિચાર કરે કે તરત જ મ્યુનીસીપલ ટેક્ષ તેની મહેનતને ધૂળમાં ભેળવી દે છે. આમ ચારે બાજુથી હડધુત થયેલો આ ભીલ આખરે ઘાસ કાપી લાવી ભરૂચ શહેરમાં વેચી માંડ માંડ પેટિયું પેદા કરે છે.

અને આ સામાન્ય ધંધો કરવામાં પણ તેને અનેકનાં મનામણાં કરવાં પડે છે. ફુરજા પર ચોકીદારને મ્હા પાણી આપવા પડે, મ્યુનીસીપાલીટીને 'લાગો' આપવો પડે અને હિસાબ ગણતાં આવડે નહિ એટલે વેચવામાં પણ દી આથમે ચાર આના છેતરાઇને ઘામ જૂવે.

આમ ભીલની સ્થિતિ અતિ કંગાળ છે, તેની કહાણી દર્દનાક છે, તેનું જીવન શોકભર્યું છે.

## જન્મે ત્યારે

ભીલમાં જન્મ કે મૃત્યુનું ઝાઝું મહત્વ નથી. ભીલ જન્મે કે મરે! કોને પડી છે? છતાં જન્મથી તે સહેજ મોટો થાય ત્યાં સુધી સીમનાં ઝાડવાં સાથે તે બીરાદરી બાંધે છે. કુદરતને ખોળે પોતાનું બાળક મૂકીને ભીલડી ઠંડે પેટે ઘાસ કાપે છે, સાંજે માથે ભારો હોય અને ગોદમાં છોકરું હોય એવાં દૃશ્યો તો સાવ સામાન્ય છે. 'ગ્રાઇપ વોટર'ની મદદ વગર, કે વીરોલની એક પણ બાટલી લીધા વગર આ બાળક ઉછેરવામાં આવે છે. તાવનો વાવર આવે તો મરી પણ જાય. ભીલ દંપતીને તેની બહુ પરવા નથી!

અને મોટો થતાં તેને માટે બૈરી શોધવાનો સમય શરૂ થાય. અક્ષરજ્ઞાન તો ભાગ્યેજ લે. ભીલને વળી ભણવું શું? જાતમજૂરી કરનારાઓને અંકગણીતનો ખપ નથી. નિશાળ પણ નથી. એટલે ભણવું હોય તો જાય પણ ક્યાં? ભીલ જાતિ લગભગ સોએ સો ટકા નિરક્ષર છે. અને આ નિરક્ષરતાનો લાભ લઇને ઉંચ મનાતી કોમો આજે તેમને નીચોવી રહી છે.

## આવકનું એક સાધન

તેમના જીવનમાં આર્થિક આવકનું એક સધન માત્ર ઘાસનો ભારો છે. ઉનાળામાં આ ભારાની કિંમત ૭ આના

ઉપજે. સીમમાં દિવસભર મજૂરી કરે ત્યારે મહાપરાણે એક ભારો બંધાય. આ ભારાને શહેરમાં જઈ વેચે ત્યારે તે છ આના દેખે. સામાન્ય સમયમાં તો ભારાની કિંમત સાવ ઘટી જાય. ચોમાસામાં તો બબ્બે આને ઘાસના ભારાઓ જોઈએ તેટલા. એટલે આવક ઘટે. આમ લગભગ મહીને સાતથી આઠ રૂપિયાની આખી આવકમાં ભીલને પોતાના કુટુંબનું પોષણ કરવાનું હોય. જુવારનો રોટલો અને મીઠું મરચું એ તેનો મુખ્ય ખોરાક છે. આટલા ખોરાકમાં તે આનંદથી રહે છે. દાક્તરી ચોપડીઓ વીટામીન તત્ત્વ ઉપર કેટલાંય પાનાંઓ રોકે છે. પણ હિંદની ગરીબ જાતિઓના ખોરાકનું અવલોકન કરીશું અને તેમના સશક્ત શરીરો નીહાળીશું ત્યારે તેમનો ખોરાક એ એક વણઉકલ્યો કોયડો-જ બની જાય છે.

## લગ્નપ્રથા

વરકન્યા માતાપતાની પસંદગીથીજ પરણે છે. બાળલગ્ન એ તો સવ સામાન્ય રિવાજ છે. છતાં દશથી અગિયાર વર્ષ પહેલાં તો તે પરણી ચૂકે છે. એકવાર માતપિતાએ પસંદગી કરી લીધી કે વધુ કરવાનું લગભગ રહેતું નથી. તેમાં વર કે કન્યાને અવાજ નથી. જ્યારે લગ્ન લેવાનાં હરે ત્યારે વરપક્ષવાળા કન્યાપક્ષને ત્યાં આવે અને કેટલા દહાડા પછી લગ્ન લેશો એવો સવાલ પૂછે! આઠ દહાડા પછી લેવાનાં હોય તો એક દોરડાને આઠ ગાંઠો વાળે. આ ગાંઠવાળું દોરડું લઈને તેઓ પાછા પોતાને ગામ જાય અને દરરોજ એક એક ગાંઠ છોડતા જાય. સાચી વસ્તુ એ છે કે તેઓ ભણેલા નહીં હોવાથી દિવસ યાદ રાખવાનો કોઈ બત્રિસ લક્ષણાએ શોધી આપેલો આ નુસ્ખો છે. ગાંઠો અપાયા પછી કન્યાને ઘેર દરરોજ રાતના ભીલનાચ થાય. વચ્ચમાં ઢોલવાળો ઉભો રહે અને ઢમ ઢમના તાલ સાથે ભીલો અને ભીલડીઓનું મોહક નૃત્ય શરૂ થાય. નાચમાં ભીલો એ જુવાન કન્યાને કાંધે બેસાડીને નાચે છે. જેમ જેમ બીજા પ્રહરના કલાકો વીતતા જાય તેમ તેમ નાચનો વેગ વધતો જાય. જુવાન ભીલ અને ભીલડીઓ પણ નાચમાં ભાગ લે. આ નૃત્ય સાવ સામાન્ય નથી. શરીરની શકિતની સારી કસોટી કરે તેવું આ નૃત્ય છે!

ત્યારપછી ગાંઠો જ્યારે પુરી થાય ત્યારે વરને લઇને જાન આવે. જાન આવ્યા પછી દિવસ ઉગતાં લગ્ન થાય. લગ્નમાં ચોરી નહીં કે બ્રાહ્મણ નહીં. પાંચ શેર ચોખા લઇને વરકન્યા સામસામા બેસે અને પુરા થાય ત્યાં સુધી સામસામા છાંટે. જો કન્યાને બરાબર છાંટતાં આવડતું હોય તો વરના મ્હોઢા પર ચોખા વાગે પણ ખરા. ચોખા છંટાઇ રહે કે લગ્ન પુરું થયું!

જાનને જમવાનું પણ પોતપોતાને ઘેર. કન્યાના માતપિતા પર એ વિષે જરાય જવાબદારી નહીં, છતાં કોઈ 'પૈસાદાર' ભીલ હોય તો જાનને કવચિત જમાડે પણ ખરો.

## આર્થિક ગરીબાઇ

ભીલો ગરીબ છે. એટલે જ તેમની લગ્નપ્રથા આવી સામાન્ય અને સરળ છે. તેઓ ચોરી કરતા નથી કે બ્રાહ્મણ બોલાવતા નથી. તેમની લગ્નપ્રથાનું આ આર્થિક મૂળ છે. તેમની નિરક્ષરતાએ ગાંઠાની પ્રથાને જન્મ આપ્યો છે. તેમની આર્થિક ગરીબાઇએ લગ્ન આનંદ ઉપર મર્યાદાઓ મુકી છે

લગ્ન થયા પછી કન્યા સામાન્ય રીતે સાસરે જાય. અને ન પણ જાય. 'બૈરીના વેશ'માં આવ્યા વગર છોકરીઓને ન વળાવવાનો સામાન્ય રિવાજ છે. આ રિવાજ લાભપ્રદ છે તેની કોણ ના કહી શકશે?

ભરૂચની ભીલ જાતિની આ લગ્નપ્રણાલી છે. તેઓ લગ્નને નાચથી ઉજવે છે. તેમના આનંદને વ્યકત કરવાનું એક માત્ર વસ્તુ નૃત્ય છે. અને લગ્નની રાત્રે તો આખી રાત ઢોલ વાગે છે અને ભીલ અને ભીલડીઓ નાચે છે...નાચે છે અને નાચે છે......

પ્રખ્યાત ફ્રેંચ નવલકથાકાર ગાયદ્ મોપાસાંની એક રસભરી નવલિકા

# પાંચ ફ્રાંકનું દાન!

સફેદ રૂની પૂણી જેવી દાઢી અને મ્લાન વદનવાળો, એક વૃદ્ધ ભિખારી અમારી સામે હાથ લંબાવીને ઉભો અને મ્હારા મિત્ર જોસેફે તેના હાથમાં એક પાંચ ફ્રાન્કનો સિક્કો મુકયો. આ જોઇને મને ઘણી નવાઇ લાગી, તેથી તેણે કહ્યું:

"નિરંતર એક વાત મારા મગજમાં રમ્યા કરે છે, તેનો આબેહુબ ચિતાર આ વૃદ્ધ ભિખારીને જોતાં મ્હારા સ્મૃતિપટ પર ખડો થયો. અમારૂં મુળ વતન હાવે. મ્હારૂં કુટુંબ સાધારણ સ્થિતિનું. મ્હારા પિતાજી એક ઓફિસમાં નજીવા પગારથી નોકરી કરતા અને અમારૂં જેમ તેમ નભ્યે જતું, મ્હારે બે બહેનો હતી.

મ્હારી માતાને અમારી આવી નબળી સ્થિતિ ઘણી સાલતી અને તે કેટલીય વાર મ્હારા પિતાને કડવા શબ્દો કહેતી. એ સાંભળીને મ્હારા પિતાજીના મ્હોં ઉપર એવી દીનતા આવી જતી કે તે જોઇને મને મનમાં કંઇક થઇ જતું: એ બીચારા જવાબમાં પરસેવો લૂંછતા હોય તેમ કપાળે હાથ ફેરવતા; બસ એટલુંજ, એ સિવાય કંઇજ બોલતા નહિ.

દરેક વસ્તુથી અમે હંમેશાં દૂર રહેવા પ્રયત્ન કરતાં. રખેને પાછું આમંત્રણ આપવું પડે તેબીકે અમે કોઇ દિવસ કોઇનું પણ જમવાનું કે ચ્હા પીવા જવાનું આમંત્રણ ન સ્વીકારતાં. બજારમાંથી સસ્તામાં સસ્તીજ વસ્તુઓ અમારા ઘરમાં આવતી; અને વધીસધી વસ્તુઓ સસ્તામાં મળી જાય તે ઇરાદાથી જે કંઈ લાવવાનું હોય તે લેવા અમે બજાર બંધ થવાની વખતેજ જતાં. મ્હારી બન્ને બહેનો પોતાનાં કપડાં હાથે જ સીવતી અને કેટલીય વાર તો

અનુવાદક;
ગોવિંદપ્રસાદ માલવીય.

ફક્ત દોઢ પેન્સના વાર પ્રમાણે મળતા નાડાના કકડાને ખરીદવો કે નહિ તે વિષય ઉપર મ્હોટી રસાકસી ચાલતી. ખોરાકમાં પણ અમને સાધારણ ચીજો મળતી; કોઇ વાર વધ્યાઘટ્યા માંસની રાબ અને રોટી એવું મળતું. મ્હારા પાટલુનનું બટન તૂટી જતું કે તેને સ્હેજ ખાંપો ભરાતો, તો મને ખૂબ ઠપકો, અને કોઈ વાર તો પ્રસાદ મળતો.

દર રવિવારે અમે ડકકે ફરવા જતાં ત્યારે તો સંપૂર્ણ પોષાક પહેરતાં. મ્હારા પિતા એમનો લાંબો કોટ, ઉંચી ટોપી અને હાથ મોજાં પહેરીને મ્હારી માતાની સાથે ચાલતા. મ્હારી માતા, સારે દિવસે જેમ વહાણને શણગારવામાં આવે છે તેમ, પોતાના શરીરને શણગારતી. મ્હારી બન્ને બ્હેનો પહેલેથી જ તૈયાર થઈ રહેતી અને ઉપડવાની સંજ્ઞાની જ વાટ જોતી. પણ છેલ્લી ઘડીએ અમારા પિતાના કોટ ઉપર કંઇક ડાઘ માલુમ પડતો અને ત્હેને સાફ કરવામાં થોડો વખત પસાર થઇ જતો. એ ડાઘ સાફ થઇ રહે ત્યાં સુધી મ્હારા પિતા મૂર્તિની માફક શાન્ત ઉભા રહેતા પણ મ્હારી માતા એનાં ચશ્માં ચઢાવીને-કારણ કે તે લઘુ-દ્રષ્ટિવાળી હતી—જવા માટે ઉંચી નીચી થતી, અને રખેને પોતાનાં હાથ-મોજાંને ડાઘ પડી જાય એ બ્હીકે તેમને હાથેથી ઉતારી મુકતી.

બહુ વિધિ કર્યા પછી અમારી સ્વારી ઉપડતી. મ્હારી બન્ને બહેનો એક બીજાના હાથ પકડીને સહુથી આગળ ચાલતી. તેમની બન્નેની ઉંમર પરણવા જેવડી થઈ ગઇ હતી. મ્હારી માતાની જમણી બાજુએ હું અને ડાબી બાજુએ મ્હારા પિતા ચાલતા; તે વખતની તેમની ચાલવાની છટા અને રૂવાબ હજુ મ્હારી સ્મૃતિમાં જેવાં ને તેવાં છે.

તેમની ચાલ અક્કડ, ગંભીર અને સંકુચીત હતી તેથી એમ લાગતું કે જાણે કંઈ અતિ અગત્યનું કામ તેમનાં માથાં ઉપર લાદવામાં આવ્યું હશે. અને દર રવિવારે જ્યારે અમે ડકકે જતાં ત્યારે કોઇ દૂર, દૂરના પ્રદેશમાંથી આવેલું નવું વહાણ મ્હારા પિતાની દૃષ્ટિએ પડતું તો તરતજ તે પ્રશ્ન કરતા:

"ધારો કે જુલી આ વહાણમાં હોય તો આપણને કેવું આશ્ચર્ય થાય?"

* - *

જુલી કાકા, મ્હારા પિતાના સગા ભાઇ, અને અમારા કુટુંબની આશાનું કિરણ હતા. હું ન્હાનો હતો ત્યારનું મ્હેં એમના વિષે ઘણું સાંભળ્યું હતું અને તેનો વિચાર મારા મનમાં એવો દૃઢ થઇ ગયો હતો કે મને એમ લાગતું કે જો એ મ્હારી નજરે પડે તો હું પહેલી જ તકે તેમને ઓળખી કાઢું. મ્હારા પિતાથી છુટા પડીને તેઓ અમેરિકા ગયા ત્યાં સુધીની દરેક વાતથી જરાય જરા વિગત મ્હારી સ્મૃતિમાં જેવી ને તેવી છે. તે સમયની તેમની જીંદગીની વાત તો અમારા કુટુંબમાં છુટછાટ મુકીને જ થતી.

તેમની શરૂઆતની જીંદગીમાં તેમણે ઘણું અઘટિત વર્તન કરેલું, એટલે કે ખૂબ પૈસા ઉડાવેલા, અને નિર્ધન કુટુંબમાં પૈસા ઉડાવવા એ તો ભયંકર ગુન્હો ગણાય. ધનવાન કુટુંબમાં માણસ ગમે તે રીતે ગમે તેટલા પૈસા ઉડાવે તો તેને શોખીન ગણવામાં આવે છે જ્યારે સાધારણ સ્થિતિનો જુવાન કુટુંબની સહેજ પણ મુડી વાપરે તો તેને ઉડાઉ, લફંગો, અને દુષ્ટ માનવામાં આવે છે; અને આ તફાવત કદાચ બરાબર પણ હોય કારણ કે કોઇ

પણ કાર્યનું મહત્વ તેની અગત્ય ઉપરજ ગણાય છે.

ટુંકાણમાં, જુલી કાકાએ અમારી કૌટુંબિક મિલ્કતનો મ્હોટો ભાગ ઉડાવી દીધો હતો; તેમજ એ દિવસોના રીવાજ મુજબ તેમને, હાવ્રે અને ન્યુયોર્ક વચ્ચે સફર કરતા એક વહાણમાં અમેરિકા ધકેલી દેવામાં આવ્યા હતા.

ત્યાં જઇને જુલી કાકાએ કોઇ ધંધામાં ઝંપલાવ્યું–કયો ધંધો તે તો મને અત્યારે બરોબર યાદ નથી–અને તે પછી થોડે સમયે તેમનો એક પત્ર મ્હારા પિતા ઉપર આવ્યો તેમાં તેમણે લખ્યું હતું કે 'મ્હેં થોડા પૈસા પેદા કર્યાં છે અને થોડા સમયમાં મ્હેં કુટુંબમાં કરેલું નુકસાન ભરી આપીશ.' આ પત્રની અસર અમારા કુટુંબ ઉપર ઘણીજ સરસ થઈ. આ ઉપરાંત એક વહાણના કપ્તાને અમને કહ્યું કે જુલીએ અમેરિકામાં એક સ્ટોર ભાડે રાખ્યો છે અને વહેપાર ધમધોકાર ચલાવે છે. બસ, આથી જુલી તરફની અત્યાર સુધીની માન્યતા પલટાઇ ગઇ અને તેને ઉડાઉને બદલે હવે પ્રમાણિક અને વિશાળ હૃદયનો ગણવામાં આવ્યો. એ પછી બરાબર એક વર્ષે જુલીકાકાનો બીજો એક પત્ર મ્હારા પિતા ઉપર આવ્યો તેમાં લખ્યું હતું કે:

"પ્રિયભાઇ ફિલીપ,

મ્હારી તંદુરસ્તી ઘણીજ સારી છે અને વહેપાર પણ ઘણો સારો ચાલે છે. આવતી કાલે હું દક્ષિણ-અમેરિકા જઇશ, અને ત્યાં મ્હારૂં નસીબ અજમાવીશ. કદાચ થોડાં વર્ષ સુધી હું તમને પત્ર નહિં લખી શકું તેથી જો લાંબો સમય સુધી મ્હારા તરફથી તમને કંઇ જ સમાચાર ન મળે તો ગભરાશો નહિં. ત્યાં જઇને હું સારા પૈસા પેદા કરીશ–બહુ સમય નહિ લાગે–પછી હું માલ મિલ્કત લઇને હાવ્રે આવીશ અને આપણે બધાં આનંદથી રહીશું."

લી. આજ્ઞાંકિત

જુલ્સ

બરાબર દશ વર્ષ સુધી જુલી કાકાના કંઈ સમાચાર ન મળ્યા; પણ સમય જતાં મ્હારા પિતાની આશા વધવા લાગી અને કોઇ કોઇ વાર તો મ્હારી માતા પણ કહેતી કે:

"જ્યારે જુલીભાઇ આવશે ત્યારે આપણી સ્થિતિ સુધરી જશે. એમણે ઠીક સંપાદન કર્યું છે!"

અને દર રવિવારે જ્યારે અમે ડક્કે જતાં ત્યારે દૂર, દૂર, ક્ષિતિજ ઉપર ધૂમાડાનાં ગુંચળાં કાઢતું કોઇ વહાણ નજરે પડતું ત્યારે તરતજ મ્હારા પિતા બોલી ઉઠતા:

"ધારો કે જુલી આ વહાણમાં હોય તો આપણને કેવું આશ્ચર્ય થાય!"

અને અમે પણ જાણે જુલી કાકા વહાણમાંથી અમારી તરફ રૂમાલ ફરકાવતા હોય, અને મ્હારા પિતાને જોઇને કહેતા હોય 'કેમ, ફીલીપ' એમ કલ્પવા લાગતાં.

"જુલી કાકા પાછા ફરે તે ઉપર તો અમે કડીબધ ઇમારતો રચેલી; છેવટ એમ પણ નક્કી થઇ ગયું હતું કે જુલી કાકાના પૈસાથી ગામડામાં એક ન્હાનું ઘર બાંધવું અને મ્હારા પિતાએ તો આ સંબંધમાં પત્રવહેવાર પણ શરૂ કરી દીધો હતો. મ્હારી સૌથી મ્હોટી બેન અઠ્ઠાવીસ વર્ષની હતી અને ત્હેનાથી ન્હાની છવીસ વર્ષની, પણ બન્ને હજી કુંવારી હતી. આ પણ અમારા કુટુંબનાં દુઃખનું એક કારણ હતું,

છેવટે મ્હારી ન્હાની બ્હેનને પરણવા માટે એક મૂરતીઓ તૈયાર થયો. તે 'ગરીબ પણ પ્રમાણિક' એવો એક કારકુન હતો. પહેલાં તેનો વિચાર જરા મોળો હતો પણ મને કહેવામાં આવ્યું હતું તે પ્રમાણે તેને એક સાંજે જુલી કાકાનો પત્ર બતાવવામાં આવ્યો એટલે ત્હેની ગૂંચનો ઉકેલ થઇ ગયો. અને તેમનાં લગ્ન પછી આખા કુટુંબે જરસીની સહેલગાહે ઉપડવું એમ પણ નક્કી થઇ ગયું. ગરીબ જનો માટે આદર્શ સહેલગાહનું આ સ્થાન છે. આ પત્યું એટલે અમે જરસી જવાની કાગની ડોળે રાહ જોવા લાગ્યા.

"આખરે એક દિવસ અમે બધાં ઉપડયાં. એ દિવસ તો હજી અત્યારે પણ જાણે અમે ગઇ કાલેજ નીકળ્યાં હોઇએ તેમ મ્હારી સામે તરે છે. જાણે સ્ટીમરે બારામાં લંગર કર્યું. મ્હારા પિતા ગુસ્સામાં અમારી ત્રણ ટૂંકો વહાણમાં મુકાતી હતી તેની તરફ જોઇ રહ્યા છે. મ્હારી માતાએ મ્હારી કુંવારી બહેનનો હાથ પકડયો છે— મ્હારી બીજી બહેન તો એ ગઇ ત્યારથી હતાશ થઇ ગઇ છે, જાણે મરઘીનાં બે બચ્ચાંમાંથી એક વિખુટું પડી ગયું ન હોય અમારી બધાંની પાછળ નવપરિણીત જુગલ હતું. એ લોકો હંમેશાં અમારી પાછળ જ રહેતાં અને હું વારંવાર પાછળ ફરીને તેમની તરફ જોતો.

"સિસોટી વાગી. અમે બધાં વહાણમાં બેસી ગયાં અને જાણે સુંવાળા નીલા આરસના ટેબલ ઉપર ચાલતી હોય તેમ સ્ટીમરે ચાલવા માંડયું. ધીમે ધીમે અદૃશ્ય થતા કિનારા તરફ અમે—જેઓ જીવનમાં ડોઇજ વાર મુસાફરીની મઝા લુંટે છે તેમની માફક—જોઇ રહ્યાં. મ્હારા પિતાજી ત્હેમનો તે સ્હવારેજ સાફ કરેલો કોટ પહેરીને કોટ પહોળો કરીને બેસ. અને તેમના કોટમાંથી એક પ્રકારની વાસ આવવા લાગી જેનાથી પહેલાં હું જાણતો કે આજે રવિવાર છે.

* * *

**અચાનક મ્હારા** પિતાની નજર ટેબલ ઉપર બેસીને ઓઇસ્ટર ખાતી બે સ્ત્રીઓ ઉપર પડી. બે પુરૂષ તેમને ઓઇસ્ટર પીરસતા હતા અને તેઓ સફેદ રૂમાલમાં પકડીને પોતાનાં કપડાં ઉપર ડાઘ ન પડે માટે આગળ નમીને ખાતી હતી. ખાઈ રહ્યા પછી તેમણે થોડું પાણી પીધું અને ઓઇસ્ટરનાં કોચલાં દરિયામાં નાખી દીધા. તે લોકોની ઓઇસ્ટર ખાવાની રીતભાતથી—હું ધારું છું કે— મ્હારા પિતા તો દંગ થઈ ગયા હતા. તેઓ ધીમેથી ઉઠયા અને મ્હારી માતા તથા બ્હેન પાસે આવીને બોલ્યા:

"તમે થોડાં ઓઇસ્ટિર ખાશો?"

વધારે ખર્ચ થઇ જાય એ હિસાબે મ્હારી માતા તો અચકાઈ. પણ મ્હારી બન્ને બહેનોએ દરખાસ્તનો સ્વીકાર કરી લીધો. મ્હારી માતાનું મ્હોં ઉતરી ગયું અને તે બોલી:

"ઠીક, એ જવાનિયાં મ્હારૂં નહિં માને. તેમને થોડાં અપાવો પણ ધ્યાન રાખજો બહુ ન અપાવતા નહિ તો માંદાં પડશે."

પછી મ્હારા તરફ ફરીને તે બોલી:

"જોસફને તો અપાવવાની કંઇ જરૂર નથી. છોકરાઓને અત્યારથી બગાડવા ન જોઇએ.'

હું મ્હારી માતા પાસે બેસી રહ્યો. અને મ્હારા પિતા સાથે જતી બે બહેનો

અને મ્હારા બનેવી તરફ જોઇ રહ્યા. તેઓ એક થીંયરેહાલ ખારવા પાસે ગયાં. પેલી બે સન્નારીઓ તો રવાના થઇ ગઇ હતી. મ્હારા પિતાજી મ્હારી બ્હેનોને ઓઇસ્ટર કેમ ખાવાં તે સમજાવતા હતા. કેમ ખાવું તે બતાવવાને માટે તેમણે પોતે પેલી બે સ્ત્રીઓને ખાતાં જોઇ હતી તે પ્રમાણે એક ઓઇસ્ટર હાથમાં લઇને ફોડયું પણ કમનસીબે ઓઇસ્ટરમાંનું બધું પ્રવાહી પોતાના ડગલા ઉપર ઢોળ્યું. તે જોઇને મ્હારી માતા બોલી:

"એ ચૂપચાપ ખાવા કેમ નહિં રહેતા હોય?"

મ્હારા પિતાનું મ્હોં પડી ગયું. તે ઓઇસ્ટરવાળા ખારવાને વીંટળાઇ વળેલા અમારા કુટુંબીજનો તરફ જોઇ રહ્યા પછી નીચું માથું રાખીને હતાશ વદને અમારી પાસે આવીને બોલ્યા:

"જે માણસ ઓઇસ્ટર ફોડે છે તે દુસરો જુલી જેવો છે. જો તો ખરી!"

મ્હારી માતા અચકાઇને આશ્ચર્યથી બોલી:

"શું કહ્યું, જુલી જેવો?"

"મ્હારા પિતાજીએ કહ્યું:

"હા, મ્હારા ભાઇ જુલી જેવો...એ તો સારું છે કે હું જાણું છું કે મ્હારો ભાઇ તો અમેરિકામાં છે ને સારે ધંધે વળગ્યો છે—નહિ તો હું એમ જ કહું કે તે એ જ છે."

મ્હારી માતા ગભરાઇને બોલી:

"તમે તો ગાંડા છો. જ્યારે તમને ખાત્રી છે કે તે માણસ જુલી નથી તો પછી આવી નકામી વાત શા માટે કરો છો?"

પણ મારા પિતાજીએ જીદ કરી:

"તું જરા જાતે જઇને ખાત્રી કરી આવે તો સારૂં."

મ્હારી માતા ઉભી થઇને મ્હારી બ્હેનો પાસે ગઇ. હું પણ જોઈ રહ્યો. પેલો ઓઇસ્ટરવાળો ખારવો પોતાના કામમાંથી ઉંચું જ નહોતો જોતો. મ્હારી માતા પાછી આવીને ધ્રુજતી હતી—અને બોલી:

"મને લાગે છે કે એ એ જ છે. જાવ તમે જઇને સ્ટીમરના કપ્તાનને પૂછીને બધી ખબર મેળવો. અને ધ્યાન રાખજો કે એ ધંધા વિનાના રખડુને આપણા ઘરમાં નથી લાવવો!"

"મ્હારા પિતાજી ગયા, અને ધીમેથી હું તેમની પાછળ ગયો. મને અતીશય લાગી આવ્યું.

કપ્તાન, સુકલકડી, ઉંચો ને લાંબા થોભિયાવાળો માણસ, નાના કઠેરાના પુલ ઉપરથી પસાર થતો હતો. તેનો પગ એટલો જોરમાં ઉપડતો હતો કે જાણે તે કંઈ અગત્યના કામસર જતો હોય અને જાણે તે પોતે કોઈ યુદ્ધ-મનવારનો કપ્તાન ન હોય!

મ્હારા પિતાજી તેની પાસે ગયા અને સંબોધનનો વિધિ કર્યા પછી તેના ધંધા વિષે તથા ન્યુ જરસીની અગત્ય કઈ, ઉત્પન્ન શું, વસ્તી કેટલી, જમીન કેવી, લોકોની રહેણીકરણી કેવી, આવા આવા કેટલાયે પ્રશ્નો પૂછ્યા. જાણે આખું યુનાઇટેડ સ્ટેટ ચર્ચાનો વિષય ન હોય! પછી આગબોટ વિષે વાત થઈ. અમારી બોટનું નામ 'એક્ષપ્રેસ' હતું. ખારવા વિષે પરપૂછ થઇ અને છેવટે મ્હારા પિતા ખચકાતા ખચકાતા બોલ્યા:

"તમારી પાસે પેલો ઓઇસ્ટરવાળો ખારવો છેને, તેને વિષે તમે કંઇ જાણો છો?"

કપ્તાને ઉતાવળમાં જવાબ આપ્યો:

"એ ભાઇ તો એક ફ્રેંચ ઉખડેલ છે. ગયે વર્ષે અમેરિકામાં એમનો ભેટો થઇ ગયો. ત્યાંથી હું તેને પકડી લાવ્યો છું, એનું નામ જુલ્સ. હાવ્રેમાં એને સગાં સંબંધીઓ પણ છે. કહે છે કે પહેલાં તે બહુ પૈસાદાર હતો પણ અત્યારે એની સિક્કલ દેખો!"

મ્હારા પિતાજી તો સફેદ પુણી જેવા થઇ ગયા ને માંડ માંડ હિંમત રાખીને બોલ્યા:

"હં! હં! ઠીક, ઠીક! એમાં કંઇ આશ્ચર્ય થાય તેવું નથી......આભાર તમારો કેપ્ટન"

અચંબાથી પેલો ખારવો તો તેમની તરફ જોઇ રહ્યો પણ તેમણે ચાલવા માંડયું. પછી એ મ્હારી માતા પાસે આવ્યા પણ બહુજ હતાશ થઇ ગયા હતા. મ્હારી માતાએ તેમને સંબોધીને કહ્યું:

"બેસી જાવ, નહિ તો લોકો કંઇનું કંઇ ધારશે."

તે તો બડબડતા બડબડતા બેસી પડયા.

"બરાબર, એ જ છે."

પછી તેમણે પૂછ્યું.

"હવે શું થાય?"

મ્હારી માતાએ તરત જ જવાબ વાળ્યો.

"આ જવાનીયાંઓને હવે દૂરજ રાખવાં. જોસફ જાણે છે એટલે તેમને બદલે નભશે. એ બધું તો ઠીક પણ આપણા જમાઇને એની ગંધ સરખી ય ન આવવી જોઇએ."

મ્હારા પિતાજી તો ભાંગી જ પડયા.

શો બનાવ?

મ્હારી માતાએ ગુસ્સામાં ઉમેર્યું.

"હું તો પહેલેથી જાણતી હતી કે એ ચોરટો કશુંય કરવાનો નથી; અને એનો ભાર પાછો આપણા ઉપરજ આવી પડવાનો."

જ્યારે જ્યારે મ્હારી માતા આવા ટોણા મારતી ત્યારે પોતે હતાશ થઇ કપાળે હાથ ફેરવતા તેમ અત્યારે પણ મ્હારા પિતા તો બીચારા કપાળે હાથ ફેરવવા લાગ્યા.

પાછું મ્હારી માતાએ બોલવાનું શરૂ કર્યું.

"હવે જોસફને પૈસા આપો તે પેલા ઓઇસ્ટરના પૈસા ચુકવી દે. જો એ ભીખારો આપણને ઓળખી ગયો તો ભોગ મળવાના! આ વહાણના ઉતારૂઓ ઉપર કેવી અસર થવાની! ચાલો આપણે વહાણના બીજે છેડે રવાના થઇ જઇએ. અને, સાંભળ્યું કે, તમે ધ્યાન રાખજો કે એ ભીખારો અમારી પાસે ન આવે!"

એ તો ઉભી થઇ, અને મ્હને પાંચ ફ્રાંક આપ્યા પછી તેણે ચાલવા માંડયું: મ્હારી બન્ને બહેનો કંઇક ગભરાઇ અને મ્હારા પિતાની રાહ જોવા લાગી.

મ્હેં કહ્યું "બાની તબીઅત જરા સારી નથી."

પછી હું પેલા ઓઇસ્ટરવાળા પાસે ગયો અને તેને કહ્યું:

"કેમ, સાહેબ, કેટલા પૈસા આપવાના?"

મ્હને તો તેને કાકા કહેવાની ઇચ્છા થતી હતી!

તેણે કહ્યું:

"બે ફ્રાંક અને પચાસ–"

મ્હેં તેને પાંચ ફ્રાંકનો સિક્કો આપ્યો અને તેણે મને પરચુરણ પાછું આપ્યું. મ્હેં તેના હાથ સામે જોયું–તે ખારવાના કરચલીવાળા હાથ જેવાંજ હતા,–મ્હેં તેના મ્હોં સામે જોયું, તે દયાજનક, દુઃખી, અને ચિંતાથી લેવાઇ ગયેલું વૃદ્ધ મ્હોં હતું. મને વિચાર આવ્યોઃ

"આ મ્હારા કાકા, મ્હારા પિતાના સગા ભાઇ, મ્હારા સગા કાકા !"

મ્હેં તેને બક્ષીસ તરીકે દસ સોસ આપ્યા તેણે મ્હારો આભાર માન્યો.

"ઇશ્વર તમારું ભલું કરે, સાહેબ !"

એના અવાજમાં ભીખારીને જ્યારે ભિક્ષા મળે ત્યારે હોય છે તેવી આર્દ્રતા હતી. મને લાગ્યું અમેરિકામાં ચોક્કસ તેમણે ભીખ પણ માગી હશે. મ્હારી બહેનો તો ખાધાની માફક મારી સ્હામેજ જોયા કરતી હતી.

જ્યારે મ્હેં બે ફ્રાંક મ્હારા પિતાના હાથમાં મુક્યા ત્યારે મ્હારી માતા તો આશ્ચર્યથી મ્હારી સ્હામે જ જોઇ રહી.

"ત્રણ ફ્રાંક આપવા પડયા ? કદી ન હોય !"

મ્હેં મક્કમતાથી જવાબ વાળ્યો.

"મ્હેં તેને દસ સોસ બક્ષીસ આપ્યા."

મ્હારી માતા તો ઉભી થઇ ગઇ અને તેની નજર બરાબર મ્હારી ઉપર ફેરવી બોલી.

"કેમ કંઇ અક્કલ ગુમ થઇ ગઇ છે ત્હેં દસ સોસ પેલા માણસને બક્ષીસ આપ્યા ? પેલા ઉખડેલને–ચોરટાને"

પણ મ્હારા પિતાજીની નજર તેની ઉપરથી ખસીને મ્હારા બનેવી ઉપર ઠરી તે તેણે જોયું અને પછી ચુપ થઇ ગઈ પછી કોઇ અક્ષરેય બોલ્યું નહિં.

અમારી સામે ક્ષિતિજ ઉપર એક આછા જાંબુડા રંગનું ધાબું જણાવા લાગ્યું. એ જરસી દેખાતું હતું.

અમે બંદર ઉપર આવ્યાં, મને જુલ્સ કાકાને મળવાની અને તેમને સાંત્વનના શબ્દો કહેવાની ઘણીજ પ્રબળ ઇચ્છા હતી પણ પછી કોઇ ઓઇસ્ટરનું ખરીદનાર ન રહ્યુ એટલે એ તો બિચારા ક્યાંયના અદ્રશ્ય થઇ ગયા હતા એ દુઃખી આત્મા બીચારો શહેરના કોઇ મલીન લત્તામા આવેલી તેની ઓરડી તરફ ગયો હશે.

સેન્ટ–મેલો' નામની સ્ટીમર મારફતે અમે પાછા ઘેર આવ્યાં–ફરીથી તેનો ભેટો ન થાય તે ઇરાદાથી.–

એ પછી મ્હારા કાકાને હું કદી મળ્યો નથી.—

"આવા ભીખારીને કેટલીક વાર હું પાંચ ફ્રાન્ક શા માટે આપું છું તે હવે તને સમજાશે. .."*

* ફ્રેંચ નવલિકાકાર ની એક વાર્તા—

# પરદેશમાં પ્રચારકાર્ય કરો



લેખક : રા. 'સર્ચલાઇટ.'

જ્યારથી હિંદી રાજકારણ ઉપર ગાંધીજીની અજબામણી લાગવગ ઉંડી ઉતરી છે. ત્યારથી પરદેશમાં પ્રચારકામનું મહત્વ ઓછું અંકાવા લાગ્યું છે. ૧૯૧૯ ની સાલ પહેલાં તો વિલાયતમાં આપણા તરફથી એક વર્તમાનપત્ર પણ ચાલતું. પ્રેસ ઉપર સરકારતંત્રની સેન્સરશીપ હોવાથી ઘણીખરી વસ્તુઓ જે હિંદમાં કહી શકાતી પણ ન હતી તે તેમાં છપાઈ શકતી. આજે એવી જ એક ઘટના ફરીથી બનવા પામી છે. '૧૯૩૨ નું હિંદ' એ નામક પુસ્તક જેમાં હિંદની સાચી સ્થિતિનો કંઇક ખ્યાલ આપવામાં આવ્યો છે તે ઉપર સરકારતંત્રે કસ્ટમ એક્ટને આધારે પ્રતિબંધ મુક્યો છે. આ પુસ્તક અમોએ જોયું નથી એટલે તેમાં શું હશે તેની કલ્પના થઇ શકે તેમ નથી. છતાં હિંદ વિષે લખાયેલું પુસ્તક હિંદમાંજ આવવા દેવાની મનાઈ કરવામાં સરકારતંત્રનો કંઈક હેતુ તો હોવો જ જોઇએ. સંભવ છે કે લેખકે ચિનાગોંગ અને બંગાળમાં ચાલી રહેલી અર્ધલશ્કરી દમનનીતિને ઉઘાડી પાડી હોય. આજે તો વર્તમાનપત્રોના કાળા કાયદાને લીધે બંગાળમાં શું બની રહ્યું છે તે આપણે અહીં પણ જાણી શકતા નથી, તો પછી ત્રાસનીતિના એ સમાચારો વિદેશમાં જાય એવી આશા રાખવી અશક્ય છે. એથી જ આ પુસ્તકના પ્રકાશનથી પરદેશમાં પ્રચારકાર્યનો મુદ્દો ફરીથી ઉપસ્થિત થાય છે.

પ્રજામત એ ભલે સામ્રાજ્યવાદીઓને અતિ બળહીન આયુધ લાગે છતાં આખર જતાં આ આયુધમાં શક્તિ નથી એમ તો કોઇ નહીં કહી શકે. છેલ્લાં વર્ષમાં ઇરાકની સરકારે આરમિનિયનોની કરેલી કતલથી ઇંગ્લાંડની સરકારને જવાબ દેવો ભારે થઇ પડયો હતો. તેમ જ જર્મનોમાં જ્યુ સામેના અત્યાચારો જ્યારે બ્રિટિશ પત્ર "માંચેસ્ટર ગાર્ડિયન"માં પ્રસિધ્ધ થવા લાગ્યા ત્યારે જ નાઝીદોરની જોહુકમી જરા ઘટવા માંડી. આજે જર્મનીમાં જ્યુ જાતિ કંઈક સુખથી રહી શકતી હોય તો તે જગતપ્રજામતની પ્રચંડ શક્તિને આભારી છે. એ વિષે જરા પણ શંકા નથી.

અલબત્ત વિશ્વપ્રજામતમાં સામ્રાજ્યવાદીઓના કારસ્થાનોને અટકાવવાનું સામર્થ્ય નથી. છતાં પણ તેનામાં કંઇ બળ તો છે એમ તો સ્વીકારવું જ પડશે. અત્યાર સુધીનો ઇતિહાસ શીખવે છે કે દલિત પ્રજાઓએ પ્રચારકામથી પારાવાર લાભ મેળવ્યો છે અને એશિયાની અન્ય પ્રજાઓ અત્યારે પણ પુરજોશથી પોતપોતાના દેશની સ્થિતિનો પ્રચાર કરી રહી છે.

આથી જ હિંદે પણ પોતાની એકલવાઇ નીતિ અળગી કરીને પોતાની દારૂણ દશા જગતપ્રજામત આગળ ખુલ્લી મુકવાની જરૂર છે. ખાસ કરીને ઇંગ્લાંડમાં, ફ્રાંસમાં, જર્મનીમાં, અને અમેરિકામાં તો હિંદની નિર્ધનતા અને શોષણનો પુરતો ખ્યાલ આપવાની અગત્ય છે આપણે જગતના પ્રજામત આગળ જાણ કરવી જોઇએ કે અમો બોલી શકતા નથી તેનું કારણ એ નથી કે બ્રિટીશ છત્રછાયા નીચે અમો સૌ સુખી છીયે પણ અમારે મ્હોઢે સેન્સરશિપના ડુંચા મારવામાં આવ્યા છે; આ સેન્સરશિપ અમોને ગુંગળાવી રહી છે; તેને દૂર કરવાને માટે અમો અમારાથી બનતાં પગલાં લઇએ છીએ. આ સર્વની જાણ જગતને થવી જોઇએ.

આજે જગત જાણે છે કે હિંદમાં સાવ શાંતિ છે! પણ જગતને કયાં ખબર છે કે આ દેશના યુવાનોને માત્ર શક આવતાં બે માસ સુધી કારાગૃહમાં ધકેલી દેવાની પોલીસતંત્રને સત્તા મળેલી છે! અને આ કાયદાને આધારે બે બસો નહીં પણ હજારો યુવાનો આજે જેલ ભોગવી રહ્યા છે. ફ્રાંસમાં લેટર ડી કેચેટની પ્રથા હતી. આ પ્રથા પ્રમાણે કોઇ ઉમરાવ ગમે તે માણસને બાસ્ટાઇલના કેદખાનામાં મોકલી શકતો. આજે અંગ્રેજ ઇતિહાસકારો આ પ્રથાને શકય એટલી ધૃણાજનક રીતે વર્ણવે છે. છતાં 'હેબીયસ કોરપસ એકટ'માં ગર્વ લેનારા અંગ્રેજ જાતિના હિંદી સામ્રાજ્યમાં આ પ્રથા પુરબ્હારમાં ચાલી રહી છે તે યાદ રાખવાની જરૂર છે. આવી તો અનેક વસ્તુઓ છે જે જગત પ્રજામત સમક્ષ મુકવાની ખાસ અગત્ય છે.

* * *

તેમજ એ યાદ રાખવું જોઇએ કે જ્યારે આપણા તરફથી થઇ રહેલું પ્રચારકાર્ય મહાત્મા ગાંધીજીની સલાહથી બંધ રાખવામાં આવ્યું છે ત્યારે સામ્રાજ્યવાદીઓ જગતની આંખમાં હિંદીઓને હલકા પાડવાનો નીચ પ્રયાસ એકધારો ચાલુ રાખી રહ્યા છે. એ યાદ હશે કે ૧૯૩૦–૩૧ માં મિસ કેથેરાઇન મેયોનું પુસ્તક "મધર ઇંડિયા" પાર્લામેન્ટના દરેક સભ્યને મફત આપવામાં આવ્યું હતું. એટલું જ નહીં પણ તેની લાખ્ખો નકલો ખપાવવામાં આવી હતી. આ પુસ્તક જેમાં હિંદની ખરાબ બાજુજ રજુ કરવામાં આવી હતી તે પુસ્તક ઉપર પ્રતિબંધ મુકાવવા સરકારે કંઇ જ પગલાં લીધાં ન હતાં. હમણાં જ કોઇ બીજાએ 'મધર ઇંડિયા'ને પણ એક કોર મુકી દે એવું પુસ્તક પ્રસિધ્ધ કર્યું છે. સદ્ભાગ્યે આ પુસ્તકને પેલાના જેટલી પ્રસિધ્ધિ નથી મળી. છતાં દરેક વર્ષે આવું એકાદ પુસ્તક પ્રસિધ્ધ થયે જ જવાનું. વિલાયતમાં પ્રસિધ્ધ થતા બે ચાર વજનદાર વર્તમાનપત્રો તો હિંદ વિષે દરરોજ જેટલું ખરાબ લખી શકાય તેટલું લખ્યે જ જાય છે. હિંદીઓ હજી પણ જંગલી દશામાં જીવન ગાળી રહ્યા છે એ પ્રકારનું જુઠાણું છડેચોક ચલાવવામાં આવે છે. આટલું બસ ન હોય તેમ જર્મનીમાં તો આજથી પાંચ

વર્ષ પહેલાં હિંદી ભીખારીઓને પાંજરામાં બેસાડીને ફેરવવામાં આવ્યા હતાં આમ હિંદીઓ સામે સામ્રાજ્યવાદીઓએ જુઠાણાનો શરૂ કરેલો પ્રચંડ પ્રચાર હજુ પણ એક સરખો ચાલુ જ છે.

* * *

**એ** ઉપરાંત યાદ રાખવાની જરૂર છે કે સામ્રાજ્યવાદીઓ પોતે જ પોતાનાં કામનાં બેહદ વખાણ કરે છે. અનેકવાર તેઓ કહે છે કે હિંદમાં તો જનતા સુખી છે, પણ આ ચળવળખોરો છે તેઓ જ લોકોને ઉશ્કેરે છે અને ભોળા લોકો આ ચળવળખોરોના હાથમાં રમી જાય છે. હિંદની આઝાદીની લડતનું આવું ચિત્ર હિંદના ઉગ્રમતવાદી વર્તમાનપત્રોમાં દેખા દે છે. આ સર્વનું સાચું કારણ એ છે કે જગતને આપણી ખરી સ્થિતિની જાણ કરાવવાની આપણે જહેમત લીધી નથી. એટલું જ નહીં પણ આપણી લડતનો સાચો અહેવાલ આ દેશમાં નહીં તો બીજા દેશોમાં પણ પ્રસિદ્ધ થાય એવાં પગલાં આપણે લીધાં નથી.

* * *

**પરદેશમાં પ્રચારકાર્ય**નાં અનેકવિધ લાભોમાં મુખ્ય લાભ તો એ છે કે વર્તમાનપત્રની સેન્સરશિપને લીધે અહીં જે લખી શકાતું નથી તે ત્યાં છુટથી છાપી શકાય છે. ઉદાહરણ તરીકે, બ્રિટનમાં વર્તમાનપત્રોનું સ્વાતંત્ર્ય હોવાથી કોઇ પણ વસ્તુ ત્યાં પ્રસિધ્ધ કરી શકાય છે. લેખના પહેલા પેરેગ્રાફમાં નિર્દેશ થયેલું પુસ્તક તેજ પ્રમાણે પ્રકાશિત થયું છે. અનેકવાર ફ્રાંસ અને અમેરિકામાં આવાં પુસ્તકોનું પ્રકાશન કરવાની સાનુકૂળતાઓ અતિ સહેલાઇથી સાંપડે છે. આ લાભ કંઈ જેવો તેવો નથી. ખાસ કરીને હિંદ જેવી પરિસ્થિતિમાં તો દમનનીતિની સાચી હકીકતો પ્રસિધ્ધ કરવાનો આ એકજ માર્ગ છે. એ અનેકને ખબર નહીં હોય, પણ મંચુરિયામાં ચાલી રહેલી જાપાનની જોહુકમીના વર્તમાન બધા અન્ય દેશમાં પહેલા પ્રસિધ્ધ થાય છે.

તેમ જ પરદેશમાં પ્રચારકાર્ય કરવાથી આપણી સામે થઈ રહેલા કંઈક જુઠાણાનો જરૂર જવાબ વાળી શકીયે. થોડે અંશે પણ સામ્રાજ્યવાદીઓની એકધારી પ્રચારનીતિ આપણે અંકુશમાં મુકી શકીયે તો તેટલે અંશે પણ લાભ થયેલો જણાશે એ ચોક્કસ છે.

એ યાદ રાખવું જોઇએ કે ચીન "People's Tribune" નામનું પત્ર પ્રસિધ્ધ કરે છે રશિયા "આજનું રશિયા" નામનું પત્ર ચલાવે છે. અને આયલેંડ અમેરીકામાં પોતાનું એક સ્વતંત્ર પત્ર ચલાવે છે. આમ જ્યારે બીજા રાષ્ટ્રો પરદેશના પ્રચારકાર્યને યોગ્ય મહત્વ આપતા હોય ત્યારે હિંદને તે સામે જુદા પડી રહેવું તે યોગ્ય નથી.

* * *

**એટલું જ નહીં** પણ આપણા દેશમાં અતિ કુશળતાથી અને વ્યવસ્થિત રીતે હિંદી સંસ્કૃતિને રજુ કરી શકીએ તેવી વ્યક્તિઓની ખોટ નથી. અત્યારના સંજોગોમાં તો સુભાષબાબુ તેમની લથડતી અને નાદુરસ્ત તબિયત હોવા છતાં પણ હિંદી પ્રજામત માટે બની શકે તેટલો પ્રચાર કરે છે. તેઓ અત્યારે તો યુરોપના પાટનગરમાં એકલે હાથે ભાષણો આપી રહ્યા છે. પણ ભાષણો કરતાં વ્યવસ્થિત પ્રચારની ખાસ

આવશ્યકતા છે. અત્યારના સંજોગોમાં તો કોઈ હિંદી નેતા યુરોપની સફરે જઇ આવે છે ત્યારે ચાર પાંચ ભાષણની હાર-માળા આપીને પાછા ફરે છે. પણ જો આપણે કાયમી પરિણામ જોઇતાં હોય તો આપણે કંઇક કાયમી વ્યવસ્થા કરવી જોઇએ.

* * *

**હિંદમાં આ કાર્ય** માટે જવાબદારી ઉઠાવી લેવાની પ્રથમિક ફરજ હિંદી રાષ્ટ્રીય મહાસભાની છે. જે સંસ્થા દેશનું વિશાળ પ્રતિનિધિત્વ ધરાવવાનો દાવો કરે છે તે સંસ્થા ઉપર જ વિદેશમાં પ્રચારકાર્યની સ્વાભાવિક જવાબદારી હોઇ શકે. આ સંસ્થા પાસે પૈસા નથી એમ પણ નથી. એટલે જો હિંદી મહાસભા ફરીથી પરદેશમાં પ્રચાર-કાર્ય કરવાની પ્રવૃત્તિ ઉપાડી લે તો યોગ્ય ગણાશે.

આને માટે શરૂઆત કરવા મહાસભાએ શ્રી. સુભાષબાબુને પહેલી પસંદગી આપવી જોઇએ. જયાં સુધી ઓરડિનન્સો છે ત્યાં સુધી સુભાષબાબુ હિંદ આવી શકે તેમ નથી તો પછી તેમની સેવાઓનો એ પ્રકારે જ ઉપયોગ કરવો લાભપ્રદ છે.

* * *

**અંતમાં** અન્ય કંઈ નહીં તો હિંદ વિષે સાચી ખબરો પુરી પાડતું એક વર્તમાનપત્ર ઇંગ્લંડમાં પ્રસિદ્ધ થાય એ અગત્યનું છે. આપણે આશા રાખીયે કે મહાસભાના આગેવાનો અન્ય કંઇ નહીં તો આ દિશામાં કંઈક રચનાત્મક પગલું ભરી નિષ્ક્રીયતા નિવારવાનો સફળ યત્ન કરશે.

# ઓસ્ટ્રીઆના કામદારોનો-
# વિજયથી યે મહામૂલો પરાજય

**સહુ** કોઇ જાણે છે કે થોડા વખતની વાત પર ઓસ્ટ્રીઆના ઠીંગુજી ફેસીસ્ટ સરમુખત્યાર ડોલ્ફસની સરકાર સામે ત્યાંના કામદારોનો પરાજ્ય થયો છે, ત્યાંનો સમાજવાદી પક્ષ તારાજ થઈ ગયો છે, "ઓછાં પાપ"ની ફીલ્સુફીથી પોતાની કબર ખોદનાર અને કામદારોને દગો દેનાર એ પક્ષ માટે જગતની કોઇ આંખ પાસે આંસુ નથી. પણ અણીની ઘડીએ નેતાવિહોણાં રહેલા ઓસ્ટ્રીઅન કામદારોની શૌર્યકથા જગતના શ્રમજીવીઓના મુક્તિસંગ્રામના ઇતિહાસને પાને અમર થવા સર્જાઈ છે. માથું મુકે પણ નમાવે નહિ એવાં એ બે હજાર સ્ત્રી પુરૂષો અને બાળકોની મૃત્યુગાથા જગતના શ્રમજીવિઓનાં લોહી સાથે ધબકશે અને તેમને આશા અને પ્રેરણાનાં અમૃત પાશે. એ આખીએ ઘટનાને એક લેખમાં રજુ કરવાનો પ્રયાસ અહિં કરવામાં આવ્યો છે.

**૧૨** મી ફેબ્રુઆરીનું પરોઢિયું થયું. આગલી રાત્રે ડોલ્ફસની સરકારે આખરી ફેંસલો કર્યો છે અને સમાજવાદીઓની સર્વ સંસ્થાઓને વિખેરી નાખવાના હુકમો અપાઇ ગયા છે. લિંઝ શહેરના નાગરિકો સ્વપ્ન નિદ્રામાં પડેલા હતા, કામદારનેતાઓ ગાફેલ હતા અને કામદારસંઘના કેન્દ્રસ્થાનનો માનવ સમુદાય ઉંઘની છેલ્લી પ્રહર ગાળી રહ્યો હતો. ને વેળાએ હીમવીરનું લશ્કરી સૈન્ય ધસી આવે છે. હવે વિચાર કરવાનો અગર સત્તાવાર હુકમો મેળવવાનો વખત નથી. કામદારોએ પોતે જ નિર્ણય કર્યો અને એક પલકારામાં જંગ શરૂ થયો. પોતાની પાસે જે થોડાં રહ્યાંસહ્યાં હથિયારો હતાં, જે કટાઇ ગયેલાં શસ્ત્રો હતાં તેના વડે મકાનનો 'બચાવ' કરવા માંડયો. તોપના મોઢે તારાજ થવાની ઘડી આવી હતી તે તેઓ સારી પેઠે સમજતા હતા. હારની નોબત વાગતી હતી. પરંતુ તેઓ ડગ્યા નહિ. આ પહેલા હલ્લામાં બે હજાર કામદાર સ્ત્રી પુરૂષોનો કચ્ચરઘાણ વળી ગયો, અને ત્યારે જ તારાજ થયેલું કામદારોનું કેન્દ્રસ્થાન કબજે થયું.

આ શૌર્યના ઇતિહાસે જગતની પ્રજાનું લક્ષ ખેંચ્યું છે. સ્વાતંત્ર્યયુદ્ધના ચિરસ્મરણીય ઇતિહાસમાં આ પ્રસંગે એક યાદગાર પ્રકરણ ઉમેર્યું છે. નિર્બળ સામ્યવાદી ક્રાંતિ લાવવાના સ્વપ્નાં સેવનારા ઉદ્દામવાદીઓ આ શૌર્યથી અવાક થઇ ગયા છે અને 'સુધારક પંથ'ના આ બહાદુર સૈનિકોએ પોતાના આદર્શ માટે, પોતાના મંડળની હસ્તી માટે જે સામનો

કર્યો તેણે સૌનું માથું નમાવ્યું છે. આ કામદારોએ બતાવી આપ્યું છે કે કામદારો પોતાના વર્ગમાંથી દૃઢનિશ્ચયી નેતાઓ સર્જી શકે છે. એટલું જ નહિ પણ એટલી જ પ્રાણવાન હીલચાલ ઉત્પન્ન કરી શકે છે. કામદારોની આદર્શો માટેની પ્રામાણિકતા એટલી શુદ્ધ છે અને તેની સિદ્ધિ અર્થે તેઓ એટલી સહનશીલતા દાખવી શકે છે કે તેઓના હાથે જગતના નવસર્જન માટે નવીન શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. ૧૨ મી ફેબ્રુઆરી અને તે પછીના દિવસોના યાદગાર પ્રસંગોની અહીં ઝાંખી કરાવવાનો હેતુ છે. *

## 'રૂક જાવ'નું પરિણામ.

ડોલ્ફસની સરકાર જે ત્યાંના હીમવીર પક્ષના સરદાર ફેની સંયુક્ત સહાયથી ચાલતી હતી તેણે ગઇ સાલ તા૦ ૭ મી માર્ચના રોજ એક હુકમ કરી પાર્લામેંટને વીખેરી કાઢી. આ અણીની ઘડીએ કામદારો સામાન્ય હડતાળ પાડવાની અણી ઉપર હતા. યુદ્ધ કરવાનો આ અવસર હતો. પરંતુ નેતાઓએ તેમનું માન્યું નહિ અને 'રૂક જાવ'નો આદેશ આપ્યો. ઓસ્ટ્રીઆના સમાજવાદી પક્ષના આગેવાનો માનતા હતા કે સરકાર જોડે સમાધાન થઇ શકશે અને સમાધાન માટે દૂતો મોકલવાની પ્રવૃત્તિમાં તેઓ પડેલા હતા. પરંતુ આવી આશાઓ તેમણે નિઃપ્રયોજન રાખી. હીમવરને ઇટાલીના સરનશીનનો ટેકો હતો. ડોલ્ફસ તેમને કબજે હતો.

અગિયાર મહિના સુધી આવી નિષ્ક્રિયતા ચાલી. આ લાંબા ગાળામાં કામદાર હીલચાલનાં હથિયાર ધીરે ધીરે ખુંચાવી લેવામાં આવ્યાં. પાર્લામેંટ પદભ્રષ્ટ થયા બાદ સરમુખત્યારી શરૂ થઇ. કામદારોનું સશસ્ત્ર સૈન્ય જે નવી સ્વતંત્ર સત્તાના રક્ષણ માટે છેક છેલ્લું સાધન હતું તેને પણ વિખેરી દેવામાં આવ્યું. બંધારણનો ભંગ અનેક વખત થતો કામદારોને ટગર ટગર જોવા પડયો. આ સ્થિતિમાં મંડળસ્વાતંત્ર્ય કે વર્તમાનપત્રસ્વાતંત્ર્યનું તો પૂછવું જ શું? કામદારોએ પોતાના લોહીથી જે સામાજિક અને રાજકીય હકકો મેળવ્યા હતા તે આ અણીની વખતે નિષ્ક્રિય નેતાગીરિને લીધે ગુમાવ્યા. પણ જ્યારે વળતાં પાણી થાય છે ત્યારે તેને થંભાવી શકાય છે? પ્રત્યાઘાતી બળોએ જોર જમાવ્યું. રેલ્વે અને બીજા રાજ્યના ઉદ્યોગો તેમજ અર્ધસહકારી કારખાનાના કામદારોને નવાં 'રાષ્ટ્રીય' મંડળોમાં જોડાવું પડયું. એ કહેવાની જરૂર નથી કે આ 'રાષ્ટ્રીય' મંડળો આમપ્રજા વિરોધી સંસ્થાઓ હતી અને તેણે રાષ્ટ્રીયતાનો જુઠો સ્વાંગ ધર્યો હતો.

આ મુજબ અગિયાર મહિના સુધી સમાજવાદી પક્ષે અને કામદાર હીલચાલે અપમાનિત થઇ ખાસડાં ખાધાં, એક જ વ્યર્થ આશાને અવલંબીને કે કેમે કરી વળતા દહાડા આવે છે. ઠેઠ છેલ્લા દિવસ સુધી તેણે ડોલ્ફસ સરકાર પર ભયંકર વિશ્વાસ રાખ્યો, અને છેક છેલ્લા દિવસ સુધી વિષ્ટિ કરવા પ્રયાસ કર્યા. વિષ્ટિના બદલામાં સમાજવાદી નેતાઓને લાતો જ મળી. મોઢામાં તરણું લઇ જનાર નેતા વિજયી બન્યો જાણ્યું છે? સમાધાની માટેના માર્ગ જ શોધનાર લોકનાયકને વિજયદેવીએ વરમાળા પહેરાવી જાણી છે?

* નવયુગના માર્ચ માસના અંકમાં ઓસ્ટ્રીઆના રાજકારણ અને પક્ષો વિષે વિગતો આપવામાં આવી છે તે આના સંબંધમાં વાંચવી.

## આમપ્રજા ફસાઇ

આવી નેતાગીરિથી હંમેશાં આમપ્રજાને પારાવાર નુકસાન થયેલું છે. જનતા 'સીધી લડાઇ'માં સમજે છે જનતા યુધ્ધ લડી જાણે છે. પરંતુ તે વિષ્ટિની રાજદ્વારી રમત પીછાનતી નથી. લોકનેતાના શબ્દો ભકતની શ્રધ્ધાથી તે સાંભળે છે અને ભ્રમણામાં ફસાય છે. અને ઓસ્ટ્રીયાની કામગર હીલચાલનો ઇતિહાસ ઉજ્વળ હતો તે તેઓ કેમ એકાએક ભૂલે ? તેઓ સ્વાભાવિક રીતે ગાફેલ રહ્યા. ભૂતકાળના વિજયોના નશામાં સુષુપ્ત રહ્યા. વર્ષો થયાં નેતાઓએ તેમને અભયદાન આપ્યાં હતાં, અને ભાવિના સુરમ્ય સ્વપ્નાં રજુ કર્યાં હતાં. આમપ્રજા ફસાઇ પાર્લામેંટને વીખેરી દીધી ત્યારે પડકાર કરવા કામદારો તૈયાર હતા. જ્યારે તેમનું એક માત્ર શરણું–તેમનું સશસ્ત્ર સૈન્ય–ગયું ત્યારે તેમના પુણ્યપ્રકોપનો હિસાબ ન રહ્યો. અને જ્યારે કામગરહિતના કાયદાઓ એક પછી એક રાજ્યના દફતર પરથી દૂર કરવામાં આવ્યા ત્યારે તેમણે 'સીધી લડત' આપવા સર્વ તૈયારીઓ કરી. પણ....પણ નેતાઓએ ઠંડું પાણી રેડયું અને તેમને દગો થયો. આમપ્રજાની હીલચાલના ઇતિહાસમાં આવા દ્રોહના પ્રસંગો અનેક નોંધાયેલા છે.

## સરકારપક્ષની પૂર્વતૈયારી

પરંતુ સામો પક્ષ ગાફેલ નહોતો. દિવસે દિવસે એ શસ્ત્રસજ્જ થતો હતો, કામગાર પક્ષનાં હથિયારો છીનવી લેવાં એટલોજ દાવ એનો નહોતો. કામદારોની બેડીઓ વધુ બળવત્તર કરવાની તેને ધડી સાંપડી હતી. આ મહેતલના સમયમાં તે પુરેપુરો જાગૃત હતો, અને વિજયનો અવસર-શોધતો હતો. કામગારપક્ષે જાહેર કર્યું હતું કે (૧) જો ફેસીસ્ટ રાજ્યબંધારણ જાહેર થાય; (૨) વિયેનાના ટાઉનહોલનો કબજો લેવાય; (૩) સમાજવાદી પક્ષ પર પ્રતિબંધ મુકાય; (૪) અગર કામદારસંઘ હીલચાલને વીખેરી દેવા અગર બીજા સાથે મળી જવા સરકારી હુકમ થાય તો સીધો સામનો કરવો. આ નિર્ણય સમાજવાદી પક્ષના નેતાઓએ કર્યો હતો. આ મુજબ સરકારને સમાજવાદી પક્ષની માગણીઓની સ્પષ્ટ ખબર હતી અને ઉઘાડી ચેતવણી આપવામાં આવતાં તેણે પૂર્વતૈયારી રાખી હતી. કેમ ન રાખે ? રાજરમતના દાવની સામાન્ય સમજણ પણ નેતાઓએ તેમની સમાધાનવૃત્તિમાં ગુમાવી હતી. રાજ્ય શા માટે ઉપલા ચાર અંતિમ ઉપાયો લે અને કામગરોને સામનો કરવાની તક આપે જ્યાંસુધી સામાપક્ષને કચરવાના અનેક ઉપાયો મોકળા હતા. 'જેમ ઉંદરની સાથે બીલાડી ખેલ ખેલે અને તેને મરણતોલ કરે તેમ જ સરકારે સમાજવાદી પક્ષ સાથે વર્તન રાખ્યું,' એમ એક પત્રે સાચું જ લખ્યું છે.

## અને છેવટે આંતરવિગ્રહ

અને છેવટે આંતરવિગ્રહનો આરંભ થયો. લિંઝના મથક સામે તોપો ગોઠવવામાં આવી. કામદારસમુહ કૃતનિશ્ચય હતો. શરણે જવા કરતાં લડતાં લડતાં મરણને ભેટવા તેનામાં ઉત્સાહ પ્રકટયો હતો. એક બાજુ સશસ્ત્ર લશ્કર, તોપો અને દારૂગોળો, બીજી બાજુ છુપી રીતે વાપરવામાં આવેલી અગર જુની સંઘરેલી પંદર નાનીશી મશીનગનો અને રાઇફલો હતી. વિયેનાના એક નેતાએ લખ્યું છે તેમ, રાઇફલો અને થોડીક કારતૂસો, એક પક્ષ તરફના થોડાક ફટાકડા અને સામેથી તોપ અને રાઇફલના

સર્જાઈ મારાર્થી, યુદ્ધ શરૂ થયું. લિંઝના બનાવોથી ઑસ્ટ્રીઆના પાયતખ્ત વીયેનાના અને બીજા ઔદ્યોગિક મથકોના કામદારોએ સહાનુભુતિ બતાવી. ટ્રામ, ટ્રેનો, વર્તમાનપત્રો, ફેક્ટરીઓ, અને ઇલેક્ટ્રીક લાઇટ તથા ગેસનાં યંત્રો બંધ પડયાં. અલબત્ત વિશાળ સામાન્ય હડતાળ પડી નહિ. પરંતુ પ્રારંભમાં આટલું પણ બની શક્યું તે કેટલીક અગમચેતીનું પરિણામ હતું. સમાજવાદી પક્ષે પહેલાંથી જાહેર કરી રાખ્યું હતું કે અમુક સંજોગોમાં (ઉપર જણાવેલી ચાર પ્રકારની પરિસ્થિતિમાં) કોઈ પણ જાતની સુચના વગર સભ્યોએ અને શાખાઓએ સામાન્ય હડતાળ પાડવી. સમાજવાદીપક્ષની વિયેનાની સ્થાનિક કાર્યવાહી સમિતિએ 'રૂક જાવો'ની દલીલ કરી પણ કામદારો હવે કાબુમાં રહે તેમ નહોતું, જો કે આ આદેશની વ્યવસ્થિત કામદારસંઘોના સભ્યો ઉપર અસર થઇ અને તેથી જ સાર્વત્રિક હડતાળ ન પડી શકી.

## સામે માર્શલ લૉ અને ભેદનીતિ

સરકારે તાકીદે લશ્કરી કાયદો જાહેર કર્યો, શહેરનો હોલ કબજે કર્યો, સમાજવાદી નેતાઓની ધરપકડ કરી, અને બચાવ માટે બાંધેલી બેરીકેડ, ખાઇઓ, તથા કામદારના બચાવનું સૈન્ય (જે એક વર્ષ પહેલાં ગેરકાયદે જાહેર થયું હતું. પણ ગુપ્ત રીતે જેની થોડી વ્યવસ્થા ચાલુ હતી) ના મકાનો ઉપર જોશથી હલ્લો કર્યો. શહેરના મધ્યભાગમાંથી પીછેહઠ કરીને કામદાર સૈનિકો કામદારલત્તાઓ સુધી પહોંચ્યા. અહીં તેમણે ફ-તેહમંદીથી બચાવ કરવાની આશા રાખી હતી. પરંતુ સરકાર વહેવાર અને સંદેશાનાં સાધનો ઉપર સંપૂર્ણ કાબુ ધરાવતી હતી. લશ્કરની મદદથી વિયેના શહેરના જુદા જુદા લત્તા સાથેના સર્વ સંબંધો તોડી નાંખવામાં આવ્યા. આ લત્તાઓના કામદારોને પોતપોતાના મર્યાદિત સાધનો ઉપર જ આધાર રાખવો પડયો. ચારે બાજુએ તેઓ ઘેરાયલા હતા, વાયરલેસના મથકો સરકારને કબજે ગયેલાં હતાં. બ્રોડકાસ્ટ સંદેશાઓદ્વારા કામદારોમાં ફાટફુટ પડાવવાનો નીચ પ્રયાસ હવે સરકારે માંડયો. 'ઓટો બોર અને ડયુશ ભાગ્યા. આગેવાનોની ઝેકોસ્લાવિકા તરફ રવાનગી'–એ મતલબના ચોંકાવનારા સંદેશા દેશ સમસ્તમાં 'બ્રોડકાસ્ટ' કરવામાં આવ્યા. આ પરિસ્થિતિમાં ભયગ્રસ્ત થયેલા કામદારો બરાબર લડત ન આપી શકયા. આ સંજોગોમાં મધ્યવર્તી નેતાગીરિની તો આશા કેમ જ રખાય? સંખ્યાબંધ બહાદુર કામદારોએ પોતપોતાના ઘરને કિલ્લો બનાવ્યો અને લડતાં લડતાં તેઓ મરણને ભેટયા. પરંતુ મેંકડો કામદારો શસ્ત્રો કયાં સંતાડયા હતા તે જાણતા ન હતા, અને ઘણા ભેદનીતિના ભોગ પણ થયા. નવાઇ નથી કે આંતરવિગ્રહ પછી નહિ વપરાયેલાં સંખ્યાબંધ શસ્રો મળી આવ્યાં.

## વિજયથી પણ મોંઘામૂલી હાર

ચાર દિવસ અને રાત્રિ સુધી અણનમ કામદાર સ્ત્રી પુરૂષ સૈનિકોએ વ્યવસ્થિત લશ્કરી બળના ઘા ઝીલ્યા. ઓસ્ટ્રીયાના રાજનગરમાં, લિંઝમાં, ઇન્સબર્ગ અને પ્રાંતિક કેન્દ્રોમાં કામદાર સ્ત્રી પુરૂષોનું ઉન્હું ઉન્હું લોહી વહેવા માંડયું. આ ધન્ય ઘડીએ વીરતા પુરૂષોએ દાખવી તેના કરતાં સ્ત્રીઓએ જે શૌર્ય બતાવ્યું તે ભૂલાય તેમ નથી. જે બેરીકેડ રક્ષણ માટે ઉભી કરવામાં આવી હતી, અને જે

મકાનોમાં રહ્યાં રહ્યાં રાઈફલો દ્વારા કામદારો સામનો કરતા હતા તે દર કલાકે તૂટતાં હતાં. તોપના મારા સામે તેનો શો ઘડો? ડોલ્ફસની સરકારના રાજદ્વારીઓ ખ્રિસ્તી ધર્મી હોવાનો, દેશભક્તો હોવાનો દાવો કરતા હતા. દેશભક્તિ અને ધર્મના મધુર મંત્રો જીવ્હા પર રાખીને પોતાના જ દેશબાંધવો ઉપર તેમણે દારૂગોળો છોડયો અને દુનિયામાં દોઝખ ઉતાર્યું. જે મકાનોમાં બાળકો અને સ્ત્રીઓ નિર્દોષ નિદ્રામાં પડયાં હતાં તેને જમીનદોસ્ત કરતાં પહેલાં તેમણે ચેતવણી પણ ન આપી! અને હીમવીરના લશ્કરના સેનાધિપતિ શાહજાદા સ્ટાર હિમ્બર્ગને વિજય વર્યો. શાહજાદા સ્ટાર હિમ્બર્ગે સામા પક્ષની મુક્તકંઠે પ્રશંસા કરી, અને જે કામદારનેતાઓ જીવતા પકડાયા હતા તેમને ફાંસીયે ન લટકાવવા પણ શુરાને છાજે એમ ગોળીથી વીંધી નાખવા એવી આશા વ્યક્ત કરી! પરંતુ મેજર ફે જે એક ખ્રિસ્તી ગૃહસ્થ છે તે તો 'આખા ઓસ્ટ્રીયામાં ફાંસીનાં લાકડાં રોપવા' વચન આપી ચુકેલો હતો. પોતાના સૈન્યનો વિજય ઉજવવા તેણે વધુ ફાંસિયાને 'રોજી' આપી!

ડોલ્ફસ કહે છે કે આંતરવિગ્રહમાં માત્ર ૨૪૧ ના જાન ગયા છે. પેલા જુઠા 'બ્રોડકાસ્ટ' સંદેશા ફેલાવનાર ડોલ્ફસનો આ આંકડો જેને માનવો હોય તે માને. બે હજાર માણસના જાનની ખુવારી થઇ છે તેમ પ્રજાપક્ષ કહે છે. ફાંસીને લાકડે ચઢેલા, કારાવાસ સેવતા અને 'કોન્સેન્ટ્રેશન' છાવણીઓમાં પુરાયલા કેદીઓની સંખ્યા બહાર આવી નથી. કામગારસંઘો અને સમાજવાદી પક્ષને ગેરકાયદે જાહેર થતાં તેના સર્વ મકાનો અને પૈસા ટકા જપ્ત થયા છે. તેનાથી હવે આપણે નવાઇ ન જ પામીએ. પરંતુ ઇંગ્લાંડનું કામદારપક્ષ 'ડેલી હેરલ્ડ' જેને લોકતંત્રને બચાવનાર માનતું હતું તે ડોલ્ફસે હિટલરને છાજે એવી અપ્રમાણિકતા દાખવીને કામગારોના મુખપત્રનું જુનું નામ રાખીને જ પોતાના પક્ષનો પ્રચાર તે દ્વારા કરવા માંડયો છે! આનાથી કોઇ કામદારદ્રોહી ભુંડું કૃત્ય નહિ હોય.

કામદારોની આમ છેક જ હાર થઇ છે. કામગારપક્ષની હારની આ મુશ્કેલ ઘડીમાં તેઓએ સ્વત્વ નથી ગુમાવ્યું એનાથી કયા કામગાર પ્રેમીની છાતી ફુલી નહિ હોય? આ હાર વિજયથી પણ મોંઘામૂલી છે.

## બે આક્ષેપો

ડોલ્ફસની સરકારે પોતાના બચાવમાં સ્વાભાવિક રીતે જ જુઠાણાં ફેલાવવા માંડયા છે. એક ભયંકરમાં ભયંકર જુઠાણું એ ફેલાવ્યું છે કે સમાજવાદી પક્ષને રાજ્યધુરા કબજે કરવી હતી અને આ સત્તા સર કરવા માટેનું કાવત્રું હતું. આનાથી ભારેમાં ભારે આક્ષેપ બીજો ન હોઇ શકે. પરંતુ આ એટલું હડહડતું જુઠાણું છે કે તેના જવાબની પણ ભાગ્યે જ જરૂર છે. પરંતુ અત્યારના જમાનામાં અજ્ઞાન આમપ્રજા સહેજે ભોળવાય છે. તેથી બચાવ કરવો જરૂરી છે.

સમાજવાદી પક્ષે અને કામગારસંઘોએ તેમના મંડળો ઉપર આક્રમણ થાય અને એની હસ્તી જોખમમાં આવી પડે તો સામે થવા દૃઢ નિશ્ચય કર્યો હતો. પણ ડોલ્ફસની સરકાર તેનાથી શું અજાણ હતી? પેલી ચાર શરતો (જે ઉપર જણાવી છે) આખુ જગત નહોતું જાણતું? કામદારોએ અનહદ ધીરજ બતાવી હતી અને પોતાની

## ઝુમણું

લેખક: શ્રી. મનુભાઇ જોધાણી
પ્રકાશક: દીવેટીઆ એન્ડ સન્સ:
અમદાવાદ.

'ઝુમણું' એ તો કાઠિયાવાડી આભૂષણ' એમ પ્રવેશ શબ્દો લખી શ્રી. મનુભાઇ જોધાણીએ આ પુસ્તિકા રજુ કરી છે. અન્ય ભાષાની 'રત્નો જેવી ઉપયોગી વાર્તાઓ' પુસ્તકમાં ઉતારી છે. છતાં પુસ્તક તપાસતાં આના મૂળ લેખકો અને કૃતિઓનાં નામ નજરે પડતાં નથી. ગુજરાતી અનુવાદક માટે આ એક અપરાધ ગણાય, અને તેમ ખાસ કરીને અમે કહીએ છીએ કારણ કે અમે જાણીએ છીએ કે લેખક કાઠિયાવાડની કેટલીક ઝમકવાળી લોકવાર્તાઓ પ્રજા સમક્ષ રજુ કરેલી છે, અને તેમની પાસેથી આવી ભૂલની અપેક્ષા કોઇ રાખે નહિ. કુમારો માટે આ પુસ્તકની વાર્તાઓ આકર્ષક થઇ પડશે. શ્રી. મનુભાઇ જોધાણી વધુ સુંદર નવલિકાઓની પસંદગી જરૂર કરી શક્યા હોત એમ કહ્યા વગર રહેવાતું નથી.

જી. ક. ચાં

**અગત્યની સુચના**:—ગુજરાતી પ્રકાશન સંસ્થાઓને સુચના કરવાની કે તેમનાં છેલ્લાં પ્રકાશનો અમને આવતાં અંક માટે વખતસર મળશે તો તેનાં અવલોકનો તાકીદે રજુ થઇ શકે એવી વ્યવસ્થા કરવામાં આવી છે.



# જ્ઞાન...વિ૰...શ્રદ્ધા

લેખક:
એ. જી. ગાર્ડીનર.

કુદરતની ખફા અને માનવીના કર્તવ્યોના સંબંધ વીષે ગાંધીજી અને રવિન્દ્રનાથ ટાગોર વચ્ચે જે ચર્ચા ચાલી હતી તેના પડઘા છેક વિલાયતમાં પડયા છે એ વિષયમાં જાણીતા વિચારક મી૰ એ. જી. ગાર્ડિનરે લખેલો આ લેખ "નવયુગ"ના વાચકોને રસદાયક થઇ પડશે.

"આધુનિક હિંદના ઉત્તમ ઉદાત્ત સંસ્કારના પ્રતિનિધિઓ રવિન્દ્રનાથ ટાગોર અને ગાંધીજી પૂર્વના તત્વજ્ઞાનને પોતપોતાની વિશિષ્ટ માન્યતાઓ મુજબ કેવી રીતે પીછાને છે તેનો સુંદર નમુનો હમણાંજ પ્રાપ્ત થયો છે."

ઇંગ્લાંડના સમર્થ વિવેચક અને સાહિત્યકાર ગાર્ડિનર ઉપરના શબ્દોમા એક રસમય લેખમાં થોડા વખત પહેલાં બિહારના ધરતીકંપને વિષે ઉપજેલી ચર્ચાની મીમાંસા શરૂ કરે છે. અસ્પૃસ્યતાના સદીઓજૂનાં પાપને પરિણામે હિંદ ઉપર આ આસમાની આફત આવી પડી છે અને ઇશ્વરનાં ગહનતત્ત્વની એ યાદ દેવડાવે છે, એ મતલબના મહાત્મા ગાંધીના મતપ્રદર્શનથી રવિન્દ્રનાથ ટાગોર, જેઓ પાશ્ચાત્ય સંસ્કૃતિ અને વિજ્ઞાનના ગાંધીજી જેટલા વિરોધી નથી તેમણે આ સામે સખ્ત ટીકા કરી હતી, જેના પડઘા ઠેઠ ઇંગ્લાંડના ટાપુ સુધી પહોંચ્યા છે.

ટાગોર અને ગાંધી બન્ને પોતાના ગહનતાવાદને લીધે જગતના સામાન્ય બનાવોને જુદી જુદી રીતે અવલોકે છે. બન્ને જો કે પૂર્વના તત્વજ્ઞાનને માટે અત્યંત અનુરાગ ધરાવે છે છતાં એમની દૃષ્ટિ જુદી છે અને તેને લીધેજ આ વિવાદગ્રસ્ત ચર્ચા ઉભી થયેલી છે.

બિહારમાં જે ધરતીકંપ થયો અને જેને લીધે થયેલા જાનમાલના નાશનો ખ્યાલ ઈંગ્લાંડની પ્રજાને હજી આવ્યો પણ નથી તે, ગાંધીજીની માન્યતા મુજબ, હિંદ ઉપર દૈવી કોપ છે, અને આ કોપ હિંદે કરેલા ભૂતકાળના અને હજી પણ

જે ચાલુ રહેલ છે તે અક્ષમ્ય અપરાધને લીધે છે. બ્રિટીશ લોકોને હિંદ ઉપર રાજ્ય કરવા દેવાનો આ અપરાધ છે શું? ના. જે સરકાર સામે એમનો ક્રોધ વરસતો હતો તે હવે ગાંધીજીના વ્રત–અપવાસ, પ્રાર્થનાઓ અને પ્રવૃત્તિઓનું મધ્યબિંદુ નથી રહ્યું. અગર તો, હિંદના શરીરમાં જે બીજા 'રાવણે' પ્રવેશ કરેલો છે તેની સામેના 'ધર્મયુધ્ધ'ની આગળ આ રાજકીય પ્રશ્નને ગૌણ સ્વરૂપ પ્રકરેલું છે.

તેઓ કહે છે કે, મનુષ્ય પ્રત્યેની આ ક્રૂરતા માટે ધરતીકંપદ્વારા દૈવે શિક્ષા કરી છે, અને દૈવી સત્તાએ પોતાના રૂદ્ર સ્વરૂપ મારફતે પ્રજાને સ્પષ્ટ ચેતવણી આપી છે.

## આધ્યાત્મીક કે ભૌતીક ?

ટાગોર આને જંગલી દશાને છાજે તેવો વહેમ કહે છે. ગાંધી જેટલા જ તેઓ પણ અસ્પૃશ્યતાના પાપને નિવારવા તત્પર છે અને હિંદની આ શરમ માટે તેઓ નીચું જુએ છે. પરંતુ તેઓ આધ્યાત્મિક અને ભૌતિક પ્રશ્નોનો આવો ગોટાળો સહન કરી શકતા નથી. વિચારોની સંકરતા જ આમાં પ્રદર્શિત થાય છે. ટાગોર જાણે છે કે, ભૌતિક કારણોને લીધે આવા બનાવો બને છે અને કુદરત તેમાં ગરીબ કે તવંગર, પાપી કે પુણ્યશાળી, સુખી કે દુઃખીનો પક્ષ લેતી નથી. જીવનનું તંત્ર કોઇ આધ્યાત્મિક પરિબળોથી ચાલતું હોય છતાં તેને ભૌતિક સાથે મેળવી દેવાં અનુચિત છે.

કુદરત ભલે ગરીબ કે તવંગરના ભેદ રાખતી ન હોય છતાં આપણું વહેમી માનસ એમ ઘણી વાર ક્યાં નથી સમજતું ? જ્યારે કોઇ પણ આપત્તિ આવી પડે કે આપણે માટે માર્ગ અંધકારમય દીસે ત્યારે દૈવના દોષ ઉપર બધું ઢાલવી દેવું કેટલું સહેલું છે!

આ જ પ્રમાણે હોમરના દ્દલિયડમાં યુદ્ધમાં પરાજિત થવાની અણી પર આવેલો પક્ષ કોઇ નવી સહાય કરનાર કૃપાદેવી મદદે આવી પહોંચશે એમ માનવાને તૈયાર થઇ જતો આપણે જોતા નથી ? (કૃષ્ણ ભગવાન ગરૂડે ચઢીને આવી દ્રૌપદીનાં ચીર ભરી આપવાની કલ્પના પણ આવી જ જાતની નથી ?) આપણી હૃદયની નિર્બળતાને લીધે ભલે એમ માનીએ, પરંતુ બુદ્ધિ તેમ સ્વીકારવા ના પાડે છે અને આપત્તિમાંથી નીકળવાના નાના પ્રકારના રસ્તા શોધે છે. છતાં મોઢે તો દૈવ, દૈવની પોકળ વાતો કર્યા જઇએ છીએ, કારણ કે આપત્તિમાં આ એક શરણ છે.

## વીજ્ઞાન વી. વહેમ

વિજ્ઞાને જગતના નિયમો જનતા સમક્ષ રજુ કર્યા ત્યારે વહેમનું સામ્રાજ્ય સર થયું, મનુષ્ય બુધ્ધિ પર વિશ્વાસ રાખતો થયો. કુદરતના નિયમો સંબંધી જ્યારે ગાઢ અંધકાર ફેલાયેલો હતો ત્યારે મનુષ્ય ઉપર નહિ સમજાતાં બળો રાજ્ય ભોગવે તેમાં નવાઇ નથી. કુદરતનાં બળોને એ સંજોગોને અનુસારી કલ્યાણકારી અગર કોપાયમાન સહેજે તે માનતો. એના ઉપર પોતાનો વિજય નહોતો થયો એટલું જ નહિ પણ એવી ગહનતાનો એ પાર પામતો નહિ. નવાઇ નથી કે આ કાળમાં તે આકાશમાં ચઢી આવતાં ઘનઘોર વાદળોને, પૃથ્વી પર ઘોર અંધારૂં છવી દેનાર સૂર્યગ્રહણને અગર નભોમંડળમાં ચમક ચમક થતા તારાઓને જુદા જુદા દેવો માનવા લાગ્યો અને તેમને

માટે તેણે જગતના આદિ કાળમાં ઋચાઓ, પ્રાર્થનાઓ અને અભ્યર્થનાઓ યોજી કાઢી. વિજ્ઞાને કુદરત ઉપર વિજય મેળવ્યો છે અને હવે માનવજીવનના બાલ્યકાળના આ માનસમાં ક્રાંતિ થયેલી છે.

## પ્રાચીન ઇતિહાસને પાને

**પ્રાચીન ઇતિહાસમાં** આના ખુલ્લા ઢગલેબંધ મળે છે. હોમરનો ઉલ્લેખ તો ઉપર કર્યો છે. રોમના પોમ્પી જેવા વિખ્યાત સરનશીનનો એક જાણીતો પ્રસંગ ઇતિહાસને પાને નોંધાયેલો છે. રોમન લોકો કેરોને સરનશીન ચુંટે નહિ તેથી આકાશમાં ભયંકર કડાકા સાંભળતાં પોમ્પીએ લોકસભાનું કામ એકાએક અટકાવ્યું હતું અને ચુંટણી મોકુફ રખાવી હતી, કારણ કે આવા ભયાનક અપશુકન પછી લોકસભા સાવ દિગ્મૂઢ બની જતી. એલેકઝાન્ડર તેની આજુબાજુ ભવિષ્યવેત્તાઓની ફોજની ફોજ રાખતો, જેમ આજનો સામ્રાજ્યવાદી પોતાની આસપાસ પ્રધાનોનું મોટું મંડળ રાખે છે. સીસેરો જેવા સમજુ અને વિદ્વાન પુરૂષે પોતાનો પ્રાણ એક વહેમને અવલંબીને ખોયો તે જાણીતું છે.

## —અને મધ્યકાલીન ઇંગ્લાંડમાં

**અને મધ્યકાલીન** ઇંગ્લાંડમાં ઓલિવર ક્રોમવેલે જરૂર ટાગોરનો નહિ પણ ગાંધીનો પક્ષ લીધો હોત. પોતાની વિજયકથા આલેખતાં તેણે પાર્લામેન્ટના પ્રમુખ લેંથાલને એક પત્રમાં લખ્યું છે; "ધવલ ચંદ્ર ઉપર કાળું વાદળું દૈવે છવી ન દીધું હોત અને રૂપેરી ચાંદની ઘડીભર મટી સર્વ કુદરતમાં અંધારૂં ન વ્યાપ્યું હોત, ઇશ્વરે પાડ ન કર્યો હોત તો મારો પ્રિય ઘોડો મરણશરણ થાત."

રાણી એલિઝાબેથના ઇંગ્લાંડના સમયમાં કોઇને પણ શંકા ગઇ નહોતી કે સ્પેનના આર્મેડા ઉપર તેણે જે વિજય મેળવ્યો તે પરમ પરમાત્માની કૃપાદૃષ્ટિનું પરિણામ જ હતું !!

અને એક સદી પછી જ્યારે વિલિયમ ઓફ ઓરેંજ ઇંગ્લાંડના કિનારે એ જ દૈવના પ્રતાપે આવી પહોંચ્યો અને પાછા વળતાંની સાથે તેના શત્રુઓને પરાજિત કર્યા! વાયુદેવની આરાધના જ આ માટે ઇષ્ટ હતી! મેકાલે જેવો ઇતિહાસકાર લખે છે કે, 'પ્રોટેસ્ટંટ ધર્મને વાયુએ મદદ કરી અને ધર્મિષ્ઠ માણસોએ સાચે જ માન્યું કે ઇંગ્લાંડનો ધર્મ અને ઇંગ્લાંડનું સ્વાતંત્ર્ય રક્ષવા કુદરતના સામાન્ય કાયદા અટકી ગયા અને સમસ્ત વાયુમંડળ લાભપ્રદ નીવડ્યું'. ઇશ્વરનો કોપ ઉતરવાથી આમ જ આર્મેડાનો સંહાર થઇ શકયો હતો, જે આર્મેડા ક્ષુદ્ર મનુષ્ય ભાગ્યે જ સંહારી શકે. તે જ પ્રમાણે દેશનું સ્વાતંત્ર્ય અને ઐશ્વરી સત્ય જોખમમાં આવ્યું ત્યારે કુદરતનાં બળો આધીન થયાં.

## પરંતુ છેલ્લા મહાયુદ્ધમાં ?

**વિજ્ઞાને** પોતાનું બળ જમાવ્યું છતાં કુદરત ઉપરની શ્રધ્ધા અને દૈવ સંબંધી વહેમ લાંબો કાળ ચાલુ રહ્યાં. છતાં જ્યારે છેલ્લું મહાયુદ્ધ થયું ત્યારે પ્રજાનાં પડળ ઉઘડી ગયાં. મહાયુદ્ધમાં કુદરતે શત્રુમિત્રને સરખી મદદ કરી. વર્દુનની લડાઇ વખતે જ્યારે અણીની ઘડી હતી ત્યારે જર્મનો ઉપર બરફનો વરસાદ વરસ્યો અને આ મહાન સાહસમાં જર્મનો ખેદાનમેદાન થયા. અને કુદરતે ત્યારપછી વળી પોતાનો પક્ષ બદલ્યો ! અસ્ખલિત વરસાદ અને અત્યંત કાદવના શાપને લીધે પાશેન્ડેલનો જર્મન સામેનો

હલ્લો છિન્નભિન્ન થઈ ગયા. કોઇ કાળે ન ભૂલાય એવાં આ ચાર વરસોમાં કુદરતે મનુષ્યની રજમાત્ર પરવા કરી નથી અને મનુષ્યની બુદ્ધિ જેનાં ઉપર વહેમના અંધારાં છવાઇ ગયાં હતાં તેને સ્વપ્રકાશિત કરી છે

## વિજ્ઞાનિક દ્દષ્ટિએ તપાસતાં

વૈજ્ઞાનિક દ્રષ્ટિએ તપાસતાં સમજાય છે કે કુદરતનાં જે વિધ વિધ બળો જગતમાં પ્રવર્તી રહ્યાં છે તે મનુષ્યની પ્રવૃત્તિઓ, તેમની આશાનિરાશાઓ, પાપપુણ્યોની રજમાત્ર પરવા કર્યા વગર સતત કાર્ય કર્યે જાય છે. કુદરત સારા નરસાથી પર છે. કુદરતનાં બળોને નીતિમત્તાનાં ધોરણો કે સત્ય અસત્યની માનવકલ્પનાઓ સાથે જરાય સંબંધ નથી

કવિ કહે છે તેમ:

"કુદરત પોતાનાં બાળકોને રમતા અને ક્રીડા કરતાં જુએ છે અને તેને પક્ષાપક્ષી નથી; પોતાના માનવબાળને વાયુ પર વિજય મેળવતો જોઇ આનંદે છે અને તેટલી જ તટસ્થતાથી મનુષ્યને વાયુના એકાદ સપાટાથી ઘસડી જતાં જોયાં કરે છે"

ગાર્ડિનર કહે છે તેમ,

**"વિજ્ઞાનશાસ્ત્ર અને અનુભવજ્ઞાનની તુલાના બંને ત્રાજવામાં જોખતાં ગાંધીજીના મંતવ્યો ખોટાં ઠરે છે. અને ભૌતિક અકસ્માતોને મનુષ્યના આધ્યાત્મિક જીવનથી જુદા પાડવામાં ટાગોર સાચા છે."**

# ● સર્વ સામાન્ય ભૂમિકા—

## ⊕ દેશના સર્વ રાજકીય બળોની સંયુકત હરોળ રચવાનો કાર્યક્રમઃ

લેખકઃ 'મહાસભાસમાજવાદી'

રાષ્ટ્રીય ક્રાંતિકારી વિચારસરણી અને નેતાગીરી તથા સામુદાયિક લડતના ઉદ્દામ રસ્તાથી વિમુખ થતાં 'હવે હિંદી મહાસભા અજાણ્યે પણ ચોક્કસ રીતે સહકારના લપસણા માર્ગે ગબડી રહી છે. હવે એ ઉઘાડું દેખાય છે કે મહાસભા અસહકારનો માર્ગ તત્ત્વમાં નહિ તો અમલમાં છોડી દેશે અને નવા બંધારણ હેઠળની ધારાસભાઓને રસ્તે વળશે આ અનિવાર્ય હતું, કારણ કે ઉદ્દામવાદી પક્ષે હજી બળ મેળવ્યું નથી અને પોતાનો કાર્યક્રમ પ્રજા સમક્ષ અસરકારક રીતે રજુ કર્યો નથી જ્યારથી સત્યાગ્રહની હીલચાલ મોળી થઇ ત્યારથી જ નરમ પક્ષના નેતાઓએ ધારાસભાપ્રવેશની વાત ઉપાડી છે. જે સ્વરાજપક્ષનું મરણ આટલી શરમજનક રીતે થયું તેનું પુનર્જીવન તેઓએ કર્યું છે. સૌને એ યાદ હશે કે મોટા રણદુંદુભિ વગાડીને સ્વરાજપક્ષ સ્થાપવામા આવ્યો હતો પરંતુ ધારાસભાની વંધ્ય ચર્ચાઓ અને પોકળ પરિણામોમા તેનું છેવટ આવ્યુ. કારણ સ્પષ્ટ હતું. ધારાસભાપ્રવૃત્તિ બહારની સામુદાયિક આમપ્રજાની હીલચાલનું પ્રતિબિંબ હોવું જોઇએ. એના આગળ તેનું ગૌણ સ્થાન હોવું જોઇએ અને બહારની વિશાળ પ્રવૃત્તિને જોશ આપવા અને તેનો વિકાસ કરવા જ ધારાસભાનો ઉપયોગ હોવો જોઇએ. ભૂતકાળમા જે નીતિ નિષ્ફળ ગઈ તે ભવિષ્યમાં ફળદાયી નહિ જ થાય. છતા એ પણ દીવા જેવું છે કે મહાસભા આગળની માફક વાંકાચુકા માર્ગે જશે. સ્વરાજપક્ષના કડવા અનુભવો ભૂલાઇ ગયા હોય એમ જણાય છે.

### અર્થસૂચક વિચાર પલટો

'ભૂતકાળમા મહાસભાએ સત્તાવાર રીતે સ્વરાજપક્ષના ધારાસભાપ્રવેશને બહાલી નહોતી આપી પરંતુ સ્વરાજપક્ષ બળવાન થતા તેને કબુલ રાખ્યો હતો, તેમ ભવિષ્યમા મહાસભા પોતાના સિદ્ધાંતોને મોળા કરીને પણ નરમ પક્ષના નેતાઓનું દિશાસુચન સ્વીકારશે. આનાથી બીજો કાર્યક્રમ પ્રજા સમક્ષ ન હોવાથી આમ જ બને. વળી આ વખતે તો નાફેરવાદીઓ ઘણા નરમ જણાય છે. ધારાસભાપ્રવેશ 'માગનારા આ વેળાએ વધુ કાર્યપ્રવૃત્ત છે અને ઉદ્દામવાદીઓની સામે થયા વગર પોતાની મેળે આગળ કામ ધપાવ્યે જાય છે હમણા હમણા મહાત્માજીના અનુયાયી મહાસભાના નેતાઓના વલણમાં પલટો દેખાય છે. સત્યાગ્રહની નિષ્ફળ રાજનીતિની જગ્યાએ ધારાસભાપ્રવેશના નવા કાર્યક્રમને તેઓ સંમત થતા જણાય છે.

મહાસભાની વર્કીંગ કમીટીના સભાસદ સરદાર શાર્દુલસીંગ જેમને સોળેસોળ આની ગાંધીવાદી કહી શકાય તેમણે હમણાં જે જાહેરાત કરી છે તે અર્થસુચક છે, અને

ખૂબી તો એ છે કે આ જાહેરાત તેમણે નરમપક્ષના જાણીતા પત્ર લાહોરના 'ટ્રિબ્યુન'માં કરેલ છે. મહાસભાની રાજનીતિ વિષે તેમણે આ પત્રમાં જણાવ્યું છે કે, 'કોઈ પણ નેતા અથવા નેતાસમુહને જે રાજનીતિ પોતાનું ધ્યેય પ્રાપ્ત કરવામાં નિષ્ફળ નીવડી છે તેને માત્ર હઠવાદથી પકડી રાખવાનો અધિકાર નથી અને તેના (એટલે) મહાસભાના નિત્યના કામકાજની વચ્ચે જે આડખીલીઓ છે તેને હંમેશ માટે ચલાવી રખાય નહિ. કોઇ પણ જાતની લડત જ ન ચાલતી હોય તે સંજોગોમાં તથા પ્રજાનો મોટો વર્ગ કાર્યક્રમમાં ફેરફાર માગતો હોય ત્યારે, જે અત્યારે સ્પષ્ટ રીતે ચાલી રહ્યું છે તેવે વખતે, નેતાઓની પ્રતિષ્ઠા જાળવવાના કલ્પિત લાભો માટે મહાસભાના હંમેશના કામકાજનો ભોગ નહિ અપાવો જોઇએ."

## વળતાં પાણી

અસહકારના પ્રણેતાને તેમના પોતાના દ્દશિષ્યોમાંથી આમ આ પીઠપર ઘા થયો છે. ગાંધીવાદનાં રાજકારણમાં વળતાં પાણી થયાં છે અગર નરમપક્ષને ગાંધીવાદ શરણ થયો છે—આ બેમાંથી કોઇપણ અર્થ આ વલણનો થઈ શકે. સરદાર શાર્દુલસીંગે સુરત ગાંધી મંડળનો અભિપ્રાય વ્યકત કર્યો હોય કે પછી પોતાના મંડળમાંથી તે પોતે નીકળી ગયા હોય, બેમાંથી ગમે તે બન્યું હોય, છતાં વ્યવહારૂ ઉપયોગિતાની દૃષ્ટિએ તેનો અર્થ તો એક જ છે, અને તે એ છે કે ગાંધીજીની નેતાગીરિ નરમપક્ષના પ્રબળ પ્રવાહમાં તણાઈ ગઈ છે. જો સરદાર શાર્દુલસીંગ આખા ગાંધીમંડળ માટે બોલ્યા હોય તો તો વસ્તુસ્થિતિ સાવ સ્પષ્ટ થઇ જાય છે. જો તેઓ વ્યકિતગત રીતે બોલ્યા છે એમ જ માનીએ અને તેઓ નાફેરવાદી પક્ષમાં બળવાખોર થયા છે એમ સમજીએ તો તે પક્ષમાં થતી છિન્નભિન્નતા અહીં સુચક છે. બન્ને પરિસ્થિતિમાં એ વિચાર ઉપર આવવું પડે છે કે મહાસભા છેવટે અસહકાર ત્યજી દે છે અને વિધિસર નહિ તો વાસ્તવિક રીતે નરમપક્ષને નેતાગીરિ સોંપે છે.

## નવી નીતિની મીમાંસા

હવે આ વાસ્તવિકતાને તપાસીએ. જે નિરાશાનું વાતાવરણ જામેલું છે તેને આ નવો ફેરફાર ફેરી શકશે? એને માટે તો સામુદાયિક હીલચાલ જ જોઇએ, અને જનતામાં રાજકીય જાગૃતિ લાવવાનો એક માત્ર ઉપાય આમપ્રજાની સ્પષ્ટ માગણીઓ સંતોષવા મોટી ચળવળ ચલાવવી તે જ છે. આ માગણીઓ સ્પષ્ટ રીતે રજુ થવી જોઇએ અને તે મેળવવા માટે અથાગ દબાણ લાવવું જોઇએ. મહાસભાના રાજકારણમાં જે પરિવર્તન થયેલું છે તેમાં આવી જાતની ચળવળનો સમાવેશ થતો નથી. નરમ દળના શ્રી. સત્યમુર્તિએ નવી નીતિની સુંદર રીતે રૂપરેખા દોરી છે. તેઓ કહે છે કે 'નવી નીતિ સ્વરાજપક્ષને કોઇ પણ જાતનો ઢાંકપીછોડો કર્યા વગર અગર પશ્ચાતાપ કર્યા વગર પુનર્જીવન આપે છે.' આનો અર્થ એ છે કે સામુદાયિક હીલચાલ બંધ થાય છે અને બધી શકિતઓ હવે ધારાસભા માટે ખરચવાની છે. આ બધી પ્રવૃત્તિઓમાં આમપ્રજાને કાંઇ લેવાદેવા નથી, અને કુદરતી રીતે નવી નીતિને લીધે થોડાક છુટા છવાયા સુધારા અગર ભયંકર નિષ્ક્રીયતામાં આનું છેવટ આવવાનું છે. ચુંટણી વખતે જરા ગરમી જણાશે અને સામુદાયિક ચળવળ

જેવું જણાશે પણ ચુંટણી થયા બાદ બધું ફીકુ પડી જશે.

વળી વિશાળ કાર્યક્રમના એક ગૌણ અંગ તરીકે જ્યાં સુધી ચુંટણી ન હોય ત્યાં સુધી રાજકીય પ્રવૃત્તિ અગર આમપ્રજાની રાજકીય કેળવણીની દૃષ્ટિએ તેનો ઉપયોગ ભાગ્યેજ થાય. અત્યારના હિસાબે તો મતો મેળવવા એ જ પ્રધાનહેતુ રહેશે અને તેને લીધે 'ડહાપણવાળા રાજકારણ'ને એટલે કે તક શોધનારાઓને જ સ્થાન રહેશે. ઉપલા વર્ગના મતદારોને ખુશ રાખવા માટે ચુંટણીની હરીફાઇમાં શોષિત પ્રજાવર્ગની માગણીઓને અગ્રસ્થાન નહિ અપાય. વળી મત આપવાનો અધિકાર પુખ્ત ઉમરના સઘળા માણસોને મળ્યો નથી પણ મર્યાદિત રહ્યો છે તે સંજોગોમાં પણ ચુંટણીદ્વારા બહુ ઉપયોગી કાર્ય નહિસાધી શીકાય. જો કે નવા મતદારોમાંના મોટા ભાગે ખેડુતો હશે છતાં તેમના મત ભાવભીનિ અપીલો કરી પડાવી લેવામાં આવશે. જો મહાત્માજીનું નામ નહિ વાપરી શકાય તો મહાસભાને નામે અપીલો થશે, અને નવા મતદારો જેઓ રાજરમતના રંગ પીછાનતા નથી તેમને ઉપલા વર્ગના હિતો સાધવા માટે ચોખ્ખો દગો થશે.

ગમે તેમ હો. પણ નવી સુધારાવાળી ધારાસભાઓને હજી વાર છે. બહુ બહુ તો ૧૯૩૫ ના અંતમાં નવી ધારાસભાઓ સ્થપાશે, જો કે અત્યારની ધારાસભાઓને વહેલી વીખેરી દેવાની શક્યતાઓ ઘણી છે.

## આત્મનિર્ણયનો હક વિસારાશે ?

નવું બંધારણ લાદવામાં આવતાં વેંત તે સંબંધી મહાસભાનું વલણ નક્કી કરવાની ચર્ચામાં આત્મનિર્ણયનો હક્ક ભૂલાઇ જવાનો સંભવ છે. હિંદુસ્તાનનું ભાવી હિંદે પોતે જ ઘડવાનું છે એવો પડકાર શાહીવાદને કરવામાં આવ્યો હતો તે શું ભૂલાઇ જશે ? મહાસભાનું વલણ અત્યારના બંધારણ અને બનવાજોગ છે કે ભવિષ્યના નવા બંધારણ પ્રત્યે સહકારનું છે. એ જોતાં નવા બંધારણના ઘડતર વિષેની ઉદાસનીતિ ઉપહાસને પાત્ર છે. છતાં મહાસભાનો ઉદ્દામ પક્ષ (કહેવાતો ઉદ્દામ પક્ષ અમે કહેવા જતા હતા) પોતાના ભૂલ ભરેલા વલણમાં આ ઉદાસનીતિને ઢાંકી દેવા ચાહતો જણાય છે. એ સાચું છે કે હિંદુસ્તાન ઉપર મારી ઠોકીને નવું બંધારણ લાદી દેવામાં આવશે અને અત્યારના સંજોગે માં તે રોકી શકાશે નહિ અને એ પણ ખરૂં છે કે તેને લીધે હિંદુસ્તાનની ગુલામીની સાંકળ ઉપર નવો રંગ રોગાન ચઢાવાશે. છતાં જો હિંદુસ્તાન આ સામે ભારે પોકાર ન ઉઠાવે અને પોતાના આત્મનિર્ણયના અધિકારનો આ છડેચોક ભંગ છે અને દેશના મુળભૂત કાયદાનું રૂપ તેને નહિ જ આપી શકાય તથા તે બંધારણને હિંદી પ્રજા નહિ જ સાંખી શકે, એમ જાહેર ન કરે તો આ પણ આપણી શરમ ગણાશે.

## પ્રજાકીય વિરોધ દાખવો

હિંદી પ્રજાના સ્વાતંત્ર્યના જન્મસિદ્ધ હક માટે જેઓ ગંભીર હોય તેમનું તાત્કાલિક કર્તવ્ય છે કે પ્રજાકીય વિરોધના સુર વચ્ચે આ બંધારણ ઠોકી બેસાડવામાં આવે છે એવું સ્પષ્ટ બતાવી આપવું. આ હેતુ સિદ્ધ કરવા શ્વેતપત્રની યોજના જે જોઇંટ પાર્લામેંટરી કમીટીમાંથી થોડા વખતમાં બહાર પડશે તે સામે સામુદાયિક હીલચાલ ઉભી કરવી તરતની જરૂરિયાત છે. દુર્ભાગ્યે આ સજ્જડ વિરોધ તરતના

વ્યવહારૂ ઉપયોગનો નથી પરંતુ આગામી બંધારણ કાયદેસર નથી તે પુરવાર કરવા આ આહવાન છે. અત્યાર સુધી શ્વેતપત્રની યોજના સામે પ્રજાકીય વિરોધ વ્યવસ્થિત રીતે થયો નથી. ઉલ્ટું પ્રજાના કેટલાક વર્ગોનો તેને ટેકો મળેલો હોય એવો દાવો સામો પક્ષ કરી શકે તેમ છે. એ યાદ રાખવું જોઇએ કે ગોળમેજી પરિષદ હિંદુસ્તાનની રાષ્ટ્રીય માગણીને સંતોષવા ભરવામાં આવી હતી. આ માગણી કરવામાં મહાસભાનો સમાવેશ થાય છે અને તેને તે આધારે ભરવામાં આવી હતી. સ્વરાજ-પાર્ટીએ તે વખતની ધારાસભામાં જે રાષ્ટ્રીય માગણી રજુ કરી હતી તેમાં ભાવી બંધારણ ઘડવા માટે ગોળમેજી પરિષદ બોલાવવાનો સમાવેશ થતો હતો. પ્રથમ ગોળમેજી પરિષદનો બહિષ્કાર તેની બીજી બેઠકમાં હાજરી આપવાથી ખોટો નીવડયો હતો. ટુંકમાં ગોળમેજી પરિષદે હિંદુસ્તાનના બંધારણ ઘડવા બાબત જે અધિકારનો દાવો કર્યો છે તેનો હિંદી પ્રજામતનો કોઇપણ પક્ષ વિરોધ નથી કરી શકયો. શ્વેતપત્ર બ્રિટીશ અને હિંદી પ્રતિનિધિઓની વધુમાં વધુ સંમતિ ઉપર ઘડાયેલો છે તે સાચું છે. હિંદુસ્તાનના પ્રતિનિધિઓએ તેનો સિદ્ધાંતની દૃષ્ટિએ વિરોધ નથી કર્યો. એની વિગતો વિષે જરૂર મતભેદો દર્શાવ્યા છે. આ હકીકત સાચી છે તેથીજ શ્વેતપત્રની યોજનાને પ્રજા સમસ્તની મંજુરી હોય એવા કાયદાનું કાંઇક સ્વરૂપ મળેલું જણાય છે.

## તાત્કાળિક પ્રશ્ન

હવે તો મહાસભાએ તેની આગલીનીતિને ફેરવી છે એટલે તેને લીધે જે નુકસાન થયું છે તે હવે છેક મોડું થતાં પહેલાં સુધારી શકાય તેવા સંજોગો છે. નવા બંધારણ મુજબની ચુંટણીઓને તો હજી વાર છે. તેથી અત્યારનો તાત્કાલિક પ્રશ્ન શ્વેતપત્ર સામે સામુદાયિક વિરોધ જગવવાનો છે અને તે રીતે શ્વેતપત્રને જે પ્રજાકીય બહાલી મળ્યાની ભ્રમણા ઉત્પન્ન થઇ છે તે દૂર કરવાનો છે બંધારણના સ્વીકાર કે અસ્વીકારનો સવાલ ઉપસ્થિત થતો નથી. જો આશ્ચર્યજનક ઘટના ન બને તો શ્વેતપત્ર ટોકી બેસાડવામાં આવશે અને તે દલીલનો ઉપયોગ અત્યારે આ સામે થાય છે. આ દલીલ અત્યારે તો અપ્રસ્તુત છે. એમ જ થશે તો આવી પડેલી પરિસ્થિતિનો સામનો તે વખતે કરીશું અને આપણી સ્વતંત્રતાની લડતને નવી પરિસ્થિતિને અનુકુળ રસ્તે વાળીશું. પરંતુ અત્યારથી આંખો મીંચી બેસી જવું અને આપણે જે ભુલ કરેલી છે તે ચાલુ રાખવી તે માત્ર મુર્ખાઇ છે અને નુકસાનજનક છે.

આત્મનિર્ણયનો જન્મસિદ્ધ અધિકાર સ્વમાનની રક્ષા આપણે ચાહતા હોઇએ તથા વ્યવહારૂ રાજનીતિજ્ઞો આપણે હોઇએ તો જરૂર પોકાર ઉઠાવીએ. આપણે આત્મનિર્ણયનો અધિકાર ભલે સ્થાપિત કરવા જેટલી શક્તિ ન ધરાવતા હોઇએ પરંતુ લડી છુટીએ તો ખરા જ અને તે રીતે ધ્યેયની દિશામાં એક મજલ તો કાપીએ. આ લડતને લીધે આપણા જન્મસિદ્ધ હકો માટે જાગૃત રહેલા પ્રજાજનની સંખ્યા વધશે, અને આ કાંઈ જેવો તેવો લાભ નથી.

## એકજ રાષ્ટ્રીય પ્લેટ ફોર્મ

નવું બંધારણ અમલમાં આવે ત્યારે શું વલણ લેવું તે વિષે જુદા જુદા રાજ-

દ્વારી મંડળો જુદા જુદા વિચારો ધરાવે છે. બધા સંમત છે કે આ બંધારણ ખામીઓથી ભરેલું છે. આ સંબંધી જે અસંતોષ પ્રદર્શિત થાય છે તે પણ વિવિધ પ્રકારનો છે. છતાં તેને આધારે એક રાષ્ટ્રીય પ્લેટફોર્મ ઉપર ઉભા રહીને લડત આપી શકાય એમ સ્પષ્ટ છે. મહાસભા જ આમાં આગેવાની કરી શકે, અને સર્વ પક્ષોને આ એક કાર્યક્રમ ઉપર સંગઠિત કરી શકે. આગામી બંધારણને આધારે ધારાસભાઓમાં શી નીતિ અખત્યાર કરવી –અસહકારની કે સહકારની–તે બાજુએ રાખવું, ચોક્કસ સુધારાઓ સુચવતાં જતાં યોજનાની કબુલાત થઈ જાય તેથી તે પ્રશ્નને પણ અળગો રાખવો અને તેની ચોકસાઈ રાખી બધા પક્ષનું સંયુક્ત બળ ભેગું કરવું અને તે આધારે સરકારને શ્વેતપત્ર ઉપર આહવાન આપવું જરૂરી છે. આ સંયુક્ત ચળવળ એક સાદામાં સાદા અને બધાને મંજુર હોય તેવા મુધ્ધમંત્ર ઉપર રચી શકાય અને તે આ છે :

**શ્વેતપત્રની યોજના (અગર જોઇંટ પાર્લામેન્ટરી કમીટી અથવા સુધારાનું બિલ) હિંદી પ્રજાની માગણીઓ સંતોષતું નથી.**

આ પ્લેટફોર્મ ઉપર બધા ભેગા મળી શકે. મુઠીભર કટ્ટર 'વફાદાર' લોકો ભલે દૂર રહે. દિલ્હીના એક ઠરાવમાં આને બહાલી પણ અપાઇ જણાય છે. આ યુધ્ધમંત્ર મુજબ સંયુક્ત રાષ્ટ્રીય પડકાર સર્વપક્ષ માટે ઘણો ઉપયોગી નીવડશે. જેમને શ્વેતપત્રની યોજનાને સુધારાવવી છે તેમને જોર મળશે, અને જેમને આત્મનિર્ણયના અધિકારના મુળભૂત મુદ્દા ઉપર લડવું છે તેમને પણ બળ મળશે.

## સંયુક્ત સામનો

થોડા જ સમયમાં આવી સંયુક્ત લડત ઉપાડવાનો યોગ્ય અવસર આવશે. જો સુધારાનો પહેલો હપ્તો (એટલે કે પ્રાંતિક સ્વાધીનતા) આવતા વર્ષના અંત સુધી નહિ આવે તો સમવાયતંત્રની સ્થાપના ૧૯૩૭ ની સાલ સુધી થવાની નથી. એટલે વડીધારાસભાની ચુંટણી ચાલુ બંધારણના જ આધારે હવે થશે. ચાલુ વડીધારાસભાની મુદત હવે ખલાસ થાય છે, અને આવતી પાનખર ઋતુમાં ચુંટણી રાખવા સરકાર તૈયારીઓ કરે છે. જો તેમ થાય તો જોઇન્ટ પાર્લામેન્ટરી કમીટીનો રિપોર્ટ તે અગાઉ પ્રગટ થઈ ગયો હશે અને પાર્લામેંટમાં બીલ રજુ થતાં પહેલાં જ આ ચુંટણી થશે. તેથી સ્પષ્ટ છે કે વડી ધારાસભાની આગામી ચુંટણી આ હેતુસર સરકાર વાપરશે. પરિસ્થિતિ આવી હોવાથી હિંદના રાષ્ટ્રીય નેતાઓએ એક પ્લેટફોર્મ ઉપર ઉભા રહી શ્વેતપત્રને વખોડી કાઢવા માટે પ્રજાકીય ચળવળ ઉપાડી આ ચુંટણીનો ઉપયોગ કરવો જોઇએ.

જો કે એ ચોક્ખું છે કે પોતાનીજ છાપનું કહેવાતું બંધારણ હિંદ ઉપર લાદવા માટે શાહીવાદ દૃઢનિશ્ચયી છે, છતાં રાષ્ટ્રીય હીલચાલના એક વર્ગને તેણે પોતાના પક્ષમાં મેળવવો રહ્યો. તેથી જો ઉપરના યુધ્ધમંત્ર ઉપર ધ્યાનમગ્ન રહીને આવી સર્વપક્ષી ચળવળ થાય તો શાહીવાદી યોજના નિષ્ફળ નીવડશે; અને એનું તાત્કાલિક પરિણામ એ આવશે કે છેવટની ઘડીએ બ્રિટીશ સરકારને જોઇંટ

પાર્લામેંટરી કમીટીના હિંદી પ્રતિનિધિઓએ ઘડેલી ઓછામાં ઓછી માગણીઓ પાર્લામેંટના બિલમાં દાખલ કરવી પડશે. એ સંબંધી ગમે તે પરિણામ આવે પણ એક વાત તો સ્પષ્ટ છે કે ત્યાર પછી આગામી બંધારણ પ્રજાસંમતિવાળા સાચા કાયદાનો દાવો નહિ કરી શકે. આ કાયદો તો દમનનીતિના નગ્ન સ્વરૂપમાંજ પ્રકાશિત થશે.

## એકલાં પણ લડવું

અહીં જે જાતનું આહવાન આપવા માટે સુચવવામાં આવ્યું છે તેવી સમસ્ત દેશની લડતમાં જોડાવા મહાસભાએ સર્વપક્ષને આમંત્રણ આપવું જરૂરી છે અને તેમને જોડવા જરૂરી છે છતાં એમ જો ન જ થઇ શકે તો મહાસભાએ આ ઇંગ્લાંડની બનાવટનું બંધારણ ખુલ્લું પાડવા પોતે જ એકલા હાથે પણ ચળવળ કરવી જોઇએ. મહાસભાથી નરમ દળના જે પક્ષો છે તેમાંના જેમણે શ્વેતપત્રની યોજનાને સિધ્ધાંતમાં સ્વીકારી હોય તેઓ કદાચ આવી વિશાળ હીલચાલમાં ભેગા ન પણ મળે અને તેમને આગામી બંધારણના મૂળ ઉપર કાપ મૂકાતી આમાં જણાઇ તેથી પણ તેમા ન જોડાય તો શું કરવું ? જવાબ સ્પષ્ટ છે. મહાસભાએ પોતે એકલા હાથે ઝુકાવવું. આ એક જ મુદ્દા ઉપર મતદારોને જાગૃત કરવા અને આ દસ્તાવેજને ફગાવી દેવા ભારે ચળવળ કરવી.

## ચળવળ કેમ કરવી ?

આ ચળવળ દરમિયાન એ વસ્તુ ઉપર ભાર મુકવો કે ગોળમેજી પરિષદના અને જોઇંટ પાર્લામેંટરી કમીટીના પ્રતિનિધિઓ પ્રજાએ ચુંટેલા નહોતા અને છતાં હિંદના વતી તેઓ બોલ્યા હતા. મતદારોને પણ સ્પષ્ટપણે સમજાવવું જોઇએ કે આત્મનિર્ણયના તેમના અધિકારને સ્થાપિત કરવાને માટે આ પહેલી અને છેલ્લી તક છે. મતદારોને માટે આ પહેલી તક છે એમ કહીએ છીએ કારણ કે હિંદી પ્રજાનું ભવિષ્યનું કાયદેસરનું સ્થાન નક્કી કરવા માટે ગોળમેજી પરિષદ મળી હતી અને તેના પ્રતિનિધિઓ સમસ્ત પ્રજામતને ઠોકરે મારીને નીમવામાં આવ્યા હતા. આ દેશના કાયદાઓ જે બ્રિટીશોએ પોતે જ ઘડયા છે તેને અનુસરીને પણ દેશના ભાવિ નિર્ણયો એટલે કે આ બંધારણના સવાલો સંબંધી મતદારોનો મત મેળવવો જોઇતો હતો. મતદારોનો આ કાયદેસર હક છે છતાં તેના અમલ માટે તક આપવામાં નહોતી આવી. આવી રીતે તેમના તરફ ન વર્તાય તે બાબત સાવચેત રહેવું જોઇએ, અને તેથી જ્યારે કાયદાને આધારે પહેલામાં પહેલી તક મળે ત્યારે પ્રજાએ છડેચોક કહેવું જોઇએ કે, આ બંધારણ અમારે સ્વીકાર્ય નથી અને તેને 'બંધારણ' તરીકે સ્વીકારવાની અમે સાફ ના પાડીએ છીએ. અમને કાયદા મુજબ આ માટે પહેલાંથી પૂછવું જોઇતું હતું. અમોને તે સબંધી કાંઇ કહેવામાં આવ્યું નથી.

## છેલ્લી તક

અને આગામી ધારાસભાની ચુંટણીને પ્રજામતના પડકાર માટે છેલ્લી તક અમે કહીએ છીએ કારણ કે અત્યાર પછીની પ્રાંતિક કે વડી ધારાસભા ચુંટણીઓ માટે થશે તે નવા બંધારણ હેઠળ થશે જે વખતે તેણે કાયદાનું રૂપ લીધેલું હશે. આ કાયદો ભલે આમપ્રજાને સ્વીકાર્ય નહિ હોય

પરંતુ હિંદી પ્રજાના ચુંટાયેલા વર્ગના મૌનથી તે સંબંધી તેમની એટલે કે પ્રજાની સંમતિ છે એમ જ શાહીવાદ માનશે મનાવશે.

## આત્મ નિર્ણયની પ્રાણપ્રતિષ્ઠા

વડી ધારાસભાની આગામી ચુંટણી અત્યારના રાજ્યબંધારણ હેઠળ છેલ્લી છે અને પ્રજા સમસ્તની ઇચ્છાઓ સ્પષ્ટપણે જાહેર કરવાનો અને આત્મનિર્ણયના અધિકારની પ્રાપ્તિ તરફ આગેકુચ કરવાનો આવો પ્રસંગ આવનાર નથી. મહાસભાએ તેની ઉપયોગિતાની મર્યાદાઓ સ્વીકારીને પણ આ તક ગુમાવવી નહિ જોઇએ. આને લઇને મહાસભા ફરીથી હિંદી સ્વાતંત્ર્ય સંગ્રામની નેતાગીરિ તેના હાથમાં જ છે, એમ જાહેર કરી શકશે. આ પ્રજાકીય ચળવળની શક્યતાઓ વિચારીને સરકાર ચુંટણી મુલતવી રાખે તો મહાસભાએ તેની માગણી કરવા ચળવળ કરવી જોઇએ. આ માગણી કરવાનો હેતુ સુસ્પષ્ટ છે અને તે એ છે કે જે મર્યાદિત સંખ્યામાં આમપ્રજા મતપત્રક ઉપર ચડેલી છે તેનો દેશસમસ્તના મુળભૂત કાયદા માટે જાહેર નિર્ણય જરૂરી છે.

મહાસભા માટે જે રાજનીતિ અખત્યાર કરવા અહીં સુચવવામાં આવ્યું છે તેને લીધે કેટલીય ભ્રમણાઓ સાફ થઇ જશે. હિંદુસ્તાનના રાજકીય ભાવિ સંબંધી જે વિવાદ ચાલી રહ્યો છે તેમાં જે એક પ્રકારની અચોક્કસનાનું ધુમસ ફરી વળેલું છે તે ઉડી જશે, અને નિષ્ક્રીયતાની ગુંચમાં રાજકારણ ફસાયેલું છે તે અનિચ્છનીય સ્થિતિ પણ દૂર થશે. હિંદી રાજકારણ એક સ્પષ્ટ ભૂમિકા ઉપર આવી ઉભું રહેશે. હિંદીઓના આત્મનિર્ણયન હક ઉપર જ આ સમરાંગણ ગોઠવાશે. હિંદુસ્તાનના આત્મનિર્ણયના હક વિ૦ બ્રિટીશ શાહીવાદ, એ મુળ મુદ્દો પ્રજા સમક્ષ રજુ થશે એટલું જ નહિ પણ આમપ્રજાને આ સંબંધી જરૂરી રાજદ્વારી જ્ઞાન મળશે. પ્રજાનાં મુળભૂત અધિકારોની પ્રાણપ્રતિષ્ઠા માટે આ રાજકીય જ્ઞાનની પૂર્વભૂમિકા અત્યંત આવશ્યક છે.

## અંતિમ લક્ષ્ય

આગામી લડતમાં વડી ધારાસભા માટેના સભ્યોની પસંદગી અત્યંત ગૌણ સ્વરૂપ લેશે અને તે યોગ્ય જ છે કારણ કે એ ધારાસભાનો મૃત્યુઘંટ તો સંભળાઇ રહ્યો છે. પરંતુ જે મહત્વનું પરિણામ આ ચુંટણી માટેના સમરાંગણનું આવશે તે તો એ છે કે **લોકપ્રતિનિધિસભાની** માગણી રજુ કરવા માટે તેને લીધે વાતાવરણ તૈયાર થશે. આ લડતના મુદ્દા ફરીથી ગણાવીએ. શાહીવાદે હિંદુસ્તાનનું ભાવી ઘડવાની પોતે પોતાની મેળે સરમુખત્યારી લઇ લીધી છે તેને આપણે આ રીતે આહ્વાન આપીશું. બીજું, આત્મનિર્ણયનો હક સ્પષ્ટ રીતે માગીશું, અને છેવટે અમલી કાર્યદ્વારા તે પ્રાપ્ત કરીશું. હિંદના સ્વાતંત્ર્ય સંગ્રામે આગેકુચ કરવી જ જોઇએ અને મહાસભાએ અત્યારની મુશ્કેલ સ્થિતિમાંથી નીકળવા આ સંગ્રામની સર્વ મજલો વેગપૂર્વક કાપવી જોઇએ. આ મજલો ધીરે ધીરે કપાય કે હવે જણાય છે તેમ વિજળીના વેગે કપાય પરંતુ એ દીવા જેવું છે કે બીજો ટુંકો રસ્તો નથી

# ઇસુનું એક વર્ષ.

( ૬૬ માં પાનાનું ચાલુ )

દારૂગોળો બનાવનારાં કારખાનાંઓ વધારે માણસો રોકયે જાય છે. દિવસમાં કામદારોના ત્રણ જથ્થાઓ બદલાવી ચોવિસે કલાક કામ ચાલે છે. જ્યાં ૫૦ છોકરી રોકાતી ત્યાં ૫૦૦ છોકરીઓ કામે લગાડાઇ છે અને દરેક છોકરી પહેલાં ત્રણ ટેબલ પર કામ કરતી તેની જગ્યાએ હવે ૧૨ ટેબલ પર કામ કરે છે. ઝેકો-સ્લેવાકીઆ:-સ્કોડા ફેકટરી અને બ્રન ખાતેની રાજ્યની ફેકટરી ચોવીસે કલાક કામ કરે છે-દૂરના પૂર્વમાં, પૂર્વ દક્ષીણ યુરોપ, દક્ષિણ અમેરિકા અને રાજ્યને માટે હથીઆરો પુરાં પાડવા. હોલાન્ડ:-દારૂગોળો બનાવનારી ડચ કંપનીઓ રાત દિવસ કામ કરે છે.

ગ્રેટ બ્રીટન, ફ્રાન્સ, ઝેકોસ્લોવાકીઆ, ઇટાલી, હોલાન્ડ, સ્વીડન, બેલ્જીઅમ, સ્વીઝરલેન્ડ એ બધા દેશોમાં દારૂગોળો અને શસ્ત્ર બનાવનારી કંપનીઓના શેરોના ભાવમાં જબ્બર ઉછાળો આવ્યો છે.

## આંતરરાષ્ટ્રીય સ્થિતિ

જ્યારે જગતની આર્થિક સ્થિતિ એ જાતની છે ત્યારે રાજકારણનાં પાણી તો એથી પણ વધારે તોફાને ચડયાં છે. જગતની આર્થિક પરિષદ અને શસ્ત્રનિવારણ પરિષદ તો ૧૯૩૩ ની શરૂઆમાંજ નિષ્ફળ નિવડી ચુકયાં. તે પછીથી જાપાન અને પછી જર્મની લીગ ઓફ નેશન્સમાથી નીકળી ગયાં. ઇટાલી લીગની પુનર્ઘટનાની માગણી કરે છે. આ માગણીનો અર્થ સ્પષ્ટ છે. વાર્સેલ્સની લુંટમાંથી જે પ્રજાઓને લાભ થયો હતો તેઓ તેને વળગી રહેવા માંગે છે. જેઓને તેનાથી ગેરલાભ થયો છે અથવા પોતાની તાકાતનાં પ્રમાણમાં પોતાને મળ્યું નથી એમ માને છે એવાં રાજ્યોએ કરારોની પુનર્ઘટના એટલે કે જગતના તાબેદાર દેશોની ફરી બાટણી માગે છે. આ રીતે યુદ્ધનાં કારણો ઉભાં થઇ રહ્યાં છે.

૧૯૩૩ નું વર્ષ ખરાબ સંયોગોમાં ઉઘડયું હતું પણ ૧૯૩૪ તો એથીએ વધારે ખરાબ સંયોગોમાં ઉઘડયું છે. તેની સામે ખડી થએલી સમસ્યાઓ પ્રમાણમાં ખુબ વધી છે અને સ્વરૂપમાં વધારે ભયંકર બની છે. ૧૯૩૪ નું વર્ષ એવી આગાહી કરવાની ફરજ પાડે છે કે જગત વિનાશને માર્ગે આગળ વધે છે.

# નવાઇ જેવી વાતો

લેખકઃ
સાયન્ટીસ્ટ.

## અજાયબ મીણબત્તી.

મીણબત્તી સંબંધી તમારા જે ખ્યાલો હોય તેનાથી જુદાજ પ્રકારની આ મીણબત્તી છે. દીવાસળીની મદદ વિના આપ મેળે તે સળગી શકે છે. પવન કે વરસાદથી તે નથી બુઝાઇ જતી કે નથી ઝાંખી પડતી. અને તેનો પ્રકાશ રેલ્વેના સીગનલ જેવો જાજવલ્યમાન હોય છે.

આ અજાયબ જેવી મીણબત્તી અમુક જાતના રસાયણીક પદાર્થોનાં મીશ્રણથી બનાવવામાં આવે છે. તેના પર જે ઢાંકણુ રાખવામાં આવ્યું હોય તે ખેસવી લઇને મીણબત્તીના ઉપલા ભાગ પર ઘસવામા આવે એટલે તે ચેતવા માંડે છે. આ મીણબતીઓ રાતે મેદાનમાં છાવણીઓ રાખનારાઓ અને મોટરવાળાઓને ખુબજ ઉપયોગી થઇ પડે છે. એક મીણબત્તી અર્ધો કલાક સુધી કામ આપે છે.

## ગ્રામોફોનનું આવી બન્યું.

ગ્રામોફોન મુદાબાદઃ ગ્રામો ફીલ્મ ઝીન્દાબાદ એ એક ટીચુકડા ફ્રેન્ચમેન મોરેની તુમલાટનું સંગ્રામસુત્ર છે. વાત એવી છે કે એ ફ્રેન્ચ ગૃહસ્થે એક એવી ફીલ્મ બનાવી છે કે જે બજારમાં મુકાશે—થોડાજ વખતમાં—ત્યારે ગ્રામોફોન રેકર્ડોનું આવી બનશે. તેની આ માન્યતામાં ઘણાં કારણો છે. પહેલું એ કે એ ફીલ્મ ગ્રામોફોન રેકાર્ડ કરતાં વધારે સારૂં કામ આપે છે, તેને વગાડવા માટે મોટી પેટી, સાઉંડ બોક્સ અને પીનોની જરૂર પડતી નથી. એ ફીલ્મ ઉપર ઝીણો પ્રકાશ ફેંકો એટલે બજવા માંડે છે. બીજુ એ કે ગ્રામોફોનની સામાન્ય રેકર્ડ જેટલી જગ્યા રોકતી ફીલ્મ બે કલાક સુધી વગડી શકે છે. ત્રીજુ એ કે એ ફીલ્મ તુટવાની, બગડી જવાની, ઘસાઇ જવાની કે બળી જવાની જરાએ ધાસ્તી નથી. અને સહુથી છેલ્લું અને વિશેષ ધ્યાનમાં રાખવા લાયક કારણ એ છે કે એ ફીલ્મ બનાવવામાં અને ખરીદ કરવામાં ગ્રામોફોન રેકર્ડો કરતાં ઘણીજ સોંઘી છે.

એ ફીલ્મ પર રેકાર્ડીંગ કરવાની પધ્ધતી પણ ઘણી ક્રાંતીકારી છે. હીરાને કાપવાનો જે પદાર્થ હોય છે તેની એક પીન બનાવવામાં આવે છે. એ પીનને એવી રીતે ગોઠવવામાં આવી હોય છે ગાનારના અવાજના વજન અનુસાર તે ધરૂજતી રહે. એ ધરૂજારા દરમ્યાન તે ફીલ્મ પર લીસોટા પાડે છે. એમ લીસોટા પડી રહે કે બીજી ક્ષણે તે ફીલ્મ બજાવી શકાય છે.

તેને ડેવેલપ કરવાની કે પ્રીન્ટ કરવાની કંઇજ જરૂર પડતી નથી.

આવી રીતે એ ફીલ્મ બનતી હોવાને લીધે મોં. નુબલાટ એમ માને છે કે સીનેમા ફીલમો ઉતારવામાં પણ ક્રાંતીકારી પરીવર્તન સાધી શકાશે. ચાલુ પધ્ધતી પ્રમાણે ત્રણ ફીટ બોલતી ફીલ્મ ઉતારવ માટે સાત શીલીંગનું ખર્ચ કરવું પડે છે. મોં નુબલાટની ફીલમની મદદથી એ કામ ઘણે ઓછે ખરચે કરી શકાશે.

એ નવી શોધનો ઇતીહાસ પણ જાણવ જેવો છે. મોં. નુબલાટ એક સાધારણ સ્થિતિનો માણસ હતો. અને ઘણા લોકા ની બાબતમાં બને છે તેમ અઢાર વરસની વયે એમને હોલીવુડમાં જઇને ખ્યાતી મેળવવાનો ધખારો થયો. એક હજાર ફ્રેંક લઇને અમેરિકા જવા તે ઉપડયો. પણ ત્યાં પહોચતાં સુધીમાં તેની પુંજી ખર્ચાઇ ગઇ અને પેટનો ગુજારો કેરવા માટે એમને એક હલકા સીનેમામાં પ્રોજેકટર ચલાવનારા બનવું પડયું. પણ થોડાજ વખતમા તેણે એ નોકરી છોડી દીધી અને હોલીવુડના સ્ટુડીઓઝમાં ઝાડુ વાળનારાની એણે કરી લીધી. તેમાંથી એ રફતે રફતે કેમેરામેન અને પછી ડાયરેકટર થયો. એણે કેટલાંએ ચીત્રો તૈયાર કરેલાં છે.

એક વખત એક ફીલ્મની પશ્ચાદભુમીમાં સંગીત આપવા માટે પોતના મકાનમાં તે અનેક ગ્રામોફોન રેકાર્ડો બજાવી રહયો હતો. એક રેકર્ડ ફેરવવા જતાં સાઉંડ બોક્સ પડી ગઇ અને તેની પીન તેની આંગળી માં ખુચી ગઇ. તે ઘડીથી એણે નિશ્ચય કરી લીધો કે એ પીન જવી જોઇએ. એ પીન પીન આજે ગઇ છે.

. આ શોધની પાછળ મોં. નુબ્લોટ પાંચ વર્ષની અથાગ મહેનતનો અને ૧૨૦૦૦૦ પાઉંડની રકમનો ભોગ આપ્યો છે. પણ સંગીત અને ફીલ્મઉદ્યોગના જગતમાં અમર થઇ જાય એવી શોધ કરવા તે સફળ થયો છે એટલોજ એણે સંતોષ છે.

## ધરતીકંપની સામે બચાવમાં.

કેલીફોર્નીઆમાં છેલ્લો જે ધરતીકંપ થયો, તેનાથી ત્યાંના લોકોની જાણે કે શુધ્ધબુધ્ધ ઉડી ગઇ છે. એમ તો બીહારના છેલ્લા ધરતીકંપથી આપણે હીન્દીઓ કાંઇ ઓછા ડઘાઇ ગયા નથી. પણ આપણે ત્યાં અમેરીકનો જેવાં શોધક ભેજાં નથી એમ લાગે છે. કારણ કે કેલીફોર્નીઆમાં કેટલાંક લોકોએ જેના ઉપર ધરતીકંપની કંઇજ અસર ન થઇ શકે એવાં મકાનો બાંધવાને લગતી કેટલીક ભલામણો કરી છે. દાખલા તરીકે એક માણસે એવી સુચના કરી છે કે જમીનમાં જુદાં જુદાં અંતરે અમુક લોઢાના થાંભલા ઉભા કરવા અને એ થાંભલાઓમાંથી મજબુત સાંકળો લટકાવી લો. એ સાંકલાના આધાર પર ટકી રહે એવાં મકાન બાંધવાં. આ જાતનાં મકાનોને ધરતીકંપની કંઇજ અસર થશે નહી કેમકે જ્યારે ધરતીને આંચકા લાગશે ત્યારે એ મકાન પણ એની સાથે ઝુલવા લાગશે'

પરંતુ આ યોજના તો ત્યાં કોઇને મંજુર રહી હોય એમ લાગતું નથી. પણ કેલીફોર્નીઆમાં હાલમાં જે શાળાઓનાં મકાન છે તે તકલાદી હોવાથી તેની જગ્યાએ લોઢાના જ માળખાવાળા નવાં મકાન બાંધવાનું તો શરૂ થઇ ગયું છે:

# સાચો કુંભકર્ણ.

હીંદની વડીધારા સભામાં અને ઈંગ્લાંડની ધારાસભામાં જ્યારે અગત્યનું કામકાજ ચાલતું હોય ત્યારે ઘણાએ સભ્યો નીરાંતે નીદ્રાનો અનુભવ કરતા હોય છે. આવા લોકોને મારા મીત્ર મી૰ મસ્તફકીર અને બીજાઓ કુંભકર્ણની ઉપમા આપે છે પણ એ માત્ર ઉપમા જ છે. જ્યારે કુંભકર્ણની નીદ્રાને જીવનમા ખરેખરી રીતે ઉતારનાર એક માણુસ સંબંધી ખબરો હમણા પરદેશોના છાપાંઓમા પ્રગટ થયા છે

ક્રોટીઆ પરગણામાં રેટર નામનો એક માણુસ છે એ માણુસ વીષે સત્ય શું છે તે તપાસવા માટે યુરોપના જુદા જુદા ભાગોમાંથી વઇજ્ઞાનીકો તપાસ કરવા માટે રેટર જવા ઉપડી ચુક્યા છે. એવા ખબરો મળ્યા છે કે એ માણુસ આસરે ત્રણ માસ થયા ઉંઘતો પડયો છે અને તેને જગાડવા માટે અનેક તદબીરો અજમાવવામાં આવ્યા છતાં એ જાગતો જ નથી. છતાં એ માણુસ જીવતો છે એ વીશે શંકાને જરાએ અવકાશ નથી કારણ તેના શ્વાસોશ્વાસ, હર્દય અને નાડી તપાસી જોતાં એ બધા જ બહુજ નીયમીત માલુમ પડયાં છે બોલો આ સાચો કુંભકર્ણ નહીં ?



# નવયુગ

મે ૧૯૩૪.
વર્ષ ૬ ઠું :: અંક ૨ જો



વર્ષ : ૭ મું. | જાગરયુગ | અંક : ૨ જો.

ભાવના

# માર્ક્સવાદ

—(०)—

બીજાની મહેનત પર મોજમજાહ કરનારા સહુકોઇ ચેતી જાય,
તેમના આખરી દિવસ પર સંધ્યાના ઓળા ઉતરવા માંડયા છે;
લોભ લાલસાનો અજગર માનવતાની આસપાસ ભરડો હવે
નહિ લઇ શકે,
આંધળા લુંટારૂઓ હવે સમાજના ઘરમાં ખાતર નહિ પાડી શકે;
અખંડ સૌભાગ્યવતી ધરતી માથે સહચાર સાધે એજ એનો સ્વામી,
પ્રેમ, મહેનત અને સ્વતંત્રતા એજ નવાં સામાજીક બંધન;
સમાજનાં ધનને ટાળી, છુપાવી કે વેડફી નાખનાર,
કાવત્રાખોરો અને કસાઇઓ માટે એમાં સ્થાન નહિ હોય;
મહેનતનાં મૂલ્ય એની ઉપયોગિતા અને જરૂરીઆત પર અંકાશે;
જગતનો ઉદ્વેગ અવશેષ મૂલ્યમાંથી જ ઉભો થાય છે,
તેમાથી જ સાચા સર્જકોના લોહિ ચુસાય છેઃ તેમની કંગા-
લ્યત ખડી થાય છે,
તેમાથી જ આળસુઓના ખુની ભભકાનાં સરઘસો સજાય છે;
પણ આનાથી પૃથ્વિ પર સમજણનું સામ્રાજ્ય પથરાય છે,
મહેનત કરશે તે જ પામશેઃ તેમનોજ અવાજ સમાજમાં
સંભળાશે.

---

૧ અમેરિકાના "યુનીટી" પત્રમા પ્રગટ થએલ જૅક ગ્રીનબર્ગના કાવ્ય પરથી.

# શે'રમાં ચાલો

હવે તો શે'રમાં ચાલો—
વળે કૈંક આપણો દા'ડો.—હવે તો.

ગામડાંઓમાં વધી ગરીબી, ભૂખે મરે નરનાર;
કામ કરી કરી થાકી ગયા છતાં, માથે દેવાના ભાર.—હવે તો.

ઘર આંગણીયે ગાયો ભેં'સો પણ છાશ પુરી ન પમાય;
મ્હેનત કરીને મરી જઇએ ને, દૂધ ઘી બીજા' ખાય!—હવે તો.

રાત ને દહાડો ખેતર ખેડયાં, કરી મજુરી અથાક,
ઘરમાં જુઓ તો કોઠીઓ ખાલી, લાગે નહીં કૈં તાગ.—હવે તો.

મુખી મુસદ્દીની વેઠો કરી કરી, થાકયા હવે તો ભાઇ,
ભૂખ ને દુઃખના સામટા હલ્લા, કેમ કરી સ્હેવાય?—હવે તો.

છૈયાં છોરૂ ખાવા માગે, કકળે ઘરની નાર;
દમડા વિના ઘર ને ગામડું, સાથે ખાવા ધાય.—હવે તો.

પે'રવા પુરાં કપડાં નહિં ને, ખાવા ન મળે ધાન;
રાંચા, રાંચા, કહી કહીને, સહુ કરે અપમાન—હવે તો.

ખેતર ને કુવેતર વેચ્યાં, વેચ્યાં ઢોર ને ધામ;
બાકી રહ્યું છે એક નશીબે, છોડવું બાપનું ગામ.—હવે તો.

નવરા બેઠા શે'રના કવિઓ, ગામડાનાં ગીત ગાય,
કોયલ, ચાંદો ને લીમડા આંબાના નામે શું પેટ ભરાય?

હવે તો શે'રમાં ચાલો—
વળે કૈંક આપણો દા'ડો.

સીતારામ જે. શર્મા.

# ઉરની અકાંક્ષા.

——(૦)——

## તોટક

રવિકિરણ હોત હું જો સખિરી!
　　　　જઈ વારિજ શુભ્ર મહીં ફરતે;
કરી ગેલ ઉજાસ હું ઘેરી કુંજો
　　　　નત શીષ કૃપાથી, ઉંચાં કરતે.
રવિકિરણ હોત હું જો સખિરી!
　　　　દુઃખદર્દ પીડિત ગૃહે ફરતે;
ધરૂં તેજ ભયાનક દ્રશ્ય પરે
　　　　નીરખી જન આંખ ખુલી જ જતે.
રવિકિરણ હોત હું જો સખિરી!
　　　　નવી જ્યોતિ હું નાર ઉરે કરતે;
નીજ સ્થાન—સ્વમાન—હક્કો કહીને—
　　　　વિધવા વરને વરતી કરતે.
રવિકિરણ હોત હું જો સખિરી!
　　　　દીન—ઉર વિષે જગવ્યાપ્ત થતે.
ખુબ બાળી—પ્રજાળી ઉકાળત, તે—
　　　　તપી શીઘ્ર પછી બળવો કરતે.
રવિકિરણ હોત હું જો સખિરી!
　　　　દીપ જ્ઞાન તણો ઉજળો ધરતે.
સઉ માનસમાં ભરી જ્ઞાન અને—
　　　　સઘળા જન સાક્ષર હું કરતે.
રવિકિરણ હોત હું જો સખિરી!
　　　　સહુ રાષ્ટ્રજનો જગવી જ જતે.
સરખો જ ઉજાસ બધે કરીને—
　　　　મુજ માતૃભૂમિ ઝટ મુક્ત થતે.

—ચિનુભાઈ ડૉકટર.

# ક્રાન્તિ.

---

(શાર્દૂલ.)

વિશ્વે ક્રાન્તિ અનાદિ કાળથી થતી કે' સ્થિર ના ભાસતું,
જાણે સૌ કંઈ દિવ્ય કો નિયમથી ક્રાન્તિ સદા પૂજતું.
ઉંચા મેરૂ સમા ઘણા ગિરિ કંઈ તૂટી પડે પૃથ્વિમાં,
ખાણો ઉંડી દિસે તહાં ગિરિ ઉંચા ઉભા થતા વિશ્વમાં.

જ્યાં હોયે જળ ત્યાં થતાં સ્થળ અને ભૂકંપ થાતા બધે,
માટીમાં મળી જાય છે નગરીઓ ના ચિન્હ એકે રહે.
પાષાણો અથડાય ને ઉદધિમાં ભાંગી ભુકા થાય છે,
સર્વે વસ્તુમહિં રૂપાન્તર થતું, ના સ્થિર કંઇએ રહે.

ભાષા સંસ્કૃતિમાં થતી વિકૃતિ ને અસ્તિત્વ દેખાય ના,
ધર્મોમાં પરિવર્તનો થઇ રહ્યાં, ક્યાં છે કહો સ્થીરતા ?
મોટાં રાજ્ય ઘણાં અહિં અવનિમાં તારાજ થાતાં દિસે,
તૂટે બંધન સો સમાજ રૂઢિનાં સ્વાતંત્ર્ય સૌને ગમે !

ક્રાન્તિ એજ નિસર્ગનો નિયમ છે, કો તે ન રોકી શકે,
શું કો શાશ્વત ઐશ્વરી નિયમને તોડી કદાપિ શકે ?

વિશ્રામ વ. ગોરડીયા.

# પસાર થએલા માસનું રાજકારણ.

## કોન્ગ્રેશની એકતા ખાતર—

—: લેખક: —
—વિવસ્વત્—

નવયુગના ગયા અંકમાં પસાર થએલા માસનાં રાજકારણનું અવલોકન કરતાં 'શૂન્યતામાં પ્રવૃતિ સંચાર' એવા ટુંકા વાક્યમાં તેનો સાર અમે આપ્યો હતો. આ વખતે પસાર થએલા માસનાં રાજકારજને એવી ટુંકી રીતે ઓળખાવવાનો પ્રયત્ન કરીએ તો 'કોન્ગ્રેસની એકતા ખાતર ભીનું સંકેલાયુ" અથવા 'સહુને માટે કાર્યની સગવડ' એમ કહી શકાય. આ ટુંકું વર્ણન બરાબર છે કે કેમ તે જોઇ લેવા માટે માસ દરમ્યામ બની ગયેલી પ્રવૃત્તિઓનું અવલોકન ટુંકામાં કરી લઇએ.

દીલ્હી ખાતે સ્વરાજવાદીઓએ પોતાની પરિષદમાં સવિનયભંગ પડતો મુકવાને લગતો અને ધારાસભાઓમાં કામ-કાજ કરવા માટે સ્વરાજ પક્ષની સ્થાપના કરવાને લગતો ઠરાવ પસાર કર્યા પછી તે વિષય પર કોન્ગ્રેસ સ્વરાજવાદીઓ અને સમાજવાદીઓ વચ્ચે ખુબજ ચર્ચા ચાલ્યા કરી હતી. તે પછીથી થોડાજ દિવસમાં ગાંધીજીએ સવિનયભંગ ખેંચી લેવાની આજ્ઞા આપતું નિવેદન બહાર પાડયું. એ નિવેદનના પક્ષમાં અને વિરૂધ્ધમાં ખુબજ ચર્ચા જાગી. ખાસ કરીને સત્યાગ્રહના ભેખધારી કોન્ગ્રેસમેનોને એમ લાગેલું કે ગાંધીજીએ તેમની સેવાઓ અને આપભોગોનું સખ્ત અપમાન કર્યું છે. મહાસમીતિની દરકાર કર્યા વિના ગાંધીજીએ સવિનયભંગ સમેટી લેવાની આજ્ઞા આપી તે સંબંધે પણ ઘણાને માઠું લાગેલું. પણ ગાંધીજીના દરેક ધડાકા વખતે બને છે તેમ એ રોષ કે વિરોધપૂર્ણ ટીકાઓનો ધુમાડો થોડા જ દિવસોમાં ઓસરી ગયો.

તે પછીથી છેક બીજી મેએ સ્વરાજવાદીઓની પરિષદ રાંચી ખાતે મળી ત્યાંસુધી સ્વરાજવાદીઓની નેમ અને તેમની સહૃદયતાને લગતી સાચી ખોટી ચર્ચા ચાલુ જ રહી. રાંચી ખાતે મળેલી સ્વરાજવાદીઓની પરિષદ અગત્યની હતી એ પરિષદે સ્વરાજ પક્ષની સ્થાપના કરી અને તેનાં નેમ, ઉદ્દેશો અને કાર્યપધ્ધતિ વિશે સારો પ્રકાશ પાડયો. ઉપરાંત એ પક્ષનું બંધારણ ઘડી કાઢવા માટે એક સામાન્ય સમીતિ પણ નીમી દીધી.

બરાબર એ જ અરસામાં ચાલુ વડી ધારાસભા આગામી બેઠકને અંતે બરખાસ્ત કરી નાખવાનો સરકારી નીર્ણય બહાર પડી ચુકયો હતો એટલે હવે પોતે આકાશ પાતાળ એક કરી નાંખવાને સમર્થ થશે એવી મોટી મોટી વાતો કરવાની સગવડ સ્વરાજપક્ષને મળી ગઇ છે.

સ્વરાજપક્ષ પર ગાંધીજીના ચારેય હાથ હતા. તેમના કાર્યમાં બધી રીતે સહાયભુત થવાને એમણે વચન આપ્યું અને બીજા બધાએ કોંગ્રેસમેનો—તેઓ ધારાસભા પ્રવેશમાં ન માનતા હોય તોપણ—સ્વરાજપક્ષને સહાય આપે એવી સુચના આપી. ગાંધીભકત કોન્ગ્રેસમેનોએ એ સુચનાને આજ્ઞારૂપ ગણી માથે ચડાવી લીધી.

આજે તે સ્વરાજપક્ષનું અવસાન પણ થઈ ગયું છે. એટલે રાંચી ખાતે એ પરિષદે કરેલાં કામકાજનું અવલોકન કરવાની હવે જરૂર રહેતી નથી એવી દલીલ કરવામાં આવશે, પણ તે બરાબર નથી. કોન્ગ્રેસની મહાસમીતીએ સ્વરાજપક્ષની જગ્યાએ કોન્ગ્રેસનો ધારાસભા સંઘ સ્થાપ્યો છે એ ઘણો અગત્યનો ફેરફાર છે અને તેનું મુલ્ય આંકવાનો પ્રયત્ન આપણે હમણાજ કરીશું, પરંતુ એ યાદ રાખવાની જરૂર છે કે સ્વરાજવાદીઓએ રાંચી ખાતે પોતાના પક્ષ માટે જે ધ્યેય, જે ભાવના, જે કાર્યક્રમ અને કાર્યપધ્ધતી અખત્યાર કરવાનું નક્કી કર્યું હતું તે લગભગ જેને તે સ્થિતિમાં મહાસભા કે મહાસમીતિને હાથે મંજૂર રહેશે એ ચોક્કસ છે. મહાસમીતિએ સ્વરાજપક્ષની જગ્યાએ મહાસભાનું પાર્લામેન્ટરી બોર્ડ નીમતી વખતે ઉપલી બાબતો સબંધે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી એ વસ્તુ સૂચક લેખાવી જોઇએ. આ કારણોસર સ્વરાજપક્ષની રાંચી પરિષદના નિર્ણયોની નોંધ લઈ લેવાની જરૂર રહે છે.

રાંચી પરિષદના નિર્ણયો ટુંકામાં કાંઇક આ પ્રમાણે વર્ણવી શકાય:—

(૧) વડી ધારાસભામાં મોટી સંખ્યામાં પ્રવેશ કરી શ્વેતપત્ર સામેનો વિરોધ પ્રગટ કરવો.

(૨) કોમી ચુકાદાને હાલ સ્પર્શ નહિ કરતાં તેના સંતોષકારક અને આખરી ફડચા માટે લોકપ્રતિનીધિ સભા જેમ બને, તેમ વેળાસર બોલાવી શકાય એવા પ્રયત્નો કરવા.

(૩) દમનને માટે જે વધારાના કાયદાઓ સરકારે ઘડયા છે તે ધારાપોથી પરથી દૂર કરાવવાને માટે મથવું.

(૪) સર્વ રાજદ્વારી કેદીઓ અને નજરકેદીઓની મુકિત માટે પ્રયાસ કરવા.

(૫) ગાંધીજીનાં નિવેદનને માન આપી સવિનયભંગ સમેટી લેવો.

આ ઠરાવો ઉપરાંત કેટલીક ભલી ઇચ્છાઓ પણ એમાં પ્રગટ કરવામાં આવી હતી. શાહિ પસંદગીનો બધી રીતે વિરોધ કરવો અને હરેક પ્રકારનાં શોષણની પ્રથાનો પણ વિરોધ કરવો એમ તેમાં કહેવામાં આવ્યું હતું. શરીર કે મગજની મહેનત કરનાર દરેક આદમીને તન્દુરસ્ત અને સગવડમય જીવન જીવવાની સગવડ મળવી જોઇએ એમ પણ કહેવામાં આવ્યું હતું. કરાંચી મહાસભાના મૌલિક હકકોના ઠરાવને એ પક્ષનાં ધ્યેય રૂપે સ્વીકારવામાં આવ્યો હતો અને લોક પ્રતિનીધિ સભાની હિમાયત કરવામાં આવી હતી.

રાંચી પરિષદના એ નિર્ણયો પછી પણ સ્વરાજવાદીઓ સામે સમાજવાદીઓનો વિરોધ સતત ચાલુજ રહ્યો. એ વિરોધનો સાર એટલ્યુ પુરતો જ હતો કે સ્વરાજવાદીઓ માત્ર બંધારણવાદ તરફજ ઢળ્યા છે અને અર્ધ-લીબરલો જેવા બની ગયા છે. એ લોકો કામદારો અને ખેડૂતોનું સંગઠન કરવામાં માનતા નથી એટલે તેઓના દીલમાં એ લોકોનું સાચું હિત વસતું નથી.

સમાજવાદીઓના આ આક્ષેપોની સ્વરાજવાદીઓ અવગણના કરતા અથવા એવો જવાબ આપતા કે તેઓ અર્ધ સમાજવાદીઓ છે. આ માન્યતા ધરાવતા હોવાને લીધે મહાસમીતિની બેઠક વખતે સ્વરાજવાદીઓનો વિરોધ કરવાનો નિર્ધાર સમાજવાદીઓએ કરી લીધો. આખા હિન્દના કોન્ગ્રેસ સમાજવાદીઓ સ્વરાજપક્ષ સામે એજ પ્રકારની ફરીઆદ ઉઠાવતા હતા. તેથી પટણા ખાતે મહાસમીતિની બેઠક મળે તે પહેલાં સમાજવાદીઓની એક પરિષદ તેજ ગામમાં મેળવી લેવાનો નિશ્ચય તેમણે કર્યો.

સત્તરમી મેએ એ પરિષદ પટણા ખાતે આચાર્ય નરેન્દ્રદેવનાં પ્રમુખપદે મળી. પરિષદમાં ન તો એવાં ભાષણો થયાં કે ન એવા બહુ વ્યવહારૂ ઠરાવો થયા કે જેને લીધે સામાન્ય જનતાનું ધ્યાન તેમના તરફ દોરવાય. છતાં એટલું તો કહેવું જરહ્યું કે તાજેતરમાંજ ઉભા થએલા એક ઉદ્દામ પક્ષની પ્રથમ પરિષદ તરીકે એ પરિષદે પ્રશંસાયોગ્ય કામ કર્યું હતું. બીજી કેટલીક બાબતો ઉપરાંત મહાસમીતિની બેઠક આગળ સમાજવાદીઓ તરફથી રજુ કરવા માટે જે ઠરાવ તૈયાર કરવામાં આવ્યો હતો, તે ઠરાવ એમ બતાવી આપે છે કે કોન્ગ્રેસના ઉદ્દામ કાર્યકરો લોકજીવનની સાચી જરૂરીઆતો તરફ સચેત બન્યા છે. મહાસમીતિમાં એ ઠરાવ મંજૂર ન રહી શકયો એ વાત નવાઇ ઉપજાવનારી નથી. આજે કોન્ગ્રેસમાં સત્તાનાં સ્થાન ધરાવનારા મોટા ભાગના કોન્ગ્રેસમેનોનાં મન હજી સમાજવાદની જરૂરીઆત પીછાણતાં થયાં નથી. તેમાંના ઘણાખરા તો એ જરૂરીઆત કદિ પીછાણવાના જ નથી કારણકે મુડીવાદી સમાજ વ્યવસ્થા સાથે એમનાં હિતો ખુબજ સંકળાએલાં છે. આ હકીકત ધ્યાનમાં લેતાં સમાજવાદીઓને પોતાના ઠરાવની તરફેણ કરનારા પાંત્રીસ માણસો મળ્યા એજ ખરેખર આનંદનો વિષય ગણાવો જોઇએ.

મહાસમીતિના નિર્ણયોથી કોઇ સાચા દેશભક્તને સંતોષ થવાનો સંભવ ઘણો ઓછો છે. દેશની સામે પડેલા બે મુખ્ય પ્રશ્નો શ્વેતપત્ર અને કોમી ચુકાદા સબંધે એ સમીતિએ કંઇજ નેતૃત્વ આપ્યું નથી. કોન્ગ્રેસનાં પાર્લામેન્ટરી બોર્ડે વડી ધારાસભામાં મોકલેલા સભ્યો એમ કહે કે હિન્દને શ્વેતપત્રનું બંધારણ માન્ય નથી અને હિન્દનાં બધાંએ હિતોની પ્રતિનીધિ હોય એવી લોક પ્રતિનીધિસભા મંજૂર રાખે તે સિવાયનું બીજું કોઇ બંધારણ હિન્દને માન્ય થઇ શકશે નહિ એ વસ્તુની નૈતિક ઉપયોગિતા ઘણી છે; પણ એટલા ઠરાવથીજ શ્વેતપત્રનાં જે વાસ્તવિક અનિષ્ટોનો પ્રજાને રોજનાં જીવનમાં સામનો કરવો પડશે તેનો પ્રતિઉપાય કંઇ હાથ લાગતો નથી. કાંતો શ્વેતપત્રપત્રનાં બંધારણને વણસાવી નાખવા માટે પ્રયત્ન કરનારાં બધાંએ બળો–બ્રીટનના ડાઇહાર્ડો–ચર્ચીલ, લોઇડ અને મોરલેની ટોળકી, કેટલાક રાજાઓ વગેરેને સાથમાં લઇને એ બંધારણ અમલમાં નજ આવે એવા ઉપાયો લેવાનો નિશ્ચય કોન્ગ્રેસે કરી લેવો જોઇએ અને કાં એ બંધારણ છો અમલમાં આવે પણ તેની પ્રજાજીવન પર જે ખરાબ અસર થાય તે જેમ બને તેમ ઓછી કરી, એ બંધારણનો લાભ એવી રીતે લેવામાં આવે કે જેથી ફરીને પ્રજાને સ્વતંત્રતા મેળવવાની તૈયારી કરવામાં વધારે અનુકુળતા થઇ પડે એવા માર્ગો સુચવવાને કોન્ગ્રેસે તૈયાર થવું જોઇએ. જો આ બેમાંથી એક માર્ગ નિશ્ચિતપણે અખત્યાર કરવામાં આવે તો જ કોન્ગ્રેસે દેશને એ બાબતમાં સાચું નેતૃત્વ આપ્યું

લેખાય. ઉપર જે બે વિકલ્પો મેં બતાવ્યા છે તેમાંથી પાછલો માર્ગ પસંદ કરવાનું વધારે વ્યવહારૂ અને સલાહભર્યું છે. કોન્ગ્રેસની આગામી બેઠકમાં એ માર્ગ અખત્યાર કરવાનો નિશ્ચય થઇ જાય એવું કરવાની દરેક વ્યવહારૂ કોન્ગ્રેસમેનની ફરજ બની રહે છે.

કોમી ચુકાદાની બાબતમાં પણ મહાસમીતિ કોઇપણ જાતનું નેતૃત્વ આપવામાં નિષ્ફળ નિવડી છે. તેણે એ સાફ કહેવું જોઇતું હતું કે કોન્ગ્રેસ કોમીવાદથી પર એવી એક રાજકીય સંસ્થા હોવાથી પુખ્ત ઉમરના સાર્વત્રિક મતાધિકાર અને સંયુક્ત મતદાર મંડળોને તે વરેલી છે. તેની આ વલણથી હિન્દુ, મુસ્લીમ કે શીખ કોમવાદીઓને ગમે તેટલું માઠું લાગતું હોય પણ લોકશાસનના એ મૌલિક નિયમથી તે દૂર જઈ શકે જ નહિ. એમ જાહેર કરવાની સાથે હાલના કોમી ચુકાદાને વ્યવહારમાં નિરર્થક કેમ બનાવી દેવા તે તેણે બતાવવું જોઇતું હતું. કોન્ગ્રેસના હિન્દુ, મુસ્લીમ અને શીખ સભ્યોને સામાન્ય આર્થિક અને રાજકીય કાર્યક્રમ પર તેમની કોમો સામે ચુંટણી માટે રજુ કરવા અને બીજો કોઇ કોમી ઉમેદવાર નહિ ચુંટાતાં તેઓ જ ચુંટાઇ એવી જાતનું પ્રચંડ પ્રચારકાર્ય કરવું એ અત્યંત સહેલો અને વ્યવહારૂ માર્ગ છે. આમ કરવાથી કોમી ચુકાદાનું ઝેર આપોઆપ ઉડી જાય છે. આ માર્ગ ઘણા વખતથી કોન્ગ્રેસમેનોને સૂચવવામાં આવે છે છતાં તે શા માટે અપનાવી લેવામાં આવતો નથી ? આ સરળ તથા અફર ઉપાય તરફ કોન્ગ્રેસમેનોની ઉદાસીનતા એવાં અનુમાન પર આવવાની ફરજ પાડે છે કે કોંગ્રેસમેનોના મોટા ભાગને કોમી ધોરણ પર ધારાસભાઓની બેઠકોની વહેંચણી થાય એ વસ્તુ પસંદ છે. વડા પ્રધાનના કોમી ચુકાદા તરફ તેમનો વિરોધ છે એ તો એટલા પુરતો જ છે કે તેમાં જે બાટણી થઇ છે તે તેમને લાભકારક જણાતી નથી. અથવા પોતાની બાટણી તેઓ પોતેજ અંદર અંદર કરી લેવાને સમર્થ છે એમ બતાવી આપવાનો જ તેમને શોખ છે. જો આમ નહોય તો કોણ જાણે કયારે આવનારી લોકપ્રતિનિધિ સભા પર એ પ્રશ્નનું નિરાકરણ છોડી અત્યારે એ ચુકાદાનો સ્વીકાર કરી લેવામાં શો અર્થ સમાએલો છે ? આ વિષયમાં નવાઇ પામવા જેવું તો એ છે કે ખુદ કોન્ગ્રેસ સમાજવાદીઓ પણ ઉપર સૂચવેલા ઉપાય તરફ ઉદાસીનતા સેવે છે. હવે મુંબાઇ ખાતે કોન્ગ્રેસની બેઠક મળે તે પહેલાં બીજા કોન્ગ્રેસમેનો નહિ તો સમાજવાદીઓ તો જરૂર એ ઉપાયને અપનાવી લે એ ઇચ્છવાયોગ્ય છે. મહાસમીતિએ તો આ વિષયમાં પણ રાજકીય વ્યવહારૂપણાનો શોકજનક અભાવ દાખવ્યો છે.

સ્વરાજપક્ષની જગ્યાએ કોન્ગ્રેસના એક ધારાસભા સંઘને ધારાસભાઓની અંદરનું કામકાજ ચલાવવાનું સોંપવામાં આવ્યું છે તે અમુક અંશે ઠીક જ થયું છે. એ રીતે ધારાસભામાં કામ કરતા કોન્ગ્રેસમેનોની પ્રવૃત્તિ પર મહાસમીતિની નજર રહેશે એ લાભ છે. એ મહાસમીતિમાં જો યોગ્ય માણસો—સમાજવાદીઓ—ઠીક પ્રમાણમાં મોજુદ હશે તો જુના સ્વરાજપક્ષે જે ગુલાંટ ખાધેલી તે ખાવાની તક આ નવા પક્ષને મળવાનો સંભવ ઘણો ઓછો થઇ જશે.

મહાસમીતિએ જે મોટી ભુલ કરી છે તે તો સવિનયભંગને લગતો ઠરાવ ઘડવામાં. એ ઠરાવથી બાકીના બધાએ કોન્ગ્રે-

સમેનો સીધી લડત પરથી પોતાનો હાથ ઉઠાવી લે છે ત્યારે એક ગાંધીજીને ફાવે ત્યારે કોંગ્રેસનાં નામ પર સત્યાગ્રહ કરવાની છુટ રહે છે. આ પગલાંનું તર્કસિધ્ધ પરિણામ વિચારી જોઇએ તો એમ લાગ્યા વિના રહે તેમ નથી કે આવું પગલું લેવાની મહાસમિતિને ફરજ પાડવામાં ગાંધીજીએ સરકારની બાજી ખેલી છે. કેમકે જ્યાંસુધી ગાંધીજીને એ છુટ છે ત્યાંસુધી દમનના કાયદાઓ ચાલુ રાખવા માટે સરકારને નૈતિક બહાનું મળી રહે છે.

આ ઠરાવની એક બીજી અળખામણી બાજુ એ છે કે એ કોંગ્રેસ જેવી એક માતબર રાજકીય સંસ્થાને દુનીઆની નજરે સામે હાંસીપાત્ર બનાવે છે. કોંગ્રેસમાં સામાન્ય શીસ્ત–Discipline–જેવી વસ્તુ નથી એમ એ બતાવે છે.

અને એની ત્રીજી અળખામણી બાજુ એ છે કે એમાં ગાંધીજી અને સ્વરાજ પક્ષ બંનેની નૈતિક નબળાઇનો છુપો એકરાર સમાએલો છે. ગાંધીજીએ પોતાનો એ મુદ્દો જાળવી રાખવા અને પોતાની નેતાગીરી ટકાવી રાખવા સ્વરાજપક્ષને મહાસમીતિને હાથે–જરા જૂદાં સ્વરૂપમાં–મંજૂરી અપવી અને સ્વરાજપક્ષે કોંગ્રેસ સમાજવાદીઓ અને નાફેરવાદીઓ સામે ગાંધીજીને ઓથે ટકી રહેવા એ બેહુદા ઠરાવને ટેકો આપ્યો. આમાં ગાંધીજી, સ્વરાજવાદીઓ અને કોંગ્રેસ ત્રણેને માટે શરમજનક એવી ઘટના બની ગઇ છે.

**આ** ખાએ માસની ઉપર પ્રમાણેની રાજકીય પ્રવૃત્તિનો સરવાળો માંડી જોઇએ તો એ સાફ જણાઇ આવે તેવું છે કે આમાં એકબીજાની સગવડ સાચવવા માટે ભીનું સંકેલવામાં આવ્યું છે. એક સારો હેતુ સાધવા માટે લેવામાં આવતા ઉપાયો પણ સારા હોવાજ જોઇએ એવો સતત આગ્રહ રાખનાર ગાંધીજી આ દાખલામાં એ સિધ્ધાંત વિસરી ગયા જણાય છે. આ જાતનો ઠરાવ થવાથી ગાંધીજી, સ્વરાજવાદીઓ, સમાજવાદીઓ કે નાફેરવાદીઓ કોઇને કોંગ્રેસ છોડવાની જરૂર નથી પડી. અને એ રીતે કોન્ગ્રેસની અખંડતા જળવાઇ રહી છે એ વાત ખરી. પણ લાગતાવળગતા સહુકોઇ વિચાર કરી જુએ કે એ એકતા સલામત કે હિતાવહ છે કે કેમ રાજકારણ અને સમાજશાસ્ત્રનો એ સિધ્ધાંત છે કે સામુદાયીક બાબતોમાં તોડજોડ સ્વીકારવામાં આવે ત્યારે જો એ તોડજોડ વિકાસની વધારે ઉંચી ભૂમિકા પર સાધવામાં આવી હોય તોજ તે લાભદાયક થઈ શકે છે. અહિ એવું નથી બન્યું. મહાસમીતિ ખલાસ થયા પછી તેનાં કામકાજ તરફ સંતોષ બતાવતાં ગાંધીજીએ એમ કહ્યું હતું કે મહાસમીતીએ એવા ડહાપણભર્યાં નિર્ણયો કર્યા છે કે જૂદી જૂદી જાતના અભિપ્રાયો ધરાવનારા કોન્ગ્રેસના દરેક પક્ષને પોતાને લાયક કામકાજ કરવાનું ક્ષેત્ર ખુલ્લું થઇ ચૂક્યું છે. દરેક તોડજોડ આવા આશાવાદને જન્મ આપે છે. પણ ઘણીજ ઓછી બાબતોમાં એ આશાવાદ સરવાળે સાચો પડે છે. કોન્ગ્રેસની બાબતમાં એ સફળ બને એમ ઇચ્છીએ !



# આરબોમાં આંતરવિગ્રહ શા માટે?

**ઇબ્ન સાઉદ અને ઇમામે યમન વચ્ચે આજે જે ખુનખાર જંગ ખેલાઈ રહ્યો છે તેનાં કારણોમાં ઉંડા ઉતરી લેખક એમ કહે છે કે બે વ્યકિતઓની મહત્વાકાંક્ષા સંતોષવા આરબ પ્રજાનાં ખુન વહે એમાં ઇસ્લામની નબળાઇનાં જંતુ સમાએલાં છે.**

ઇસ્લામી દુનિઆના બધા મુસ્લિમો સુલતાન ઇબ્ને સાઉદ અને ઇમામે યમન વચ્ચે ચાલી રહેલા જંગના પરિણામની કોતુહલ—અને વ્યાકુળતા સાથે વાટ જોઇ રહ્યા છે આ જંગ દરેક મુસ્લિમ માટે અસહ્ય દુખપ્રદ અને ખેદજનક છે. મુસ્લિમોમાથી કોઇને પે એ વાતમાથી આનંદ મળવાનો નથી કે ખુદાની પાક ભૂમિ ઉપર એક પળ માટે પણ જંગ ચાલુ રહે અને કોઇપણ મુસલમાનનું લોહી વહાવવામા આવે.

આજે અરબ દેશમા ખભેખભા અડાડી ઉભા રહેવાની, અને ઐક્યની ભારે જરૂર હતી અને વર્તમાન સંજોગો એવુ માગી લે છે કે અરબના બધા મુસ્લિમ સરદારો ભેગા થઇને અજાણ્યાઓની લાગવગની વિરૂદ્ધ એક સફ થઇ ઉભા રહે. અને એકેએક વફાદાર અરબ પવિત્ર ધર્મસ્થળના સંરક્ષણ માટે જીવ લડાવી દેતે પરંતુ આજે જે કં થઇ રહ્યુ છે, તે ઇસ્લામીઓની નબળી સ્થિતિનું સુચક છે. અરબની બે ઇસ્લામી સત્તાઓની લડાઈ—ઇસ્લામીઓને પડતી તરફ ઘસડી જનારી છે અત્યંત ખેદનો વિષય છે કે સાઉદી પત્રો એવી જાતનુ પ્રચારકાર્ય કરી રહ્યા છે કે, "જે કં થાય છે તે સારૂં થાય છે, ખુદાના હુકમ સિવાય એકે પાંદડુ હાલતું નથી." ત્યારે જમાનો કહે છે, 'જે કં થઈ રહ્યુ છે તે ઇસ્લામીઓને નબળા બનાવનાર છે, અને અરબોના હાથે અરબોનુ ગરમ લોહી જમીન ઉપર વહે એવી ખુદાની ઇચ્છા-મરજીની વાતો કરવી મિથ્યા છે'

……. લેખક ……. ……. …….

ર. સાદીક.

સત્તાના શિખરે બેઠેલા સાઉદે વધુ ને વધુ સત્તા મેળવવાના મોહમા ઇમામે યમનના સ્વામિત્વ નીચેના સ્થળો ઝુંટવી લેવાની પેરવી કરી છે હિજાઝની પ્રજા ઉપર અને હિજાઝ દેશમા આવતા જતા યાત્રાળુઓ ઉપર અનેક પ્રકારના જુલ્મોની પરંપરાઓ ચાલે છે, શોષણ કરનારા આકરા કરવેરા અરબને બેહાલ બનાવી રહ્યા છે. હજારો માણસો આર્થિક શોષણના—શાહીવાદી શોષણના શિકાર બની ભુખે મરી રહ્યા છે. એ હિજાઝ દેશનો સુલતાન વધુ મુલકોનો સ્વામી બનવાની મહેચ્છા સેવે છે. એક વ્યકિતની મહેચ્છાને ખાતર હજારો અરબોનુ ખૂન વહેવડાવવામાં આવે તેમા ખુદાની મરજીને કારણરૂપે



○ ઇમામે યમનના પુત્ર સઇફુલ ઇસ્લામ. ખેતીવાડીના આધુનિક સાધનો સંબંધે પરામર્શ કરે છે.

આગળ ધરવી તે દુનિઆની આંખમાં ધૂળ નાખવાના પ્રયત્ન કરવા સમાન છે

## લડાઇનું કારણ

એક ખુદાનું નામ લેનારા, એક જ કાબા તરફ મોઢું રાખી ઇબાદત કરનારા અરબો—પોતાના જ ભાઇબાધવોનું ઉપયોગી ને કીંમતી ખૂન વહેવરાવી નાખવા તૈયાર થયા છે, એમ કહેવામાં જરાએ સત્ય નથી પરંતુ એક અમીરની, એક સુલતાનની એક સત્તાધિશની સત્તાભિલાષા, વધુ ને વધુ મુલકોના માલેક બનવાની મહેચ્છાને લીધે આજની લડાઇએ જન્મ લીધો છે, અને આ યુધ્ધમાં—હંમેશા યુધ્ધોમાં બને છે તેમ, પેટની ભુખને લીધે સૈન્યમાં જોડાએલા અરબો, પોતાના જ ભાઇઓનાં ગળાં રહેંસી નાખે છે. એ સૈનિકોને આ યુધ્ધમાંથી—પગાર સિવાય કંઈ અંગત લાભ નથી. આ યુધ્ધથી જે કંઈ લાભ થવાનો છે—ને એ સત્તાના સ્વામીઓમાંથી કોઇપણ એકને

થશે. અરબની આજની લડાઇનું કારણ વર્ષોથી જુનું છે. એનાં બી તો ઘણા વખત પહેલાં વાવવામાં આવ્યાં હતાં, પરંતુ સુધરેલી દુનિઆ સામે રજુ કરવા માટેનાં મુખ્ય કારણો એ જ છે; અને દિનપ્રતિદિન એમાં વધારો પણ થઇ રહ્યો છે. યુધ્ધનાં એ દેખીતાં બે કારણો ઇ. સ. ૧૯૩૩ ના સપ્ટેમ્બરે દેખાયાં. અને એજ મહીનાથી ઝઘડાની વાસ્તવિક શરૂઆત થઇ

## સાઉદ શું ઇચ્છે છે?

હિજાઝના સુલતાન ઇબ્ને સાઉદ ઇમામે યમન પાસેથી અત્યારના તેના સ્વામિત્વ નીચેનું 'અસીર' પરગણું માંગે છે; અને 'નજરાન'ની સરહદના પ્રશ્નનો નિવેડો પણ પોતાના પક્ષે ઇચ્છે છે. આ જમીનના ટુકડા માટે–ખુદાએ પોતાના બંદાઓના ઉપયોગ માટે સર્જેલા જમીનના ટુકડા માટે–ખુદાના જ બંદાઓનું ખૂન કરાવવાની નીતિ વ્યક્તિગત લાભોના કારણ વીના હોઈ શકે નહીં. સુલ્તાન ઇબ્ને સઉદ અંગત જીવનમાં ગમે તેટલા સાદા, સરળ, બહાદુર, દુરંદેશ, ન્યાયી હોય, પરંતુ તેમને કે એવા જ ગુણના અમીરે યમનને એવો કશો યે અધિકાર નથી કે, તેઓ ભાડુતી સૈનિકોના અમુલ્ય લોહીને પોતાના અંગત સ્વાર્થ માટે વહેવરાવી દે. હીજાઝના સૈન્યની સરદારી ઇબ્ને સઉદના પુત્ર અમીર ફૈયસલે લીધી છે; અને ઇમામે યમન તરફથી તેમના પુત્ર ઇમામ સયફુલ ઇસ્લામે યમની સૈન્યની સરદારી સ્વીકારી છે. સઉદી પ્રચારકાર્ય કરનારાં પત્રો કહે છે કે, યુદ્ધ માટે ઇમામે યમન એટલા જવાબદાર નથી, જેટલા એમના પુત્ર ઇમામ સયફુલ ઇસ્લામ છે. ખુબીની વાત તો એ છે કે યુધ્ધ માટે સુલતાન ઇબ્ને સઉદ જરા યે તૈયાર જ નહોતો, અને તેમને યુધ્ધમાં ઉતરવાની ફરજ પાડવામાં આવી એવી તદ્દન જુદી વાતોનોયે પ્રચાર થઇ રહ્યો છે. 'અસીર' અને 'નજરાન' ના પ્રદેશો ઇમામે યમનના હાથમાંથી લઇ લેવાની સઉદની પ્રવૃત્તિ હતી, અને તેના પરિણામે યુધ્ધ જાહેર થયું. એ સત્ય સઉદી પત્રો પણ સંતાડી શક્યાં નથી. સુલતાન સઉદે અમીરે યમનને પત્રો લખ્યા કે અસીર અને નજરાન મને સોંપી દો. કારણકે એના ઉપર, મારો બાપદાદેથી ચાલ્યો આવતો અધિકાર છે.

## યમન પર આંખ હોવાનાં કારણો

સારાયે અરબમાં યમનવાળો ભાગ સૌથી વધુ ફળદ્રુપ છે; ત્યાં ખેતીવાડીમાંથી વધુમાં વધુ ઉત્પન્ન થાય છે. લાખ માણસોની વસ્તી છે, અને આવક ૨ કરોડ રીયાલ કરતાં વધારે છે. ઇમામે યમન સ્વતંત્ર મીજાજના રાષ્ટ્રભક્ત છે. દેશ પ્રત્યેનો એમનો પ્રેમ અનેક કારણોસર જાણીતો થયો છે. યમન પ્રદેશની ફળદ્રુપતા જોઇને પ્રથમ તુર્કોએ ઇમામે યમન સામે લડાઇ જાહેર કરી હતી, અને એ પ્રદેશ તુર્કી સલતનતને આધીન બને એ માટે હજારો માણસોની કત્લ ચલાવી હતી. પરંતુ ઇમામે યમને લગભગ ૨૦ વર્ષો સુધી તુર્કો સામે ટક્કર ઝીલી. બહાદુરી ને રણકૌશલ્ય સાથે અસીમ ધૈર્યને લીધે તુર્કો એ ૨૦ વર્ષના સતત યુધ્ધ પછી હાથ હેઠા કર્યા, અને તેઓએ ઇમામે યમનની સ્વતંત્રતાનો–અને તેમની યમન ઉપરની સત્તાનો સ્વીકાર કર્યો. તુર્કો સામે સગયે વેરભાવ રાખનારાં ઇટાલીયે તુર્કોને યુધ્ધમાં જવાબ આપવા માટે ઇમામે યમનને સહાયતા કરી હતી, એ હકીકત અત્રે જણાવી દેવી જોઇએ. અને એમાં જરાયે શક નથી કે અસીર, અને નજરાન પોતાને

આપી દેવાની સાઉદની માંગણીનો અસ્વીકાર કરવામાં, અને યુધ્ધનું આવાહન કરવામાં ઇમામે યમનને ઇટાલીના સહાયની આશા રાખી હશે, અને ઇબ્ને સાઉદે આવી સ્થિતિમાં બ્રિટનની સહાય મળવાની આશા રાખી હશે. અત્યારે બ'નેમાંથી એકેની પરદેશીઓની મદદની આશાને સ્થાન રહ્યુ નહીં હોવાથી એટલાપુરતો અરબ દેશનો સદ્‌ભાગ્ય સમજવો જોઇએ. પરદેશી સતાઓની મદદ જ્યારે પણ મળે છે, જ્યારે પણ પરદેશીઓની બીજા દેશોમાં દખલ થાય છે, ત્યારે ત્યારે એ દેશો એક કે બીજી રીતે પરદેશીઓની લાગવગ નીચે અથવા તો સ્વામીત્વ નીચે આવી જાય છે.

## અસીર મુળમાં કોનું હતું?

અસીર; જેના માટે આજે અરબમાં જ'ગ ચાલે છે, એ દેશ ઇદ્રીસ ખાનદાનની સતામાં–તેના અમીરત્વ નીચે હતો. ઇદ્રીસ ખાનદાને એ દેશ ઇબ્ને સઉદને આપી દીધો. પર'તુ થોડા જ વખત પછી ઇબ્ને સઉદના અમલદારોની ગેરવર્તણુંક આદિથી ઉશ્કેરાઇ જઇને ઇદ્રીમે ઇબ્ને સાઉદ પાસેથી પોતાનો દેશ પાછો લઇ લેવા માટે પ્રવૃત્તિ ચલાવી. ઇમામે યમને તે વેળાએ ઇદ્રીસને મદદ કરી, અને ઇદ્રીમે સઉદ સાથે લડીને પોતાનો દેશ પાછો લઇ લીધો, જે આજે ઇમામે યમનના તાબામાં છે. (યુધ્ધના છેલ્લા સમાચારો ઉપરથી જણાય છે કે એ દેશ ઉપર ઇબ્ને સઉદના સૈન્યે કબજો કરી લીધો છે.)

## નજરાનનો કીસ્સો

ઇબ્ને સઉદ કહે છે કે નજરાન મારૂં છે; મારી પાસે જુના વખતના એવા દસ્તાવેજો છે, જેના ઉપરથી નજરાન ઉપરનું મારૂં સ્વામિત્વ સિદ્ધ થઇ શકે. માટે ઇમામે યમને નજરાનની સરહદ ઉપરના મારા હક્કોનો સ્વીકાર કરવો. અસીર અને નજરાન ઇમામે યમન પાસેથી લઇ લેવા અગાઉ ઇબ્ને સઉદે એ પ્રદેશોની માંગણી–રીતસર માંગણી કરી હતી–એ માટે અનેક પત્રો અને તારો ઇમામે યમન ઉપર મોકલ્યા હતા. તુર્કો સામે વિજયી નિવડેલા, ઇટલીની સહાયની આશા રાખતા ઇમામે યમને એ માંગણીઓને ધુતકારી નાખી. એટલું જ નહીં પણ સઉદે એ સ'બ'ધમાં વાતચિત કરવા મોકલાવેલા 'વફ્દ' ને કેદ કરી રાખ્યા. અને ઇમામે યમને એક ભાષણ કરી સૈનિકોને અને પ્રજાને યુદ્ધ માટે તૈયાર કર્યા. ભાષણનો મુખ્ય ભાગ આ પ્રમાણે છે, આ ભાષણ 'અલજહાદ' નામના પત્રના તા૦ ૧૩ મી માર્ચના અ'કમાં પ્રગટ થયું છે.

"અસીર અને નજરાન ઉપરની મારી સત્તાનો ઇબ્ને સઉદ સ્વીકાર કરશે નહીં તો છેવટના ઉપાય તરીકે યુદ્ધ કરવું પડશે. હું તેમને તલવારના બળે મારી સત્તાનો સ્વીકાર કરવા વિવશ કરીશ. હું કદીયે એની દરકાર કરીશ નહીં કે યુધ્ધ નાનું થશે કે મહા ખુ'ખાર જ'ગ થશે. કારણ કે મને અનુભવે શિખવ્યું છે કે, તલવાર કલમ કરતાં વધુ સાચી–અર્થસાધક–છે, અને તલવાર જ સૌથી સારો નિર્ણય કરે છે."

## યુરોપની લાગવગ.

ઇમામે યમન રાષ્ટ્રભક્ત છે, એમને પોતાના દેશ માટે અત્ય'ત પ્રેમ છે. એના સ'રક્ષણ માટે તેઓ હ'મેશા જીવ સાટે લડવા તૈયાર રહે છે. આ સત્ય અનેક વેળા સિધ્ધ થઇ ચૂક્યું છે. હદ્યન અને બીજાં સ્થળોએ બ્રિટનની લાગવગ વધતી જતી હતી, ઇમામે યમને યુરોપની એ

લાગવગ સામે પગલાં ભર્યાં અને કહેવાની જરૂર નથી કે તેમણે યુરોપીય લાગવગનો પગદંડો પોતાના પ્રદેશમાંથી ઉખેડી નાંખ્યો. હુદયદામાં બ્રિટિશ હિંદનાં લગભગ ૩૦૦ માણસો રહેતાં હતાં, તેઓ સુરક્ષિતપણે ત્યાંથી બ્રિટીશ આશરે પહોંચી ગયાં, અથવા તો પહોંચાડી દેવામાં આવ્યાં.

## ધર્મભેદને કારણે

ઈમામે યમનની અટક ઝયદી છે. તેમનું નામ ઇમામ યહ્યા છે. તેઓ ધર્મે શીઆ છે, અને તેમની પ્રજાનો ૩/૪ ભાગ શાફેઇ છે. કહેવાય છે કે ઇમામે યમને પોતાની પ્રજા ઉપર અનેક પ્રકારના જુલ્મો કર્યાં છે. પરંતુ આ જુલ્મો પ્રજાનું આર્થિક શોષણ કરવા માટે થતા હતા, એમ સઉદી પત્રો પણ કહેતાં નથી. કારણકે યમનમાં પ્રજાને સારૂં છૂટાપણું છે. પ્રજાની મરજી સિવાય એક વ્યક્તિ–વંશ-પરંપરાની રૂએ ગાદીએ બેસી શકતી નથી. ત્યાં વસતા યહુદીઓ ઉપર પણ કશાયે વધારાના કરો નથી. પરંતુ એ અન્યાય માટે ધર્મનું કારણ આગળ ધરવામાં આવે છે. બનવા જોગ છે એમજ હોય. અને તેથીજ સઉદી હુમ્લો થતાં એ સબળ ઇમામે યમનને તેની પ્રજાએ સાથ નહીં આપવાથી, અને એ અન્યાયો કે જુલ્મના કારણે ક્રોધે ભરાએલી પ્રજાએ તેજ વેળાએ ઠેકઠેકાણે બંડ કરવાથી, ઇબ્ને સઉદને અણધારી ફત્તેહ મળી ગઈ. અને છેલ્લા તારો મુજબ અત્યારસુધીમાં સઉદી સૈન્યે જબ્લેસીરત, બાકુમ, મદીમ બંદર, લાહ્યા, ઇબ્ને અબ્બાસ અને ઇબ્ને હનીફાનાં બંદરો કબજે કરી લીધાં છે. અને હુદયદા ઉપરનો સઉદી વિજય સૌથી મોટો વિજય છે.

'સુબ્યતુલ અહરાર' નામના એક વર્તમાનપત્રના પ્રતિનિધિએ આજના અરબ યુદ્ધ સંબંધમાં સુલતાન ઇબ્ને સઉદની મુલાકાત લીધી હતી. પત્ર પ્રતિનિધિના પ્રશ્નોના ઉત્તરમાં ઇબ્ને સઉદે કહ્યું કે,

"અસીર સાથે મારા ખાનદાનનો બહુજ જૂનો અને ઉંડો સંબંધ છે. એ ઇલાકા ઉપરની હકુમત ઇદ્રીસ ખાનદાનના હાથમાં હતી; અને એને મારા દાદાએજ હુકુમત કરવાનો અધિકાર આપ્યો હતો. તે પછી સ્થિતિ બદલાતી રહી. પરિણામે એ આવ્યું કે અસીર ઉપર ફરી મારો કબ્જો થયો. અને જ્યારે મારી સામે બંડ જાગ્યું ત્યારે ઇમામે યહ્યા–(યમન) એ બંડખોરોને ઉત્તેજન આપ્યું, અને મારી સાથના કરારનો ભંગ કર્યો–પછી નજરાનના તાયફાએ એ દેશને યમનનો દેશ જાહેર કરીને એ ભાગ ઉપર પોતાનો હાથ લંબાવ્યો."

## સ્વપ્નદ્રષ્ટા સઉદ.

ઇબ્ને સઉદ ધર્મને નામે, મઝહબને નામે ભાષણો કરવામાં સૌથી કુશળ ઉસ્તાદ છે. એ પોતાનાં દરેક કામને ધર્મના રંગે રંગી નાખવાની કળા સારી રીતે જાણે છે. એણે અનેક વેળાએ ધર્મને નામે ઈસ્લામી દુનિઆની સહાનુભૂતિ મેળવી હતી. અને આજે પણ એ ધર્મને નામે પોતાના અંગત સ્વાર્થો સિદ્ધ કરવાના પ્રયત્નો કરી રહ્યો છે. કહેવાય છે કે સઉદે એક સ્વપ્ન જોયું હતું; જેમાં એણે સારાએ અરબ દેશ ઉપરની પોતાની સરદારી અને સલતનત જામતી–પથરાતી–અનુભવી હતી. એ સ્વપ્ન જોવા પછી સારાએ અરબ દેશના એકલા સુલતાન સ્વામી થવાની એની મહેચ્છા તીવ્ર બની છે. અને તેથી તે ફલાણી જમીન ઉપર મારા દાદાએ ફલાણાને હકુમત કરવાની રજા આપી હતી, એટલે એ જમીન આજે મારી છે; ફલાણું બંદર પણ મારૂં છે. કારણ કે એ મારૂં હોવાને

લગતું મારી પાસે દસ્તાવેજ છે. આવી આવી જૂના પુરાણા કોથળામાંથી કાઢેલી વાતો કરીને સઉદ પોતાની સત્તાનો વિસ્તાર કરવા મથી રહ્યા છે. ખેદ એટલો જ થાય છે કે જે સઉદની પ્રજા આર્થિક બેહાલીને લીધે ભૂખે મરી રહી છે, જેની પ્રજા ભારે ગરીબીને કારણે ગુલામીજીવન ગાળતી બની છે, એ પ્રજાનો સરમુખત્યાર પોતાના આર્થિક લાભો માટે-શોષણના તાજાં સાધનો શોધતો-યમનના હાથમાંના દેશો ઝુંટવી લેવા નિકળ્યો છે, અને એ બહાને યમનના બીજા ફળદ્રુપ દેશો પણ હસ્તગત કરતો જાય છે. અને ભય રહે છે કે આર્થિક લાભ માટે લડાતાં આ યુદ્ધનું પરિણામ જો સઉદની તરફેણમાં આવશે, અને સંભવ છે કે સઉદની સેના સઉદની મહેચ્છાની પૂર્તિ કરશે-તો હીજાઝના આરબોના જે હાલહવાલ સઉદી વહીવટથી થયા છે, તે વહીવટનાં ફળો યમનની થોડેઘણે અંશે સુખી પ્રજાને પણ ચાખવાં પડશે આવા પ્રસંગે દરેકેદરેક મુસ્લિમની ફર્જ છે કે એણે એ ઇસ્લામી દેશોના પરસ્પર યુધ્ધનો વિરોધ કરવો.

યમન પ્રદેશમાં વૈજ્ઞાનિક રીતે ખેતીવાડી કરવામાં આવે છે, ત્યાં અનેક ટ્રેક્ટરો હજારો ખેડુતોને સમૃધ્ધ બનાવી રહ્યાં છે, યમનના અમીર આધુનિક વિચારના હોવાથી એમણે ઘણાયે સુધારાઓ પણ કર્યા છે. આવાં અનેક કારણોસર સમૃધ્ધ બનેલા યમન ઉપર સુલતાન ઇબ્ને સઉદની નજર ગોંડી છે. સુલતાનને આવકનાં નવાં સાધનો જોઇએ, હિજાઝનું શોષણ પૂરેપુરૂં થઇ ગયું છે, ત્યાંના લોકો ભૂખમરો ભોગવી રહ્યા છે, તેથી સુલતાની જાહોજલાલી ટકાવી રાખવા માટે આવકનાં નવાં સાધનો માટે યમન તરફ પ્રયાણ કરવાની પ્રવૃત્તિ આદરાઇ છે.

પૈસા માટે યુધ્ધનું નામ લઇને હજારો સૈનિકોને-માનવીઓને મરાવી નાખવા એ આ જમાનાનું કલંક લેખાયા વીના નહીં રહે.

# તાકાત અને તંદુરસ્તી

## ગામડાંનું અનારોગ્ય

લેખક :

ડૉ૦ પી. જે. ભટ.

લેખાંક પહેલો : : ઉકરડાઓ.

ગામને ગોંદરે ઉકરડા સ્થાપવાની પ્રથા અતી જૂની અને વ્યાપક છે.

ગુજરાતમાં કોઈ ગામડું એવું નથી કે જેને રસ્તે ઉકરડાના ન્હાના મ્હોટા ઢગલાઓ નહોય. વાસ્તવિકરીતે કહીએ તો આપણાં ગામડાંઓએ કચરો તેમજ ઢોરનું છાણ-મૂત્ર દૂર કરવા માટે આ માર્ગ યોજ્યો છે અને અત્યારે તે મ્હોટા પ્રમાણમાં પ્રચલીત છે.

કારતક માસથી આ ઉકરડાઓ બંધાવા માંડે છે અને છેક વૈશાખ સુધી આ ઉકરડાના આ ઢગલાઓ ઉંચા ને ઉંચા વધતા જ જાય છે.

વૈશાખ માસ આવતાં આ ઉકરડાનાં ખાતરને ગાડામાં ભરીને ખેડુત ખેતરમાં પાથરે છે. આમ ગામને આગણે પાકતું આ 'ખાતર' ઉકરડામાંથી આવે છે.

અનુભવ શીખવે છે કે આ ખાતર જમીનને ફળદ્રુપ બનાવવામાં અતી અગત્યનો ભાગ ભજવે છે. એટલું જ નહીં પણ આવી જમીનમાં જ તંબાકુ થાય છે.

આથી જ વૈશાખ મહીનો આવતાં આ ઉકરડ.ની માંગ પણ રહે છે. અને આવા ઉકરડામાથી ખેડુતોને પાંચ દસ રૂપીયાની પ્રાપ્તી થાય છે.

આમ ઉકરડાઓ એ ખેડુતને માટે સસ્તા ખાતરનું એક માત્ર સાધન છે. સાથે જ ગામનો કચરો, ઢોરનું છાણ વિગેરે દૂર કરવાનો પણ આજ એક રસ્તો છે.

સાથે જ સૌ પોતપોતાના ઘરની નજીક ઉકરડો બાંધવા લલચાય છે એટલે ગામની ચારે બાજુએ ન્હાના મ્હોટા ઉકરડાઓની હારમાળા બંધાય છે. આ હારમાળાઓ દરેક ગામમાં દેખાય છે. દક્ષિણનાં ગામડાંઓ મેં જોયાં નથી એટલે ત્યાં પ્રવતતી સ્થિતિ વિષે કહી શકાય તેમ નથી પણ અત્યાર સુધીમાં મળેલા વર્તમાન પ્રમાણે મહારાષ્ટ્રમાં પણ આજ સ્થિતિ છે એમ જણાય છે. જ્યાં જ્યાં ઢોર ઢાંખર મોટા પ્રમાણમાં હોય ત્યાં ત્યાં આવી સ્થિતિ હોવાની જ. આમ ઉકરડાઓ અસ્તિત્વમાં આવ્યા છે. અને અત્યારના સંજોગોમાં આ તેનો ઉપયોગ છે. ત્યારે આપણી આગળ સવાલ એ ઉપસ્થિત થાય છે કે આ ઉકરડાઓના સવાલનો ઉકેલ શી રીતે લાવી શકાશે? બીજા શબ્દોમાં કહીએ તો આ ઉકરડાની આ અનારોગ્યભરી પ્રથા ચાલુ ટકવા દેવી કે કેમ?

આરોગ્યની દ્રષ્ટિએ ઉકરડાની પ્રથા અતી અનિષ્ટ છે એ વિષે જરાય શંકા નથી.

ઉકરડા ઉપર માખો પોતાના ઇંડા મુકે છે. આ ઇંડાઓ વધીને મ્હોટાં થાય છે. અને એક જ અઠવાડીયામાં લાખ્ખો માખી ઇંડા ઉપર બણબણી રહે છે. આ માખી વાયુની મદદથી તેમજ તેના શરીરના ભાગો વડે રોગકારક જંતુઓ પ્રસરાવે છે. અનેક વખત એવું બને છે કે આ રોગકારક

તો હિંદમાં અરાજકતા અને ખુનામરકી પ્રસરી રહે.

તેમની આ ભાવના સ્વીકારનારાઓ પણ કદાચ એવો ભય દર્શાવે કે હિંદીઓની સંમતિ વિના રાજ્ય ચલાવવાનું શકય નથી, તો કાળાં પહેરણવાળાઓ પાસે એનો જવાબ એવો છે કે કાયદો અને વ્યવસ્થા જાળવી રાખવાનાં—વિનાશનાં—સાધનો આજે એમની પાસે એટલાં વિપૂલ અને એટલાં કાર્યક્ષમ efficient છે કે રાજ્ય કરવામાં તેમની આડે આવનારાઓની સાન એક પલકમાં ઠેકાણે લાવી શકાય અને જો એમના બાપદાદાઓ આથી ઓછી શક્તિવાળાં સાધનોથી પણ એ મુલક જીતી ને આજ સુધી જાળવી શકયા તો આજે તો એ કાર્ય ઘણીજ સ્હેલાઈથી થઇ શકે તેવું છે.

આ જાતનો વિશ્વાસ ધરાવવા માટે એમનું કારણ પણ જાણવા જેવું છે. ના

તેઓ કહે છે કે હિન્દના ...
—વિશાળ આમવર્ગ—ગ્રિ...વાસ માણગો
વિરૂધ્ધ છે એમ ...મા આપી જગ્યા
પ્રમણા બીજી ...ન છે.
તેઓની સ...ડાઓ હવાને અશુધ્ધ બનાવે ...ું પાણી બગાડે છે અને દેખાવ... અત્યંત તેમજ ગામડાંની સ્વચ્છતાનો સાવ ...ાશ કરે છે.

તેમજ કેટલીક વાર હવાના હલનચલન સાથે આ ઉકરડાની કેટલીક વસ્તુઓ આમ તેમ ઉડીને પડે છે અને એ રીતે કેટલીએ વિશાળ જગ્યા ખરાબ બને છે.

સામાન્ય રીતે આ ઉકરડાઓ ગામડાંની ચારે બાજુએ હોવાથી સમગ્ર ગામવાસીઓને ઉકરડાનાં અનિષ્ટો સહન કરવાં પડે છે અને તેથી તેઓ અનેકવાર પીડાય છે.

આથી જ ગામડાના આરોગ્ય સાથે ઉકરડાઓનો પ્રશ્ન છેક મુળથી સંકળાયેલો છે.

તેઓ કહે છે કે શ્વેતપત્રની યોજના એ બ્રિટિશ મૂડીવાળાઓ—financiers—અને હિન્દી મુડીવાળાઓ અને તેમના પાળેલા રાજનીતિજ્ઞોનું કાવત્રું છે. પશ્ચિમના દેશોમાં મજૂરીના ભાવો બહુ વધી ગયા છે એટલે બ્રિટિશ મૂડીવાળાઓ હિન્દી મુડીવાળાઓ મારફત પોતાનાં નાણાં હિન્દમાં રોકી, ઉદ્યોગો જમાવી, સોંઘા ભાવની મજૂરી નો લાભ લઇને પૂર્વના દેશોના બધાંએ બાકીનાં બજારો પોતાને કબજે કરી લેવા માગે છે. હિન્દીઓને પોતાની જકાતો નકકી કરવાનો અધિકાર એટલા માટે અપવામાં આવે છે કે રીતે તેઓ માન્ચેસ્ટર અને લેંકેશાયરના માલ સામે ઉંચી જકાતી દિવાલો ઉભી કરી ... હોય છે.
હિન્દની બજા... ...કરડાના સતત સહવાસથી કરવા...માં એક પ્રકારની ટેવ પડી જાય છે. અને એક પ્રકારનું સંરક્ષણ [Immunity] માનવ રકતમાં પેદા થાય છે.

ઉકરડાનું અસ્તિવ હોવાં છતાં પણ માણસ વધુ સંખ્યામાં માંદાં નથી પડતાં તેનાં ઉપલાં કારણો છે. આ સિવાય બીજાં કેટલાંક કારણો પણ રજુ કરી શકાય તેમ છે પણ આશા છે કે અત્યારને માટે તો ઉપલાં કારણો પુરતાં થઇ પડશે.

ત્યારે આ ઉકરડાઓનો ઉકેલ શી રીતે થઇ શકે ?

આ સમસ્યાનો ઉકેલ વિચારતી વેળા બે વસ્તુઓ યાદ રાખવાની છે. એક તો ઉકરડાઓ ખેડુતને માટે ઉપયોગી ખાતર પુરૂં પાડે છે, અને બીજું એ છે કે ઉકરડાઓ ગામડાંના કચરાને દૂર કરવાની સનાતન જગ્યા છે. આપણે એવો ઉપાય શોધવો જોઇએ કે જેથી ખેડુતને ખાતરની ખોટ પડે નહીં, તેમજ ગામડાનો કચરો

(વધુ માટે જુઓ પાનું ૮૯.)

# નિષ્ઠૂરતાનો ભોગ

## અંત્યજ સમુદાયમાં જન્મવાના કહેવાતા ગુન્હા માટે ઉજળિયાત વર્ગે કરસન સામે લીધેલા વેરની કરૂણ કથા.

: લે ખિ કા :
શ્રી બચુબેન

અરે! આ લોહીલુહાણ થઈ કોણ પડયું છે? આટલા બધા લોકો પાસે ઉભા છે છતાં નથી કોઈ એની સારવાર કરતુ કે નથી કોઇ એને હોસ્પીટલમા લઇ જતું!" છાપું વાંચતા વાંચતા અબાનાત શેઠની નજર રસ્તાના એક ખુણા પર પડી અને ભારે અજાયબી વચ્ચે ઉપલા શબ્દો તેમના મુખમાથી સરી પડયા.

તેઓ એકદમ પોતાના નોકરને લઇ નીચે દોડી ગયા અને લોકોને ધક્કા મારી પેલા માણસ પાસે પહોચી ગયા. એની દેખાતી કંગાળીઅત, મરવાની બીકે ટકાવી રાખેલું એનું હાડપીંજર જેવુ શરીર અને લોહીથી ખરડાએલું એનું માથું જોઇ શેઠને કમકમા આવ્યાં.

"બધાં જોઇ શું રહ્યા છો? આટલું લોહી વહ્યા છતા તમે એને એમને એમ પડી રહેવા દીધો છે? તમને શરમ નથી આવતી?" શેઠનું લોહી ઉકળી આવ્યું.

"સાહેબ એ તો હરિજન છે, એને અડકીએ તો અમે દર્શન કરવાના રહી જઇએ અને અમારો આત્મા અપવિત્ર થાય તે જુદો." ત્યાં ઉભેલા મહાત્માઓ માના એકે બેદરકારીભરી રીતે ખરૂં કહી દીધું.

હરિજનનું નામ સાંભળતાં શેઠ જરા ચમકયા તો ખરા પણ બીજી જ ક્ષણે તેણે આજુબાજુ નજર નાખી નિશ્ચયાત્મક સ્વરે પોતાના નોકરને કહ્યું. "બાલુ આને હોસ્પીટલમાં લઈ જવાનો હવે વખત નથી આપણે ઘેર એને લઇ ચાલ" ત્યાં ઉભેલાઓ તરફ નજર નાખી તેમણે કહ્યું: "સંજોગોવસાત તમારી નક્કી કરેલ નીચી કોમમા જન્મેલા માણસ પ્રત્યે આટલી બધી

ઘણા ! એ દાંભીકો, ધર્મને નામે તમારા પોતાના ભાઇઓને હડધૂત કરી તમારી સ્વાર્થવૃત્તિ પોષવાનાં સ્વપ્નાં સેવો છો ? હા, પણ હું ભૂલ્યો, સ્વાર્થ સર્યા પછી ઇશ્વરની બાંગો ફૂંકનાર ઇશ્વરની આરાધના કરવાનું ભૂલી જાય છે, તો આવા કંગાલ તરફ મમતા બતાવવાની તો તેઓ શા માટે પરવા કરે ?" અંબાલાલે ભકતોની દાંભીકતા ખુલ્લી પાડી અને તે ઘર તરફ ચાલી ગયા.

અંબાલાલે કરસનને મલમપટો કર્યો અને ડૉકટરની સલાહથી થોડા દિવસ એને ઇસ્પીતાલમાંએ રાખ્યો.

કરસન સારો થયા પછી અંબાલાલને મળવા આવ્યો.

તે વખતે અંબાલાલ પોતાની છોકરી સાથે ગેલ કરતો હતો. પોતાની પત્નિ પાસે બેઠી બેઠી કંઇક સીવતી હતી. તેમના દિવાનખાનામા બહુ કીંમતી ફરનીચર ન હતું, પણ જે કંઇ હતું તે બહુ સરસ રીતે ગોઠવવામાં આવ્યું હતું. પ્રવેશ કરનારને ત્યાં કોઇ સાદા સંતોષી અને કલાપ્રિય માણસો રહેતા હોય એવો જરૂર ભાસ થતો.

"આવ કરસન તને હવે તદન સારૂં છે ને ?" અંબાલાલે કરસનને આવતો જોઇ તેની તબિયતના ખબર પૂછ્યા.

આભારથી કરસનની આંખો નીચે ઢળી, તેણે ગળગળા થઇ કહ્યું: "શેઠ આપ ન હોત તો મારા જેવા હરિજનને કોણ બચાવત !"

"એ વાત જવા દે. પણ કરસન, તારી આવી સ્થિતિ શી રીતે થઇ તે તો મને કહે." અંબાલાલે કુતુહલતા બતાવી

"શેઠ, મારી કહાણી બહુ કરૂણ છે. ક્રૂર સમાજના એક અંગનો હું કેવી રીતે ભોગ થયો તે હું તમને કહું છું" કહી કરસને નિશ્વાસ નાખ્યો. આ સાંભળી અંબાલાલની પત્નિ પ્રભા કામ હોવા છતાં એ દુ:ખી હરિજનની કથા સાંભળવાને આતુર બની.

કરસને કહેવા માંડયું: "મારા પિતા જાતે ભંગી હતા, એટલે મ્યુનિસિપાલીટીમાં કચરો કાઢનારનું કામ કરતા. એ ગંદા કામથી તે એટલા કંટાળી ગયા હતા કે મને કોઇ પણ જાતનો ઉદ્યોગ શીખવવાનો તેમણે નિર્ણય કર્યો. બહુ મુશ્કેલીથી અને કેટલીએ આજીજી પછી એક સુથારે મને તેનું કામ શીખવવાનું કબુલ કર્યું. એક વરસમાં તો હું સુથારી કામમાં પાવરધો થઇ ગયો.

"પણ ઉચ્ચ મનાતા હિંદુ સમાજમાં કારીગીરી શીખેલા હરિજનનું યે સ્થાન કયાં ? મારી પાસે હુન્નરકળા છતાં મારે ઘેર બેસવું પડયું.

"મારા બાપુ બહુ મુંઝાયા, પણ છેવટે તમણે એક યુકિત શોધી કાઢી. મારે માટે પોતાનું સર્વસ્વ હોમી દેવા તેઓ તત્પર થયા. મારે માટે કામદાર લત્તામાં જ્યાં અછૂતોનું નામનીશાન ન હોય ત્યાં પાંચ રૂપીઆમાં એક ઓરડી ભાડે રાખી અને મને ત્યાં રહેવા જવા કહ્યું. મને પોતાને સુથાર તરીકે ઓળખાવવાની અને કોઇ મારી જાતિ ન જાણી જાય તેને માટે સાવચેત રહેવાની ભલામણ કરી.

"પંદર દિવસના સતત પ્રયત્નો પછી પણ નોકરી મળવાની આશા ન જણાઇ લગભગ મહીના પછી મારી પડોશના એક કામદારે તેની મીલમાં સુથારની જગ્યા ખાલી

પડવાનું મને જણાવ્યું અને મારામાં આશાનું કિરણ પ્રગટ થયું."

"બીજે દીસસે હું મેનેજરને મળ્યો. તેણે એક મહીનો મારૂં કામ જોઇ મહેનતાણું નક્કી કરવાનું કર્યું. મારા કામથી મેનેજરને સંતોષ થયો અને મને કાયમની નોકરી મળી.

* * *

"નવલકીશોર શેઠને ત્યાં નોકરી કરતાં મને પાંચ વરસ થયાં. મારા કામથી તેમને એટલો બધો સંતોષ થયો કે તેમના ઘરનું કામ પણ મને સોંપવામાં આવતું. વારંવાર ઘેર કામ કરવાનું હોવાથી શેઠીઆઓનાં કારસ્થાન જાણવાની મને બહુ સારી તક મળતી ઉપરથી ધોળા દેખાતા સફેદ ઠગોની એક મંડળી મારા શેઠને ત્યાં જામતી અને પોતાના હરીફોનાં ગળાં કાપવા ત્યાં મારે કાવત્રાં રચાતાં. ગમે તેવું કાળું કૃત્ય કર્યા છતાંએ માણુસના રૂપના એ રાક્ષસો મનનું સ્વાસ્થ્ય કંઇ અજબ રીતે જાળવતા.

"થોડો વખત તો મારૂં ગાડું ઠીક ઠીક ગબડયું, પણ પછી મારા દુઃખનાં વિખરાઇ ગએલા વાદળાં પાછાં ઘેરાઇ ગયાં. એક એવી ઘટના બની કે જેથી આજુબાજુનું વાતાવરણ મારે માટે ઉદ્વેગમય બની ગયું.

"મારા પિતા ઓચીંતા માંદા થઇ ગયા. એ દુઃખદ સમાચાર મને મળ્યા ત્યારે હું ભાન ભૂલી ગયો અને મારા એક સાથીને લઇને હું મારા પિતાને ઘેર પહોંચી ગયો. મારો સાથી ચાલીમાં દાખલ થતાં કંઇક શંકાની નજરે આજુબાજુ જોવા લાગ્યો. જરાવારમાં તો એનું મુખ ગુસ્સાથી લાલ થઇ ગયું અને તે બરાડી ઉઠયોઃ "હું એક મીનીટ પણ અહિં થોભવા નથી મા..." એ શબ્દો પુરા થાય તે પહેલાં તો એ ત્યાંથી ગભરાટમાં જાણે એના પર કોઇ હુમલો કરવા આવતું હોય અને બીકથી કોઇ ભાગે તેમ દોડી ગયો. હું વસ્તુસ્થિતિ સમજી ગયો.

"મારા પિતાને ગુજરી ગયાને બે દિવસ થયા. એમના મરણનો આઘાત ઓછો થાય તે પહેલાં જ ધડાકો થશે તેની મને સંપૂર્ણ ખાત્રી હતી અને થયું પણ તેમજ.

"શેઠે મને બોલાવવા માણુસ મોકલ્યો અને હું ગયો.

"શેઠ મને જોતાંજ ત્રાડુકી ઉઠયાઃ

"સાલા હરામજાદા, તારી જાત બતાવી? તારા એકલાના સ્વાર્થને ખાતરે અમારા બધાનો ધર્મ બોળ્યો?"

"સાહેબ મેં એમાં ખોટું શું કર્યું છે? ધર્મ એટલે અરસપરસની ફર્જ અને નહિ કે સગવડતા ખાતર સ્વાર્થી માણસોએ ઠોકી બેસાડેલાં શાસ્ત્રનાં ગપ્પાં." મેં શાંતિથી મારી સમજ પ્રમાણે ધર્મની વ્યાખ્યા આપી.

"ઓ નીચ! અમને અપવિત્ર કરવાની ધૃષ્ટતા કરી પાપ કર્યું અને અમારે માટે પાપનું પોટલું બંધાવ્યું તે જુદું. આવું અઘોર કૃત્ય કરતાં તને જરાએ શરમ ન આવી" શેઠની આંખમાંથી ક્રોધના અંગારા ઝરવા લાગ્યા.

"સાહેબ, મેં કોઇ પણ જાતનો ગુન્હો કર્યો હોય તો મને શરમ આવે ને? માણુસ

પોતાના કૃત્યથી અને ગુણોથી પાપી અને અપવિત્ર થાય છે, જાતિથી નહિ. કોઇ પણ જાતના અઘોર કૃત્યને માટે કોઇ ગુન્હેગાર હોય તો તે તમે છો." શેઠના તિરસ્કારથી મને એટલું લાગી આવ્યું હતું કે મેં પણ એમને સીધી વાત સંભળાવી દીધી.

"શેઠાણી તો આ વાત સાંભળતાં જ અજાયબીમાં ગરકાવ થઇ ગયા. પણ ને કંઇ પૂછે તે પહેલાં જ શેઠને પગથી માથા સુધી ઝાળ લાગી અને એકદમ ઉભા થઇ ગયા. અને મારી પાસે આવી તેમણે બુમ પાડી: "તું શું બકે છે તેનું તને ભાન છે? આવા તુકકા ઉડાવવા માટે તારે ઘણું સહન કરવું પડશે."

"શેઠ મારા આ તુકકા નથી. તમારા મહેતાનું કાસળ તમે કેવી રીતે કાઢ્યું તે તમે ભૂલી ગયા હશો પણ હું ભૂલ્યો નથી. મારી પોતાની આંખે મેં જોયું છે. તમારા હિસાબનાં ભોપાળાં બહાર ન પડે તે માટે એક નિર્દોષને તમે આ દુનિઆમાંથી કેવી રીતે રવાના કર્યો તે હું બરાબર જાણું છું."

"શેઠના ચ્હેરા પર થતા ફેરફારોનું બારીકીથી નિરીક્ષણ કરતા કરતાં મેં સત્ય વસ્તુ પરખાવી દીધી. શેઠાણીએ તો આ સાંભળી પોતાનું મોઢું પોતાના હાથમાં સંતાડી દીધું.

"તારૂં ભોપાળુ બહાર પડતાં તને કાઢી મુકવાની બીકે તેં આ તરકટ ઉભું કર્યું છે. તારા જેવા હલકટને બીજું સારૂં સુઝેજ નહિ. રામા બોલાવ પોલીસને, આજે એનું આવી બન્યું છે." શેઠ ગભરાટ છૂપાવતા પોતાનું સ્વાસ્થ્ય મેળવીને બોલ્યા.

"હા, તમારા પૈસાના જોરે તમારા આ અમાનુષી કૃત્ય પર' પણ તમે ઢાંકપીછેડો કરાવી શકશો પણ તમારી ઉચ્ચ જાતિને શોભે એવું કામ તમે કર્યું નથી. પોતાની જરૂરિઆતને અંગે અને પોતાની મરણતોલ પુત્રીના વાત્સલ્યથી પ્રેરાઇને, ડુબતો માણસ તણખલું પણ પકડવાનો પ્રયત્ન કરે તેમ તે દીવમે પેલા સીપાઇએ કમને ચોરીનો છેલ્લો ઉપાય અજમાવ્યો તેની તે ભૂલને માટે તમે એવી શિક્ષા કરી કે તે હંમેશને માટે રઝળતો થયો. તમારા પોતાના લાભને ખાતર બીજાને લાંચરૂશ્વત આપી તમે પોતે એને અપ્રમાણીક બનાવો છો. ગુન્હેગાર બનાવો છો લાંચના જોરે બીજાનો લાભ તમે ઉઠાવો છો. એ ચોરી નહિ તો બીજું શું? પેલા સીપાઇ જેવા સીધી રીતે ચોરી કરે ત્યારે તમારા જેવા શાહુકારો આવી આડકતરી રીતે મોટાઇના સ્વાંગ નીચે ચોરી કરે છે છતાં તમારા જેવા બદમાસોનો બનેલો સમાજ પૈસાવાળાના ગુન્હા તરફ ઉપેક્ષા બતાવે છે, જ્યારે ગરીબોને પ્રતિકૂલ સંજોગોમાં હમેશાં સખ્તડતા રાખી તેમને ભારે શિક્ષા કરે છે. તેવીજ મારી પણ સ્થિતિ કરવા તમે ઇચ્છો છો? સદ્‌ગુણોના આચ્છાદનમાં સજ્જ થવાનો આડંબર તો તમારા જેવા ઘણાએ કાળા હ્રદયના માનવીઓ કરે છે, પણ તેથી તે કોઇ રીતે અમારા કરતાં ઉચ્ચતર નથી. ખરો અસ્પૃશ્ય તો તે કે જે કાળા કૃત્યો કરતો હોય, નહિ કે જેનો સંજોગોનુસાર સમાજે ઠોકી બેસાડેલી નીચી જાતિમાં અકસ્માત જન્મ થયો હોય

"આટલું બોલી હું એક છલંગ મારી ઘરમાંથી નાઠો."

* * *

"તે પછી એક મહીના સુધી તો મેં જેમ તેમ નભાવ્યું,' પણ પછી તો ખાવાનાએ સાંસા પડયા. અસ્પૃ

સ્યને નામે મને કોઇ ઉભું ન રહેવા દેતું અને મારામા કમાવાની તાકાત હોવાથી ભીખ માગી સ્વમાન હણુવાનું મને ન ગમ્યું."

"બે દીવસના કડકડતા અપવાસ પછી નોકરીની શોધમાં હું નીકળ્યો. સૂર્યનારાયણનેએ થોડી મારી પરવાહ હતી? ઉન્હાળાના પ્રખર તાપને લીધે મારૂં માથુ ફરવા લાગ્યું, અને ભૂખથી અશક્ત બનેલું મારૂં શરીર લથડીઆં ખાવા લાગ્યું. છેવટે આ ઘરને ઓથે બેસવા માટે એક પગલું ઉપાડુ તે પહેલાં તો હું રસ્તાની પગથી પર ફસડાઈ પડયો. માથામાં સખ્ત પત્થર લાગવાથી હું બેભાન થઇ ગયો અને તે પછી શું બન્યું તે તો તમે જાણો છો."

"ફરસન તારા જેવા હજી ઘણાએ સમાજના સીતમોનો ભોગ થશે. પણ ઉચ્ચતાનાં બખ્તર નીચે સંરક્ષાએલા કાળા હદયના આડંબર ચીરાતાં હવે વધુ વાર નહિ લાગે." અંબાલાલે પોતાની સમક્ષ કંઇક આશામય ચિત્રો ખડા કરતાં ફરસનને સારા વખતની ખાત્રી આપી

ફરસન આભાર નજરે શેઠ તરફ જોઇ રહ્યો



# ખુબસુરત ચામડી



બધા કરતાં
વધારે પ્રીય
અને
મોહક લાગે છે।

સૌંદર્યને વેડફી નહિ નાખો ! સંપૂર્ણ સ્વચ્છતાઈ એજ સુંદર અને ખામીરહીત ચહેરાનુ સાધન છે એટલુંજ યાદ રાખો તો તમારી ચામડીને તાજી અને લીસી રાખવી સહેલ છે ખુશબોદાર "૫૦૧" ટોયલેટ સોપ તમને મદદ રૂપ થશે. કોઇ પણ જાતના કઠીન કેમીકલ્સ રહિત શુદ્ધ તેમજ નૈસર્ગીક તેઓની બનાવટ હોઇ તેના કીંમતી અને ચીકટ ફીણથી સૌંદર્યઘાતક તેઓને હળવે હળવે ચામડી પરથી કાઢી નાખે છે




"૫૦૧" ટોયલેટ સોપની કીમત તેની શુદ્ધ બનાવટ અને નમ્રઅસર માટે ઘણીજ ઓછી કહી શકાય

તે ચરબીથી તદન રહીત છે




ટામકો સેલ્સ ડીપાર્ટમેન્ટ
પી. ઓ બોક્ષ ૫૨૮, મુંબઈ

ધી તાતા ઓઇલ મીલ્સ કાં.

# ઉકળાટના બચાવમાં

એક હળવો નિબંધ.

ભલે કવિઓએ ત્હારા ઉપર કવિતા ન લખી. ભલે લેખકોએ ત્હારાં ગુણગાન ન કર્યાં. છતાંય માનવજાતિની ત્હારી સતત સેવા એમને એમ, એકધારી અવિચળ અને સ્થિર રહી છે, તે માટે મ્હારાં ત્હને અભિનંદન છે. પેલા સામ્યવાદીઓની સોડમાં જઇને હડતાળ પણ તેં નથી પાડી. એકેય વર્ષ તુ અમથી અળગો નથી થયો આથી જ આજે— આટલા વર્ષે માનવજાતનો એક તનુજ આખરે ત્હને અંજલી આપવા ઉભો થયો છે! ત્હારી અમાપ અને અમુલ્ય સેવાની ગણના જગતને કરાવવા બ્હાર પડયો છે! સંભવ છે અને મ્હારી તો ખાત્રી છે કે ત્હારા આ ગુણગાયકને જગત ગાંડો કહેશે! પણ છતાય તું મ્હારો છે. અને ત્હારાથી ત્રાસનારા ખોટા છે એવી મ્હારી ખાત્રી છે

ઘડીયાળ કરતાં પણ વધુ નિયમિત રીતે તું પધારે છે. વસંત વિદાય લેતી હોય, હજુ આંબાની ડાળે બેઠેલા મ્હોર ખર્યા પણ ન હોય, હજુ હૂતાશની પ્રગટી પણ ન હોય, હજુ પરોઢમાં શરીરને થીજવી દે તેવી ઠંડી પડતી હોય છતાય તુ આવી પહોચે છે. મ્હારા ટેબલ ઉપર પડેલું ઘડીયાળ પણ પંદર મીનીટ કોઇ વાર બંધ રહે છે. પણ ત્હારૂં આગમન તો ચોક્કસ થવાનું જ. મ્હારો નોકર પણ કોઇ દીવસ 'આજ નહીં આવીશ' એમ કહીને આવતો નથી. પણ તું તો એટલો વફાદાર છે કે મ્હારી ડાયરીમાં ત્હારી ગેરહાજરી કદી નોંધાઇ નથી. સદાકાળ અને સતત એજ ત્હારો મુદ્રાલેખ દીસે છે પધારો! પધારો! ત્હારા આગમનથી અમોને જરાય ત્રાસ નથી. શોક માત્ર એટલો જ છે કે ત્હારી નિયમિતતાનુ અહીં કોઈ અનુકરણ કરતું નથી. આ દેશના બે કર કામદારો અને કારકુનો ત્હારા ચારિત્ર્યમાંથી આ સદ્ગુણ પણ શીખતા નથી અતિ મહેનત કરીને જાળવેલી ત્હારી નિયામનતા આમ એળે જાય છે એ મ્હારી દીલગીરી છે

ત્હારી આવી સુન્દર નિયામતતામાંથી દેશના ખેડૂતો પણ કંઇક શીખતા હોય તો કેવું સારૂં! પણ

લેખક
સર્ચલાઇટ

તેઓ નહીં શીખે. ત્હારી અપૂર્વ અને અદ્‌ભૂત નિયમિતતાની કોને પડી છે! નહીંતર સંસ્કૃતિના સીધાં અને સાચા પ્રતિનિધિસમા અમો શ્રીમંતોને કેટલો લાભ થાત!

## દુષ્કાળ પણ નથી.

ઇતિહાસે અનેકવાર વર્ષાદના રૂસણાં વિષે હૃદયદ્રાવક કથાઓ લખી છે. છતાં આલમના એકેય પુસ્તકમાં તેં કદી માનવજાતિ સાથે રૂસણું લીધું હોય એમ મ્હેં કે મ્હારા પિતાશ્રીએ, કે મ્હારા મિત્રોમાંથી કોઇએ વાંચ્યું નથી. અનેકને એ અશક્ય લાગશે પણ એ સાવ સાચી વસ્તુ છે કે ઉકળાટનો દુષ્કાળ આલમની તવારીખમાં કદીય નોંધાયો નથી. અને ભૌગોલિક ભવિષ્યવેત્તા તરીકે મ્હારી નામના નથી છતાં પણ હું કહી શકીશ કે આ પૃથ્વીના ભાવમાં તે કદી પણ નોંધાવાનો નથી.

અને ત્હારી સતત્ હાજરી જ ત્હારા તરફ દર્શાવામાં આવતી બેપરવાઈનું સાચું કારણ છે. અલ્પ બુદ્ધિનો આ માનવ જ્યારે વસ્તુ હોતી નથી ત્યારે જ તેનું સાચું મહત્વ સમજે છે. આ એક સનાતન સત્ય છે. વર્ષાદ અમારાથી અનેકવાર રૂસણાં લીધાં હોવાથી જ અમો તેનું મહત્વ પીછાનતા થયા છીયે અને ગ્રીષ્મની આખરમાં ઉંટની માફક ડોક લાંબી કરીને ક્ષિતિજમાં શ્યામવર્ણાં વાદળાંની અમો પ્રતિક્ષા કરીયે છીયે ત્હારી માફક વરસાદ પણ જો નિયમિત આવતો હોત તો કોઇજ ત્હેની પરવા ન કરત કોઇ ખેડૂત વર્ષાને વધાવત નહી, તો કોઇના મનમાં વર્ષાના આગમનથી આનંદનો ઉમળકો આવત નહીં. પણ એક વરસ-માત્ર બાર જ મહીના સુધી વર્ષાદ આવવાનું મુલત્વી રાખે તો માનવ જાતની જે હલેવલે થાય છે તેથી જ તેની કિંમત અંકાય છે. એટલું જ નહીં આર્યાવર્તમાં અનેક રૂષીઓએ લખેલાં પ્રચંડ પુસ્તકો છતાં એકાદ વર્ષ પણ આવવાનું મુલતવી રાખવાની સોનેરી સલાહનો એક શબ્દ પણ ત્હારા કાન પર નથી અથડાયો એ જ અમોને અતિ વિસ્મય ઉપજાવનારૂં લાગે છે. કાં તો ત્હારી મનોદશા એટલી મેવાભાવી થઇ હશે; કા તો નિયમિતતા ત્હારા ચારિત્ર્યના ઉંડાણમાં ઉતરી ગઇ હશે: નહીંતર આવી સુંદર સલાહ તેં કદી અવગણી ન હોત અને ત્હારા પ્રત્યે માનવ કદીય બેદરકાર ન હોત!

અને કદાચ તું એમ કલ્પના કરીશ કે ત્હારા ઉષ્ણ વાયરાથી અમારાં નાજુક બદન નરમ થઇ જશે! પણ એવી મૂર્ખાઈ કરીશ ના. ત્હારા પહેલા સ્પર્શથી અમારા દેશના શ્રીમંતો યુરોપની સહેલગાહે સીધાવે છે. વિદેશથી ખાસ તકલીફ લઇને અહીં આવેલા અમારા ગવરનરો અને વૉઇસરૉયો મહાબળેશ્વર અને સીમલાની શીતળ હવામાં દોટ કહાડીને દોડી જાય છે. અને આ કંઇ ઓછો લાભ નથી. તું ન હોત તો અમારા દેશના ધનિક કદી પણ બહાર જાત નહીં કારણકે જીવ કરતાં તેઓ પૈસાને વધુ પ્રિય માને છે. પરિણામે તેમનું દ્રષ્ટિબિંદુ વિશાળ થાય છે. યુરોપમાં કામગરોને કામ કરતાં જોઇને તેઓને પણ એમ થાય છે કે આર્યાવર્તના લોકો પણ આટલા જ વેગથી કામ કરે તો કેવું સારૂં! અનેક શ્રીમંતો હિંદી મજૂરીમાં અમેરિકન પધ્ધતિથી કામ માગી રહ્યાં છે. આ તેમના પ્રવાસનું પરોક્ષ પરિણામ છે અને તેમનો પ્રવાસ એ ત્હારા અસ્તિત્વનું પરોક્ષ કારણ હોવાથી હિંદી કાર્યકૂશળતા

અનેક મિત્રોએ વણમાગી આપી છે. કુદરતે હિંદ ઉપર અસ્પૃશ્યતા હોવાં છતાં પણ ઉતારેલી આ કૃપા છે, એ ભૂલવું ન જોઇએ.

અને એવો કયો કમનશીબ દેશ હશે કે જેના વાતાવરણમાં ઉષ્ણતાના મોજા જરા પણ ઉપજતાં નથી! કુદરતને ખોળે આવા દેશો નથી એમ નથી. પણ તે સર્વ કરતાં આપણું જીવન વધુ પ્રગતિશીલ અને તે દ્રષ્ટિએ વધુ મહત્વનું છે! ભલે ઉકળાટને ધિક્કારનારાઓ ઇંગ્લેંડ તરફ આંગળી ચીંધે! ભલે ઉકળાટથી ત્રાસનારાઓ સ્વીટ્ઝરલેન્ડની ખુશનુમા હવા ઉપર આપણું લક્ષ ખેંચે! પણ ઉષ્ણ કટિબંધના દેશોના શ્રમજીવિઓના શોષણમાંથીજ જગત જીવે છે એમ કોઇએ કહ્યું છે અને તે એક વાર નહીં, બે વાર નહીં, પણ સો વાર સાચું છે! અને આથી જ ઉકળાટ મ્હને અતિ પ્રિય છે.

પમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
...ત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



મુડીવાદને સજીવ રાખવાનો અને શ્રમજીવિઓનું શોષણ કાયમ કરવાનો હોય તોજ એ રાજ્ય-મુડીવાદી કહેવાય. દાખલા તરીકે અમેરિકાના માજી પ્રમુખ હુવરે અમેરિકાની સડેલી અને તૂટી પડતી બેંકોને મદદ કરવા માટે "રીકન્સ્ટ્રકશન ફાઇનાન્સ કોર્પોરેશન" ઉભી કરી ત્યારે તે રાજ્યના મુડીવાદનું આબાદ ઉદાહરણ જગતને આપી રહ્યો હતો. એ વાત ખરી છે કે જ્યારે રાજ્યના કરોડો ડોલર તે બેંકોને ધીરી રહ્યો હતો ત્યારે તેના મનમાં કંઇક એવો અસ્પષ્ટ ખ્યાલ હતો તે કોઇક ગહન રીતે લોકોના હાથમાં એ નાણાં આવી પડશે પણ એને એ ખ્યાલ નહોતો કે મુડીવાદીઓના હાથમાં જે વસ્તુ જાય છે તે પછી બીજાના હાથમાં નથી જતી.

રાજ્યના મુડીવાદનું આ સાચામાં સાચું સ્વરૂપ છે. હવે રશીઆમાં આવી વ્યવસ્થા પ્રવર્તતી હોય એવું કંઇ જ ચિન્હ જણાય છે? સોવિએટ સરકાર રાજ્યોનાં નાણાંનો ઉપયોગ મુડીવાદીઓને તેમની સ્થિતિ જાળવી રાખવા માટે કે તેમના નફા વધારવાને માટે કરે છે એવું સ્હેજ પણ બતાવી આપવાને કોઇ પણ માણસને આવ્હાન કરી શકાય. પહેલાં તો તે દેશમાં બેંકો અને ઉદ્યોગો મુડીવાદીઓનાં હાથમાં નથી, પણ સોવિએટ યુનીઅનની માલેકીનાં જ છે. આ ઉપરથી એ જોઇ શકાશે કે રશીઆના રાજ્યતંત્રને રાજ્ય-મૂડીવાદ–State Capitalism–તરીકે કોઇ રીતે નજ ઓળખાવી શકાય.

સામ્યવાદનો અર્થ આજે એટલો જ થાય છે કે એ એક એવું તંત્ર છે કે જેમાં દરેક અંગ–વ્યક્તિ કે સંસ્થા–સમાજનાં હિત ખાતરજ જીવતું હોય અને તે સાથે શ્રમજીવિઓની સરમુખત્યારી હોય અને લોકશાસનનાં વિચારો અને સંસ્થાઓનો અસ્વીકાર કરવામાં આવતો હોય. સમાજવાદમાં સામ્યવાદની માફક જ ઉદ્યોગો ઉપર સમાજની માલેકી હોય પણ એ બેની વચ્ચે તફાવત એજ હોય કે સમાજવાદીઓ સરમુખત્યારીમાં નથી માનતા પણ લોકશાસન અને લોકશાસનની સાચી સંસ્થાઓ અને પ્રણાલીકાઓને જાળવી રાખવામાં માને છે. આ ઉપરથી એ સાફ સમજાશે કે રશીઆમાં આજે પૂરેપૂરો સામ્યવાદ નથી પણ દુનિઆમાં આજ સુધીમાં સામ્યવાદની વધારેમાં વધારે નજીક પહોંચેલી વ્યવસ્થા ત્યાં હસ્તી ધરાવે છે.

આ સબંધમાં એક આ બીજા સવાલ જવાબ પણ વિચારવા જેવા છે:

સવાલ: એક બાજુથી એમ કહેવામાં આવે છે કે રશીઆમાં શ્રમજીવિઓની સરમુખત્યારી છે; બીજી તરફથી એમ કહેવામાં આવે છે કે રશીઆમાં સ્ટેલીન સરમુખત્યાર છે તો તેમાં સાચું શું?

જવાબ: રશીઆ સબંધી આ બાબતનું વર્ણન કરવામાં ઘણી વખત અસ્પષ્ટતા રહેતી જોવામાં આવે છે. સોવિએટ યુનીઅનમાં શ્રમજીવિઓની સરમુખત્યારી છે એમ કહેવું બરાબર નથી ખરી રીતે સરમુખત્યારી તો સામ્યવાદી પક્ષની છે અને શ્રમજીવિઓને તેનાં નિયમનમાં રહેવું પડે છે. સ્ટેલીન સામ્યવાદી પક્ષનો વડો છે એટલે પક્ષની સરમુખત્યારીએ મુકરર કરેલા હુકમો તે અમલમાં મુકે છે. સ્ટેલીનને દૂર કરવાની સત્તા સામ્યવાદી પક્ષને છે એટલે એ દ્રષ્ટિએ એને મુસોલીની કે હીટલરના જેવો સરમુખત્યાર ન ગણી શકાય. સોવિએટની સરમુખત્યારી સામ્યવાદી પક્ષના ૨,૦૦૦,

૦૦૦ સભ્યોના હાથમાં છે અને એ લોકો ૧૬૦,૦૦૦,૦૦૦ લોકો પર રાજ્ય કરે છે.

સવાલ: સોવિએટ સરકારનાં તંત્રમાં સ્ટેલીન કંઈ સ્થાન ધરાવતો નથી તો પછી તેને સરમુખત્યાર તરીકે કેમ ઓળખાવી શકાય?

જવાબ: એ વાત ખરી કે સ્ટેલીન રશીઅન સરકારનો સભ્ય નથી. છતાં તે સર્વોપરિ તો જરૂર થઇ પડયો છે. તેની એ મહત્તાનું કારણ એ છે કે એ સામ્યવાદી પક્ષનો પ્રમુખ છે અને રશીઆનું સરકારતંત્ર સામ્યવાદી પક્ષના પૂરા અંકુશ નીચે છે. દાખલા તરીકે હિંદનું આખું એ સરકારતંત્ર કોંગ્રેસના જ હાથમાં હોય તો એ દેખીતું છે કે કોંગ્રેસનો જે મોવડી હોય તે–સરકારતંત્રમાં કંઈ સીધું સ્થાન ન ધરાવતો હોય તો પણ–સરકારતંત્રનો આગેવાન બનીજ રહે.

## ફેસીસ્ટ તંત્ર.

રાજ્યપ્રથાનાં એ એક નવાં સ્વરૂપ તરફ નિગાહ નાખી લીધા પછી એક બીજાં–મુસોલીનીનાં ફેસીસ્ટ તંત્ર–તરફ આપણે વળીએ.

સવાલ: મુસોલીનીનાં કાર્પોરેટ સ્ટેટ (મહાજન સંઘોથી ચાલતાં રાજ્યતંત્ર)નો અર્થ શો છે?

જવાબ: મુસોલીનીની આર્થિક નીતિ એવી છે કે પ્રજાને માટે જરૂરી હોય એવી વ્યાપારી સંસ્થાઓમાં રાજ્ય સક્રીય ભાગ લે. ઇટાલીને મુડીવાદના સિધ્ધાંત સામે જરાએ વાંધો નથી. એટલે ઉત્પાદનનાં, તેની વહેંચણીનાં અને વિનિમયનાં સાધનો પર ખાનગી માલેકી રહે તેની સામે તેમને વાંધો નથી. પણ એ પ્રથાની "કાર્યક્ષમતા" બરાબર જળવાઇ રહે એટલા માટે મુસોલીનીનું ફેસીસ્ટ તંત્ર મોટાં વેપારી મહાજનનો એક ભાગ બનવાનો હક્ક માગે છે.

અમુક ધંધાના ડાયરેકટરોનાં બોર્ડમાં રાજ્યનું પ્રતિનિધિત્વ હોય અને એ ધંધાની મુડીમાં રાજ્ય અમુક ભાગ ધરાવવા લાગે એટલે એ ધંધામાંથી અમુક ટકા ઓછામાં ઓછો નફો થશે એવી ખાત્રી રાજ્ય તરફથી આપવામાં આવે છે. વધરેમાં વધારે નફો કેટલો કરી શકાય તે સબંધી કંઈજ પ્રમાણ નક્કી કરવામાં આવતું નથી.

"કોર્પોરેટ તંત્ર" સમાજવાદ નથી, કેમકે ઔદ્યોગિક લોકશાસન મારફતે દરેક કામદારને પોતાની મહેનતના પ્રમાણમાં પૂરતું મુલ્ય મળે એવું કરવાનો એનો આશય નથી ખરૂં જોતાં કાર્પોરેટ સ્ટેટ તો ઔદ્યોગિક આપખુદીનું ખરાબમાં ખરાબ સ્વરૂપ છે. સ્વતંત્ર મજુર સંઘોમાં જોડાવાનો હક્ક કામદારોને હોતો નથી. તેઓને કોઈ જાતના રાજકીય હક્કો હોતા નથી તેઓને તો મુસોલીની અથવા તેના શાગીર્દ મુકરર કરે તે મજુરીને દરે કામ કરવાનો જ અધિકાર હોય છે.

પોતાનાં કોર્પોરેટ સ્ટેટ મારફત મુસોલીની મુડીવાદી શોષણનો માર્ગ કાયમને માટે મોકળો કરી આપે છે અને એ જાતના આર્થિક પ્રબંધમાં ફેસીસ્ટ પક્ષનો ચોકકસ ભાગ છે. દાખલા તરીકે એક ઉદ્યોગ ખોટમાં કામ કરતો હોય તો વધારે નફો કરવાવાળા બીજા કોઇ ઉદ્યોગ પર મુસોલીની કર નાખે અને એ રીતે એ ખોટવાળા ઉદ્યોગમાં જે ઓછામાં ઓછા નફાની ખાત્રી રાજ્ય તરફથી આપવામાં આવી હોય તે પૂરી કરી દે. કાર્પોરેટ રાજ્યમાં આર્થિક ગુલામીનો આરોવારો

આવી રહે છે. હીટલરનાં "સંઘવાદી રાજ્ય" માં અને આમાં તફાવત ઘણોજ ઓછો છે.

પોતાની પ્રવૃત્તિઓને ઉજળાં સ્વરૂપમાં બતાવી આપવા માટે ભપકાભરેલા શબ્દો શોધી કાઢવામાં ફેસીસ્ટો ઘણા હોશીઆર હોય છે પણ એ રૂપાળા વાણી-વિલાસની નીચે તો નગ્ન, ગણત્રીબાજ. દયાવિહોણું ગુલામી અને આર્થિક શોષણ છુપાએલાં હોય છે. સભ્યતા અને સંસ્કૃતિની સામે જગતનો સખતમાં સખત પ્રત્યાઘાત એટલે ફેસીઝમ.

મુસોલીનીમાં અગાધ શક્તિ છે: પણ પોતાના દેશમાં આર્થિક સુવ્યવસ્થા આણવાની શક્તિ તેનામાં છે એ હજુ તેણે જગતને બતાવવું રહ્યું છે. પોતે જે મોટાં મોટાં વચનો આપ્યાં હતાં તેને ચરિતાર્થ કરવાને માટે તેને દસ વર્ષનો વખત મળ્યો છે પણ તેના દેશ પરથી હજુ નિરાશાનાં વાદળ દૂર થયાં નથી, સરકારનું દેવાળીઆપણું દૂર થયું નથી, ત્યાંના મજૂરોની સ્થિતિ પૂર્વના દેશોના "કુલી"ઓ જેવી બની રહી છે; ત્યાંની રાજ્યસત્તા સર્વશક્તમાન છે છતાં મુડીવાદનાં આર્થિક તંત્રને પગભર કરવામાં તે હજુ સુધી ફાવ્યું નથી.

જે દેશમાં પ્રજાનો સારા જેવો ભાગ ગુલામી દશામાં હોય ત્યાં સંસ્કૃતિના પાયા નાખવાનું કામ મુશ્કેલ છે. ગુલામો ભલે પેટીઆંજ મેળવીને ઘણાએ કલાક કામ કર્યા કરે પણ સ્વતંત્ર મજૂરોના જેટલું કામ તેઓ ન જ આપી શકે. જે સિધ્ધાંતને આધારે સ્વતંત્ર મજૂરોએ કરેલાં ઉત્પાદનની હરિફાઈમાં ગુલામોની મજૂરીથી માલ ઉપજાવનારી પ્રથા નાશ પામી છે તેજ દશા આજનાં ફેસીસ્ટ તંત્રો નીચે ચાલતી સમાજવ્યવસ્થાઓની થવાની છે. લોકશાસનવાળાં રાજ્યતંત્રો કરતાં સરમુખત્યારીવાળાં તંત્રો જરાએ વધારે સધ્ધર નથી.

એજ સબંધમાં આ એક વધુ સવાલ જવાબ:

સવાલ: મુસોલીનીની નીતિએ ઇટાલીનો પરદેશો સાથેનો વેપાર ઘટાડયો છે કે વધાર્યો છે?

જવાબ: વધારવાની તો વાત જ ન હોઇ શકે; કારણકે ઇટાલીની સરકાર તરફથી પ્રગટ થએલા ૧૯૩૩ ની સાલના સત્તાવાર આંકડાઓ બતાવે છે કે એ દેશની નિકાશ ૫૧૬,૭૧૯,૦૦૦ ડોલરની હતી જ્યારે આયાત ૬૪૧,૧૩૦,૦૦૦ ડોલરની હતી. આ રીતે એ એક વર્ષમાં ૧૨૪,૪૧૧,૦૦૦ ડોલર જેટલી ખોટ હતી.

અને આ એક વધારે:

સવાલ: મુસોલીનીની વિરૂધ્ધમાં તમારે જે કહેવું હોય તે ભલે કહો પણ તમારે આટલું તો કબુલ કરવું જ પડશે કે તેણે ઇટાલીને આર્થિક રીતે વધારે સધ્ધર બનાવીને ઉગારી લીધેલ છે.

જવાબ: એવું કંઇજ એણે કર્યું નથી. સરમુખત્યારો પોતાની પ્રતિષ્ટા વધારવા માટે જે ભાડુતી પ્રચારકાર્ય કરાવે છે તેના તમેં ભોગ બની ગયેલા જણાવ છો. નક્કર હકીકતો તમારી એ માન્યતાની વિરૂધ્ધ જાય છે. ૧૯૩૨ નાં વર્ષ દરમ્યાન ઇટાલીમાં ૨૧૦૦૦ પેઢીઓએ દેવાળાં કાઢયા. બ્રિટનમાં નીકળેલાં દેવાળાંઓથી એ પાંચગણી સંખ્યા છે.

ઇટાલીનાં ૧૯૩૨-૩૩ નાં બજેટમાં ૩૦૦,૦૦૦,૦૦૦ ડોલરની ખોટ હતી. આ

એકજ કારણસર મુસોલીનીના અમલનું દેવાળું ફૂંકાઈ જાત પણ મુસોલીનીના અમલ પહેલાં સામાજીક વિમા માટે જે રકમ રાજ્ય પાસે અનામત પડી હતી તે મુસોલીનીએ પચાવી પાડી. અને તેથી તેની સ્થિતિ ટકી રહી. પણ આવું કેટલોક વખત ચાલી શકે?

મુસોલીનીના પ્રચારકો એવી દલીલ કરે છે કે ઈટાલીમાં ૧૯૨૭ થી આજ સુધીમાં જીવનનિર્વાહનું ખર્ચ ૧૬ ટકા જેટલું ઘટી ગયું છે. પણ તેઓ સાથે એ વાત શા માટે નથી જણાવતા કે મજૂરીના દરો તો એથીએ વધારે ઘટી ગયા છે. કેટલાક ઉદ્યોગોમાં રોજીના દરો ચાલીસ ટકાથી પણ વધારે ઘટી ગયા છે. મજૂરોને પોતાના સ્વતંત્ર મજૂર સંઘો સ્થાપવાનો હક્ક નથી એટલે તેઓને પોતાની રોજી પર વધુ અને વધુ કાપ બરદાસ્ત કર્યે જવા પડયા છે. પરિણામે આજે સ્થિતિ એવી આવી છે કે આંતરરાષ્ટ્રીય મજૂર સંઘનાં કહેવા પ્રમાણે અને રોમમાં કામ કરતા બ્રિટનના વેપારી આડત્યાના અહેવાલ પ્રમાણે ઇટાલીના મજૂરોનાં જીવનનું ધોરણ આજે આખાએ યુરોપમાં હલકામાં હલકું છે.

મુસોલીનીના જાહેર બાંધકામના કાર્યક્રમ વિશે બહુ મોટી મોટી વાતો કરવામ આવે છે. પણ તેનો જવાબ એ છે કે જો તેના દસ વર્ષના આંકડાનો સરવાળો કરવામાં આવે તો એ જણાઇ આવશે કે ગ્રેટ બ્રિટન તેનાં સ્થાનિક જાહેર બાંધકામો માટે દર વર્ષે જે રકમ ખર્ચે છે તેનાથી પણ તે ઓછા છે. એટલે ટૂંકામાં નક્કર હકીકત એવી છે કે લડાઇનો વખત બાદ કરતાં છેલ્લાં વીસ વર્ષ દરમ્યાન ઈટાલીની જે સ્થિતિ હતી તેના કરતાં આજે તેની સ્થિતિ ઘણી વધારે ખરાબ છે. પણ સરમુખત્યારોએ પણ જગતની આગળ પોતાનો બચાવ રજુ કરવો રહ્યો: એટલે તેઓ દુનિઆને એવું બતાવવા પ્રયત્ન કરે છે કે તેમની કલ્યાણકારી આપખુદીએ દેશને સમૃધ્ધ બનાવી દીધો છે. પણ સાચી વસ્તુસ્થિતિ તેમના એ દાવાને જુઠ્ઠો પાડે છે.

જે રાજ્યપ્રથા વિશે તેઓ બડી બડી વાતો કરે છે તે પ્રથા બીજી કાંઇ જ નથી પણ મુસોલીનીની બંધુકો અને તેના ખાનગી ખુનીઓના દોરથી ત્રાસી જઇને ચુપ બની ગયેલી પ્રજાની કથા છે. ખરી રીતે તો આખો દેશ સ્વતંત્રતાના એ ઘાતક તરફ તિરસ્કાર અને ગુસ્સાથી સમસમી રહ્યા છે. ઈટાલી, ઓસ્ટ્રીઆ અને જર્મનીના લોકોમાં તેમના સરમુખત્યારોને ઉખેડી નાખવાની સત્તા આજે નથી, પણ તેમનો વારો જરૂર ચાલ્યો આવે છે. સરમુખત્યારી અને ત્રાસ નીચે જીવી રહેલી પ્રજા આર્થિક પ્રગતિ ભલે ગમે તેટલી સાધે પણ એ વાત નિર્વિવાદ છે વિચાર, વાણી વગેરેની સ્વતંત્રતા ધરાવતી અને જવાબદાર સરકારતંત્રવાળી સ્વતંત્ર પ્રજા થોડા જ વખતમાં એ પ્રગતિ કરતાં એ વધારે આગળ વધી જાય. અનુભવે એ વાતની સાક્ષી પુરે છે.

સોવિએટ અને ફેસીસ્ટ રાજ્યપ્રથાઓ સંબંધી આટલા સવાલ જવાબો વાંચી લીધા પછી આપણે જર્મનીમાં હીટલરે ઉભી કરેલી સમુહવાદી રાજ્યપ્રથા તરફ વળીએ:

## હીટલરનું તંત્ર.

સવાલ: હીટલરની સમગ્રતાવાદી રાજ્યપ્રથા શું છે?

'જવાબ: સમગ્રતાવાદ એટલે વ્યક્તિની સેવા કરવી એ રાજ્યની ફરજ નથી એમ કહેવાની વિચિત્ર રીત છે. બાકી હીટલરનો સમગ્રતાવાદ તો જૂદો જ છે. તે તો એમ કહે છે કે રાજ્યની સેવા કરવી એ માણસની ફરજ છે. રાજ્ય (હીટલર) કહે કે અમુક વસ્તુ ન્યાયી અને પવિત્ર છે તેની સામે ગુલામની અદાથી નમન કરી રાજ્યની સેવા કરવાના "હક્ક" સીવાય બીજો કોઇ હક્ક માણસને ન હોઇ શકે. માણસે ધાર્મિક સ્વતંત્રતાના પણ બધાએ હકકો જતા કરવા જોઇએ. તેને બદલે તેણે રાજ્ય કહે તે ધર્મ સ્વીકારવો જોઇએ. રાજ્યની આજ્ઞાઓને અનુસરીને જ તેણે વિચાર, વર્તન, માન્યતા, આશા વગેરે ગોઠવવાં અને તે અનુસારજ ઉત્પાદન કરતાં કે લડતાં આત્મભોગ આપવો. જર્મન પ્રજાને આવી રાજ્યપ્રથા પસંદ છે એમ કહેવું એ તો એમની બદનક્ષી કરવા જેવું છે. તેમને એ સ્વીકારવાની ફરજ પડી છે. આજે એ સમગ્રતાવાદી રાજ્યતંત્રનો વિરોધ કરવો એટલે માથું ગુમાવવું. પણ આ સ્થિતિમાંથી માર્ગ કાઢવા માટે સુયોગ્ય તકની રાહ આજે લાખો જર્મનો જોઇ રહ્યા છે. કદાચ એ તક લડાઇમાંથી પણ આવે. જ્યારે એ તક આવશે ત્યારે હીટલર અને તેનાં સમગ્રતાવાદી તંત્રના પુરચે પુરચા ઉડી જશે.

## ત્રણ વાદોની સરખામણી.

આવી રીતે સામ્યવાદી તંત્ર, ફેસીસ્ટ તંત્ર, સમગ્રતાવાદી તંત્ર વિશે અને એ તંત્રો નીચે પ્રજાની હાલત વિશે થોડી ઘણી માહેતી વાંચકોને મળી ચુકી. લોકશાસન શું છે તે તો ખાસ જણાવવાની જરૂર હવે રહી નથી એટલે એ બધાં તંત્રો વિશે ખાસ ધ્યાન ખેંચનારો તફાવત શો છે તેની વિચારણા તરફ વળીએ.

સવાલ: સામ્યવાદ અને સમાજવાદ, ફેસીસ્ટવાદ અને લોકશાસન, ફેસીસ્ટવાદ અને સમાજવાદ, ફેસીસ્ટવાદ અને સામ્યવાદ: એ જોડકાંઓ વચ્ચે મૌલિક અને તાત્વિક તફાવત શો છે તે ટૂંકામાં જણાવશો?

જવાબ: સામ્યવાદ અને સમાજવાદ બન્ને એક એવા પ્રકારની સમાજવ્યવસ્થા માગી લે છે કે જેમાં શ્રમજીવિઓના હાથમાં જ બધી સત્તા હોય અને ઉત્પાદનનાં, વહેંચણીનાં અને વિનિમયનાં બધાંએ સાધનો મુડીવાદીઓના હાથમાંથી ઝુંટવી લેવામાં આવ્યાં હોય. પરંતુ સમાજવાદ એ સ્થિતિ વિકાસનાં–ઉત્ક્રાન્તિ Evolution –નાં બળોને ગતિ આપીને, એટલે કે, શિક્ષણ, પ્રચારકાર્ય અને વ્યવસ્થા મારફતે, આણવા માગે છે. સમાજવાદીઓ પાર્લામેન્ટની પદ્ધતિને સાધ્ય નહિ પણ સાધન રૂપ જ લેખે છે. એ સાધનનો ઉપયોગ વ્યવસ્થિત સ્વરૂપમાં લોકોની ઇચ્છા પ્રગટ કરવામાં અને જરૂરી સામાજીક ફેરફારો કરવામાં થવો જોઇએ એમ તેઓ માને છે. બીજા શબ્દોમાં કહીએ તો સમાજવાદીઓ સહકારી સામાજીક પ્રથા તરફ શાંતિભર્યા ઉપાયો વડે પ્રગતિ કરવામાં માને છે.

બીજી તરફ સામ્યવાદીઓ લોકશાસન અને પાર્લામેન્ટની ભાવનાને છેક જ વખોડી કાઢે છે. તેઓ તો હિંસક ઉપાયો વડે સત્તા હાથ કરી સખ્તાઇભરી સરમુખત્યારી સ્થાપવામાં માને છે. સમાજવાદીઓ જેને "ક્રમીક વિકાસ" કહે છે તેનો સામ્યવાદીઓ સખત વિરોધ કરે છે. તેઓ તો તાત્કાલિક, પ્રચંડ અને લોહિતરબોળ લડત મારફતે મુડીવાદને કચરી નાખી સમાજવાદની શરૂઆત કરી દેવામાં જ માને છે.

ફેસીઝમ અને લોકશાશન વચ્ચે જે તફાવત છે તે રાત અને દિવસ વચ્ચેના તફાવત જેવો છે. મુડીવાદની સ્થાપિત વ્યવસ્થાને નમે સરમુખત્યારીઃ તેનું નામ ફેસીઝમ ફેસીસ્ટો પશુબળ, ત્રાસ, ઠનડ-ગા અને દમનનીતિથી પોતાની સત્તા ટકાવી રાખે છે. તેઓ લોકોને રાજ્યતં-ત્રમા કઇજ પ્રતિનિધિત્વ આપતા નથી. ફેસીસ્ટ તંત્ર નીચે લોકોને સભાઓ ભર-વાનો, પોતાને માટે કાયદાઓ ઘડનારા-ઓની ચુંટણી કરવાનો, કે સરકારને અરજહેવાલો કરવાનો પણ અધિકાર નથી હોતો, તો પછી વાણી અને વર્તમાનપ-ત્રોનાં સ્વાતંત્ર્યની વાત તો ક્યાંજ રહી ? એક જ દેશમાં ફેસીઝમ અને લોકશાશન સાથોસાથ હસ્તી ધરાવી શકે નહિ. એકનો વિજય એટલે બીજાંનું મૃત્યુ.

ફેસીઝમ અને સમાજવાદ વચ્ચેનો તફાવત પણ એટલો જ સ્પષ્ટ છે. સમા-જવાદ લોકશાશનમાં શ્રધ્ધા ધરાવે છે એટલે છાપાંઓની સ્વતંત્રતા અને લોકશાશનની બીજી સ્વતંત્ર સંસ્થાઓમાં તે માને છે. સમાજવાદ એટલે રાજકારણ અને ઉદ્યોગો બન્નેમાં લોકશાશનઃ એટલે એ બન્ને કારણોસર તે ફેસીઝમથી છેક જ વિરોધી છે. સમાજવાદ રાજકીય લોકશાશનનો બચાવ કરે છે તે એવા ઉદ્દેશથી કે તેના વડે ઉદ્યોગોમાં „લોકશાશન આણવાનું શક્ય બને. ફેસીઝમ ઔદ્યોગિક મુડીવાદીઓની એકહથ્થુ સત્તા વધારે મજબૂત બનાવવા માટે રાજકીય લોકશાશનને કચરી નાખે છે.

ફેસીઝમ અને સામ્યવાદ વચ્ચેનો તફા-વત પણ સ્પષ્ટ છે. એ બન્ને પ્રથાઓ સરમુખત્યારીમાં માને છે અને લોકશાશનનો વિરોધ કરે છે. પરંતુ ફેસીસ્ટ સરમુખ-ત્યારી એટલે પશુબળ અને ત્રાસથી સજ્જ થયેલ મુડીવાદનું છેલ્લું આશ્રયસ્થાન. સામ્યવાદી સરમુખત્યારી એટલે એજ સાધનો વડે સજ્જ થએલ કામદારવર્ગનું છેલ્લું આશ્રયસ્થાન. સમાજવાદ આ બન્ને ભાવનાઓનો વિરોધ કરે છે.

# પતિનું ભૂત!

: લેખક :

સીતારામ શર્મા.

"ઓહ્! ઓહ્! અરે હું ડૂબી ગયો, મને બચાવો, બચાવો! હું ગુંગળાઇ ચાલ્યો.—અરે, હું બળી મરૂં છું. મને એ બાળે છે, દઝાડે છે, ડૂબાડે છે!"

જગદીશ ચીસો નાખતો પથારીમાંથી ઉઠીને નાસવા જતો હતો.

"ભાઇ, બાપુ જગુ! અહિં કોઇ નથી. શાંત થા બેટા, તને કોઈ હેરાન કરે તેમ નથી. હું તારી પાસે જ બેઠો છું. જો તારી બા પણ અહિં જ છે."

જગદીશને જેમ તેમ કરી, પકડી, પથારીમાં સુવાડવાનો પ્રયાસ કરતાં તેના પિતા કરસનદાસ તેને આશ્વાસન આપતા હતા.

"રાંડ, મરી ગઇ તોયે મારા છોકરાને દુઃખી કરવાનું છોડતી નથી."

જગુની એવી દશા જોઇ તેની માતા પાર્વતી આંખમાંથી ચોધાર આંસુ વરસાવતી બોલી.

"પારવતી એની વાત જ ભૂલી જા." બાજુમાં બેઠેલાં જમના કાકીએ આશ્વાસન આપવાનો દેખાવ કરતાં કહ્યું. "અત્યારે તો જગુનેજ સાચવ."

"કાકીજી, શી રીતે ભૂલી જાઉં? રાંડનાં કારસ્તાન કંઇ ઓછાં હતાં?"

પાર્વતીએ સાડીને છેડે આંખો લુછતાં લુછતાં કહ્યું.

તે વખતે તેની બીજી તરફ બેઠેલી એક સ્ત્રીએ બાજુમાંની સ્ત્રીનો પગ દાબ્યો.

જવાબમાં તેણે પાર્વતીની મજાક કરતી હોય તેમ આંખ મચકોડી.

કરસનદાસે તેટલામાં મહા પ્રયત્ને જગદીશને પથારીમાં સુવાડ્યો.

* * *

છેલ્લા ૭ મહિનામાં જગદીશ આ ત્રીજી વખત માંદગીથી પટકાઇ પડ્યો હતો.

જ્યારે જ્યારે તે માંદો પડતો. ત્યારે એકજ પ્રકારની ચીસો પાડતો અને તેને કોઇ ડૂબાડી દેતું હોય, બાળી નાખતું હોય તેમ ગભરાટથી તે ઉઠી ઉઠીને નાસવા લાગતો.

પાર્વતીએ જગુની પહેલી જ માંદગી વખતે મલિન વિદ્યાના સાધક ભૂવાને તેની ઉપર ફેરવેલા ઘઉંના દાણા બતાવ્યા હતા, ઉપરાંત નજર બાંધી તે થાળી જગુના ખાટલા નીચે મુકી રાખી હતી. દોરા મંત્રનાર એક મહારાજ પાસે દોરો કરાવી જગુના હાથે બાંધ્યો હતો. છતાં માંદગી મટવાને બદલે વધતી જતી હતી.

ભૂવાએ પાર્વતીની બધી વાત સાંભળીને કહી નાખ્યું હતું કે: 'તમારા દીકરાને જરૂર એની વહુ વળગી છે.'

પાર્વતીની પણ એવી જ મક્કમ માન્યતા હતી. પરંતુ કરસનદાસ છેક એટલો બધો વહેમી નહતો, એટલે તેણે દાકતરની સલાહ લીધી.

દાકતરે કહ્યું: "દરદીને ભયની મોટી ભ્રમણા થઇ છે. એથી તેના મગજ પર ખરાબ અસર થઇ છે. દરદીને સંપૂર્ણ શાંતિની તેમજ સ્થાન પલટાની જરૂર છે."

પરંતુ પાર્વતી પોતાના માંદા છોકરાને બીજે ગામ મોકલવા તૈયાર નહતી

અને કરસનદાસ ઘણી બાબતોમાં પત્નીના નિર્ણયની સામે થતાં ડરતો.

પાર્વતી કહેતી: "મુઆ તમારા દાકતર, મને ભૂવાએ કહ્યું છે તે જ ખરૂં છે. એ રાંડ જરૂર મારા છોકરાને વળગી છે. એને તો મરચાંની ધુણી અને ચાબુકના મારની જ જરૂર છે."

સાગર તરંગો પર તરતું લાકડું સામ-સામાં મોજાઓ વચ્ચે હિલ્લોળા ખાય તેમ કરસન નિરાશ થઇ માંદા પુત્રની અને તકરારી પત્નીની વચ્ચે ઝોલા ખાતો, બન્ને પ્રકારના પ્રયોગ અજમાવતો.

* * *

**જગદીશની** પત્ની કમળાને આત્મ હત્યા કરે છ મહિના થયા હતા.

જગતની નજરે જગદીશ અને કમળા વચ્ચે પતિ પત્નીનો સંબંધ હતો, પરંતુ કમળાની કરૂણ કથા જુદી જ હતી.

કરસનદાસે ખાનદાનીનાં મુલ્ય અંકાવવા માટે જગુને બહુ નાની ઉમ્મરે પરણાવી દીધો હતો. તે વખતે એમની આર્થિક સ્થિતિ ખરાબ હતી.

પરંતુ પાછળથી હિંગના વ્યાપારમાં એમની પાસે થોડાક પૈસા એકઠા થયા, એમણે જગુને આગળ અભ્યાસ કરવા કોલેજમાં મોકલાવ્યો. ત્યારથી એમની મનોદશામાં પલટો થવા માંડયો હતો.

કમળાને વચ્ચે વચ્ચે સાસરે તેડી લાવતા. પરંતુ 'છોકરો ભણે છે' એ નિમિત્તે પાર્વતી તેને જગદીશની સાથે જરાપણ મળવા-હળવા દેતી નહિ.

માત્ર તેની પાસે ઘરકામ લેતી. અને તેમાં પણ અનેક વાંધાવચકા કાઢતી.

એકાદ દિવસ એને રસોઇનું કામ સોપ્યું. અને તે દિવસે કોણ જાણે કેમ પણ દાળ ખારી થઇ ગઇ, શાક તીખું થઇ ગયું અને ભાત દાઝી ગયો.

પાર્વતીએ એ પ્રસંગને અતિ મોટું રૂપ આપીને તકરાર કરી. કરસનદાસે પણ પત્નીનો પક્ષ લીધો. અને જગદીશ સાંભળે તે રીતે કમળાને રસોઇ આવડતી નથી, એવો ફેંસલો પાર્વતીએ આપ્યો.

તે પછી બીજેજ દિવસે કમળાની વિધવા માતાને કરસનદાસે પત્ર લખી જણાવ્યું કે: 'તમારી છોકરીને તેડી જજો'

આ સંબંધમાં કમળાએ એની માતાની આગળ રડતાં રડતાં કહ્યું હતું કે: "હું રસોઇમાં હતી, તે વખતે મને કંઇને કંઇ બહાને બહાર મોકલીને મારી સાસુએ જ વઘારાનું મીઠું-મરચું નાખી દીધું હતું અને ભાત દઝાડી મુકયો હતો."

તે પછી કમળાને અપવાદ તરીકે જ તેડી લાવવામાં આવતી. અને દરેક વખતે પાર્વતી તેની ઉપર એકકેક નવું આળ મુકયે જ જતી.

* * *

**પાર્વતીનાં** પાડોશીઓ ખાત્રી આપતાં કે તેના જેવા તકરારી બાઇ કોઇ નથી. 'બિચારી વહુને તે બહુ જ પજવે છે, અને વર–વહુનો મેળાપ જ થવા દેતી નથી.'

અને એ વાત ખરી હતી.

જગદીશની આગળ વહુની અનેક પ્રકારે નિંદા કરીને માતાએ પુત્રના મનમાં પત્નિ માટે ભયંકર તિરસ્કાર જન્માવ્યો હતો.

જગદીશ નૌજવાન હતો, ઉચ્ચ શિક્ષણ લેતો હતો, છતાં તેનામાંથી કૌટુંબિક સંસ્કાર ગયા નહોતા.

પાર્વતીનો પતિ પરનો દ્વાબ એટલો બધો હતો કે, પુત્ર પર બાલ્યકાળથી જ તેની અસર થઇ હતી.

જગદીશનું માનસ ભીરૂ બની ગયું હતુ. તે ઘડી ઘડી માતાની ધાકથી કંપતો. પરિણામે તે 'માવડીઓ' બની ગયો હતો.

એટલે કમળાના સંબંધમા માતા જે કહે તે સો એ સો ટકા સાચું જ હોવું જોઇએ એમ તે માની બેઠો હતો.

* * *

**કરસનદાસના** મનમાં જુદી જ બાજી ગોઠવાતી હતી. છોકરો બી. એ. ની પરીક્ષામાં પાસ થયો, હીંગના વ્યાપારમાં ઓચીંતો લાભ થયો. એટલે એનામાં ખાનદાનીની ખુમારી જાગી.

પૈસો માણસોને હંમેશાં માનવતાવિહોણો બનાવે છે.

કરસનદાસની મહેચ્છાએ, આશાભરી કમળાના જીવન સંબંધે વિચાર કરતાં અંટકાવ્યો.

કમળા ગામડાની, ગરીબ વિધવાની પુત્રી હતી. પોતાનો પુત્ર ગ્રેજ્યુએટ, પોતે પૈસાદાર. ધનવાનના શિક્ષિત પુત્રને તો સુખી કુટુંબની, ખાનદાન ગણાતા કુળનીજ કન્યા શોભે. એજ વિચાર કરસનદાસના માથાને ભમાવી રહ્યો હતો.

પાર્વતીની એમાં સંમતિ હતી. જગુ માતાની આજ્ઞા સામે એક અક્ષર પણ બોલી શકે તેમ નહોતું.

એટલે એમણે કુલીનની કન્યાની શોધ શરૂ કરી.

* * *

**આવાં** લગ્નો સામે નૌજવાનોને રોષ ચઢે છે. જગદીશ પણ નૌજવાન હતો. પણ તેની જવાની એના 'માવડીઆ' પણા નીચે છુંદાઇ ગઈ હતી.

નૌજવાનો સ્ત્રીજાતિ તરફ વધુ ઉદાર અને સહિષ્ણુ હોય છે. તેઓ પત્નીને અન્યાય ન થાય તે જોવા કાળજી રાખે છે એમ કહેવાય છે. પરંતુ તેતો જાત-અનુભવ કરવાનો સમય ન આવે ત્યાં સુધી જ.

જગદીશ કમળાના નામને પણ ધિક્કારતો, એના છાંયડાથી પણ સુગાતો.

છતાં બીજા જુવાનીઆ તેને કેમ છોડે ?

ઘણાઓએ તેનો વિરોધ કર્યો, કેટલાકોએ તેને સમજાવ્યો, કોઇએ તેનામાં રહેલી માનવતાને નામે એને કમળાને ન્યાય આપવાની વિનંતીઓ કરી.

જગુ માત્ર એકજ વાત કહેતો:

"તમને ખબર નથી. એ તો ગાંડી છે. એને કશું ભાન નથી. મારો તો ભવ બગડી ગયો છે. છતાં હું પરણવાનો નથી."

પરંતુ પરણવાના ચેપી રોગથી સપડાયલાઓમાંથી કોણે એ પ્રતિજ્ઞાનો ભંગ કર્યો નથી ?

જગદીશ તો બિચારો માતા-પિતાનું રમકડું હતો. એને લગ્નની બાબતમાં જરા જેટલીએ સ્વતંત્રતા નહોતી.

તે બાળક હતો ત્યારે એને તેના બાપે જ પરણાવ્યો હતો. તે બી. એ. થયો તે પછી પણ તેના બાપે જ એને પરણાવ્યો.

જગ્ગુ વધસ્તંભના પશુની માફક બન્ને વખતે લગ્નની વેદી આગળ ગયો.

એના બીજા લગ્ને સમાજમાં કેટલોક ખળભળાટ મચાવ્યો. જુવાનોમાંના ઘણાઓએ તેને તિરસ્કાર્યો.

* * *

**પણ** સમાજના ભયથી જે ન માને તે કાયદાના ભયથી ધ્રૂજે છે.

કરસનદાસ અને જગદીશની સામે તેની જ્ઞાતિના કેટલાંક યુવકોએ કમળાની વતીથી દાવો કરવાની તૈયારી કરી.

કરમનદાસ ગભરાયો. તેણે જુવાનીઆઓ સાથે સમાધાન કરવાની તૈયારી કરી. કમળાને સાસરે તેડવાની શરતે સમાધાન થયું.

પરંતુ તેથી કમળા અને જગદીશ વચ્ચે ઓછું સમાધાન થઇ શકે તેમ હતું ?

તેમની વચ્ચે તો 'શોકય' નામની એક બીજી જંગમ વસ્તુ આવીને ખડી થઇ હતી.

છતાં કમળા કેવળ સાસરે રહેવા મળ્યું તેથીયે સંતોષ માનવા લાગી.

એક આશાભરી યુવતી, પોતાના પતિને નજર સામે જુએ, છતાં તે બીજાનો બની ગયો હોય, એ દશામાં દિલને કેવું દુઃખ થાય તે તો સ્વાનુભવ સિવાય સમજી શકાય તેવી નથી. એક લાખ વીંછીના એકસામટા ડંખ પણ માણસને જેટલી પીડા ન કરે, તેથી વિશેષ હૃદયવેદના કમળાને થતી.

તોપણ તે ઘર-ગુલામડીની દશાથી સંતોષ માનતી. પતિને પ્રભુ માનવાના શિક્ષણમાં ઉછરેલી કમળા જગદીશને દૂર દૂરથી જોઇને પણું મનનું સમાધાન મેળવતી.

ગગનને ગોખડે શરદનો શશીરાજ પ્રકાશતો હોય, પૃથ્વીના પટ પર સાગર સૂતો હોય, તેવે સમયે સાગરજળે ભરતીના હોજ ન ઉભરાય એમ કેમ બને ?

જગદીશને જોઇ, તેને બીજી કોઇ સ્ત્રી સાથે હસતો, વાત કરતો જોઇ, યૌવનને આંગણે ઉભેલી કમળાના ભાવભીના હૈયામાં સુખનાં શમણાં જાગે નહિં એ કેમ બને ?

છતાં નૈસર્ગિક તત્વો પર સંયમ મૂકવામાં હિંદુ સ્ત્રીના જેટલી શક્તિ બીજા કોઇમાં ભાગ્યે જ હશે.

કમળાએ એવા સંયમ વરસોથી કેળવ્યો હતો. ગમે તે દશામાં પણ સાસરે સાસ કરવાનું એને માતાના ધાવણ સાથે જ શિક્ષણ મળ્યું હતું.

છતાં પાર્વતીએ કોઇપણ બહાને તેની સાથે તકરાર કરવાની ટેવ ચાલુ રાખી હતી. જગદીશની 'નવી' પણ પતિની અણમાનીતી ઠરી ચૂકેલી 'જૂની' નો બને તેટલો તિરસ્કાર કરવાનું ચૂકતી નહીં. તેમ છતાં કમળા બધું મુંગે મોઢે સાંખી લેતી.

પરંતુ એ સહનશીલતાની યે એક દિવસ હદ આવી.

* * *

કુટુંબમાં કંઇક ધામીંક ક્રિયા કરવાની હતી. પતિ અને પત્નીએ ક્રિયામાં સાથે ભાગ લેવાનો હતો. ઘર આગળ ન્યાતનાં અને કુટુંબના માણસો એકઠાં થયાં હતા. કુટુંબની સ્ત્રીઓએ કમુને પણ નવાં વસ્ત્રો પહેરી જગદીશ સાથે બેસવાની તૈયારી કરવાને આગ્રહ કર્યો હતો. પાર્વતીએ પણ લોકલજ્જાને કારણે તેની સામે વાંધો લીધો નહતો.

પરંતુ જ્યાં વિધિની તૈયારી થઇ, અને જગદીશની સાથે બેસવા નવી, જૂની તૈયાર થઇને બહાર આવ્યાં, તે વખતે ભય સમાજ વચ્ચે જગદીશે જૂનીની સાથે બેસવાની ચોકખી ના પાડી.

સ્વજનોએ તેને ઘણો સમજાવ્યો, છતાં તે એકનો બે ન થયો.

કમળાનું મોઢું પડી ગયું. એના સ્વમાન ઉપર કાતિલ ઘા પડયો. અકસ્માત થતાં માણસ એકાએક જાગી ઉઠે, તેમ એનું તંદ્રાધીન આત્મગૌરવ એ અપમાનના ભારે આંચકાને લીધે સફાળું જાગૃત થઈ ગયું.

તે જ્યાં ઉભી હતી ત્યાંથી એક ડગલું પણ આગળ ન વધી.

જગદીશે નવી સાથે ધાર્મિક ક્રિયામાં ભાગ લેવા માંડયો. સ્વજન મંડળ તે જોવામાં મશગૂલ બન્યું.

કમળાને ત્યાં ઉભું રહેવું તે દાવાનળની વચ્ચે ઉભા રહેવા જેવું લાગ્યું. તુરતજ તે ઘરમાં ચાલી ગઈ. શરીર પરના વસ્ત્રાલંકાર કાઢી નાખ્યા. સાદાં—જૂનાં વસ્ત્રો પહેરી તે એક ખૂણામાં બેઠી. રોતી અને કકળતી.

એના રૂદનમાં હિંદુ સમાજની લગ્ન પ્રથા સામેનો મૌન પડકાર હતો. એના અંતરના કકળાટમાં હિંદુ સ્ત્રીની નિરાધારીની કંગાલીયત બોલી રહી હતી.

એની આંખ આગળ તેના જેવીજ કંગાળ દેખાવની એની વિધવા માતાની પ્રતિમા ખડી થઇ. એ માતા પુત્રીના દારૂણ કષ્ટને માટે રડી રડીને અડધી આંધળી થઇ હતી.

ભાન ભુલેલા માનવીની માફક કમુએ માતા સામે ફાટી આંખે જોયું: "તેં મને જન્મતી વખતેજ મારી શું કામ ન નાખી? મને જીવાડી તો કુંવારી શીદ ન રાખી? જો, જો, તેં મને કેવા નર્કમાં નાખી છે તે જો, અને હજી વધુ રોઇ રોઇને રહ્યું સહ્યું આંખોનું નૂર ગુમાવ."

પુત્રીનાં આંસુ લુછતી માતાએ આર્તસ્વરે કહ્યું; "બેટા, કમુ! હું સમજી શકું છું. તારૂં કષ્ટ કેવું છે તે હું સ્ત્રી હોવાથી બરાબર સમજી શકું છું. બહેન, પાર્વતી સ્ત્રી હોવા છતાં સ્ત્રીહૃદયની વ્યથા નથી સમજી શકતી, એનું મને આશ્ચર્ય થાય છે. પણ બેટા તને પરણાવતી વખતે આવા ભાવીની આશા મેં નહોતી રાખી." એટલું બોલતામાં માડી ધ્રૂસકે ને ધ્રૂસકે રડવા લાગી.

માને વલોપાત કરતાં જોઇ પુત્રિને અધિક દુઃખ થયું. જ્યારે માતા એના દુઃખને સંભારી સંભારીને રડતી, ત્યારે તેજ એને શાતા આપતી. આજે ક્રોધના આવેશમાં ભાન ભૂલી એણે માડીને કડવાં વેણ કહ્યાં હતાં. તેથી એને લાગી આવ્યું. ચારે તરફથી સળગી રહેલા એના સંસા-

રની ભભૂકતી જ્વાલાઓ વચ્ચે સળગી રહેલી કમળાને માટે માત્ર એક અર્ધ અંધ ચપેલી, ગરીબડી માડી જ આરામનો વિસામો હતી.

તે ચમકી. માડીની માશે ભાગવા ગઇ.

પરંતુ આંખની સામે કોઈજ નહોતું; એ તો માત્ર આળપંપાળ હતું.

કમળા તે પછી ક્યાં સુધી રડી, તેની પરવા કોઇને નહોતી.

અંદર તે રડતી હતી. બહાર એનો કહેવાતો પતિ નવી સાથે ધર્મક્રિયામાં સામેલ હતો. પૃથ્વી પરના પ્રભુના પ્રતિનિધિ ભૂ-દેવને દક્ષિણા સિવાય બીજા કશાની કાળજી નહોતી. સમાજનાં સ્ત્રી પુરૂષો કમળાના કિસ્સાનેય વીસરી ગયાં હતાં.

* * *

તે રાત્રે ઘરમાં જંગ જામ્યો.

પાર્વતીએ ધાર્મિક ક્રિયાના મંગળ ટાંકણે ઘરના ખુણામાં ભરાઇ રડી, પોતાના પુત્રને અપશુકન કરવાના ગુન્હા માટે કમળાને ગાળો દીધી, નાશી જવા કે આપઘાત કરવાની દિશા દેખાડી.

સસરાએ આગલા ખંડમાં રહે રહે પાર્વતીના સૂચનને ટેકો આપ્યો.

નવીએ પોતાનું અહિત ઇચ્છનારી જૂનીની સાત પેઢીઓને ગાલીપ્રદાનથી નવાજી નાખી. એની વિધવા માતાની ઉપર અનેક અસત્ય આળ મૂક્યાં. તેને છકેલી, છિનાળ અને તેથી પણ વધુ ખરાબ વિશેષણ સંભળાવ્યાં.

જગદીશની મર્દાઇ પણ સાથે સાથે ઝળકી ઉઠી. તેણે ગડદા, પાટુ અને ગાલીપ્રદાનનો જૂની પર વર્ષાદ વરસાવ્યો.

તે પછી કમળા સિવાય બધાં નિરાંતે મિષ્ટાન્ન જમ્યાં.

* * *

રાક્ષસી વૃત્તિના માણસના હૈયાસમી અંધારી રાત હતી. ચારે તરફ સ્મશાનસમી શાંતિ હતી. ઉંઘમાં પડેલું શેરીમાંનું ખસથી ભરપૂર, અર્ધભૂખ્યું માંદલું કુતરૂં કવચિત ભસીને ઉંઘી જતું. તમરાંનું ભીષણ સંગીત રાત્રિની ભીષણ ગંભીરતાને વધુ ભયાનક બનાવતું.

એ વખતે ઓરડામાં બળતા ઝાંખા દીપ-પ્રકાશમાં એક યુવતી સૌભાગ્યવતીના શણગાર સજી રહી હતી. પ્રણયની પ્રથમ રાત્રિએ જેટલી કાળજીથી નવવધૂ શણગાર સજે તેટલી કાળજીથી.

તેણે કેશકલાપ ઓળ્યો, આંખોમાં અંજન આંજ્યું, કપાળે સીંદુરની આડ કરી, વચ્ચે સૌભાગ્યના ચિહ્ન સમો ચાંલ્લો ચોડ્યો. માડીએ અતિ હોંશથી સાસરવાસા માટે કરાવેલાં નવાં ચણીઓ, ચોળી ને સાડી શરીરે સજ્યાં.

માત્ર વીંણી વીંણીને નાકની જડ સુધીના દાગીના તેણે બાજુ પર મૂક્યા.

પરંતુ મધરાત્રીએ શણગાર સજતી એ યુવતીની આંખોમાં સકળ વિશ્વને સળગાવી મૂકે તેવો અગ્નિ ચમકતો હતો. એના હોઠ પર મક્કમતા તરવરતી હતી.

એણે હળવે હાથે પેટીને આઘે ખસેડી.

તે વખતે પાર્વતીના ખંડમાં કોઇક ધીમી વાત કરતું હોય તેમ લાગ્યું.

એજ વખતે નવાં વસ્ત્રો પહેરીને કમળા ઘરની બહાર નીકળી. —

અંધારી રાત્રે, ભીષણ શાંતિમાં, તેણે ઘર છોડયું.

એના મકાનની પાછળ જ કુવો હતો. એ કુવા પર જે ઓરડાની બારી પડતી હતી એજ જગદીશનો શયનખંડ હતો.

કમળાએ છેલ્લી વખત એ ખુલ્લી બારી તરફ જોયું. તેણે અખાડામાં ઉતરેલા મલ્લની જેમ ઝૂલતાં કપડાંનો કચ્છ વાળ્યો, અને બીજીજ વિપળે તો તે કુવામાં કુદી પડી.

*એજ વખતે જગદીશના શયનખંડની ખુલ્લી બારી બંધ થઇ.*

* * *

**સુગવડીઆ** સમાજમાં વ્યવહાર બાબતોના અનુભવીઓને બધી સગવડ સાંપડી જાય છે.

કમળાનું મુડદુ કુવામાંથી નીકળ્યું, તે પહેલાં પાર્વતીએ સવારમાં જ શુમરાણ કરી મૂકયું:

"જૂની દરદાગીના લઇને કોઇને લઇને નાશી ગઇ."

કોઇએ મોટે ટાપસી પુરાવી: "એનાં લક્ષણ જ એવાં હતાં."

અનેક લોકો પીઠ પાછળ ગણગણ્યાં:

"બિચારીને બહુ દુઃખ પડવાથી મરી ગઇ હશે."

પછી તો મુડદુ જણાયું. અને સૌભાગ્યવતીના પોષાકવાળી કમળાના જડ શરીરને અગ્નિને ખોળે પધરાવવામાં આવ્યું.

જનતાએ અનેક મુખે પાર્વતી સામે આક્ષેપ મુકયા. કમળાને સતિના સંબોધનથી વખાણવા માંડી. જગદીશનો ઠામઠામ તિરસ્કાર થવા લાગ્યો.

તે દિવસથી જગદીશને પત્નિનું ભૂત ભડકાવતું હતું. તે દીવાનાની માફક ચીસો પાડતો.

કમળા એને કુવામાં ડૂબાડી દેતી હોય કે સળગતી ચિતામાં નાખી સળગાવી દેતી હોય, તેવી કલ્પના એના નબળા મગજમાં થતી અને તે દીવાના જેવો બની જતો.

* * *

**કમળાની** આત્મહત્યાની ઘટના પછીના છ મહિનામાં તે ત્રીજી વખત માંદો પડયો.

એ માંદગી ઘટવાને બદલે વધતી ગઇ.

જગદીશ થોડાજ દિવસોમાં સંપૂર્ણ દિવાનો બની ગયો.

"એ આવી, એ મને કુવામાં ડૂબાડી દેશે; અરે મને જીવતો સળગાવી દેશે."

એજ પોકારો તે આખો વખત કરતો.

આખું ગામ કહેતું: "એના તો એજ હાલ થવા જોઇએ."

પેલા કુવા પરની બારી મોટે ભાગે બંધ રહેતી. કવચિત ઉઘડતી ત્યારે નવી રાંડેલી ઉભી ઉભી પોતાની જીંદગી ગાંડા વર સાથે કેવી રીતે જશે, તેનો વિચાર કરતી રડતી દેખાતી. *

---

* આ નવલિકા કાલ્પનિક છે. તેનાં કોઇ પણ પાત્રને કોઇ પણ જીવંત મનુષ્ય સાથે સંબંધ નથી. લેખક...

# દક્ષિણના શ્રમજીવીઓ સાથે—

નર્મદા નદીના નવા બંધાતા પૂલ ઉપર કામ કરી રહેલા ડૉ૦ ભટ્ટ અત્યાર સુધીમાં મારવાડી, અને પેશાવરના શ્રમજીવિઓના જીવનના પરિચયો ગયા અંકોમાં આપ્યા હતા. આ અંકમાં દક્ષિણના શ્રમજીવિઓ કેવું ક જીવન ગાળે છે તેનું તાદૃશ ચિત્ર તે રજુ કરે છે. આ લેખાંક સાથે આ લેખમાળા બંધ થાય છે. આવતા અંકમાં નર્મદાના નવા પુલ સંબંધી રસપુર્ણ માહિતી તેઓ રજુ કરશે.........................તંત્રી.

થોડા જોર...જરા જોર...થોડા જોર... હેઇશો...જરૂરા જોર...હેઇશો.. ઉપર રેલના પાટા ઉતારનારાઓના સમુહમાંથી આ અવાજ આવી રહ્યો છે! વાતાવરણમાં આ શબ્દો થોડી ક્ષણ ઘૂમરી ખાઇ નર્મદાના વહેતા નીર સાથે હરીફાઈ કરતાં અનંતતામાં ઓસરી જાય છે. છતાં શરીરના નક્કર શ્રમના મૂર્તિમંત સ્વરૂપ સમો નર્મદાનો નવો પૂલ દરરોજ આગળ કુચ કરે છે.

**નર્મદાના** ઉછળતાં નીરને પડકારતા સીમેન્ટના આ કોઇ કોઇ થાંભલાઓ સૂર્ય આથમે છે અને પાંચ ફીટ વધે છે. ત્યારે કોઇ થાંભલાઓ પાતાળ સાથે વાતો કરવા માટે નીચે ઉતરે છે અને કામ આગળ વધે છે.

આ થાંભલાઓ દક્ષિણી શ્રમજીવિઓએ ચણ્યા છે! કોંક્રીટના પત્થર કરતાં પણ વધુ મજબુત દીસતા થાંભલાઓ દગડુ

અને કુલીના ગેંગની મહેનતુ માનવતાએ મશીનની મદદથી બાધ્યાં છે! નર્મદાના પુલ ઉપર આ જ તેમનું કામ છે!

સીમેન્ટ કોંક્રીટના કામમાં તેઓ એવા કુશળ છે કે તેઓ ભણેલા એંજીનીયરોને પણ કોઈ દિવસ છક્કડ ખવડાવી દે. ઉપરાંત કંપનીના હીતની દ્રષ્ટિએ 'સીમેન્ટચોરી'માં પણ તેઓ કુશળ છે. જો સુપરવાઈઝરની કાતીલ આંખો ચોતરફ ન ફરતી હોય તો સીમેન્ટની આખી ગુણ એક કોરે મુકી દે તેવા તેઓ ચાલાક છે. એટલું જ નહીં પણ વર્ષોના અનુભવથી તેઓ આ કામમાં પાવરધા બની ગયા છે. આથી જ્યાં જ્યાં કંપનીને કામ મળે છે ત્યાં ત્યાં તેમને આવવાનાં આમંત્રણ મળે છે.

## કુલી ગેંગ

સુકલકડી શરીરવાળી છતાં જોરદાર અને મજબુત એવીએ કોમ મહારાષ્ટ્રના ડુંગરોમાંથી કામ કરવા માટે નર્મદાના નવા પૂલ ઉપર ઉતારી છે. શાહગઢ અને સતારાના મુલકમાંથી તેઓ આવ્યા છે. પૂના અને પનવેલના પ્રદેશમાંથી તેમની ભરતી કરવામાં આવી છે. કર્ણાટક અને કેનેરાના મુલ્કમાંથી પણ કોઇ કોઈ 'સ્વામીઓ' આ ગેંગમાં દેખાય છે.

નર્મદાના પટમાં તેઓ ચટાઈના ઝુંપડામાં આવી વસ્યા છે. ૭ ફીટ પહોળું અને ૭ ફીટ લાંબુ ઝુંપડું એ જ તેમનું આઠ મહીનાનું નિવાસસ્થાન છે. અને આ ઝુંપડામાં તેઓ કુટુંબપરિવાર સહીત રહે છે.

કંપનીની આ કુલી ગેંગ છે!

## મજુરણો!

અને પંજાબના શ્રમજીવિઓ જ્યારે તેમની ઓરતોને ઓઝલપડદે રાખી બાંધકામ ઉપર એકલા કામ કરે છે ત્યારે દક્ષિણના આ કૂલીઓ પોતાની સ્ત્રીઓને પણ કામ કરવા લઇ જાય છે. તેનું કારણ એ નથી કે દક્ષિણના આ વિઠુઓ અને પાંડુઓ સ્ત્રીઓને પણ પુરૂષોની માફક કામ કરવાની તક મળવી જોઇએ એવા વિચારમાં માનનારા છે! પણ તેમનો 'રેટ' એટલો તો ઓછો છે કે પાંડુની સ્ત્રી જો સાથે કામ કરવા ન જાય તો સાંજ પડે અન્નના વાખા પડે તેમ છે. સામાન્ય રીતે આ કુલી ગેંગના કામદારોનો રેટ આઠથી નવ આના છે. આ રેટમાં મહીનામાં બે તહેવાર આવે અને ક્યારેકવાર દંડ થાય એટલે તે ભાગ્યે જ દશથી બાર રૂપિયા દેખે છે. આ ન્હાના પગારમાં પણ જમાદારનું કમીશન તો પાછું હોવાનું જ. એટલે લગભગ આઠથી નવ રૂપિયાની નજીવી આવકના આપણા વિઠુને પેટને ભરવાને માટે પણ પોતાની સ્ત્રીને કામ ઉપર મોકલ્યા વગર છુટકો થતો નથી. આ પરિસ્થિતિમાં બૈરીઓને કંટ્રાટી ૭ આનાજ રેટ આપે છે. એટલે જો ભાયડો અને બાયડી બંને કામ કરે તો પણ મહીને દહાડે તેઓ ભાગ્યે જ ૧૫ રૂપિયાથી વધુ દેખે છે.

કામદારોની કાયમી કંગાલીયતનું આ અર્થશાસ્ત્ર છે! પણ આ પંદર રૂપિયાની નજીવી આવક મેળવતાં છતાં પણ તેમનામાં ચોક્કસ પ્રકારની 'ખુશનમા' લાગણી છે. રોટલો અને મરચું ખાઇને જીવનારા આ બીરાદરોમાં સચોટ બીરાદરી છે અને આ બીરાદરી તેજ તેમના જીવનતંતુનો ન્હાનોશો આધાર છે!

ન્હાના ન્હાના ઘોડીયામાં બાળકોને સુવાડીને થંડે પેટે શીમેન્ટના ટોપલા ઉચકતી આ સ્ત્રીઓને જ્યારે હું જોઉં છું ત્યારે મ્હને સ્વાભાવિક જ એમ થઇ જાય છે કે જ્યારે તેમનામાં વર્ગભાન આવશે ત્યારે જ વર્ગીય સંગ્રામ ખરૂં રૂપ પકડશે!

## રહેઠાણ

કંપનીએ બાંધી આપેલી લાંબી ચાલીઓમાં તેઓ રહે છે. નમ'દાના પટમાં તો માત્ર ઝુંપડાં જ છે. સારાયે મહારાષ્ટ્રમાં ખાટલા જેવી વસ્તુ નથી. આથી ખાટલો આ કેમ્પમાં દેખાતો નથી. લીંપેલી અથવા ટીપેલી માટીએ જમીન ઉપર સુઇ રહેવામાં તેઓ અસ્વાસ્થ્ય નથી જોતાં.

આ કેમ્પમાં આનંદ નથી, ઉલ્લાસ નથી, આશા નથી, ઉત્સાહ નથી વરસાદની વાટ જોવી અને તે દરમિયાન જેમ બને તેમ વધુ કમાઈ લેવાની વૃત્તિ તેમના જીવનની કેટલીય સુંદર ક્ષણોને હણી રહી છે. પૈસો એ જ તેમનું આદર્શ લક્ષ્ય છે. જેમ બને તેમ વધુ પૈસા મેળવવાની વૃત્તિ તેમનામાં એટલી તો ઉંડી ઉતરી છે કે તેઓ ગમે તેમ ખાઈ લે છે અને ગમે તેમ કરીને જીવન નીભાવે છે. જીવન નીભાવવામાં પણ જેમ બને તેમ ઓછો ખર્ચ કરવાની તેમની વૃત્તિ હોય છે. અને આ પ્રમાણે કરકસરીયું જીવન ગુજારવામાં તેઓ ડહાપણ સમજે છે.

પણ આ પદ્ધતિએ એક બીજી અનિષ્ટ પદ્ધતિને જન્મ આપ્યો છે. આ સર્વ પ્રણાલિકાનું પરીણામ એ આવ્યું છે કે દરેક ઘરમાં જૂદુ જૂદુ રાંધવાનું હોય છે. આ પદ્ધતિ અતી અયોગ્ય છે. એટલું જ નહીં પણ દરેક કામદારને ટાઢો જ રોટલો ખાવાની ફરજ પડતી હોવાથી શરીરને પણ નુકસાનકારક છે.

અસ્વચ્છતા, ગમે તેમ કચરો નાંખવાની ટેવ અને તંદુરસ્તીના સામાન્ય નિયમોનું સંપૂર્ણ ઉલ્લંઘન તેમના કેમ્પમાં સાવ સામાન્ય છે. પણ એ સર્વ નીચે ગમે તેવી રીતે જીવન ગુજારવાની ઇચ્છા એટલી તીવ્ર છે કે તેમનું શરીર હવે એ સર્વથી ટેવાઇ ગયેલું છે. અને તેથી જ તેઓ આટલા અનારોગ્યભર્યા વાતાવરણ વચ્ચે નીરોગી રહી શકે છે.

આ મહારાષ્ટ્રિયન કેમ્પ છે. અસામાન્ય રીતે તેઓ નિરક્ષર છે. પોતાનું કાર્ડ વાંચતાં પણ ન આવડે. પૈસા પણ ગણતાં ભાગ્યે જ આવડે જાતમજૂરી ઉપર જીવનારાઓનો આ સમુહ છે. અહીં આ એકલા મહારાષ્ટ્રિયનો નથી. 'બાણુ લોગ'માં પણ ઘણા મહારાષ્ટ્રિયનો છે. પણ તેઓ આ કેમ્પ સાથે જરાયે ભળતા નથી.

તેમના તરફના વર્તાવમાં પણ માનવતા નથી. કુલીની કોને પડી છે? અને છતાં આવતી કાલનો આ શાશક સમુદાય છે. ઇતિહાસ તેમને તેમના નવા કાર્ય માટે પ્રેરી રહ્યો છે. આસ્તેથી—કંટાળો આવે એટલી ધીમાશથી વહેમના, અજ્ઞાન, અને નિરક્ષરતાના કાળાં વાદળાં વિખરાતાં જાય છે. જાગૃતીના પ્રથમ ચમકારા અહીં તહીં દેખાય છે. મુંબઇની મીલ હડતાળ વિષે કંઇક જાણવા માટે તેઓ અનેકવાર મ્હારી પાસે આવે છે, ત્યારે મ્હને પણ એમ થાય છે ગઇ કાલ કરતાં આજ કંઈક સારી છે.

ધર્મે બુદ્ધા બનાવી દીધેલા, અને આર્થિક ગરીબાઇએ કંગાલ બનાવી દીધેલા આ કામદારોનું જ્ઞાનક્ષેત્ર અતિ મર્યાદિત છે. રાષ્ટ્રિય ભાવના કે વર્ગભાવના જેવું તેમનામા સ્હેજ પણ નથી. હિંદથી બર્માને છૂટું પાડવાનો પ્રશ્નમાં તેમને રસ નથી. સીંધને મુંબાઇ ઇલાકાથી અલગ પાડવામાં રહેલા નુકશાનની તેમને પરવા નથી. મસ્જીદ અને મંદીરના કલહોની તેમને જાણ નથી. કામ શીવાય દુનિયા વિષે બહુ ઓછું જાણનાર આ સમુદાય દીવસ ઉગે છે એટલે કામ ઉપર ચઢે છે અને દીવસ આથમે છે ત્યારે કામ ઉપરથી પાછા આવે છે. એમના જીવનમાં કામ શીવાય અન્ય કંઈ વસ્તુ મહત્વની નથી.

આ ત્હમારા કામનરો છે. તેમની માનસિક પાટી સાવ સાફ છે. કેવા અક્ષર પાડવા એ ત્હમારૂં કામ છે!

# પશુ બનો

::લેખક::
ચા ર્વા ક

**મનુષ્ય** જેવા બુધ્ધિમાન પ્રાણીને પશુ બનવાનું કહેવું એ ઠીક નથી. તેથી એ જાતની સલાહ આપવા માટે વાચકો મને જરૂર ઠપકો આપી શકે તેમ છે. પરંતુ તેમ કરવા પહેલાં તેઓ મારૂં કહેવું શાંતીથી વાંચી જાય એવી મારી તેમની પાસે માગણી છે.

ઉપરછલ્લી નજરે જોઇએ તો મનુષ્યને માટે અગત્યનાં ગણાતાં બત્રીસ લક્ષણો જૂદાં જૂદાં પશુપંખીઓની લાક્ષણીકતા પરથી તારવી કાઢવામાં આવ્યાં છે. એટલે મનુષ્યોને પશુ બનવાનું કહેવામાં હું કંઇ પહેલો નથી.

પરંતુ ઉંડો વીચાર કરીને જોઇએ તો જણાઈ આવે છે કે ઘણી બાબતોમાં માણસ મનુષ્ય તો રહ્યો નથી, પણ પશુ સુદ્ધાંએ રહ્યોં નથી. એટલે એવી ત્રીશંકુ દશામાં રહેવા કરતાં માણસને પશુ બનવાનું કહેવું તે કોઇ રીતે ખોટું નથી, એમ મને લાગે છે.



**પશુપંખીમાં** પણ સાદી સમજ તો છેજ. તે પોતાનું તેમજ પોતાનાં બચ્ચાંનું–નાનાં હોય ત્યાંસુધી–પોષણ અને સંરક્ષણ કરી શકે છે. પ્રેમની અને પ્રણયની પણ તેમને લાગણી છે. તેઓ પોતાંનાં અને પારકાં વચ્ચેનો ભેદ સમજી શકે છે. મિત્ર શત્રુને પિછાની શકે છે. અને જેઓ માનવજાતિની યુક્તિમાં ફસી તેમનાં ગુલામ બન્યાં છે, તેઓ એમને અપાતું ગુલામીનું શિક્ષણ લઇ શકે છે.

તેમને સુખ દુઃખની લાગણી છે. સંયોગ અને વિરહનાં હર્ષ શોક તે બતાવી શકે છે. પોતાનાં બાળકો સાથે વહાલ અને જાતિ સાથે રમત કરી શકે છે.

પશુ જાતિના નરો પોતાની પ્રણયીનીની ખાતર પ્રતિપક્ષી સામે જંગ પણ જમાવે છે.

આમ છતાં સ્વાધીનતાની બાબતમાં, સંયમની બાબતમાં અને સ્વાર્થની બાબતમા પશુ–પંખી માનવજાતિ કરતાં અનેક દરજ્જે ચઢીયાતાં છે.

અને એ દૃષ્ટિથી જ હું આજે માનવીને પશુ બનવાની સલાહ આપી રહ્યો છું.



**માનવજાતિના** સ્વાર્થપરાયણ વિભાગે ઠરાવેલા નીતિના માપમાં જેઓ ઓછા ઉતરે તેમને પશુ સાથે સરખાવવામાં આવે છે.

છતાં મને લાગે છે કે, એમ કહીને માનવજાત પોતાની માની લીધેલી મહત્તાના અભિમાનથી વિના કારણે પશુઓનું અપમાન કરે છે.

ગમે તેવા માણસને ગધેડો કે કુતરો કહેવામાં માત્ર એ પ્રાણીઓની કાળી બાજુ તરફ જ ધ્યાન રાખવામાં આવે છે. તેમ ન હોત તો માનવજાતિના સારામાં સારા નમુનાઓ કરતાં ગધેડા અને કુતરા કેટલીક બાબતોમાં અનેક દરજ્જે ચઢિયાતા છે, તેનો અસ્વીકાર થયો ન હોત.

પ્રાણીમાત્રમાં શ્રેષ્ઠ મનાતી માનવજાતિએ પોતાના જ માનવબંધુને ઉતારી પાડવા માટે જે વિશેષણો ખરાબ અર્થમાં વાપરવા માંડયાં છે, તે માત્ર પશુથી જ અટકતાં નથી, પરંતુ ખાસ કરીને આપણા દેશમાં તો માની લીધેલા હલકા ધંધા —જો કે સમાજના હિતની દૃષ્ટિએ પ્રત્યેક ધંધાદારી અગત્યનો મનાવો જોઈએ— કરનારાઓનો પણ ઉપયોગ કરવા માંડયો છે. તેમાં કેવળ તે તે વર્ગોની કાળી બાજુ પર જ ધ્યાન આપવામાં આવ્યું છે. પરંતુ તે વિશેષણો બીજાઓને માટે વાપરનારાઓમાંથી કેટલાક એથી પણ વિશેષ દુર્ગુણના ભોગ બનેલા છે, તેનો વિચાર તેઓ કરતા નથી.



**માનવજાતિએ** અભ્યાસ, શોધ અને ખંત તેમ જ સાહસથી અપૂર્વ શોધખોળો કરી છે, જ્ઞાનની અનેક દિશાઓમાં ચિંતન મનન કરી જ્ઞાન આપનારા સુંદર ગ્રંથોનું સર્જન કર્યું છે. સંગીત અને ચિત્રકળા ઉપરાંત બીજી અનેક કળાઓનું સર્જન કર્યું છે. તેમ છતાં માનવજાતિનો ઘણો જ મોટો સમુહ હજી, સંપત્તિ અને સત્તાવાળા નાનકડા સમુહના સ્વાર્થ માટે તેમને હાથે લુંટાય, ખુંદાય, કચડાઇ રહ્યો છે. જગતમાં હજુ ભયંકર યુધ્ધો લડાય છે અને તેમાં વિજ્ઞાનની શોધોનો દુરૂપયોગ થાય છે. માનવી પોતાની વિકાસ પામેલી બુધ્ધિશકિતને અમુક જ નાનકડા સમુદાયની માલિકીની વસ્તુ માની તેની મદદથી તેનાથી અતિ મોટી સંખ્યાના માનવસમુદાયને કુદરત તરફથી મળતા લાભથી વંચિત રાખે છે. સામ્રાજ્યો, ઉદ્યોગવાદ, વર્ણભેદ, એ બધી વ્યવસ્થાથી અત્યારે પણ જગતભરમાં નાનકડી સંખ્યાનો માનવસમુદાય મોટી સંખ્યાના માનવસમુદાયને પરાધીન, પરાશ્રયી, નિરક્ષર, નિર્ધન નિર્વીર્ય અને ગુલામ બનાવી રાખે છે. શાહીવાદ અને મૂડીવાદ સ્વદેશીઓને પણ પોતાના શોષણના સાંડસાઓમાંથી બાકી રાખતો નથી.

આ દૃષ્ટિએ જોતાં પશુઓની વ્યવસ્થા વધુ સરળ સાદી અને જીવીને જીવવા દેવાની છે. અલબત્ત હિંસક પ્રાણીઓ નિબળ પ્રાણીઓના શિકાર પર જીવે છે. પરંતુ ત્યાં પણ પોતાના જીવનની જરૂરિયાત કરતાં વિશેષ ભોગ લેવાતા નથી.



**સામાજિક** વ્યવસ્થામાં પણ માનવજાતિની સ્વાર્થી ભાવનાએ ભયંકર ખાનાખરાબી નિપજાવી છે. ધર્મ અને રક્તશુદ્ધિને નામે સનાતન કાળથી માનવસમુદાયના ભોગ લેવાય છે.

અંત્યજ વર્ગનો તિરસ્કાર, શુદ્રોનાં અને સ્ત્રી જાતિનાં અપમાન, પોતાનાથી ઉતરતી માનેલી વર્ણ કે જનતા સાથેનું માનવતાને શરમાવનારૂં વર્તન, એનો જ્યારે તટસ્થ બુધ્ધિએ વિચાર કરીએ છીએ, ત્યારે માનવી કરતાં પશુઓ વધુ સારાં છે એમ લાગ્યા વિના રહેતું નથી.

જાતિય આકર્ષણ અને વિષયલોલુપતામાં તો માનવજાતિ દેખીતી રીતે જ

પશુ-પંખી કરતાં વધુ અધમ દશાએ ઉતરી પડેલી જણાય છે. મને લાગે છે કે આ બાબતમાં મનુષ્યોએ પશુ-પંખીની સૃષ્ટિની રહેણીકરણીનો ઉંડો અભ્યાસ કરી તેમની પાસેથી ધડો શીખવો તે અનિવાર્ય જરૂરતું છે.



આમ માનવજાતિએ જ્ઞાનની પ્રત્યેક કક્ષામાં સાધેલા વિકાસને જોવા અને સ્વીકાર્યાં છતાં, તેનો જે રીતે ઉપયોગ થાય છે તે જોતાં માનવજાતિનો એક નાનકડો સમુદાય એજ જાતિના બીજા મોટા સમુદાયને પશુ કરતાં અધમ દશામાં રાખે છે.

આપણામંના શિક્ષિત સમાજની ભીરૂતા, મૂડીવાદી માલિક અને સત્તાવાળા વર્ગની મહેરબાની માટેની તેની ખુશામદ એ બધું જોઈએ છીએ, ત્યારે એમ લાગે છે કે, સ્વાધીનતા અને સ્વમાનની દૃષ્ટિએ પાળેલા પશુ-પંખી પણ તેમના કરતાં વધુ મર્દાઈ-ભર્યું અને ગૌરવાંકિત વર્તન રાખવે છે.



અને તેથી જ્યારે માનવજાતિને હું પશુ બનવાનું કહું છું, ત્યારે તેમ કહેવામાં મારો આશય એટલો જ છે કે, ખાનગી માલિકી હકની સમાજવ્યવસ્થાથી જે ભયંકર પરિણામો આવ્યાં છે, તે સમાજવ્યવસ્થા પલ્ટાવી, સામુદાયિક માલિકીની ભાવનાવાળી સમાજવ્યવસ્થા રચવા માટે માનવજાતિમાંથી ઉંચા નીચાના પક્ષપાતભર્યા ભેદ ટાળી નાખો.

ખરા હકદારોના ભોગે પોતાની જરૂરિયાત કરતાં વધુ પર તરાપ મારવાની રીત છોડી દો.

માનવજાતિ માટે જરૂરી ઉત્પાદન અને વહેંચણીની વ્યવસ્થિત યોજના કરવામાં આવે, અને તેને માટે યંત્રોની મદદથી માણસોને જે ઓછામાં ઓછો સમય ગાળવો પડે, તે પછી તેમને આરામ જ્ઞાનપ્રાપ્તિ, રમત વગેરે માટે પુરતો સમય મળે તેવી વ્યવસ્થા કરો.

ખોરાક, પોષાક, મકાન અને માંદગી વખતે ઉપચારની પ્રત્યેક આબાલવૃધ્ધને સરખી સગવડ મળે તેવી ગોઠવણ કરો.

એક વર્ગ એદીખાઉ બની પરોપજીવી આળસુ જીવન ગાળી બીજાની મજુરીમાંનું શોષણ કરે અને બીજા વર્ગને કલાકો સુધી સખ્ત મજુરી કરવા છતાં જીવનગાળાનાં પુરાં સાધન ન મળે, કામ કરવાની શક્તિ તેમજ ઇચ્છા છતાં કામનાં અભાવે ભૂખે મરવું પડે, અને જીવનભર કંગાળ દશા સહન કરવી પડે તેવી મૂડીવાદી વ્યવસ્થાને ધિક્કારતા અને ઉથલાવી નાખતા થાઓ.

પ્રત્યેક માનવીની સ્વાધીનતાની ખાતર પ્રજાના સમુદાયને પરાધીન બનાવનારી શાહીવાદી વ્યવસ્થા અટકાવો.

આમ ન થાય ત્યાં સુધી પશુ કરતાં પણ માનવસમુદાય અધમ દશા ભોગવતો રહ્યો છે અને રહેશે.

માટે હું ફરીથી કહું છું કે, શ્રેષ્ઠપ્રકારની માનવતા ખીલવી શકાય એમ તમારાથી બની શકતું ન હોય તો શ્રેષ્ઠ પ્રકારના પશુ બનો. પણ બીજાઓને હાથે દબાયલા, શોષાયલા, પરાધીન બનેલા, અને બીજાઓ પર જુલ્મ વર્તાવનારા અધમ માણસ તો નજ રહો.

# જેનાનો આશક

## એક મૌલિક નવલિકા

લેખક

**ર. વિ. મહેતા**

"નહિ, મીસ્ટર, તમે તો બધા ફીલીસ્ટાઇન–વાણીઆ–છો." ધનંજયે કડવો અભિપ્રાય ઉચ્ચાર્યો. "જે માટીમાંથી જગતના અમર આશકો ઘડાય છે તેમાંથી એ છોકરો ઘડાયો છે. એને સમજવા માટે કવિની અંને કાં મુસલ્માનની આંખ જોઈએ. માટે જ હું તો કહું છું કે હિન્દુસ્તાનનો પુનરૂદ્ધાર કરવો હોય તો એક જ સ્લોગાન (સંગ્રામસૂત્ર) રાખો: "મીયાં બનો."

ધનંજયને આવા પ્રાશકો ઉપજાવે એવા અભિપ્રાયો ઉચ્ચારવાની ટેવ જ હતી. એનાં જીવનનું એ અંગ બની ગયું હતું. ઘણા માણસો એના સમાગમમાં આવતા: ફક્ત આવી રીતે બુદ્ધિના ચાબખા અનુભવવા માટે. મને એના શબ્દોમાં ઘણી ખરી વખત ઊંડું સત્ય દેખાતું પણ જ્યારે તેનું પૃથક્કરણ કરવા જતો ત્યારે તે ઉડી જતું. પણ તે દિવસે તો મારા માટે પણ એ ઘણો ઝડપથી જતો હોય એમ મને લાગ્યું. એટલે મેં એને ઉડાવવા પ્રયત્ન કર્યો.

"ધનંજય" મેં કહ્યું "જો હિન્દનો પુનરૂદ્ધાર સ્લોગાનોથી જ થવાનો હોય તો તું અમારો નેતા છો. ત્રણસોને પાંસઠે દિવસ તારી પાસેથી અમને એક એક નવું સ્લોગાન મળી રહે તેમ છે."

"જો ભાઈ, તારી આ રીત ખરાબ છે." તે મારા પર ગરમ થઈ ગયો, "હું જીવનનાં ફુલોનો અર્ક રજુ કરું છું એટલે જ તેની વાસ તમારાથી સ્હેવાતી નથી. પણ ઠીક છે, એ જવા દો. આ બાબતમાં ચર્ચાને હું ચલાવી લઈ શકું તેમ નથી. એમાં મારી અંગત લાગણી રહેલી છે."

ધનંજયની સાથે વાતોનો અંત ઘણી વખત આમ જ આવતો. પણ આ પ્રસંગે તો મારાથી રહેવાયું નહિ એટલે મેં પથરો મુક્યો "તારી અંગત લાગણીનું ક્ષેત્ર હમણાં હમણાં બહુ વિશાળ બનતું જાય છે.'

"ખરી વાત છે, ભાઈ," તે અણધારી રીતે બહુ જ ગંભીર બની ગયો, "હું તો વિશ્વરૂપ બનવા માગું છું; થોડા જ વખતમાં તમે મને વિશ્વ નિયમમાં ઓતપ્રોત થએલો–ભરેલો–જોશો."

વાત વધારે આગળ ચાલી શકે તેમ હતું નહિ.

મુંગા મુંગા અમે ચારેય જણા ચાલ્યા. ચર્નીરોડ સ્ટેશનનો પુલ ઓળંગી ક્વીન્સ રોડ પર અમે આવ્યા.

"એ મીસ્ટરનું નામ શું છે?" અમારી પછવાડે થોડે દૂર નીચું માથું નાખીને ચાલ્યા આવતા અફલાતુન તરફ પાછા ફરીને ધનંજયે પૂછ્યું.

"કોણ જાણે; હકીમ કે એવું કાંઈ છે; અમે તો બધા એને "જેનાનો આશક" તરીકે જ ઓળખીએ છીએ." અફલાતુને જવાબ આપ્યો. તે પણ ઘણો ગંભીર બની ગયો હતો.

"હા, બસ, એજ ઠીક છે; "જેનાનો આશક" હું!" ધનંજય જાણે કેમ કાંઈ ઉંડી ગણત્રી કરતો હોય એવી મુખમુદ્રા ધારી રહ્યો હતો. "જેના!...એ છોકરીને જોવી પડશે. એણે તો આપણને એક કવિ આપ્યો છે."

"મીસ્ટર," તે મારા તરફ ફર્યો; અમે જૂના મિત્રો હતા છતાં જ્યારે તેના વિચારને હું અપનાવી ન શકતો ત્યારે એ મારા તરફ પણ આમ ગ્રાહિત બની જતો; "મૂડીવાદ તમને ભૂખે મારે છે એમ કહેવાથી જ તમારી ચળવળ આગળ વધવાની નથી. તમારે શ્રમજીવિઓને એ પણ સમજાવી દેવું પડશે કે તેઓ તમારા લોકોની રસવૃત્તિને પણ કાં વાંઝણી રાખે છે અને કાં આ છોકરાની બાબતમાં બન્યું છે તે તેની-abortion-કસુવાવડ -કરાવી નાખે છે. તમારાં જીવનની એકે એક પ્રવૃત્તિમાં મૂડીવાદનો પારધિ પોતાની જાળ બીછાવે છે એ વસ્તુનાં દર્શન કરશો ત્યારે જ તમને અત્યારની સમાજવ્યવસ્થાની ભયંકરતા પુરી સમજાશે. એકલી આર્થિક સલામતિ માટે વલખાં મારશો તો ફેસીસ્ટો તમને એ આપીને બદલામાં તમારી માનવતા ખરીદી લેશે. આપણે તો આપણી સમગ્ર માનવતાની સલામતિ જોઈએ છીએ."

"ધનંજય" આવા લુ ઝરતા તડકામાં તારું આ ભાષણ સાંભળવાને અમે તૈયાર નથી હો!" મેં તેની આ પળવિપળે આવી જતી ગંભીરતાને હાંકી કાઢવા પ્રયત્ન કર્યો.

"હા, હા," તે હસી પડયો; "પણ મારે માટે હવે ભાષણો કરવા સિવાય રહ્યું છે શું?" તે ફરી ગંભીર બની ગયો.

અમેં ફરી ચાલતા થયા. "અને આ મીસ્ટરનું નામ શું?" તેણે પાછળ આવતા અફલાતુન તરફ આંગળી કરીને માનકરને પૂછ્યું.

"અફલાતુન" માનકરે હસતાં હસતાં જવાબ આપ્યો.

"શું અલગારી નામ છે? એ એનું ખરેખરૂં નામ છે?"

"ના, ના, એ તો એના ફાંકડા પોશાકના શોખ ઉપરથી અમેં આપેલું નામ છે."

"એમ છે ભાઇ!" ધનંજયે મારાં તરફ અર્થસૂચક નજર તાકી, "એટલા માટે તો હું કહું છું કે હિન્દના પુનરૂદ્ધારનું સ્લોગાન છે, "મીયાં બનો." તેણે ફરી ઉચ્ચાર્યું".

"આજના દિવસ માટે તારૂં એ સ્લોગાન મને મંજૂર છે." મેં કબુલાત આપી. અને પછી હું માનકર અને અફલાતુન તરફ ફર્યો.

"ચાલો સાહેબજી ત્યારે, તમારો ઘણો આભાર થયો."

"હા, હા, ઘણો આભાર" ધનંજય પણ ફર્યો. તેની નજર ગંભીર બની ગયેલા અફલાતુન પર પડી

"કેમ દોસ્ત, અફલાતુન, જેનાનો આશકની બાબતમાં તું મારી વાતમાં માને છે કે નહિ."

"કોણ જાણે યાર, પણ એ તો સાલો પાગલ જ બની ગયો છે."

"બસ ત્યારે," પોતાની માન્યતાને ટેકો આપનાર આ માણસ મળ્યો એટલે ધનંજય તેના પર ફીદા થઈ ગયો. તેણે ખુબ જ જોરપૂર્વક અફલાતુનનો હાથ દાબ્યો.

સાહેબજી સલામ કરીને અમે જુદા પડયા.

* * *

માનકર અને અફલાતુન અમારા મજૂર પક્ષે સ્થાપેલા મુંબાઇના ફેરીઆઓના મજૂર સંઘના જોડીઆ મંત્રીઓ હતા. માનકર તો ધંધાદારી ક્રાન્તિકારી હતો. પણ અફલાતુન તો પોતેજ ફેરીવાળો હતો. એ લોકોએ પોતાનો મજૂર સંઘ સ્થાપ્યા પછી એ સંઘની આ બીજી સભા હતી અને નાણાંના અભાવે તેઓ પોતાની કચેરી રાખી શકયા નહોતા એટલે ચનીરોડ સ્ટેશન પાસેના ત્રિકોણ બગીચામાં એ સભા ભરી હતી. મારે એ સભામાં ભાષણ કરવાનું હતું અને ધનંજય થોડા દિવસથી મારો મહેમાન બન્યો હતો એટલે તે પણ મારી સાથે આવ્યો હતો. ધનંજય પ્રખર સાહિત્યકાર હતો પણ તેની પ્રતિભાની આંચ ગુજરાત જીરવી શકે તેમ નથી એમ એને લાગ્યું હતું એટલે ત્રણ વર્ષ પહેલાં મને એણે કહી દીધું હતું કે હું હવે કલમનું બ્રહ્મચર્ય પાળવાનો છું. અને છતાં કયારેક કયારેક એ કલમનું છીનાળું કરી લેતો. એક ખાનગી ડાયરી તે રાખતો અને તેમાં વખતો વખત લાંબી ટુંકી નોંધો કરતો. મને પણ ગુજરાતી સાહિત્યની સેવા કરવાનાં "દુર્વ્યસન"માંથી મુકત કરી મજૂર પ્રવૃત્તિને માર્ગે એણે વાળ્યો હતો.

એ સભામાં મેં પ્રાસંગિક વિવેચન કરી લીધા પછી ફેરીઆ બીરાદરોમાંથી કોઇને બોલવાની ઇચ્છા હોય તો બોલવાનું પ્રમુખે આમંત્રણ આપ્યું. બેક જણા થોડું થોડું બોલ્યા. પછી હકીમ બોલવા ઉભો થયો. તે ઉભો થતાંની સાથે જ કેટલાકનાં મોઢાં મલકયાં.

મૂડીવાદ શ્રમજીવિઓનું શોષણ કરે છે એ મારી વાતને એણે મંજુર રાખી; ભિકારીની ભયંકર સંખ્યા એનેજ આભારી છે અને મોટા વેપારીઓ નાના વેપારીઓને ગળી જાય છે એ વાત એણે પોતાના જ દાખલાથી સમજાવી. અને પછી આગળ વધ્યો.

"આ કમબખત મુડીવાદ માણસના ઇશ્કમાં પણ આડો આવે છે, પણ તેને ખબર નથી કે સાચા આશકના દીલની આહ લાગશે તો એ જલીને ખાક થઇ જશે."

બધા સભાજનો ખડખડાટ હસી પડયા. અમે પણ. તેજ ધોરણ પર તે આગળ કંઇક બોલતો હતો પણ અમારા ઘોંઘાટમાં અમે કંઇ વધુ ન સાંભળ્યું. પણ હકીમનો મીજાજ દેખીતી રીતે જ ઉકળી ઊઠ્યો હતો એટલે એટલે અમારી અરસિકતા પર નફરત વરસાવીને તે સભા છોડી ચાલ્યો ગયો.

અમારો આભાર માનીને સભા બરખાસ્ત થઈ એટલે એ માણસ કોણ છે અને આમ ઇશ્કને વચમાં લાવવા તે કેમ લલચાઇ પડયો એ સવાલ ધનંજયે માનકરને પૂછ્યો.

અફલાતુને અમને એનો ઇતિહાસ કહ્યો:

* * *

હકીમ ક્યાંક લાહોરની બાજુનો હતો. એનો બાપ જરી ભરવાનું કામ કરતો

હતો. પણ હકીમ એ કળા શીખ્યો નહોતો એટલે તેણે કમાણી કરવાનો એક નવો નુસ્ખો શોધી કાઢ્યો. ઘરમાં થોડાઘણા પૈસા હતા તેમાંથી તેણે પસંદ કરેલી થોડીક ગઝલોની એક ચોપડી તેણે છપાવી. એમાંની ગઝલો રસ્તામાં ગાઇ ગાઇને એક એક આનાની કીમતે એણે વેંચવા માંડી. દરરોજ સાંજ પડે એટલે સુરવાલ, શરબતી મલમલનું પહેરણ, માથે આરી ભરતનું જાકીટ, તેમાથી લટકતો બહુ-રંગી રૂમાલ અને તુર્કી ટોપી ઓઢીને તે બહાર પડતો. પગમાં જોડા ન હોય પણ આંખમાં સુરમો અને કાનમા અત્તરના ફાયા નાખ્યા વિના તેને બહાર નીકળવું ન ગમતું. અને કુદરતે એને મધુર કંઠ આપ્યો હતો. ત્રણેક કલાકની મહેનતમાં એ બારેક આનાની કમાણી કરી લેતો. ઘણુંખરૂં મુસ્લીમ લત્તાઓમા જ તે ફરતો. એનો અવાજ સંભળાય એટલે મુસ્લીમ વસ્તીવાળાં મકાનોની પડદાવાળી બારીઓ પોતાનાં પોપચાં ઉંચાં કરતી અને તેમાંથી બાળકો અને સુન્દરીઓની મુખમુદ્રાઓ ઝબકી ઉઠતી. હકીમનો કંઠ જેટલો મધુર હતો એટલોજ ફાંકડો એનો દેખાવ હતો. અને એ વાતનો ખ્યાલ બીજા કોઈને હોય તેના કરતાં હકીમને પોતાને વધારે હતો.

થોડો વખત તો તેને એ ધંધામાથી ઠીક ઠીક કમાણી થતી પણ પાછળથી એ ઘટવા માંડી હતી. અને જેમ કમાણી ઘટવા માંડી હતી તેમ હકીમનું ખર્ચ વધવા માંડયું હતું કારણ આમ બન્યું હતું. સેન્ડહર્સ્ટ રોડ અને બારભાઈ મહોલ્લાનો જ્યાં હસ્તમેળાપ થાય છે ત્યાં આગળ એ હવે વધારે ફરતો. પોતાની ગઝલોની સાર્થકતા ત્યાં એને માટે સજીવન થઈ હતી. જેવો એની ગઝલનો લલકાર ત્યાં આગળ સંભળાતો એટલે સામેના માળાનાં ચોથા માળની એક બારી ઉઘડતી અને તેમાંથી એક જુવાન છોકરીનું મોઢું મલકાતું. એ સ્મિતભર્યાં મોઢાની માલિક સુંદરી સર નૂરમહમદ ફતેહમહમદ લોટાવાળાની પુત્રી જેના હતી. ધનકુબેરની વ્યવસાય વિનાની વાંઢી છોકરીને આ અણધાર્યું આનંદનું સાધન ઠીક મળી ગયું હતું. પણ એ કોણ હતી એ જાણવાની પરવા હકીમને નહોતી. તેને મનથી એ એની માશુક—એની દેહધારી કલ્પનાસુંદરી જ હતી થોડા જ દિવસોમાં હકીમ ફેરીઓ મટી કવિ બની ગયો હતો. એ અજાણી માશુકને રોજરોજ નવી ગઝલો અને નવા બેતો બનાવીને શેરીના છોકરાં અને પંચકણી તમાશબીનોની સાક્ષીએ સાદર કરતો

પૂછા મીકાઇલને જીબ્રીલસે
બેહિસ્ત બેનૂર કયું હો ગયા

તો બોલે આલમકી હુરીને
અપને મુસ્કેરાનેમાં ભર દીયા

મીકાઇલેએ પૂછ્યું જીબ્રાઇલને કે અય જીબ્રાઇલ હમણાં બેહિસ્તનું નુર ઝાંખું કેમ બન્યું છે તો એ બોલ્યો કે મૃત્યુલોકની એક સુંદરીએ હમણાં એ પોતાનાં સ્મિતમાં સંઘરી લીધું છે.

એ ગાતો. બીજી વખત,
મંજીલે ઇસ્ક કયા ઢુંઢો
અય ગાફીલ મુસાફરો
પૂછો મુજે તો બતલાઉં મીયાં
સામેને સીડી પે ચડ જાઓ.

આવી આવી કવિતાઓ તો એનાં ગળામાંથી છટકયેજ જતી. કોઈ વખતે એ ત્યા જાય, ગાય, છતા પેલું મરકલડું

મોઢું બારીમાં ન દેખાય તો તરતજ એ ફેંકતો

અરે અય ચ્હાનેવાલે હાં,
જરા અંચલ હટા દેના,
તીઝે અપની જવાની કી કસમ
સુરત દીખા દેના.

અને થોડી વારે એ મોઢું દેખાતું પણ ખરૂં.

પંદરેક દિવસ એમ ચાલ્યું. એ વખત દરમ્યાન હકીમનો ઇશ્કનો ઉન્માદ વધતોજ ચાલ્યો. રાતે ઉજાગરાને અક્ષરે માશુક પ્રત્યે અનેક ગઝલો લખાતી. અને તે બીજા દિવસની સાંજે અવાજની સીડી પર ચડીને માશુકના મંઝીલે પહોંચી જતી. થોડા દિવસો પછી આસપાસના લોકોને હકીમની ઇશ્કબાજી પર શક પડવા માંડયો હતો. જેનાને હકીમ તરફ અસ્પષ્ટ આકર્ષણ હતું, પણ જાત અનુભવની યાદ લાવી છોકરીની પવિત્રતા વિશે વધુ પડતી સાવધાન બનેલી એની માતાએ જ્યારે તેને ધમકાવી ત્યારે પોતાનાં દીલની કુંવારી ભૂમિમાં ફુટવા માંડેલા ઇશ્કના અંકુરો હકીમની નફટાઇના પાણીથી પોષાયા છે એવી મતલબનો એકરાર તેણે કરી દીધો. જેનાની માએ બાર અને બીબીચડ કલબમાં અર્ધું જીવન વિતાવતા પોતાના પુત્રોને એ વાત મીઠું મરચું ભભરાવીને સંભળાવી અને હકીમનો કંઇક બંદોબસ્ત કરી નાખવાને ખાસ સલાહ આપી.

પણ તે દિવસે યે હકીમ તો હમેશની માફક છેલબટાઉ બની આવીને ઉભો રહ્યો.

"કયું મીયાં હુસ્નકો દેખા ?" એક તમાશબીને મજાક કરી.

"દેખા જો હુસ્ન યાર, તબીયત મચલ ગઇ,
આંખોકી થી કસુર છુરી દીલપે ચલ ગઇ."

હકીમે ગળું છટકાવ્યું.

છુરી એના દીલ પર તો કોણ જાણે ચાલી હોય તો પણ એના ખભા પર તો ચાલી. એક મવાલીએ આવીને તેને પકડયો, બીજાએ લાકડીનો ફટકો કર્યો; ત્રીજાએ છરીનો ઘા કર્યો મુંઢ માર તો સારી રીતે પડયો અને છેવટે થોડીક ગાળો સાથે લાત અને છેલ્લી ચેતવણી મળી "સા... ..જો આ ગલીમાં કોઇ દિવસ પગ મુકયો છે તો જાનથી મારી નાખીશ.

ચોથા માળની બારીમાં બેઠેલી જેનાની માએ ગુસ્સાથી વધારે મોહક બનેલો હકીમનો ચહેરો જોયો. "મારો માં, મારો માં એને" તેણે સાદ ફેંકયો પણ કોઇએ સાંભળ્યો નહિ એક નિશ્વાસ નાખી તે અંદર ચાલી ગઈ.

મારામારી દરમ્યાન હકીમના ખીસ્સામાં પૈસાની થેલી હતી એ પણ કોઇએ કાઢી લીધી હતી. પણ તેની તપાસ કરવા માટે ઉભા રહેવાનું હકીમને વ્યાજબી ન લાગ્યું. તેની નાલેશી પુરી થઇ ચુકી હતી. વધારે ફજેતો થાય એ એને પસંદ નહોતું. લોહીઆળ શરીરે અને એથી વધારે લોહીઆળ દીલે એ ચાલી નીકળ્યો. પીળી પાઘડીવાળા પોલીસે આવી તેને હોસ્પીટલમા લઈ જવા માંડયો. એ ચાલ્યો એટલે પછવાડે છોકરાઓએ સીટીઓ અને પરડફીઓ બોલાવવા માંડી.

પૈસાની થેલી લઈ લીધી હતી તેણે એ ખખડાવીને ગાયું:

મુઝે ગરીબકો ઓ બાદશાહને લુંટ લીઆ!

બીજા એક ફેંકયું:—

"સનમકી ગલીમેં ન ભૂલસે જાના .
માશુકકી ગલીમેં કુતા કાટતા હૈ!

બીજે એક પેલી બારી સામે નજરે ફેંકી ગાયું.

"જી ખબર લૈલા તેરા મઝનુ બડી મુસ્કીલમે હૈ".

હકીમ થોડા જ વખતમાં સારો થઇ ગયો હતો; પણ તેનાં દીલનો જખમ રૂઝાયે નહોતો. છતાં તેણે એ માશુકની ગલીમાં જવાનું માંડી વાળ્યું હતું. અને બીજો ફેરીનો ધંધો શરૂ કર્યો હતો. પણ તેની રીતભાત પરથી એ સ્પષ્ટ થતું હતું કે તેનું દીલ બધી દુન્યવી બાબતો પરથી ઉડી ગયું હતું. ગઝલો હજુએ તે રચતો પણ તે એના દીલના ભંડારમાં પુરાઇ રહેતી. કંઠનું બારણું ખોલીને બહાર પડવાની હવે તેમને મના હતી.

* * *

હકીમ એ સ્થિતિમાં અમને મળ્યો હતો પણ એ વાતને તો આજે ૭ વર્ષોનાં વહાણાં વાયાં. તે દરમ્યાન ધનંજય ગુજરી ગયો અને હું તો "જેનાના આશક"ને છેક જ ભુલી ગયો હતો.

તે દિવસે સાંજે અમે એકસેલસીઅર થીએટરની બહારની પગથાર પર ઉભા ઉભા એક મિત્રની આવવાની રાહ જોતા હતા. સામેની ફુટપાથ પર માણસોનું એક નાનું સરખું ટોળું એક ગાંડા માણસને પજવતું ઉભું હતું. હોર્ન્બી રોડ તરફથી એક રોલ્સગાડી ઝડપભેર આવી અને ખુણા પર વળાંક લીધો. પેલો ગાંડો માણસ એકદમ તે તરફ કુદયો; બરાબર ગાડી આડો જઈ ઉભો અને ચાલાક ડ્રાઈવર ગાડી ઉભી રાખવાનો પ્રયત્ન કરે તે પહેલાં તો તે પૈડાં નીચે છુંદાઇ ગયો.

માણસોનું ટોળું જમા થયું; પોલીસ અમલદારો આવી પહોંચ્યા. બનાવને નજરે જોનારા સાક્ષી તરીકે અમારાં નામો નોંધી લેવાયાં. "શું છે?" "કાય ઝાલા?" "કાંઈ હયું?" "વોટસ ધ મેટર," "કયા હુવા" વગેરે વાતાવરણમાં ગાજતાં હતાં ત્યાં તો અફલાતુન આવ્યો. મરનારનું નામ એણે પોલીસને આપ્યું. અને જ્યારે પોલીસ એ લાસ ઉઠાવી ગઇ ત્યારે માણસોનાં ટોળાં વચ્ચે વિફળ બની એણે આસપાસ નજર નાખી. મેં એને ન ઓળખ્યો કેમકે ફેરીઆઓના એ મજૂરસંઘની એ બીજી સભા પછી ત્રીજી સભા મળી જ નહોતી અને સંઘ પડી ભાગ્યો હતો. પણ અફલાતુને મને ઓળખ્યો.

"ખલાસ" મારી સામે આવી ફરમાવી નાખે એવા નિર્દંભપૂર્વક એણે કહ્યું.

"કોણ હતો એ?"

"કેમ ન ઓળખ્યો? "જેનાનો આશક."

"અરર! અને આ મોટર પણ સર નૂર...હાં, પણ એમાં જેના તો નહોતી!"

મેં વાતના અંકોડા મેળવતાં કહ્યું.

"જીવન તમારી ડ્રામેટીક કલાઇમેક્સ નાટકી ઘટનાની દરકાર નથી રાખતું" બાજુમાં ઉભેલા મિત્રે કટાક્ષ કર્યો.

અફલાતુન વિચારમાં પડી ગયો હતો. થોડી વારે તેણે પૂછ્યું. "તમારા ઓલ્યા મિત્ર હાલ કયાં છે?"

"કયા?"

"તે દિવસે સભામાં આવ્યા'તા એ."

"એ તો ગુજરી ગયા!"

"અરર! પણ એ ખરા નીકળ્યા."

"કેમ?"

"આ માણસની મઝનુ જેવી હાલત તમેં ન જોઇ? ત્રણ વર્ષથી એ એવો જ બની ગયો હતો–હાડપીંજરઃ કપડાં અને ખોરાક વિનાનો. સોનાપુરના દરવાજા સામે એ રાત દિવસ આ હાલતમાં પડી રહેતો.

દરરોજ સાંજે હું એને કાંઇક ખાવાનું આપી આવતો. પરમ દિવસે એણે મને કબ્રસ્તાનમાં બે ખાલી કબરો બતાવેલી અને કહેલું કે એ એના અને જેના માટે છે. તેઓ સાથે દટાવાનાં છે. જેના ઝાડી......ને તો ચાર છોકરાંએ થઇ ગયાં છે અને એ બીચારો ખુદાના દરબારમાં......"અફલાતુનની આંખમાં એક આંસુ આવ્યું. "આજે હું એની શોધમાં જ આ તરફ આવ્યો હતો. એને ખબર હતી કે જેના અહિ સિનેમા જોવા આવે છે. ધુન ચડે ત્યારે ઘણી વખત આ બાજુ ચાલી આવતો."

અમે છુટા પડયા.

* * *

તે રાતે ઘેર આવીને ધનંજયની એક ડાયરીનાં પાનાં હું ઉથલાવતો હતો. તેમાં આ નોંધ નજરે પડી.

"જેનાનો આશક."

આ લોકો એ વાત સમજવાના નથી. તેમને એ છોકરો મશ્કરી કરવા યોગ્ય પાગલ લાગે છે. મૂડીવાદના આ બધા સમજુઓ. ખરી વાત એ છે કે આ સમાજવ્યવસ્થા નીચે બધા કહેવાતા ડાહ્યા લોકો ખરું જોતાં તો પાગલ છે: હૃદય, બુદ્ધિ કે આવેશો જે વાત પર સત્યની મહોર મારવાને તૈયાર ન થાય એવી બધી બાબતોને જીવનના શ્વાસોશ્વાસમાં કુદરતી–સામાન્ય–ગણીને એ લોકો સ્વીકારી લે છે. આ જમાનામાં બધા પાગલ માણસો ડાહ્યા નથી પણ ઘણાખરા સાચા ડાહ્યા માણસો પાગલ લેખાય છે. જેઓને પાગલ નથી ગણવામાં આવતા તે બુધ્ધિની રમતગમતનાં સાધન લેખાય છે–મારી માફક. આ બધા તો જીવવાને માટે વલખાં મારતાં પ્રાણીઓ છે. એક આદર્શ કે આવેશની ખાતર ફના થઈ જવું એ માનવતાનું લક્ષણ છે. સર્જનની એ ધગશ છે. એ દ્રષ્ટિએ જોતાં આ બધા તો નપુંસક પુતળાં છે. આટલે વખતે હરણીઆ પાગ જેવી બુધ્ધિને સ્થિર કરી દીલની કુલડીમાં ઉતારી દે એવો એક છોકરો મને મળ્યો: "જેનાનો આશક"

આશક શબ્દ પર છેકો મારી મેં લખ્યું "મઝનુ"

—:૦:—

# સર્વ દવાઓમાં શ્રેષ્ઠતમ દવા • સૂર્યસ્નાન

સૂર્યસ્નાનથી શરીર પર શી અસર થાય છે તેની વૈજ્ઞાનિક પધ્ધતિએ તપાસ આ સદીના આ પ્રથમ પચ્ચીસ વર્ષો દરમ્યાન ખૂબજ થએલી છે. એ તપાસ હજીએ ચાલુ છે. એ તપાસને પરિણામે માણસની તન્દુરસ્તી પર સુર્યસ્નાનની શી અસર થાય છે તે સંબંધી. ઘણોજ જાણવા લાયક પ્રકાશ પડયો છે.

પ્રથમ તો સુર્યસ્નાનનો અર્થ શો થાય છે તે બરાબર સમજી લેવું ઘટે. સુર્યસ્નાન એટલે કે આખાં શરીરને ખુલ્લું કરી તેના તેના પર ખુલ્લી હવા અને તડકો આવવા દેવાં. કાચની બારીમાંથી આવતો સુર્યનો પ્રકાશ શરીર પર પડવા દેવો તેનું નામ સુર્યસ્નાન ન કહેવાય કારણ કે પ્રથમ તો બંધ રહેલી બારી હવાને અટકાવે છે અને બીજું એ કે સામાન્ય કાચ "અલ્ટ્રા વાયોલેટ"ના નામથી ઓળખાતાં સુર્યનાં આરોગ્યદાયક કિરણોને અટકાવી દે છે. એટલે જ્યારે ખુલ્લાં શરીર પર ખુલ્લી હવા અને સુર્યનાં સીધાં કિરણો શરીર પર પડતાં હોય ત્યારેજ સુર્યસ્નાન કર્યું કહેવાય;

સૂર્યસ્નાનનો મહિમા માણસોને સમજાવવાની જરૂર રહે એ ઘણું કમનસીબ છે. સુર્યસ્નાનથી જે ફાયદા થાય છે તે એટલા તાત્કાલીક અને પ્રત્યક્ષ હોય છે કે બીજા માણસ પાસેથી તેનું વર્ણન સાંભળવાની જરૂર રહેતીજ નથી. માત્ર માણસોજ નહિ પણ પ્રાણીઓ સુધ્ધાં સુર્યસ્નાનની અગત્ય બરાબર પીછાણે છે. તડકાછાયાંવાળી જગ્યામાં કુતરા કે બીલાડીને બાંધ્યાં હોય તો તેઓ કઇ જગ્યાએ બેસવાનું પસંદ કરે છે તે જોઇ લેવાથી તમને ખાતરી થશે કે એ મુંગાં જાનવરોને સુર્યસ્નાનના લાભોની સારી કદર છે. છતાં માણસ જાતને સુર્યસ્નાનની અગત્ય વિશે વખતો વખત યાદ આપવાની જરૂર રહે છે તે એટલાજ માટે કે એ કલ્યાણકારી કુદરતી બક્ષીશથી પોતાને વંચિત રાખવાના અનેક ઉપાયો માણસ જાતે શોધી કાઢ્યા છે. હવા ઉજાસ વિનાનાં મકાનોમાં રહેવું, ઉપરા ઉપરી એ ત્રણ કપડાં પહેરવાં એ બધું શહેરમાં વસતાં માણસો માટે ઘણુંજ સામાન્ય બની ગયેલું હોય છે. આ કારણસરજ તેમને સુર્યસ્નાનનો મહીમા સમજાવવાની જરૂર રહે છે.

**શરીરને** હવામાં ખુલ્લું કરવાથી શરીરને જે ગરમાવો આપનારાં અંદરનાં તત્વો હોય છે તેની ગતિ વધે છે. શરીર પર કપડાં પહેર્યાં હોય તેના કરતાં શરીર જ્યારે ખુલ્લું હોય ત્યારે શરીરમાંથી ગરમી વધારે બહાર નીકળે છે. આખાં શરીરમાં ગરમીનું પ્રમાણ એકસરખું રહે એ હેતુસર શરીરની અંદર રહેલાં ગરમી આપનાર તત્વોને જરા ગતિ આપવાની જરૂર રહે છે. જો આમ કરવામાં આવે તોજ ગરમી શરીરમાંથી નીકળી જતી હોય છતાં શરીરની આંતરિક ગરમીનું પ્રમાણ બરાબર જળવાઇ રહે છે.

આમ કરવાથી શ્વાસ વધારે લાંબો ચાલવા લાગે છે કારણ કે શરીરની અંદરની ગરમીનું પ્રમાણ બરાબર જાળવી રાખવા માટે શરીરને વધારે પ્રાણ વાયુ-ઓકસીજન-ની જરૂર પડે છે અને એ પ્રાણવાયુ ફેફસાંઓમાં હવા વધારે ભરાવાથીજ આવી શકે છે. આ સાથે એ પણ યાદ રાખવું જોઇએ કે આપણે માત્ર આપણાં ફેફસાંઓ વડેજ નહિ પણ આપણી ચામડી વડે પણ શ્વાસ લઇએ છીએ. આ કારણથી ચામડીને હવામાં ખુલ્લી કરવાથી પણ શરીરમાં વધારે પ્રાણવાયુ સંચાર પામી શકે છે. ઉંડા શ્વાસો લેવાથી લોહીની ગતિનું પ્રમાણ વધે છે અને એ ગતિ વધવાથી શરીર વધારે તેજ બને છે. શરીરમાં ધીમે વહેતા પ્રવાહો વધારે ઝડપથી વહેવા લાગે છે અને તેને લીધે શરીરમાં રહેલો કચરો વધારે ઝડપથી અને વધારે પ્રમાણમાં બહાર નીકળી જાય છે. ચામડી પ્રસન્ન અને સુરખીવાળી બને છે અને એક પ્રકારની આરોગ્યમયતાનો આપણને અનુભવ થાય છે.

**સૂર્યનાં** કિરણોના રસાયણીક ગુણોમાં ઋતુ ઋતુ પ્રમાણે તફાવત રહે છે. સમસીતોષ્ણ કટીબંધમાં વસંત અને ગ્રીષ્મ ઋતુ દરમ્યાન સુર્યનાં કિરણોમાં "અલ્ટ્રા-વાયોલેટ રેઇઝ"નું પ્રમાણ વધારે હોય છે. જ્યારે તડકો વધારે પડતો હોય છે ત્યારે આપણાં ગળાંના નીચેના ભાગમાં આવેલી થાઇરોઇડ ગ્લેન્ડ-પ્રણી બન્ધ-માં આયોડાઇનનું પ્રમાણ વધારે હોય છે. શીઆળાની ઋતુ દરમ્યાન જે લોકો પોતાનો મોટા ભાગનો વખત મકાનોની અંદર જ ગાળે છે તે લોકોમાં પાંડુ રોગ-એનીમીઆ-ના તત્વો વધારે પ્રમાણમાં હોય છે. અને જ્યારે એ સ્થિતિની સાથે કસરતનો અભાવ હોય, સારી હવા ઓછાં પ્રમાણમાં લેવાતી હોય અને અપથ્યકારી ખોરાક લેવાતો હોય ત્યારે સળેખમ અને ઇન્ફ્લુએન્ઝા વધારે પ્રમાણમાં ફેલાય એમાં જરાએ નવાઇ નથી.

**સૂર્યનો** પ્રકાશ ઘણી જાતનાં કિરણો, અથવા કેટલાક માને છે તેમ મોજાંઓનો બનેલો હોય છે. પ્રીઝ્મોમાંથી-હાંડીઓ અને ઝુમરોમાંનાં-સૂર્યપ્રકાશ જ્યારે પસાર કરવામાં આવે છે ત્યારે તેનાં વિવિધ રંગનાં પ્રતિબિંબો પડે છે એ તો સહુ કોઇએ જોયું હશે. આ રંગો મેઘધનુષના રંગો જેવા એટલે કે લાલથી માંડીને આછા ગુલાબી જેવા રંગોમા વેંચાઇ ગયેલ હોય છે. એ દરેક રંગ જુદી જુદી પ્રકૃતિવાળાં કિરણનો પ્રતિનિધિ છે અને જ્યારે બધાએ રંગોને સાથે મેળવીએ ત્યારે સફેદ સુર્યપ્રકાશ થાય છે. એ રીતે જે રંગો જણાય છે તે ઉપરાંત બીજા અનેક રંગો તેમાં હોય છે પણ તે નરી આંખથી જોઇ શકાતા નથી

એમ કહેવાય છે. પરંતુ એ દરેક જુદાં જુદાં કિરણથી માણસના શરીર પર ઘણી જુદી જુદી જાતની અસર થાય છે. આમાંની કેટલીક અસરો ગતિ ઉપજાવનારી હોય છે; કેટલીક માત્ર ગરમી ઉપજાવનારી અને કેટલીક રાસાયણીક હોય છે. "અલ્ટ્રા વાયોલેટ" કિરણો શરીરમાં બહુ ઉંડે જતાં નથી. ખરૂં જોતાં શરીર પર તેમની અસર ચામડી પુરતી જ હોય છે. પણ તેઓ ચામડીમાં જે સેલ્સ પ્રાણકણો-હોય છે તેમના પર અસર કરે છે અને ચામડીમાં આવેલી ઝીણી રક્તવાહિનીઓ-નસો-હોય છે તેમના પર પણ અસર કરે છે.

શરીરને તડકામાં ખુલ્લું રાખવાથી ચેતનશક્તિ ખીલે છે. સુર્યસ્નાનથી વધારે તાકાત મળ્યાનો અનુભવ થાય છે અને વધારે તાકાત મળે પણ છે, મન પણ વધારે ચંચળ બને છે અને વધારે કાર્ય કરવાની શકિત ધરાવતું થાય છે. આનંદ, આશા અને જીવનના ઉલ્લાસનો અનુભવ થાય છે. ડૉ૦ રવીન્દ્ર સુર્યસ્નાનની અસરોનું વર્ણન કરતાં કહે છે. "સુર્યસ્નાનની અસરથી પુનર્જીવન પ્રાપ્ત થાય છે... એનાથી જીવનના ઉલ્લાસનો જન્મ અથવા પુનર્જન્મ થાય છે, બુધ્ધિની સમતા પ્રાપ્ત થાય છે અને જે લોકો નિરાશ અથવા ઉદાસીન બની ગયા હોય છે તેઓનું માનસ પ્રાણી માત્ર તરફ કલ્યાણકારી બની જાય છે...અને આ બધું સુર્યનાં કીરણોની વણમાગી ઉદારતાને જ આભારી છે."

સૂર્યસ્નાનથી શરીરની અંદરનાં અંગોમાં પણ જે કચરો એકઠો થયો હોય કે બીજો ભરાવો થયો હોય તે ઓછો થાય છે અને તેથી કરીને પ્રમાણથી વધી ગયેલી લોહીનાં સંચરણની ગતિ નિયમિત બને છે. લોહીમાં રાતાં સેલ્સ-અણુઓ-નું પ્રમાણ વધે છે. ગુરદાઓની કાર્યશકિત વધે છે અને તેથી પેસાબ સ્વચ્છ બને છે. શ્વાસની ઉંડાઇ વધે છે અને લોહીમાં પ્રાણવાયુનું પ્રમાણ વધે છે. આ બધી અસરો શરીરને માટે ઘણીજ લાભદાયક હોય છે કારણ કે તેનાથી ગુમાવેલી તન્દુરસ્તી પાછી મળે છે; હોય તે જળવાઇ રહે છે અને વધે પણ છે.

ચામડીના કોઇ પણ ભાગ પર અલ્ટ્રા-વાયોલેટ કિરણોની અસર થાય તેનો લાભ આખાં શરીરને મળે છે. અલ્ટ્રા વાયોલેટ કિરણોની સારી અસરોનો પૂરો લાભ મેળવવા માટે ધીમે ધીમે જેમ બને તેમ આખા શરીરને તેની સામે ધરવું જોઇએ પણ લાભકારક પરિણામો મેળવવા માટે આખાંએ શરીરને તેની નીચે આણવાની અનિવાર્ય આવશ્યકતા નથી. એ સારવાર બહુ પધ્ધતીસરની હોય છે અને ખાસ કરીને શરીરના જે ભાગો તડકાના લાભથી વંચિત રહ્યા હોય તેને તે આપવાની જરૂર રહે છે. સુર્યનો પ્રકાશ ચામડી મારફતે કોઇ અજાયબ રીતે અસર કરીને શરીરમાં કેટલાક રસાયણીક ફેરફારો ઉપજાવે છે. એ રસાયણીક ફેરફારો શરીરના બધાએ અવયવોને અસર કરે છે. એ હવે જણાઇ ચુકયું છે કે સુર્યનો પ્રકાશ લોહીમાં કેલશીઅમ, ફોસફરસ અને લોહનાં તત્વો વધારે છે, અને એ રીતે લોહી ક્ષીણ થવામાંથી આપણને બચાવી લે છે.

સૂર્યના કિરણો જતુંનાશક પણ હોય છે. જ તુઓ અંધારી, ભીનાશવાળી અને સહેજ ગરમીવાળી જગ્યાઓમાં ભરાઇ રહે

છે. સુર્યકિરણો તેમને મારી નાખે છે. આ વાતથી સ્ત્રીઓ પણ સારી રીતે વાકેફગાર હોય છે. જો ક્ષયનાં જંતુઓને પણ થોડા કલાક તડકામાં રાખવામાં આવ્યાં હોય તો નાશ પામે છે. સુર્યના તડકા ન્યુમોનીઆ અને બીજાં ઘણાંએ ગહન દર્દોનાં જંતુઓને મારી નાખે છે. આપણાં પથારી પાગરણ અને પેટીઓમાં પડ્યાં રહેતાં કપડાંઓને સ્ત્રીઓ વખતો વખત તડકે નાખે છે તેમાં ઘણું ડહાપણુ રહેલું છે. એવી જ રીતે ન રૂઝાતા હોય અથવા બહુ ધીમે ધીમે રૂઝાતા હોય એવા જખમો કે ઘારાંઓને તડકામાં રાખવાથી વહેલાં રૂઝાવા માંડે છે. એવી જ રીતે ચામડીનાં પણ ઘણાં દરદો ખુલ્લી હવા અને સુર્યપ્રકાશથી દૂર થાય છે.

છેલ્લાં થોડાં વર્ષોથી ડાકટરોએ સુર્યકિરણોની એક બીજી ઘણી જ ઉપયોગી સેવાની પીછાણ કરી લીધી છે. એમ માલુમ પડ્યું છે કે ગળા જતાં હોય અને હાડકાં ફુલતાં હોય એવું જે બચ્ચાંઓનું "રીકેટ" નામનું દરદ કહેવાય છે તે સુર્યસ્નાનથી અટકાવી શકાય છે. એ દરદ અટકાવવા માટે બાળકને જેટલું સુર્યસ્નાન આપવાની જરૂર હોય છે તેટલી જ તેના ખોરાક સબંધી સંભાળ રાખવાની જરૂર રહે છે. બચ્ચાંઓને તડકામાં ખુલ્લી હવામાં દરરોજ થોડા કલાક રમવાની સગવડ મળે એવી તજવીજ માબાપોએ કરવી જ જોઇએ. બચ્ચાંઓનું શરીર અને મન બરાબર ખીલે એ માટે ખોરાક જેટલો જરૂરી છે એટલો જ સુર્યપ્રકાશ પણ જરૂરી છે. હિન્દમાં છોકરાંઓને તડકે બેસારવામાં આવે છે એ ઘણું જ લાભદાયક છે

આછાં અથવા કાળાં રંગનાં કપડાંઓમાંથી સુર્યનો પ્રકાશ પસાર થઈ શકતો નથી. એટલા માટે કપડાં જેમ બને તેમ આછાં અને આછા રંગનાં પહેરવાં જોઇએ- ખાસ કરીને ઉનાળામાં. સફેત રંગનાં કપડાં હોય તો સહુથી સારૂં. ઝાંખો આસ્માની અથવા ઝાંખો ભૂરો રંગ પણ લાભદાયક હોય છે. પરંતુ સુર્યકિરણોનો પૂરેપૂરો લાભ લેવો હોય તો તો તેને સીધાં શરીર પર જ પડવાં દેવાં જોઇએ. સુર્યસ્નાન વિશે આપણે ઉત્સાહી રહેવું જોઇએ પણ વધારે પડતા નહી. દરેક માણસ સરખા પ્રમાણમાં સુર્યનો તાપ સહન કરી શકે નહિ. કેટલાક માણસો તો વધારે પડતા તડકામાં રહેતાં ખુબ જ હેરાન થાય છે. આ કારણથી સુર્યસ્નાનના વગર વિચાર્યાં અખતરા આદરવા એ સલામતિ ભર્યું નથી. ક્ષયથી પીડાતા લોકોને બપોરના તડકામાં રાખવાને પરિણામે ઘણી વખત અનિષ્ટ પરિણામો આવ્યાં છે. એ યાદ રાખવાની ખાસ જરૂર છે કે શરીરને જે ફાયદો થાય છે તે સુર્યની **ગરમી**થી નહિ પણ **પ્રકાશ**થી. સુર્યનો પ્રચંડ તડકો નમોને ઢીલી કરી નાખે છે, ભૂખ ભગાડી દે છે, તાવ આણે છે અને શક્તિ ક્ષીણ બનાવી દે છે.

પહેલી વખત સુર્યસ્નાન કરો ત્યારે પાંચ મીનીટથી વધારે વખત તડકામાં ન બેસવું. શરૂઆત ધીમેથી અને સંભાળપૂર્વક કરવી: પ્રથમ ફક્ત પગ અને ખભાનો ઉપલો ભાગજ ખુલ્લો રાખવાં. પછી ધીમે ધીમે વખત અને શરીરનો ખુલ્લો ભાગ બન્ને વધારતા જાવ. ઘણી ખરી વખત તો તો માત્ર પગજ

તડકામાં પાંચ મીનીટ સુધી દિવસમાં બે ત્રણ વાર ખુલ્લા રાખવાનું સલાહકારક છે. બીજે દિવસે દસ મીનીટ અને એમ ધીમે ધીમે આગળ વધવું. પંદરેક દિવસ પછી આખું શરીર ત્રણેક કલાક કે વધારે વખત માટે તડકામાં રાખી શકાય. તમારાં શરીર પર તેની શી અસર થાય તે લક્ષ્યમાં રાખીનેજ આગળ વધવું. સુર્યસ્નાનની અસર આનંદ ઉપજાવનારી થવી જોઇએ. થાક જાય કે શ્વાસોશ્વાસ વધી જાય તો સમજવું કે તમારી શકિત ઉપરાંત તમે સુર્યસ્નાન કરો છો. બપોરના વખતે સુર્યસ્નાન કરવું નહિં એ કામને માટે વહેલી સવારના કલાકો અને સાંજના કલાકો વધારે સારા છે કેમકે તેનાથી આપણામા ઉત્સાહ અને જોમ આવે છે.

બહુ નાનાં અને બહુ મોટી ઉમરનાં માણસોએ સુર્યસ્નાન કરવામાં ખુબ સંભાળ રાખવી જોઇએ. ચામડીનો રંગ રફતે રફતે શામળો થતો જાય એ તેની સારી અસરની નિશાની છે. શરીરને ખુલ્લું મુકતાં પહેલાં હાથ અને પગ ખુલ્લા રાખવાનો મહાવરો કરવો જોઇએ. આંખ અને માથાં પર સીધો તડકો ન પડવા દેવો. ચામડીનો દાહ ભૂખનો અભાવ, તાવ, કંટાળો, માથું દુખવું, ઉંઘનો અભાવ એ બધાં નુકશાનકારક છે અને એમ સાફ બતાવે છે કે સુર્યસ્નાન યોગ્ય રીતે કરવામ આવતું નથી અથવા વધારે પ્રમાણમાં કરવામાં આવે છે.

સુર્યસ્નાન સાથે જો કસરત કરવામાં આવે અને શરીરને મસળવામાં–મસાજ કરવામાં–આવે તો ઓર ફાયદો થાય છે. ડાકટરની સલાહ લીધા વિના સુર્યસ્નાનના અખતરા કરવા માંડવા એ સલાહકારક નથી.

એક વિખ્યાત ડાકટર કહે છે કેઃ ફીન્ઝેન પ્રકાશ અને રેડીઅમ અને રોજન રેઇઝ અને કિરણોન બધાએ ઉપયોગોં અને ગરમીના કિરણોના બધાએ ઉપયોગો, અને વીજળીક મોજાંઓના બધાએ ઉપયોગો શકિતક્ષીણ સ્નાયુઓને પુનર્જીવન આપવા માટે કરી લઇએ; રેડીએશનના સર્વ પ્રકારનો પૂરેપૂરો ઉપયોગ કરી લઇએ તો પણ દર્દીને સુધારનાર કે અટકાવનાર તરીકે સુર્યના કિરણોની બરાબરીમાં તેઓ નજ આવી શકે. એક ખાબોચીઆં અને મોટાં સરોવર વચ્ચે જેટલો તફાવત હોય એટલો તફાવત એ હાકતરી ઉપાયો અને સુર્યપ્રકાશ વચ્ચે છે.

સુર્યપ્રકાશ તન્દુરસ્તી માટે એટલો બધો ઉપયોગી છે કે જ્યારે વાદળાંઓ કે એવાં બીજાં કારણોસર સુર્યનો કુદરતી પ્રકાશ મળી શકે તેમ ન હોય ત્યારે એ પ્રકાશનો લાભ મેળવવા માટે પાશ્ચિમાત્ય ડાકટરોએ કૃત્રિમ સુર્યપ્રકાશ શોધી કાઢયો છે. એ પ્રકાશ ખાસ જાતની બત્તીઓ મારફત મળી શકે છે. જ્યારે છેક ખુલ્લાં શરીરથી તડકામાં બેસવાનું શકય ન હોય ત્યારે કૃત્રિમ સુર્યસ્નાન જેટલું બને તેટલું કરાવવું જોઇએ. કૃત્રિમ સુર્યપ્રકાશનાં કીરણો કુદરતી સુર્યકિરણો કરતાં ઘણાં વધારે ઉગ્ર હોય છે, માટે તેનો ઉપયોગ કરતાં ઘણીજ સંભાળ રાખવાની રહે છે. એ કિરણોથી સારવાર મેળવવી હોય તો તે ડાકટરોને હાથે મેળવવાનું જ સલામતિભર્યું છે

માણસ જાત આ દુનિઆ 'પર લાખો વરસથી હસ્તીમાં આવી છે પણ તેણે કપડાં પહેરવાનું હજુ થોડાં હજાર વર્ષો-થી જ ચાલુ કર્યું છે. માણસો કહે છે કે સુર્ય પૃથ્વીનો પીતા છે અને આપણા ખોરાક અને અગ્નિનું મુળ એમાં રહેલું છે. સંસ્કૃતિનો જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ માણસ પોતાનું શરીર વધારે અને વધારે ઢાંકતો ગયો છે અને ખુલ્લાં મેદાનો છોડી અંધારાં મકાનોમાં વસતો થયો છે. એ ચોક્કસ છે કે આ ફેરફારથી શરીરની દૃષ્ટિએ માણસે મેળ-વવા કરતા વધારે ગુમાવ્યું છે. માણસે કૃત્રિમ સંયોગોમાં જીવતાં નિરાધાર સત્વ બનતા મટી જઇને સુર્યપ્રકાશમાં જીવતાં થઇ જવું ઘટે છે.



# રોટી



પૃથ્વિની શરૂઆતથી માંડીને આજ સુધીમાં માણસે રોટી મેળવવાને શાશા પ્રયત્નો કર્યા છે, કઇ રીતે કર્યા છે અને તેનું પરિણામ આજે શું આવ્યું છે તેનો સચોટ અને સર્વગ્રાહી સરવાળો અહિં રજુ થાય છે.

એક સમય એવો હતો કે જ્યારે માણસો પત્થરનાં હથિયારો બનાવતા હતા, અને જંગલોમાં પશુઓનો શિકાર કરીને જીવન નિર્વાહ કરતા હતા. અને એ શિકાર પણ ક્યારેક મળતો અને ક્યારે નયે મળતો. તે દિવસોમાં પોતાનાં સંતાનો માટે–વારસામાં ડુંગરાની તળેટીએ એકાદ ઝુંપડી ને થોડાંક તુટયાં ફુટયાં વાસણો મુકી જતા. પ્રકૃતિ એ સમયે વિશાળ, અજ્ઞાત અને બીહામણી વસ્તુ હતી. તેથી તેઓને પોતાનું દુઃખી જીવન ટકાવવા માટે પણ ભારે ટક્કર ઝીલવી પડતી હતી–પરંતુ એ બધી ઘણા જૂના જમાનાની વાતો છે. માનવજાતિ ત્યારથી ઘણી આગળ વધી ચૂકી છે.

તે જમાના પછી અશાંતિના અનેક યુગોનો ક્રમ વીતી ગયો. એ દરમીયાન મનુષ્યસમાજે અવર્ણનીય સંપત્તિ મેળવી લીધી. જમીનો સાફ કરી નાખી, ખાબોચીઆં ભરી નાખ્યાં, જંગલો કાપી મેદાન કર્યાં, રસ્તાઓ બનાવ્યા. ડુંગરાઓ કાપી વચ્ચેથી માર્ગ કાઢયો. અનેક પ્રકારનાં યંત્રો તૈયાર કર્યાં. પ્રકૃતિનાં રહસ્યનો ઉકેલ કરવામાં આવ્યો. વરાળ અને વિદ્યુતને વશ કરી તેને આજ્ઞાંકિત સેવકો બનાવ્યાં. પરિણામ એ આવ્યું છે કે આજે સભ્ય માનવસમાજને જન્મ લેતાંની સાથેજ પોતાના ઉપયોગ માટે પૂર્વજોની અતુલ સાધન સંપત્તિ મળી જાય છે. આ પૂંજી-સંપત્તિ એટલી બધી વધારે છે કે જો એક માણુસ પોતાના પરિશ્રમ સાથે બીજાઓના પરિશ્રમની મદદ લઇને એનો ઉપયોગ કરે તો એટલું બધું વધારે ધન તેને

અનુવાદક:

શ્રા. સાદીક

મળી રહે કે અરેબીઅન નાઇટસની કહા-ણીઓની કલ્પનાને પણ વટાવી જાય. અઢળક ધનસંપત્તિ!!

જમીન દૂર દૂર સુધી સાફ કરી નાખવામાં આવી છે. એમાં ઉત્તમમાં ઉત્તમ બીતું વાવેતર કરવામાં આવે છે. એ વાવેતર એના ઉપર ખર્ચા-એલા પૈસા અને પરિશ્રમનો વિપુલ બદલો આપવાને તૈઆર હોય છે. ખેતી કરવાનાં શાસ્ત્રીય જ્ઞાનનો ખૂબ પ્રચાર થઇ ચુક્યો છે.

અમેરીકાનાં વિશાળ મેદાનોમાં શક્તિ-શાળી યંત્રોની મદદવડે એકસો માણસો થોડાજ મહિનાઓમાં એટલું બધા ઘઉં ઉત્પન્ન કરી શકે છે, કે દસ હજાર માણસો એક વર્ષ સુધી ખાય તોયે ન ખૂટે. જ્યારે માણસ પોતાના ઉત્પન્ન-ને બમણું ત્રમણું અને ચારગણું પણ વધારવા ઇચ્છે છે, ત્યારે તે પોતાની જમીનને અનુકૂળ રીતે તૈયાર કરી નાખે છે. તે દરેક વખતે વાવેતર કરતાં ધ્યાન રાખે છે, અને એવી રીતે અતિઘણો માલ ઉત્પન્ન કરે છે. જૂના જમાનાનો શિકારી જ્યારે પચાસ સાઠ માઇલ ભટ-કતો ત્યારે માંડમાંડ તેનાં કુટુંબને માટે ખાવાનું મેળવી શકતો. આજના મનુષ્યના કુટુંબનો જીવનનિર્વાહ અનેક સ્થળોએ બહુજ ઓછું કામ કરીને, અને કેટલેક સ્થળે વધારે નિશ્ચિન્તતાની સાથે, થઇ જાય છે. પવન અને પાણીની અગવડો હવે રહીજ નથી. જો સૂર્યદેવ વાદળોમાં છૂપાઈ જાય તો કૃત્રિમ ગરમી મારફતે કામ ચલાવવામાં આવે છે. એટલુંજ નહીં હવે તો એવોયે સમય આવતો દેખાઇ રહ્યો છે કે જ્યારે ખેતીની સરળતા માટે કૃત્રિમ પ્રકાશનો ઉપયોગ કરવામાં આવશે. આટલું તો આજેયે થાય છે કે કાચ અને ગરમ પાણીના નળોના પ્રયોગથી ધારવામાં આવેલા સ્થાને નૈસર્ગિક રીતે જેટલી ઉત્પન્ન થાય છે, તેના કરતાં દસગણી અને પચાસગણી વધુ ઉત્પન્ન સુધ્ધાં કરી લેવામાં આવે છે.

ઉદ્યોગ-ધંધાના ક્ષેત્રમાં જે મહાન સફળતાઓ મળી ચુકી છે, તે એથીયે વધુ વિલક્ષણ છે. આધુનિક યંત્રો-નોજ દાખલો લ્યો, જે ઘણુંકરીને અજ્ઞાત શોધકોના ત્રણ ચાર પેઢીઓના પરિશ્રમનું ફળ છે. એ યંત્રો બુદ્ધિમાન સવિવેક પ્રાણીની જેમ કામ કરે છે. એ યંત્રોની સહાયવડે આજકાલ એકસો માણસ દસ હજાર માણસોને એ વર્ષ સુધી પહેરી શકાય એટલું કાપડ ઉત્પન્ન કરી નાખે છે. કોલસાની વ્યવસ્થિત ખાણોમાં—એકસો ખાણમાં કામ કરનારાઓના પરિ-શ્રમથી આજકાલ એટલોબધો કોલસો નિકળે છે કે જે દસ હજાર કુટુંબોને શરદીના દિવસોમાં ગરમ રાખી શકે. હાલ માંજ એક અદ્દભુત દ્રશ્ય જોવામાં આવ્યું છે અને તે એ કે અંતરાષ્ટ્રીય પ્રદર્શનોના પ્રસંગે થોડાજ મહીનામાં શહેરનાં શહેરો વસી જાય છે. એવા રાષ્ટ્રોના નિયમિત કાર્યોમાં એથી જરાયે અગવડ પડતી નથી.

ભલે ઉદ્યોગ-ધંધામાં કે ખેતીવાડીમાં—માત્ર એટલુંજ નહીં પણ આપણી આખી સામાજિક વ્યવસ્થામાં—આપણા પૂર્વજોના પરિશ્રમ અને તેમની શોધખો-ળોનો લાભ મુઠ્ઠીભર માણસોનેજ મળતો હોય, પરંતુ એ વાત નિર્વિવાદ છે કે પોલાદ અને લોખંડના એ યંત્રોની મદદથી સાધારણ માનવસમુદાયના પ્રત્યેક ભાગને માટે સુખ અને વૈભવની બેહદ સામગ્રી ઉત્પન્ન થઇ ચુકી છે.

વસ્તુતઃ આપણે સંપન્ન થઇ ચુક્યા છીએ. આપણી સંપત્તિ આપણે સમજીએ છીએ તે કરતાં ઘણી વધુ છે. જેટલી

સંપત્તિ આપણા અધિકારમાં આવી ચુકી છે, તે ચે કે ઓછી નથી. એથી વધારેની ધનસંપત્તિ એ છે જે આપણે યંત્રોદ્વારા ઉત્પન્ન કરી શકીએ છીએ. સૌથી વધારે ધનસંપત્તિ એ છે જે આપણે આપણી ભૂમિમાંથી વિજ્ઞાનદ્વારા અને કલાકૌશલનાં જ્ઞાનથી ઉત્પન્ન કરી શકીએ છીએ; અને તે માત્ર એકજ શરતે કે આ બધાં સાધનોનો ઉપયોગ સહુનાં સુખ માટેજ કરવામાં આવે

આપણો સભ્ય સમાજ ધનવાન છે. તે છતાંયે મોટો ભાગ શા માટે ગરીબ છે? સાધારણ-જનતાના મોટા સમુદાય ઉપર અસહ્ય દુઃખો ને સંકટો શા માટે? જ્યારે ચારે તરફ આપણા પૂર્વજોએ કમાવેલી સંપત્તિના ઢગલા પડયા છે, અને જ્યારે ઉત્પત્તિના આટલા ગંજાવર ને બળવાન સાધનો-યંત્રો ઉભાં છે-જેના ઉપર થોડાજ કલાક કામ કરવાથી બધાને નિશ્ચીતરૂપે સુખ અને સગવડ મળી શકે છે, તો પછી સારામાં સારો પગાર મેળવનાર મજૂરને-શ્રમજીવીને આવતી કાલની ચિંતા શા માટે રહ્યા કરે છે?

સમાજવાદીઓએ આ વાતનું રહસ્ય બતાવ્યું અને થાકયા વીના વારંવાર એને એ સત્ય સમજાવ્યું. આજે પણ તેઓ એજ વાતો પોકારી પોકારીને કહી રહ્યા છે, અને બધા શાસ્ત્રોનું પ્રમાણ આપી આપીને એ સત્યો સિદ્ધ કરી રહ્યા છે. તેઓ કહે છે કે આ દારિદ્રય, ચિંતા-ગરીબી અને ભૂખમરાનું કારણ એ છે કે ઉત્પત્તિનાં બધાં સાધનો-જમીન, ખાણો, રસ્તાઓ, યંત્રો, ખાધખોરાકીની વસ્તુઓ; મકાનો, શિક્ષણ અને જ્ઞાન-એ બધાંને થોડાજ માણસોએ ઝડપી પોતાના હાથમાં લઇ લીધાં છે, એ બધાંનો સાચો ઇતિહાસ છે, પૂરાવો છે. એ લૂંટનો ઇતિહાસ અનેક પ્રકારની સજાઓ, દંડ, યુદ્ધ, અજ્ઞાન અને અત્યાચારોની ઘટનાઓથી પરિપૂર્ણ છે. મનુષ્યોએ પ્રકૃતિની શક્તિઓ ઉપર વિજય મેળવ્યો, એ પહેલાં એનો જીવનક્રમ એવોજ હતો. બીજું કારણ એ છે કે પ્રાચીન નિયમો-રિવાજો વગેરે અત્યારે રજુ કરીને આ થોડાક-મુઠ્ઠીભર માણસો માનવજાતિના-માનવસમુદાયના ૨/૩ ભાગના લાભ-નફા-ઉત્પન્ન ઉપર કબ્જો જમાવી બેઠા છે, અને તેને અત્યંત મૂર્ખ રીતે વા શર્મવિનારી રીતે વેડફી નાખતા રહ્યા છે. આ સર્વવ્યાપી દુઃખનું ત્રીજું કારણ એ છે કે આ મુઠ્ઠીભર માણસોએ માનવસમુદાયની એવી દુર્દશા કરી નાખી છે, કે તે બીચારાઓ પામે એક માસ માટે તો શું, એક અઠવાડિયા માટે પણ જીવન નિર્વાહની વસ્તુઓ રહેતી નથી, તેથીજ એ લોકો તેમને કામ પણ એવીજ શરતે આપી શકે છે કે આવકનો મોટો ભાગ પોતાનેજ મળે. ચોથું કારણ એ છે કે આ મુઠ્ઠીભર માણસો, બાકીના માનવસમુદાયને તેઓની જરૂરીઆતની વસ્તુઓ પણ બનાવવા દેતા નથી, અને તેઓને એવી વસ્તુઓ તૈઆર કરતાં અટકાવે છે જે સહુનાં જીવન માટે જરૂરી ન હોય, પરંતુ જેમાંથી એકહથ્થુ સત્તા અધિકાર ધરાવનારાઓને વધુ લાભ મળી શકે. આમાંજ સમાજવાદનો મૂખ્ય સાર-સમાજવાદનું સર્વસ્વ સમાએલું છે.

કોઈ પણ સભ્ય-સુધરેલા આગળ વધેલા દેશનો દાખલો લ્યો જયાં પહેલાં જંગલો અને ખાડાખાબોચીઆં હતાં, ત્યાં આજે વિશાળ મેદાન અને સ્વચ્છ વાયુ અને પાણી છે. એ દેશો રહેવાને માટે યોગ્ય બની ગયા છે. જયાં પહેલાં ભૂમિ ઉપર નાની મોટી વનસ્પતિ માત્ર ઉત્પન્નથતી હતી, ત્યાં આજે ઘણી કીંમતી ૠતુ આવે છે. ડુંગરાઓના ધારોમાં,

પથ્થરનું જીગર કાપી કાપીને ચણુતરાઓ બનાવી નાખ્યા છે, અને તેની ઉપર દ્રાક્ષની વેલો લગાડી દીધી છે. જે જંગલી વૃક્ષો ઉપર ખાટાં બોર અને અખાદ્ય કન્દમુળ સિવાય કૈંયે આવતું નહીં, વર્ષો સુધી અનેક પ્રયોગો કરીને તેમનીયે કાયા-પલટ કરી નાખી છે. આજે ત્યાં તાજી શાકભાજી અને સ્વાદિષ્ટ ફળોફુલભરેલાં છે. હજારો રસ્તાઓ અને રેલ્વેના માર્ગોની અનેક રેખાઓ પૃથ્વીને ઘેરી પડી છે, અને વચ્ચે આવતા પર્વતોના પેટમાં માઇલોના માઇલ જેટલી લાંબી સુરંગો બનાવવામાં આવી છે. આલ્પસ, કાફ અને હિમાલય પર્વતોના નિર્જન ઘાટોમાં પણ યંત્રનો ચિત્કાર સંભળાવા લાગ્યો છે! નદીઓ ઉપર આગબોટો ચાલવા લાગી છે. સમુદ્ર તટોની પૂરેપૂરી માહિતી મળવાથી તેમને વધુ સવડતા મળી છે. જ્યાં જરૂર પડી, ત્યાં ખોદખાદ કરીને તેની ઉપર કૃત્રિમ બારાંઓ તૈયાર કરી લેવામાં આવ્યાં છે, ત્યાં આગબોટો આશ્રય લે છે, અને સમુદ્રનો કોપ કે તોફાન તેમનું કશુંયે બગાડી શકતું નથી. ઉંડી ખાણો ખોદવામાં આવી છે, અને જમીનના પેટમાં પેસી કોલસા અને બીજાં ખનીજ કાઢવામાં આવે છે. ઠેકઠેકાણે ગંજાવર શહેરો વસી ગયાં છે, જેમાં ઉદ્યોગ, વિજ્ઞાન અને કળા એકત્ર થઈ થયાં છે.

આપણને આ સદીમાં જે મહાન વૈભવ ઉત્તરાધિકારમાં મળ્યો છે તે એ લોકોએ સર્જ્યો છે જેઓ અનેક પેઢીઓ સુધી દુઃખોમાં રહ્યા અને દુઃખમાંજ મર્યા; જેમની ઉપર તેમના માલેકોએ જુલમ ને અત્યાચાર-દુર્વ્યવહાર કર્યા, અને જેઓ ઘોર પરિશ્રમ કરવાને કારણે જર્જરિત થઇને ચાલ્યા ગયા.

સેંકડો વર્ષો સુધી કરોડો માનવીઓએ જંગલો સાફ કરવા ખાબોચીઆંઓ ભરવા ને સુકવવા પાણી ને સ્થળમાર્ગ બનાવવા માટે પરિશ્રમ કર્યા છે. જે જમીન ઉપર આપણે આજે ખેતી કરીએ છીએ, એના એકેએક ટુકડાનું માનવસન્તાનોની અનેક પેઢીઓએ પોતાના પરસેવાથી સીંચન કર્યું છે. દરેકેદરેક એકર જમીન ઉપર સખ્ત મહેનત મજુરી અને બીજાં અનેક કષ્ટો આપણાજ પૂર્વજોએ સહન કર્યાની કહાણી લખાએલીજ છે. રેલ્વે માર્ગના દરેક દરેક બોગદ (ટનલ)ના દરેક ઇંચ ઉપર માણસના લોહીનું બળિદાન લાગેલું છે.

ખાણોની ભીંતો ઉપર આજે પણ એ ખોદનારા મજુરોની કોદાળી-કુહાડીનાં ચિન્હો નજરે પડે છે. ત્યાં થાંભલાઓ વચ્ચે જે સ્થાનો છે, ત્યાં કોણ જાણે કેટકેટલાએ મજૂરોની કબ્રો બની છે. અને એ કોણ કહી શકે છે કે એવી દરેક કબ્રમાં કેટલાં આંસુ, કેટલા ઉપવાસ અને કેટલાં અકથનીય દુઃખો છૂપાએલાં છે? એવાં કેટલાંયે કુટુંબો હશે જેમનો આધાર એક મજુરની મજૂરીના થોડાશા બદલા ઉપર રહ્યો હશે; અને એજ માણસ-મજુર પોતાની જવાનીના દિવસોમાં એજ ખાણમાં આગ લાગતાં, થાંભલા તુટી પડતાં અથવા પાણીની રેલ આવતાં હંમેશ માટે ચાલ્યો ગયો હશે.

મોટાં શહેરોનો ઇતિહાસ એવોજ છે. શહેર શહેરો વચ્ચેનો સંબંધ રેલ્વે અને સ્ટીમરો લીધે બંધાએલો રહે છે. એ શહેરોનાં તળમાં ખોદી જુઓ. એક ઉપર એક બજારો, ઘરો, કલાભવનો અને સાર્વજનિક ઇમારતોના અવશેષો ને ચિન્હો મળી આવશે; એ શહેરોના ઇતિહાસનું સંશોધન કરશો તો તમે સારી રીતે જાણી

શકશો કે એ શહેરની સભ્યતા, એના ઉદ્યોગ અને એની વિશેષતાના રૂપસ્વરૂપનો ક્રમશઃ વિકાસ થયો છે, અને એ પ્રકારનાં શહેરોને અનેક પેઢીઓના સહકારથી આજનું સ્વરૂપ મળ્યું છે. દરેક મકાન, કારખાનાં અને ગોદામો જેવી રીતે અગાઉના (ભૂતપૂર્વ) લાખો મજુરોની એકત્ર મહેનતે ઉભાં થયાં છે, તેવી જ રીતે આજે પણ ત્યાં વસનારા અસંખ્ય શ્રમજીવિઓના સહકાર્ય અને શ્રમથી એ વસ્તુઓનો વધુ વિકાસ થઇ રહ્યો છે, ને તેની રક્ષા પણ તેઓ જ કરે છે. જેને રાષ્ટ્રની સંપત્તિ કહેવામાં આવે છે, તેના પ્રત્યેક અંગનું મહત્વ એમાં જ છે કે તે એક મહાન વસ્તુનો અંશ હોય. જો મુંબાઇનું બારૂં અથવા કલકત્તાનું એક મોટું માલનું ગોદામ અન્તરરાષ્ટ્રીય વેપારના એ મહાન કેન્દ્રોમાં નહોય તો તેમનું મહત્વ જ શું રહે? જો જમીન અને પાણીના માર્ગે હંમેશાં લાખો રૂપીઆનો માલ એક સ્થાનેથી બીજે સ્થાને મોકલવામાં આવે નહીં, તો ખાણો, કારખાનાંઓ અને રેલ્વેની શી સ્થિતિ થશે?

જે સભ્યતા અને સંસ્કૃતિ માટે આજે આપણને ગર્વ છે, એના નિર્માણમાં કરોડો માનવપ્રાણિઓનો હાથ હતો, અને કરોડો મનુષ્ય, પૃથ્વીના જુદા જુદા માર્ગોએ, એ સંસ્કૃતિનું સંરક્ષણ ને તેનો નિરંતર વિકાસ સાધવા માટે પરિશ્રમ કરી રહ્યા છે. તેઓના પરિશ્રમ વીના પચાસ જ વર્ષમાં ખંડેરો સિવાય બીજું કંઇ બાકી રહી શકતે નહીં.

આગલા જમાનામાં કે આજના યુગમાં ઉદય પામેલો એકે વિચાર, એકે શોધખોળ એવી નહીં હોય જેને બધાની–સમસ્ત માનવસમાજની સંપત્તિ કહી શકાય નહીં. એવા હજારો જાણીતા અને અજાણ્યા વિચારકો અને શોધકો થઇ ગયા છે, જે બીચારાઓ દરિદ્રતામાં જ મૃત્યુને ભેટ્યા છે. પરંતુ તેમના જ વિચાર, પરિશ્રમ અને બુદ્ધિના પ્રતાપે આજના યંત્રોનું નિર્માણ થયું છે, જેને આજે માનવની પ્રતિમાની મૂર્તિ કહેવામાં આવે છે. એ યંત્રો એક વ્યક્તિનાં કેમ હોઇ શકે? એ યંત્રોનો એકસરખો લાભ માનવસમુદાયને શા માટે નહીં મળે?

મેંકડો લેખકો, કવિઓ અને વિદ્વાનોએ મહેનત કરીને જ્ઞાનની વૃદ્ધિ કરી, દોષ નિવારણ કર્યું અને વિજ્ઞાન વિચારના વાતાવરણની રચના કરી છે, તેઓના પરિશ્રમ વીના આ યુગની અદ્‌ભૂતતાઓ અસંભવિત હતી. અને એ હજારો તત્વવેત્તાએ, કવિઓ, વિદ્વાનો અને શોધકોને પાછલી સદીઓમાં માનવતાએ કરેલા પરિશ્રમની સહાયતા–મદદ–મળી છે. ભૌતિક અથવા માનસિક–એમના જીવનનો આધાર અને પોષણ બધા પ્રકારના અસંખ્ય શ્રમજીવીઓ અને કારીગરોદ્વારા પ્રાપ્ત થયું છે. તેમને આજુબાજુની પરિસ્થિતિમાંથી જ પ્રેરણા મળી છે.

એમાં જરાયે શંકા નથી કે જગતભરના મુડીપતિઓ કરતાં નવીન દિશાઓમાં ઉદ્યોગોનો વિસ્તાર વૈજ્ઞાનિકોની પ્રતિભાને લીધે વધારે પ્રમાણમાં થયો છે, પરંતુ પ્રતિભાશાળી પુરૂષ પણ ઉદ્યોગ અને વિજ્ઞાનના સંતાન જ છે ને? જ્યાંસુધી હજારો વરાળનાં બળે ચાલતાં યંત્રો બધાની આંખો સામે વર્ષો સુધી ચાલી ચુક્યાં નહોતાં, અને તેમની મારફતે વરાળની સંચાલક શક્તિમાં, અને તેવી જ રીતે શબ્દ, પ્રકાશ અને વિદ્યુતમાં દેખાઇ આવતી શક્તિનું રહસ્ય સમજાયું નહોતું, ત્યાંસુધી યંત્ર શક્તિના

ઉદ્ગમ-સ્થાનની અને ભૌતિક શક્તિઓની એકતાની જાહેરાત શું થઈ શકતે? અને જો વીસમી સદીના આપણા લોકોની સમજમાં આ વિચાર આવી ગયો છે, અને તે કામ કરવાનું જાણી પણ ગયા છે, તો એનું કારણ એ જ છે કે દરરોજના-દર હંમેશ મળતા રહેતા અનુભવોએ આપણો માર્ગ સરળ ને સુગમ બનાવી રાખ્યો હતો. આ વિચાર તો અઢારમી સદીમાં પણ આવ્યો હતો, અને તેઓએ એ વિચાર જાહેર પણ કર્યો હતો, પરંતુ એનો વિકાસ એટલા કારણોસર થઈ ન શક્યો કે આપણા યુગની જેમ તે સમયે વરાળયંત્રની આટલી બધી પ્રગતિ થઇ નહોતી. જો વરાળયંત્રના શોધક મી૦ વોટસને એવા ચતુર કારીગરો નહીં મળતે, જેઓ તેમની કલ્પનાઓને ધાતુમાં ઉતારી શકતા હતા, અને જો તેમના યંત્રના બધા અંશો-ભાગોને સંપૂર્ણતાનું રૂપ આપી ન શકતે, તો શું આજે વરાળને યંત્ર જાળમાં બંધ કરીને-એને ઘોડાથીએ અધિક આજ્ઞાકારી અને પાણી કરતાં યે વધુ સરળ બનાવી શકાત કે? ત્યારે શું આધુનિક ઉદ્યોગ ધંધામાં આવી ક્રાંતિ થઇ શકતે કે?

દરેકદરેક યંત્રના વિકાસક્રમનો એવો જ ઇતિહાસ છે. એજ રાત્રિઓના જાગરણ, એજ દરિદ્રતા, એજ નિરાશાઓ, એજ હર્ષ અને તેજ અજ્ઞાત મજુરોની અનેક પેઢીઓની સહાયથી કરવામાં આવેલા સુધારાઓ, જેના સહકાર્ય-સહાય વીના ગમે તેવી ઉત્તમ કલ્પનાશક્તિ નકામીજ ઠરતે. એ સિવાય બીજી એક વાત છે. દરેક નવી શોધ એક યોગ છે, તે એવી અસંખ્ય શોધોનું પરિણામ છે, જે યંત્રશાસ્ત્ર અને ઉદ્યોગ ધંધાના વિશાળ ક્ષેત્રમાં એ કરતા પહેલાં થઇ ચુક્યા છે.

વિજ્ઞાન અને ઉદ્યોગ, જ્ઞાન અને પ્રયોગ, શોધ અને વ્યવહારિક સફળતા, બુધ્ધિ અને હાથનું કૌશલ, મન અને સ્નાયુઓના પરિશ્રમ એ બધા એકી સાથે કામ કરે છે. દરેક શોધ, દરેક પ્રગતિ અને માનવસંપત્તિમાં દરેક વૃધ્ધિભુત અને વર્તમાન કાળના સમ્મિલિત શારીરિક અને માનસિક શ્રમનું ફળ હોય છે.

તો પછી કોઇનેય શો અધિકાર છે કે તે આ સંપૂર્ણ વસ્તુનો એક અંશ પણ ઝુંટવી લઇને કહી શકે કે આ તો મારો છે, તમારો નથી?

પરંતુ માનવ ઇતિહાસોના જે અનેક યુગો વીતી ગયા છે, તેમાં એ વાત સ્પષ્ટ રૂપે કહેવામાં આવી છે કે જે સાધનોદ્વારા મનુષ્યસંપત્તિ વધારે છે, અને પોતાની ઉત્પાદકશક્તિ વધારે છે, તે બધાંને થોડા જ માણુસોએ ઝુંટવી લીધી છે. આજની સ્થિતિ એવી છે કે જમીનની મુળ કીંમત વધતી જતી જનસંખ્યાને લીધે છે, પરંતુ એ જમીન એવા થોડાજ માણુસોના અધિકારમાં છે; જેઓ તેની ઉપર માનવસમુદાયને-સમુહને ખેતી કરવા દેતા જ નથી, અને જો ખેતી કરવા આપે છે તો તે આધુનિક રૂપે નહીં. ટ્રેકટરો અને બીજાં આધુનિક યાંત્રિક સાધનોનો ખેતી માટે ઉપયોગ કરવા દેતા નથી. ખાણોની પણ એજ સ્થિતિ છે. તે અનેક પેઢીઓના પરિશ્રમથી બનાવવામાં આવી છે, અને એનું બધું મહત્વ પણ રાષ્ટ્રની ઔદ્યોગિક જરૂરીઆતો અને જનસંખ્યાની અધિકતાને કારણેજ છે; પરંતુ તેની ઉપર પણ થોડા જ-મુઠીભર માણુસોનું સ્વામિત્વ છે. જો આ મુઠીભર માણુસોને એમની મુડી રોકવા માટે બીજાં વધુ લાભદાયક ક્ષેત્ર મળી આવે તો, તેઓ

કોલસા કાઢવાનું બંધ કરી નાખે છે, અથવા થોડો જ કાઢે છે. યંત્રો પણ એજ મુઠ્ઠીભર માણસોના અધિકારમાં આવી ગયાં છે. જોકે કોઈ પણ યંત્રના આરંભિક સ્વરૂપમાં ધીમે ધીમે જેટલા સુધારા થયા છે, તે બધા ત્રણ ચાર પેઢીઓથી કામ કરનારા મજુરો માટે થયા છે, તે છતાંયે આ યંત્રોના એક માત્ર માલેક આ મુઠ્ઠીભર માણસો જ છે. વસ્તુસ્થિતિ આજે એવી થઈ ગઈ છે કે જો એક શોધકે અનાજ દળવાની ઘંટી એકસો વર્ષ ઉપર શોધી કાઢી હોય, અને આજે એનોજ પુત્ર ઘંટીના કારખાનામાં જઈને પોતાના અધિકારનો દાવો કરે, તો એને પણ એવો જવાબ આપી દેવામાં આવે છે કે, 'દૂર થાઓ, આ યંત્ર તમારૂં નથી.' અને જો તે એ યંત્ર લઈ લેવાનો પ્રયત્ન કરશે તો તેને ગોળીથી મારી નાખવામાં આવશે.

એજ પ્રકારે લાખોની આબાદી, ઉદ્યોગ અને વ્યાપાર વગેરે નહીં હોય તો રેલ્વે પણ જુના લોખંડની જેમ પડી પડી કાટ ખાધા કરશે; પરંતુ એની ઉપર આ ગણ્યાગાંઠયા ભાગીનરોનો અધિકાર છે. આ ભાગીદારોને એટલીએ ખબર હોતી નથી કે જે રેલ્વે લાઈનોથી તેમને મધ્યકાળના રાજાઓ કરતાં વધુ આવક થાય છે, એ રેલ્વે લાઈનો કયાં આવેલી છે? આ રેલ્વેના માર્ગોને પર્વતો વચ્ચે કોતરતી વેળાયે હજારો મજુરો મૃત્યુના મોંમાં શિકાર થઈ પડયા છે. જો કોઈ દિવસે એજ મુડીપતિઓ સામે એજ મજુરોનાં નાનાં બાળકો, ફાટેલાં લુગડાં પહેરી, ભૂખ્યા મરતા મરતા હાજર થઈને રોટીનો સવાલ કરી નાખે તો તેમને બંદુકની સંગીનો અને ગોળીઓ વડે જવાબ મળશે, અને 'સ્થાપિત હિતો' (વિસ્ટેડ ઇન્ટરેસ્ટસ) ની રક્ષા માટે તેમને છીન્નભીન્ન કરી નાખવામાં આવશે.

મુઠ્ઠીભર મુડીપતિઓનાં વાદનું પરિણામ એવું આવ્યું છે કે જ્યારે શ્રમજીવીઓના સંતાનો પોતાના જીવનનિર્વાહ માટે બહાર પડે છે ત્યારે જયાંસુધી તેઓ પોતાની કમાણીનો મોટો ભાગ માલેકને આપી દેવાનું સ્વીકારતા નથી ત્યાંસુધી તેમને ખેતી કરવા માટે ખેતર મળતું નથી, તેમજ ચલાવવા માટે યંત્રો કે ખોદવા માટે ખાણ પણ અપાતી નથી. એને પોતાની મહેનત થોડીક—અને તેય તુચ્છ—મજુરી ઉપર વેંચવી પડે છે. એના પિતા પિતામહે આ ખેતરને સાફ કરવા એ કારખાનાઓનાં નિર્માણ કરવા, અને યંત્રોને સંપૂર્ણ બનાવવા માટે પોતાના લોહીનું પાણી કર્યું હતું. એ કામમાં તેઓએ પોતાની બધી શક્તિ વાપરી નાખી હતી, તેથી વધુ એમની પાસે આપવાનું હતુંયે શું? પરંતુ તે શ્રમજીવીઓનો ઉત્તરાધિકારી જ્યારે જીવનમાં પ્રવેશ કરે છે, ત્યારે તે જગંલી માણસો કરતાંયે પોતાને નિર્ધન જુએ છે. જો એને જમીન ખેડવાની પરવાનગી મળે છે, તો તે એવી શરતે કે ઉત્પન્નનો ચોથો ભાગ માલીકને અર્પણ કરે, અને બીજો ચોથો ભાગ સરકાર અને સાહુકારને આપી દે. સરકાર, મુડીપતિ, જમીનદાર અને વચલા વેપારીઓએ લગાડેલા કરમાં હંમેશા વધારો થતો રહે છે. તેથીજ ખેડૂતો પાસે પોતાની ખેતી સુધારવાની શક્તિ કવચિતજ બચી શકે છે.+ જો એ

+ હિંદમાંનો ખેડૂત બધા કરો આપ્યા પછી પોતાના પરિશ્રમ બદલ મહિનાઓ સુધી ભૂખ્યો જ રહે છે!

ઉદ્યોગ તરફ દૃષ્ટિ નાખે છે, તો તેને કામ મળે છે, પણ તેયે હંમેશ નહીં; આ કામ પણ એવીજ શરતે મળે છે કે ઉત્પત્તિનો અર્ધો અથવા તૃતીયાંશ તે એવી વ્યક્તિને આપી દે, જેને દુનિઆએ મશીનનો માલેક માની લીધો છે.

આપણે આગલા જમાનાના જમીનદારો માટે તો 'શર્મ'! શર્મ'!!'ના પોકારો કરીએ છીએ. અને કહીએ છીએ કે તેઓ ખેડૂત પાસેથી ચોથો ભાગ મેળવી લીધા વીના ખેતર ઉપર પગ મુકવાં દેતા નહોતા. એ જમાનાને જંગલીપણાનો યુગ કહેવામાં આવે છે, આજે રૂપ ભલે બદલાયું હોય, પરંતુ ખેડૂત અને જમીનદારની વચ્ચેનો સબંધ આજે પણ જેમનો તેમજ છે. આજે રાજીખુશીની શરતો–સ્વતંત્રપણે કરવામાં આવેલી પરસ્પર શરતોની વાત કરવામાં આવે છે, પરંતુ એ વાતોની આડમાં અગાઉના જમીનદારોના જેવોજ ભાર મજુરો ઉપર નાખવામાં આવે છે. ખેડૂત ગમે ત્યાં ચાલ્યો જાય, ત્યાં એને એવીજ સ્થિતિનો અનુભવ કરવો પડશે. બધી વસ્તુઓ વ્યક્તિગત સંપત્તિ બની ગઇ છે, તેથીકાંતો એ સ્થિતિનો સ્વીકાર કરો, અથવા તો ભૂખ્યા મરો.

એનું યે પરિણામ અત્યંત ખરાબજ આવ્યું છે. આપણે વસ્તુઓ ઉત્પન્ન કરીએ છીએ, પરંતુ ખોટી રીતે–ઉંધી દિશામાં. ઉદ્યોગ ધંધામાં સમાજની જરૂરીઆતોનો વિચાર કરવામાં આવતો નથી. એનો એક માત્ર ઉદ્દેશ સટોડીઆઓના નફામાં વધારો કરવાનો રહ્યો છે. વેપારમાં હંમેશા બજારની વધઘટ થવાનું આજ એક કારણ છે; તેથીજ વારંવાર હડતાળો પડે છે અને એવા દરેક પ્રસંગે હજારો મજુરો બેકાર બનીને ભીખ માંગવા લાગે છે.

બિચારા મજૂરોને એટલી મજૂરી મળતી નથી–કે જેથી તેઓ પોતેજ બનાવેલી વસ્તુ ખરીદી શકે; તેથીજ બીજા રાષ્ટ્રના મુડિપતિ વર્ગમાં માલ વેચવાના પ્રયત્નો કરવામાં આવે છે. યુરોપ વાસીઓને આવા પ્રકારે વિવશ થઇને પૂર્વના દેશોમાં, આફ્રિકામાં, મિસરમાં, ટાંગાનિકા અથવા કાંગોમાં–બધે ઠેકાણે આધીન પ્રજાઓની–દાસત્વની વૃધ્ધિ કરવી પડે છે, જો કે તેઓ એમ કરે છે, છતાંયે તેઓને તરત જ એ વાતની જાણ થઇ જાય છે કે, બધાં સ્થળે એકસરખા પ્રતિસ્પર્ધી હોય છે. બધાં રાષ્ટ્રોનો વિકાસ એક જ પ્રકારે થાય છે. પરિણામે બજાર ઉપર કાબુ મેળવવા માટે અનેક વેળા સંગ્રામ–યુધ્ધ લડવાં પડે છે. પૂર્વ ઉપર અધિકાર જમાવવા માટે લડાઇ, સમુદ્ર ઉપર સામ્રાજ્ય સ્થાપિત કરવા માટે લડાઇ, આયાત ઉપર કર લગાડવાના હેતુસર લડાઇ, પાડોશી રાષ્ટ્રોને શરતો–સંધીના બંધનોમાં બાંધી લેવાને કારણે લડાઇ, વિદ્રોહી 'કાળી' જાતિઓને વફાદાર બનાવવા માટે લડાઇ, અને જરા જેવી વાતમાં લડાઇનું નિમંત્રણ ખરીદી લેવામાં આવે છે. જગતમાં તોપોની ગર્જના કદીએ બંધ થતીજ નથી. આખી ને આખી જાતિઓનો વધ કરી નાખવામાં આવે છે. યુરોપના રાષ્ટ્ર પોતાની આવકનો તૃતીયાંસ ભાગ અસ્ત્રશસ્ત્ર ઉપર ખરચી નાખે છે. અને આપણે જાણીએ છીએ કે આ ભારે ખર્ચનો આખો ને આખો ભાર બીચારા ગરીબ મજૂરોના માથે પડે છે.

–માટે–

જ્યારે ઉત્પત્તિનું સાધન મનુષ્યોનું સમ્મિલિત પરિશ્રમ છે, તો ઉત્પન્ન પણ બધાની સંયુક્ત સંપત્તિજ હોવી જોઇએ વ્યક્તિગત અધિકારમાં ન્યાય નથી, તેમજ

ઉપયોગી પણ નથી—બધી વસ્તુઓ બધાની છે—બધી વસ્તુઓ બધા માણસો માટે છે, કારણ કે બધાને એની જરૂર છે, બધાએ એને બનાવવામાં પોતપોતાની શકિત અનુસાર પરિશ્રમ કર્યો છે. અને જગતની સંપત્તિના નિર્માણમાં કોણે કેટલો ભાગ આપ્યો છે, એનો હિસાબ કાઢવો અસંભવિત છે.

બસ, બધા પદાર્થ બધા માણસો માટે છે. હથીઆરો—સાધનોનો વિશાળ ભંડાર તૈયાર છે. જેને આપણે યંત્ર અથવા મશીન કહીએ છીએ—એ લોખંડના બનાવેલા ગુલામો આપણી નોકરી માટે તૈયાર ઉભા છે. તે આપણા માટે ચીરવા કે રન્દો કરવા, કાંતવા અને વણવા, બગાડવા અને બનાવવા, અને કાચા માલની અદ્ભૂત વસ્તુઓ બનાવી આપવા હાજર છે. પરંતુ કોઇનેયે એમાના એકે યંત્ર—સાધનને પોતાના કબજામાં કરીને એમ કહેવાનો અધિકાર નથી કે "આ મારૂં છે, તમારે એનો જો ઉપયોગ કરવો હોય તો તમારા ઉત્પન્ન ઉપર મને કર આપવો પડશે." એજ પ્રકારે મધ્યકાલીન જમીનદારોને પણ ખેડૂતોને એમ કહેવાનો અધિકાર નહીં હતો કે, "આ ડૂંગર, આ ભૂમિ મારી છે, એની ઉપર જે એકએક અન્નનો પૂળો બનાવો, ને એક ઘાસની ગંજી બાંધો એના ઉપરનો કર મને આપી દેવો પડશે."

બધું ધન બધાનું છે જો સ્ત્રી અને પુરૂષ બધા પોતપોતાના વ્યાજબી ભાગનું કામ કરી આપે, તો બધાની બનાવેલી વસ્તુઓમાંથી તેમને યોગ્ય ભાગ મેળવવાનો અધિકાર છે એ ભાગ એમના સુખ માટે પુરતો પણ છે. હવે એ જુઠા—ઠગનારાં મંત્રો નહીં ચાલે કે, 'બધાને કામ કરવાનો અધિકાર છે,' અથવા 'બધાને પોતપોતાની મહેનતનો પુરો બદલો મળવો જોઇએ' અમે તો એમ જાહેર કરીએ છીએ કે 'સુખ મેળવવાનો બધાને અધિકાર છે, અને એ બધાને મળવું જ જોઇએ.'

# વિનાશનો વેપાર

**દુનીઆમાં એવી કેટલીયે વેપારી પેઢીઓ છે કે જેમને મોટી લડાઇ જાગે તો ખુબજ લાભ થાય. આ કારણથી તેઓ હથીઆરોનો વપરાશ વધારવાને ભયંકર ફરેબી જાળ રચે છે. એવી થોડીક નામચીન પેઢીઓની છુપી ચાલબાજીમાં અહિં ડોકીઉં કરવામાં આવે છે.**



દુનિઆમાંથી કરોડો જુવાનોની કતલ થઇ જાય, કરોડો માબાપો પુત્ર વિનાનાં, સ્ત્રીઓ પતિ વિનાની, બાળકો પિતા વિનાનાં અને બહેનો ભાઇ વિહોણી બની જાય એમાં રાજી હોય, એ જ વિષયનું જે રાત દિવસ ચિંતન કરતો હોય અને એ સ્થિતિ આણવા માટે લાખો રૂપીઆ ખરચીને રાત દહાડો અથાગ પ્રયત્ન કરતો હોય એવા કોઈ આદમીની કલ્પના તમે કરી શકો છો? આવી જાતની કોઈ એક કે વધારે વ્યક્તિઓ હોય તો તેને વિશે તમે શું ઇચ્છો? પરંતુ તમારી એ કલ્પના કે ઇચ્છાની લેશ પણ પરવા કર્યા વિના એ મહાપ્રલયને માટે તૈયારી કરનારી એક આંતરરાષ્ટ્રીય સંસ્થા હસ્તી ધરાવે છે, એમ મનાય છે. આ સંસ્થા ખરેખર આંતરરાષ્ટ્રીય છે કે જુદા જુદા દેશની, એ વિનાશ પ્રચારક સંસ્થાઓ વચ્ચે એક ધારો સંબંધ છે કે નહિ; એ સંબંધમાં તપાસ કરવા માટે અમેરિકામાં હમણાં એક તપાસપંચ નીમાયું છે. એ પંચનો અહેવાલ બહાર પડશે ત્યારે એ પ્રલય પ્રચારક મંડળની માનવ વિરોધી પ્રવૃત્તિઓ વિશે આપણને અનેક ચોંકવનારી હકીકતો જાણવા મળશે. પરંતુ એ અહેવાલ બહાર પડનાં પહેલાં યે જે હકીકતો અત્યાર સુધીમાં પ્રકાશમાં આવી છે તે કાંઇ ઓછી ચોંકવનારી નથી. એ પ્રવૃત્તિઓનું થોડું દિગ્દર્શન અહિં કરી લઇએ.

દક્ષીણ અમેરિકાનાં બે નાનાં રાજ્યો બોલીવીઆ અને પરાગ્વે વચ્ચે આજે વર્ષો થયાં ખૂનખાર જંગ ચાલ્યા કરે છે. પરિણામ એ આવ્યું છે કે બન્ને દેશોમાંથી આજે જુવાન માણસો છેક નાબુદ થવાની અણી પર આવી ગયા છે. આ યુદ્ધ શા માટે ખેલાય છે તેની ખબર બહુ ઓછા લોકોને હોય છે. એટલે જીનીવાના પ્રજાસંઘે તેને લગતી તપાસ કરવાને એક કમીશન નીમ્યું. એ કમીશને હમણાં પોતાનો અહેવાલ પ્રગટ કર્યો છે અને તેમાં જણાવ્યું છે કે એ બન્ને દેશો પાસે હથીઆરો બનાવવાનાં સાધનો જરાએ નથી. તેથી જો બીજા દેશોની હથીઆરો બનાવનારી પેઢીઓ તેમને હથીઆરો પુરાં પાડવાનું બંધ કરે તો એ લડાઇ થોડાજ વખતમાં બંધ પડી જાય. એ દેશોને હથીઆર ખાસ કરીને

હથીઆરોની ખરીદી માટે મુકરર કરે છે. ઉપરાંત એ કંપનીઓ "શાંતિ પરિષદ" તુટી પડે એવી જાતનું પ્રચારકાર્ય પણ છાપાંઓ મારફત હાથ ધરે છે. ઘણી બેંકો દારૂગોળો બનાવવાનાં કારખાનાંઓમાં હિત ધરાવતી હોય છે અને તેઓ નાણાં વિનાની પ્રજાઓને હથીઆરો ખરીદવા માટે નાણાં ધીરે છે. ઉપરંત રાજદ્વારી પુરૂષો પણ હથીઆરો બનાવનારી કંપનીઓના શેરો અને સ્ટોકો ધરાવતા હોય છે.

આ જાતની અજબ ગુંથણીવાળી આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા અને છાપાંઓ મારફત અને ભાડુતી લેખકો મારફત કરવામાં આવતાં પ્રચંડ પ્રચારકાર્યને પરિણામે જુદા જુદા દેશોની સરકારો આજે એવી ભયભીત બની ગઈ છે કે મોટા પાયાપર હથીઆરો અને વિનાશનાં બીજાં બધાંએ સાધનો કોઇપણ ખર્ચે સંઘરી લેવા માટે દુનિઆના જુદા જુદા દેશોની સરકારો વચ્ચે ઉલ્લેણ હરિફાઇ ચાલી છે. પરિણામે સેનેટર નાયે જણાવે છે તેમ છેલ્લાં યુરોપીય મહાયુદ્ધ પહેલાં એટલે કે ૧૯૧૩ની સાલમાં લડાઈની જેવી તૈયારીઓ હતી તેવી આજે પણ નજરે પડે છે. ઉપરાંત આજે તો યુધ્ધની તૈયારી માટે ૧૯૧૩ નાં કરતાં ઘણુંએ વધારે ખર્ચ થાય છે. એ ખર્ચનું પ્રમાણ જરા જાણી લેવા જેવું છે. ૧૯૧૩ ની સાલમાં થતાં ખર્ચને પાયારૂપ ગણતાં બ્રીટનમાં ૪૨ ટકા, ફ્રાન્સમાં ૩૦ ટકા, ઇટાલીમાં ૪૪ ટકા, જાપાનમાં ૧૪૨ ટકા, રશીઆમાં ૩૦ ટકા, અને યુનાઇટેડ સ્ટેઇટસ ઓફ અમેરિકામાં ૧૯૭ ટકા. ખર્ચ વધ્યું છે. આંતરરાષ્ટ્રીય હથીઆરો બનાવનારી ટોળી પોતાનાં પ્રચાર કાર્યમાં કેટલી બધી ફાવી છે તે આ ઉપરથી જોઈ શકાય છે.

માનવવિનાશમાં હિત ધરાવતી એ પેઢીઓની પ્રવૃત્તિ સંબંધી તપાસ એકલાં અમેરિકાએ હાથ ધરી છે એવું કશું જ નથી આ સબંધમાં બ્રીટનની ઇન્ડીપેન્ડન્ટ લેબર પાર્ટી તરફથી થોડા વખત પહેલાં એક આખું પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે. તે પછીથી "ફોર્ચ્યુન" નામનું એક માસિક છે તેના અધિપતિઓએ કેટલાએ મહિનાઓ સુધી ખાનગી અને જોખમભરી તપાસ ચલાવીને કેટલીક ચોંકાવનારી હકીકતો બહાર પાડી છે. એ માસિકના એક તાજેતરના અંકમાં એ વિષયમાં એક ઘણોજ ધ્યાન ખેંચનારો લેખ પ્રગટ થવા પામ્યો છે. એ આખો લેખ તો અહિં રજુ કરવાનું શકય નથી પણ તેનો સાર ભાગ વાંચકોને ખુબજ રસતયક થઇ પડશે એમ માનીને તે અહિં રજુ કરવાની લાલચ રોકી શકતો નથી.

ફોર્ચ્યુન પત્રે એવી સાબીતીઓ મેળવી છે કે ફ્રાન્સની શ્નીડર–ક્રુસોટની હથીઆર બનાવનારી કંપની અને ઝેકોસ્લોવાકીઆમાં આવેલી તેની સ્કોડા નામની શાખાએ જર્મનીમાં હીટલરને સત્તામાં આણવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે અને તેનાં પ્રચારકાર્ય માટે નાણાંની પણ મદદ કરી છે." અને ફ્રાન્સ અને જર્મનીની હથીઆર બનાવનારી મુખ્ય પેઢીઓએ હીટલરને સત્તામાં આણવામાં અગત્યનો ભાગ ભજવ્યો તેનું મુખ્ય કારણ એજ છે કે તેઓ એમ માને છે કે યુરોપમાં યુધ્ધ જગાડવાના કામમાં હીટલર ખુબજ ઉપયોગી થઇ પડશે.

એજ પત્ર વધુમાં ઉમેરે છે કે "એ જરા ધ્યાન ખેંચનારૂં છે કે બરાબર એજ વખતે ફ્રાન્સની હથીઆર બનાવનારી પેઢીઓના કાબુમાં કે વગમાં હોય એવાં છાપાંઓએ હીટલરના અમલ સામે સખત ટીકાઓ કરવા માંડી અને જર્મની ફરીથી સશસ્ત્ર બને તે સામે ફ્રેન્ચ સરકારે વધુ

સલામતીની માગણી કરવી જોઇએ એવી બૂમ ઉઠાવી."

એ માસિક તે સાથે ઉમેરે છે કે "એ જ ફ્રેંચ પેઢીએ જ્યારે હંગેરીએ ટ્રેનોન કરારોનો ભંગ કરીને યુધ્ધ આદર્યું ત્યારે તેને હથીઆરો પુરાં પાડવા માંડયાં અને જ્યારે હંગેરીઅન સરકાર તેનાં નાણાં ભરી શકે તેવી સ્થિતિમાં ન રહી ત્યારે એ કંપનીએ ફ્રેંચ સરકારને હંગેરીને લોન આપવાની ફરજ પાડી અને એમ કરીને પોતાનાં નાણાં મેળવી લીધાં."

"અત્યારે યુરોપમાં જૂદા જૂદાં રાજ્યો વચ્ચે હથીઆરો વધારવાની! જે હરિફાઇ ચાલી રહી છે તેની પછવાડે એક મોટું વિનાશક બળ રહેલું છે. ખાણો, સ્મેલ્ટર્સ, હથીઆરો, દારૂગોળો, બેંકો વગેરે પર કાબુ ધરાવતી એક આંતરરાષ્ટ્રીય સંસ્થા હસ્તી ધરાવે છે અને તે સંસ્થા આંતરરાષ્ટ્રીય એખલાસના જે જે પ્રયત્નો થાય છે તે બધાને વેડફી નાખે છે. આ હજારો કંપનીઓ પર થોડાક મુઠ્ઠીભર માણસો જ સ્વામીત્વ ધરાવે છે અને એ લોકો આજે જે સત્તા ધરાવે છે તે રાજ્યની સત્તા કરતાં પણ વધારે છે."

ફ્રાન્સમાં "કોમીટે ડેસ ફોર્જેસ ફ્રાન્સ" નામની એક એસોસીએશન હસ્તી ધરાવે છે. લોઢું અને પોલાદ બનાવનારી ૨૫૦ પેઢીઓ એ એસોસીએશનની સભ્ય છે. તેમાંથી ૧૫૦ પેઢીઓ તો હથીઆરો બનાવવાનો જ ધંધો કરે છે. એ એસોસીએશનનો પ્રમુખ ફ્રાન્સ્વા દ વેન્ડેલ ઉપર જણાવેલા મુઠ્ઠીભર ભયાનક માનવીઓમાંનો એક છે. એ એસોસીએશનનું મુખ્ય કામ "રાજકારણ અને પ્રચારકાર્ય" પુરતું જ છે.

"એ એસોસીએશન ફ્રાન્સમાં વર્તમાન પત્રોપર કાબુ ધરાવે છે. સરકારનાં પરદેશ ખાતાં સાથે એને સારી લાગવગ છે ફ્રાન્સનો પહેલાંનો પ્રમુખ મીલીરેન્ડ એ કંપનીનો વકીલ હતો. ફ્રાન્સનો એક બીજો પ્રમુખ ડુમર એમાંની એક કંપનીનો ડાયરેક્ટર હતો, અત્યારનો પ્રમુખ એક બીજી કંપનીનો ડાયરેક્ટર છે, પહેલાંનો એક મુખ્ય પ્રધાન આન્દ્રે તારડયુ પણ એવો એક ડાયરેક્ટર હતો."

ફ્રાન્સ્વા દ વેન્ડેલ માત્ર રાજકારોબારમાં આટલી સત્તા ધરાવે છે એટલું જ નહિ પણ પત્રકારત્વનાં જગતમાં પણ તેની વિશાળ સત્તા છે. "જર્નલ દ ડીબેટ્સ"ના મોટા ભાગના શેરો તે ધરાવે છે. અર્ધ સરકારી જેવું "લી ટેમ્પ્સ" નામનુ પેપર ૧૯૩૧માં ખરીદી લેનાર ટોળીનો એ વડો છે. તે ઉપરાંત "જર્નલ દ ઇન્ડસ્ટ્રીએલ," "લી માતીન", "લ ઇકો દ પારી" એ બધા પત્રો પર તે કાબુ ધરાવે છે. તે ઉપરાંત બધાંએ પ્રાંતીક પત્રોને ખબરો પુરી પાડતી "હવાસ" નામની ન્યુસ એજન્સી પર પણ તેનો કાબુ છે.

ફોરચ્યુંન છાપું માત્ર ફ્રાન્સની હથીઆર બનાવનારી કંપનીઓ વિશે આ ચોંકાવનારી ખબર બહાર પાડે છે એવું કંઇજ નથી. ઇંગ્લાંડની વીકર્સ કંપની, જર્મનીની ક્રૂપ કંપની અને અમેરિકાની બેથલેહેમ સ્ટીલ કંપની વિશે પણ ઘણી જાણવા લાયક હકીકત તે પ્રગટ કરે છે.

તે કહે છે, "વીકરની કંપની પર સૂર્ય કદી આથમતો નથી. એ કંપનીની રૂમાનીઆમાં શાખા છે અને ત્યાં આગળ નાણાંની બરાબર સગવડ રહે એટલા માટે વિકર્સ આર્મસ્ટ્રોંગ કંપનીનો પ્રમુખ સર હર્બર્ટ લોરેન્સ બેંક ઓફ રૂમાનીઆનો ડાયરેક્ટર બનેલ છે. વીકર્સ કંપનીને અમુક અંશે ઝેકોસ્લોવેકીઆમાં આવેલી સ્કોડા કંપની

સાથે પણ સબંધ છે. ઇટાલીમા "વીકર-ટની" એ નામ ધારણ કરીને એ કંપની કામ કરે છે. ઉપરાંત સ્પેઇન, કેનેડા, આયરલેન્ડ, હોલેન્ડ, અને ન્યુઝીલાન્ડમાં પણ વીકર્સ કંપનીની શાખાઓ છે. એ જાણવા જેવું છે કે એ વીકર્સ અને તેની લગતી બીજી કંપનીઓમાં શેરો ધરાવતા જાહેર માણસોમાં બ્રીટનના અત્યારના નાણાં-મંત્રી નેવીલ ચેમ્બરલેઇન, સર ઓસ્ટીન ચેમ્બરલેઇન કે જેમને ૧૯૨૫ માં જગતના શાંતિસ્થાપક તરીકેનું નોબલ પ્રાઇઝ મળ્યું હતું અને અત્યારના પરદેશ મંત્રી સર જ્હોન સાયમનનો સમાવેશ થાય છે. (સર જ્હોન સાયમને એકાદ વર્ષ પહેલાં પોતાનો ભાગ વેંચી નાખ્યો છે.)

"કામીટે ડેસ ફોર્જેસ" ની એક સભ્ય કંપની સ્નીડર ક્રુઝોટના સબંધમાં એક વધુ જાણવા જેવી હકીકત એ છે કે તે ભારી તોપો, ટેંકો, ગોળાઓ, દારૂગોળો, અને લડાયક રસાયણો બનાવનારી ૧૮૨ ફ્રેંચ કંપનીઓ ઉપર કાબુ ધરાવે છે. એ સ્નીડર કંપનીનો વડો ચાર્લ્સ પ્રોસ્પર યુજીન સ્નીડર વધુમાં ફ્રાન્સ બહારની ૨૩૦ હથી-આરો બનાવનારી પેઢીઓ પર કાબુ ધરાવતી "યુનીઅન યુરોપીએને ઇંડસ્ટ્રીએલ એટ ફાન્સીસીએર ' નો પણ વડો છે.

ફ્રાંસ અને જર્મની વચ્ચે રાજકીય તક-રારો ગમે તેટલી ચાલતી હોય પણ જ્યારે એ ફ્રેન્ચ, જર્મન, ઝેક અને પોલીશ કંપ-નીઓના ડાયરેક્ટરો ભેગા મળીને દુનીઆમાં હથીઆરોનો વપરાશ કેમ વધે એ સંબંધી વાટાઘાટો ચલાવતા હોય ત્યારે તેમની વચ્ચે ઘણો જ ભાઇચારાનો સંબંધ હોય છે. હથીઆર બનાવનારાઓનો એ ભાઇચારો એવી જાતનો છે કે છેલ્લાં યુરોપીય યુધ્ધને લીધે પણ તેમાં ખલેલ નહોતી જ પડવા પામી. એક દાખલો લેવા જેવો છે.

૧૯૧૪ નાં યુધ્ધ પહેલાં બ્રાઈ ખાતે જે લોઢાંની ખાણો છે તેમાંથી ફ્રાંસને હથી-આરો બનાવવાને જે લોઢું જોઇએ તેમાંનું ૭૦ ટકા પુરૂં પડતું હતું. પણ જ્યારે યુદ્ધ વખતે એ પ્રદેશ પર આક્રમણ થયું ત્યારે જર્મનોએ એ ખાણોને જરાએ ઇજા ન પહોંચાડી. એ પ્રદેશ જીતી લીધા પછી હથીઆરો બનાવવા માટે જર્મનોએ તેમાંથી લોઢું કાઢવા માંડયું. બે વર્ષ પછી વર્ડું-નનો બીજો ઘેરો થયો ત્યારે એ જ ખાણો-માંથી લોઢું કાઢી તેની ગોળીઓ બનાવીને જર્મન સોલ્જરો ફ્રાંસના સોલ્જરોને વીંધતા. એ વખતે સ્થિતિ એવી હતી કે ફ્રેન્ચ સેનાપતિઓએ જો ઇચ્છયું હોત તો તેઓ તોપોનો મારો ચલાવીને એ ખાણોને જરૂર તારાજ કરી શકત. પણ ફ્રેંચ સરદારોએ તેમ નજ કર્યું. જ્યારે મુખ્ય મથક પરથી એ વિશે ખુલાસો પુછવામાં આવ્યો ત્યારે એવો જવાબ આપવામાં આવ્યો કે "જો એ ખાણો પર તોપોનો મારો ચલાવવામાં આવશે તો જર્મનો મોસલ પાસે આવેલી દ્યેમ્બેઝલની ખાણો પર મારો ચલાવશે. એ ખાણોમાંથી આપણને (ફ્રેંચોને) ગોળા બનાવવાનું લોઢું મળે છે. એટલે જો આપણે બ્રાઈની ખાણો પર મારો નહિ ચલાવીએ તો જર્મન લોકો દ્યેમ્બેઝલની ખાણો પર મારો નહિ ચલાવે" આવી રીતે યુધ્ધના વખતમાં પણ પોતાનાં હિતો સલામત રહે એ જાતની વેતરણ હથીઆરો બનાવનારી એ આંતરરાષ્ટ્રીય પેઢીઓ કરી લે છે.

પોતાના દેશોમાં વસતા થોડાક મુડીવાદી-ઓને નફો થાય એ એક જ ઉદ્દેશથી માનવ-જાતનાં સંહારનાં એ સાધનો બનાવવાની છુટ પોતાના શહેરીઓને આપનાર દેશોને ઇતિહાસ કેવી રીતે શીક્ષા કરે છે તે પણ જરા જોવા જેવું છે. ૧૮૮૯ માં બ્રીટીશ હથીઆર

બનાવનારી પેઢીઓએ જે હથીઆરો ઓર લોકોને વેચ્યાં હતાં તેના વડે જ છોડવામાં આવતી ગોળીઓથી હજારો બ્રીટીશ ભોલ્જરો વીંધાયા. જર્મન પેઢીઓએ બેલ્જીઅમ અને રશીઆને જે તોપો અને દારૂગોળો પુરાં પાડયાં હતાં તે વડે જ ૧૯૧૪ માં જર્મન સોલ્જરો રહેંસાઇ ગયા. તુર્ક લોકોનું આખું નૌકાબળ બ્રીટીશ કંપનીઓએ જ તૈયાર કર્યું હતું. એ જ નૌકાઓ વડે બ્રીટીશ નૌકાસૈન્યનો ધાણ નીકળી ગયો.

"ફોર્ચ્યુન" નો લખનાર ઉપર પ્રમાણે ઇતિહાસના કટાક્ષની જે વાત કરે છે તે વિશે થોડો ખુલાસો કરવાની જરૂર છે. જ્યારે લડાઇ થાય છે ત્યારે બંને પક્ષો પર જે આદમીઓ મોતના મહેમાન બને છે તેઓને હથીઆર બનાવનારી કંપનીઓ સાથે કંઇ જ લેવાદેવા હોતી નથી. પોતાના દેશમાં તૈયાર થઇ રહેલા વિનાશના સરંજામને અટકાવવાની સત્તા તેમના હાથમાં જરાએ નથી હોતી. ઉલટાનું જો એ જાતની અટકાયત કરવાને તેઓ ઉગ્ર પ્રયત્ન આદરે તો પોતાના જ દેશમાં એજ હથીઆરોથી તેઓ વિંધાઇ જાય. એટલે માનવજાતની હત્યાપ્રવૃત્તિ હાથ ધરી બેઠેલા એ લોકોને ઇતિહાસે બદલો આપેલો ત્યારે જ લેખાય કે જ્યારે તેમણે જ બનાવેલાં હથીઆરોથી સજ્જ થએલા તેમના જ દેશબંધુઓ તેમનો અને તેમની ટેકેદાર સરકારોનો સામનો કરે. એ દિવસ એક વખત રશીઆમાં આવ્યો હતો.

વિજ્ઞાનની પ્રગતીથી જ્યારે દુનિઆના દૂર દૂરના દેશો નજીક આવતા જાય છે અને જીવનના એકેએક વ્યવસાયમાં આંતરરાષ્ટ્રીય સમ્બંધો ધાટા બનતા જાય છે ત્યારે આંતરરાષ્ટ્રીય વિનાશનાં સાધનો પણ આંતરરાષ્ટ્રીય પાયા પર તૈયાર થઇ રહેલાં છે એમ આપણને ઉપરની હકીકતથી ખ્યાલ આવે છે. આ મહાવિનાશની તૈયારી સામે માનવતાએ સાવચેતીનાં પગલાં વેળાસર લેવાની જરૂર છે. એમ નહિ થવા પામે તો આખી માનવતા તો નહિ મરે પણ આંતરરાષ્ટ્રીય મુડીવાદે ઉભો કરેલો વિનાશનો એ મહારાક્ષસ મુડીવાદનેજ ગળી જશે.

# જાપાન

**જગતની બધી મોટી સત્તાઓના શસ્ત્રાગારોમાં ભરેલ વિનાશનાં દારૂખાનાં માટે ચીનગારી બનવાનો ભય ઉપજાવતું**

# જા-પા-ન

આંતરરાષ્ટ્રીય રાજકારણના આકાશમાં યુદ્ધનાં વાદળ વધારે અને વધારે ઘેરાં બનતાં જાય છે આ જાતની આગાહિ છેલ્લા ચાર પાંચ વર્ષથી અનેક માણસો કરતા આવ્યા છે. જગતનાં જૂદાં જૂદાં મુડીવાદી રાજ્યો વચ્ચે મહાયુદ્ધ જાગે તો હવે મુડીવાદનો જરૂર અંત આવે એવી આશાઓ સેવી રહેલા ઘણાએ સામ્યવાદીઓ એ યુદ્ધ આ વર્ષે આવશે, આવતે વર્ષે આવશે, એવી એવી ધારણાઓ કરતા રહ્યા છે. અને છતાં એ યુદ્ધ દર વર્ષે તો દૂર અને દૂર જતું દેખાય છે. ત્યારે શું એ બધી આગાહિઓ તદ્દન વજુદ વગરની છે? ના. આજે જે શાંતિ જણાય છે તે વાવાઝોડું શરૂ થતાં પહેલાં વાતારણમા જે શાંતિ પ્રસરી રહે તે જાતની છે. મુગે મોઢે અને છુપાં છુપાં પણ આજે જગતનું દરેક રાજ્ય યુદ્ધની તૈયારી કરી રહેલ છે. બને ત્યાંસુધી અથડામણમાં ઉતરવાની ઇચ્છા તો કોઈ નથી કરતું પણ જ્યાં દારૂખાનું ભર્યું હોય ત્યાં જરૂર તો માત્ર એક ચીનગારીનીજ હોય ને? એ ચીનગારી કોણ પુરી પાડશે? અત્યારે તો એમ જણાય છે કે એવી ચીનગારી પુરી પાડનારી બેજ સત્તાઓ છે. જમીન પર જર્મની અને દરીઆ પર જાપાન. તેમાંયે સરમુખત્યારીની વિટંબણાઓથી વધારે અને વધારે ઘેરાતો જતો હીટલર તો ઠંડો પડતો જાય છે પણ જાપાને તો હવે આંધળીઆંજ કર્યાં જણાય છે.

મુડીવાદી રાજ્યો વચ્ચે યુધ્ધો ખેલાયા છે માત્ર વેપારને બહાને પછાત કે પરાધીન પ્રજાઓને લૂંટવાની ખાતર. આ સત્ય જો ધ્યાનમાં રાખીએ તો જૂદી જૂદી પ્રજાઓ વચ્ચે આજે આર્થિક લડાઈ કેવું ઉગ્ર સ્વરૂપ લેતી જાય છે એ સમજવાનું કામ અઘરૂં નથી. જાપાન અને બ્રીટન વચ્ચે વેપારી કરારોના જે સદેશાઓ ચાલતા હતા તે તુટી પડયા છે. બ્રીટીશ બોર્ડ ઓફ ટ્રેઈડના પ્રમુખ મી. રન્સીમેને થોડા દિવસ પહેલાંજ આમની સભામાં જાહેર કરી દીધું કે જાપાનની હરિફાઇ સામે બ્રીટીશ ઉદ્યોગોને બચાવવા માટે ફાવે તેવા ઉપાયો લેવાનું બ્રીટીશ સરકારે નક્કી કરી લીધું છે. બ્રીટનના એ નિર્ધારને પરિણામે બ્રીટીશ સામ્રાજ્યના તાબાના મુલકોમાં જાપાનને પોતાનો માલ ચોક્કસ પ્રમાણમાંજ મોકલાવાની સગવડ મળશે. બ્રીટીશ સરકારે લીધેલું એ પગલું કેવળ દાદાગીરીભર્યું છે એ વાતથી જાપાન સારી રીતે વાકેફગાર છે. બ્રીટીશ સામ્રાજ્યની બજારોમ જાપાનનો માલ ગમે તેટલી હરિફાઈ ભલો કરતો હોય પણ અત્યારસુધી તો બ્રીટીશ

દેખીતું છે. ૧૯૩૨ ની સાલના આંકડાઓ તપાસી જોતાં જણાઈ આવે છે કે એ વર્ષ દરમ્યાન ૩૬,૭૦૩,૦૦૦ પાઉંડની કીંમતનો માલ જાપાને સામ્રાજ્યના દેશોમાં મોકલ્યો ત્યારે સામ્રાજ્યના દેશોએ એ જ વર્ષમાં ૪૯,૬૧૭,૦૦૦ પાઉંડની કીંમતનો માલ જાપાનમાં મોકલ્યો. આ આંકડાઓ એ સાફ બતાવી આપે છે કે ફક્ત બ્રીટનના કાપડ ઉદ્યોગને લાભ કરવાની ખાતર જ બ્રીટન સામ્રાજ્યના દેશોને નુકસાન પહોંચાડવા અને જાપાન સાથે બહારવટું બાંધવાને તૈયાર થયેલ છે. જાપાન આ હકીકત ન સમજે તેમ નથી. એટલે જાપાન હવે સામ્રાજ્ય સિવાયના બીજા દેશોની બજારોમાંથી બ્રિટીશ માલને ઉખેડી નાખવાના પ્રયત્નો કરવામાં કંઈજ બાકી નહિ રાખે. આ રીતે જાગેલી આ અળખામણી હરિફાઈમાં જ્યારે માલના ભાવો ઘટાડવાથી તકરારનો નિકાલ નહિ આવે ત્યારે તલ્વારથી એ હરિફાઈનો અંત આણવાનો માર્ગ જરૂર લેવાશે. જે સ્થિતિ આજે બ્રિટન અને જાપાન વચ્ચે છે તેવીજ સ્થિતિ વધતે ઓછે અંશે દુનીઆના બીજા દેશો વચ્ચે પણ છે. એ બધી આર્થિક અથડામણોનું પરિણામ યુદ્ધમાં નહિ તો બીજા શામાં આવશે?

પણ આપણે તો અહિં માત્ર જાપાનની સ્થિતિનોજ વિચાર કરી લઈએ.

એ ધ્યાનમાં રાખવા જેવી વસ્તુ છે કે બ્રીટીશ માલને માટે પહેલું મુખ્ય બજાર હિન્દ અને બીજું ચીન છે. હિન્દ ઉપર તો બ્રીટન સીધી સત્તા ધરાવે છે એટલે જાપાન હિન્દમાંથી બ્રીટીશ માલને હાંકી કાઢવાની ઇચ્છા બર લાવી શકે તેમ નથી. પણ ચીનમાં ... ચાલે છે, એટલે ત્યાં આગળ જાપાન પોતાનો હાથ બ્રીટનને બતાવ્યા વિના રહેવાનું નથી. અને એ હાથ એકલાં બ્રીટનને નહિ પણ જગતની બીજી બધીએ સત્તાઓને બતાવી દેવાનો નિર્ધાર જાપાને કરી લીધો જણાય છે જાપાને છેલ્લી ૭ મી એપ્રીલે જગતની સત્તાઓને સંભળાવી દીધું છે કે ચીનને દુનિઆની કોઈપણ સત્તા તરફથી રાજકીય, યંત્રો વાપરવાને લગતી, નાણાં વિષયક કે લશ્કરી મદદ આપવામાં આવશે તે જાપાન ચલાવી લેશે નહિ. જીનેવાનો પ્રજાસંઘ પણ હવે ચીનને નાણાં ધીરી શકશે નહિ. અને આટલેથીજ બસ નથી, બહારના કોઇપણ દેશમાંથી કોઇ વસ્તુ કે કોઈ માણસો એવા આવે કે જેનો રાજકીય કે લશ્કરી હેતુ માટે ચીન ઉપયોગ કરી શકે તો તે પણ જાપાન ચલાવી લેશે નહિ. આ ધમકીનો અર્થ સ્પષ્ટ છે. તે એમ જ બતાવે છે કે ચીન ઉપર જાપાનનું રાજકીય અને લશ્કરી સ્વામીત્વ છે. કેનેડા કે ઓસ્ટ્રેલીઆ પર બ્રીટનનું આજે જે પ્રકારનું સ્વામીત્વ છે એ જ પ્રકારનું સ્વામીત્વ આજે જાપાનનું ચીનપર સ્થપાએલું ગણાય. મંચુરીઆની પેદાશ અને બજારોનો ઇજારો તો જાપાને લઈ જ લીધો છે. હવે ચીનનાં બજારો કબજે કરવાની તેની આ તૈયારી છે. ચીનમાં કોઇપણ પરદેશી પ્રજા ખાનગી વેપાર કરે તેમાં વચ્ચે આવવાની તેની જરાએ ઇચ્છા નથી એમ હાલ તો જાપાને જણાવ્યું છે. પણ એ વિશાળ એશીઆઇ પ્રદેશો પર જાપાનનું આધિપત્ય એક વખત જગતની સત્તાઓ સ્વીકારી લે—જેમ તેઓએ અત્યારે તો કરેલું જણાય છે—એટલે પછી થોડા વખતમાં ચીનનાં બજારોનો ઇજારો રાખી લેવાની

તેની પ્રવૃત્તિને આડે આવવાનું બીજાઓ માટે અશક્ય નહિ તો બહુ મુશ્કેલ તો બનીજ જશે.

આ રીતે જ્યારે બ્રીટીશ સામ્રાજ્ય અને દુનીઆના બીજા દેશે જાપાનના માલ સામે ઉંચી દિવાલો ચણવા મંડયા છે ત્યારે જાપાને એશીઆના વિશાળ પ્રદેશો પર બજારો ઇજારે કરી લેવાના દાવ મેલવા માંડયા છે.

જગતના બીજા દેશો સાથે જાપાનના આર્થિક સંબંધો બગડતાં ચાલ્યા છે અને તેણે પણ એશીઆ પુરતી આક્રમણાત્મક નીતિ ધારણ કરી છે એ સત્યની પછવાડે રહેલાં કારણો અને ઇતિહાસ પર જરા નજર નાખી લેવા જેવું છે.

છેક ૧૮૪૨ ની સાલ સુધી ચીન તદ્દન સ્વાધીન દેશ હતો. પાશ્ચિમાત્ય પ્રજાઓના સફેદ ઓળા એના ઉપર ઉતર્યા નહોતા અથવા ઉતર્યા હતા તો થોડા ઘણા વેપાર પુરતા જ. પણ હિન્દમાં બનતું અફીણ ચીનમાં પરાણે ઘુસાડવાની બ્રીટનની દાદાગીરીને પરિણામે જે યુધ્ધ થયું તેને લીધે ચીનમાં હોંગકોંગ ખાતે બ્રીટનનું થાણું બેઠું. તે પછીથી વીસમી સદીની શરૂઆત સુધીમાં બ્રીટન અને યુરોપની બીજી પ્રજાઓ—ખાસ કરીને ફ્રાંસ—એ ચીનમાં ધીમે ધીમે પગપેસારો કરવા માંડયો. ખનીજો, ચોક્કસ પ્રકારનો વેપાર, રેલ્વેઓ અને પોતાના દેશબંધુઓનો ન્યાય પોતાને જ હાથે કરવાના હકો અને તે સાથે ચીનનાં લગભગ બધાંએ બંદરોમાં રહેવા અને વેપાર કરવાની ખાસ સગવડો એ યુરોપી સત્તાઓએ મેળવી લીધી. વીસમી સદીની શરૂઆત સુધી અમેરિકાએ એ લુંટણકળામાં ભાગ નહોતો લીધો. પણ વીસમી સદીના પ્રારંભમાં સ્પેઇન અને અમેરિકા વચ્ચે યુધ્ધ જાગ્યું. સ્પેઇન હાર્યું અને પેસીફીક સમુદ્રમાં સ્પેઇનના તાબાના જે મુલકો હતા તે અમેરિકાને મળ્યા. પરિણામે અમેરિકાને પણ ચીનમાં સમાએલી શોષણની વિશાળ શકયતાનો ખ્યાલ આવ્યો. આ અણગમતી નવી સત્તાને માર્ગ કરી આપવા સીવાય બીજો ઉપાય યુરોપીઅન સત્તાઓ પાસે નહોતો એટલે બધીએ પાશ્ચિમાત્ય પ્રજાઓ માટે ચીનનાં શોષણનું "દ્વાર ખુલ્લું" રાખવાની તેમને ફરજ પડી. પણ એ "ખુલ્લાં બારણામાં" એક વધુ સત્તાને પ્રવેશ કરવાનું હજુ બાકી હતું. એ સત્તા જાપાન. ચીનની માફક જ સદીઓ સુધી જુનવાણી રાજ્ય પ્રથા નીચે ઝોલાં ખાધા પછી જ્યારે યુરોપીઅન શોષકોના સફેદ ઓળા ચીન પર ઉતર્યા ત્યારે જાપાનની આંખ ખુલી ગઇ. પોતાનું ઘર તેણે સમુંનમું કરવા માંડયું. અને બીજું કાંઇ ન બની શકે તો એ પાશ્ચિમાત્ય સત્તાઓને પુંછડે વળગીને ચીનમાં પગપેસારો કરવાની તેણે પણ કમર કસી. ૧૮૯૫ માં ચીનાઓએ તેમના પરદેશી શોષકો સામે બળવો જગાવ્યો ત્યારે તે દાબી દેવામાં જાપાને એ પરદેશી સત્તાઓને મદદ કરી. એમાં મળેલા વિજયથી પોતાની તાકાતનું ભાન થતાં ૧૯૦૫ માં જાપાને ઝારનાં રશીઅન સામ્રાજ્ય સામે બાથ ભીડી. પોર્ટ આર્થરની એ લડાઇમાં વિજય મેળવીને જાપાને જગતની શક્તિશાળી સત્તાઓમાં પોતાનો એકડો શામેલ કરાવ્યો. પોર્ટ આર્થરના વિજય પછી જાપાને મંચુરીઆમાં માત્ર પોતાની જ વગ જમાવી. ઝારની સત્તાથી ડરી જઇ તેની સામે લડતમાં જાપાનને ટેકો આપનાર બ્રિટનને જાપાનની એ એકલપેટાપણાંની નીતિ ઠીક ન લાગી. છતાં ઝારની શાહિ સત્તા, અને

જર્મનીની દરીઆઇ મહત્વાકાંક્ષા આડે ધરવાને ઉપયોગી થાય એવા હેતુથી બ્રીટને છેક છેલ્લાં જગતવ્યાપી યુદ્ધના અંત સુધી જાપાન સાથે મિત્રાચારીનો સંબંધ જાળવી રાખ્યો. પણ યુદ્ધ પછી ઝારની સત્તા અસ્ત થઇ ગઇ અને જર્મનીનું નૌકાબળ તુટી ગયું હતું. બ્રીટનને જાપાનની મદદની જરૂર ન રહી એટલે ૧૯૨૧ની વોશીંગ્ટન પરિષદના વખતથી એ મૈત્રિ તુટી પડી. પણ જાપાનનેયે હવે એ દોસ્તીની પરવા નહોતી. જ્યારે યુરોપની સત્તાઓ યુધ્ધમાં રોકાએલા હતી ત્યારે જાપાને પોતાની સ્થિતિ ખુબ જ સધ્ધર બનાવી દીધી હતી. ૧૯૧૫ માં જાપાને ચીનનાં શાન્ટુંગ વગેરે જીતી લીધાં હતાં તે ૧૯૨૨ ના નવસત્તાના કરારે થતાં પાછાં આપવાં પડયાં અને ચીનના કોઇ પ્રદેશને જીતી ન લેવાની કબુલાત પણ આપવી પડી. પણ એ પરિષદથી દરીઆઇ લશ્કર વધારવાની જે છુટ જાપાનને મળી હતી તેનો લાભ લઇને તેણે એવું બળ જમાવ્યું કે ૧૯૩૧ માં તેણે શાંગહાઇની પાસેથી ચીનના મુલ્ક પર હલ્લો કર્યો અને સારા પ્રમાણમાં પ્રદેશ જીતી લીધો. બીજી સત્તાઓના વિરોધને લઇને એ પ્રદેશ એને જતો કરવો પડયો પણ પછીથી એ સત્તાઓની જરાએ દરકાર રાખ્યા વિના તેણે મંચુરીઆ પોતાને કબ્જે કરી લીધું. અને હવે એજ જાતની દાદાગીરીથી ચીન પરથી હાથ ઉઠાવી લેવા માટે જગતની બધીએ સત્તાઓને તેણે આહવાન દેંક્યું છે.

**જાપાનની** એ દાદાગીરીનાં કારણો પણ જરા જાણી લેવા જેવાં છે જાપાનમાં વસ્તી અને ઉદ્યોગો એટલા ઝડપથી વધ્યે જાય છે કે બીજા બજારો અને બીજા પ્રદેશોમાં તેમને માટે સગવડ ન મળે તો જાપાનીઝ પ્રજા માટે ભૂખે મરવાનો જ વારો આવે છે. પ્રથમ તો નાના ટાપુ પર વસતી એ મોટી સંખ્યાવાળી પ્રજાને રોટી પુરી પાડવા જાપાનને ઉદ્યોગો વધારવાની જરૂર જણાઈ. પણ પછીથી ઉદ્યોગો એટલી ઝડપથી વધતા ચાલ્યા કે તેમને પોષવા માટે બહારનાં બજારો શોધવાની જરૂરીઆત ઉભી થઇ. જાપાનની વધારાની વસ્તીનો પ્રશ્ન ઉકેલવા માટે જાપાને પોતાના પ્રજાજનોને યુનાઇટેડ સ્ટેટ્સ, દક્ષિણ અમેરિકા, ઓસ્ટ્રેલીઆ અને આફ્રીકામાં મોકલવા માંડયા હતા. આમ થોડા વખતને માટે તો વધારાની વસ્તી માટે વસવાના પ્રદેશો અને વધારાના માલને માટે બજારો જાપાનને મળી રહ્યાં હતાં. પણ છેલ્લાં થોડાં વર્ષોથી સ્થિતિ બગડતી ચાલી છે. અમેરિકા, દક્ષિણ અમેરિકા અને ઓસ્ટ્રેલીઆએ પોતાનાં બારણાંઓ પરદેશી વસાહતીઓ—ખાસ કરીને જાપાનીઓ—સામે બંધ કર્યાં છે. ઓસ્ટ્રેલીઆના ઉત્તર પ્રદેશની આબોહવા એવી છે કે તે યુરોપીઅનોને માફક ન જ આવે અને એશીઆવાસીઓને ફાવી જાય છતાં ઓસ્ટ્રેલીઆ તો સફેદ દેશ માટેજ હોવું જોઇએ એવી જીદ પકડી બેઠેલી ત્યાંની સરકાર જાપાનીઓને હવે પ્રવેશવા નથી દેતી. આફ્રીકામાં પણ એજ સ્થિતિ છે. દક્ષીણ આફ્રીકાનાં બ્રીટીશ સંસ્થાનોના યુરોપીઅન વસાહતીઓને એશીઆવાસીઓની જબરી ચીડ છે, એટલે તેઓએ પણ એ મુલ્કોમાંથી હિન્દીઓ, જાપાનીઓ વગેરેને હાંકી કાઢવા માંડયા છે.

આમ જાપાનની સામે આજે બે પ્રશ્નો ડોળા ધુરકાવતા ઉભા છે. વધારાની વસ્તી અને વધારાના તૈયાર માલનું કરવું શું ? જેમ તેના પ્રજાજનો દુનીઆના બીજા દેશોમાં હડધુત થાય છે તેમ તેના માલ સામે પણ ઠેર ઠેર બારણાંઓ બીડવા

લાગ્યાં છે. આ એવડી મુશ્કેલીમાંથી બચી જવાનો માર્ગ જાપાન આજે વિચારી રહ્યું છે. તેની એ વિચારણાને તેની શાહિવાદી મહત્વકાંક્ષા વધારે ઉગ્ર બનાવી રહી છે. ચીનને હજમ કરી જવાનો નિર્ધાર તેણે કરી લીધો લાગે છે. અને તેના એ નિર્ધારની સિધ્ધીમાં કોઈ સત્તા આડે આવશે તો તેની સામે ખાંડાના ખેલ ખેલી લેવાની પુરી તૈયારી તે કરી રહ્યું છે.

**ચીન વિષે જાપાનની** દાનત બ્રીટન, ફ્રાન્સ, અમેરીકા વગેરે બીજી શાહિ સત્તાઓને પસંદ પડે તેમ નથી. એટલે જ્યારે ચીન પોતાને કબજે કરવા જાપાન પગલાં લેશે ત્યારે તેની અને બીજી સત્તાઓ વચ્ચે ચકમક ઝરશે એમ જરૂર માની શકાય. યુધ્ધની તૈયારીઓ તો દુનીઆંની બધીએ સત્તાઓ કરી રહી છે. જૂનાં બજારોનો ઇજારો જતો ન કરતાં નવાં બજારોમાં પગપેસારો કરવાની જરૂર, આજે બધીએ મોટી મોટી શાહિ સત્તાઓને જણાવા લાગી છે. બીજી ઘણીએ નાની સત્તાઓને પણ સંસ્થાનો અને નવાં બજારોની ખૂબજ ભૂખ લાગી છે. એ મેળવી લેવાની આશાએ આંધળીઆં કરી યુદ્ધમાં ઝુકાવવાની સર્વ તૈયારીઓ તેમણે તો લગભગ કરી લીધી છે. જાપાન કાંઇ એ બાબતમાં ખાસ અપવાદરૂપ નથી. તેની અને બીજી સત્તાઓની વચ્ચે તફાવત માત્ર એટલોજ છે કે જાપાનની જરૂરીઆત કદાચ સહુથી વધારે અને તાત્કાલિક છે. એટલે જાપાનની શાહિ મહત્વાકાંક્ષા જો ચીનગારી બનશે તો બીજી બધીએ સત્તાઓએ સંઘરેલું વિનાશનું દારૂખાનું ચેતી ઉઠતાં વાર લાગવાની નથી.



[૧]

# પુરાણોની તવારીખ

"પુરાણકાળનાં હિન્દમાં તારીખ ગણવાની પધ્ધતિ" એ વિષય પર ડા૦ જી. ઓઝે બંગીય સાહિત્ય પરિષદ સમક્ષ હમણાં એક ભાષણ આપ્યું હતું. એ ભાષણમાં એમણે, પુરાણોમાં પથરાએલા ઇતિહાસની તારીખ ગણવાની પધ્ધતિ શી છે એ વિષય પર વિવેચન કરી પ્રાચીન હિંદના કેટલાક ચીરસ્મરણીય બનાવોની તારીખ પર સારો પ્રકાશ પાડયો છે. અહિં એ ભાષણનો કેટલોક અગત્યનો ભાગ ઉતારવામાં આવે છે.

ઘણાખરા પાશ્ચિમાત્ય વિદ્વાનોનું એવું માનવું છે કે પુરાણો તો અર્થહિન અને મુર્ખાઇભરેલી વાર્તાઓના સંગ્રહો છે. તેમના મત પ્રમાણે "પુરાણો એટલે જૂની લોકવાર્તાઓનો સંગ્રહ." પુરાણોમાં જે કાંઇ સાચું ઇતિહાસતત્વ છે તે દેખીતી રીતેજ મારીમચડી નાખવામાં આવ્યું છે. એટલે સાચા ઇતિહાસનાં ઘડતરમાં તેમના પર આધાર રાખી શકાય નહિ. એમ માનવામાં આવે છે કે અસલના વારાના હિન્દુઓને ઇતિહાસની ઉપયોગિતાની ગમ નહોતી. પણ જો વિવેકબુદ્ધિથી પુરાણોનો અભ્યાસ કરવામાં આવે તો એમ જણાઇ આવશે કે ઉપર જણાવેલા વિચારો બરાબર નથી. પુરાણોમાં જે અતિશયોકિતઓ અને અર્થહિન બાબતો મૂકી હોવાનું કહેવાય છે તેની પછવાડે ચોક્કસ નિયમો હોય છે અને જો તે નિયમો બરાબર સમજવામાં આવે તો એ બધાંની પછવાડે રહેલો હેતુ સમજાઇ જાય તેમ છે. જ્યારે એ નિયમો સમજાય ત્યારે એ પણ ખાત્રી થઇ જાય કે પુરાણો પોતેજ ઇતિહાસ છે.

પુરાણો પોતેજ પોતાની ચર્ચાનું ક્ષેત્ર મુકરર કરે છે અને ઘણું ખરૂં પાંચ બાબતો પરજ ચર્ચા કરે છે. એ પાંચ વિષયોની તપાસ કરી જોતાં એમ માલુમ પડે છે કે આજે જે અર્થમાં આપણે ઇતિહાસ શબ્દ વાપરીએ છીએ તેજ અર્થમાં પુરાણો પણ ઇતિહાસ છે. પુરાણોનું સમય માપવાનું એક સાધન "મન્વંતર" અથવા બાપના નામથી ઓળખાતો વંશ છે. પુરાણોમાં "મન્વંતરો" પર જે પ્રકરણ આપેલાં હોય છે તે તપાસી જોતાં એ સમજાઇ જાય છે કે જૂના હિન્દુઓ, રાજાઓ, મોટા માણસો અને અગત્યના બનાવોની તારીખ કઇ રીતે ગણતા. જે મોટા "યુગો" કહેવાય છે તેનો ઉપયોગ તો સૃષ્ટિનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય બતાવવા માટે જ થાય છે. લાખો વર્ષોના એ યુગો બનેલા હોય છે. આજના પુરાતત્વશા-

ઓએ જે રીતે પત્થરના, લોઢાંના, કાંસાંના વગેરે યુગો ગણે છે એવી જાતના એ યુગો હતા. 'યુગ' શબ્દ એક બીજા અર્થમાં પણ વપરાતો. ૨૦૦૦ મહિનાનો એક યુગ ગણવામાં આવતો. સામાન્ય ઐતિહાસિક બનાવોની ગણત્રી કરવા માટે અસલના હિન્દુઓ ૫૦૦૦ વર્ષના કાળને એક સાથે લેતા. એ કાળના જૂદા જૂદા મત પ્રમાણે ૧૪ અથવા ૩૦ ભાગ પાડવામાં આવતા. ૧૪ ભાગ પ્રમાણે દરેક ભાગ ૩૫૭ વર્ષનો બની રહેતો. એટલા વખતને "મનુ"નો વખત ગણાતો. એમ કહેવામાં આવતું કે પહેલા મનુના વખતમાં આમ બન્યું, ચોથા મનુના વખતમાં આમ બન્યું વગેરે, એમ છેક ચૌદ મનુ સુધી ગણત્રી કરવામાં આવતી ૩૦ ભાગની ગણત્રી પ્રમાણે દરેક ભાગ ૨૦૦૦ મહિનાનો થતો. એ દરેક ભાગને યુગ કહેવામાં આવતો. આ યુગોની ગણત્રી પ્રમાણે પુરાણોમાં વર્ણવવામાં આવેલા બનાવોની તારીખ મુકરર થાય છે. દાખલા તરીકે એમ કહેવામાં આવતું કે પંદરમા યુગમાં માન્ધાતા રાજ્ય કરતો હતો, અથવા રામ ચોવીસમા યુગમાં રાજ્ય કરતા. ઉપરાંત એ પાંચ હજાર વર્ષનાં કાળચક્રના એક બીજી રીતે પણ ભાગ પાડવામાં આવતા. તેના ચાર ભાગ ગણાતા, અને એ ભાગોને કૃત, ત્રેતા, દ્વાપર અને કલિયુગ એવાં નામો અપાતાં. એમાંથી કૃત યુગનાં ૨૦૦૦ વર્ષ, ત્રેતાનાં ૧૫૦૦ દ્વાપરનાં ૧૦૦૦ અને કલિયુગનાં ૫૦૦ વર્ષ. તેને અંતે પાછું કાળચક્ર ફરીથી શરૂ થાય. પુરાણોમાં એમ કહેવામાં આવ્યું છે કે કૃષ્ણ દ્વાપરયુગના અંત પછી અને કલિયુગની શરૂઆતમાં એટલે કે અઠ્ઠાવીસમા યુગમાં જન્મ્યો હતો. અને કુરુક્ષેત્રની લડાઇ કલિયુગને શરૂ થયાં ૫૦૦ મહિના વિત્યા પછી થઇ હતી.

પુરાણો પછીના વખતમાં તવારીખની ગણત્રી "નક્ષત્ર યુગ" પરથી થતી. એ દરેક યુગ એકસો વર્ષનો હતો. રાજાઓનાં અમલનાં વર્ષો એ હિસાબે આપવામાં આવ્યાં હોય છે. દાખલા તરીકે એમ કહેલું હોય છે કે જ્યારે સપ્તર્ષિ પૂર્વાષાઢા નક્ષત્રમાં હતા ત્યારે મહાપદ્મનન્દ રાજ્ય કરતો હતો. હિન્દુ પંચાંગોએ એ ગણત્રીને બરાબર જાળવી રાખી છે. આ ગણત્રી પ્રમાણે નન્દ રાજા ઇ. સ. પૂર્વ ૪૦૧ ની સાલમાં ગાદીએ આવ્યો એમ જણાય છે. એ ગણત્રી ધ્યાનમાં લેતાં એમ જણાય છે કે ૫૦૦૦ વર્ષનું છેલ્લું કાળચક્ર ઈ. સ. પૂર્વ ૫૫૫૮ માં શરૂ થયું હતું. બરાબર એજ વખતથી હિન્દનો સાચો-આધાર-ભૂત-ઇતિહાસ શરૂ થાય છે. માંધાતા ઈ. સ. પૂર્વે ૩૪૫૯ ની સાલમાં થઇ ગયો, રામ ઇ. સ. પૂર્વે ૨૧૨૪ માં અને કૃષ્ણનો જન્મ ઇ. સ. પૂર્વે ૧૪૫૮ માં થયો. ઇ. સ. પૂર્વ ૧૪૧૬ માં કુરુક્ષેત્રનું યુધ્ધ થયું, અજાતશત્રુ ઇ. સ. પૂ. ૫૨૭ ના અરસામાં રાજ્ય કરતો, નન્દ ૪૦૧ માં, ચન્દ્રગુપ્ત ૩૨૦ માં અને એ અનુસાર બીજા બધા. આ બધી તારીખો પુરાણો અને પંચાંગોના આધારે જ મેળવી શકાય છે. ચન્દ્રગુપ્ત અને બીજા રાજાઓની તારીખો બીજા પુરાવાઓથી પણ મુકરર કરવામાં આવી છે. એવી રીતે મેળવેલી તારીખો અને આ પુરાણોને આધારે મેળવેલી તારીખો વચ્ચે જે સામ્ય છે તે ખાસ ધ્યાન ખેંચનારૂં છે. આ હકીકત ધ્યાનમાં લેતાં પ્રાચીન હિન્દુસ્તાનનો આધારભૂત ઇતિહાસ પુરો પાડનાર પુસ્તકો તરીકે પુરાણોની ગણના કરી શકાય.

[૨]

# સ્વતંત્રતા અને આફતની ઉજળી બાજુ

પ્રોફેસર આલ્બર્ટ ઇન્સ્ટીનનું નામ જગમશહુર છે. ગણીત અને વિજ્ઞાનના પ્રદેશમાં એમણે કરેલી નવી શોધો ઇતિહાસની છાતી પર અમર અક્ષરે લખાઇ રહે તેવી છે. ઇન્સ્ટીનનો દોષ એ છે કે એમણે યહુદીને પેટે જન્મ લીધો છે. એટલે હીટલરે એમને હદપાર કર્યા છે. આજે એ માણસ ઘરબાર વિના અને હીટલરના મારાઓને હાથે મરાઇ જવાના ભય નીચે જુદા જુદા દેશોમાં ભટકે છે. ઇંગ્લાંડમાં એમના નિવાસ દરમ્યાન હીટલરના ત્રાસથી ઘરબાર અને નાણાં મુકી ભાગી છુટેલાં માણસોને મદદ કરવાના ઉદ્દેશથી એમણે દસ હજાર માણસોની મેદની સમક્ષ "વિજ્ઞાન અને સંસ્કૃતિ" એ વિષય પર ભાષણ આપ્યું હતું. એ ભાષણનો થોડોક ઉપયોગી ભાગ અહિં ઉતારવામાં આવે છે.

આજે જગતમાં સર્વ સ્થળે વ્યક્તિ અને સમાજની સ્વતંત્રતા પર આક્રમણ થઇ રહ્યું છે, પણ સ્વતંત્રતા વિના શેક્સપીઅરો, ગટેઓ, ન્યુટનો અને ફેરેડેઓ ઉભા થવા શક્ય નથી. એ સ્વતંત્રતા વિના આ મહાન મહાલયો, રેલ્વેઓ, વાયરલેસ અને ભયંકર દર્દો સામેની અનેક અક્સીર દવાઓ શક્ય ન બનત. જીવનની જરૂરીઆતો માટે માણસને મહેનત કરવી પડે છે તેમાંથી તેમને રાહત આપનારાં યંત્રો એ સ્વતંત્રતા વિના શક્ય નથી. સ્વતંત્ર માણસોજ વિજ્ઞાન, સાહિત્ય અને કલાના રથને આગળ ધપાવી શકે છે.

એ ચોક્કસ છે કે અત્યારે જે આર્થિક મુશ્કેલીઓ ઉભી થવા પામી છે તે આપણને એવી સ્થિતિમાં આણી મુકશે કે જ્યારે મજૂરીની જરૂરીઆત અને તે આપવાની શક્યતા, ઉત્પન્ન થએલ માલ અને તેનો વપરાશ બંને સરખાં થઇ જાય એવું કાયદાની મદદથી આપણે કરવુંજ પડશે. (એટલે કે સમાજવાદ તરફ આપણે જવુંજ પડશે) પણ એ સમસ્યાનો ઉકેલ પણ આપણે સ્વતંત્ર માણસો રહીનેજ કરીએ. એ ઉકેલ સાધવાની ખાતર આપણે ગુલામ બનવાને તૈયાર તો નજ થઇએ. કારણકે ગુલામી દરેક જાતની પ્રગતિ આડે પાળ બાંધે છે અને જડતા અને સડો આણે છે.

આજે આપણને જીવવાને માટે જરૂરી હોય એવી વસ્તુઓ પુરી સાંપડતી નથી: આજે આપણે કઇ ઘડીએ શું થશે એવા ભય નીચે જીવીએ છીએ; પણ એ વસ્તુથી ચિંતાતુર બની મગજ ગુમાવી બેસવાનું પાલવે તેમ છે? હું નથી ધારતો. બીજાં બધાં પ્રાણીઓની માફક માણસ પણ સ્વભાવે આળસુ છે. જો એને કોઇ ચાનક ચડાવનારી વસ્તુ ન હોય તો એ વિચાર કરવાનું લગભગ માંડી વાળે અને પોતે જે ટેવ કેળવી બેઠો હોય તે અનુસાર એક સજીવ યંત્રની માફક તે વર્તી જાય. આજે હું દ્રઢ

થયો છું એટલે મારાં નાનપણને યાદ લાવીને તમને કહી શકું કે બાળવયમાં અને જુવાનીમાં પણ હું પણ એવીજ અવસ્થામાંથી પસાર થયો હતો કે જ્યારે માણસ અંગત જીવનની નાની નાની બાબતો વિશે જ માત્ર વિચાર કરે છે અને જેમ પોતાના મિત્રો અને ઓળખીતાઓ બોલતા હોય કે વર્તતા હોય તે પ્રમાણે જ બોલે અને વર્તે છે. જ્યારે માથે મુશ્કેલી આવી પડે ત્યારે જ માણસ આ રિવાજો અને રીતભાતોની પછવાડે ડોકીઉં કરી લે છે અને પોતનાં વ્યકિતત્વને ઢાંકતા એ રૂના પોલ પછવાડે સાચું તત્વ શું છે તેનો વિચાર કરી લે છે.

પણ આજે વસ્તુસ્થિતિ કેટલી બધી જુદી છે ? આજના તોફાની જમાનામાં અણુધાર્યા બનાવોરૂપી વિજળીના જે સળાકા થાય છે તેના પ્રકાશમાં માણસો અને વસ્તુઓ તેમનાં નગ્ન સ્વરૂપમાં દેખાઇ જાય છે. દરેક વ્યકિત અને દરેક પ્રજા પોતાનાં ધ્યેયો, પોતાની શકિતઓ, પોતાની નબળાઇઓ અને પોતાના આવશો ખુલ્લા કરી નાખે છે. વસ્તુસ્થિતિમાં ફેરફારો એટલી ઝડપથી થતા રહે છે કે હંમેશની ટેવ મુજબ કામ કરવા જઇએ તે ચાલે નહિ. તૈયાર દાણા પરથી ફોતરાં જેમ ઉતરી જાય તેમ આવા સમયમાં રીતરિવાજોનાં બંધન ખરી પડે છે. મુશ્કેલીના માર્યા માણસો આપણા આર્થિક વ્યવહારની નિષ્ફળતા વિશે અને વિશ્વ-વ્યાપક પ્રજાકીય સબંધો વિશે વિચાર કરતાં થઇ ગયાં છે. ભય, જોખમ અને ઉથલપાથલો મારફત જ પ્રજાઓનો વિકાસ થાય છે. આજની ઉથલપાથલોમાંથી વધારે સારી દુનીઆ બહાર આવે એજ આપણી ભાવના હો !

---

# તાકાત અને તંદુરસ્તી.

( ૧૬ મા પાનાનું ચાલુ. )

અધિક રીતે ઉપયોગી થઇ શકે તો રીતે દૂર થઇ શકે.

આમ કરવા માટે મ્હને નીચેનો માર્ગ સુજે છે.

(૧) પ્રથમ તો ગામડાની ચારે બાજુએ ઉકરડા ઉભા કરવાની પ્રથા દૂર કરી ગામડાના એક વિભાગમાં ઉકરડા ઉભા કરવાની છુટ આપવી જોઇએ.
(૨) આ જગ્યાને આઠ ફીટ દીવાલથી ચારે બાજુ બાંધી રાખવી જોઇએ.
(૩) કચરો અને ઢોરનાં મળમુત્ર ઉપર જંતુનાશક દવાઓ છાંટવી જોઇએ.
(૪) કચરામાંથી જે બાળી શકાય તેમ હોય તેને તરતજ બાળી મુકવો જોઇએ.
(૫) ચોમાસું શરૂ થતાં પહેલાં ઉક-રડાઓ સાફ કરી નાખવા જોઇએ.

આ સુચનાઓ સંભવ છે કે ગામ-લોકોને સમજાવવી અઘરી છે. અનુભવ શીખવે છે કે આપણા ગામડાંના લોકો એટલા તો નિરક્ષર છે કે તેઓ સાથે બહુજ ધીરજ અને બહુજ સમજાવટથી કામ લેવુ જોઇએ.

પણ મ્હારી ખાત્રી છે કે જો ઉપલી સુચનાઓનો અમલ કરવામાં આવે તો ગામલોકોને ખાતર પણ સસ્તું મળી શકે તેમ છે તેમજ ગામડાંઓની હવાને બગાડ-નારા ઉકરડાઓનો પણ સરળ ઉકેલ થઇ શકે તેમ છે. કેટલાકો ઉકરડા બાળી નાખવાની સુચના કરે છે. - પણ સસ્તા ખાતરની દ્રષ્ટિએ આ માર્ગ સારો હોવા છતાં વ્યવ-હારૂ જણાય તેમ નથી.

## ટોલ્સ્ટોય

એક ઉમરાવજાદો ફોઈની નોકરડી સાથે પ્રેમમાં પડે છે, શરીર સંબંધ બાંધે છે. સગર્ભા થતાં નોકરી છોડવી પડે છે, છેવટે વેશ્યા થાય છે. ત્યાં વેપારીનું ખૂન કરવા બદલ જન્મદેશનિકાલની સજા પામે છે. આ કેસ દરમિયાન પેલો ઉમરાવજાદો જુરર હોય છે. આ બધું જોતાં વિચારમંથન ચાલે છે ને તેનો જે **નવો અવતાર** થાય છે તે આ પુસ્તકમાં કર્તાએ સરસ રીતે રજુ કર્યું છે.

**દરેકે દરેક ગુજરાતી**
**આ પુસ્તક એક**
**વખત તો જરૂર**
**વાંચેજ**

**: ત્રણ ખંડમાં :**

ખંડ ૧: ૨-૦-૦ ખંડ ૨: ૨-૪-૦
ખંડ ૩: ૧-૦-૦

[ગ્રન્થાવલિના ગ્રાહકોને પોણી કિંમતે]

ખંડ ત્રીજામાં કાઉન્ટ ટોલ્સ્ટોયનું સુંદર ત્રિરંગી ચિત્ર આપવામાં આવ્યું છે.

## પાંચમા વર્ષનાં
## પુસ્તકો

### ૧-૨ તૂટેલા તાર : સ્નેહરશ્મિ

આ પુસ્તમાં ત્રણ સુંદર સામાજિક વાર્તાઓ આપવામાં આવી છે.

### ૩ તારૂણ્યમાં પ્રવેશતી
### કન્યાને પત્રો

એક આશ્રમવાસી પિતાએ પોતાની કન્યાને લખેલા પત્રો. દરેક કન્યાએ આ પુસ્તક વાંચવું જ જોઈએ.

(પૃ. સંખ્યા ૮૮ કિં. ૦-૩-૦)

### ૪-૫ જીવનચર્યા

કાકા કાલેલકર, આચાર્ય કૃપાલાની નૃસિંહપ્રસાદ ભટ્ટ, કિશોરલાલ મશરૂવાલા, રામનારાયણ પાઠક, વિનોબા જેવા વિચારકોએ જીવનના જુદા જુદા પ્રશ્નો ઉપર કરેલી ચર્ચા રજુ કરતું પુસ્તક.

### ૬-૭ નુતન રશિયામાં ડોકિયું

ક્રાન્તિ પછી રશિયાની શી સ્થિતિ થઈ હતી તે જાણવા માટે આ પુસ્તક ખૂબ જ ઉપયોગી અને માહિતીપૂર્ણ છે. મોરિસ હિન્ડસના એક પુસ્તક ઉપરથી એ તૈયાર કરવામાં આવ્યું છે.

આજે જ ગ્રાહક થઇ જાઓ.

# ચપટી મીઠું

**જ્યારે પોલાન્ડમાં દેશની આઝાદી મેળવવા કેટલાક નવજુવાનોએ સત્તા સ્હામે જંગે આઝાદી જગાવ્યો ત્યારે ત્હેમના એ ગુન્હા બદલ ત્હેમને સાયબીરીઆના જીવતા દોઝખમાં–દેશપાર કરવામાં આવ્યા: એ આઝાદીના જંગમાંથી સરી પડેલી એક પોલીશ ટૂંકી વાર્તા:**

લેખક:

## એડમ ઝિમાન્સ્કી

જ્યારે પોલાન્ડ પર રશિયન ઝારની સત્તાના ધ્વજ ફરકતા હતા ત્યારે એડમ ઝિમાન્સ્કીએ કેટલાક ઉદ્દામ નૌજવાનોને એકત્ર કરીને બંડ જગાડવાની પેરવી કરી હતી. વોરસોની યુનિવર્સિટીમાંથી કેળવણી લઇને એકદમ રાજકારણમાં ઝંપલાવ્યું–પણ સત્તાધીશોએ ત્હેને સાઇબીરીઆ ખાતેના યાકુટસ્કમાં મોકલી દેશનિકાલ કર્યો.

એડમ ઝિમાન્સ્કીની વાર્તાઓ જીવનના કપરા અનુભવોમાંથી સર્જાયેલી હોય છે. અહિં રજૂ થતી દેશનિકાલ થએલા કેટલા કેદી બીરાદરોના જીવનમાંથી જડી આવેલી ટુંકી વાર્તા ઝિમાન્સ્કીની કલાનો પરિચય આપે છે.

રજુ કરનાર

**અ ઝી ઝ પા શા**

હું તે સમયે સાઇબિરિઆના બર્ફસ્થાનમાં આવેલા એક શહેરમાં રહેતો હતો. અને મ્હારૂં ચોથું વર્ષ વીતી રહ્યું હતું. મ્હારો એક દોસ્ત જેણે મ્હારી સાથે કીવની યુનિવર્સિટીમાં અભ્યાસ કર્યો હતો તે મ્હને એક ખુશહાલીના ખબર આપવા માટે આવ્યો. ત્હેનો એક અતિશય પ્રિય મિત્ર દૂરના યાકુટસ્કોલ પ્રાન્તમાંથી અમારા ગામમાં રહેવા આવવાનો હતો. યાકુટસ્કોલ પ્રાન્તના એક ગામડામાં એ આજે ત્રણ વર્ષ થયાં જીંદગી ગાળતો હતો.

યાકુટસ્કોલ પ્રાન્ત વિષે અનેકને મ્હોંએથી ઘણીયે જાતની વાતો સાંભળી હતી અને

તેથી જાણતો હતો કે યાકુટસ્કોલ ગામ બીજા વયરાન જેવા ગામો કરતાં ઘણું જ વસ્તીવાળું ગામ કહેવાતું હતું. એને જોઇને દૂર દૂરના ગામોની નિર્જનતા અને ભયાનકતાનો ખ્યાલ ઘણો ઓછો આવતો હતો. ત્યાં જીવનમાં એક જાતની મૌજ તો રહેતી જ—એ રીતે કે ખરાબમાં ખરાબ "ગુન્હો" કરનાર કેદીને જ્યારે ત્યાં મોકલવામાં આવતો ત્યારે ત્હેને સ્વતંત્રતાપૂર્વક રહેવા દેવામાં આવવાનો હુકમ હોવા છતાંયે તે 'સખ્ત કેદ'ની સજા સહન કરવાનું વધુ પસંદ કરતો.

અમારો સંબંધ રાજકીય કેદીઓ સાથે હતો. સત્તા સ્હામે બળવો જગાડવાનો આક્ષેપ, રાજદ્રોહ—ખૂન—વીગેરે આક્ષેપો ત્હેમની ઉપર મુકાતા અને પછી તેઓને સજા થતી. અમે સાંભળ્યું હતું કે ત્યાંની દશા ઘણી જ ભયંકરછેઃ પણ શા માટે તે ભયંકર છે, ત્હેનું કારણ અમ્હને સ્હમજાયું ન્હોતું: ત્યાંનાનિરસ જીવન વિષે અમે ઘણી જ ભયંકર કલ્પના કરી લીધી હતી. પણ એક વાત તો બરાબર જાણતા હતા કે જેમ જેમ માણસોની વસ્તીથી દૂર ને દૂર જઇએ તેમ તેમ આ પણા મનની સ્થિતિ અતિશય ભયંકર બનતી જાય છે. દક્ષિણ દીશામાં ઓલ્ડનના પર્વતો પર-ઉર્વમાં સ્ટાનોવોઇ-શેબ્રેરાના પહાડી ઢોળાણવાળા પ્રદેશ પર, પશ્ચિમમાં નિર્જન અને ઉંચા વયરાન પ્રદેશ પર અને ઉત્તરના ઓલેન્સ્ક, ઇંડિગરીકા અને કોલીમાના બર્ફથી છવાયેલા મેદાનોમાં માનવનું જીવન દોઝખમય બની જાય છે. ત્યાં તો બર્ફનું તુફાન, ઝંઝાવાત, અને ઉત્તર દીશાના આસ્માનની ખૂનના રંગ જેવી ખૂનસભરી આંખો શિવાય બીજું કૈંયે નઝરે પડતું નથી.

પણ ખામોશ! આના કરતાં પણ વધુ ભયંકર સાઇબિરિયા છે! ત્યાં બર્ફના મારા શિવાય બીજું કૈં પણ નથી. બર્ફ પણ કેવો?—અરે! જે ગરમીમાંયે નથી ગળતો. એ બર્ફસ્થાનમાં કોઇક ખરેખરા અભાગી માનવીઓ જ...વસે....ને...?...

[૨]

## ત્યાંની ભયાનકતા વિષેની વાતો

સાંભળીને મ્હારા ઉપર જે અસર થવા પામી હતી તે હું જીંદગીભરમાં ભૂલી શકું તેમ નથી. એ સમયે મ્હને સરકારી નોકરે કરેલી એક વાત બરાબર યાદ છે. એની વાત આ પ્રમાણે હતીઃ

"એક વખત હું....પ્રાંતના એક.... ગામમાં જેલર તરિકેની ફર્જ બજાવતો હતો. અને એક દિવસ મારી ઉપર એક નવીન કેદીને ફરમાન સાથે મોકલવામાં આવ્યો હતો. એની સાથેના પત્રમાં મારે માટે એવી સૂચનાઓ મોકલવામાં આવી હતી કે મ્હારે એ કેદીને ઝાશીવર્સ્ક નામના એક ગામમાં દેશનિકાલ કરવા માટે લઇ જવો. પણ બિરાદર, ઝાશીવર્સ્ક ગામ કહેવાય તો છે કે તે સાઇબિરિઆમાં આવેલું છે, પણ ખરું પૂછતાં તો તે કલ્પનામાં જ છે. નકશામાં ત્હમને એ ગામ બહુ મુશ્કેલીથી દેખાશે. એ ગામ રાજ્યની સીમા બહાર આવેલું છે—કોઇ પણ સરકારી નોકરને ત્યાં નોકરી પર મોકલવો એટલે ત્હેની પાસેથી રાજીનામું માંગવા બરાબર છે. ઘણા સમય પહેલાં ત્યાં વસ્તી તો હતી પણ હવે તો એક ઝુંપડી સુદ્ધાંયે ત્યાં નથી. જ્યારે મ્હેં ફરમાન

વાંચ્યું ત્યારે મને લાગ્યું કે મ્હારી આંખો મ્હને દગો દેતી હોય તો કોણ જાણે! હું નશામાં ન્હોતો છતાંયે મ્હારા સાથીદાર અફસરને બોલાવીને એ ફરમાન વંચાવ્યું. એ જઇફ આદમી હતાં—અને સરકારી નોકરીનો ત્હેને પૂરેપૂરો અનુભવ હતો—પણ જે ક્ષણે એ તેણે તે ફરમાન વાંચ્યું કે તરત જ ત્હેના મ્હોં ઉપર ભયંકર ભયની રેખાઓ ઉપસ્થિત થઇ—તે ધ્રૂજતો હતો. ફરમાન જમીન પર પડી ગયું. ક્યાં?...ઝાશિવસ્કમાં?" અમે તો એક બીજાની સ્હામે જોવા લાગ્યા. નવજુવાન કેદી અમારા આ તમાશાને નિહાળીને આશ્ચર્ય પામતો હતો. તે શાન્તિથી અમારી વાતો સાંભળી રહ્યો હતો-પણ એને કૈંયે સ્હમજણ પડતી ન્હોતી. એનો ચ્હેરો સુન્દર હતો-પણ તે ધીર અને ગંભીર હતો—મ્હેં એને અનેક જાતના સવાલો કર્યા—તે સર્વનો જવાબ ત્હેણે "હા" અને "ના" ના બે શબ્દોથી જ આપ્યો.

પણ ત્હેનું શું થવાનું હતું!—

મ્હેં ત્રણ ગાડી તૈયાર કરવાનો હુકમ આપ્યો—એક ગાડીમાં એક પોલીસ સાથે કેદીને બેસાડવાનું કહ્યું અને બીજી ગાડીમાં બીજા એક પોલીસ સાથે હું બેઠો—ત્રીજી ગાડીમાં ખાવા પીવાનો અને બીજો સામાન પડયો હતો. અમે ઉપડયા.

પહેલાં તો અમે ૨૪ કલાક સુધી લાગલાગટ ગાડીને આગળ ધપાવતા ગયા. રસ્તામાં ઘોડા બદલવા માટે થોડીવાર રોકાતા ખરા. બે દિવસ થઈ ગયા—ત્રીજો દિવસ પણ થઈ ગયો હતો—રસ્તામાં એક પણ માનવ નજરે પડતું ન્હોતું. રસ્તામાં જર્જરિત—એકાદ બે મકાનમાં અમે રાત્રિઓ ગાળતા હતા.

આબોહવા અમારા કેદીને બરાબર માફક ન્હોતી આવતી એટલે એની તબિયત બગડવા માંડી હતી—એટલે તે મ્હારી સાથે વારંવાર વાતો કરવાના પ્રયત્નો કરતો હતો છેવટે તે મને ઝાશીવસ્કના જીવન વિષે અનેક જાતના પ્રશ્નો પૂછવા લાગ્યો. "ત્યાં લોકો કેવું જીવન ગાળે છે? ...એ ગામ કેવું છે?...સારૂં છે?... ત્યાં કૈં કામ ધંધો—નોકરી ચાકરી મળવાની આશા ખરી કે?"

હવે તે મ્હારે "હા" અને "ના"માં જ જવાબ આપવાનો હતો. ચોથે દિવસે અમે લોકો એવે સ્થળે આવી પહોંચ્યા કે જ્યાં સખ્ત ગરમીમાં પણ બરફ ઓગળતો નથી. આખરે મ્હારી સાથેના એક બુઝર્ગ સીપાહીએ મ્હને એ વિચિત્ર અને ભયંકર નિર્જન ગામડું દેખાડયું—જ્યાં થોડા ઘણા વર્ષો પહેલાં ત્યાં ઝુપડાં હોવાનાં ચિહ્નો હું જોઇ શકતો હતો. અને એ• ઝાશીવસ્કના નામથી આજેયે મશહુર છે

"બસ! અટકો જોઉં?" મ્હેં પૂછયું, "કેદીને નીચે ઉતરવા દો ચાલો આ આવ્યું આપણું ઝાશીવસ્ક—"

કેદી મ્હારી વાત સમજી શકયો નહિ. ફાટેલે ડોળે તે આશ્ચર્યથી મ્હારા ચ્હેરા તરફ જોઈ રહ્યો હતો—જાણે હું ત્હેને અહિ ઉતરવાનું કહીને મશ્કરી કરી રહ્યો હોઉં ને!—પણ મ્હારે ત્હેને પાછળથી બધું યે સ્હમજાવવું પડયું. ધીમે ધીમે તે મ્હારી બધી વાત સ્હમજી ગયો.

આટલું કહીને તે સરકારી નોકર જોરથી હસવા લાગ્યો—અને ખખરી દૂર કરીને,—પાસેના કુંજામાંથી થોડુંક પાણી પીને પોતાની વાર્તા આગળ ચલાવી,

"બિરાદરે! ત્હમે માનશો કે કેમ એ શંકાની વાત છે પણ કસમ પર કહું છું

કે મ્હારી વાતો સાંભળીને કેદી તાજુબીમાં ગરકાવ બની ગયો. તે ધ્રૂજવા લાગ્યો– એની આંખોનાં એક ખૂણે આંસુ વહેવાની તૈયારી કરતા હતા. મ્હારૂં દિલ પત્થર જેવું કઠણુ છે–છતાંયે આ વખતના દશ્યની મ્હારા જીગર પર ઘણી અસર થવા પામી હતી. અગાઉ એનો જે રૂવાબ હતો તે ઉતરી ગયો. ત્હેનો ચ્હેરો સાવ ફીકો પડી ગયો હતો.

ત્હેણે પોતાના બન્ને હાથ મ્હારી તરફ લંબાવ્યા, અતિશય વિનમ્ર ભાવે ત્હેણે કહેવા માંડયું, "ખુદાના નામ પર ત્હમારા દિલમાં મારે માટે થોડી ઘણી તો રહેમ ઉત્પન્ન કરો. મને કૈં ફાંસીનો હુકમ પણ નથી થયો. ઓહ ! મ્હેં શો મહાન અપરાધ કર્યો છે ?"

"હીક, જવા દે;–અત્યાર સુધી ત્હારા મુખ પર જે જાતનું અભિમાન હતું તે..." મ્હેં કહ્યું.

'ત્હમે માનો કે ન માનો પણ તે કેદી બાળકની માફક રોઇ પડયો –ત્યારે મેં ત્હેને કહ્યું "હું ત્હને યાકુટ્સ્કૉલની પાસેના એક ગામમાં લઇ જઇશ. ચાલ, ઉઠ– હું ત્હને ખાત્રીપૂર્વક કહું છું–" અને તે ઉઠયો.[1] આ વખતે એના ચ્હેરા ઉપર ખુશાલીનાં કિરણો નૃત્ય કરતાં હતાં.

[૩]

**જ્યાં બહુજ ઓછા** માનવીઓ વસતા હતા એવા ગામમાં પણ અમારૂં જીવન ક્લેશવિહોણું તો ન્હોતું જ. આવા વાતાવરણમાં કોઇ નવા માણસના આવવાના ખબર ખુશહાલી આપતા. છતાંયે ગમે તેમ અમે લોકો દિવસ પસાર કરી નાખતા.

અમને યાકુટ્સ્કૉલ મુલકની ભયંકર ઠંડીને અને બરફના મારાને જોવાની ઇચ્છા હતી–કુતૂહલ હતું. જેમ તેમ કરીને આનંદમાં જીંદગી ટકાવી રાખવાનો અમારો હેતુ હતો.

અને જ્યારે હવે અમ્હને એકાએક એવી ખબર પડી કે બરાબર અમારા જેવોજ એક મનુષ્ય, જેનાં માનસિક યોગ્યતા અને રહેણીકરણી અમારાં માફક જ હતું તે એક એવે સ્થળે ત્રણ વર્ષ વીતાવી ચુકયો હતો કે જ્યાંની દશા કાલ્પનિક આશિવરક' ગામ કરતાં જરાયે વધારે સારી ન્હોતી. એટલે એ અપરિચિત પુરૂષ એકાએક અમારો પ્રિય પાત્ર થઇ પડયો. અમે બધાએ રશિયન, પોલીશ અને યાહુદીઓએ આ શુભ અવસરને બહુજ આનંદથી વીતાવવાનો ઠરાવ કર્યો. અને વળી નાતાલ પણ દૂર ન્હોતી.

ખાવાપીવાની તૈયારીઓ કરવાનું કાર્ય મને ન સોંપવામાં આવ્યું હતું. મ્હને એક જુવાન વિદ્યાર્થી મદદ માટે આપવામાં આવ્યો હતો. અમે લોકોએ સારીયે જીંદગીમાં પહેલીજ વાર આનંદ અને ઉત્સાહપૂર્વક રસોઇ તૈયાર કરવામાં આગેવાનીભર્યો ભાગ ભજવ્યો હતો

મ્હને મદદ કરનાર વિદ્યાર્થી યાકુટ્સ્કૉલના સંબંધમાં થોડું ઘણું જાણતો હતો. ખાણું પકાવતી વેળા અમે ખૂબજ વાતો કરતા હતા. અમે જાણતા હતા યાકુટ્સ્કૉલની આસપાસના ગામમાં ઘણું જ દુઃખમય જીવન લોકો વીતાવી રહ્યા હતા. ત્યાં રોટી પણ મુશ્કેલીથી મળતી. માનવજાતના બૂરા હાલ હતા.

અમારા મહેમાનના સત્કાર માટે તરાહતરાહની રસોઇ કરવામાં મશગુલ હતા.

[૪]

**અને આખરે** એ દિવસ આવી પહોંચ્યો. મ્હારો બિરાદર સ્હવાર થતાંની સાથેજ પાસેના સ્ટેશને પોતાના દોસ્તનો સત્કાર કરવા, ત્હેને અહિં લાવવા માટે ઉપડી ગયો. ગાડી આવે અને ઘંટાનો સાદ થાય–અમારામાં નવીન આશા ઉગતી આખરે ગાડી આવી. ત્હેની ઉપર બરફ પડ્યો હતો. મુસાફરોના શરીર પરના કોટ પર પણ બરફ પડયો હતો. ઘોડાના શરીરે પણ બરફનું પડ જામી ગયું હતું.

હું એને પહેલી વાર મળ્યો–કેવી રીતે મળ્યા ત્હેનું વર્ણન કરી શકવાની તાકાત મ્હારામાં નથી. અમે એક બીજાથી સાવ અપરિચિત હતા–છતાંયે અમારા બંનેમાં એક બીજા પ્રત્યે કેટલી મીઠી અને ગજબ સહાનુભૂતિભરી લાગણી ઉછળી રહી હતી. ત્હેનું શરીર પાતળું અને દુબળું હતું–એના શરીરનો રંગ અમારા કરતાં વધારે ઘેરો હતો, અને લાગતું હતું કે તે જ્યાં સુધી જીવશે ત્યાં સુધી એવો જ રહેશે. માત્ર એની આંખો એટલી તેજસ્વીય અને ચમકતાર હતી કે ભલભલાની ઉપર એ નઝર માંડે તો તે પોતાનો ધાર્યો પ્રભાવ ત્હેની ઉપર જરૂર પાડી શકે.

અને જ્યારે ત્હેણે કપડાં બદલાવ્યાં ત્યારે અમે જમવા બેઠા. આનંદની લહરીઓએ અમારા દુઃખ અને ચિન્તાને ભૂલાવી દીધા હતા. અમારા મ્હેમાન ખુશ હતા એથી અમ્હને ઓર આનંદ આવતો હતો. એટલી હદ સુધી કે અમારામાંના કેટલાકોની આંખોમાં તો હર્ષનાં આંસૂ આવી ગયા.... પછી તો ખાણા પર મારો ચલાવ્યો. અમારા બિરાદરની થાળીમાં અમે ખૂબ જ આગ્રહપૂર્વક પીરસાવતા. બધા ખાણામાં મશગુલ હતા.

પણ આ શું ?

પણ અમારો મ્હેમાન તો એની થાળી-માંથી થોડું ઘણું પણ મ્હોંમાં નાખતો ન્હોતો. એના હાથમાંનો ચમચો અહિં તહિં ફરી રહ્યો હતો. એ જમતો શા માટે ન્હોતો ?

"ઓહ ! આ શું ?..." અમે પૂછયું", "કાં બિરાદર ! ખાતા શા માટે નથી ?" અમે ખૂબ જ વિચાર કર્યો–પણ અમ્હને તો કંઈયે સ્હમજાયું નહિ અમારો મ્હેમાન એમને એમ બેઠો રહ્યો હતો. અમે ખાવાનું બંધ કરી દીધું અને ત્હેની સ્હામે જોવા લાગ્યા.

આખરે ત્હેણે કહ્યું,

"માફ કરજો, બિરાદરો !... મ્હને ભય લાગે છે કે હું ત્હમારામાં આવેલ આનંદની ભરતિનો નાશ કરી રહ્યો છું. ઓહ !...હું ત્હમને વિનંતી કરીને... બિરાદરો !...કહું છું કે ત્હમે લોકો મારે માટે જરાએ મનમાં આણશો નહિ–આનંદથી જમો ! એ તો મ્હારી નિબળતા છે." આટલું કહીને તે જોરથી હસવા લાગ્યો.

અમે લોકો તો એક બીજાના મ્હોં તરફ જોવા લાગ્યા. ખાવાનું ધ્યાન કોઇને પણ ન રહ્યું–"મ્હેં તો એવું ધાર્યું" હતું કે છેલ્લા ત્રણ વર્ષમાં મ્હેં કેવું જીવન વીતાવ્યું છે ત્હેનો તો ત્હમને પૂરેપૂરો ખ્યાલ હશે–પણ હવે મ્હને ખબર

પડે છે કે ત્હમે એ નથી જાણતા. જ્યારે ત્હમે બધા ખાવા પીવામાં, મસ્ત હતા ત્યારે મ્હેં એક ટૂકડો રોટીનો ખાવા માંડયો...એક ન્હાનકડો રોટીનો ટૂકડો... ઓહ !...પણ હું એ ટૂકડાનો કોળીયો ગળે ઉતારી શક્યો નહિ...કદાપિ નહિ... ત્રણ વર્ષ થયા– આજે પ્રેરેપૂરા ત્રણ વર્ષ થયાં બિરાદરો !...મ્હેં મીઠું યાને નિમક ચાખ્યું નથી–હું તો મીઠા વગરનું ખાણું ખાતો હતો. આ રોટીમાં બહુ જ નિમક છે–મીઠું છે બહુ જ–એ નીમક મ્હારી જીભને જલાવી રહ્યું છે–અને બધી યે વાણીઓમાં મીઠું તો છે જ."

"કદાચ ! ભાઈ અમે લોકોએ આનં-દમાં ને આનંદમાં કોઇક રસોઇમાં વધુ મીઠું નાખી દીધું હશે !...સંભવિત છે."

"તો પછી, પ્યારા બિરાદરો ! ત્હમે જ ખાવને...ખાણાની મઝા જરૂર ઉડાવો. પણ હું કંઇ ખાઇ શકું તેમ નથી. હું ત્હમને ખાણું ઉડાવતાં જોઇને ઘણો જ આનંદ પામીશ. જરૂર ખાવ !...હું ત્હમને વિનંતી કરું છું."

અને તે હસ્યો–પણ પછી ત્હેની આંખમાં આંસુ આવી ગયા. તે ઉઠયો. અને પાસેની ખુરશી પર બેસી ગયો.

હવે બધી વાત અમે બરાબર સ્હમજી ગયા. જે ભયંકર જીવનના વિષયમાં અમે જાણવાને બહુ જ ઇન્તેજાર હતા ત્હેનો જીવતો જાગતો દાખલો અમારી સમક્ષ મૌજુદ હતો. તે ભયંકર જીવનના એક ક્ષુદ્ર ભાગનો તાદૃશ્ય ચિતાર અમારી સ્હામે ખડો હતો.

અમારા બધાના હાથમાંથી ચમચા પડી, ગયા અરે ! અમે મુકી દીધા, અને અમારા સર નીચે ઝુકી ગયાં !

ખાણું બનાવવાની મહેનત અમ્હારી કેટલી નજીવી હતી !

અમે અમારા મહેમાનના ચીમળાયેલા ચ્હેરાને નીરખી રહ્યા હતા અને ઓચિન્તા જ અમ્હને બધાને એક પ્રકારના ભયંકર ભયનો સ્પર્શ થયો. અમ્હારી સ્હામે એક ભયંકર દૃશ્ય ખડું થઇ ગયું– જાણે ઝારીવસ્કના એ વયરાન ગામની પાસેથી કોઇ ભયંકર પિશાચ–શયતાન સરકતો સરકતો અમારી પાસે આવવા ધીમે પગલે કુચ કરી રહ્યો હતો.

સારાય ઓરડામાં ચુપકીદી–શાન્તિ હતી–બહાર બર્ફનું તુફાન શાન્ત થવાને બદલે વધુ ભયંકર બનતું જતું હતું.

સંપુર્ણ.

# નવયુગ

જુન ૧૯૩૪.
વર્ષ ૬ ઠું :: અંક ૩ જો.




## ✠ વિશ્વક્રાન્તિનો ✠

# મૃત્યુઘંટ! વિશ્વક્રાંતિ અમર રહો!

**જગતમાં** પ્રચલિત થએલા બધા મતો, બધા સંપ્રદાયો, બધી વિચાર પદ્ધતિઓ આજે શમતા અંગારાઓની માફક દંભ અને નિરર્થકતાની રાખ નીચે આંતર વિખવાદની આગથી પોતાની જાતને પ્રજાળી રહ્યાં છે; ત્યારે એક મત, એક સંપ્રદાય, એક વિચારપધ્ધતિ આજે જલતી શિખાની માફક ચોગમ ગરમી અને પ્રકાશ ફેંકી રહેલ છે–એ મત સામ્યવાદ. એના ભેખધારી અનુયાયીઓએ યાતનાઓ, સુખ, સગવડ અને આરોગ્યનો અભાવ અને મોતના ભયને ફગાવી દીધો છે. યોગ્ય લાગે તેવાં વિચાર, વાણી અને વર્તન પ્રગટ કરતાં તેમને કોઇ અટકાવી શકતું નથી. પરંતુ એમનોયે પંથ બની ગયો છે. તેઓ આજે સોવિયેટ રશિઆના સામ્યવાદી સુત્રધારો પાય તેજ પાણી પીએ છે– એવા વિશ્વાસથી કે તેઓ આજે જગતની મહેનતુ માનવતાનાં મુક્તિધામના સાચા પ્રવાસી છે–વિશ્વક્રાન્તિના વ્રતધારી છે. પરંતુ તેમના એ વિશ્વાસનો ભંગ થયો છે. યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ સોવિએટ રશિઆના સામ્યવાદી પક્ષની ૧૯૩૪ માં ભરાએલી સત્તરમી પરિષદના અહેવાલમાંથી તારવામાં આવેલા સામ્યવાદી સૂત્રધાર સ્ટેલીનના નીચેના શબ્દો તેઓ લક્ષમાં લે:

"જર્મનીમાં ફેસીસ્ટો સત્તામાં આવ્યા એ આપણે મનથી આનંદનો વિષય તો નથીજ. પરંતુ ફેસીઝમ આજે આપણે મનથી બહુ અગત્યનો મુદ્દો નથી. કારણકે ઇટાલીમાં આજે ફેસીસ્ટ તંત્ર છે છતાં એ દેશ સાથે બહુ સારો સમ્બંધ બાંધવામાં આપણને અડચણ નડી નથી......જો સોવિએટ રશિઆનાં હિતની દ્રષ્ટિએ જરૂરી હોય તો શાંતિ (ચાલુ વસ્તુસ્થિતિ–મૂડીવાદ) જાળવી રાખવાને તૈયાર હોય એવાં કોઇપણ રાષ્ટ્ર સાથે સમ્બંધ બાંધવામાં આપણે જરાએ આનાકાની નં કરીએ.....આજે આપણું સઘળુંએ લક્ષ્ય સોવિએટ રશિઆ અને સોવિએટ રશિઆ પરજ કેન્દ્રિત કરવામાં આવ્યું છે."

વિશ્વક્રાન્તિનાં ભાવના અને પ્રયત્નોનો આ મૃત્યુઘંટ છે. શ્રમજીવિઓનાં રાજ્યોની આંતરરાષ્ટ્રીય એકતાનો વિચાર અળગો કરી સોવિએટ રશિઆ આજે કટ્ટર રાષ્ટ્રવાદી બન્યું છે, એ વાતનો સ્પષ્ટ એકરાર આમાં તરવરે છે.

આ શબ્દોમાંથી બોધ મેળવી જગતના અને ખાસ કરીને હિંદના મરજીવા સામ્યવાદીઓ મોસ્કોપરસ્તીને છેલ્લી સલામ કરે અને દેશ, કાળ અને સંયોગોનાં બળોનાં મૂલ્યો પોતાની વિચારપધ્ધતિની દ્રષ્ટિએ આંકી શ્રમજીવિઓના નવા વિશ્વસંઘ માટે પ્રયત્નો આદરે અને તે દરમ્યાન પોતાના દેશના મુક્તિ સંગ્રામ માટે નવી કાર્યપધ્ધતિ વિચારી પ્રયત્નવાન બને!

વિશ્વક્રાન્તિનો મૃત્યુઘંટ સોવિએટ રશિઆએ વગાડયો છે, પણ વિશ્વક્રાન્તિ મરતી નથી. વિશ્વક્રાન્તિ અમર રહો!

# મીલ મજદુર.

ઉગતી ઉષા સમયે નિત તે જીર્ણ પથારી ત્યાગે.,
મીલ તણું ભંગળું સુણીને મીલ ભણી તે ભાગે;

કરતો મજુરીનું કામ;
છતાં નહી મળતાં પુરા દામ.

'ધચમચ' કરતા સાંચા જોડે સદા હિંમતથી લડતો;
કાળ રાક્ષસી સાંચાથી તે લેશમાત્ર નવ ડરતો.

લેશ ધ્યાન ચૂક થવાય,
એનું અંગેઅંગ કપાય.

મુડીવાદની ભીષણ ચક્કીમાં શ્રમજીવી પીસાતો,
ટુંકી રોજી મેળવવાને આખો દિન રીબાતો.

જ્યાં મળે નહિ હવા ઉજાસ
તેમાં કરતો તે નિવાસ.

મીલમાંથી તે સીધો જાતો કલાલની દુકાને,
આખા દિનના સતત શ્રમને નીવારે સુરાપાને;

બદનમાં તાઝગી આણે,
ગરીબી મોજને માણે.

મુડીદારો એના રકતની શોષણક્રીયા કરતા
એના પરસેવા નીચોવી પોતાનાં ઘર ભરતા.

એ છે સંપત્તિ સર્જનહાર
કહેવતો મજદુર—કામદાર.

શ્રી. મનુકુમાર નેગાંધી.

# પસાર થએલા માસનું રાજકારણ.

લેખકઃ

વિવસ્વત્

## નેતાગીરીની ખામી.

પટણા ખાતે મળેલી મહાસભા સમિતિની બેઠકમાં સત્યાગ્રહ પડતો મકવાને લગતો જે બેહુદો ઠરાવ થયો હતો તેને લીધે કોન્ગ્રેસની પ્રતિષ્ઠાને આઘાત પહોંચશે અને એ ઠરાવનો પ્રત્યાઘાત સરકાર તરફથી પણ બહુ વિપરીત થશે એમ અમે ગયા વખતે આગાહી કરી હતી. એ આગાહી કમનસીબે ધારવા કરતાં પણ વધારે ખરાબ રીતે સાચી પડી છે.

પસાર થએલા માસ દરમ્યાન મહાસભાને પક્ષે કંઈ માતબર બનાવ બન્યો નથી. પરંતુ મહાસમિતિના નિર્ણયોના પડઘારૂપે જે સરકારી યાદી બહાર પડી અને તે યાદીની પુરણીરૂપે થોડા દિવસ પછી એસોસીએટેડ પ્રેસનો જે સંદેશો બહાર પડયો તેણે જે અસરો રાષ્ટ્રીય આગેવાનો પર ઉપજાવી છે અને એ યાદીઓ રૂપે દેશનાં રાજકીય બળો સબંધે સરકારની જે વલણુ પ્રગટ થવા પામી છે તે બન્ને થોડી ચર્ચા અને થોડી ટીકા માગી લે છે.

મહાસમિતિએ જેમ સત્યાગ્રહ સબંધી

નોજ આશ્રય લીધો છે. તેણે એમ જણાવ્યું છે કે ગેરકાયદેસર જાહેર થએલાં મહાસભા મંડળો પરથી પ્રતિબંધ ઉઠાવી લેવામાં આવે છે, પણ મધ્યસ્થ અને પ્રાંતિક ધારાસભાઓએ પસાર કરેલા દમનના કાયદાઓ તેમની મુદત ખલાસ થતાં સુધી ચાલુ જ રહેશે. સરકારની એ યાદી બહાર પડયા પછી થોડા દિવસે અર્ધસરકારી સંસ્થા સમા એસોસીએટેડ પ્રેસે એવી ખબર પ્રકટ કરી કે સત્યાગ્રહને અંગે સરકાર તરફથી ઝુંટવી લેવામાં આવેલી મિલ્કત સબંધે સરકારની વલણુ એવી છે કે જે મિલ્કત જપ્ત કરવામાં આવી છે તે તેમના અસલ માલેકોને પાછી વાળવામાં આવશે નહિ પણ માત્ર અટકાયતમાં લેવાએલી મીલ્કત સ્થાનીક અમલદારોને અરજ કરવાથી પાછી મળી શકશે.

સરકાર તરફથી લેવાએલાં એ પગલાનું મૂલ્ય આંકવાની આવશ્યકતા રહે છે.

સરકાર એટલો બરાબર જાણે છે કે મહાસભાએ સત્યાગ્રહ હવે પડતો મકયો છે એટલે એ ગોધી લડતને જ પહોંચી વળવા માટે પોતે અખત્યાર કરેલા કાય-

કે મહાસભામાં સામાન્ય શિસ્ત જેવી વસ્તુ નથી એવું સાફ સુચવતા મહાસમિતિના સત્યાગ્રહને લગતા નિર્ણયનો ઉપહાસ કરવો. બીજો હેતુ એ હોઇ શકે કે એક પણ સાચો સત્યાગ્રહી દેશમાં હસ્તી ધરાવતો હોય તો તેમાંથી બીજા હજારો કે લાખો સત્યાગ્રહીઓ જરૂર પ્રગટ અને એવી રીતે સત્યાગ્રહીઓ પ્રગટાવવાની પોતાની ઉમેદ છે એવી ગાંધીજીની નેમ સામે અગાઉથી સાવચેતીની પાળ બાંધવી.

પરંતુ આ બન્ને તો ઉપરછલા ઉદ્દેશો છે. વાસ્તવિક રીતે આગામી બે ચાર વર્ષોમાં મોટા પાયાપર સત્યાગ્રહસંગ્રામ શરૂ થાય એવો જરાયે સંભવ નથી એ સરકાર બહુજ સારી રીતે સમજે છે. તેનો હેતુ તો કંઇક જુદોજ છે. અસામાન્ય સત્તાઓના કાયદાઓ પોતાના હાથમાં રાખીને દેશનાં એકેએક ઉદ્દામ બળોને દાબી દેવાની સરકારની દાનત છે. રાજકારણનાં બીજાં ક્ષેત્રોમાં બની રહેલા બનાવો પર નજર નાખી જવાથી સરકારની એ નીતિ વિશે જરાએ શંકા રહેશે નહિ.

મુંબાઈ, નાગપુર, દીલ્હી વગેરે જગ્યાઓએ કાપડની મીલોના કામદારોએ હડતાલો પાડી છે. એ હડતાલો ખરી રીતે ઔદ્યોગિક જ છે છતાં તેમના આગેવાનોને ગીરફતાર કરવામાં, હડતાલીઓ પર પ્રસંગ પરત્વે ગોળીબાર કરવામાં અને હડતાલને લગતાં સભા સરઘસો પર પ્રતિબંધ મૂકવામાં અને મીલમાલેકોના હડતાલ તોડી પાડવાના કામમાં પરોક્ષ સહાય કરવામાં સરકારની વલણ સઘળી જગ્યાએ એક સરખીજ દેખાય છે.

બંગાલના મહાસભા સમાજવાદી પક્ષની કચેરી પર ધાડ પાડી તેમનું સાહિત્ય ઉઠાવી જવામાં આવ્યું. એ પક્ષના પ્રમુખનાં ઘરની પણ જડતી લેવામાં આવી. મહાસભા મંડળો પરથી પ્રતિબંધ ઉઠાવી લેવાની પોતાની જાહેરાત છતાં ઘણાંએ ઉદ્દામ મંડળો પર તો પ્રતિબંધ હજુ ચાલુ રાખવામાં આવ્યો છે, સરહદના "લાલ ખમીસવાળાઓ" ને નામે ઓળખાતા ખુદાઇ ખીદમતગારો પરથી પ્રતિબંધ ઉઠાવી લેવાની સાફ ના પાડવામાં આવી અને એ પણ એક મહાસભા સાથે સંકળાએલીજ સંસ્થા છે એવું મહાસભાના મંત્રી તરફથી જાહેર કરવામાં આવ્યા છતાં તે સબંધી સરકારી વલણમાં કંઇજ ફેર ન પડયો. પંડિત જવાહરલાલ નેહરૂ, સરદાર વલ્લભ ભાઇ પટેલ અને ખાન અબ્દુલ ગફુરખાનને હજુ જેલમાંજ ગોંધી રાખવામાં આવ્યા છે. અને સત્યાગ્રહ ન કરવાની કબુલાત આપે તોજ બાકી રહેલા સત્યાગ્રહી કેદીઓને છોડવા નહિ તો તેમને રાજદ્વારી કેદીઓ તરીકે પણ નહિ ગણતાં સામાન્ય ગુન્હેગારોની કક્ષામાં મૂકી દેવાની સરકારે જાહેરાત કરી છે.

આ બધી વસ્તુઓ એમ સાફ નથી બતાવી આપતી કે મહાસભાની ઉદ્દામતા અને તેની લોકોમાં ફેલાએલી વગને પાંગળાં બનાવી દઇ તેને માત્ર બંધારણવાદને માર્ગેજ વાળી દેવાની નીતિ સરકારે અખત્યાર કરી છે?

જો સરદાર વલ્લભભાઇ છુટે તો તેઓ ગુજરાતના પાયમાલ થએલ ખેડુતોની વહારે ધાવાની પ્રથમ ફરજ સમજે. અને જો એ ખેડુતોને અમુક અંશે રાહત મળે તો તેઓ ફરીને મહાસભા પ્રત્યે વફાદાર બની રહે અને ફરીને મહાસભાનો સાદ પડતાં સીધી લડત આપવાને તૈયાર થઇ જાય જો પંડીત જવાહરલાલને મુકત કરવામાં આવે તો તેઓ આખા દેશમાં ઉત્થાન

પામી રહેતાં સમાજવાદનાં બળોને સંગઠીત બનાવી દે અને યુક્ત પ્રાંતમાં શરૂ થએલાં મવાળવાદનાં રાજકારણને દબાવી ઉદ્દામ તત્વોને આગળ આણે. અબ્દુલ ગફુરખાન છુટે તો સરહદ પ્રાંતમાં તાજેતરમાં દાખલ કરવામાં આવેલી ધારાસભાની લાલચે જે કેટલાક આગેવાનો સરકાર તરફ વળ્યા છે તે કડક બની જાય અને સરહદ પ્રાંતનાં સબળાંએ બળો સંગઠીત બની મહાસભાને પગલે ચાલવા લાગે. જો બંગાળમાં શ્રી સુભાષ બોઝ સલામતિની ખાત્રી સહીત પાછા ફરી શકે તો બંગાલના મહાસભાવાદીઓમાં જે અળખામણા ઝઘડાએ જોર જમાવ્યું છે તેનો નિકાલ આવી જાય અને ડૉ. બીધનચંદ્ર રોયનું બંધારણવાદી રાજકારણ ઝાંખું પડે. અને આ તો વ્યકિતઓ પુરતાજ દાખલાઓ થયા. પણ જો બધાંએ ઉદ્દામ રાજદ્વારી તત્વો આજે બંધનમૂક્ત બને તો મહાસભામાંથી બંધારણવાદી મનોદશામાં જબ્બર ઓટ આવે અને પરિવર્તનવાદનો પવન જોરથી ફુંકાવા લાગે એ દેખીતું છે. એ કંઇજ ન થવા પામે એજ આજે સરકારની બાજી છે.

આવી બાજી ખેલવાની સગવડ મહાસમીતીએ પોતાના સત્યાગ્રહને લગતા અળખામણા ઠરાવથી કરી આપી છે એ વાત સ્પષ્ટ છે. આજે કોંગ્રેસ પર એકલા ગાંધીજીની જ સરમુખત્યારી ચાલે છે અને એ સરમુખત્યારી દેશના વ્યાપક હિતની ખાતર અંગત માન્યતાઓ અને ગ્રહોને વિસરી શકતી નથી એનો આ અન્જામ છે એ વાત કોઇએ ભૂલવા જેવી નથી. પરંતુ એ ગઇ ગુજરીને ઘડીભર બાજુએ મુકી સરકારે અખત્યાર કરેલી આ વલણને પાંગળી બનાવી દેવા દેવા માટે મહાસભાએ શાં પગલાં લેવાં જોઇએ એનો વિચાર જરા કરી લેઇએ.

સહુથી પહેલું એજ કે મહાસભાએ બાકી રહેલા સઘળા સત્યાગ્રહી કેદીઓને બંધનમૂકત બનાવવાનો ઉપાય હાથ ધરવો જોઇએ. સરકાર માગે છે કે સત્યાગ્રહમાં ભાગ ન લેવાની કબુલાત આપીને તેઓ છુટા થઇ શકે. મહાસભાએ સત્યાગ્રહ હવે જતો કર્યો છે તો એવી કબુલાત આપીને છુટી જવામા કંઇજ ખોટું નથી એવી ચોકખી જાહેરાત સત્યાગ્રહી કેદીઓને ઉદ્દેશીને જો મહાસભા તરફથી બહાર પાડવામાં આવે તો એ કાર્ય સહેલાઇથી સાધી શકાય. જે મહાસભા મંડળો પરથી હજુ પ્રતિબંધ ઉઠાવી લેવામાં આવ્યો નથી તેમના સબંધે સરકાર શું કરવા ઇચ્છે છે અને શા કારણોસર એ જાણી લેવાની પ્રવૃત્તિ પણ હાથ ધરાવી જોઇએ. ગુજરાત અને ઉત્તર કાનડાના ખેડુતોને રાહત આપવાનું અને તેમની અટકાયતમાં રહેલી અથવા જપ્ત થએલી મીલ્કત તેમને પાછી મળે તે માટે પ્રયાસો કરવાનું કામ પણ તાત્કાલીક રીતે ઉપાડી લેવાવું જોઇએ. અને કામદાર હડતાલોનું સમાધાન કરાવી આપવા માટે પોતાની સઘળીએ વગનો ઉપયોગ કરી કામદારોને હેરાન થતા અને તેમના આગેવાનોને જેલના મહેમાન બનતા અટકાવી શકાય અને એ રીતે તેમનાં માનસને મહાસભા તરફ વાળી શકાય.

આ બધું તો પટણાનો પેલો ઠરાવ થયા પછી પણ કરી શકાય એવી વસ્તુઓ છે છતાં આ લખાય છે ત્યાંસુધીમાં એ દિશામાં કંઇ વ્યવસ્થિત પ્રયત્નો કરવામાં આવ્યા નથી. ઉલટાનું સરકારની ઉપર જણાવેલી વલણ સબંધે અસંતોષ કે દીલગીરી દાખવીને અથવા રોદણું રડીને મહાસભાના કેટલાક મોવડીઓએ પોતાનાં મવાલ અને લાચાર માનસનો પરિચય

આપ્યો છે અને એ રીતે મહાસભાની પ્રતિષ્ઠાને ધક્કો પહોંચાડયો છે.

આ લખાય છે ત્યારે મુંબઇમાં મહાસભાની કાર્યવાહક સમીતિ અને ધારાસભા સમિતિની બેઠકો ભરાઇ રહી છે. તેઓ આ બધી બાબતોમાં શા નિર્ણયો પર આવે છે તે જોવાનું રહે છે. પરંતુ આટલી વાત તો સ્પષ્ટ છે કે ઉપર જણાવેલી બધી બાબતોમાં તાત્કાલિક રીતે કંઇ અસરકારક ઉપાયો હાથ ધરવામાં નહિ આવે તો મહાસભાની પ્રતિષ્ઠાને અને વગને જબ્બર ફટકો પડશે અને સરકાર પોતાની બાજીમાં બરાબર ફાવશે

આ ઉપરાંત એક વધુ પ્રશ્ને પસાર થએલા માસ દરમ્યાન જનતાનું ખૂબજ ધ્યાન ખેંચી રહ્યો હતો. એ પ્રશ્ન કોમી ચુકાદાનો. એમ જણાય છે કે મુસલમાનોએ વડા પ્રધાનના કોમી ચુકાદાને હાલતુરત તો વળગી રહેવાનો પાકો નિર્ધાર કર્યો છે. બીજી તરફથી હિંદુ મહાસભાવાદીઓ અને શીખોએ એ ચુકાદાનો વિરોધ કરવાનો એટલોજ મક્કમ નિર્ણય કરી લીધેલો જણાય છે. આ વિષયમાં પંડીત માલવીયા અને શ્રી અણેએ પ્રગટ કરેલાં સંયુક્ત નિવેદને ખૂબજ ચકચાર જગાડી હતી પણ પાછળથી બેરીસ્ટર અસફઅલીએ એ સબંધમાં મહાસભાની વલણ શી છે તે દર્શાવતો ખુલાસો બહાર પાડયા પછી એ ચર્ચા હમણાં જરા શાન્ત પડી છે. પરંતુ આ સબંધમાં કોન્ગ્રેસની વલણ હજુ અસ્પષ્ટ છે એ વાતની ના પાડી શકાય તેમ નથી. એમ જણાય છે કે મહાસભાના આગેવાનોને આ ઉખાણા પ્રત્યે પોતાની વલણ કઇ રીતે સ્પષ્ટ કરવી તે સમજાતું નથી. તે દરમ્યાન હિંદના સમાજવાદી પક્ષના આગેવાન આચાર્ય નરેન્દ્રદેવ સાફ કહેતા ફરે છે કે કોમી વિખવાદનો એકજ ઉપાય સમાજવાદ જે. પણ એ ભાવનાનો વિરોધ ગાંધીજીના પટ્ટશિષ્ય શ્રી. રાજગોપાલાચારીઅર કરે છે. આ સ્થિતિમાં જો કોમી ચુકાદા પ્રત્યે સ્વરાજપક્ષે અખત્યાર કરેલી વલણ મહાસભાને મંજૂર હોય તો તેનો અર્થ એટલોજ થાય છે કે મહાસભાને કોમી ચુકાદો પસંદ તો નથીજ પણ હાલ થોડા વખતને માટે તો તે તેનો સ્વીકાર કરી લેવા માગે છે. આ વલણ કોઇ રીતે ઇચ્છવાયોગ્ય નથી, અને તેનાથી વધારે સારા ઉપાયો મહાસભાને સૂચવવામાં આવ્યા છે, છતાં તે નહિ સ્વીકારતાં આજ વલણ અખત્યાર કરવાનું મહાસભાને યોગ્ય જણાતું હોય તો તેણે એમ સ્પષ્ટતાપૂર્વક કહી દેવું ઘટે કેમકે એમ કરવાથી મુસ્લીમોનાં મન તો હાલતુરત શાંત પડશે. પરંતુ આવું કાંઇ કરવાની પણ તૈયારી મહાસભાના મોવડીઓ હાલ દાખવતા નથી.

આ બધું આપણને એકજ અનુમાન પર આવવાની ફરજ પાડે છે કે આવે કટોકટીને વખતે મહાસભાનું નાવ વિજયને આરે હંકારી જાય એવી નેતાગારીનો અભાવ આજે નજરે પડે છે. આ વાત અંતરથી સહુકોઇ સ્વીકારે છે પણ મોઢેથી ઉચ્ચારવાની હિમત બહુ ઓછા કરે છે. જો એ હિમત આવી જાય તો ઉદ્દામ અનુયાયીઓ અને મવાલ અને કમક્ આવડતવાળા આગેવાનોના હાલના વિકટ પ્રશ્નનો નિકાલ આવી જવામાં વાર લાગે તેમ નથી.



# વાસનાની ભૂખ

—એક—
—નવલિકા—

ઉમા એકા એક ઝબકીને જાગી ત્યારે રાત્રિના દોઢનો સુમાર થયો હતો. તે અતિશય ગભરાઇ ગઈ હતી. ભયભીત અને વ્યાકુળ બની ગઈ હતી.

'આ શું? કેવી નિર્બળતા?'

પલંગમાં બેઠે બેઠેજ તેણે કહ્યું. અંધકારને વીંધીને તેનું હાર્દ શોધવા માગતી હોય, તેમ ઉમાએ આસપાસ જોયું.

રસ્તા પર એકલાઅટૂલા કોઇ સાચા આશક પ્રેમીની ખાતર વિના ફરિયાદે હૈયું જલાવી રહ્યા હોય, તેમ વિદ્યુતદીપો સળગી રહ્યા હતા. તેનું આછું આછું અજવાળું ખુલ્લી બારીઓમાંથી આવી ઉમાના શયનખંડમાં ડોકીયાં કરી રહ્યું હતું. તેને ડારતો હોય તેમ સામેની દિવાલ પર સળગી રહેલો રાત્રિદીપ પોતાની લોહી ઝરતી આંખમાંથી રકત પ્રકાશ ફેંકી રહ્યો હતો.

ઉમાના શરીરમાં કોઇએ અગ્નિ ચાંપ્યો હોય તેમ એની રગેરગ ઉકળતા રકતની દોડવાની શરતથી ગરમ બની ગઇ હતી. એનું હૈયું ઉછળીને હમણાંજ બહાર પડવા માગતું હોય તેમ કુદાકુદ કરી રહ્યું હતું. સુરાના પહેલા નશા જેવો કેફ એની આંખ પર કબ્જો મેળવી બેઠો હતો.

તેણે આંખો ચોળી—ફરી ફરીને ચોળી, વિચિત્ર પુતળાની આંખમાંથી જલતા રાત્રિદીપમાંથી ફેંકાતા લોહી રંગી પ્રકાશ સામે તેણે જોયું.

'કેવું દુ:સ્વપ્ન?'

એ સ્વપ્ન તરફ અત્યંત તિરસ્કાર છૂટયો હોય તેમ તેણે કહ્યું.

'ઓહ્!' તેણે પહેલાં કરતાં પણ વધુ તિરસ્કારથી કહ્યું. 'આ શું? સ્વપ્નદશાની લાગણીઓ જાગૃત દશામાં પણ ટકી શકે છે? ઉમા! ઉમા! તારી ટેક, તારી ખુમારી, તારી દ્રઢતા, બધું આજે પાણીમાં ગયું?'

એનું માથું ધમધમી રહ્યું હતું. રોમેરોમ સળગતી લાગણીઓએ સળગાવી મૂકયું હતું. સ્વપ્નમાં અનુભવેલી ઘટના સાચેસાચ બની હોય તેમ તેનાં સ્મૃતિપટને જાગ્રત કરી બેઠી હતી.

'મહેશ, મહેશ, મેં આવું ધાર્યું નહોતું. મેં તને આવો કલ્પ્યો નહોતો.' મહેશ પોતાની નજર સામેજ ઉભો હોય તેમ તેને સંબોધીને તેણે ઉપાલંભ આપ્યો.

ઉમાને પોતાના જીવનનો ઉદ્દેશ પ્રાત:કાળના શમણાની માફક સરી પડતો દેખાયો, પચ્ચીસ વર્ષની ઉમ્મર સુધી તેણે જેની કલ્પના-



લેખક: સીતારામ શર્મા

માત્રથી પણ પોતાના મગજને અભડાવ્યુ નહોતું, તેનાં સ્વપ્નદર્શનથી તેના હૃદયને બીપણ ભૂકંપ જેવો સખ્ત આઘાત થયો. તે લગભગ રડી પડવા જેવી બની ગઇ.

મહેશ સાથે પરિચય કરવા માંટે તેણે પોતાની જાતને ઠપકો આપ્યો.

.અને વિહવળ બની ગયેલાં ચિત્તને શાંત કરવા માટે તે સ્નાનગૃહમાં ગઇ



ઉમાના મિત્રો એને પુરૂષ સી, લાગણી વિનાની, કઠોર હૈયાની, એવાં અનેક સંબોધનથી બોલાવીને તેની મશ્કરી કરતા.

એની જાતીય ભાવનાના સંબંધમાં ઉમા એ વિશેષણોને ગ્યજ હતી.

તે હાઇ સ્કુલમાં હતી ત્યારથીજ પુરૂષ જાતિને ધિક્કારતી હતી. સારાયે જગતમાં સી જાતિનો પુરૂષ સમો કોઇ દુશ્મન નથી તેમ માનતી હતી અને આજીવન બ્રહ્મચારિણી રહેવાના શમણાં સેવતી હતી

ગ્રેજ્યુએટ થઇ ત્યાંસુધીમાં એની એ ભાવના વધુ અને વધુ બળવતી બનતી ગઇ. અને છેવટે તેણે સ્વતંત્ર રીતે એકલવાયું જીવન જીવી પુરૂષજાતિને પડકાર આપવાનો નિશ્ચય કર્યો.

વિદ્યાર્થી જીવનમાં એને ઘણાયે યુવક મિત્રો હતા તેમની સાથે તે વિના સંકોચે ભળતી. એવી મૈત્રીમાં જાતીય વિચારો ઉભા નજ થઇ શકે તેમ ઉમા આગ્રહપૂર્વક માનતી, જે માનતી તે બીજાંઓને કહી બતાવતી અને તે પ્રમાણે વર્તતીયે ખરી.

યુવક અને યુવતીઓની દોસ્તીમાં જાતીય ભાવ જાગેજ એવી લોકમાન્યતાને તેણે પોતાના જીવનથી ખોટી પાડવાનો નિરધાર કર્યો. અને તે પ્રમાણે જીવન જીવી બતાવવા તેણે માતા-પિતાથી સ્વતંત્ર થઈ, પોતાનીજ કમાણી પર જીવવા માંડ્યું.

"હિંદુસ્તાનની સ્ત્રીઓના નૈસર્ગિક વિકાસમાં તેમની આર્થિક પરાધીનતાજ કારણભૂત છે. એ પરાધીનતાને લીધેજ સ્ત્રીજાતિને ઇચ્છાએ કે અનિચ્છાએ લગ્ન કરવું પડે છે. એ લગ્ન બીજું કંઇજ નહિં પણ સ્ત્રીજાતિના હાડચામનાં વેચાણ છે. લગ્નને સંસ્કારનું રૂપાળું નામ આપવામાં આવે છે, પણ તે એક પ્રકારનો વ્યભિચાર છે." એવી વિચારસરણી ઉમાની હતી.

તે લગ્નને ધિક્કારતી હતી એટલુંજ નહિ પણ તેને વેશ્યાવૃત્તિની નીસરણી માનતી હતી.

"શાસ્ત્ર અને કાનુનના સંયુક્ત કાવતરાંએ સ્ત્રીજીવનને જંજીરોથી જકડી લીધું છે. તેને બાલ્યકાળમાં માતાપિતાની તાબેદાર બનાવી છે, યુવાનીમાં પતિની જંગમ મિલ્કત બનાવી છે અને વૃદ્ધાવસ્થામાં પોતાનાંજ સંતાનોની ઓશીઆળી બનાવી છે પુરૂષજાતિએ સ્ત્રીને પરાધીન બનાવવા માટેજ તેને કોઇપણ રીતની આર્થિક સ્વતંત્રતા આપી નથી. અને તેજ હેતુસર સ્ત્રીનો લગ્ન વિના આરોજ નથી એવું મિથ્યા તૂત ઉભું કર્યું છે."

એ તૂતની સામે ઉમાને ઝૂઝવું હતું. લગ્ન વિના સ્ત્રી જીવી શકે છે એ તેને સાબિત કરવું હતું. તેને હૈયે મતિભ્રંત સ્ત્રીશક્તિ બનવાના કોડ જાગ્યા હતા.



**બાલ્યકાળમાં** તેણે પોતાના પિતાને માતા સાથે નજીવી બાબતોમાં તકરાર

કરતો, તેને ધમકાવતો, તેનું અપમાન કરતાં જોયો હતો. માતા બિચારી રડીને રહેતી. તેનું ઘરમાં કંઈજ ચાલતું નહિં. તે પોતાનાં સ્વજનોનો પોતાના ઘરમાં પતિની ઈચ્છા વિરુદ્ધ સત્કાર કરવા જેટલોયે અધિકાર ધરાવતી નહોતી. સાચી કે ખોટી પણ પિતાની જ ઇચ્છા કુટુંબમાં સર્વોપરિ મનાતી.

એ જોયા પછી, સમજ્યા પછી ઉમાના દિલમાં પુરૂષવર્ગના સંબંધમાં ઘણો જ હલકો ખ્યાલ બેઠો હતો. પુરૂષજાતિ આપ ખુદ અને અન્યાયી છે, સ્ત્રીજાતિના નૈસર્ગિક વિકાસમાં તેજ આડખિલીરૂપ છે એવો તેણે નિશ્ચય કરી લીધો હતો.

અને ત્યારથી તે પુરૂષજાતિને સ્ત્રીજાતિ સામે યુદ્ધમાં ઉતરેલા દુશ્મન તરીકે જ ગણતી.

કેટલીક પરિણીત સ્ત્રીઓને તેમના પતિઓ તરફથી થએલા અન્યાયોની વાતોએ તેના એ નિર્ણયને મક્કમ બનાવ્યો હતો.

પાંસઠ વર્ષનો બુઢ્ઢો પંદર વર્ષની કિશોરીને પાંચમી વખતની બાયડી બનાવવા નીકળે, છતાં સમાજના કે ધર્મના સંરક્ષકો તેની સામે વિરોધ ન ઉઠાવે, ઘરમાં એક જુવાન પત્નિ જીવંત છતાં તેનો વર બીજી બૈરી વસાવી લાવે અને તેના એ અન્યાયી તેમજ દુષ્ટ કાર્યમાં સ્ત્રીઓ પણ અજ્ઞાનને લીધે આનંદ અને ઉત્સાહ સાથે ભાગ લે તે દૃશ્ય જોઈ, ઉમાએ અનેક વાર છુપાં આંસુ સાર્યાં હતાં અને એવા દુષ્ટ સમાજને સળગાવી દેવાના મનોરથો રચ્યા હતા.

એ બધા સંસ્કારોના પરિણામે ઉમા પુરૂષ જાતિની શત્રુ બની હતી.

શત્રુવટનાએ અનેક પ્રકાર હોય છે. સામાન્ય પ્રકારની શત્રુવટ પરસ્પર વચ્ચે પશુબળના મુકાબલાથી સંતોષાય છે. પરંતુ શત્રુઓની સાથે મળવું, સ્વાધીનતા સાચવીને તેમની સંગે ભળવું અને સાથે સાથે તેમની પર પોતાની પ્રતિભાની છાપ પાડી તેમને નમાવવા એ શત્રુવટનો ઉંચો પ્રકાર છે.

ઉમા એ રીતે પુરૂષો સામે શત્રુવટન દાવ ખેલી રહી હતી.



**મહેશની** સાથે ઉમાને આકસ્મિક સંજોગમાં એક મિત્ર મારફત ઓળખાણ થયું.

મહેશની નીતિ, રીતિ અને પ્રકૃતિથી ઉમામાં તેની તરફ માનની લાગણી જન્મી.

અને ધીમે ધીમે તેમના પરિચયે મૈત્રીનુ સ્વરૂપ ધારણ કર્યું.

ઉમાની મૈત્રી શોધનારા અનેક યુવકો તેની તરફ ખેંચાઇ આવતા: દીપક તરફ પતંગીઆં આકર્ષાતાં જાય તેમ.

ઉમાની વેધક દ્રિષ્ટ તેમનું એક પળમાં માપ કાઢી લેતી. અને તેમને પામર જંતુઓ સમા લેખી તેમને તે લટકતા રાખતી.

તેની પાસે ખેંચાઈ આવનારા યુવકો તેની અનેક પ્રકારે ખુશામત કરતા; ટુકડા રોટલાની લાલચે કુતરાંઓ જેવી ખુશામત કરે છે તેમ. પરંતુ તેમની એ બધી ખુશામતની પાછળ વાસનાના જંતુઓ ખદબદી રહ્યા છે, તે શોધી કાઢતાં ઉમાને જરાયે વિલંબ થતો નહિં.

મહેશ એ બધા યુવકો કરતાં જુદી જ માટીમાંથી ઘડેલો જુવાન હતો.

સામાન્ય સ્થિતિનો, સામાન્ય શિક્ષણ લીધેલો છતાં સ્વાધીન મનોદશાનો, તંદુર-

સ્ત બાંધાનો, રૂપાળો કહી શકાય તેવો હતો.

ગમે તેવી ખુબસુરત સ્ત્રીને જોવા છતાં એના હૈયામાં એકાએક લાગણીની ભરતી ચડતી નહિં, ગમે તેવા બુદ્ધિમાનના તેજથી પણ તે કદી અંજાતો નહિ. હજારો વિદ્વાનોની કે સેંકડો સુંદરીઓની વચ્ચે પણ તે પોતાનું વ્યકિતત્વ જાળવી શકતો.

ઉમા અને મહેશની વચ્ચે અનેક પ્રશ્નો પર અનેક વખત ચર્ચા ચાલતી. તેઓ સ્હવારે, મધ્યાન્હે, આથમતી સંધ્યાએ, ઉગતી ઉષાએ અને રાત્રિની ચંદ્રિકામાં કે અંધારામાં અનેક વખતે અનેક સ્થળે સાથે ફરતાં, રખડતાં. છતાં મહેશ સદાકાળ એકજ સ્થિતિમાં દેખાતો.

અંધારી રાત્રિના એકાંતમાં પણ તે કદી ઉમા સાથે અજાણતાં પણ વાસનાને જાગૃત કરે તેવી વાત કે વર્તન ચલાવતો નહિં.

અને તેમ તેમ ઉમાના મનમા મહેશ પ્રત્યેના માનની લાગણીમાં વધારો થતો જતો.

તે એની બુદ્ધિના તેજથી અંજાતી, તે એની મર્દાનગીભરી તટસ્થતાથી આકર્ષાતી



ઉમા લગ્નને તિરસ્કારતી, પુરૂષજાતિને ધિક્કારતી.

એટલુંજ નહિં પણ જાતીય વાસના તેને કદી કદીપણ અસર કરી શકે તેમ નથી એમ માનતી.

એના જીવનમાં એકાદ બે પ્રસંગ એવા પણ બન્યા હતા કે જ્યારે તેને સામાન્ય સ્ત્રી માનીને, તેની સ્વાભાવિક સ્વતંત્રતાને પોતાના તરફની પ્રેમની ઉર્મિ ગણીને તેને વ્હાલભર્યું ચુંબન કરવા જનારા જુવાનોના હોઠપર અધરનાં અમીને બદલે, ઉમાના મજબૂત હાથના મુક્કા પડયા હતા, અને વિકારી ભાવનાથી તેના શરીરને સ્પર્શ કરવા જનારા ધક્કા ખાઇ ધૂળ ચાટતા થયા હતા.

એથી ઉમામાં પોતાના મનના સંયમના સંબધમાં વધારે પડતી અહંતા ઉત્પન્ન થઇ હતી.

તેણે શારીરિક વાસનાની ભૂખપર અસરકારક અંકુશ મૂકવાના સંબંધમાં અનેક યુવાનો સાથે છૂટથી ચર્ચાઓ કરી હતી. અનેક યુવતિઓ તેની મક્કમતા જોઇ આશ્ચર્યચકિત બની જતી.

એક દિવસ મહેશ સાથે પણ તેને એજ વિષય પર ચર્ચા થઇ હતી.

મહેશે ત્યારે હસીને કહ્યું હતું.

'ઉમા લગ્નની સંસ્થા મૂળમાંથીજ સડી ગઇ છે, તેની સામે તો આ દેશનાં પ્રત્યેક યુવક યુવતિએ બંડ પોકારવુંજ જોઇએ.

'સ્ત્રી અને પુરૂષ વચ્ચેના સંબંધની અત્યારની યોજના પતિને પત્નિપર જે અમર્યાદ અધિકાર અને એકપક્ષી સગવડ આપે છે, તેની સામે પણ જેહાદ પોકારવી જ જોઇએ.

'પરંતુ તેની સાથે જાતીય વાસનાને પણ હમેશને માટે દબાવી કે નિવારી શકાય, એ માન્યતા સાથે હું મળતો થઇ શકતો નથી.'

'તું પણ પુરૂષજ છે ને? કુંવારો છતાં એકાદ બિચારી સમાજની રૂઢીએ ગુંગળાવી દીધેલી સ્ત્રી પર કોઇ દિવસ તો માલિકી હક્ક સ્થાપવાની તનેય ઇચ્છા તો હોયજ ને? મહેશ, ભલે બીજાઓ એ માને. હું તે વાત માનવા તૈયાર નથી.

અને મારા પોતાના જીવનથી હું સમાજને તે બતાવી આપવા માગું છું.'

'તારી એ પ્રતિજ્ઞાથી હું નારાજ નહિ થાઉં. પણ ઉમા ! એ વિષયના સંબંધમાં તેં જોઇએ તેવો વિચાર કે અભ્યાસ કર્યો નથી. માણસજાતિ કદી ભૂખ કે તરસ પર કાબુ મેળવી શકે ખરી ?'

'ના.'

'તો પછી જાતીય વાસના પણ તેના જેવો શરીરનો સ્વાભાવિક ધર્મ છે. તે ભૂખ ભલે મોડી જાગે, કવચિત જાગે, છતાં જ્યારે એ ભૂખ જાગૃત થાય, ત્યારે તેને શાંત કરી શકાય નહિ, એવું હું મારા અભ્યાસથી કહી શકું છું.'

છતાં ઉમાએ તેને હસી જ કાઢયો.

અને મહેશે એ વાતનો વિષયજ બદલી નાખ્યો.

❖

ઉમા બહારથી પોતાનું વ્યક્તિત્વ સાચવી રાખતી હતી, છતાં તે પોતે ન સમજી શકે તે રીતે મહેશના તેજસ્વી વર્ચસ્વ નીચે ધીરે ધીરે અંજાતી જતી હતી.

તેણે એકાન્તમાં તે માટે પોતાને ઠપકો આપ્યો હતો, છતાં ચંદ્રદર્શને પોયણી ખીલ્યા વિના રહીજ ન શકે તેમ તેના દિલમાં મહેશને માટે સન્માનની લાગણી સ્વાભાવિકજ વિકસતી જતી હતી.

મહેશને મળી ન શકાયું હોય, ત્યારે તેનાં ચક્ષુ એના દર્શન માટે તલસતાં. એની સાથે વાત કરવા એનું દિલ તડફડતું તેની આગળ નમ્ર બનતાં એ પોતાને ગૌરવાંકિત માનતી

મહેશને તેનીયે જાણ બહાર તેનું ચિત્ત વંદના કરતું. એ સ્થિતિમાં મહેશ થોડા દિવસ કામમાં રોકાવાથી ઉમાને મળી શકયો નહિ. ત્યારે ઉમાનો એ છૂપો તલસાટ હૈયાંની અંદર કુદાકુદ કરવા લાગ્યો.

અને એક રાત્રે તે સ્વપ્નામાં મહેશને મળી. એ મિલને એનું રોમેરોમ પુલકિત થઇ ગયું. તે સાથે એના અણુએ અણુમાંથી તેનું માર્દવભર્યું સ્ત્રીત્વ ઉછાળા મારી મારીને બહાર નીકળવા લાગ્યું.

જીવનમાં પહેલીજ વખત ઉમાના આત્માએ અને શરીરે પુરૂષસ્પર્શની ભૂખ અનુભવી.

એ ભૂખની તૃપ્તિ માટે તેણે મહેશ પાસે માંગણી કરી.

મહેશે હસતાં હસતાં દૂર ખસી જઇને કહ્યું: 'ઉમા, વાસના પર તો તારે જીત મેળવવી છેને !'

ઉમાએ તેને પાલવ પાથરીને નમ્ર ભાવે યાચના કરી: 'મહેશ, આટલો કઠોર ન થા'

'હું કઠોર નથી થતો. મિત્ર તરીકે તને તારી પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવું છું.'

'મહેશ, મારી પ્રતિજ્ઞા કુદરતના બળની સામેના જુદ્ધ જેવી હતી. એ મારા અજ્ઞાનમાંથી જન્મી હતી. આજે હું સમજી શકું છું કે વાસના પર કાબુ મેળવવો તે સામાન્ય મનુષ્યની શક્તિ બહારનું કામ છે.'

'તે તો છેજ...' મહેશ પહેલાંના જેટલીજ તટસ્થતા જાળવી રાખીને, ઠંડી રીતે બોલ્યો. તે અડગ અને અડોલ, હતો તેટલે દૂર જ ઉભો રહ્યો.

'મહેશ, તું માનવી છે કે બરફનો પત્થર !' ઉમાનું હૈયું તોફાને ચડયું હતું.

તેને માટે મહેશનું વર્તન અસહ્ય થઇ પડ્યું હતું.

'તું જે માને તે ઉમા.'

ઉમાની લાગણીઓએ સ્ત્રી સુલભ લજ્જાળુતા સામે બંડ પોકાર્યું. તે હાથ પ્રસારી આગળ વધી. મહેશને ભૂજપાશથી બાંધવા.

અને સરિતાને સાગર ઝીલી લે તેમ મહેશે તેને પોતાના હૈયા પર ઝીલી લીધી. તેના આજ સુધી વણઓટાયલા રહેલા ઓષ્ટનું અમી તેણે સડસડાટ ચુમવા માડયું. અને બન્ને વચ્ચે તાદાત્મ્ય સધાયું.



ઉમા સફાળી જાગી ઉઠી ત્યારે વાસનાની અતૃપ્ત ભૂખથી તેનું રોમેરોમ સળગી રહ્યું હતું

તેના શરીરની આસપાસ મહેશનો ભૂજપાશ હજીયે જકડાયલો હોય તેવી લાગણી જાગૃત દશામાં પણ તે અનુભવી રહી હતી. એના અધર પર મહેશના ઓષ્ટ દબાતા હોય તેમ તેને હજીયે લાગતું હતું.

છતાં તે આળપંપાળ હતું.

સ્વપ્નભંગ થતાં ઉમા સફાળી જાગી ઉઠી. તેણે પોતાની અહંતાના ગર્વમાં મહેશને અનેક ઉપાલંભ આપ્યા. અને ઉશ્કેરાયલી મનોવૃતિને શાંત કરવા ઠંડા જળથી સ્નાન કર્યું.

છતાં ઉમાના દિલમાં જાગેલી વાસનાની ભૂખ તો અતૃપ્તજ રહી.



મહેશ થોડા દિવસ પછી ઉમાને એક સાંઝે મળ્યા. તેને જોતાંજ મહેશ પોતાના સ્વપ્નની વાત જાણી ગયો હશે એવી ભ્રમણા ઉમાને થઇ. તે શરમાઇ,

સ્ત્રી સુલભ શરમાળપણું આજે જીવનમાં પહેલીજ વખત તેણે અનુભવ્યું.

મહેશને જોતાંજ તેનાં રોમે રોમમાં નવીન લાગણીનો સ્પર્શ થઈ ગયો.

ઉમાએ સ્વાસ્થ્ય જાળવવા ખાસ પ્રયાસ કર્યા. છતાં આજે તે પહેલાંની ઉમા રહી નહોતી.

મહેશને પણ તેનામાં થયેલો આ ફેરફાર જણાયો.

દિવસના અવસાનમાંથી રાત્રિનો જન્મ થયો. સૃષ્ટિએ તારા ટપકીની કિનારીવાળો શ્યામ સાળુ પહેર્યો હોય તેમ રાજમાર્ગો પરની દીપમાળા જલવા–પ્રકાશવા લાગી. સાથે સાથે ઉમાના અતૃપ્ત હૈયાંને વાસનાના દીપકો દઝાડવા લાગ્યા.

ઉમાએ જુહુ જવાની ઇચ્છા બતાવી.

મહેશની સાથે તેણે અનેક વખત રાત્રિની નિર્જન એકાંતમાં જુહુના સાગર કિનારે બેસી સૃષ્ટિનું સૌન્દર્ય નિહાળ્યું હતું.

મહેશને તે સાંઝે કશુંજ કામ નહોતું. એટલે તે ઉમા સાથે જુહુ જવા તૈયાર થયો.



જુહુના સાગરકાંઠે ઉમાની મોટર પહોંચી ત્યારે અંધારી ત્રીજની શ્યામ ચાદર ચારે તરફ પથરાઇ ગઇ હતી.

ઉમાએ મોટર ઉભી રાખી અને બન્ને જણ સનાતન સંગીતથી ગર્જી રહેલા સાગરના રેતી પાથર્યા પટ પર ફરવા નીકળ્યાં.

થોડેક ગયાં અને ઉમાએ તાડવૃક્ષનાં ઝુંડ આગળ બેસવાની ઇચ્છા બતાવી.

# સંચા સ્તોત્ર

લેખક:
ચાર્વાક

હે સર્વ શક્તિમાન પોલાદી સંચા! તને મારા નમસ્કાર હો.

તું એકજ એવો છે કે જેણે મુડી-મંડિત ઉદ્યોગવાદીઓની શોષણશક્તિ પર તારો અપૂર્વ કાબુ ચમત્કારિક રીતે જમાવ્યો છે.

તારી એ શક્તિથી મુગ્ધ થઇને હું તને ફરી ફરીને પ્રણિપાત કરૂં છું.

આજના ઉદ્યોગવાદી યુગમાં માનવ સંચાઓમાં નિહન તારા જેટલી શક્તિ ખીલે એ મારી મનેચ્છા છે. તેથીજ તારા ગુણ ગાવા હું આજે મારી લેખિની ચલાવી રહ્યો છું.



તારી ઉપર મુડીવાદી ઉદ્યોગપતિને પોતાનો માલિકી હક્ક જમાવવો હોય તો તેને અગાઉથીજ હજારો રૂપિયાનાં તારાં મુલ્ય ચુકવવાં પડે છે.

તારે માટે એને અગાઉથી સુંદર નિવાસ સ્થાન તૈયાર કરવું પડે છે.

તને પસંદ પડે તેવે સ્થાને તેને તારી સ્થાપના કરવાની ફરજ પડે છે.

તારી સેવા માટે તેને ખાસ નિષ્ણાત મનુષ્યોની બુધ્ધિ અને મજુરી ભાડે રાખવી પડે છે.

તારા પોષણ માટે તે અગાઉથી વિદ્યુત શક્તિની તેમજ બીજાં પોષક દ્રવ્યોની સંભાળપૂર્વક વ્યવસ્થા કરી રાખે છે.

તને પેટ પુરતા ખોરાકમાં સહેજ પણ ઓછું પડે તો તું મર્દની માફક કામ કરવાની સીધે સીધી ના પાડી દે છે.

આરામની પણ તું હિંમતપૂર્વક માગણી કરે છે. અને જો મડીમંડિત માલિક પોતાના ધનમદથી મગરૂર બની, તને આરામ આપવાની ના પાડે, તો તું સ્વમાનશીલ યોધ્ધાની માફક તે આપખુદ આજ્ઞાની સામે વિના વિલંબે બળવો કરે છે.

તારી તબિયત સહેજ પણ બગડતાં કુશળમાં કુશળ વૈદ–દાકતરો તારે માટે બોલાવવામાં આવે છે. ઉંટવૈદથી કે દેખાવ પુરતા ઉપચારોથી તું સંતોષ પામતો નથી.

ધનમદથી ચકચુર બનેલો માલિક માત્ર તારીજ પાસે ઢીલો બનીને, તારી સર્વાંગી સગવડ સાચવવા તમામ સાધનો વિના વિલંબે પુરાં પાડે છે.

તારા નિવાસસ્થાન આગળ તે સતત ચોકી કરવા ચોકીયાતો રોકે છે.

વિજ્ઞાનના હે સપુત! સાચેજ તું સર્વેશ્વર છે. તારી શક્તિ અને સ્વાધીન મનોદશાથી હું મુગ્ધ છું, અને ફરીફરીને તેથીજ હું તને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું.



હે દેવાધિદેવ! તારી સરખામણીમાં હું કેવો રંક, પામર, વામણો,

બીરૂ, પરાધીન, પરાશ્રયી અને મુલ્ય વિનાનો લાગું છું, તેનું મને સંપૂર્ણ ભાન છે.

હું પણ માનવસંચો છું. છતાં મુડી મંડિત ઉદ્યોગવાદીઓની નજરે મારૂં કશુંયે મુલ્ય નથી.

તારી ખાતર મુડીપતિ માલિકને હજારો રૂપૈયા અગાઉથી ખર્ચવા પડે છે. ત્યારે હું એક પાઇ પણ ખર્ચાવ્યા વિના તેની તહેનાતમાં હાજર થાઉં છું.

તું પહેલો પુરતો ખોરાક માગે છે, પછી કામ કરે છે. હું ચાલીસથી સાઠ દિવસ સુધી મફત મજુરી કર્યા પછી, ખોરાક માટે એ મુડીવાદી જે થોડાક સિક્કાઓ આપે તેટલાથી સંતોષ માનું છું. એટલી રકમમાં મારૂં પેટ પણ ન ભરાય, છતાં મને એ દશામાં રાખનાર માલિકને જોતાંજ હું ઉભો થઇ જાઉં છું, માથું એક વહેંત નીચું નમાવી, કપાળ પર હાથ પછાડી આભાર સાથે તેને સલામો ભરૂં છું.

મારે માટે રહેઠાણની ચિંતા એને કરવી પડતી નથી. હું ગમે તેવી ગંધાતી ઓરડી શોધી લઇ તેટલાથી સંતોષ માનું છું. એ ઓરડીનું ભાડું મારે કયાંકથી ઉધાર લાવવું પડે છે. અને શ્રીમંત શેઠની સેવા કરવા માટે શારીરિક શકિત ટકાવી રાખવા મારે મોદીનાં અને દૂધવાળાનાં કર્જ કરવાં પડે છે.

મારી પાસે મારો ધનિક માલિક મન-પસંદ કામ લે છે. પણ તું તો તારા ઠરાવેલા કાર્ય સિવાય બીજું એક પણ કાર્ય કરવાની છડેચોક ના જ સાંભળાવી દે છે. તું શ્રીમંતને કે સત્તા-ધિશને સલામો કરવા નીચો નહિં નમતાં સ્વાધીનતા સાચવી જેની તે સ્થિતિમાં જ ખડો રહે છે. મારાથી એટલી સ્વાધીનતા મનોદશા બતાવી શકાતી નથી

તારી માફક મારાં મુલ્ય પણ અંકાતાં નથી. સમય અને સંજોગ પ્રમાણે મારે બૌધ્ધિક તેમજ શારીરિક મજુરી સસ્તામાં સસ્તા ભાવે વેચી નાખવી પડે છે.

મારે આરામની જરૂરજ નથી એવું મારો માલિક માને છે. માત્ર તેની મરજી, મહેરબાની અને દયાપરજ મારો આરામ આધાર રાખે છે.

મારી તબિયત બગડે તો માલિકને મારે માટે દાકતરી વ્યવસ્થા કરવી પડતી નથી. એ ખર્ચ મારે જ મારી ટુંકી કમાણીમાંથી અંચવા તો દેવું કરીને કરવું પડે છે. માલિક તો મારી ગેરહાજરીના દિવસ કાપી, મારી માંગણીમાંથી પણ આર્થિક નફો નિતારે છે. એટલું જ નહિં પણ જો કોઇ સોઘો કાળપગો મળી જાય તો મને સ્થાનભ્રષ્ટ પણ કરી નાખે છે.

મારા જેવા કોટિ કોટિ માનવી સંચાઓની રોજી ચાલુ રાખવી કે તેમને બેકાર બનાવવા તેની શકિત અને સત્તા મુડીવાદીઓને વારસામાં મળેલી હોઇ તેઓ અમને સદાય ભયભિત દશામાં રાખે છે.

આમ અમારા જેવા બુધ્ધિમાન અને સજીવ માનવી સંચાઓ કરતાં તું જડ હોવા છતાં જે તાકાત ધરાવે છે તે માટે હું તને પુનઃ પુનઃ પ્રણામ કરૂં છું.



હે સર્વેશ્વર સંચા ! તું તારા ઉત્પાદકોને પણ ઉપકારક થઇ પડે છે. તારા સર્જનહારો તારા સર્જનમાંથી દ્રવ્યલાભ મેળવે છે.

પરંતુ અમારા જેવાં માનવયંત્રોના સર્જકો—માતાપિતા—માટે પણ અમે બોજારૂપ થઇ પડીએ છીએ.

અમને ભણાવીને મુડીવાદીઓની મજુરી-બૌદ્ધિક કે શારીરિક–માટે તૈયાર કરવા પાછળ અમારાં સર્જકો હજારો રૂપીઆનું પાણી કરે છે. અમને મોંઘામુંલી પદ-વીઓ અપાવવા માટે તે બાપડાં પોતાને પેટે પાટા બાંધે છે. પરંતુ જ્યારે અમે અમારી બુધ્ધિ–શકિત વટાવવા મુડીવાદી-ઓનાં બજારોમાં જઇને ઉભા રહીએ છીએ, ત્યારે અમારા ભણતર પાછળ ખર્ચેલાં નાણાંનું વ્યાજ પણ ઘણી વખત તો તેમને મળી શકતું જ નથી.

આજના જગતમાં આમ અમારા કરતાં તારૂં મુલ્ય અનેક ઘણું વિશેષ અંકાય છે.

માટેજ હું તારી પાછળ પરિકંમ્મા કરીને બે હાથ ઉપર મુસ્તક મુકી તને પ્રણમું છું.



હે સર્વશકિતમાન સંચા! આમ છતાં તું મુડીવાદીઓનું હથિયાર બનીને અમારા માર્ગમાં વિઘ્નકારક બને છે.

તેમાં તારો દોષ નથી. દોષ તને એક માણસની મિલ્કત બનાવનાર સમાજવ્યવ-સ્થાનો છે.

એ દોષને લીધે તારા આટલા સદ્‌ગુણ છતાં તું પણ કલંકની કાલિમા વહોરી લે છે.

તારી એ કાલિમા દૂર કરાવવાનુ સામર્થ્ય માત્ર અમારા જેવા મુડીવાદી-ઓના માનવી સંચાઓમાંજ વસેલું છે.

અમારા એ સામર્થ્યના વિકાસમાં તારો અને અમારો ઉદ્ધાર વસેલો છે.

એટલે એ ઉધ્ધાર માટે અમો તમામ માનવી સંચાઓ તારી પાસેથી પ્રેરણા મેળવવા મથીએ છીએ.

તારાં તમામ અંગો જેવું અમે બધા સંગીન સંગઠન કરી એક વિચારના, એક આચારના અને એકજ મહેચ્છાની સિધ્ધિ માટે મથનારા બનીએ એ અમારી ઉમેદ છે.

અમારી એ મહેચ્છાની સિધ્ધિ દૂર અને દૂર દેખાય છે. છતાં દૂરથી પણ અમે એ સિધ્ધિના શિખરને જોઇ શકીએ છીએ.

તે સિધ્ધિની પ્રાપ્તિમાં તારૂં અને મારૂં હિત છે., એ હિત સાધવા અમે તત્પર બનીએ, અને તારી અને અમારી વચ્ચે નિબંધ મૈત્રી થાય એજ અમારી ભાવના છે.

તે ભાવનાથી પ્રેરાઇને હું તને ફરીથી એક વધુ વખત પ્રણામ કરૂં છું.

# શિક્ષણનો આદર્શ

> મોરનાં ઇંડાં પર ચિત્રામણની જરૂર ન હોય અને બર્ટ્રાન્ડ રસેલના શિક્ષણના વિષય પર લખાએલા લેખને પ્રસ્તાવનાની જરૂર ન હોય. માત્ર એટલુંજ કહેવાનું કે દરેક શિક્ષક અને માબાપ આ લેખ વાંચવાને નજ ચુકે.

શિક્ષણની કોઇ પણ પધ્ધતિના મુખ્ય બે ભાગ હોવા જોઇએ. જીવનમાં શી શી વસ્તુઓ સાધવા યોગ્ય છે તેનો ખ્યાલ, અને માણસનું મગજ જે નિયમો અનુસાર કામ કરે છે તેના શાસ્ત્રનું જ્ઞાન. એટલે જે બે માણસો વચ્ચે જીવનનાં ધ્યેય સબંધે મતભેદ હોય તેઓ શિક્ષણની બાબતમાં એક મત થવાની આશા ન રાખી શકે. આજે આપણે ત્યાં શિક્ષણની અનેક પ્રથાઓ પ્રચલિત છે, અને દરેકનાં ધ્યેય નિરનિરાળાં છે. મોટા ભાગના લોકો શિક્ષણને આજીવિકા મેળવવાનાં સાધનરૂપ લેખે છે. તેમને મનથી નાણાં કમાવાની શક્તિ કેળવવી એજ શિક્ષણનું ધ્યેય હોય છે. પણ એતો સામાન્ય લોકોની વાત થઇ. કોઇપણ શિક્ષણશાસ્ત્રી એ ધ્યેયને સ્વીકારવાને તૈયાર નજ થાય. સામાન્ય રીતે રાષ્ટ્રવાદ અને ધર્મ કે નીતિને શિક્ષણના આદર્શરૂપ લેખવામા આવે છે. પણ મારા મત પ્રમાણે તો શિક્ષણનું ધ્યેય સંસ્કારિતાજ હોવું જોઇએ. "સંસ્કારિતા" શબ્દ અહિં હું ચોક્કસ અર્થમાં વાપરું છું તેથી તેની ઓળખાણ કરી લેવાની જરૂર છે. મારા મત પ્રમાણે સંસ્કારિતા અમુક અંશે વ્યક્તિગત અને અમુક અંશે સામાજીક સદ્‌ગુણ છે. વ્યક્તિ પુરતો એ શબ્દમાં બુદ્ધિવિષયક અને નૈતિક ગુણોનો સમાવેશ થાય છે. બધી બાબતોનું અમુક ઓછામાં ઓછું સામાન્ય જ્ઞાન, માણસ જે ધંધો લેવા માગતો હોય તેને લગતી બધી બાબતોની ઝીણવટભરી સમજણ અને જે બાબતો પોતાની નજર સામે રજુ થાય તેના પર સ્વતંત્ર અભિપ્રાય બાંધવાની શક્તિ, એ બધાનો માનસિક ગુણમા સમાવેશ થાય છે. તટસ્થ વૃત્તિ, માયાળુપણું, અને થોડોઘણો આત્મનિગ્રહ: એ બધાનો નૈતિક ગુણમાં સમાવેશ થાય છે. આ સાથે એક બુદ્ધિવિષયક કે નૈતિક નથી એવા ગુણનો સમાવેશ કરવાને પણ હું ઇચ્છું. એ ગુણ—જીવનમાં રસ અથવા આનંદ. જ્યારે સમાજની વચ્ચે રહેના હોઇએ ત્યારે માણસમાં કાયદાને માટે માન ધરાવવું, માણસ માણસની વચ્ચે ન્યાયીપણે કામ લેવું, એવા આશયે કે આ ચરણો ન ધરાવવાં કે જેથી માણસજાતના કોઇપણ ભાગને કાય-

મુળ લેખક

**બર્ટ્રાન્ડ રસેલ**

[redacted]

મી નુકશાન થઈ બેસે, અને જે સાધનો હસ્તી ધરાવતાં હોય તેનો પોતાનાં ધ્યેયો સાધી લેવા માટે બુદ્ધિપૂર્વક ઉપયોગ કરતાં શીખવું; એ બધા ગુણો સંસ્કારિતા માગી લે છે.

જો આ બધા ગુણોને શિક્ષણના હેતુઓ તરીકે સ્વીકારી લેવામાં આવે તો તે બધા વિદ્યાર્થીમાં ખીલવવાને માટે શા ઉપાયો લેવા અને વિદ્યાર્થીને કેટલા પુરતી સ્વતંત્રતા આપવાથી એ બધું અસરકારક રીતે સાધી શકાય એ વિચાર માનસશાસ્ત્રીઓએ કરી લેવો ઘટે.

## શિક્ષણમાં સ્વતંત્રતાનું સ્થાન.

શિક્ષણમાં સ્વતંત્રતાનું સ્થાન—એ ઘણોજ મહત્વનો પ્રશ્ન છે. આજે એ વિષય પર શિક્ષણશાસ્ત્રીઓમાં ખુબ જ ચર્ચા ચાલી રહેલી છે. ખાસ કરીને એ વિષયમાં આજે ત્રણ પ્રકારની વિચાર પધ્ધતિઓ હસ્તી ધરાવે છે. તેમની વચ્ચેના તફાવતનું મૂળ અમુક અંશે જીવનનાં ધ્યેયો સંબધે તેમની ભાવનામાં અને અમુક અંશે માનસશાસ્ત્રની તેમની પધ્ધતિમાં રહેલું છે. કેટલાક એમ કહે છે કે છોકરાંઓ ગમે તેટલાં ખરાબ હોય તો પણ તેમને સંપૂર્ણ સ્વતંત્રતા આપવી જોઇએ; કેટલાક એમ કહે છે કે તેઓ ગમે તેટલાં સારાં હોય તોપણ તેમને બરાબર અંકુશમાં રાખવાં જોઇએ; અને બીજા કેટલાક એમ કહે છે કે છોકરાંઓને તદ્દન સ્વતંત્ર તો રહેવા દેવાં પણ એ સ્વતંત્રતા આપ્યા છતાંએ તે સારાં તો રહેવાંજ જોઇએ. તર્કશાસ્ત્રની દ્રષ્ટિએ એ પાછલી પધ્ધતિ ઘણી જ દોષવાળી લાગ્યા વિના રહે તેમ નથી, જ્યાં એમાં માનનારાઓની સંખ્યા કદાચ સહુથી મોટી છે. હવે વાત એવી છે કે ઉમર લાયક થએલાં બધાંએ માણસો સ્વતંત્ર હોય છે છતાં તેઓ બધાં કંઈ સારાં હોતાં નથી; તો પછી સ્વતંત્ર રાખવામાં આવતાં બધાં છોકરાં સારાં જ રહે એવી આશા આપણે કઇ રીતે રાખી શકીએ? પુરતી સ્વતંત્રતા આપવામાં આવે તો માણસ સંપૂર્ણ રીતે નૈતિક બની જાય એ માન્યતાનું મૂળ પેલા ફ્રેંચ લેખક રૂસોના શિક્ષણવિષયક વિચારોમાં રહેલું છે. પણ જો પ્રાણીઓ અને બચ્ચાંઓનાં વર્તનનો બારીકીપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો એ માન્યતાનું પાંગળાપણું આપોઆપ પરખાઈ આવ્યા વિના રહે નહિ. જે લોકો આ માન્યતા ધરાવે છે તેઓ એમ વિચારતા જણાય છે કે શિક્ષણનો કંઇ રચનાત્મક હેતુ હોવો જોઇએ નહિ પણ સ્વયંભૂ વિકાસ માટે અનુકુળ થઇ પડે એવા સંયોગો વિદ્યાર્થીની આસપાસ ઉભા કરવા એટલુંજ તેનું લક્ષ્ય હોવું જોઇએ. આ માન્યતા સાથે હું મળતો થઇ શકતો નથી કારણકે હું એમ માનું છું કે એ માન્યતા વધુ પડતી વ્યક્તિવાદી છે અને જ્ઞાનની ઉપયોગિતા તરફ એ વધુ પડતી ઉદાસીનતા દાખવે છે. આપણે આજે એવી જાતના સમાજમાં જીવી રહ્યા છીએ કે જેમાં માણસોને પરસ્પરના સહકારની ખુબજ જરૂર પડે. હવે એવી જાતનો સહકાર માણસની કુદરતી વૃત્તિથીજ પુરા પ્રમાણમાં મળી રહે એમ માનવાને હું તૈયાર નથી. પૃથ્વિના એક નાનકડા ટુકડા પર મોટા ભાગની વસ્તી આજે વસી શકે છે તે વિજ્ઞાન અને કલાકૌશલ્યને આભારી છે; એટલે એ બન્ને વસ્તુઓ અમુક પ્રમાણમાં દરેક માણસને આવડી જાય એવું કરવાની ફરજ શિક્ષણ પર આવી પડે છે. જે લોકો શિક્ષણમાં વધુમાં વધુ સ્વતંત્રતાની હિમાયત કરે છે તેઓ

તો એ વાતની દરકાર તેમને હોતી નથી. અને વિદ્યાર્થીઓ પુરતા તો એ લોકોજ જ્ઞાનના-ભંડાર હોય છે એટલે જે જ્ઞાન એવા ત્રાસની સાથેજ સંકળાએલું હોય તેના તરફ સખ્ત તિરસ્કારની વૃત્તિ છોકરાંઓમાં પેદા થાય છે.

## બંડખોરીના લાભાલાભ.

જાપ્તાના સિધ્ધાંત પર રચાએલી શિક્ષણ પ્રથાના ભોગ બનેલા વિદ્યાર્થીઓમાં જેઓ પાણીઆળા હોય છે તેઓ આજ્ઞાંકિત નહિ બની જતાં બળવાખોર બને છે. છોકરાઓ બળવાખોર બને તેમાં કાંઈ બહુ ખોટું નથી પણ તેમની બળવાખોર વૃત્તિ તેમને સમાજમાં હસ્તી ધરાવતી સારી વસ્તુઓ તરફ પણ અન્યાયી બનાવી મુકે છે. ઉપરાંત બળવાખોરીના અનેક પ્રકારો હોય છે અને તેમાંના ઘણા થોડાજ ઇચ્છવાજોગ હોય છે. કોઇપણ પ્રકારની સત્તાનો સામનો કરવો એ પ્રશંસાપાત્ર છે અને દરેક જાતના પ્રચલિત મતથી જુદી જાતનો મત હોય એજ માત્ર સાચો એવી માન્યતા ઘણીજ જોખમભરી છે. રસ્તામાં જેટલા બત્તીના થાંભલા ઉભા હોય તેને પાડી નાખવા અથવા શેકસપીઅર કવિજ નહોતો એમ કહેવું એમાં કોઇ જાતનાં મર્દાઇ કે ડહાપણ નથી. છતાં વધુ પડતી જાપ્તાનીતિભરી શિક્ષણપધ્ધતિ આ જાતની વધુ પડતી બળવાખોરી શકિતશાળી છોકરાંઓમાં પ્રેરે છે. અને જ્યારે એ બળવાખોરો પોતે શિક્ષકો બને છે ત્યારે એક તરફથી તેઓ વિદ્યાર્થીઓમાં બળવાખોરી પ્રેરવાનો પ્રયત્ન કરે છે અને બીજી તરફથી તેમની આસપાસ સંપૂર્ણ સાનુકુળતાવાળું વાતાવરણ પેદા કરવાને પ્રયત્ન કરે છે; આ બંને વસ્તુઓ પરસ્પર વિરોધી છે.

વિદ્યાર્થીઓની અંદર ખરેખર જે વસ્તુની જરૂર છે તે આજ્ઞાંકિતપણું પણ નથી અને બળવાખોરી પણ નથી; તેઓમાં સ્વભાવની સુજનતા હોય અને બીજાં માણસો અને નવા વિચારો તરફ મિત્રતાની ભાવના હોય એજ જરૂરી વસ્તુ છે. આ ગુણો અમુક અંશે ભૌતિક કારણોને આભારી હોય છે: પરંતુ જૂની ઢબના શિક્ષણકારો એ કારણ તરફ જરાયે ધ્યાન આપતા નથી. પરંતુ ખાસ કરીને તો છોકરાંની સ્વભાવગત વૃત્તિઓને મોકળી રહેવા દેવાનાં પરિણામ રૂપ છે એ હોય છે. જો છોકરાંઓની પ્રવૃત્તિઓને સૌમ્ય બતાવવી હોય, જો તેઓની ભાવનાઓને કલ્યાણકારી બનાવવી હોય તો તેમની આસપાસના સંયોગોમાં મિત્રભાવ તરવરતો હોવો જોઇએ. આવું મિત્રભાવવાળું વાતાવરણ સર્જવા માટે છોકરાંની જે મુખ્ય મુખ્ય વૃત્તિઓ હોય તેના તરફ સ્હાનુભૂતિ ધરાવવી જોઇએ, 'પ્રભુજીની જગતવાડી'ને વધારે સુન્દર બનાવવાની અથવા દેશની મહત્તા વધારવાની હવાઇ ભાવના સાધવા માટે બાળકનો ઉપયોગ કરવાનોજ ખ્યાલ રાખવામાં આવે તે ન ચાલે. અને વિદ્યાર્થીને જે વસ્તુ શીખવવામાં આવતી હોય તે તેને માટે ખરેખર લાભદાયક હોય તો એ વાતનો એને બરાબર ખ્યાલ આવે એવો પ્રયત્ન થવો જોઇએ. જ્યારે વિદ્યાર્થીમાં જાણવાની વૃત્તિ પ્રગટે છે ત્યારે એ બમણી ઝડપથી અને અર્ધી મહેનતે બધી વસ્તુઓ શીખી જાય છે. વિદ્યાર્થીને સ્વતંત્રતા આપવાને માટે આ બધાં વજનદાર કારણો છે.

## પરગજુપણું ખીલવવું જોઇએ.

પરંતુ એ દલીલને વધુ પડતું મહત્વ આપવા સામેજ વાંધો છે. છોકરું ગુલામે

ના દુર્ગુણો ત્યજવાની' સાથે અમીરના દુર્ગુણો મેળવી લે એ કોઇ રીતે ઇચ્છવા યોગ્ય નથી. માત્ર મોટી બાબતોમાંજ નહિ પણ જીવનની નાની નાની બાબતોમાં પણ બીજા માણસો પ્રત્યે સભ્યતા દાખવવી અને તેમને અસગવડ ન કરવી એ સંસ્કારિતાનું અનિવાર્ય લક્ષણ છે કેમકે તેના વિના સામાજીક જીવન અસહ્ય થઇ પડે. "જી", "આભાર થયો' કે એવી જાતનાં બીજા વિનયના શબ્દોનો માત્ર વિચાર હું અહિ નથી કરતો; ખરૂં જોતાં એવા ઉપચારના પ્રયોગો પછાત પ્રજાઓમાં વધારે પ્રમાણમાં વપરાતા હોય છે અને જેમ જેમ સંસ્કૃતિ વધતી જાય તેમ તેમ તેમનો વપરાશ ઘટતો જાય છે. હું તો જે કામ જરૂરી હોય તે પાર ઉતારવામાં પોતાનો ફાળો આપવાની સ્વેચ્છાપૂર્ણ તૈયારી અને બીજાં માણસોની મુસ્કેલી ઓછી થાય એવા આશયથી જીવનની નાની નાની બાબતોમાં તેમને ઉપકારક બનવાની વૃત્તિની વાત કરૂં છું. ડહાપણુ પોતેજ મોટામાં મોટો વિવેક છે; અને પોતે સર્વ શક્તિમાન છે એવી જાતનો ખ્યાલ છોકરાંના મનમાં ઉત્પન્ન થવા દેવો અથવા છોકરાંઓને રાજી રાખવાં એજ મોટાંઓનું કામ છે એવી માન્યતા તેમનાં મનમાં ઉભી થવા દેવી એ કોઇ રીતે ઇચ્છવાયોગ્ય નથી. આળસુ શ્રીમંતો જગતને ભારરૂપ છે એવું કહેનારા માણસો જ્યારે કામ કરવું એ જીવનનો ધર્મ છે એવું બાળકના મન પર ઠસાવવામાં નિષ્ફળ જાય છે અને એક સાથે કામ કરવાની શક્તિ તેમનામાં ખીલવતા નથી ત્યારે તેમના વિચારોમાં રહેલી અસંગતિ કેટલી નજર સામે તરી આવે છે.

એક બીજી બાબત તરફ પણ સ્વતંત્રતાના ઉપાસકો પુરતું ધ્યાન આપતા નથી. મોટાંઓની સંભાળ વિના છોકરાંઓને એકલાં છોડવામાં આવે છે ત્યારે તેઓમાં જે બળવાન હોય છે તેઓ બીજાંઓ પર દાદાગીરી ચલાવે છે. નાની ઉમરનાં બે છોકરાંઓને સાથે રમવા દો. થોડી વખત લડયા પછી તેઓમાં કોણ વધારે બળવાન છે એનો ખ્યાલ તેમને આવી જશે. એમાંનો એક શેઠ જેવો અને બીજો નોકર જેવો બની જશે. જ્યાં છોકરાઓની સંખ્યા વધારે મોટી હોય ત્યાં આગળ એક કે બે જણા સરદાર બની જશે અને પરિણામે મોટેરાંઓની દખલગીરીને લીધે બધાંને જે સ્વતંત્રતા મળી શકે તેનાથી ઘણી ઓછી સ્વતંત્રતા બાકીનાંઓને મળશે. બીજાંઓની લાગણી અથવા સગવડ માટે દરકાર રાખવી એ બધાં છોકરાંઓનો નૈસર્ગિક સ્વભાવ નથી હોતો પણ તે કેળવવાની જરૂર રહે છે અને એ કેળવણી અમુક જાતની સત્તા—અંકુશ—વિના ભાગ્યેજ આપી શકાય. છોકરાંઓ પરથી છેકજ હાથ ઉઠાવી લેવા સામે કાંઈ આ મોટામાં મોટી દલીલ છે.

## સ્વતંત્રતાનું પ્રમાણ.

છોકરાંઓને કેટલે અંશે સ્વતંત્રતા આપવી અને કેટલા પ્રમાણમાં તેમને નૈતિક તાલીમ આપવી એ વાતનો નિર્ણય હજુ શિક્ષણશાસ્ત્રીઓ કરી શકયા નથી. છોકરાંઓને સારી શાળાઓમાં મૂકતાં પહેલાં પોતે આપેલી તાલીમને લીધે માબાપો એ નિર્ણય કરવાનું અશકય બનાવી મુકે છે. જેવી રીતે માનસિક પ્રથક્કરણ કરનારાઓ પોતાનાં દવાખાનાં પુરતા અનુભવ પરથી એમ

કહેવા બહાર પડે છે કે આપણે બધાજ ગાંડ છીએ તેવી રીતે શાળાઓમાં આવતાં ખરાબ છોકરાંઓ સાથેના અનુભવ પરથી આધુનિક શિક્ષણકારો એમ કહેવા લાગ્યા છે બધાં છોકરાં ખરાબ હોય. છે અને બધાં માબાપો બેહદ મુરખ હોય છે. જે છોકરાંઓ માબાપના જૂલ્મને લીધે તોફાની બની ગયાં હોય છે (એ જુલ્મ ઘણી વખત વધુ પડતી સંભાળનું સ્વરૂપ પણ લે છે) તેઓને બીજી જાતનાં મોટાં માણસો તરફ વિશ્વાસ ધરાવતાં બનાવવા માટે અમુક વખત તો તદ્દન સ્વતંત્ર રાખવાની જરૂર રહે છે. પરંતુ જે છોકરાંઓને ડહાપણપૂર્વક ઉછેરવામાં આવ્યાં હોય છે તેઓને તેમને પ્રિય હોય અને ઉપયોગી જણાતાં હોય એવાં કામોમાં મદદ કરવામાં આવે તો બીજી કેટલીક બાબતોમાં તેમના પર મુકવામાં આવતો અંકુશ તેઓ રહેલાઇથી બરદાસ્ત કરી લેશે. જે મોટી ઉમરનાં માણસોને છોકરાંઓની સોબતમાં રહેવાનું ગમતું હોય તેઓ વિદ્યાર્થીઓની સાથે મિત્રાચારીભર્યો સમ્બંધ જાળવી રાખવાની સાથે તેમને અંકુશમાં રાખી શકે અને અને શિસ્તપાળક પણ બનાવી શકે.

## મિત્ર–શિક્ષક.

હું માનું છું કે આજના શિક્ષણશાસ્ત્રીઓ બાળકો પર અંકુશ નહિ મુકવાના નિષેધાત્મક–Negative–ગુણ પર વધારે વધારે પડતો ભાર મુકે છે અને તેઓની સોબતમાં આનંદમેળવવાના વિધિઆત્મક–Positive–ગુણ તરફ ઘણું ઓછું ધ્યાન આપે છે. કેટલાક લોકોને ઘોડાઓ કે કુતરાઓ પ્રત્યે જે મમતા હોય છે તેવી મમતા જો આપણને બાળકો તરફ હોય તો આપણી સૂચનાઓ તેઓ બનતાં સુધી સ્વીકારી લે અને જ્યારે આપણે તેમને અમુક કામ કરતાં અટકાવીએ ત્યારે સ્હેજ ગરબડાટ કરે પણ ગુસ્સે તો નજ થાય. છોકરાંઓને અમુક સામાજીક અખતરાનાં સાધન રૂપ લેખવામાં આવે તે કોઇ રીતે ઇચ્છવા યોગ્ય નથી. તમારા પક્ષને મત મેળવવામાં ઉપયોગી થાય અથવા તમારા દેશને માટે એ પોતાનો ભોગ આપશે એવી ભાવનાથી તમેં તેનામાં રસ લો છો એવું કોઈ બાળકને જણાય તો તે તમારા તરફ ભાગ્યેજ આભારની લાગણીથી જોશે. છોકરાંઓની સોબતમાં રહેવાથી જે આનંદ તમને મળે તેજ ઇચ્છવાયોગ્ય રસ છે. જે શિક્ષકોમાં એ જાતનો રસ હોય તેઓને છોકરાંઓની સ્વતંત્રતા પર આક્રમણ કરવાની જરૂર ક્યારેકજ પડે અને જ્યારે એ જરૂર દેખાય ત્યારે પણ છોકરાંના માનસને કોઇપણ જાતનો આઘાત પહોંચાડયા વિના તેઓ તેમ રહેલાઇથી કરી શકશે.

## બીન–ધંધાદારી શિક્ષકો.

કમનસીબે ખુબ કામના ભારથી લદાએલા શિક્ષકો માટે છોકરાંઓ પ્રત્યે આ જાતની નૈસર્ગિક મમતા ટકાવી રાખવાનું અશક્ય છે. જેમ મીઠાઇ બનાવનાર માણસને મીઠાઇ તરફ કંટાળો આવી જાય છે તેમ એ શિક્ષકોને બાળકો તરફ કંટાળો આવ્યા વિના રહેજ નહિ. કોઇ માણસ માત્ર શિક્ષકનો ધંધોજ કરતો હોય એ બહુ ઇચ્છવાયોગ્ય નથી એમ હું માનું છું. જે માણસનો દિવસનો બાકીનો ભાગ બાળકોવિહોણા કોઇ બીજા

વ્યવસાયમાં પસાર થતો હોય તેઓએ દરરોજ એક કલાકને માટે શિક્ષકનું કામ કરવું જોઇએ. જ્યારે આકરી શિસ્ત જાળવવાની ન હોય ત્યારે છોકરાંઓની સોબત બહુ થાક આપનારી છે. થાક લાગવાથી મનમાં ખીજવાટ પેદા થાય છે અને શિક્ષક કે શિક્ષિકા શિક્ષણની ભલે ગમે તે પદ્ધતિમાં માનતાં હોય પણ તેમનો એ ખીજવાટ એક યા બીજા સ્વરૂપમાં પ્રગટ થયા વિના રહે નહિ. એ કામમાં જે મિત્રતાની લાગણી જરૂરી છે તે માત્ર આત્મનિગ્રહથીજ જાળવી રાખવાનું શક્ય નથી. જો એ મિત્રતાની ભાવના હસ્તી ધરાવતી હોય તો અમુક સંયોગોમાં આ પ્રમાણે કામ લેવું કે ન લેવું એવા વિધિનિષેધોનો આગળથી અભ્યાસ કરવાની જરૂર નથી કેમકે જો છોકરાંને એટલો ખ્યાલ હોય કે તમે તેને ચાહો છો તો તમે જે કાંઇ કરો તે પ્રસંગને અનુકુળજ થઇ પડશે. નિયમો ગમે તેટલા ડહાપણભર્યા હોય પણ તેઓ મમતા અને ચતુરાઇનું સ્થાન તો નજ લઇ શકે.

# આળસુ બનો!

એક હળવો નિબંધ



**આ**સ્બર્ટ સીટવેલનાં નામથી ગુજરાતની સાહિત્યરસિક જનતા જોઇએ તેથી વધારે અપરિચિત છે એવો મને ભય છે. પરંતુ સાહિત્યના વિષય શોધવાનાં એની બંડખોર વૃત્તિ, વસ્તુને સ્પર્શ કરવાની એની અનોખી છટા અને સૌભાગ્યવતી રૂપસુન્દરી જેવી મોહક એની લેખનશૈલિનો પરિચય દરેક સાહિત્ય રસિકે એક વખત જરૂર કરી લેવા જેવો છે.

"**આ**ળસુપણાંનો અન્યય સદ્‌ગુણ" ના એના આ નિબંધમાં સીટવેલની ખાસ વિશિષ્ટતા નજરે નથી ચડતી પણ પ્રજાનાં માનસમાં રૂઢ થઇ ગયેલ માન્યતાઓ, ભાવનાઓ અને નૈતિક મલ્યો સામે બંડ ઉઠાવી તેની ઉધાર બાજુ રજુ કરવાનો પશ્ચિમના પ્રતિભાશાળી નિબંધ લેખકોનો અને ખાસ કરીને સીટવેલનો શોખ એમાં જરૂર જણાઇ આવશે. તે સાથેજ હળવા નિબંધની મિત્રતાભરી બાની વાંચકોનાં મનરંજન કરશે અને હળવા નિબંધોનો શોખ તેમનામાં પ્રગટાવશે એવી આશા છે....**તંત્રી.**



**આ**જે તો ઘણાંએ માણસો આળસુપણાંને સદ્‌ગુણ તરીકે સ્વીકારવા લાગ્યા છે, પણ એક જમાનો એવો હતો જ્યારે એ મહાન દુર્ગુણ મનાતો. એમ કહેવામાં આવતું કે "આળસુ માણસના મગજમાં સેતાન વાસો કરે છે." પણ હવે તો ઘણાં માણસોને એ પાકી ખાત્રી થઇ ચૂકી છે કે જો એ કહેવતમાં સત્યનો અંશ રહેવા દેવો હોય તો એ કહેવતમાં "આળસુ" શબ્દની જગ્યાએ "ધાંધલીઆ" કે "વ્યવસાયી" શબ્દ મુકવો જોઇએ: કારણ કે વધુ પડતી પ્રવૃત્તિ ઘણી વખત જ્ઞાનતંતુઓનાં દર્દની નિશાનીરૂપ હોય છે.

આળસુ માણસ ઘણુંખરૂં ભલાભોળા સ્વભાવનો આદમી હોય છે: બીજું કાંઈ નહિ તો એ કોઇને ઉપદ્રવ કરનાર તો નથીજ હોતો. પરંતુ ખુબજ ખુવારી ઉપજાવનારા માણસો, નેપાલીઅને, લેનીનો, હીટલરો અને છાપાંઓના માલિક અમીરોઉમરાવો—નો સ્વભાવજ એવો પડયો હોય છે કે ઝનુનપૂર્વક કાંઇક અને કાંઇક મથામણ કર્યા વિના તેમને ચેનજ ન પડે. .........એ બિચારાઓ વધુ પડતી પ્રવૃત્તિથી થાકીને લોથ ન બની જાય ત્યાંસુધી આરામ લેવાનું તેમને માટે અશક્ય હોય છે. એ ઘડી મોજની કીંમત એમને મનથી કંઇજ હોતી નથી, અને માનસિક અને શારીરિક અજીર્ણના તેઓ સતત શીકાર બનેલા હોય છે.

હું તો તમારાં હિતની ખાતર એવી સલાહ આપું છું કે ઉંઘની ઉપયોગિતાનો જેને ખ્યાલ ન હોય અને ઉજાગરા વેઠવાની પોતાની ટેવ અને તાકાતનો જે ફાંકો રાખતો હોય એવા માણસનો સંગાથ કદિ સેવશો નહિ. એવી જાતનો માણસ લોકોત્તર પુરૂષ—superman—બનવાનું અરમાન ધરાવતો હોય છે અને જો વધુ વખત તમેં તેના પરિચયમાં રહેશો તો એક દિવસ તમને એ જરૂર સંભળાવવાનો કે યુદ્ધને એ જીવનની અત્યંત આવશ્યક વસ્તુ લેખે છે અને સતત મથામણ કર્યા કરવી એજ જીવનનું ધ્યેય છે એમ તે માને છે. ઉપરાંત જે બુઢ્ઢાઓનાં મરણ પછી છાપાંઓ એમ કહે કે "જીવનના અંત સુધી એમણે ખુબજ પ્રવૃત્તિમય જીવન ગાળ્યું હતું" તેઓથી પણ કાયમ ચેતતા રહેજો. એ લોકો બહુજ જીદ્દી, ઝનૂની અને ડંસીલા હોય છે.

એ જાતના લોકોને, કમનસીબે, એટલો પણ ખ્યાલ નથી હોતો કે એકલી મથામણથી કંઇજ દહાડો વળતો નથી. તેમજ પ્રવૃત્તિમયતા પર પ્રશંશાના પુષ્પો ચડાવવાં પણ નકામાં છે. ઘણી વખત એક લડાઇ જીતવામાં જેટલી મથામણની જરૂર પડે છે તેનાથી ઘણા વધારે પ્રયત્નની જરૂર લડાઇ હારી જવામાં પડે છે, કારણકે મુરખ સરદારને પોતાની નિકૃષ્ટતાનું ભાન હોવાને લીધે હોશીયાર સરદારના કરતા તેને વધારે વ્યવસાયી બનવું પડે છે અને છણી છણી બાબતોમાં વધારે ધાંધલ મચાવવાની તેને આદત પડી ગઇ હોય છે. પ્રતિભા શક્તિની માફક કુશળતા પણ મહેનત કરવાની અથાગ શક્તિમાંથી ઉદ્‌ભવતી નથી; બીજા લાયકાતવાળા માણસોને પોતાની ઇચ્છા અનુસાર કામ કરવાને લલચાવવાની અથાગ શક્તિમાં એ સદ્‌ગુણોનો સમાવેશ થઇ જાય છે.

છેલ્લાં મહાયુધ્ધ વખતે લાખો માણસોની કત્લેઆમ માટે જવાબદાર બનનાર બન્ને પક્ષના સરદારો સામટે સરવાળે ઓછી અક્કલના અને ઘણાજ મહેનતુ માણસો હતા અને પોતે બહુ વ્યવસાયી છે એવું બતાવવાનો તેમને શોખ હતો. એમ તો ખરૂં પુછો તો સેતાન પોતે પણ બિચારો બહુજ વ્યવસાયી આદમી છે; હજારો માણસોનાં મગજ ફેરવવાની પ્રવૃત્તિમાંથી આરામની એક પળ પણ એને નહિ મળતી હોય. આળસુ માણસે ખોટા દસ્તાવેજો બનાવ્યાના કે ખૂન કર્યાના દાખલા બહુજ ઓછા મળશે. છેલ્લા થોડા દાયકાના અઠંગ ઉઠાવગીરો અને નાણાંનાં તરકટ ખેલનારાઓ, જાબેઝ, બાલ્ફર, બોટમ્લી, ક્રુગર, સ્ટાવીસ્કી વગેરે અત્યંત વ્યવસાયી માણસો હતા. એ લોકોની અખંડ પ્રવૃતિ પોતેજ એમની સુન્દર જાહેર ખબરરૂપ બની રહેતી. ઉપરાંત ઇતિહાસનો અને જંતુશાસ્ત્રનો અનુભવ પણ એજ બતાવે છે કે જ્યારે ધાર્મિક સંપ્રદાયો અને જંતુઓ વધારે પ્રવૃત્તિમય બને છે ત્યારેજ તેઓ માણસજાતને વધારે હેરાન કરનાર થઇ પડે છે.

અને મથામણના એ યુગની યાદ લાવી જુઓ. વીક્ટોરીઆ રાણીના વખતમાં માણસોને પ્રવૃત્તિમય બનવાનો રોગચાળો ઉપડ્યો હતો; એમાંની મુખ્ય પ્રવૃત્તિ તો માલ વેંચવાની જ હતી. પણ નવાઇ જેવી વાત તો એ છે કે જે ચાર્લ્સ ડારવિનનો એ જમાનાના લોકો ખુબ વિરોધ કરતા એજ ડારવિને પોતાની "Survival of the Fittest"—"સહુથી વધુ પ્રાણપૂર્ણ

રપધ્ધતિ પ્રચલિત કરીને, જાણ્યે કે અજાણ્યે, એ મયાનણુવાદને પુષ્ટિ આપી હતી.

એ વખતના અંગ્રેજોની દાનત ઘણી વખત છેક જ અન્યાયી હતી પણ ડારવિનની પધ્ધતિએ તેને નૈતિકપણાંનો સાથો ઓઢાડવાની સગવડ કરી આપી. જ્યારે ઉવલેણ હરિફાઇને અંગે કોઇ મોટાં કારખાનાં સામે ટકી ન શકવાથી નાનાં કારખાનાં તુટી પડે, જ્યારે કોઇ સ્વતંત્ર નાનો ધંધો ભાંગી પડે, જ્યારે અંગ્રેજના જમીનલોભના ષડયંત્રને સપાટે કોઇ પરદેશી મરી જાય કે ગુલામ બને, અને જ્યારે એ બધી સ્થિતિ આણનાર માણસનું અંતઃકરણ એને કોઈ કોઇ વખત ડખવા લાગે ત્યારે એ લગભગ એવાજ વિચારે આશ્વાસન લેતો કે: "એ તો અનિવાર્ય છે......સહુથી વધારે લાયક હોય તે જીવતો રહે...બીજો ઉપાય શું ?... વગેરે વગેરે.

અને એ વિચારપધ્ધતિ દુનીઆનાં બધાંએ તત્વોને લાગુ પાડવામાં આવતી, વિશ્વના બધાએ કાનૂનો પ્રયત્ન અને ઇચ્છાશક્તિ પર નિર્ભર છે એમ માનવામાં આવતું. હવે છેલ્લાં થોડાં વર્ષો દરમ્યાન તેની વિરૂધ્ધની અને કદાચ વધારે સાચી વિચારપધ્ધતિઓએ પ્રમાણભૂતતાની છાપ વિજ્ઞાનોને હાથે મેળવી છે. દાખલા તરીકે એક પધ્ધતિ એમ કહે છે કે પૃથ્વિ સૂર્યની આસપાસ ફરે છે અને ચંદ્ર પૃથ્વિની આસપાસ ફરે છે તેમાં ઇરાદાપૂર્વકના પ્રયત્ન જેવું કંઇ જ નથી; એમ કરવામાં જ એ તત્વોને ઓછામાં ઓછી મયાનણમાં ઉતરવું પડે છે...અને કોને ખબર છે કે પ્રયત્ન અને પણ કદાચ એ માર્ગે જ નથી અનુસરતા ?

પ્રવૃત્તિમાર્ગી માણસોમાંના ઘણાખરાને કાર્ય કરવા કરતાં વિચાર કરવામાં વધારે મુશ્કેલી પડે છે; તેમાંએ દૂર દ્રષ્ટિ દાખવવી એ તો ઘણું જ મુશ્કેલ કામ છે. દાખલા તરીકે આજે ઇંગ્લાંડમાં કેટલાક લોકોએ કરકસર કરવા માટે જબરૂં ઝુમરાણ ઉઠાવ્યું છે અને તે સાથેજ તેઓ દસ હજાર વધુ વિમાનો બાંધવાની પણ માગણી કરી રહ્યા છે તે એટલુંજ બતાવી આપે છે કે પોતાનાં કાર્યો વિષે વિચાર કરવાનું કામ માણસ માટે ઘણું જ મુશ્કેલ છે. અમુક કામ કરવાની માગણી કરવી સહેલી છે પણ એ માગણી પુરાય તો તેનું પરિણામ શું આવશે તેનો વિચાર કરવાનું કામ બહુ કપરું છે.

એટલે વાસ્તવિક રીતે તો હું આળસુપણાંની પોતાની હિમાયત કરવા કરતાં શારીરિક પ્રવૃત્તિ વિરૂધ્ધ માનસિક પ્રવૃત્તિની અને તેમાંયે અપ્રમાણિક પ્રવૃત્તિ વિરૂધ્ધ પ્રમાણિક પ્રવૃત્તિનીજ હિમાયત કરૂં છું...છતાં આળસુપણાંના પક્ષમાં ઘણુંએ કહેવા જેવું છે. આજ સુધી જગતમાં થએલી લગભગ દરેક વૈજ્ઞાનિક શોધ આળસુપણાંનેજ આભારી છે. અને દરેક શોધ વધુ આળસુપણાંની સગવડ કરી આપે છે.

વિકટોરીઆના જમાનામાં એક કારખાનામાં કામ કરતા છોકરાને આખો દિવસ પૈડું ફેરવ્યા કરવાનું કામ કંટાળા ભરેલું લાગ્યું; તેણે અક્કલ વાપરીને એ પૈડાંને બીજાં ફરતાં પૈડાં સાથે દોરીથી જોડી દીધું અને તેથી તેની મહેનત ઉગરી

ગઈ. આ મહેનતનો બચાવ કરનારી શોધ હતી,.અથવા બીજા શબ્દોમાં કહીએ તો તેણે આળસુપણાને પંપાળ્યું અને આળસની વૃત્તિનાંજ પરીણામરૂપ હતું. તેણે માલિકના ખર્ચમાં પણ ખુબજ બચાવ કર્યો અને તે સાથે કામના આનંદની અને મહેનતની મોહિનીની અનેક વાતોમાંથી પણ માણસજાતને ઉગારી લીધી. શોધો હમેશાં આમજ થાય છે.

હવે શારીરિક મહેનતની વાત પર આવીએ તો એમ જણાશે કે નિયમિત કસરત કરવાનો વિચાર એ વ્યવસાયી હોવું એ મોટા સદ્ગુણ છે એવા વિચારનો એક ફણગોજ છે. અને કસરત–પાસ કરીને વધુ પડતી કસરત–ઘણાં ભયંકર મનાતાં દર્દો કરતાંએ વધુ જાનની ખુવારી કરવાને માટે જવાબદાર છે. કદાચ કસરતની ઘેલછા પોતેજ આત્માનું દરદ છે....અફસોસ! જો એ કસરતના ઉપાસકો અર્ધો કલાક શારીરિક શ્રાધિલ મચાવવાને બદલે એટલીજ ગંભીરતાપૂર્વક એટલો વખત શાંતીથી બેસી રહે અને પોતાની કલ્પનાશક્તિને ફાવે તેમ ઉડવા દે તો જગત તાજુબ થઇ જાય એવાં પરિણામો આવવાનો પુરતો સંભવ છે. અત્યારે તો એ લોકો પોતાની શક્તિને પરસેવામાં ધોઈ નાખવાનુંજ પસંદ કરે છે,

---

# ભિખારી રાજા

એક રસપૂર્ણ નવલિકા.

—પ્રયોજક:—
શ્રી. સાદીક

એ ભિખારીને ત્યાં જન્મ લીધો હતો, પરંતુ એનું નામ રાખવામાં આવ્યું 'રાજા!'

અને ખરી રીતે પોતાની ગરીબ, દુઃખી ચિન્તામૂર્તિ માતા માટે એ રાજાજ હતો.

એની મા એને ખોળે લઇ બચ-કારતી, અને છાતીએ ચાંપી એના ભૂરા વાળોની સુગંધ લેતી ત્યારે એની બધી ચિંતાઓ એકત્ર થઇને એ બાળકમાં સમાઇ જતી.

ઉંઘમાંથી ઉઠાડીને, દિવાના ઝાંખા પ્રકાશમાં જ્યારે તે પોતાના વ્હાલા પુત્રના નિર્દોષ સરળ મૂખને જુએ છે, ત્યારે એના આત્માને એક અપૂર્વ શાંતિ પરિ-પૂર્ણ કરી નાખે છે, ગરીબી અને દુઃખના બધા ભાવો જીવનસમૃતિને પેલે પાર જઇને કોણ જાણે ક્યાં છૂપાઇ જાય છે.

ચાંદનીમાં, જ્યારે આકાશમાં ચન્દ્રમા અનન્ત વૈભવ વિખેરે છે, અને એનું ગોરૂં બાળક—સુંદર બાળક ઝુંપડા બહા-રના નાના પત્થરોથી રમતો હોય છે, ત્યારે એ એની સરળતાને કલાકો સુધી જોતાં બેસી રહે છે. એ ગરીબ માતાનું અંધકારભર્યું દરિદ્ર જીવન આથી પ્રકાશ-માન થઈ જાય છે.

પરંતુ એનો રાજા, એનો વ્હાલો, એના હૃદયનો આ-ધાર આ પાપી પેટની ચિંતામાંથી મુક્ત તો કરી શકે નહીં. ભૂખમાંથી છૂટકારો તો અપાવી શકે નહીં. તેથીજ માતા પોતાના વ્હાલસોયા બાળકને આજ કાલ ભીખ માંગવાની કળા બતાવી રહી છે.

'રાજા "ભીખારી" બનવાનું' શીખી રહ્યો છે.

[૨]

ત્યારથી ત્રણ વર્ષ વીતી ચક્યાં. 'રાજા' જગતના કોલાહલમાં પોતાનું પોતાપણું ગુમાવીને ભીખારી બની ગયો.

ભીક્ષા માગતાં માગતાં રાજા એક દિવસે શ્યામચરણને ત્યાં જઇ પહોંચ્યો અને અવાજ કર્યો, "શેઠ સાહેબ, કૈં ભીક્ષા મળશે?"

આવાજ સાંભળીને અંદરથી એક નાની બાળા દોડી આવી, અને શુષ્ક અવાજે બોલી, "ચાલ, ચાલ્યો જા!"

રાજા અત્યંત દીન સ્વરે બોલ્યો, "ના. હું ગરીબ છું. બે દિવસનો ભૂખ્યો છું. કૈં આપો!" અને તરતજ એણે પોતાનું દબાઈ ગએલું પેટ વગાડીને બાલીકા સામે કરૂણ દ્રષ્ટિએ તાક્યું.

જ્યારે એને સફળતા નહીં મળી અને એ છોકરીને ફરીને ધીક્કાર-વાની તૈયારી કરતી જોઇ ત્યારે એણે પોતાનું મોઢું વિચિત્ર બનાવીને નાકથી સૂર કાઢતા 'મીં...... આ......ઉં'' કર્યુંઃ

છોકરી મીંઆઉં

દીધા હતા. અને આજે—આજે બબ્બે વાર બોલીઓ કહેવરાવીને આ આટાની મુઠ્ઠી! આજે તો એને પૈસાની સખ્ત જરૂર છે. સવારથી નિકળ્યો છે; અને હજી સુધી એને ચાર પૈસા મળ્યા નથી. સાંજ પણ થવા આવી છે. જો આવીજ સ્થિતિ ઘેર જતાં સુધી રહેશે તો માતા એને "રાજા બેટા!" કહીને પોકારશે કે ?

'રાજા' બોલ્યો, "હું આટાની મુઠ્ઠી લેવાનો નથી. મને એક પૈસો આપો."

"ત્યારે કાલેજ આવજે!" સવિતા બોલી, "પિતાજી આજે ઘેર નથી. અને માતા તો એક દમડી આપે એવી નથી."

ત્યારે અહીંથી આજે કશુંએ નહીં મળે! રાજા મુઠ્ઠી આટો નહીં લે કારણ કે એતો રાજા રહ્યોને!

અને જ્યારે તે આલીકા ઉપર ગુસ્સે થતો ઘેર પહોંચ્યો ત્યારે આખા દિવસની વાત માને કહેતાં કહ્યું, "મા! આજે ત્યાંથી મુઠીભર મને આટો મળ્યો, તે મેં તો પાછોજ આપી દીધો!"

માની આંખમાં એક વેદનાએ હાસ્ય કર્યું. બાળકને ચુમ્બન કરીને તેને સમજાવ્યો, "બેટા! ભિખારીઓ આ જગતમાં ક્રોધ કરવા માટે જન્મ્યા નથી. તેઓ તો જે આપે તેનું ભલું અને ન આપે તેનુંયે ભલું ઇચ્છે છે."

પરંતુ 'રાજા' બાળકની સમજમાં એ વાત ઉતરી નહીં કે જેઓ નથી આપતા તેમનું ભલું કેવી રીતે ઇચ્છી શકાય.

[૪]

ત્રણ દિવસ પછી ફરી એક વેળા તે શ્યામચરણને દરવાજે ગયો; આ વેળાએ એને શ્યામચરણ પાસેથી એવી આશા હતી કે તેઓ બોલીઓ સાંભળીને પૈસા આપશે. અને જો શ્યામચરણ નહીં હોય તો પેલી છોકરી સવિતાના ચાળા પાડી અને ચીરડાવી ન્હાસી આવવાનો વિચાર એણે કરી લીધો હતો.

પરંતુ તે દિવસે શ્યામચરણ એના આવવાનીજ વાટ જોઇને બેઠા હતા. એમની પુત્રી સવિતા બીમાર પડી ગઇ હતી, અને અનેક વેળા પશુ પંખીના અવાજો કરનાર છોકરાને બોલાવવાની હઠ કરી ચૂકી હતી.

શ્યામચરણ દૂરથી 'રાજા'ને આવતો જોઇ ખુશ થઇ ગયા; 'રાજા' નજદીક આવતા વેંતજ પ્રણામ કરીને ઉત્સુકતાપૂર્વક તેમની સામે જોવા લાગ્યો.

શ્યામચરણે પૂછ્યું, "કેમરે! બે ત્રણ દિવસ તું ક્યાં ચાલી ગયો હતો? આ બાજૂ કેમ ન આવ્યો?"

'રાજા'એ કહ્યું, "હું એક દિવસે આવ્યો હતો, ત્યારે તમે ન્હોતા."

"ક્યારે?" શ્યામચરણે પ્રશ્ન કર્યો.

"ક્યારે શું? તે દિવસે મેં ઘણા અવાજો કાઢ્યા અને તમારી સવિતાએ આટાની મુઠ્ઠી મને લાવી દીધી." રાજાએ પોતાની" કળાથી સવિતાનું નામ જાણી લીધું હતું.

"તેથીજ તું બીજી વેળા નહીં આવ્યો!" શ્યામચરણે કહ્યું, અને તેઓ મનમાંજ હસવા લાગ્યા. જોકે તેમના મોઢા ઉપર દુઃખની છાયા હતી. તેઓ બોલ્યા, "ચાલ આવ, આજે તારો બધો બદલો આપી દઇશ. સવિતા બીમાર પડી છે. ત્યાં આવીને બોલ. સવિતા તને ઘણી વખત યાદ કરી ચૂકી છે."

આવશે તો તું જરૂર અહીં નોકરીએ રહી જશે. પરંતુ ત્યારથી તું તો આવ્યોજ નહીં, અને એ તો ચાલી ગઇ."

રડમસ થઇને 'રાજા'એ પૂછ્યું, "ચાલી ગઇ? ક્યાં ચાલી ગઈ?"

"ત્યાં—આકાશમાં." શ્યામચરણથી રડી જવાયું.

'રાજા'એ ઉતાવળે પૂછ્યું; "ત્યાંથી એ ક્યારે પાછી વળશે?"

શ્યામચરણે ત્યારે એ બાળક 'રાજા'ને સમજાવ્યું કે માણસ ત્યાં જઇને પાછો આવતો નથી; અને સવિત હવે પાછી નહીં આવે. શ્યામચરણ અંદર જઇને રબરનું પેલું રમકડું લઇ આવ્યા, અને રાજાને આપતાં બોલ્યા, "લે ભાઇ! એને લઇ જા. તુંજ એની સાથે રમજે!"

રાજા દોડતો દોડતો પોતાને ઘેર ગયો, અને રમકડું માતાના ખોળામાં નાખી દેતાં પૂછ્યું, "મા! સવિતા ત્યાં આકાશમાં ચાલી ગઇ. શેઠજી કહેતા હતા કે હવે તો એ પાછી નહીં આવે."

એની અનુભવી માએ કહ્યું "રાજા બેટા! પારકા માટે આટલા બધા દુઃખી થવું નહીં. તુંજ કહે આપણાં દુઃખમાં ભાગ પડાવવા કોણ આવે છે!"

પરંતુ રાજાબાળકના મનમાં પોતાના અને પારકાના એ ભેદને સ્થાન નહોતું. તે બોલ્યો, "ત્યારે તો હું પણ ત્યાં જઇશ, મા!"

"ના, બેટા! આવા શબ્દો મોઢે નહીં બોલ, મારા રાજા! અને ત્યાં જઇને શું કરશે? મારી પાસે કોણ રહેશે!" માએ દુઃખી થતાં કહ્યું.

"ત્યારે અહીં મારા અવાજો કોણ સાંભળશે? અને મને કોણ મુઠી ભરીને આટો દેશે?" તે વ્યથિત સ્વરમાં બોલ્યો.

માં કંઇ ઉત્તર આપી ન શકી. અને પોતાના છેડાથી આંસૂ લુંછવા લાગી.

'રાજા'ને એજ રાત્રે ખૂબ જોરથી તાવ ચઢ્યો. સન્નિપાતમાં તે બડબડવા લાગ્યો, "સવિતારાણી, હું પણ આવી પહોંચ્યો, આ લ્યો! આ લ્યો તમારૂં રમકડું!!" *

---

* શ્રી. વનમાળીની કથા પરથી.

# હિન્દી સ્ત્રીઓના કાયદેસર હક્કો

લેખકઃ
રમણીક વી. મહેતા.
બી. એસસી. એલ., એલ. બી.

## લેખાંકઃ ૭ મો.

### પ્રકરણ ૭ મું.

કેટલાંક પ્રગતિમાન દેશી રાજ્યો સિવાયનાં બીજાં દેશી રાજ્યોની હિંદુ પ્રજા બ્રિટીશ હિંદની પ્રજાની માફક છુટાછેડાનો કાયદેસર હક ભોગવતી નથી. એનું કારણ એ છે કે આ રાજ્યોમાં બ્રિટીશ હિંદમાં અમલમાં છે તેજ ધોરણે હિંદુ કાયદાનો અમલ થાય છે; એટલે કે હિંદુ કાયદામા આ રાજ્યોના સંચાલકોએ કાંઇપણ સુધારાવધારા કર્યા નથી. છતાં એ રાજ્યોની ઘણી હલકી અને નીચી ગણાતી હીંદુ કોમોમાં છુટાછેડાનો રિવાજ પ્રચલીત છે અને એ રિવાજ અનુસાર ઘણી હીંદુ સ્ત્રીઓ છુટાછેડા કરી શકે છે.

પ્રગતિમાન દેશી રાજ્યોની નામાવલીમાં માઇસોર, વડોદરા, ત્રાવણકોર, કોચીન વિ. રાજ્યો પ્રથમ પંક્તિમાં મુકી શકાય. આ રાજ્યોમાં ખાસ કરીને હીંદી સ્ત્રીઓને અન્યાય કરતા ઘણા કોમી કાયદાઓમાં સુધારા કરવામાં આવ્યા છે. વડોદરાના શ્રીમંત ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં રૂઢીચુસ્ત વર્ગનો સખ્ત વિરોધ હોવા છતાં હીંદુ સ્ત્રીઓને અમુક સંજોગોમાં છુટાછેડા કરવાનો હક સ્થાપીત કરી, ખરેખર એક સ્તુત્ય અને હિંમતભર્યું પ્રગતિસાધક પગલું ભર્યું છે. છુટાછેડાનો કાયદો પસાર કરીને તેઓશ્રીએ સામાજીક સુધારાની ચળવળને ઘણો વેગ આપ્યો છે. આ કાયદો પસાર થયો ન હતો તે પહેલાં તે રાજ્યની હિંદુ પ્રજા ઉપર હિંદુ કાયદાની છુટાછેડાને લગતી સામાન્ય કલમો અનુસાર અમલ થતો, એટલે કે જે કોમોમાં રિવાજ હોય તે સિવાયની અન્ય હિંદુ-કોમોમાં છુટાછેડા થઈ શકે નહીં. હવે "છુટાછેડાનો કાયદો" પસાર થવાથી સૈકાઓથી છુટાછેડાના હકથી વંચીત રહી ગમે તેવું દુઃખી જીવન નીભાવતી હીંદુ અબળાઓ એ જીવનનો અંત લાવી શકે છે. આમ વડોદરા રાજ્યની હીંદુ સ્ત્રીઓએ એક વધુ અને અતિ જરૂરનો હક મેળવ્યો છે. નીચે દર્શાવેલાં કારણોમાંનું કોઇપણ એક કારણ છુટાછેડા મેળવવા માટે પુરતું છેઃ—

૧ સાત વર્ષ સુધી પત્તો ન લાગતો હોય તેવા ધણીએ પોતાની સ્ત્રીને ત્યાગ કરી હોય;

૨ ધણીએ સંસાર ત્યાગ કર્યો હોય;

૩ ધણીએ ધર્મ બદલ્યો હોય;

૪ ધણી તરફથી ઘાતકી વર્તન થતું હોય;

૫ ધણી ધણીયાણીનું સુખ ભોગવ્યા પછી ત્રણ વર્ષ સુધી ધણીએ ત્યજી દીધી હોય;

૬ ધણીની વ્યભિચારી ચાલચલગત; અને

૭ ત્રણ વર્ષ સુધી ચાલુ રહેલી ખરાબ અને વ્યસની ટેવોને લઇને ધણી પોતાની ફરજો અદા કરતો ન હોય.

ઉપર જણાવેલાં સાત કારણોમાંનું કોઇ પણ એક કારણ પુરવાર કરીને વડોદરા રાજ્યની હીંદુ અબળા પોતાના લગ્ન સંબંધનો અંત લાવી શકે છે, આ છુટાછેડાનો કાયદો હજુ મર્યાદિત છે કારણ કે મરણમાં ફાવે ત્યારે છુટાછેડા થઇ શકતા નથી છતાં પણ આ કિંમતી કાયદાને લઇને જે પરીણીત જીવનની પરાધીનતા અત્યારસુધી વડોદરા રાજ્યની ઉંચી ગણાતી હીંદુ કોમની અબળાઓ ભોગવતી હતી તેમાંથી તેમને ઘણે અંશે રાહત મળે છે.

વડોદરા રાજ્યનો છુટાછેડાનો આ મર્યાદિત કાયદો ઘોડેવત્તે અંશે ઇંગ્લાંડના છુટાછેડાના સિદ્ધાંતો ઉપરથી ઘડવામાં આવ્યો હોય એમ જણાય છે. ગમે તેમ હોય, પરંતુ વડોદરા રાજ્યના શ્રીમંત સયાજીરાવ મહારાજાશ્રીએ હિંદુ કાયદામાં છુટાછેડાના તત્વનો સ્વીકાર કરી ઘણી દૂરઅંદેશી વાપરી છે. તેઓશ્રીએ બદલાતો સમય અને તેની જરૂરીઆત નિહાળી છે અને સાથે પોતાના પ્રાગતિક વિચારોને અમલમાં મુકી બીજા દેશી રાજાઓને તેમજ બ્રીટીશ હિંદ માટે ભુવતારક થઇ પડયા છે. છુટાછેડાના આટલા મર્યાદીત તત્વને લઇને કદાચ આપણને સંતોષ ન થાય છતાં તેઓશ્રીની પ્રજા અને ખાસ કરીને સામાજીક ઉન્નતિ સાધવાની તેઓશ્રીની ઉત્સુકતા અને હોંસ એટલી જબ્બર જણાય છે કે તેઓશ્રીને સમાજસુધારકો તરફથી જે અભિનંદનો મળે છે તેને માટે તેઓશ્રી ખરેખર પાત્ર છે એને માટે બે મત છેજ નહિં.

આ ઉપરાંત લગ્નને પવિત્ર સંસ્કાર ગણતી હિંદુ ધર્મશાસ્ત્રોની અભેદ્ય દિવાલોમાં છુટાછેડાના આ કાયદાએ એક ખીલો ઠોકયો છે લગ્નસંસ્થાની પવિત્રતાના મૂળમાં એણે એક ઘા કર્યો છે અને તેમ કરીને હિંદુ સમાજની ડગમગતી લગ્ન પ્રથારૂપી ઇમારતને જમીનદોસ્ત કરી તેના ઉપર ન્યાય અને સમાનતાના ધોરણે બીજી સંસ્થા રચવાના સમાજસુધારકોના પ્રયાસોને વેગ આપ્યો છે.

હિંદુ સમાજમાં ઘણા મોટા ભાગના લગ્નો કેવળ નિષ્ફળ નિવડે છે અને તેથી પણ લગ્નને પવિત્ર સંસ્કાર ગણતા સિદ્ધાંતની નિરાધારતા અને નિરૂપયોગીતા સાબીત થાય છે. કોઇપણ સંજોગોમાં ગમે તેવા દુઃખી લગ્નનો અંત ન આણી શકાય અને એક ગરીબ તથા પરાધીન હિંદુ મહીલાને તેના દુષ્ટ અને પતિત પતિના સ્વેચ્છાચાર તથા લહેર અને તરંગને આધીન થવું પડે તેમજ તેની ક્રુર અને

પાશવતાભરી સજાતી સામે મુક પશુની માફક એક હરફ ઉચ્ચાર્યા સિવાય સહન કરવું પડે એ હકીકતજ હિંદુ લગ્ન સંસ્થામાં મુલગત પરિવર્તન માગી લે છે. બદલાના સમય સાથે સંજોગો પણ બદલાય છે અને સાથેજ સમાજની નવી જરૂરીયાતો ઉભી થાય છે. જે વિચારો અને મંતવ્યો એક વખતે આદર્શ મનાતાં તે વખતના વહેવા સાથે અને નવી સામાજીક જરૂરીયાતો અને સંજોગો ઉપસ્થીત થતાં ન ઇચ્છવા યોગ્ય બની જાય છે. કેટલીક વખત એ વિચારો અને મંતવ્યોમાં વખત અને સંજોગાનુસાર ફેરફાર કરવામાં આવે છે અને કેટલીક વખત સમાજના હિતને માટે એ વિચારોને અને મંતવ્યોને સાવ તિલાંજલી પણ આપવી પડે છે. ઘણાએ જુના વિચારો એક વખત નીતિના આદર્શરૂપ મનાતા હતા તે વિચારો આજે મ્હેજપણ આદરને પાત્ર જણાતા નથી. લગ્નને "પવિત્ર સંસ્કાર" ગણવાનું હિંદુ સમાજનું એ જુનું મંતવ્ય એ તે દિવસોમાં ગમે તેટલું ભવ્ય અને ઉચ્ચ હશે પરંતુ આજે તો એ મંતવ્યના કારણે હિંદુ સમાજમાં અનેક ઠેકાણે હ્ય્યની અપવિત્રતાનો જન્મ થાય છે. આત્મવિકાસ સાધવાનું એ એક સાધન (લગ્ન) સાધન મટીને અંતરાય રૂપ બને છે; હૃદયના ભાવો અને નૈસર્ગીક લાગણીઓને સ્વતંત્ર રીતે વીકસાવવામાં મદદરૂપ બનવાને બદલે તેમને રૂઢીના કેવળ સંકુચીત અને સ્વાર્થમય વાતાવરણમાં ગુંગળાવી દે છે. લગ્ન પાછળની જુની ભાવનામાં મુલગત પરિવર્તન કરવાનો સમય ક્યારનો આવી ગયો છે અને જ્યાંસુધી આજના સંજોગો ધ્યાનમાં લઇ વ્યવહારીક દ્રષ્ટીએ આ પ્રશ્નનો ઉકેલ સરકાર અને સમાજ નહીં કરશે ત્યાં સુધી લગ્નની નિષ્ફળતા ચાલુજ રહેશે અને વ્યક્તિ તથા સમાજના વિકાસને રૂંધ્યા કરશે.

હિંદુ સમાજની વર્તમાન લગ્ન પ્રથાની અવ્યવહારીકતા તેમજ તેનાથી ઉપજતાં અનિષ્ટોએ ઘણા સમાજ સુધારકોને એ પ્રથામાં કયાં અને કેવી રીતે સુધારો કરવો અગર તેની જગ્યાએ બીજી કઈ પ્રથાને સ્થાન આપવું તેના વિચારો કરતા કરી મુકયા છે. જુદી જુદી દ્રષ્ટિએ લગ્નનો પ્રશ્ન આજે સમાજ સુધારકોના મંડળોમાં ચર્ચાય છે અને એ અનીષ્ટો નાબુદ કરવાની સુચનાઓ થાય છે.

હીંદી વડી ધારાસભામાં સર હરીસીંગ ગૌરે હિંદુ કાયદાના સામાન્ય નિયમોમાં છુટાછેડાના તત્વને દાખલ કરવાનો એક નમ્ર પ્રયાસ કર્યો છે. હિંદુ સમાજના આગળ વધેલા અને સુધરેલા વર્ગના અવાજનું એ ઓછુંવત્તું પ્રતિબીંબ છે એમ કહીયે તો તે ખોટું નથી. શ્રી. હરીસીંગ ગૌરે પોતાના એ બીલમાં "નામર્દાઇ, ગળતકોઢ જેવા અસાધ્ય રોગ અને ગાંડપણુ" ના કારણોમાંજ છુટાછેડા થઈ શકે એવા નિયમો ઘડયા છે. લગ્નના ભયંકર સળગતા પ્રશ્નનો ઉકેલ આવા નિર્માલ્ય સુધારાથી કદી થઇ શકશે નહિં અને તેથીજ ઘણા સુધારકો એ બીલને અતિનિર્માલ્ય ગણે છે. જો આજનાં લગ્નોનાં ભયંકર અને માઠાં પરીણામોનો ખરેખર અંતજ આણવો હોય, લગ્નને વ્યક્તિના આત્મવિકાસનું અને સમાજના ઉત્કર્ષનું સાચું સાધન બનાવવું હોય તો છુટાછેડાના આ વર્તમાન બીલમાં ઓછામાં ઓછા સીવીલ મેરેજના કાયદામાં

જેટલા નિયમો છે તેટલા નિયમો દાખલ કરવા જોઇએ. હિંદુ સ્ત્રીઓની વર્તમાન પરિસ્થીતિ અને કાયદામાં તેમનું જે સ્થાન છે તેની સાથે બીજા કાયદાઓ હેઠળ બીજી સ્ત્રીઓ જે સ્થાન ભોગવે છે તેની આ પાનાઓમાં કરેલી સમાલોચના ઉપર સુધરેલા વર્ગનું ધ્યાન ખેંચાય અને તેથી કરીને એ અવાજ શ્રી. ગૌરના બીલમાં થોડા પણ ઉદાર નીયમો દાખલ કરાવવા કારણભુત થાય તો લેખકનો આ નમ્ર પ્રયાસ સફળ થયેલો ગણાશે.

વળી, છુટાછેડાનું આ વર્તમાન બીલ ગમે તેટલું અસંતોષકારક અને અપુરતું હોય છતાં તે આવકારદાયક તો છેજ; કારણકે છુટાછેડાના તત્વથી વંચિત રહેતા હિંદુ કાયદામાં એ તત્વનો સ્હેજ પણ સ્વીકાર એ નિબંધ અગર બને તેટલા ઓછા પ્રતિબંધોવાળા છુટાછેડા માટે આ બીલ એક પગથીયાની ગરજ સારશે. આ કારણસર આ વર્તમાન બીલમાં સુધારો વધારો કરાવવાની ચળવળ ઉપરાંત, કોઇપણ સંજોગોમાં સુધારાવધારા માન્ય ન રખાય તોપણ તેની વર્તમાન સ્થીતિમાં પણ તે આખરે વડી ધારાસભામાં પસાર થઈ જાય તેટલે સુધીનાં વ્યાપક આંદોલનો પ્રસારવાની આજે ખાસ આવશ્યકતા છે. એક વખત હિંદુ કાયદામાં છુટાછેડાનું તત્વ દાખલ થયા પછી પ્રચારકાર્યથી લોકમત કેળવી તથા છુટાછેડાની સમાજ અને વ્યક્તિના હિત માટેની જરૂરીયાત વિષે પ્રચાર કરી તેમાં રહેલા પ્રતિબંધો ધીરે ધીરે દુર કરવાનું સરળ થઇ જશે.

વડોદરા રાજ્ય ઉપરાંત દક્ષીણ હિંદમાં આવેલાં કોચીન અને ત્રાવણકોરનાં દેશી રાજ્યોએ પણ હિંદુ ધર્મશાસ્ત્રનું સ્પષ્ટ ફરમાન હોવા છતાં છુટાછેડાનાં તત્વને સંપૂર્ણ પણે અને નિર્બાધીત સ્વીકાર્યું છે. કોઇ પણ જાતના પ્રતિબંધ વગર કોઇપણ પક્ષની ઇચ્છાએ લગ્ન સબંધનો વિચ્છેદ કરી બન્ને પક્ષ સ્વતંત્ર થઇ શકે છે. વડોદરા રાજ્ય કરતાં પણ આ રાજ્યોએ આ દિશામાં ઘણું આગળ પગલું ભરેલું છે, અને છુટાછેડાના સીદ્ધાંતને સ્વીકારવાની શરૂઆત પણ આ રાજ્યોએજ પહેલી કરી છે.

આ રાજ્યોના નિર્બંધ છુટાછેડાનો હક સ્થાપીત કરતા કાયદાને લઇને તેમની પડોશમાં આવેલા અને એ રાજ્યોની પ્રજા સાથે ઘણો ગાઢો સામાજીક સંબંધ ધરાવતા બ્રિટીશ હિંદના મલબારના પ્રદેશમાં પણ એજ લાઇન ઉપર છુટાછેડાનો કાયદો હાલ થોડાક વખત ઉપર મદ્રાસ ઇલાકાની ધારાસભામાં પસાર થયો છે જે મરૂ મક્કટાયમ કાયદાના નામે ઓળખાય છે., આ કાયદા હેઠળના છુટાછેડાના હકનું વિવેચન આપણે હવે પછીના પ્રકરણમાં કરીશું.

## પ્રકરણ ૮-મું.

**આ** પ્રકરણમાં આપણે સામાન્ય હિન્દુ કાયદાના અધિકાર હેઠળ નહીં આવતી હીંદુ સ્ત્રીઓના છુટાછેડાના હકનું વિવેચન કરીશું. આગળ આપણે જોઇ ગયા છીએ કે મદ્રાસ ઇલાકાના કેટલાક ભાગની સ્ત્રીઓ મરૂ મક્કટાયમ કાયદાનું શાસન સ્વીકારે છે

જ્યારે સમસ્ત હિન્દુ કોમની કેટલીક આગળ પડતી અને સુધારક સ્ત્રીઓએ "ધી સ્પેશીયલ મેરેજ એક્ટ (સીવીલ મેરેજનો કાયદો) હેઠળ લગ્ન કરીને તે કાયદાનું શાસન સ્વીકાર્યું" છે. હિન્દુ સ્ત્રીઓના આ અતી અગત્યના હકનું વિવેચન કરતાં આ બન્ને કાયદાના અમલ હેઠળ આવતી સ્ત્રીઓનું આ દિશામાં શું સ્થાન છે, તેનું વિવેચન કરવાનું આપણે કદીપણ ભુલી શકીએ તેમ નથી. સમસ્ત હિન્દુ કોમમાં આટલીજ ભાગ્યવાન સ્ત્રીઓ છે જે ઘણે સારે દરજ્જે છુટાછેડાના હક ભોગવે છે.

મરૂમક્કટ્ટાયમ કાયદાના છુટાછેડાને લગતા નિયમો જ્યારે આપણે જોઇએ છીએ ત્યારેજ આપણુને નવાઈ સાથે આનંદ ઉપજ્યા વિના રહેતો નથી. આપણા પરાધીન અને સામાજીક બાબતમાં પછાત ગણાતા દેશની આ સ્ત્રીઓ હિન્દની બીજી બધી કોમની સ્ત્રીઓ કરતાં શું પણ જગતના બીજા દેશો (સોવીયેટ રશીયા તથા સ્પેન)ની સ્ત્રીઓ કરતાં પણ વધારે નિબંધ હક ભોગવે છે. શ્રમજીવીના જગત સોવીયેટ રશીયામાં તેમજ સ્પેનમાંજ ફક્ત સ્વેચ્છાએ છુટાછેડા થઇ શકે છે. એ સિવાય બીજા બધા દેશોમાં થોડેવ-તે અંશે છુટાછેડા ઉપર અંકુશો મુકાયલા છે. બ્રિટીશ હિન્દમાં મરૂમક્કટ્ટાયમનો એકલોજ કાયદો છે જે સ્ત્રીઓને આ પ્રમાણેનો સ્વેચ્છાએ છુટાછેડા કરવાનો હક બક્ષે છે.

મલબારમાં પ્રચલીત હતા તે રિવાજોમાં કેટલાક સુધારાવધારા કરીને ત્રાવણકોર અને કોચીનના દેશી રાજ્યોના છુટાછેડાના કાયદાની લગભગ લાઇન ઉપર તેમને હમણાંજ થોડા વખતઉપર મદ્રાસ ઇલાકાની ધારાસભામાં પસાર થયેલા આ કાયદામાં ધારાનું સ્વરૂપ આપવામાં આવ્યું છે એને માટે શ્રી. કે. માધવન નાયરને ઘણું માન અને અભિનંદન ઘટે છે એઓશ્રીએ આગળ પડીને ઇલાકાની ધારાસભામાં મરૂમક્કટ્ટાયમ બીલ આણ્યું અને એઓશ્રીના ખંત અને ઉત્સાહથી તે બીલ કાયદાના રૂપે પસાર થયું. આ બીલમા ન્યાય અને સમાનતાના સિદ્ધાંતોનો સારા પ્રમાણમાં સ્વીકાર થયો છે. કારણકે આ બીલના અમલ હેઠળ આવતી સ્ત્રીઓ બીજી કોમની સ્ત્રીઓ કરતાં કોઇપણ રીતે હલકા તો શું પણ ઘણીખરી બાબતોમાં તેમના કરતાં વધારે સારા અને બહોળા હકો ભોગવે છે. આમ હોવાથી આ મરૂમક્કટ્ટાયમ કાયદા હેઠળ હકો ભોગવતી સ્ત્રીઓને કાયદામાં અને તેથી કરીને સમાજમાં ઘણું ઉચું સ્થાન મળ્યું છે.

આપણે ઉપર જોયું તેમ હિન્દના કોઇ પણ કોમી કાયદા કરતાં મરૂમક્કટ્ટાયમ કાયદાના છુટાછેડાના નિયમો વધુ નિબંધ છે અને પુરૂષ અગર સ્ત્રી પોતાની સ્વેચ્છાએ લગ્નબંધન તોડી પોતાનું જીવન સ્વતંત્ર બનાવી શકે છે. તેને ખોટાં કારણો ઉપજાવી કાઢી સામા પક્ષ સામે ગંદા અને દુષ્ટ આક્ષેપો કરવાના હોતા નથી તેમ પોતાની મરજી વિરૂદ્ધ લગ્નજીવનની દુઃખી જીંદગી ગાળવી પડતી નથી. તે પોતાની દુઃખી અને પરતંત્ર જીંદગીનો અંત ઘણી સ્હેલાઇથી કોર્ટનો આશરો લઈ લાવી શકે છે, અને તે પછી ફરી નવી જીંદગીની શરૂઆત કરી શકે છે. જે હદમાં લગ્ન થયું હોય અગર તો પ્રતીવાદી જે હદમાં હંમેશને માટે રહેતો હોય અગર તે હદમાં તેનું હંમેશનું રહેવાનું મકાન હોય અગર, ત્યાં તે ધંધો કરતો હોય તે હદમાં અધિકાર ભોગવતા ડીસ્ટ્રીક્ટ મુનસફની કોર્ટમાં લગ્નવિચ્છેદ કરવાની

પછી ૭ માસમાં લગ્નવિચ્છેદની અરજી પાછી ખેંચી લેવામાં ન આવે તો તે પછી ડીસ્ટ્રીક્ટ મુનસફ લગ્નવિચ્છેદ થયાનું જાહેર કરે છે અને તે પ્રમાણેનો હુકમ કરે છે; જ્યારે અરજદાર પક્ષ સ્ત્રી હોય ત્યારે કોર્ટ તેણીને કાંઇ રકમ તેણીના ધણી પાસેથી અપાવતી નથી, પરંતુ જ્યારે કોર્ટનો આશરો લેનાર પક્ષ પુરૂષ હોય ત્યારે કોર્ટ પોતાને યોગ્ય લાગે તેટલી વ્યાજબી રકમ તેની પાસેથી તેની સ્ત્રીને બદલા તરીકે અપાવે છે. આ બદલાનો સિધ્ધાંત અંગ્રેજી તેમજ બીજા તેવા કાયદાઓને અનુસરીને સ્વીકારવામાં આવ્યો હોય તેમ જણાય છે. આર્થિક દ્રષ્ટીએ સ્ત્રીઓ પરાધીન અને અને પરતંત્ર હોઈ લગ્નવિચ્છેદથી છૂટી થયેલી સ્ત્રીના ભરણપોષણ માટે આવી બદલાની (Compensation) રકમની ખાસ જરૂરીઆત રહે છે. જો તેમ નિયમ રાખવામાં ન આવે તો પરાધીન સ્ત્રીઓની છુટાછેડા થયા પછી કેવીકફોડી સ્થિતિ થાય તેની કલ્પના પણ આવી શકતી નથી. બીજું કાંઈ સાધન ન હોય તેવા સંજોગમાં જ્યાંસુધી બીજું લગ્ન તેણીએ ન કર્યું હોય ત્યાંસુધી તેણીએ પોતાનો જીવનનિર્વાહ કેમ ચલાવવો એ એક સવાલ રહે છે. વળી, જ્યાં તેણીએજ અરજદાર થઇને છુટાછેડા મેળવ્યા હોય તેવા પ્રસંગમાં કદાચ આવી બદલાની રકમ ધણી પાસેથી કોર્ટ ન અપાવે તે. તેમાં કેક અજુગતું ન ગણાય; પરંતુ જ્યાં ધણીના કહેવાથી અગર તેના તરફથી ખાસ કારણ મળતાં છુટાછેડા કરવાની જરૂર પડે તેવા પ્રસંગોએ કોર્ટ સ્ત્રીઓને આવા નિયમો જોતાં આપણને સહેજે સંતોષ થાય છે અને આ કાયદા હેઠળ હક્કો ભોગવતી હિન્દુસ્ત્રીઓ ખરેખર તેમની બીજી બ્હેનોની સરખામણીમાં ઘણું સારૂં સ્થાન ભોગવે છે.

અગાઉ છુટાછેડાનો હક આ સ્ત્રીઓ રિવાજના બળે ભોગવતી હતી પરંતુ હવે મરૂ મક્કટટાયમ કાયદો પસાર થવાથી રિવાજને કાયદાનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. અગાઉ પણ પુરૂષ અગર સ્ત્રી સ્વેચ્છાએ લગ્નવિચ્છેદ કરવાનો હક ધરાવતાં હતાં પરંતુ ઉંચી કોમોમાં ખાસ કરીને વ્યભિચારના આરોપ સર અગર પત્નિ પ્રત્યે પતિના ક્રુર અને ઘાતકી વર્તન હોવાને કારણે અગર પત્નિ પતિની આજ્ઞાનું ઉલંઘન કરતી હોય તેવા કારણોમાંજ છુટાછેડાનો આસરો લેવાનો હતો; અને હજુ પણ એવાં ખાસ કારણો હોય છે ત્યારેજ છુટાછેડા કરવા બન્નેમાંથી કોઇપણ પક્ષ તૈયાર થાય છે. જોકે છુટાછેડા ગમે તે પક્ષની ઇચ્છાએ અને ગમે ત્યારે થઇ શકે છે છતાં મલબાર પ્રગણામાં વસતી હિન્દુ જાતિની ઉંચી ગણાતી કોમોમાં છુટાછેડાનું પ્રમાણ ઘણું ઓછું છે. આ ઉપરથી એમ જોઇ શકાય છે કે કાયદાએ જે નિબંધ હક આપેલો છે તેનો દુરૂપયોગ થતો નથી. હિન્દુ સમાજમાં છુટાછેડાનાં તત્વને દાખલ કરવાથી કુટુંબ વિધ્વંસ અને એવાં બીજાં અનિષ્ટો દાખલ થશે એવી જે બૂમો મારવામાં આવે છે તેમાં કેટલું વજુદ છે તેનો જવાબ પણ આ કોમોના છુટાછેડાના હક અને તેના પરીણામથી વાળી શકાય તેમ છે.

# ગુજરાતી દક્ષિણી

એક હળવો નિબંધ

લેખક:
**પી. જે. ભટ.**

**વલસાડ** એટલે ગજરાતની દક્ષિણ સીમા. પણ એ ભૌગોલિક સીમા છે. ગૂજરાતની સંસ્કૃતિની સીમા તો તેથી કેટલાય માઈલ મ્હોટી છે. છેક છેક દૂરના દક્ષિણના પહાડોમાં આ સંસ્કૃતિનો વિજયધ્વજ ગૂજરાતણોએ અણનમ ઉડતો રાખ્યો છે. મહારાષ્ટ્રના દરેક ગામમાં કદાચ પોલીસનું થાણું નહીં હોય, કદાચ ડૉક્ટરનું દવાખાનું નહીં હોય પણ આ ગામડામાં ગૂજરાતીની દુકાન ન હોય એ બનવું સાવ અશક્ય છે ! સદીઓથી તેઓ અહીં આવી વસ્યા છે. શેઠ તરીકે તેમની કીર્તિ ચારે બાજુ મશહુર છે. અને મહારાષ્ટ્રના અર્થશાસ્ત્રમાં તેમનું સ્થાન અદ્વિતિય છે. દક્ષિણ દેશમાં ઉપજતા અનાજના તેઓ આડતીયા છે. જંગલો કાપવાને તેમણે કંપનીઓ ઉભી કરી છે. રૂ નીકાશ કરવાને કારખાનાંઓ સ્થાપ્યાં છે.

પણ જરા પાસે બેસીને વાત કરશો તો જણાશે કે આ સાહસિક ગજરાતીઓ પોતાની સંસ્કૃતિની સૌરભ ફેલાવવા માટે જરાપણ આતુર નથી. સાચું કહીયે તો તેમના શરીરમાં ગૂજરાતી તત્વ બહુ ઓછું છે. ઝીણી નજરે તપાસશો તો જણાશે કે તેઓ બની ગયા છે ગૂજરાતી દક્ષિણી; સ્વભાવમાં તેમજ વર્તનમાં.

**લપસી પડેલા**

વેપાર કરતાં કરતાં તેઓ અહીં વસી પડયા છે ! અને મરાઠી સંસ્કૃતિએ આખરે તેમને અપનાવી લીધા છે. પેટના ક્ષુદ્ર સ્વાર્થને ખાતર પોતાની માતૃભૂમિનું માનવંત અભિમાન તેમણે અળગુ કર્યું છે એટલુંજ નહીં પણ કવિ પ્રેમાનન્દે જે ગરવી ગૂજરાતી ગીરા માટે જન્મભર પાઘડી પણ મુકી નહીં તે ગૂજરાતી ભાષા પણ ભૂલતા જાય છે! આ ક્ષુદ્ર અને સ્વાર્થીજનો તેમના પેટને ખાતર ગૂજરાતની ગૌરવાન્વિત સંસ્કૃતિ પણ વિસરી ગયા છે. ગજરાતના ગૌરવ સમી પાઘડી મુકીને, મરાઠાશાહી ફેંટા બાંધનારા આ પુરુષોને ખરેખર શરમ છે! તેઓએ એકલી પાઘડીમાં પરિવર્તન નથી કર્યું. લગભગ દરેક બાબતમાં તેઓએ આપપણું ગુમાવ્યું છે.

પરીણામ એ આવ્યું છે કે મહારાષ્ટ્રીય સંસ્કૃતિએ તેમને અપનાવ્યા છે. પણ છતાં પણ તેમની દશા તો ઓરમાન સંતાનો જેવીજ રહી છે. મહારાષ્ટ્રનાં સાચાં સંતાનો તેમની સાથે ઐક્યતા સાધી શકે તેમ નથી. તેમજ આ આવી વસેલાઓ તરફ હજુ પણ કંઈક શંકાની નજરથી જોવાની વૃતિ દક્ષિણિમાંથી નથી ગઈ. આમ તેઓ ધોબીના કુતરાની માફક નથી રહ્યા

ઘરના કરૂણ ઘાટના! ત્રીશંકુના જેવી દશા અનુભવતી આ વ્યક્તિઓ ખરેખર દયાપાત્ર છે. અને આથીજ આ ગૂજરાતી દક્ષિણિઓ કંઇક અંશે દુઃખી હોય છે.

## સ્ત્રીઓ અને સંસ્કૃતિ

અને આજેય મહારાષ્ટ્રના ડુંગરાળ દેશમાં ગૂજરાતી સંસ્કૃતિનો વાવરો હજુય કંઇક થોડો થોડો ફરક હોય તો તેનું કારણ કવિ ન્હાનાલાલની 'ગરવી ગૂજરાતણો' છે. ધન્ય છે આ કુલદેવીઓને. હજાર હજાર વંદન હજો એ ગૂજરાતની માતાઓને. પતિની સાથે પરદેશ વસવા છતાં તેમણે ગૂજરાતી અસ્મિતાને અવિચળ ટકાવી રાખી છે. ભલે વેપારના ક્ષુદ્ર સ્વાર્થ ખાતર તેમના પતિદેવો પાઘડી ન મુકે, ભલે તેઓ દક્ષિણાી હાફકોટને અપનાવે, ભલે તેઓ ભાષા પણ ન બોલે પણ ગૂજરાતણોએ તેમનો પોશાક ગૂજરાતીજ ટકાવી રાખ્યો છે. મહારાષ્ટ્રીય પોશાક પહેરવાની તેમણે સાફ ના પાડી છે. સર્જનકાળથી શરૂ થએલા સાલ્લા અને પોલ્કાનો પોશાક તેમણે મહારાષ્ટ્રની ભૂમી ઉપર પણ ચાલુ રાખ્યો છે. અને આજે તો આજ પોશાકરૂપે ગૂજરાતી સંસ્કૃતિ મહારાષ્ટ્રમાં જીવે છે.

ભલે ગૂજરાતણોને તમે રાંચી કહો, ભલે તમે તેને કેળવણીહીન ગમાર કહો, છતાં તેઓ સંસ્કૃતિપૂજામાં અને અસ્મિતાની ભક્તિમાં ગૂજરાતી પુરૂષો કરતાં વધુ આગળ પડતી છે એ નિર્વિવાદ છે. મહારાષ્ટ્રનું એકજ ઉદાહરણ મારા ઉપલા વિધાનને સાબીત કરવા સમર્થ છે. દૂનીયાના પટ પર એકલી ગૂજરાતણોએજ સંસ્કૃતિનો ધ્વજ ફરકતો રાખ્યો છે એ નિઃશંક છે.

આમ ગૂજરાતણો દ્વારાજ ગૂજરાતી સંસ્કૃતિ મહરાષ્ટ્રમાં જીવે છે. આમ ગૂજરાતણોદ્વારાજ ગૂજરાતી સંતાનો જાણે છે કે તેમના પૂર્વજોની જન્મભૂમિ જૂદી છે! અને ગૂજરાતણોદ્વારાજ આ સંતાનો કાંઇક ગૂજરાતી ભાષાનો જીવન્ત સ્પર્શ પામે છે.

## પરગજુઓ!

અને જેમ છેક ૬૦૦૦ માઇલથી આપણા લાભ માટે ઇંગ્રેજો આ દેશમાં આવ્યા છે તેજ પ્રમાણે લગભગ ૬૦૦ માઇલથી આ પરગજુઓ મહારાષ્ટ્રની ભૂમિ ઉપર વસવા ગયા છે. તેમ કરવાનો એક માત્ર ઉદ્દેશ છે મહારાષ્ટ્રના વેપારને ખીલવવાનો.

આ વેપારની ખીલવણી વગર મહારાષ્ટ્ર કદીપણ આબાદ થઇ શકે તેમ નથી. આ ઉદ્યોગોની સ્થાપના વગર મહારાષ્ટ્ર કદી પણ માલદાર બની શકે તેમ નથી. આ કારખાનાઓ કાઢ્યા વગર મહારાષ્ટ્રના મજૂરો કદીપણ બે પૈસા દેખી શકે તેમ નથી!

મહારાષ્ટ્રના અર્ધભૂખ્યા માનવીઓનાં પેટમાં કંઇક અન્ન પડે, મહારાષ્ટ્રના ખેડુતને ઉપજતા ઉત્પાદનના બદલામાં કંઇક પૈસા મળે, મહારાષ્ટ્રના રસકસમાંથી મહેનતુ માનવતાને કંઇક લાભ મળે તે એક માત્ર હેતુથી જ આ પરગજુઓ પોતાનું વ્હાલુ વતન મૂકીને આટલે દૂર આવી વસ્યા છે.

એટલુંજ નહીં પણ અહીં આવી તેમણે પોતાની સંસ્કૃતિ—જેના વગર કનુ મુનશીને જીવન અકારણ લાગે છે—તે સંસ્કૃતિ ગુમાવી. આ સર્વ આત્મભોગોની લાંબી હારમાળા રજુ કરવાનો આશય એટલો જ છે કે હજુ પણ મહારાષ્ટ્રીયો આ માનવોને માન આપતા નથી, હજુ પણ તેઓ તેમના અપરિમિત સ્વાત્મભોગની કિંમત સમજતા નથી, તે કારણે ઘટના તરફ અફસોસના બે નિશ્વાસ નાખવા.

**ઉપકારને બદલે–**

અને આટલા આટલા ઉપકાર કરવા છતાં આ મહારાષ્ટ્રીયો મનાવવા મથે છે કે ગૂજરાતીઓ તો દક્ષિણના દેશને લુંટે છે. આ આત્મભાનીઓને યાદ આપવાની જરૂર છે કે તેમના દેશમાં ડુંગરાઓ શીવાય કંઈજ નથી, અને આ ડુંગરાઓ શીવાય મહારાષ્ટ્ર પાસે સ્થાવર કે જંગમ મિલ્કત જેવું બહુ ઓછું છે. એટલે લુંટનો સવાલ રહેતોજ નથી. અને હોય તો પણ શું ?

ગજરાતીઓ–આ ગૂજરાતી દક્ષિણિઓએ દક્ષિણને વળતરમાં ઓછું નથી આપ્યું। અને આટલા માટે પણ–અન્ય કંઇ નહીં તોપણ વેપાર ખીલવવાને માટે પણ આ ગૂજરાતીઓએ આપેલો ફાળો ઉત્તમ છે. એ સર્વ ઉપરાંત સૌથી વિશેષ તો એ છે કે ગુજરાતીઓ દક્ષિણી બની બેઠા છે ગૂજરાતી સંસ્કૃતિને ગયેલી ખોટ જોતાં મહારાષ્ટ્રના મુલકમાંથી તેમને મળતો નફો નજીવો છે.

**અંતમાં–**

આથીજ આ સાહસિક બંધુઓને હું માનની એક અંજલી આપું છું. ભલે હમારા ટીકાકારો ગમે તેમ કહે, ભલે પેલા સાંકડી મનોદશાવાળા મહારાષ્ટ્રિયો ગમે તે આલેખે, છતાં હું ગૂજરાતી દક્ષિણિઓ, હમારો આત્મભોગ મ્હોટો છે અને તેની ગણનામાં હમોને મળતો નફો છેક નજીવો છે।

# દક્ષિણ આફ્રીકાની સ્વાતંત્ર્ય કુચ

લેખકઃ
પ્રભાશંકર જોશી.

**આ** લેખ બે કારણોસર પ્રગટ કરવાનું યોગ્ય જણાયું છેઃ દ. આફ્રીકામાં વસતા એશિયાવાસીઓ અને ખાસ કરીને હિંદીઓ આજે ખુબ હિડધૂત થઇ રહ્યા છે. તેમની ખુવારીની વિગતો રોજ રોજ છાપાંઓમાં કોલમો ભરી ભરીને પ્રગટ થાય છે અને એ રીતે સામાન્ય વાંચકોમાં એ વિષય સબંધી જીજ્ઞાસા પેદા થઇ છે. આ લેખમાં દ. આફ્રીકાનાં સરકારતંત્ર વિશે સરળ માહિતી આપવામાં આવી છે. એટલે તે વાંચકોને રસદાયક થઇ પડશે એવી ધારણા છે. બીજું અને ખાસ મહત્વનું કારણ તો એ છે કે દ. આફ્રીકા હિંદની માફકજ બ્રીટીશ સરકારનો તાબેદાર દેશ છે–હતો. હિંદીઓની માફકજ દ. આફ્રીકાના બોઅર અને ડચ લોકો સામ્રાજ્ય સામેના મુક્તિસંગ્રામમાં પરાજય પામેલા, પરંતુ જે વસ્તુ ગોળી લડત ન સાધી શકી તે મુત્સદ્દીગીરીએ કેવી રીતે સાધ્યું છે તે હિંદીઓએ ખાસ જાણવા જેવું છે. આપણા રાજકીય આગેવાનો માટે આયર્લેંડ અને દ. આફ્રીકાના રાષ્ટ્રીય મુત્સદ્દીઓની ચાલબાજીમાંથી ઘણું એ શીખવા અને અનુસરવા જેવું છે એ દ્રષ્ટિએ પણ વાંચકો આ લેખ રસથી વાંચેઃ–તંત્રી.

"**આ**જથી પચાશ વર્ષની વાત પર બ્રિટિશ શાહિવાદનાં આક્રમણ સામે પોતાની રાષ્ટ્રીય સ્વતંત્રતા જાળવી રાખવા માટે બોઅર લોકોએ મરણીઓ જંગ ખેલ્યો. પરંતુ રણમેદાનમાં તેમની સંખ્યા નાની અને બ્રીટીશ બળ બહુ જબરૂં એટલે તેઓ હાર્યાં–તાબેદાર બની ગયા. કહેવાતા "અટકાયતી થાણાંઓ"નાં નામ નીચે ભૂખમરાનો પરિચય કરાવીને બ્રીટીશ લોકો પોતાની નેમમાં ફાવ્યા બોઅર લોકો યુદ્ધમાં હાર્યાં પણ જનરલ બોથા અને જનરલ સ્મટસ જેવા તેઓના સેનાની અને કુનેહબાજ સરદારોની દોરવણી નીચે એ લશ્કરી વિજયમાં ફેરવી નાંખવાને તરતજ તૈયાર થઇ ગયા.

મુત્સદ્દીગીરીની મદદથી દક્ષિણ આફ્રીકાના લોકો-બોઅરો, ડચો અને બીજાઓ–રાજકીય સ્વતંત્રતાના પોતાનાં રાજકીય નિશાન તરફ સાબુત કદમે અચૂક કૂચ કરી રહ્યા છે. કહેવાતા બ્રિટિશ સંઘના સભ્ય તરીકે નામ માત્રથી તેઓ રહે પણ એ સામ્રાજ્યમાં મરજી પડે ત્યારે છુટા થવાનો સંપૂર્ણ અધિકાર તો તેઓને છે જ."

ડૉ. તારકનાથદાસ.

**ઈ.** સ. ૧૯૧૦ માં દ. આફ્રીકાના ચાર દેશોનું જોડાણ થયું અને આખો દેશ "યુનીયન

ને નામે ઓળખાવા લાગ્યો. રાજશાસનને માટે જે બંધારણ ઘડવામાં આવ્યું તે સાઉથ આફ્રિકા "એક્ટ"ને નામે પ્રસિદ્ધ છે.

જ્યારે યુનીયન થયું ત્યારે કેપ કોલોની અને નાતાલમાં બ્રીટીશ પ્રણાલી પ્રમાણે અને ઓરેન્જ ફ્રી સ્ટેટ અને ટ્રાન્સવાલમાં ડચ પ્રણાલી પ્રમાણે રાજકારભાર ચાલતો હતો. ચારેય પ્રાંતોમાં પરિસ્થિતિને અનુકુળ કાયદાઓ ઘડાયા હતા.

કેપ કોલોનીમાં રંગભેદને સ્થાન ન હતું નાતાલમાં ઓછા પ્રમાણમાં હતું. અને ઓરેન્જ ફ્રી સ્ટેટ તથા ટ્રાન્સવાલમાં તેનું ઉગ્ર દર્શન થતું. દરેક જુની પ્રણાલીઓ ટકી રહે એ શરતે ચારેય પ્રાંતો એકત્ર થયા. આ પ્રણાલીઓને અંગે દેશીઓ અને હિંદીઓના સંબંધમાં જુદા જુદા પ્રાંતોમાં જુદા જુદા કાયદાઓનો અમલ ચાલે છે. બોઅર લોકોને રંગભેદનો પ્રશ્ન હૈડે હોવાથી કેટલાક પ્રાંતોમાં જરીપુરાણા કાયદાઓ પણ આજે નવા કાયદાઓની જેમ અગ્રગણ્ય ભાગ ભજવે છે. બોઅર લોકોનાં ચારિત્ર્યની સવળી બાજુએ ઈ૦ સ૦ ૧૯૧૦ બાદ રાજદ્વારી પ્રગતિની કમાલ કરવા માંડી.

ડચ લોકોએ એવી કુનેહથી કામ લીધું કે રણમયદાનનાં પરાજયને, તેઓએ થોડાં વર્ષમાં રાજદ્વારી વિજયમાં પલટાવી નાખ્યો. આ રાજદક્ષતાનો અભ્યાસ કરતાં બ્રિટિશ રાજદક્ષતાને જે પરાજય મળ્યો એ વાંચીને આપણે ચમકી જઈએ. આપણને એ વિચાર સુઝ્યા કરે કે બ્રિટિશ જેવી રાજદક્ષ પ્રજાએ કેમ ભુલથાપ ખાધી હશે? ડચ લોકોની રાજદક્ષતાને અંગે બ્રિટિશ સર્વોપરિતા જતી રહી. બોઅર સર્વોપરિતા ચિરંજીવ બની અને દ. આફ્રીકાના અંગ્રજોનાં સ્વમાન ઘવાયાં.

ઈ૦ સં૦ ૧૯૧૦માં શરૂ થયેલ બોઅર રાજદક્ષતાએ દ. આફ્રિકામાં એવાં ઉગ્ર બીજ વાવ્યાં કે દ. આફ્રિકાનો વડો પ્રધાન કદીએ કોઇ અંગ્રેજ બસ્યો ન થાય! ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલાંડમાં બ્રિટિશ સર્વોપરિતા રહી છે. કેનેડામાં અનિશ્ચિત છે. પણ દ. આફ્રિકામાં તો આયર્લાંડની જેમ શુન્ય છે એમ આજે કહી શકાય. જેમ આયર્લાંડના ડી વાલેરા અને ફ્રાંસમેવે, તુર્કીના કમાલપાશાએ અને રૂશિયામાં લેનીન અને તેના અનુયાયીઓએ જગતને બતાવ્યું કે બળવાખોરો યુધ્ધ મોરે લડી શકે છે અને રાજકારભારમાં પણ વિજયી બની શકે છે તેમ દક્ષિણ આફ્રિકાના બળવાખોર વીર પુરૂષો જનરલ બોથા જનરલ સ્મટસ અને જનરલ હર્ટઝોગે પણ દેશને આઝાદીને પંથે દોરી સાબીત કરી દીધું.

દક્ષિણ આફ્રિકાનું એકલ હાથે અંગ્રેજ શાસન કરે એ અશક્ય હતું. બોઅરની મદદ વગર તેઓથી એક પગલું પણ ભરાય એમ ન હતું. બોઅર પ્રજાના પક્ષ બે હતા; પણ ધ્યેય એકજ હતું. એક પક્ષ એમ માનતો કે બ્રિટિશ સામ્રાજ્યથી અલગ થવું અને બીજો પક્ષ એમ માનતો કે બ્રિટિશ સાથે સહકાર રાખી પોતાનું ધ્યેય સાધવું. આગલા પક્ષનો અગ્રણી તે આજનો વડો પ્રધાન જનરલ હર્ટઝોગ અને પાછલા પક્ષના નાયકો તે જનરલ બોથા અને જનરલ સ્મટસ. ત્રણેય નેતાઓ અઠંગ યોધ્ધાઓ અને નિષ્ણાત રાજદ્વારીઓ.

બ્રિટિશ રાજનીતિનું સુત્ર ફુટફાટ નીતિ છે. તે નરમ પક્ષ સાથે સહકાર કરી પોતાનો અર્થ સાધવા ઇચ્છે, અને ગરમ પક્ષને હડધૂત કરે. ગરમ પક્ષ એટલે ઉદ્દામ વિચાર ધરાવનાર વર્ગ; તે રાષ્ટ્રવાદી હોય

એટલે તેની સાથે મૈત્રી કેમ ફાવે ? હિંદમાં તે મોડરેટોનો વાંસો થાબડે અને કોંગ્રેસ પક્ષનો વિરોધ કરે. આયર્લાંડમાં તે કોસ-ગ્રેવને પડખે ઉભો રહે અને ડી. વાલેરાનો તિરસ્કાર કરે, દક્ષિણ આફ્રિકામાં તેઓએ જોયું કે સ્મટસ બોથાની પીઠ થાબડવામાં તેઓનો લાભ સમાએલો છે.

છેલ્લા મહાયુધ્ધના ડંકા વાગી રહ્યા હતા. આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ગુંચવ-ણભરી હતી. ગ્રેટ બ્રિટનને માટે જન્મ મરણનો પ્રશ્ન ઉભો થયો હતો. આ સંજોગોમાં બોથા સ્મટસ પક્ષને સ્વ–પક્ષમાં લેવાયો. જનરલ બોથા અને જનરલ સ્મટસે અંગ્રેજ સરકારને સાથ આપ્યો પણ દક્ષિણ આફ્રિકાને પોતાના આદર્શે દોરી જવાનું કામ સબળ રીતે ધપા-વ્યા કીધું. અંગ્રેજો આ જાણતા હતા પણ ફ્રિકામાં બ્રિટિશ દેશોને જર્મન આક્રમણ ો રક્ષવા માટે દ. આફ્રિકાની ડચ પ્રજાની દની જરૂર હતીજ. ડચ નેતાઓએ બ્રિ-શ સરકારને ટેકો આપ્યો, તેને પડખે ઉભા ો લડ્યા. પણ તેઓનો હૃદયનો હેતુ બ્રિટિશ ડી સાબોનો બચાવ કરવો એ ન હતો, પણ ડારપડોશના જર્મન પ્રદેશોને છતી લઇ આફ્રિકા સંઘે જોડી દેવાનો હતો. તેઓ પોતાના આ ધ્યેયમાં સફળ થયા જર્મન સાઉથ વેસ્ટ આફ્રિકાનું મેન્ડેટ તેઓને મળ્યું.

આ વખતે જોકે બોઅર રાષ્ટ્રીયોએ કુનેહથી કામ લઇ પોતાના દેશની કીર્તિ વધારી અને સક્રીય રીતે પ્રગતિ કરી છતાં એક પક્ષ એવો હતો કે જેને ભૂત-કાળનો ઇતિહાસ કોરાવતો હતો, અંગ્રેજ શબ્દ ધુણા પેદા કરતો હતો અને બ્રિટિશ સામ્રાજ્યથી અલગ થવા ઉશ્કેરતો હતો.

એ પક્ષનો સરદાર તે આજનો વડો પ્રધાન જનરલ હર્ટઝોગ હતો. એમણે રાષ્ટ્રવાદી પક્ષને જન્મ આપ્યો, ઉછેર્યો અને પ્રાણવાન બનાવ્યો. યુદ્ધ સમાપ્ત થયા બાદ તે એક પ્રતિનિધ મંડળ સાથે દ. આફ્રિકા માટે પ્રજાસત્તાકનો હક માગવા વિલાયત ગયો. કુદરતી રીતેજ તે નિરાશ થઇ પાછો ફર્યો. બ્રિટિશ પ્રજા કે કોઇ શાસક પ્રજા પ્રાર્થનાઓને કદી નમે ખરી ? શાસન કર-નાર દેશ તો માત્ર શક્તિનેજ નમે !

જનરલ હર્ટઝોગે પોતાના પક્ષને ભારે બળવાન બનાવ્યો. દરમિયાન સ્મટસ–તંત્ર લગભગ ૧૫ વર્ષના લાંબા સમય સુધી ચાલ્યું હોવાથી જનતા તેનાથી કંટાળી હતી. તેને પલટો જોઇતો હતો. ત્યાં ઈ. સ. ૧૯૨૨ માં ખાણોના કામદારોને હડતાળ પાડી, સ્મટસ સરકારે લશ્કરી કાયદો ,અમલમાં મુક્યો અને તેને સશસ્ત્ર રીતે દાબી દીધી. હર્ટઝોગ પક્ષે હવે જનતાને ઠસાવી દીધું કે સ્મટસવાદ એ મુડીવાદ છે, તેને લોક પ્રત્યે પ્રેમ નથી, તે મુડીવાદીઓનું સોગઠું છે. આમ વાતાવરણ ઉકળ્યું હતું ત્યાં ઇ. સ. ૧૯૨૪ માં જાહેર ચુંટણી થઈ અને હર્ટઝોગ પક્ષને સુંદર ફતેહ મળી. જેના નામથી બ્રિટિશ સરકાર ભડકતી તેજ પુરૂષ આજે દ. આફ્રિકાનો સુકાની થયો. અંગ્રેજો ઉકળી ઉઠયા. તેઓ લોકોને ભડ-કાવવા લાગ્યા કે લોહીની નદીઓ ચાલશે, આંતરવિગ્રહ શરૂ થશે અને હર્ટઝોગ શાસન ૭ માસ પર્યંત પણ નહિ ટકે. હર્ટઝોગ સરકારે પોતાનાં ધ્યેય પ્રમાણે શાસન ચલા-વવા માંડયું. આત્મનિર્ણયનો અધિકાર જાહેર કર્યો, અંગ્રેજ દખલને ધુતકારી કાઢી અને બોઅર સર્વોપરીતા જમાવવા માંડી.

૧૯૨૬ માં શાહી પરિષદ મળી. જનરલ હર્ટઝોગે તેમાં આગેવાનીભર્યો ભાગ લીધો.

શાહી પરિષદને હર્ટઝોગની માગણી સ્વીકારવી પડી. તેણે મુખ્ય ઠરાવ દ્વારા જાહેર કર્યું કે "સંસ્થાનો અને ગ્રેટ બ્રિટન બ્રિટિશ પ્રજા-સંઘમાં અંદર સ્વરાજ્ય ભોગવતી કોમો છે, તેઓ આંતરીક કે બહારનાં કામકાજમાં કોઇથી કોઇ રીતે ઉતરતાં નથી. તેઓ તાજ સાથેની સામાન્ય વફાદારીથી એકત્ર થયેલાં છે. અને તેઓ બ્રિટિશ પ્રજા-સંઘના સભ્યો તરીકે સ્વતંત્ર રીતે જોડાયેલાં છે."

જનરલ હર્ટઝોગે અને રાષ્ટ્રવાદીઓએ આ નિર્ણયનો અર્થ દક્ષિણ આફ્રિકાની પ્રજાને સમજાવતો ખુલાસો કર્યો કે દક્ષિણ આફ્રિકા હવે સંપૂર્ણ સ્વતંત્ર દેશ છે. તે ઇચ્છે તો પ્રજાસત્તાક જાહેર કરી શકે. તેને ગ્રેટ બ્રિટન યુદ્ધમાં ઉતરે છતાં, તટસ્થ રહેવાનો હક છે. તેને પરદેશો સાથે સ્વતંત્ર કોલકરાર કરવાનો હક છે. તે પ્રીવી કાઉન્સીલની અપીલ પણ રદ કરી શકે છે, વીગેરે.

હર્ટઝોગવાદીઓએ આ નિર્ણયને અમલમાં મૂકવામાં જરાયે સમય ન વિતાડયો. દક્ષિણ આફ્રિકામાં સાધનસંપન્ન અંગ્રેજ પક્ષની મદદ વગર પ્રજાસત્તાક સ્થાપવું કેવળ અશક્ય એટલે પ્રજાસત્તાકની વાત પડતી મૂકાઇ. પણ હર્ટઝોગ સરકારે અંગ્રેજોનો સખ્ત વિરોધ છતાં વાવટાનો ખરડો તો પસાર કરી દીધો અને દક્ષિણ આફ્રિકાનો રાષ્ટ્રધ્વજ રોપ્યો.

જર્મની, ઇટાલી વિગેરે દેશો સાથે સ્વતંત્ર કોલકરાર કર્યા અને જુદા જુદા દેશોમાં પોતાના કોન્સલો મૂકયા.

હિંદી પ્રશ્નનો ફડચો કરવા માટે હિંદના પ્રતિનિધિઓ સાથે તેણે સ્વતંત્ર મંત્રણા ચલાવી અને તેવી રીતે દરેક બાબતમાં ઇંગ્લાંડના લાભનો વિચાર કરવાને બદલે પોતાના લાભનો વિચાર કરી આત્મ-નિર્ણયનો હક અમલમાં મૂકયો.

રાષ્ટ્રસંઘની બેઠકોમાં પણ તે પોતાનો સ્વતંત્ર આવાજ રજુ કરવા લાગ્યું. દેશનો આંતરિક કારભાર પણ માત્ર દ. આફ્રિકાના હિતનો વિચાર કરીનેજ ચલાવાય છે. ડચોની સમાનતા મેળવાઇ છે આટલુંજ નહિ પણ રાજદ્વારી ક્ષેત્રમાં તો તેઓની સર્વોપરિતા સ્થપાઇ ચુકી છે.

ખેડુતવર્ગ—જેનો મોટો સમુહ ડચ છે—તેઓનું રક્ષણ એક મુદ્રાલેખ તરીકે સ્વીકારાયું છે. મુડીવાદીઓની ચૂસણનીતિ અટકાવવા મજુરો, કામદારો અને નોકરોના પગારો વધારવાની નીતિ અખત્યાર કરવામાં આવી છે.... આફ્રિકાન્સ ભાષાને સમાન સ્થાન અપાયું છે. સરકારી નોકરી મેળવનારને માટે બન્ને ભાષાનું જ્ઞાન ફરજિયાત રખાયું છે.

જનરલ સ્મટસે બ્રિટિશ સામ્રાજ્યની દક્ષિણ આફ્રિકાના કારભાર પરત્વેની લાગવગ ઘટાડી અને જનરલ હર્ટઝોગે, તેને પાંગળી કરી. આજે બ્રિટિશ સામ્રાજ્ય દ. આફ્રિકામાં માત્ર નામનું રહ્યું છે. તેના નામથી લોકો આકર્ષાતા નથી અને ચમકતાયે નથી.

દ. આફ્રિકાનો કારભાર, જાણે બ્રિટિશ સામ્રાજ્યની હસ્તી ન હોય એવી રીતે ચલાવાય છે.

ઇ. સ. ૧૯૩૩ માં પ્રજા હૃદયમાં પલટો થયો અને જનરલ હર્ટઝોગ તથા જનરલ સ્મટસે ભૂતકાળને વીસરી જઇ ઐક્ય કરવાની મંત્રણા આરંભી. એ મંત્રણાના મુળ સિદ્ધાંત તરીકે જનરલ હર્ટઝોગે નીચલા મુદ્દાઓ રજુ કર્યા તે પણ ડચ

રાજદ્વારીના વિજયસૂચક હતા અને તેને નેશનાલીસ્ટ પાર્ટી અને સા. આ. પાર્ટી બન્નેએ સ્વીકાર્યા. તે મુદ્દાઓ આજે ઐતિહાસીક બની ગયા છે. તે નીચે પ્રમાણે છેઃ

(૧) દ. આફ્રિકાની સ્વતંતા અને રાષ્ટ્રીય ધોરણ પર દેશનો કારભાર ચાલે.

(૨) દેશનો સ્વતંત્ર રાષ્ટ્રધ્વજ છે તેમ રહે. દ. આફ્રિકાનું રાજતંત્ર આજની જેમ રહે. કોઈ પ્રાંતોને વધારે પડતી સત્તા ન અપાય.

(૩) આફ્રિકાન્સ અને અંગ્રેજી ભાષા બોલતા વિભાગોના લાભો જોવાય છતાં હક સરખાજ રહે.

(૪) વસ્તીના બધા ભાગોના લાભો જોવાય, છતાં ખેડુત વસ્તીના લાભ તરફ ખાસ લક્ષ અપાય.

(૫) દ. આફ્રિકાના મજુરને યોગ્ય રહેણીકરણીની ખાતરી અપાય અને સુધરેલી મજુરનીતિ કાયમ રહે.

(૬) દેશી પ્રશ્નનો સંતોષકારક ફડચો આણવા માટે પ્રયાસ થાય. ગોરી સંસ્કૃતિની જરૂરીઆતોને અગ્રસ્થાન અપાય અને ગોરા અને કાળાનાં જુદાં પ્રતિનિધિત્વ માટે વ્યવસ્થા થાય.

(૭) આપણાં નાણાંવડે એ મુડીનાં સાધનોને રક્ષણ અપાય.

ડચ વિજયરૂપી આ શરતો અંગ્રેજોનેય સ્વીકારવી પડી અને તેઓના ડચ સરદાર જનરલ સ્મટ્સે તેને વધાવી અને દ. આફ્રિકાએ રાજદ્વારી ચમત્કાર જોયો. બાળ—શત્રુઓ મિત્રો થયા અને અંગ્રેજ—ડચ સંયુક્ત પ્રધાન મંડળ જનરલ હર્ટ્ઝોગની સરદારી નીચે હસ્તીમાં આવ્યું. પણ આ પરિસ્થિતિ કેપના રાષ્ટ્રવાદી નેતા ડૉ મલાનને અને પ્રજાસત્તાકવાદી પક્ષને ન રૂચી. તેણે ડચ—અંગ્રેજ ઐક્ય સામે બંડ ઉઠાવ્યું અને જનરલ હર્ટ્ઝોગ સામે યુદ્ધના મોરચા માંડયાં. ડૉ. મલાન એક નિડર અને નિષ્ણાત રાજદ્વારી છે દ. આફ્રિકામાં ડચ પ્રજાસત્તાકનાં સ્વપ્નાં સેવનાર બ્રિટિશ સામ્રાજ્યવાદનો કટ્ટરમાં કટ્ટર શત્રુ પણ એ જ ડૉ. મલાન છે. તેની વિચારણા એવી વહે છે કે દક્ષિણ આફ્રિકાને સંપૂર્ણ સ્વતંત્ર પ્રજાસત્તાક બનાવવું, એની જાહેરાત માત્ર નોટીસ આપીને જ કરી દેવી. ઇંગ્લાંડથી અંગ્રેજ ગવર્નર—જનરલ આવે એ સ્થિતિ તેને દેશના અપમાનરૂપ લાગે છે. પોતાની પ્રજાસત્તાકની મહેચ્છા પૂર્ણ થાય તે દરમિયાન ડૉ. મલાન એમ માગે છે કે રાજા 'જ્યોર્જ' પાંચમાને દક્ષિણ આફ્રિકાના 'જ્યોર્જ' પહેલા તરીકે ઓળખાવવો, ગ્રેટ બ્રિટન યુધ્ધમાં ઉતર્યું હોય ત્યારે દ. આફ્રિકા તટસ્થ રહી શકે એ હક્ક કબુલ કરાવવો અને પ્રિવિ કાઉન્સીલની અપીલો રદ કરાવવી. તેણે એવી કુનેહ બુદ્ધિથી કામ લીધું છે કે જનરલ હર્ટ્ઝોગ બે ત્રણ વાર તેમને હાથે મ્હાત થયા છે.

ડૉ. મલાનને દ. આફ્રિકાના પ્રજાસત્તાકવાદીઓનો સંપૂર્ણ ટેકો છે. પ્રજાસત્તાકવાદીઓનું ધ્યેય દ. આફ્રિકાને બ્રિટિશ સામ્રાજ્યથી અને બ્રિટિશ તાજથી તદન અલગ સંપૂર્ણ આઝાદ પ્રજાસત્તાક બનાવવાનો છે. દ. આફ્રિકાની પાર્લામેંટના સ્પીકરની પત્ની મિસીસ ઇ. જી. જેન્સનના મત પ્રમાણે આજની સ્વતંત્રતા ખરી સ્વતંત્રતા નથી. તે કહે છે કેઃ

"આપણી સ્વતંત્રતા નેશનલ પાર્કના સિંહ જેવી છે. અમુક મર્યાદિત વિભાગ-

માંજ આપણે સ્વતંત્ર છીએ. આપણે જો ઢીલચાલ કરીએ તો આપણી સામે સામ્રાજ્યવાદ, પરદેશી લાગવગ અને મુડીદાર ડખલગીરીનાં પ્રબળ તત્વો ખડાં થાય છે. આ તત્વો આપણે દૂર કરવા માગીએ છીએ."

- આ વિરોધ જનરલ હર્ટઝોગને ડંખ્યો. રાષ્ટ્રવાદીઓ છિન્નભિન્ન થઇ જાય એ તેમને ન રૂચ્યુ. તેણે ડૉ. મલાનને સંતોષ આપે એવા બંધારણના ખરડા ઘડયા, ડૉ. મલાન સાથે મંત્રણાઓ કરી તેને મનાવ્યો તેના પક્ષ તરફથી રજુ થયેલ બાબતો માન્ય રાખી અને ડચ ઐક્ય ટકાવ્યું. જનરલ સ્મટસ ભડકયો, રાજીનામું આપવા તૈયાર થયો, જનરલ હર્ટઝોગે તેને મનાવ્યો અને દેશનું વાતાવરણ પલટાવી દીધું અને આ દેશના સામ્રાજ્યવાદીઓ ઉપર ફરી વિજય મેળવ્યો.

જનરલ હર્ટઝોગે ઘડેલા આ રાજતંત્રના ખરડાઓએ દ. આફ્રિકાની સંપૂર્ણ સ્વતંત્રતા પર મહોર મારી છે. વેસ્ટમીનીસ્ટર એકટને યુનીયનના એકટમાં દાખલ કર્યો, રાજા જયોર્જને દ. આફ્રિકાના રાજા તરીકેજ નમન કરવું એમ ઠરાવ્યું. બ્રિટિશ પાર્લમેન્ટ અને બ્રિટિશ પ્રધાનમંડળની સત્તાનો સદંતર નાશ કર્યો. બ્રિટિશ શહેરીને નામે અપાતા હક્કો દુર કર્યા અને રાજાએ દ. આફ્રિકાના પોતાના પ્રધાનોની સલાહ પ્રમાણે ચાલવું એમ ઠરાવ્યું.

જયાંસુધી દ. આફ્રિકા પ્રજાસત્તાક ન થાય ત્યાંસુધી તેને આટલી સત્તા અખત્યાર કરવી ઘટે એવી પહેલેથી જ ડૉ. મલાનની માગણી હતી અને તે-બહારથી જુદું-સ્વરૂપ બતાવવામાં આવે છતાંયે-સ્વીકારવામાં આવી. એવું વાતાવરણ ઉભું કરવામાં આવ્યું. બન્ને જનરલોએ એવી યુક્તિ રચી કે અંગ્રેજો તેથી સંતોષ પામવા લાગ્યા.

ઘણા અંગ્રેજો તો વફાદારીના જોસમાં બોલી ઉઠયા: "જો સ્મટસને સંતોષ થયો તો અમોનેય સંતોષ થયો." સ્મટસ કદીએ 'ગરદન નહિ મારે" વિગેરે. સાઉથ આફ્રિકન પાર્ટીની કોકસમાં આ ખરડાઓ ક્રાંતિકર નથી; તેઓ તો વેસ્ટમીન્સ્ટર એકટના માત્ર ફણગારૂપે જ છે; તે સ્વીકારવા માટે કશો વાંધો ઉઠાવી ન શકાય એવો ખુલાસો થયો અને સભ્યોએ તે ખરડાઓને સ્વીકારવા ઇચ્છા દર્શાવી.

જનરલ હર્ટઝોગના ખરડાઓ રાજદક્ષતા વડે પસાર થઇ ગયા અને તે સાથે બ્રિટિશ પાર્લામેન્ટની રહી ગયેલી જરા તરા સત્તાએ અદ્રશ્ય થઇ. પણ એક પ્રશ્ને બંધારણશાસ્ત્રીઓ અને રાજદ્વારીઓને માથું ખંજવાળતા કરી દીધા. એ પ્રશ્ન તે રાજાની વિભક્તતાનો. સામ્રાજ્યવાદી ધારાશાસ્ત્રીઓની દલીલ એ છે કે વેસ્ટમિન્સ્ટર એકટનો અર્થ કોઇએ સંસ્થાન યુદ્ધ સમયે તટસ્થ રહી શકે કે રાજાની વિભક્તતા કરી શકાય એવો થતોજ નથી. એવી માન્યતાજ કલ્પના શક્તિને ભ્રમણામાં નાંખનારી છે. એકજ રાજા જુદા જુદા અંગ તરીકે કામ ન કરી શકે. આંતર-રાષ્ટ્રિય કાયદો, રાજ્યના એકજ વડાને, એટલે રાજાવાદી દેશોમાં માત્ર રાજાનેજ, અને પ્રજાસત્તાકવાદી દેશોમાં માત્ર પ્રમુખનેજ સ્વીકારે છે. એટલે કોઇ રાજા કે પ્રમુખના સાત આઠ ભાગ પાડી ન શકાય અને કોઈ એવી દલીલ ન કરી શકે કે "તમો ઓસ્ટ્રેલીઆના રાજા હોવાથી હું તમારાપર હુમલો કરીશ;

પણ કેનેડાના રાજા તરીકે તમોને હું મદદ કરીશ, તમો ફ્રાંસના પ્રમુખ હોવાથી હું તમોને ગોળીથી વિંધીશ. જ્યારે મોરોક્કોના પ્રમુખ તરીકે હું તમારા જખમ રૂઝવીશ."

બીજાઓ દાવો કરે છે કે ભૂતકાળમાં એવું બન્યું છે. એક જમાનામાં ગ્રેટ બ્રિટન અને હેનોવર બ્રિટનના રાજા જ્યોર્જ પહેલાના એકજ સામાન્ય શાસન હેઠળ હોવા છતાં તેઓ બીજા દેશો સાથે યુધ્ધે ઉતરેલા અને એકમેક તટસ્થ રહી શકેલાં.

આપણે તો બંધારણવાદીઓને એની માથાકુટ કરવાનું સોંપીને એટલું કહીશું કે દ. આફ્રિકાએ સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરી છે, અને બ્રિટનની લાગવગ શુન્ય બની છે એ સત્યવાત સહુકોઇને સ્વીકાર્યા વગર છુટકો નથી.

બ્રિટિશ સરકારે સંસ્થાનોને ગ્રેટબ્રિટનના મિત્ર રાખવા વેસ્ટમિન્સ્ટર એક્ટ પસાર કર્યો અને સંસ્થાનોની સ્વતંત્રતાપર વજન મુક્યું હતું એ વસ્તુસ્થિતિ આપણને એટલું દર્શાવે છે કે બ્રિટન અને સંસ્થાનો વચ્ચે અગાઉના જેવો ભાઇચારો રહ્યો નથી. સંસ્થાનોએ પોતાની સ્વતંત્રતા માટે પડકાર કર્યો હતો અને બ્રિટિશ સરકારને મને કે કમને તેઓની એ સંપૂર્ણ સ્વતંત્રતાનો સ્વીકાર કરવો પડયો. આજે બ્રિટિશ સરકાર સંસ્થાનોની નૈતીક ફરજ પર ભાર મુકે છે અને તેઓ ગ્રેટ બ્રિટનને પડખે ઉભાં રહેશે એમ ઇચ્છે છે, પણ થોડાં વર્ષ વીતતાં એ જોશે કે સંસ્થાનો બ્રિટિશ રાજદ્વારીઓના વ્યુહોમાં ફસાવાને બદલે પોતપોતાના દેશોનાજ લાભ વિચારી પોતાની રાજનીતિ ઘડશે. તેઓ યુદ્ધ વખતે પણ તટસ્થ રહી શકશે અને ખુદ બ્રિટિશ લાભો વિરૂદ્ધ પણ કાયદા ઘડી શકશે.

દક્ષિણ આફ્રિકાને સંપૂર્ણ સ્વતંત્રતાને પંથે દોરનાર જનરલ હર્ટઝોગ અને જનરલ સ્મટસની રાજદક્ષતાને ધન્ય છે. તેઓએ બ્રિટીશ સામ્રાજ્યવાદીઓને એટલા પાંગળા બનાવ્યા છે કે તેઓની બુદ્ધિ બહેર મારી ગઇ છે અને તેઓને આ બે પુરૂષો દોરે તેમ દોરાવાનો સમય સાંપડયો છે.

બિચારા અંગ્રેજો! ક્યાં ઇંગ્લાંડના મુસદ્દી અંગ્રેજો અને ક્યાં દક્ષિણ આફ્રીકાના હલકી પંક્તીએ પાછળ ચાલનાર અંગ્રેજો?

હિંદના રાજદ્વારીઓએ ઉચ્ચ રાજદક્ષતાનો અભ્યાસ કરવાની ખાસ જરૂર છે. વર્તમાન આફ્રિકાના સૂત્રધારો જનરલ હર્ટઝોગ અને જનરલ સ્મટસે આ દેશને જગતના રાજદ્વારી ક્ષેત્રમાં સ્થાન અપાવ્યું છે અને ઓગણીસમી સદીની યાતનાઓને દૂર કરી સ્વતંત્રતાની કુચ આબાદ રીતે પાર પાડી છે. *

---

* દક્ષિણ આફ્રિકાની કોમો અને પ્રશ્નો પર થોડા વખતમાં પ્રગટ થનાર પુસ્તકનું એક પ્રકરણ લેખક.



# જીવન-પલટો

એક ટુંકી વાર્તા

લેખક: દયાશંકર ભ. કવિ

"મહેરબાની કરી એક ગરીબ, ભૂખ્યા આદમીની કંગાળ હાલત પર જરા ધ્યાન આપશો સાહેબ ? ત્રણ દિવસથી મ્હેં કાંઈ ખાધું નથી થોડું ક ખાઇ રાત્રે કયાંક પડી રહેવાને મ્હારી પાસે રાતી પાઇ પણ નથી. હું પાંચ વર્ષ સુધી એક ગામમાં શાળાનો શિક્ષક હતો પણ શાળાના વ્યવસ્થાપક મંડળના મેમ્બરોના કાવાદાવાથી મ્હારી નોકરી છુટી ગઇ છે." એક ચિંથરેહાલ વ્યક્તિએ એક સુખી સજ્જન પાસે આવી મદદની માગણી કરી.

એ સુખી સજ્જન પુરૂષ તે મુંબાઇના એક જાણીતા વકીલ ધર્મદાસ છે ધર્મદાસ પોતાને એક દયાવાન અને દાની પુરૂષ સમજે છે, અને એ વાતનો એમ્હેને સદૈવ ગર્વ પણ રહે છે.

વાલકેશ્વર પર આવેલા પોતાના બેઠા ઘાટના બંગલાની રસ્તા પર પડતી ગેલેરીમા બેસી રસ્તે જતી આવતી માનવમેદનીની ધમાલ જોતા ધર્મદાસ બેઠા છે ત્યાં એક દુર્બળ, બીમાર અને ચિંથરેહાલ વ્યક્તિએ આવી કાંઇક મદદ આપવાને ઉપર મુજબ માગણી કરી. આવનાર વ્યક્તિએ બહુંજ મેલો અને અનેક જગ્યાએ ફાટી ગયેલો સફેદ કોટ પહેર્યો હતો. એના ફાટયાતુટયા જોડા ધુળ અને કાદવથી ખરડાયેલા હતા. ત્હેની લાલચોળ અને ચડેલી આંખો જોતાં ત્હેને દારૂ પીવાની આદત હોય તેમ જણાતું હતું. બહુજ બારીકાઇથી જોતાં ધર્મદાસને યાદ આવ્યું કે એ વ્યક્તિને ત્હેણે કયાંક જોયેલ છે.

"મહામહેનતે મ્હને હવે સુરત જીલ્લામાં નોકરી મળે છે; પણ ત્યાં જવાને મ્હારી પાસે પૈસા નથી. એ મુશ્કેલી ટાળવા માટેજ હું આપની મદદ માગવા આવ્યો છું. મદદની માગણી કરતા મ્હને શરમ આવે છે પાસે પણ આવી મુફલિશ સ્થિતિને લીધે હું લાચાર છું." એ ચિંથરેહાલ વ્યક્તિએ મદદ માગવાનુ કારણ દર્શાવતાં પોતાની લાચાર હાલતનું દીગ્દર્શન કરાવ્યું.

ધર્મદાસની દ્રષ્ટિ એકાએક એની ટોપી પર પડી ટોપી જોતાંજ સ્મરણ થયું કે આ વ્યક્તિને એણે ગોળ પીઠા પર ટ્રામ પાસે ભીખ માગતાં જોયેલ છે.

"હું તો પરમ દિવસે મ્હને ગોળ પીઠા પર ટ્રામ પાસે મળ્યો હતો ને ? ત્યારે તો

તું કહેતો હતો કે કોઇ છૂપી રાષ્ટ્રીય સમિતિમાં ભાગ લેવાના કારણે મ્હને કોલેજમાંથી કાઢી મુક્યો છે. આજે વળી તું કહે છે કે એક ગામમાં શાળાનો શિક્ષક હતો !" "ધર્મદાસસે પોતાની યાદશક્તિ કાંઇક તાજી કરતાં વધુ શંકાશીલ થઇ પુછ્યું.

"નહિં. નહિં. એવું મ્હેં કદી આપને કહ્યું નથી. આપની એમાં ભૂલ થાય છે. હું તો એક ગામમાં શાળાનો શિક્ષકજ હતો. આપની ઇચ્છા હશે તો હું મ્હારા બધાંયે સર્ટીફીકેટ આપને બતાવીશ." તે વ્યક્તિએ કાંઇક ગભરાઇ જઇ લથડતી જીભે જવાબ આપ્યો.

"બસ, બસ, હવે એ બધી ચાલાકીઓ જવા દે. શું તું મ્હારી આંખો, મ્હારા કાનોને જુઠા સાબીત કરવા માગે છે ? આ રીત બહુજ શરમભરેલી છે. આ તો નરી હમાઇજ કહેવાય. સબુર કર. મ્હને પોલીસને બોલાવવા દે. બેઇમાન બદમાશ ! તું શું કરવા માગે છે ! કોઇ ભલા માણસની આંખમાં ધૂળ નાખી શું હેને લુંટવા માગે છે ! તું ગરીબ અને ભૂખ્યો છે એટલે આવી નિર્લજ્જતાથી જુઠું બોલે છે એ વ્યાજબી ન કહેવાય." ઘૃણા અને ક્રોધથી ધર્મદાસનો ચહેરો લાલચોળ થઇ ગયો, અને એ ચિંથરેહાલ વ્યક્તિથી મ્હોં ફેરવી તે ક્રોધથી બોલ્યા.

એ ચિંથરેહાલ વ્યક્તિ કોઇ આંતરિક ભયથી કંપવા લાગ્યો. પોતાની પીઠ પાછળની ભીંતને અઢેલીને તે એક પત્થરની માફક ઉભો રહ્યો. જાળમાં ફસેલા પક્ષીની માફક હતાશ થઇ તે ધર્મદાસના ઓરડામાં ચારે બાજુ જોવા લાગ્યા.

બીજા પ્રમાણપત્રો બતાવી ખાત્રી કરી આપીશ સાહેબ !" કાંઇક હિંમત લાવી ધ્રુજતા અને થોથરાતા અવાજે તેણે કહ્યું.

"પણ હવે ત્હારી વાત પર મ્હને વિશ્વાસ ક્યાંથી બેસે ! રાષ્ટ્ર માટે પીડિત વિદ્યાર્થીઓ અને ગ્રામ્ય પાઠશાળાના શિક્ષકો પ્રતિ જનતાની જે સ્વાભાવિક સહાનુભૂતિ હોય છે તેનો તું ત્હારા તુચ્છ સ્વાર્થ માટે ગેરલાભ ઉઠાવવા માગે છે. બહુજ શરમભરેલું છે. આનાથી બીજી વધુ નીચતા કઇ હોઇ શકે !" ધર્મદાસે પહેલાંની માફકજ ઉત્તેજીત થઇ કહ્યું. એ શિક્ષિત ભિખારીના જુઠાં બોલવા પર ધર્મદાસના હૃદયમાં રહી રહી ઘૃણા ઉપજતી હતી. ધર્મદાસ પોતાને એક દયાવાન અને દાની પુરૂષ સમજતો હતો અને એ બાબતનો એને ગર્વ હતો, પણ આ વ્યક્તિની અત્યંત નિંદ્ય પ્રવૃત્તિથી એની એ મનોવૃત્તિ પર સખ્ત આઘાત પહોંચ્યો. અત્યાર સુધીની એની દાનશીલતાની જે ધારા અસ્ખલિત પ્રવાહે વહી રહી હતી, તેની વચ્ચે આજે જાણે એક મ્હોટો કાળમીંઢ પત્થર પડી એની અવિરત ગતિને રોકી રહેતો હોય તેમ ત્હેને લાગ્યું. એને શંકા થવા લાગી કે 'જે ભિખારીઓને અત્યાર સુધી મદદ કરી છે, દાન દીધું છે ત્હેમાનો મ્હોટો ભાગ શું આવા જુઠા આદમીના જેવો હરામ હશે !'

તે શિક્ષિત ભિખારીએ કંઇકવાર સુધી પોતાની વાત પકડી રાખી અનેક સોગન ખાઇ તે કહેવા લાગ્યા કે 'પોતે શાળાનો એક શિક્ષકજ છે. છતાંય ત્હેને આજે સ્પષ્ટ જણાયું કે એની એ વાતથી—એની

"માફ કરજો સાહેબ ! આપનું કહેવું તદ્દન સાચું છે ! હું ખરેખર જુઠુંજ બોલ્યો છું. હું વિદ્યાર્થી કે શાળાનો શિક્ષક કાંઇજ નથી, એ બધી બનાવટી વાતો છે. સાચું કહું તો હું એક નાટક કંપનીમાં નોકર હતો પણ દારૂની બુરી આદતથી મ્હને ત્યાંથી રૂખસદ મળી છે. પણ હું શું કરૂં ? મ્હારી આ સાચી વાત પર હવે આપ વિશ્વાસ કરો. જુઠું બોલ્યા સિવાય મ્હારૂં કામ ચાલતું નથી. જો હું સાચું બોલું તો મ્હને કોઇ ફુટી કોડી પણ ન આપે અને ખાવાપીવાના સાંસા પડે અને ફુટ પાથરી પર સુવું પડે. આપે જે કાંઇ કહ્યું છે તે સર્વ સત્ય છે; પણ સાહેબ, હું શું કરૂં" અને શરમથી માથું નીચું રાખી એ શિક્ષિત ભિખારીએ સાચી વાત કહી દીધી.

"શું કરૂં તેમ ત્હું પુછે છે ?" ધર્મદાસે ખુરશી પરથી ઉભા થઇ એની પાસે જઇ આવેશપૂર્વક બોલવા માંડયું—"કોઇ કામ કરો કામ ! મહેનતની રોટલી ખાઓ."

"હા...મ ! એ હું પણ જાણું છું. પણ આ બેકારીના જમાનામાં ક્યાંય કામ મળે તો ને ?"

"એ બધી નકામી વાત છે ! ત્હું જુવાન આદમી છે. ત્હારાં શરીરમાં શક્તિ છે. જો ઇચ્છે તો જરૂર કામ મળી શકે. પણ મુશ્કેલી તો એ છે કે ત્હું આળસુ છે. મફત ખાઈ ત્હારા હાડકાં હરામનાં થઇ ગયાં છે. વળી ત્હું દારૂ પી મજા માણે છે. જો ત્હારૂ મ્હોં કેવી દુર્ગંધ મારે છે. દારૂની આ દુર્ગંધથી ત્હારી પાસે કોઈ ઉભો પણ રહી શકે નહિ. ત્હારી રગેરગમાં બદમાશી અને બેઇમાની ભરી છે. કેવળ ભીખ માગવી અને જુઠું બોલવું આ સિવાય ત્હું કોઇ બીજા કામને લાયક નથી રહ્યો ! ત્હારા જેવા લોકોને તો ઑફીસમાં બેસી લખવા વાંચવાનું કામ જોઇએ. માસિક પગાર ઉપરાંત બીજા કોઈ ઉપાયથી ખીસ્સુ તર કરવું જોઇએ. આવું કામ મળે તોજ ત્હારા જેવા લોકો રાજી રહે, પણ જો મહેનત મજુરીનું કામ કરવાનુ કહેવામાં આવે તો પારાવાર નાખુશી અને દુઃખ પેદા થાય. હું ખાત્રીપૂર્વક કહું છું કે ત્હને કુલી કે મજુર થવું પસંદ નહિ પડે." ધર્મદાસે આજકાલ મધ્યમ વર્ગના બેકારોની મનોવૃત્તિનો ખ્યાલ આપતાં કહ્યું

"આપ સાચું કહો છો પણ મ્હને મજુરીનું કામ ક્યા મળે છે ? હું હવે દુકાન પર બેસી માલ વેચવાનું કામ પણ કરી શકું તેમ નથી કારણકે મ્હને બચપણથી એવું શિક્ષણ મળ્યું નથી. ઘરનું કામકાજ કરવાની પણ મ્હને નોકરી મળતી નથી, કારણકે હું નોકર વર્ગનો નથી. કોઇ કારખાનાં કે મીલમાં પણ મ્હને કામ નથી મળતું કારણકે હરેક કામ માટે પહેલાંથી થોડો ઘણો અનુભવ તો જોઇએ." એ શિક્ષિત ભિખારીએ બેકારીનાં કારણ દર્શાવતાં પોતાનાં હૃદયની વેદના કહેવા માંડી.

"એ બધી નકામી વાત છે. કાંઈ ને કાંઇ બહાનું બતાવવાનું ત્હમે આળસુ લોકો શિખ્યા છો. ત્હું લાકડાં કાપવાનું કામ પસંદ કરશે ?"

"શા માટે નહિ ? પણ આપને માલુમ હશે કે આજકાલ લાકડા ફાડવાવાળા પણ બેકાર બેઠા છે."

"બધીએ વાતમાં બેકારીની દલીલ કરવી નકામી છે. જો ત્હમને લોકોને કામ મળે છે તો તે કરવાને ઇન્કાર પણ તુરત કરો છો. હું ત્હને લાકડા ફાડવાનું કામ આપું તો શું ત્હું કરશે ?"

"શા માટે નહિ? જરૂર કરીશ."

બહુ સારી વાત છે. જોઉં છું કે ત્હું કેવું કામ કરે છે"

ધર્મદાસ એ વ્યક્તિને કંઇક તંગ કરી તમાસો જોવાને ચાહતો હતો એટલે ત્હેણે તુરત પોતાની રસોયણને બોલાવી. રસોયણ આવી એટલે ત્હેને સુચના આપી કે 'આપણી લાકડાની વખારમાં લાકડાના મ્હોટા ઢીમચાં પડયાં છે તે બળતણ માટે આની પાસે ફડાવી લેવાં.

તે દુર્બળ અને ચિંથરેહાલ વ્યક્તિ—શિક્ષિત ભિખારી અનીચ્છાપૂર્વક રસોયણની પાછળ પાછળ ગયો. એણે નહોતું ધાર્યુ કે વકીલ સાચોસાચ ત્હેને લાકડાં ફાડવાનું કામ આપશે એની મુખાકૃતિથી સ્પષ્ટ જણાતું હતું કે ભુખના દુઃખથી વ્યાકુળ થઇ પૈસા કમાવાની લાલચે એ આવું કામ કરવાને રાજી ન હતો પણ આત્મ-સન્માનના ભાવથી પ્રેરાઇ પોતાનું બોલવું સાચુ કરવા માટે તે તૈયાર થયો હતો. એ પણ સ્પષ્ટ દેખાતું હતું કે વકીલની વાતની એના પર યથેષ્ટ અસર થઇ હતી એની તબીઅત પણ ઠીક ન હતી અને આ વખતે કામ કરવાની એને બિલકુલ ઇચ્છા પણ ન હતી.

ધર્મદાસ વકીલ પોતાની ઓફિસમાં ચાલ્યો ગયો અને લાકડાંની વખાર તરફ પડતી બારી પાસે ખુરશી નાખી બેઠો. લાકડાંની વખાર ટીનના પતરાની બનાવેલી હતી. ઉન્હાળાના સખ્ત તાપથી લુહારની ભઠ્ઠી માફક એ તપતી હતી. રસોયણ અને શિક્ષિત ભિખારીને બપોરની સખ્ત ગરમીથી ભઠ્ઠી માફક તપતી લાકડાની વખાર તરફ જતાં ત્હેણે જોયાં, રસોયણે પોતાના સંગાથીને એક વાર ત્હેણે ક્રોધથી લાકડાંની વખારનું તાળું ખોલ્યું અને જોરથી ધક્કો મારી બારણું ખોલ્યું. ધર્મદાસે આ દૃશ્ય જોઇ વિચાર્યું કે ભણેલો કદાચ ચાહ પીતો હશે અને વચમાંજ મ્હેં એને બોલાવી છે તેથી ખરેખર તે નારાજ થઇ લાગે છે. ચાહ એના શરીરનો એક માત્ર આધાર છે. દિનભરમાં એને ચાર પાંચ વખત ચાહ પીવાની ટેવ હતી.

પછી ત્હેણે પેલા ઠગ શાળાના શિક્ષકને લાકડાના એક ઢીમચાં ઉપર બેસતો જોયો. ત્યાં એ પોતાના બન્ને ગાલો પર હાથ ટેકવી વિચારમગ્ન અવસ્થામાં થોડીક વાર બેસી રહ્યો. ત્યાં રસોયણે એના પગ પાસે એક કુહાડી ફેંકી. એણે ઢીલા હાથે લાકડાનું એક ઢીમચું ખેંચી પોતાના બન્ને પગ નીચે રાખ્યું; અને કુહાડીના ઘા મારવા લાગ્યો. એ ઘાથી ઢીમચું ફાટવાને બદલે દૂર જઇ પડયું. ફરીથી એણે ઢીમચું બરોબર ગોઠવી ઘા મારવા માંડયા પણ ફરીથી પહેલાંની માફકજ બન્યું. આ પ્રમાણે બે ચાર ઘા મારતાંજ એનું શરીર પરસેવાથી રેબ ઝેબ થઇ ગયું. એના કપાળ પરથી પરસેવાના બિન્દુઓ ટપકવા લાગ્યાં.

આ દૃશ્ય જોઇ ધર્મદાસ વકીલનો ક્રોધ ઉતરી ગયો. એના હૃદયમાં પસ્તાવો થવા લાગ્યો કે "એણે એક અણુપઢેલ, દુર-બળા અને બીમાર આદમીને બપોરના ધૂમ તડકામાં લાકડાં ફાડવા કહ્યું છે." આટલો પસ્તાવો કરતાંજ એને તુરતજ વિચાર આવ્યો કે "એમાં કાંઇ હરકત નથી. મ્હેં એનાં ભલા માટે જ—એની આદત સુધારવા માટેજ કામ સોપ્યું છે." આવા વિચાર કરતો કરતો ધર્મદાસ વકીલ પોતાન

એક કલાક પછી રસોયણે આવી ખબર આપી કે લાકડાં ફાડી નાખ્યાં છે.

"સારૂં. લે આ આઠ આના. એને આપી દે. એને કહે કે જો ત્હેની મરજી હોય તો તે દર મહિનાની પહેલી તારીખે આંહિં આવી લાકડા ફાડી જાય."

બીજે મહિને બરોબર પહેલી જ તારીખે તે ફરીથી આવ્યો અને લાકડા ફાડી આઠ આના કમાઇ ગયો. ત્યારે પણ ત્હેનામાં ઉભા રહેવાની તાકાત નહોતી દેખાતી.

ત્યાર પછી તે ધર્મદાસના બંગલે અવાર નવાર આવવા લાગ્યો અને કાંઇને કાંઇ કામ કરી જતો. કોઇક દિવસ તે ધર્મદાસની બેઠક અને અભ્યાસગૃહ સાફસુફ કરી જતો અને કોઇક દિવસ ખુરસી ટેબલ સાફ કરી જતો. આવાં નજીવાં કામો કરવાથી એને આઠ આનાના પૈસા સહેલાઇથી મળી જતા. એક વાર તો ધર્મદાસે પોતાનું ખમીસ પણ એને આપ્યું.

ગરમી સખ્ત પડતી હોવાથી ધર્મદાસે મહાબળેશ્વર હવા ખાવા જવાનો નિશ્ચય કર્યો. મુસાફરીનો સામાન બંધાવીને જાવા પહેલાં મહાબળેશ્વર મોકલવાનો હતો, ત્યાં પેલો શિક્ષિત ભિખારી આવી પહોંચ્યો. આજે એણે દારૂ પીધો નથી; છતાંય તે સામાન ઉંચકી લાવવાના કાર્યમાં વધુ મહેનત કરતો ન હતો. ગરમીથી તે બહુ વ્યાકુળ થયેલો દેખાતો હતો. બીજા મજુરો એની સુસ્તી, દુબળતા અને મોટાં માણસ પહેરે એવો તેનો કોટ બધીય ઠેકાણે ફાટી ગયો હતો તે જોઇને મશ્કરી કરતા હસી રહ્યા હતા. બધોય સામાન લારીમાં ભરાઈ ગયો એટલે ધર્મદાસ આવ્યા અને ત્હેને કહ્યું,—"મ્હારી વાતની ત્હારા પર અસર થઇ લાગે છે. ત્હેં દારૂ પીવો છોડી દીધો છે અને કામ કરતાં શરમાતો નથી. ત્હારૂં નામ શું."

"કૃષ્ણદાસ."

"કૃષ્ણદાસ, ત્હને હું સારૂં કામ આપું છું. ત્હું લખી વાંચી જાણે છે કે?"

"જી હા."

"સારૂં. હું એક ચીઠી લખી આપું છું તે લઇને કાલે ત્હું મ્હારા મિત્ર પાસે જજે. ત્હને તે જરૂર કાંઇક કામ આપશે. પણ જોજે પાછો કદી દારૂ પીતો નહિ. કામમાં દિલ પરોવજે."

કૃષ્ણદાસે ઉપકાર માન્યો. ધર્મદાસે સ્નેહ પૂર્વક ત્હેની પીઠ થાબડી હસીને જવાને ત્હેને રજા આપી. કૃષ્ણદાસ ચીઠી લઇ ચાલતો થયો. તે દિવસ પછીથી તે ધર્મદાસની પાસે કામ માગવા આવ્યો નથી.

* * *

ઉપલી વાતને બે વર્ષના વાયરા વહી ગયા છે. એક દિવસ ધર્મદાસ વકીલ કેપીટોલ સીનેમાની ટિકીટ ઑફીસ પાસે ઉભો રહી ટિકીટ લઈ રહ્યો હતો ત્યાં ત્હેણે જોયું કે એક આદમી એની પાછળ આવી ઉભો છે. એ નવા માણસે ચાર આનાના પૈસા કાઢી ટિકીટવાળાને દીધા.

"કૃષ્ણદાસ ત્હું ક્યાંથી? આજ સુધી ત્હું ક્યાં હતો? હમણા શું કરે છે? કેમ મજામાં છેને?" ધર્મદાસે પ્રશ્નોની પરંપરા કરવા માંડી.

"આપની કૃપાથી હું મજામાં છું. મ્હારી સ્થિતિ સારી છે. હમણાં હું એક બેન્કમાં કામ કરૂં છું અને માસિક પચાસ રૂપિઆ પગાર મળે છે."

"બહુજ સારી વાત છે ખરેખર ત્હને જોઇ મ્હને બહુ આનંદ થાય છે. ત્હને

યાદ છે કે જ્યારે હું મ્હારી પાસે પહેલ વહેલો આવેલો ત્યારે મ્હેં કેવો ધમકાવ્યો હતો. મ્હેં ત્હને ત્હારાં ભલા માટે ધમકાવ્યો હતો. ત્હેં મ્હારી એ વાત પર ધ્યાન આપ્યું છે એટલે ત્હને હું ધન્યવાદ આપું છું."

"આપ મ્હને ધન્યવાદ શા માટે આપો છો? મ્હારે પોતાને તો ત્હમને ધન્યવાદ આપવા જોઇએ. જો હુ એ દિવસે ત્હમારી પાસે આવ્યો ન હોત તો હજીયે હું મ્હને કોલેજનો વિદ્યાર્થી કે શાળાનો શિક્ષક તરીકે ઓળખાવતો હોત. આપને ત્યાં આવવાથીજ મ્હારૂં નવું જીવન શરૂ થયું છે. "કૃષ્ણુદાસે પોતાના નવજીવનના સષ્ટાને અનેક આશિર્વાદ આપતાં પૂર્વ દશાનું સ્મરણ કર્યું".

"હું બહુજ ખુશી થયો છું."

"આપની દયા માટે હું આપનો ઉપકારી છુ. આપે એ દિવસે જે કાંઈ કહ્યુ હતું તે મ્હારા ભલા માટેજ હતું. આપનો અને આપની રસોયણનો પણ આભારી છું. ખરો ઉપકાર તો આપની રસોયણનો છે કે જેણે મ્હને સુધાર્યો છે."

"કેવી રીતે?"

"હું આપને ત્યાં લાકડા ફાડવા આવતો હતો ત્યારે મ્હને રસોયણ કહેતી કે 'મુવો દારૂડીઓ! ત્હને મોત પણ કેમ નથી આવતું.'' આટલું કહીને તે ખેદ દર્શાવતી રોવા લાગતી. તે કહેતી કે ત્હારૂં ભાગ્ય એટલું તો પુરૂંં છે કે દુનિયામાં ત્હને કયાંય સુખ નથી. દારૂડીઆનું જીવનજ નકામું છે."

આ પ્રમાણે તે હમેશાં બોલ્યા કરતી અને મ્હારી દુરાવસ્થા માટે તે અંતઃકરણથી દુઃખી થતી હતી. મ્હારી એ હાલત પર તે આંસુ સારતી હતી. એ બધીયે આંતરિક શુભવાંચ્છના કરતા તેનું મ્હોટું કાર્ય તો તે મ્હારે ફાડવાના લાકડા પોતે ફાડી આપતી હતી તે હતું. આપને ખ્યાલ પણ નહિ હોય કે આપને ત્યાં મ્હેં કદી લાકડાં ફાડયાંજ નથી. એ દયાળુ બાઇને જોઇ મ્હારામાં એવું તો પરિવર્તન થયું કે મ્હને પોતાને પણ આશ્ચર્ય થયું. મ્હેં દારૂ પીવાની આદત છોડી દીધી. એની કઠોર અને કર્કશ વાણી—એની ગાળોનો વરસાદ મ્હને પ્યારાં લાગવા માંડયાં હું એને માતાતુલ્ય ગણવા લાગ્યો. કૃષ્ણુદાસે પોતાના જીવનપલટામાં ધર્મદાસની રસોયણનો અજબ ભાગ વર્ણવતા કહ્યું.

કૃષ્ણુદાસની એ વાત સાંભળી ધર્મદાસ સ્તબ્ધ થઇ ગયો. એક પતિતને સુધારવાને પોતે સમર્થ થયો છે એ જાણી એને અવર્ણનીય પ્રસન્નતા થઇ. એ કંઇક વાર સુધી આનન્દાવસ્થામાં ઉભો રહ્યો.

—સંપૂર્ણ—

---

# ગામડાંઓનું અનારોગ્ય

....લેખાંક....... બીજો.

.......લેખક....... પી. જે. ભટ.

## પાણીનો પ્રશ્ન

મુંબઇ શહેરમાં વસનારાઓને કદાચ કલ્પનામાં પણ નહીં ઉતરે કે ગુજરાતમાં કેટલાંય ગામડાંઓ એવાં છે કે જ્યાં પાણી માટે ત્હમારે બે ત્રણ માઇલ સુધી ચાલવું પડે છે, અને પાણી ભરનારી બેડાં દીઠ એક આનો લે છે!

આ સ્થિતિ ગુજરાતના મ્હોટા ભાગની છે. સુરત, વડોદરા અને અમદાવાદ શહેર બાદ કરીએ તો કોઇકજ મ્હોટું ગામ પાણીના નળની સગવડ ધરાવે છે!

આટલું અપુરતું હોય તેમ કેટલાંક ગામમા પાણી ખારાં છે. અને મીઠાં પાણીનો એકાદ કુવો બે ત્રણ ગામો માટે પાણીનું એક માત્ર સાધન હોય છે.

ઉત્તર ગુજરાત—ખાસ કરીને રાધનપૂર—પાલનપૂર તરફ પાણી ખારાં છે. વિરમગામ તો ખારાં પાણી માટે પંકાયેલું છે અને ગુજરાતમાં પણ ખંભાત અને તેની આજુબાજુના કુવનાં પાણી સમુદ્રજળ જેવાં ખારાં છે.

આમ પાણીનો પ્રશ્ન એ ગુજરાતના ગામડાંઓ માટે એક અતિ જરૂરનો પ્રશ્ન છે. એટલુંજ નહીં પણ ગામડાંઓનું અનારોગ્ય તેના ઉપરજ અવલંબે છે. પુરતાં પાણી વગર ગામલોકો સ્વચ્છ રહે એ આશા રાખવી ખોટી છે. હું તો કહીશ કે અશકય છે.

* * *

પાણી ક્યાં કામમાં નથી આવતું? આપણા ભોજનને માટે પાણી જોઇએ. આપણને ન્હાવાને માટે પાણી જોઇએ છીએ કપડાં ધોવા માટે, ઘર સાફ કરવા માટે, આપણાં ઢોરને પાવા માટે, તેમજ રસ્તા ઉપર છાંટવાને માટે પાણી જોઇએ. આપણાં કારખાનાંઓ માટે પાણી જોઇએ છીએ. અને આવી અનેક ન્હાની મ્હોટી જરૂરીઆત માટે પાણીની આપણને જરૂર છે.

સામાન્ય રીતે દરેક માણસને માથાંદીઠ ૩૫ ગેલન પાણી મળવું જોઇએ. મુંબઇ, કલકત્તા અને અમદાવાદમાં તો હવે જાજરૂ પણ ગટર સીસ્ટમનાં હોવાથી વધુ પાણી પુરૂં પાડવું પડે છે. પણ સામાન્ય રીતે ગામડામા પંદર ગેલન પાણી પુરૂં પાડવામાં આવે તો નભી શકે તેમ છે. કારણકે ગામડામાં ઢોરને સામાન્ય તળાવ-

માંથી પાણી પુરૂં પાડવામાં આવતું હોવાથી, તેમજ ધોવાનું કામ તળાવ ઉપરજ થતું હોવાથી ઓછું પાણી આપવામાં આવે તો પણ ચાલી શકે તેમ છે.

કેટલાક કહેશે કે પંદર ગેલન પાણી પણ વધુ પડતું છે. એડનમાં આઠ ગેલન આપવામાં આવે છે અને તે પુરતું થઇ રહે છે. તો પછી સાત ગેલન વધુ શા માટે આપવામાં આવવું જોઇએ એ સવાલ સાવ સ્વાભાવિક છે. પણ આપણે યાદ રાખીએ કે માણસને બે ગેલન પીવા માટે, પાંચ ગેલન રાંધવા માટે, પાંચ ગેલન કપડાં ધોવાં માટે અને ત્રણ ગેલન કુદરતી હાજતોને અંગે જોઇએ છીયે તો આપણે સહેલાઇથી સમજી શકીશું કે પંદર ગેલન પાણી તો અવશ્ય આપવું જ જોઇએ.

ત્યારે સવાલ એ ઉપસ્થિત થાય છે કે ગામડામાં આટલાં પાણીની વ્યવસ્થા કરવી શી રીતે?

* * *

ગામડાંને પાણી ત્રણ રીતે મળે છે. કાંતો પાસે વહેતી નદીના પ્રવાહમાંથી ગામલોકો પાણી મેળવે છે, કાંતો ઝરામાંથી કે મ્હોટા તળાવમાંથી તેઓ પાણી મેળવે છે. પણ સોમાંથી એંશી ગામડાંઓને પાણી મેળવવાનું એક માત્ર સાધન આપણો સનાતન કુવો છે.

આ કુવા પણ બે પ્રકારના હોય છે. ઉંડા અને છીંછરા. અને આ એંશી ટકા ગામડાંમાંથી લગભગ ત્રીસ ટકાને તો છીછરા કુવામાંથી પાણી મેળવીનેજ આત્મસંતોષ માનવો પડે છે.

આ ઉપરાંત અત્યારે કેટલાંક ગામડાઓમાં બોરિંગના કુવા મુકવામાં આવ્યા છે, પણ આવાં ગામડાંઓની સંખ્યા આંગળીને વેઢે ગણાય તેટલીજ છે. વડોદરા શહેરનાં કેટલાંક મુખ્ય ગામોમાં આવા બોરીંગના કુવા ખોદવામાં આવ્યા છે પણ આ પ્રથા હજુ પણ સામાન્ય નથી બની અને સામાન્ય બને તેવો નજદીકના ભવિષ્યમાં સંભવ નથી.

જ્યારે ગામડું કોઇ મ્હોટી નદીને કાંઠે વસેલું હોય છે ત્યારે તેને પાણીની તંગાશ નહિ જેવીજ પડે છે. બારે માસ વહેતી નદીઓને કિનારે વસેલાં ગામડાંઓને આ પ્રકારનું એક સુખ છે. પણ આવી નદીઓ ગુજરાતમાં અતિ ઓછી છે અને એક કે બે અપવાદ સિવાય સઘળી નદીઓ ઉન્હાળાની શરૂઆત સાથેજ સુકાઇ જાય છે.

આ નદીઓનાં પાણી વિષે સંભાળ રાખવાની જરૂર છે. કેટલાંક ગામડાંઓમાં એવો નિયમ છે કે જ્યાં કપડાં ધોવામાં આવે છે ત્યાંથીજ ગામલોકો પાણી ભરે છે. આ પ્રથા અતિ ખોટી અને અનારોગ્યભરી છે. કારણકે કપડાં ધોવા સાથે નીકળેલો મેલ પણ પીવાના પાણીમાં પાછો આવે એવો સંભવ છે.

આથીજ જ્યાં જ્યાં ગામની પાસે નદી હોય ત્યાં ધોવાનો ઘાટ જૂદો બનાવવો જોઇએ અને પાણી ભરવાનો ઘાટ વહેણની ઉંચી દીશામાં હોવો જોઇએ.

* * *

આ સર્વમાં તળાવમાંથી પાણી લેવાની પ્રથા અતિ ખરાબ છે. તળાવનાં પાણી આમેય ખરાબ હોય છે. બંધીઆર પાણી કદી પણ સ્વચ્છ નથી રહી શકતાં,

આથીજ શકય હોય, ત્યાંસુધી તળાવનું પાણી તો માનવ ઉપયોગ માટે કદી પણ લેવાનું ન જોઇએ.

આ તળાવમાં ઢોર નવડાવવામાં આવે છે. આ જ તળાવમાં લોકો કપડાં ધૂવે છે. આ જ તળાવમાં રસ્તાનો ઉડતો કચરો અંદર જઇ પડે છે, તેમજ તેની આજુ બાજુ ઉગતાં ઝાડનાં પાંદડાંઓ પણ તળાવમાંજ પડે છે. આમ તળાવને બગડવાનો સૌથી વધુ સંભવ છે.

આપણાં ગામડાઓમાં માણુસો મળમૂત્રનો ત્યાગ તળાવ પાસેજ કરતા હોવાથી, જમીનના જળપ્રવહો પાણી વધુ અસ્વચ્છ બનાવે છે અને આ અસ્વચ્છતા તળાવમાં ઉતરે છે.

તેમજ આપણા તળાવો બરાબર બંધીન ન હોવાથી, તેમજ તેમાં માછલાંનુ પ્રમાણ પુરતું ન હોવાથી અનેક વખત લીલાં છમ થઇ જાય છે. ડાકોરનું ગોમતી તળાવ પણ ખૂબ સંભાળ રાખવા છતાં બગડી જાય છે તો પછી બીજાં ન્હાનાં તળાવોની તો વાતજ ન કરવી જોઇએ. સામાન્ય રીતે અત્યારસુધીમાં મ્હેં અનેક તળાવો જોયાં છે છતાં એકપણ તળાવનું પાણી સ્વચ્છ અને પીવાયોગ્ય નથી જોયું.

આથીજ તળાવનું પાણી તો કોઇપણ પ્રકારે પીવાના કામમાં લેવાનું ન જોઇએ એ તો સાવ ઉઘાડું છે.

* * *

પણ કુવાનાં પાણી સામાન્ય રીતે સારા હોય છે. અને અનુભવે શીખવેલા આ સત્યની માહીતી ગામડાંની નિરક્ષર પ્રજાને સારી રીતે હોય છે. લગભગ દરેક ગમમાં એકાદ કુવો તો જરૂરજ દેખાય છે. અને એવું કોઇકજ ગામ હશે કે જ્યાં જનતાના કોઇ દાનવીરે એકાદ પણ કુવો ન બંધાવ્યો હોય!

આવા કુવાઓ બે પ્રકારના છે. ઉંડા અને છીછરા. જ્યારે જમીનના પ્રથમ અછિદ્ર [Impervious] કક્ષાથી ઉંડે કુવો ઉતારવામાં આવે છે ત્યારે ઉંડો કહેવાય છે. છીછરા કુવાઓ પ્રથમ અછિદ્ર કક્ષાથી ઉપર હોય છે.

આમ ઉંડા કુવાઓ પાણીની સ્વચ્છતા માટે સારા છે પણ અત્યારના કેટલાક ઉંડા કુવાઓ જોઇશું તો જણાશે કે તેઓ જરાયે સંતોષકારક નથી.

એક આદર્શ સમા ઉંડા કુવા માટે નીચેની વસ્તુઓ જરૂરી છેઃ

પ્રથમં તો બરાબર ચણેલું થાળું. આ થાળું એવું હોવું જોઇએ કે જેથી કુવામાંથી બહાર આવેલું પાણી પાછું અંદર ન જાય.

તેમજ છેક પાણીની સપાટી સુધી કુવાની દીવાલમાં એક પણ છીદ્ર, તરાડ કે તૂટ ન હોવી જોઇએ.

તેમજ તેની નજીકનાં ઉંદરનાં સઘળાં દરો નાબુદ કરવા જોઇએ અને પાસે ઉગેલાં ઝાડો કાપી નાંખવા જોઇએ.

તેમજ ગામની વસ્તીથી તે લગભગ સો ફીટ દૂર હોવો જોઇએ. તેમજ કચરો નાંખવાની જગ્યાથી આવો કુવો બસો ફીટ દૂર હોવો જોઇએ.

તેમજ કુવાની આસપાસ છ ફીટ સુધી તો આ થાળું સીમેન્ટ કે એવીજ અછિદ્ર વસ્તુથી બાંધવું જોઇએ કે જેથી કોઇપણ રીતે કુવાની બહાર પડેલું પાણી અંદર જવા ન પામે.

આ સર્વ ચર્ચા પછી ચાલો આપણે પાણીના પ્રશ્નપર પાછા આવીએ. એ વાત તો સૂર્ય જેટલી સ્પષ્ટ છે કે કુવો ઉંડો હોય કે છીછરો હોય છતા તેનાં પાણીને

અમુક દીવસને અંતરે શુદ્ધ કરવું જરૂરનું છે.

નદી જ્યાંસુધી વહેતી હોય ત્યાંસુધી તો તે પોતાની મેળેજ શુદ્ધ થઇ જાય છે. પાણીનું વહેણુ અસ્વચ્છ પદાર્થોને ભાંગી નાંખે છે. તેમજ સૂર્યપ્રકાશ પાણીના જંતુઓને મારી નાંખે છે. અને માછલીઓ ન્હાના કિટાણુઓને તો ખાઇજ જાય છે.

આમ જ્યાંસુધી નદીના પ્રવાહને લાગે વળગે છે ત્યાંસુધી આ પાણી તો આપ મેળે શુદ્ધ થાય છે.

હવે તળાવ ઉપર આવીએ.

અહીં પણ માછલાંઓ અને સૂર્યપ્રકાશ શકય બને ત્યાંસુધી પાણીના આ વિશાળ ભંડારને સ્વચ્છ રાખી શકે છે.

પણ છતાં કેટલીય વાર પાણી અસ્વચ્છ બની જાય છે અને તેને સાફ કરવું અશકય થઇ પડે છે.

આવાં પાણીને સાફ કરવું સાવ સરળ છે. તમોએ પોટાશીયમ પરમેંગેનેટનું નામ તો સાંભળ્યું હશે. આ એક અતિ અસરકારક ઔષધ છે, અને તેનો ઉપયોગ કરવો અતિ સરળ છે. દશ લાખ ભાગમાં પાંચ ભાગ પોટાશીયમ પરમેન્ગેનેટ નાખવાથી સઘળી અશુદ્ધિઓ અળગી થઇ જાય છે.

આ ઉપરાંત બીજા અનેક ઉપાયો છે. પણ તેમાં સૌથી સારો અને સરળ આજ હોવાથી અહીં તેનો જ ઉલ્લેખ કર્યો છે.

કુવાનાં પાણીને સ્વચ્છ કરવાની રીત તો આથીય સહેલી છે. બે ફીટ ડાયામીટરના અને આઠ ફીટ ઉંડા કુવા માટે એક ડ્રામ પોટાશીયમ પરમેંગેનેટ પુરતું થઇ પડે છે.

કુવાને હવે ક્લોરીનેટેડ લાઇમની મદદથી પણ સ્વચ્છ કરી શકાય છે. આઠ ફીટ ડાયમીટરના અને પાંચ ફીટ પાણીવાળા કુવામાં એક ઔંસ નાંખવાથી દશ લાખ ગેલન પાણીએ એક ગેલન કલોરીનનુ માપ આપોઆપ આવી રહે છે.

પણ આ બન્ને પધ્ધતિઓનો ઉપયોગ કરતી વેળા યાદ રાખવાની જરૂર છે કે પાણીમાં કયા પ્રકારની અશુધ્ધી છે તે ઉપર ધ્યાન આપવું જોઇએ; અને બની શકે ત્યાંસુધી પાણીને અશુધ્ધ બનતું અટકાવવું જોઇએ. પાણી અશુધ્ધ બને પછી શુધ્ધ કરવા કરતાં પાણી શુધ્ધજ રાખવાની પ્રવૃત્તિ કરવી એ વધુ હિતપ્રદ છે. કોઇપણ સંજોગોમાં પાણીને સ્વચ્છ રાખવાની જરૂર ઉપર જેટલો ભાર મુકીયે તેટલો ઓછો છે. પાણીને સ્વચ્છ કરવાની ઉપલી પધ્ધતિ ગામના પોલીસ પટેલ કે મુખીને શીખવવામાં આવે તો તેઓ પણ આ સહેલાઈથી કરી શકે તેમ છે. અને હું ધારૂં કે જ્યાંસુધી ડીસ્ટ્રીકટ હેલ્થ ઓફીસરોની નીમણુક ન થાય ત્યાં સુધી તો આજ માર્ગ અનુસરવો પડશે.

સામન્ય રીતે પાણીના પ્રશ્ન ઉપર બેદરકારી દેખાડવામા આવે છે. જ્યાંસુધી કોલેરા જેવો મહાન ઉપદ્રવ ફાટી ન નીકળે ત્યાં સુધી પાણીની સ્વચ્છતા ઉપર ભાગ્યેજ કોઇ ધ્યાન આપે છે. માનવશરીરને પીડતા આંતરડાંના વ્યાધી માટે ઘણે અંશે પાણી જવાબદાર છે એ ભૂલવું ન જોઇએ.

આ ઉપરથી જોઇ શકાશે કે ગુજરાતનાં ગામડાંનાં અનારોગ્ય સાથે પાણીનો પ્રશ્ન પણ તેટલોજ સંકળાયલો છે. જો ગામડાંના લોકોને પુરતું અને સ્વચ્છ પાણી આપવામાં આવે તોજ તેઓ નિરોગી રહી શકે તેમ છે.

આથીજ આ જરૂરી સવાલ ઉપર તાકાત અને તંદુરસ્તી માટે પ્રયત્ન કરતી સર્વ વ્યકિતઓએ જરૂરી ધ્યાન આપવું જોઇએ. આ સમસ્યાનો જેટલો જલ્દી ઉકેલ કરવામાં આવશે તેટલો જલ્દી ગામડાંના અનારોગ્યનો પ્રશ્ન ઉકલી જશે

# ભાવિ યુદ્ધના ભણકારા

છેલ્લાં યુરોપીય મહા યુધ્ધથી ઉભી થએલી પરિસ્થિતિથી માંડીને આજની ઘડીસુધી યુરોપમાં જે રાજકીય ઘટનાઓ બની રહી છે તે બધાંનું વિહંગાવલોકન કરીને ભાવિ યુધ્ધ શા માટે અને કોની કોની વચ્ચે થશે તે સંબંધી લેખક પ્રકાશ પાડે છે.

કહેવાય છે કે યૂરોપના રાજકારણની આજે પણ એવી જ અવસ્થા છે જેવી ૧૯૧૪ માં હતી, પરંતુ વાસ્તવિક રીતે એવું નથી. યૂરોપની વર્તમાન રાજકીય સ્થિતિમાં અને ૧૯૧૪ સુધીની રાજકીય સ્થિતિમાં અંતર છે–ઘણું અંતર છે.

એ વાત સાચી છે કે આજે પણ યૂરોપના જૂદા જુદા દેશો પહેલાંની જેમ જ યુધ્ધની તૈઆરીઓ કરવામાં પરોવાએલા છે, પરસ્પર એકબીજાની વિરૂધ્ધ એ જ પ્રકારે સંધીઓ કરી રહ્યા છે, અને સાથોસાથ પોતાની શક્તિ પ્રબળ બનાવવાના પ્રયત્નો પણ કરે છે. એ વાત ખરી છે કે યૂરોપની બધી રાજશક્તિઓ પહેલાંની જેમ ચાલબાજી હાથ ધરી રહી છે, જે યુધ્ધક્ષેત્રમાં ઉતરવા પહેલાં એનાઓ કરતી હતી. એ બધી વાતો વર્તમાન કાળમાં પણ ૧૯૧૪ સમાન છે; પરંતુ એનો મુદ્દો હેતુ ૧૯૧૪ કરતાં જૂદો જ છે; અને એ જૂદો જ હેતુ આ બધી તૈઆરીઓનું કારણ છે

## ગત મહાવિગ્રહનું કારણ ..

યૂરોપીઅન દેશોની વર્તમાન લડાઈની તૈઆરીઓનો ઉદ્દેશ એવો નથી જે ૧૯૧૪ના યુદ્ધની તૈઆરીનો હતો. તે વેળાએ દરેક દેશો રાજશક્તિને એટલા માટે વધારી રહ્યા હતા કે તેઓ બીજાના દેશોના વેપારનો નાશ કરીને વિદેશી બારાંઓ ઉપર પોતાનો અધિકાર જમાવી શકે, અને જો કોઇ પણ દેશ એમના વેપાર પ્રત્યે કુદૃષ્ટિ નાખે, તો એનો વિરોધ–સામનો કરી શકાય. એવા ઉદ્દેશ સાથે કરવામાં આવેલી તૈઆરીઓનું પરિણામ ૧૯૧૪ના મહાયુધ્ધના રૂપમાં જાહેર થયું. એ યુધ્ધ એટલા માટે થયું નહોતું કે જર્મન કયસરે સારાયે જગત ઉપર પોતાનો અધિકાર જમાવવા ઇચ્છતો હતો, એ યુદ્ધ

એટલા માટે પણ થયું નહોતું કે જગતના નિર્બળ દેશોની સ્વાધીનતા ભયમાં હતી, અને ઈંગ્લાંડ, ફ્રાંસ વગેરે સામ્રાજ્યવાદી રાજ્યો જેઓ પોતેજ અનેક નિર્બળ દેશોનું ગળું દાબીને પોતાનું સામ્રાજ્ય સ્થાપી બેઠા છે તેઓને—એ નિર્બળ દેશોની સ્થિતિ બદલ દયા આવી ગઇ હતી. મહાયુધ્ધનું વાસ્તવિક કારણ બીજુંજ હતું. તે કારણ એ હતું કે જર્મન વેપારીઓએ યૂરોપના દરેક દેશના વેપારીઓ સામે સખ્ત હરિફાઇ કરવા માંડી હતી. તેઓ પોતાના સસ્તા માલને કારણે અનેક દેશોના વેપારને અને બજારોને કબજે કરી રહ્યા હતા, અને યૂરોપના બીજા દેશોના વેપારનો નાશ થઈ રહ્યો હતો; તેથી જર્મનીના વેપારનો વિનાશ કરવા માટે મહાયુદ્ધ લડવામાં આવ્યું. આ યુદ્ધ રાજ્યયુદ્ધ હતું નહીં, પરંતુ વેપારયુદ્ધ હતું.

## જર્મનીને કચડી નાખવાની પ્રવૃત્તિ

**પરંતુ** આજે યૂરોપ જે જંગી લડાયક તૈયારીઓ કરી રહ્યું છે, તેનો ઉદ્દેશ એક બીજું વેપારયુદ્ધ કરવાનો નથી. તો પછી એમનો ઉદ્દેશ શો છે? આ પ્રશ્નનો ઉત્તર આપવા પહેલાં યૂરોપના છેલ્લા ૧૪ વર્ષના ઇતિહાસ ઉપર દ્રષ્ટિ નાખવી જરૂરી છે.

યૂરોપનું મહાયુદ્ધ ૧૯૧૮ માં વરસેલ્સની સંધિ સાથે સમાપ્ત થયું. યૂરોપના આધુનિક ઇતિહાસમાં વરસેલ્સ સંધિ એક અત્યંત મહત્વની ઘટના છે. યૂરોપના વર્તમાન રાજકારણને સમજવા માટે આ સંધિનું થોડુંક જ્ઞાન મેળવવું જોઇએ.

ઉપર કહ્યું છે તેમ યૂરોપનું ગત મહાયુદ્ધ એક વેપારયુદ્ધ હતું, જેનો હેતુ જર્મનીના વેપારના વિનાશનો હતો. આ ઉદ્દેશની પ્રાપ્તી માટે જર્મનની રાજશક્તિને નષ્ટ કરવાની ખાસ જરૂર હતી. મહાયુદ્ધે આ ઉદ્દેશ પૂરો કરી નાખ્યો. જર્મનીની રાજશક્તિ અને વેપારશક્તિ બંને નષ્ટ થઇ ગઇ. તે પછી વરસેલ્સની સંધિ ઘડનારાઓ સામે એવો પ્રશ્ન ઉભો થયો કે એવી શરતો અને નિયમો ઘડવા જોઇએ કે જે વડે જર્મનીની રાજશક્તિ અને વેપારશક્તિ બંને હંમેશ માટે દબાઇ જાય, અને કદિયે માથું ઉંચકી ન શકે. આ ઉદ્દેશ નજર સામે રાખીને વરસેલ્સની સંધિ (કરાર) કરવામાં આવી.

આ સંધિ અનુસાર જર્મનોએ જ્યાં જ્યાં પોતાનાં વેપાર કેન્દ્રો સ્થાપ્યાં હતાં એ બધા ઇલાકાઓ ઝુંટવી લેવામાં આવ્યા. ઘણાએ ઇલાકાઓ જર્મનીના અધિકારમાંથી ઝુંટવી લઇને બીજાં રાજ્યો વચ્ચે વહેંચી દેવામાં આવ્યા. દાખલા તરીકે પોલેન્ડ વીગેરે. અને જર્મનીના બધા સંસ્થાનો પણ છીનવી લેવામાં આવ્યા. * તે ઉપરાંત જર્મનીની રાજશકિતને લાંબા કાળ સુધી દાબી રાખવા માટે એને ચોક્કસ વખત સુધી નિઃશસ્ત્ર કરી નાખવામાં આવ્યા, અને એવી પણ શરત કરવામાં આવી કે હવે પણ ચોક્કસ પ્રમાણ કરતાં વધારે શસ્ત્ર એણે ભેગાં કરવાં નહીં. એવી રીતે તેઓએ પોતાના વેપારી હીત માટે જર્મનીની રાજ્ય અને વેપારી શકિત હંમેશ માટે નિર્બળ કરી નાંખી. જર્મનીને દરેક

---

* જર્મનીના વર્તમાન નાઝી અમલના યુદ્ધમંત્રી જનરલ ગોરિંગે જાહેર કર્યું છે કે, અમારાં જે સંસ્થાનો ઝુંટવી લેવામાં આવ્યા છે, તે પાછા આપી દો. સંસ્થાનો વીના જર્મનો પોતાનાજ દેશમાં ગુંગળાઇ જાય છે.



હેર હીટલર

રીતે કચડી નાખવા પછી પણ યૂરોપના રાજ્યોએ જર્મનીને યુદ્ધ માટે જવાબદાર ઠેરવીને યુદ્ધની નુકશાની બદલ અત્યંત ગંજાવર રકમ એને આપવાની ફરજ પડવામાં આવી. આ યુદ્ધઋણ ભરતાં ભરતા જર્મનીને સૈકાઓ સુધી આર્થિક હીણતા ભોગવવી પડે એવી સ્થિતિમાં એને મૂકવામા આવ્યું. પરાજિત થએલા જર્મનીને આ બધી અસહ્ય શરતો મંજૂર રાખવી પડી યુદ્ધ કરવાની જેનામાં શક્તિ નહીં હોય એનો આવી શરતો સ્વીકાર્યા વીના છુટકો નથી.

## વરસેલ્સના અમાનુષી કરારો

**આ** વરસેલ્સના કરારો દુનિઆમાં ખૂબ ગવાયા ને વગોવાયા. હવે આપણે એ તપાસવું જોઇએ કે યૂરોપની રાજનીતિ ઉપર આ સંધિએ શું અસરો કરી, તેનું પરિણામ શું આવ્યુ, અને યૂરોપની આજની રાજકીય અવસ્થા માટે એ સંધિ કેટલી જવાબદાર છે.

યૂરોપના મહાયુદ્ધનો અંત વરસેલ્સની સંધિ સાથે આવ્યો, એને ડાકુઓની લૂંટ ફાટનું નામ આપવું ઠીકજ થશે

થોડાક દેશોને વરસેલ્સની સંધિને લીધે ઘણો લાભ થયો, તેઓને અનેક ઉપજ આપતા ઈલાકાઓ મળી ગયા, જેને હવે તેઓ છોડવા ઇચ્છતા નથી બીજા કેટલાક દેશો એવા છે જેમનુ અસ્તિત્વ આ સંધિને કારણે ટકી રહ્યુ, અને જો વરસેલ્સની સંધિ રદ થાય તો તેમનુ મોતજ આવે. આ દેશોનો સ્વાર્થ એમાંજ સચવાએલો હતો કે વરસેલ્સની સંધિ જેવી રીતે થઇ છે, તેવીજ રહે, તેનો ભંગ કે તેમાં કશોયે સુધારોવધારો થાય નહી. આ સંધિમા પોલેંડ, રૂમાનિઆ વગેરે દેશો શામીલ થયા હતા, અને ફ્રાંસ તેમનું આગેવાન હતું. આ દેશો વરસેલ્સની સંધિને જેમની તેમ રાખવા બળવ યુદ્ધ સુદ્ધા કરવાને તૈઆર હતા.

બીજા દેશો એવા પણ હતા જેમને વરસેલ્સના કરારને લીધે નુકસાન થતું હતું. આ દેશો જર્મની અને તેના સાથીદારો હતા તેઓએ લાચાર બનીને આ સંધિનો સ્વીકાર કર્યો હતો, પરંતુ અંતઃકરણથી તેઓ એની સખ્ત વિરૂદ્ધમા હતા, અને એને રદ કરાવવા અથવા તો તેમા સુધારા-વધારા કરવાની તક શોધી રહ્યા હતા. તે ઉપરાંત કેટલાક દેશો એવા હતા જેમની વ્યક્તિગત રાજનીતિએ એમને વરસેલ્સની સંધિના વિરોધી અથવા અનુરોધી બનાવી નાખ્યા હતા.

## ઇંગ્લાંડ અને ફ્રાંસ

ઇંગ્લાંડને વરસેલ્સની સંધિમાં કંઈ ખાસ લાભ હતો નહીં, પરંતુ કેટલેક અંશે નુકસાનજ હતું. કારણકે આ સંધિના કારણે ફ્રાંસ સારાયે યૂરોપમાં એક શક્તિશાળી રાજ્ય બની ગયું હતું. તેથી ઇંગ્લાંડ ઇચ્છતું હતું કે યૂરોપમાં કોઈ એવી શકિતને ફ્રાંસની વિરૂધ્ધ ઉભી કરવી, જે ફ્રાંસને ઇંગ્લાંડ વિરૂદ્ધ કદીપણ માથું ઉંચકવાનો અવકાશજ આવવા નહીં દે. ઇંગ્લાંડ પ્રત્યક્ષપણે વરસેલ્સની સંધિનું અનુરોધી હોવા છતાંયે તેનું અસ્તિત્વ જાળવી રાખવા માટે ફ્રાંસની જેમ યુદ્ધ કરવા માટે તૈયાર હતું નહીં અને એટલે સુધી કહેવાય છે કે ઇંગ્લાંડ ગુપ્તપણે જર્મની અને ઇટાલીને ફ્રાંસના વિરોધમાં ઉભા રાખવા માટે ભારે પ્રયત્ન કરતું હતું.

## ઇટાલી અને ફ્રાંસ

ઇટાલીએ મહાયુદ્ધમાં જર્મનીને સધ્યારો આપ્યો હતો, પરંતુ થોડા વખત પછી તે વિરૂદ્ધ પક્ષમાં ભેળાઇ ગયું. તે છતાંયે યુદ્ધમાં એને ભારે નુકસાની ગઇ હતી, અને જ્યારે લૂંટના માલની વહેંચણી કરવાનો સમય આવ્યો ત્યારે બધો સારો ઉપજાઉ ભાગ ફ્રાંસે હડપ કરી લીધો, અને ઇટાલીને અત્યંત અલ્પ ભાગ મળ્યો. આથી ઇટાલીને ખૂબ ગુસ્સો આવ્યો, અને તેના હૃદયમાં ફ્રાંસ પ્રત્યે ઇર્ષાગ્નિ પ્રજ્વલિત થવા લાગ્યો. આ ઇર્ષાને કારણે–લૂંટમાં સારો જેવો ભાગ નહીં મળવાથી ઇટાલી પણ વરસેલ્સના કરારોનો વિરોધી બની ગયું. ઇટાલીને પણ આ કરારો રદ થઇ જવાથી નુકસાની થતી હતી, પરંતુ ફ્રાંસને એથીએ–અનેકગણી વધુ નુકસાની પહોંચતી હતી, તેથી જ્યાબ્ધમાં બનતા ઇટાલીએ ફ્રાંસને નુકસાન કરવાના ઇરાદાથી પોતાને થોડુંક નુકસાન કરી લેવાની તૈયારી દેખાડવા માંડી. ઇંગ્લાંડે ઇટાલીની આ મનોવૃત્તિનો લાભ લઇને ફ્રાંસના વિરોધમાં તેની પીઠ થાબડવા માંડી, જેનું પરિણામ એ આવ્યું કે ઇટાલી ફ્રાંસનું એક બળવાન શત્રુ બની ગયું.

૧૯૧૯ના વરસેલ્સના કરાર પહેલા યૂરોપની એવી સ્થિતિ હતી. ફ્રાંસ અને તેના થોડાક સાથીદારો લૂંટના માલ ઉપર આસન જમાવી બેઠા હતા. જર્મની અને બીજા દેશોમાં પોતાના ગુમાવેલા દેશો અને પોતાના પરાજ્યનો બદલો લેવાની અગ્નિ બળી રહી હતી. ઇટાલી અને ઇંગ્લાંડ બંને અંતઃકરણથી ફ્રાંસના વિરોધી બન્યાં હતાં. આવી સ્થિતિમાં બીજા મહાયુદ્ધની ચીણગારી જવાળા બની જાય એની ઘણી સંભાવના હતી.

## સામ્યવાદે બીજું મહાયુધ્ધ થતું અટકાવ્યું

પરંતુ યૂરોપની રાજનૈતિક અવસ્થા એટલા પૂરતી જ વિકટ નહોતી. યૂરોપમાં વરસેલ્સની સંધિ ઉપરાંત એક બીજા વાદે જન્મ લઇ લીધો હતો, જેણે યૂરોપના લગભગ બધા મુડીવાદી દેશોને પોતાના ભેદભાવ–મતભેદ વગેરે ભૂલી જઇને એકત્ર થઇ જવા માટે વિવશ કરી મૂકયો; અને એ વાદ કોમ્યુનિઝમ–સામ્યવાદ હતો.

સામ્યવાદ સમાજસંગઠનની એવી શૈલી છે, જે આજે સોવીએટ રશિઆમાં પ્રચલિત છે. આ વાદમાં મુડીપતિઓ માટે, જેઓ પોતાના મજૂરોની મજૂરી ઉપર મોજ માણે છે તેમને કશુંયે સ્થાન નથી. સોવીએટ રશિઆમાં ૧૯૧૭ માં, સામ્યવાદીઓએ

વિપ્લવ કરીને રાજ્ય પર અધિકાર કરી લીધો, અને મુડીવાદનો અંત આણીને કોમ્યુનિસ્ટ—સમાજ સંગઠનનો (સામ્ય)વાદ સ્થાપ્યો. બીજા દેશોમાં પણ અત્યંત ત્વરા સાથે સામ્યવાદીઓના વિચારો ફેલાવા લાગ્યા; તેથી બીજા દેશોના મુડીવાદીઓને—જેઓ વાસ્તવિક રીતે રાજશક્તિઓના કર્તાહર્તા હતા, તેમને પોતાનું અસ્તિત્વ ભયમાં દેખાવા લાગ્યું. આ ભયાનક ભયની ગંભીરતા વિચારીને તેઓએ થોડા વખત માટે પોતાના મતભેદ કે ભેદભાવને બાજુએ મૂકીને સંગઠિત રૂપમાં સામ્યવાદનો વિરોધ કરવાનો નિશ્ચય કર્યો. આવી રીતે સામ્યવાદે યૂરોપને અને સારાયે જગતને બીજા મહાયુદ્ધમાંથી થોડા સમય માટે ઉગારી લીધું, અને બધા મુડીવાદી દેશોને પરસ્પર સંગઠિત બનાવી નાખ્યા. પરંતુ આ સંગઠનનો દોરો અત્યંત કાચો હતો, કારણકે એ સંગઠન માત્ર સામાન્ય ભયને દૂર કરવા પૂરતું કરવામાં આવ્યું હતું. સામ્યવાદનો વિરોધ કરવા મુડીવાદીઓ એકત્ર થયા, છતાંયે તેઓ અંગત સ્વાર્થ અને હિતો જાળવવા માટે અંતરમાં પરસ્પર દ્વેષી હતા. અને આ દ્વેષ પણ પોતાનું કામ કરી રહ્યો હતો.

## સોવિએટ રશિઆના નાશની ખટપટ

સામ્યવાદ અને સોવીએટ રશિઆનો નાશ કરવા માટે વર્ષો સુધી બધા મુડીવાદી દેશોએ સંગઠિત રૂપે પ્રયાસો કર્યા. સફેદ રશિઅનોને જેઓ કોમ્યુનિસ્ટોનો વિરોધ કરી રહ્યા હતા, તેમને માત્ર ઇગ્લાંડેજ ૧૦ કરોડ પૌંડની મદદ કરી. બીજા મુડીવાદી દેશોએ પણ આવા પ્રકારે મદદો કરી, પરંતુ એ બધા પ્રયત્નો અસફળ થયા. એ પછી બહિષ્કારના શસ્ત્રનો ઉપયોગ કરવામાં આવ્યો. બધા મુડીવાદી દેશોને આશા હતી કે આ શસ્ત્ર સોવીએટ રશિઆનો અંત લાવી દેશે, કારણકે રશિયા ઘણાખરા સરસામાન માટે યૂરોપ ઉપર નિર્ભર હતું. આ શસ્ત્ર પણ પોતાના ઉદ્દેશમાં નિષ્ફળ 'નિવડયું'. જે દેશોને મહાયુધ્ધ લીધે ઘણું ખમવું પડયું હતું તે દેશોમાં પણ સામ્યવાદી વિચારોનો ભારે પ્રચાર થવા લાગ્યો, અને સોવિએટ સ્ટેટ વધારે પગભર બન્યું. આમ સ્થિતિ બદલાતી જોઇને મુડીવાદીઓનાં હૃદય વધુ ધબકવા લાગ્યાં, તેથે તેઓને સામ્યવાદીઓના વિનાશ માટે બીજા ઉપાયો વિચારવાની ફરજ પડી.

ઘણીએ મંત્રણા—વિચારણા પછી એવું નક્કી થયું કે બધા મુડીવાદા દેશોએ એકત્ર થઇને સોવિએટ રશિઆ ઉપર આક્રમણ કરવું, અને સામ્યવાદીઓના આ કિલ્લાને તોડી નાખવો. આવો નિશ્ચય જેટલી સરળતા સાથે કરી શકાયો એટલીજ મુશ્કેલી એ નિશ્ચયને અમલમાં મુકવામાં ઉભી થઇ.

સૌથી મોટી મુશ્કેલી એ હતી કે બધા દેશોની પ્રજા યુદ્ધથી કંટાળી ગઇ હતી. તે સમયે એ મુડીવાદીઓ બીજું યુદ્ધ શરૂ કરી દે તે અને તેયે સોવિએટ રશિઆ સાથે—જે શાન્તિ અને સુલેહનો પ્રચાર કરી રહ્યુ હતું—તો તેમનોયે એવોજ અંત આવતે જેવો અંત જર્મનના કયસરનો આવ્યો. પ્રજાની મરજી વિરૂદ્ધ યુદ્ધ આરંભવું તે પોતાના મૃત્યુને નિમંત્રણ કરવા બરોબર છે.

## લીગ ઓફ નેશન્સ શા માટે?

યુદ્ધ આરંભ કરવા પહેલાં એવી જરૂર જણાઇ કે પ્રજાની પ્રથમ સહાનુભૂતિ મેળવવી જોઇએ, પ્રજાની સહાનુભૂતિ વિના યુદ્ધમાં વિજયની આશા રાખવામાં

મૂર્ખાઈ હતી. એટલુંજ નહીં પણ પ્રજામાં પોતાની શાંતિપ્રિયતાનો વિશ્વાસ પણ બેસાડવો જોઇએ, અને ધીમે ધીમે યુદ્ધના ઝેરી વિચારોનો પ્રજામાં પ્રચાર કરવો જોઇએ. આવા વિચારે લીગ ઓફ્ નેશન્સ-રાષ્ટ્રસંઘનો ઢોંગ રચાયો; એ રાષ્ટ્રસંઘના મિનારા ઉપરથી શાંતિ અને પ્રેમના ઢોલત્રાંસાં વગાડવાનો આરંભ થયો. રાષ્ટ્રસંઘના હોલમાં જુદા જુદા દેશોના પ્રતિનિધીઓ શાંતિ સ્થાપવા માટે કોલાહલ મચાવતા હતા, અને બીજી બાજૂએ દરેક દેશ ભાવિ યુદ્ધ માટે તૈઆરીઓ કરવામાં મશગુલ બની ગયો હતો. મુડીવાદીઓ સારી રીતે જાણતા હતા કે રાષ્ટ્રસંઘ પ્રજાની આંખમાં ધુળ નાંખવા માટે છે. જ્યારે અમે યુદ્ધ માટે તૈઆર થઇશું, ત્યારે એનો અંત લાવી નાખીશું. ણા એવાયે માણસો હતા, જેઓ તેમની ની છેતરપીંડીમાં સપડાઇ એવું માનવા ાગ્યા હતા કે જગતમાંથી યુદ્ધનો અંત ાાવવા માટે આ રાષ્ટ્રસંઘની સ્થાપના થઇ ે. પરંતુ આજે તે માણસોનીયે આંખ ઉઘડી ગઇ છે; તેઓ પણ સત્ય વસ્તુસ્થિતિ તેતા સમજતા થઈ ગયા છે.

લીગ ઓફ્ નેશન્સ વગેરે ઢોંગ રચીને મુડીવાદીઓએ ઘણાંએ માણસોને પોતાની શાંતિપ્રિયતાની ઢોંગી જાળમાં સપડાવી નાખ્યા હતા. છતાંયે કોમ્યુનિસ્ટો—સામ્યવાદીઓના વિચારો ફેલાતા તેઓ અટકાવી શકાયા નહીં. સામ્યવાદીઓ એવું પ્રચારકાર્ય કરતા હતા કે જગતભરના મજદૂરો પરસ્પર ભાઇબંધો છે, તેઓએ પરસ્પર લડવું જોઇએ નહીં. બીજો સિદ્ધાંત સામ્યવાદીઓનો એવો હતો કે મજદૂરો અને ખેડુતો જગતભરની દરેકદરેક વસ્તુના માલેકો છે, કારણકે તેમનાજ પરિશ્રમે દરેક વસ્તુ તૈઆર થાય છે. આ બંને સિદ્ધાંતિ યૂરોપના દરેક, દેશમાં ભારે ઝડપ સાથે ફેલાઇ રહ્યા હતા, અને મુડીવાદીઓના ઉંડા મૂળને ઉખેડતા હતા. આ જાતના પ્રચારકાર્યને અટકાવવાની મુડીવાદીઓની ફરજ થઈ પડી. લીગ ઓફ્ નેશન્સની સ્થાપના આ વિચારોના પ્રચારને અટકાવી શકી નહીં, ત્યારે બીજી બાજુએ સાધારણ જનસમૂહમાં સર્વ ભ્રાતૃત્વ (Fraternity)નો ભાવ ઓર વધી ગયો હતો. તેથી હવે મુડીવાદીઓ કોઈ ત્રીજો માર્ગ પોતાનું અસ્તિત્વ સાચવી રાખવા માટે શોધવા લાગ્યા.

## સ્વદેશભક્તિના પ્રચારનો દંભ

અનેક વેળા નિષ્ફળ નિવડેલા મુડીવાદીઓએ હવે એક વધારે અસરકારક માર્ગ શોધી કાઢયો. તેઓએ મજદૂરો અને ખેડૂતોની સર્વ જાતીયતા (Proletarian Internationalism) ને બદલે પ્રજાને જાતીયતા (Patriotism) નું શિક્ષણ આપવાની હીલચાલ કરવા માંડી. તેઓએ દરેક દેશના ભૂતગૌરવનો ઇતિહાસ દેખાડીને તે દેશની પ્રજામાં પોતાના દેશ પ્રત્યે ભકતીના ભાવો જાગ્રત કરવાનો વિચાર ઘડયો. જર્મનીમાં એવું શિખવવામા આવે કે માત્ર જર્મનીજ આખા જગત ઉપર રાજ કરવા માટે ઉત્પન્ન થયું છે. તેઓજ સૌથી વધુ યોગ્ય છે. ઇટાલીને એવું શિખવવામાં આવે કે ઇટાલી સારાયે યૂરોપનો માલેક હતું, અને ફરીથી એણે પોતાના ભૂતગૌરવને પ્રાપ્ત કરવું જોઇએ. એવીજ રીતે બીજા દેશોની પ્રજાને પણ તે દેશોના ભૂતકાળનાં ગૌરવપૂર્ણ ચિત્રો દેખાડીને તેમનામાં જાતીયતા (સ્વદેશભક્તિ) ના ભાવો જાગ્રત કરવા; અને મજૂર અને ખેડૂતોમાં આંતરરાષ્ટ્રીય બંધુ-

ભાવ જાગ્રત થતો અટકાવવો; અને એ સિદ્ધાંતનોજ નાશ કરવો. સામ્યવાદીઓનો બીજો સિદ્ધાંત એવો હતો કે બધી વસ્તુઓના માલેકો માત્ર ખેડૂતો અને મજૂરો છે, કારણકે તેઓજ બધી વસ્તુઓ ઉત્પન્ન કરે છે. આ સિદ્ધાંતનો સ્વીકાર મુડીવાદીઓ કોઇપણ પ્રકારે કરી શકેજ નહીં, તેથી એવું નક્કી કરવામાં આવ્યું કે આ સિદ્ધાંતનો ઉત્તર તલવારથી આપવો, અને એ જાતનું પ્રચારકાર્ય કરનારાઓને કચડી નાખવા. પરંતુ તેઓએ આ કામમાં સાવધાન રહેવા બેકારોને કામ, ભૂખ્યાને અન્ન, નાગાને વસ્ત્ર મળે એવી વ્યવસ્થા કરવાની જરૂર જોઈ. એ વીના સામ્યવાદીઓના સિદ્ધાંતની ચીણગારી ભડકો થઇને મુડીવાદને ભસ્મ કરી નાખે એની શક્યતા હતી અને છે. આવા વિચાર અને નિશ્ચય પછી મુડીવાદીઓ ફરીથી સામ્ય વાદીઓની વિરૂદ્ધ રણક્ષેત્રમાં ઉતર્યા મુડીવાદી રાજ્યોએ સામ્યવાદીઓ પ્રત્યે દમન-નીતિ ચલાવવા માંડી.

## મુડીવાદીઓનું શસ્ત્ર ફેસીઝમ

હવે મુડીવાદીઓના નિશ્ચય અનુસાર સ્વદેશભક્તિના નામે ફેસીઝમ (Fascism) નો જન્મ થયો.

ફેસીઝમના સિદ્ધાંતો શું છે? અને તેનો ઉદ્દેશ શું છે? એનો ટુંકામાં ઉત્તર આ પ્રમાણે છે.

પ્રજાને વર્ગયુદ્ધ (class war) ના અધિકારથી વંચિત કરીને તેમને આંતર રાષ્ટ્રીય યુદ્ધ (International war) માટે તૈયાર કરવો એજ ફેસીઝમનો મૂખ્ય ઉદ્દેશ છે અને એનીજ સિધ્ધી માટે ફેસીઝમનો જન્મ થયો. તેથીજ જે દેશોમાં ફેસીસ્ટ ડીકટેટરશિપ સ્થાપિત થઇ ચૂકી છે, તે દેશોમાં મજદૂરોને પોતાના અધિકારોની રક્ષા કરવા માટે ચળવળ ચલાવવાની, સભાઓ ભરવાની, સરઘસ કાઢવાની તેમજ હડતાળ પર જવાની કાયદાની રૂએ બંધી કરવામાં આવી છે. જ્યાં ફેસીસ્ટ અમલ છે ત્યાં મજદૂરોને એટલીએ સ્વતંત્રતા નથી જેટલી બીજા મુડીવાદી દેશોમાં તેઓ ભોગવે છે. ફેસીસ્ટ દેશોમાં મજૂરો મુડીવાદીઓના એવા ગુલામો જેવા થઈ ગયા છે, જેવી મધ્યકાળમાં જમીનદારો અને જાગીરદારો પાસે તેમના આશ્રિતો-મજૂરોની સ્થિતિ હતી તેઓને તલવારના બળે, સૈનિકોની ગોળીઓ વડે, પોલીસની વ્યવસ્થા વડે ગુલામ તરીકે રહેવાની ફરજ પાડવામાં આવે છે. પંડિત જવાહરલાલ નેહરૂએ લખ્યું છે કે, Fascism is the best weapon of Capitalism, અર્થાત ફેસીઝમ ઉત્તમ શસ્ત્ર છે, જે મુડીવાદીઓએ મુડીવાદની રક્ષા માટે હાથમાં લીધું છે.

આવી રીતે મજદૂરો અને ખેડૂતોના વર્ગયુદ્ધ (class war) ના અધિકારને બળપૂર્વક ઝુંટવી લઇને તેઓને સ્વદેશભક્તિના નામે આંતરાષ્ટ્રીય યુદ્ધના મંત્રો શિખવવામાં આવે છે. એ મંત્રો શા છે? જાતીયગૌરવ, જાતીયસંકીર્ણતા. (Nationalism)

## સામ્યવાદ વિરૂધ્ધ મુસોલીનીનું શિક્ષણ

મુસોલીની ઇટાલીના યુવકોને એવું શિક્ષણ આપી રહ્યો છે કે, "તમારા પૂર્વજો ઘણા મહાન હતા, તેમનું રાજ્ય ઘણું મોટું હતું, પરંતુ તમે પડી ગયા છો. માટે પહેલાંની સ્થિતિ-ગૌરવ મેળવવા માટે તૈઆર થાઓ. ફરીથી એ દેશો મેળવી લ્યો, અને જો બની શકે તો તેનો વધુ વિસ્તાર કરો."

## યુધ્ધ માટે પ્રચારકાર્ય

મુસોલીની આવો સંદેશો હજારો વેળા ઇટાલીના યુવાનોને આપી ચૂકયો

છે. એવીજ રીતે જર્મનીમાં હેર હિટલર જર્મનોને આવો ઉપદેશ આપી રહ્યો છે, "તમે આર્ય છો! જગતની સભ્યતાના આદ્ય જન્મદાતા આર્યો છે. આખુંયે જગત એમને આધીન હતું. તમારૂં કર્તવ્ય છે કે તમો પણ એજ ગૌરવને ફરી પ્રાપ્ત કરો." હવે દરેક સાદી સમજ ધરાવનાર એટલું તો સરળતા સાથે વિચારી શકશે કે ઇટાલી અને જર્મની બંને એથીયે આગળ વધીને જો પોતાના પૂર્વજોનું ગૌરવ પ્રાપ્ત કરવાના પ્રયત્નો કરશે, તો શું તેઓ વચ્ચે યુદ્ધ નહીં થાય? અમારો ઉત્તર એજ છે કે થશે, અને જરૂર થશે. અમે તો ફેસીઝમનો એવો અર્થ સમજીએ છીએ કે, "મુડીવાદીઓની સત્તા અને યુદ્ધ."

## ઇટાલી અને જર્મનીને ફેસીઝમને સૌથી પહેલાં અપનાવવાનું કારણ

ફેસીઝમને સમજવા પછી આપણે ફરી યૂરોપની રાજનીત તરફ વળીશું. આપણે એટલું તો જાણી ચૂકયા કે ફેસીઝમના જન્મદાતા મુડીવાદીઓ છે, તેઓએ સામ્યવાદથી પોતાનો બચાવ કરવા માટે ફેસીઝમના રૂપમાં પોતાની છેલ્લી રક્ષાની રેખા તૈયાર કરી છે. હવે એ જાણી લેવું જરૂરી છે કે ફેસીઝમ સૌથી પહેલાં ઇટાલી અને જર્મનીમાં શા માટે ફેલાવવામાં આવ્યું? એનો ઉત્તર અત્યંત સરળ છે. જાતીય ગૌરવનું જ્ઞાન એ દેશોમાં ભારે ત્વરા સાથે ફેલાવી શકાય તેમ હતું. જેમના પૂર્વજોની કારકીર્દિ અત્યંત ઉજ્જવળ હોય છે એ દેશના લોકોને પોતાના પૂર્વજોના ગૌરવને નામે સહેલાઇથી ઉશ્કેરી શકાય છે જર્મની વરસેલ્સની સંધિને કારણે ખૂબ નીચું પડી ગયું અને ઇટાલીનેયે ઘણી નુકસાની થઇ હતી, અને બંને દેશોની આર્થિક સ્થિતિ સારી નહોતી, તેથીજ ફેસીઝમનું વિષ સૌથી પહેલા એ દેશોમાં ફેલાવવાની સરળતા મુડીવાદીઓને સાંપડી ગઇ. ઇટાલીમાં ફેસીઝમ તરતજ સફળ થયું તેનું કારણ એ હતુ, કે ત્યા સામ્યવાદીઓનું બળ બહુજ ઓછું હતું: જર્મનીમાં ફેસીઝમ સ્થપાતાં એટલા માટે વાર લાગી કે ત્યાં સામ્યવાદીઓ વધારે પ્રમાણમાં બળવાન હતા. ઇટાલી અને જર્મની પછી બીજા દેશોમાં પણ ફેસીઝમ ફેલાતું જાય છે. હવે એ જોવું જોઇએ કે ઇટાલી અને જર્મનીનાં ફેસીઝમનું પરિણામ યૂરોપના બીજા દેશો ઉપર કેવું આવ્યું. એથી એ દેશોની રાજનીતિ ઉપર કેવો પ્રભાવ પડ્યો. ફેસીઝમના પ્રચારમાં સફળતા મેળવવા માટે જાતીય વિચારોને ઉત્તેજિત કરવું જરૂરી હતું, તેથી એ પણ આવશ્યક હતું કે લોકો સામે એવી વસ્તુઓ રાખવી જેને તેમની વર્તમાન અવદશાનું કારણ બતાવીને તેની વિરૂદ્ધ ઉશ્કેરી શકાય. એ એવી કઇ વસ્તુ હોઇ શકે? એક હતો સામ્યવાદ, પરંતુ માત્ર સામ્યવાદજ એ પ્રકારની ઉશ્કેરણી ફેલાવવાના કારણ તરીકે આગળ ધરી શકાય નહીં, તેથી તેઓએ વરસેલ્સની સંધિને બીજા કારણ તરીકે રજુ કરી. આ સંધિ અનુસાર ઇટાલી અને જર્મનીને ખમવું પડયું હતું. એવી રીતે ઇંગ્લાંડ અને બીજા મુડીવાદી દેશોના એ ઉદ્દેશો પૂરા થઇ ગયા. પહેલા તો તેઓએ પોતાને સામ્યવાદના વધતા જતા પ્રચારમાંથી ઘણે અંશે બચાવી લીધા અને બીજું ઇટાલી અને જર્મનીને ફ્રાંસની વિરૂધ્ધ ઉભાં કર્યાં.

આવી રીતે ચિત્રની એક બાજુમાં આપણે જોઇ શકયા કે ફ્રાંસ અને તેના સહકારી દેશોના શત્રુઓએ મુડીવાદની રક્ષા માટે શું શું કર્યું. અને કેવી રીતે એ મુદ્દો પણ પોતાની સામે રાખ્યો કે એ પ્રયત્નો વડે ફ્રાંસનો પણ સાથોસાથ નાશ કરી શકાય. એક કાંકરે બે પક્ષિઓ મારવાનો તેમનો હેતુ હતો. પરંતુ ફ્રાંસ તેમના એવા હેતુનો જવાબ કેવી રીતે વાળતો રહ્યો એ પણ આપણે જોઈ લેવું જોઇએ.

---

(વધુ રસભર્યો ભાગ આવતે અંક.)

# હવે!

# એટલીજ સસ્તી કીંમતે

## મોટી ગોટી—




હમારો નવો

## "હમામ ટોઈલેટ સોપ" માંગો

(એમાં જનાવરની ચરબી આવતી નથી.)

બનાવનાર:—ધી તાતા ઓઈલ મીલ્સ કંપની લીo, તાતાપુરમ

લેખક : પી. જે. ભટ

# અનીતિમાન : : : એકાંકી
# અતિથિ : : : નાટક

ઉપોદ્‌ઘાત જેવું કંઇક :

લેખકે રશીયાના મહર્ષીસમા મહાત્મા ટોલસ્ટોયનાં બહુજ ઓછાં પુસ્તક વાંચ્યાં છે. એથીય ઓછું મનન કર્યું છે. તેમજ વિચારબળની એરણ ઉપર આ વિચારોની કસોટી કરવાનો સમય કમનશીબે તેને નથી સાંપડયો. પણ ટોલસ્ટોયની જીવનકથા વાંચતાં એમ વાંચેલું યાદ છે કે તેમના સિધ્ધાંતોને મૂર્તિમન્ત કરવા માટે કેટલાક અનુયાયીઓએ રશીયામાં આશ્રમો સ્થાપેલા. આ આશ્રમો હવે તો અસ્તિત્વમાં નથી. પણ આશ્રમની ફીલસુફી ઉપર હજુપણ અખતરા ચાલુ છે. આવા એકાદ આશ્રમમાંજ ચોર આવે તો શું થાય તેની કલ્પના કરી આ હળવું નાટક લખ્યું છે. આશા છે કે તે વાંચક સમુદાયને રસપ્રદ લાગશે......લેખક.

## ભૂમિકા

નર્મદા નદીને કાંઠે ટોલ્સ્ટોયવાદીઓએ એક આશ્રમ સ્થાપ્યો હતો. સાદું જીવન અને ઉચ્ચ વિચારની ભૂમિકા ઉપર આ આશ્રમની રચના કરવામાં આવી હતી. હિંદભરમાંથી ટોલ્સ્ટોયવાદીઓના ટોળાં અહીં એકત્ર મળ્યાં છે. અહીં તેઓ આશ્રમના ખેતરમાં જાતેજ ખેતી કરે છે, જાતેજ અનાજ ઉત્પન્ન કરે છે, અને લગભગ બધુંજ કામ જાતે કરે છે. પોતાનાં કપડાં પણ તેઓ જાતે જ બનાવે છે અને લગભગ દરેક વસ્તુમાં તેઓ સ્વાશ્રયી છે.

આ આશ્રમમાં વસતાં તેઓ 'એકજ પ્રકારનું' સાહિત્ય વાંચે છે. ટોલ્સ્ટોય મત સિવાયના અન્ય પુસ્તકોને તેઓ સ્પર્શતા પણ નથી. આથી ધીમે ધીમે તેમને એવી સનાતન શ્રધ્ધા વસી ગઇ છે કે ટોલ્સ્ટોયના સિધ્ધાંતો એજ સાચા સિધ્ધાંતો છે.

આ આશ્રમના મુખ્ય સંચાલક શ્રીમાન પરિમલ કરીને એક બંગાળી બધુ છે.

તેમજ આશ્રમની આંતરિક વ્યવસ્થાની ધૂરા એક શિવસ્વામી આયંગરે નામના મદ્રાસી બંધુએ ધારણ કરી છે.

આ સિવાય ટૉલસ્ટૉય શાળાનું તંત્ર ચારૂનયન ઘોષને સોંપાયેલું છે. ત્યારે અનીલવરણ સામાન્ય દેખરેખ રાખે છે. આ સિવાય ત્યાં અરવિંદ, કમલાકર, બ્રહ્મસ્વરૂપ વિગેરે આદર્શવાદીઓ વસે છે.

અનાજનો સંગ્રહ રાખવાની પ્રણાલિકાને લઇને મ્હોટો સંગ્રહ ત્યાં છે. અનાજના સ્ટોરનું સંરક્ષણ કરવાનું કાર્ય ગોપાલસિંગ નામના પંજાબીને સોંપાયું છે.

હમણા વરસાદની તાણ હોવાથી ચોરીના કિસ્સાઓ વધતા જાય છે. એવા એક તસ્કરબંધુની નજરે અનાજના સ્ટોર ઉપર પડેલી પણ મોહનસિંગ જાગૃત હોવાથી તેની આશા ફળીભૂત થઇ શકી નહિં.

આ વર્તમાનની જાણ થતાં આશ્રમ ઉપર અચાનક ચિંતાનુ વાદળ તૂટી પડયું છે. આ મહત્વના વિષયને ચર્ચવાને આશ્રમવાસીઓ મુખ્ય ઓરડામાં એકત્ર થયા છે.

## પ્રવેશ પહેલો.

પાત્રો: ચારૂનયન
કમલાકર
મોહનસિંગ
અરવિંદ
અનિલવરણ
શિવસ્વામી આયંગર
[અને પાછળથી]
પરિમલ.

સ્થળ: આશ્રમનો મુખ્ય ઓરડો
સમય: સવારના આઠ વાગ્યાનો

[આશ્રમના મૂખ્ય ઓરડામાં અર્ધવર્તુલાકારમાં અનુક્રમે ચારૂનયન, કમલાકર, મોહનસિંગ, અરવિંદ, અનિલવરણ અને શિવસ્વામી આયંગર બેઠા છે. આસનમાં માત્ર સામાન્ય સાદડીઓના સમચોરસ કટકા છે. વચ્ચોના સ્થાન પર પરિમલ બેસતા હોવાથી હાલ તે ખાલી છે. પરિમલના સ્થાન પછેવાડે ટૉલસ્ટૉયનુ તૈલચિત્ર ટાંગેલું છે. તેની બન્ને બાજુ પુસ્તકોના બે કબાટો પડેલા છે. એક ખુણામા ન્હાનું ટેબલ પણ છે. દૂર એક દ્વાર દેખાય છે. તેના ઉપર લખેલું છે 'વાંચનાલય]'

**ચારૂનયન**–[મોહનસિંગ પ્રત્યે] આજ પ્રભાતકાળે મેં સાંભળ્યું કે કોઇ તસ્કર આશ્રમનું અનાજ લુંટી જવાના પાપિષ્ટ ઇરાદાથી આવેલો ?

**મોહનસિંગ**–[અતી ઠંડાશથી] ઇરાદા વિષે હું કંઈ કહી શકું નહિ ! બાકી આવેલો ખરો !

**કુમલાકર**–[વચ્ચે પડીને] પણ તે ચોર હતો તે પણ કેમ કહી શકાય ? ધારો કે તે રસ્તો ભૂલી ગયો હોય અને આશ્રમ દેખી અહીંયા આવ્યો હોય !

**અરવિંદ**–કમલાકર બંધુની સુચના સાવ બ્યાજબી છે! કદાચ તે આપણા આશ્રમમાંજ આવતો હોય તો?

**મોહનસિંગ**–[ખીજવાટથી] બંધુઓ, આશ્રમનો આશરો શોધનારાઓ રાત્રે બે વાગે નથી આવતા. અને અનાજના ભંડારનું તાળું તોડવા નથી મથતા!

**ચારૂનયન**–[ખીજવવાના એક માત્ર હેતુ પૂર્વક] પણ ચોરી કર્યા સિવાય આ બંધુને ચોર કહેવામાં તેની બદનક્ષી થઇ રહી છે તેમ તમોને નથી લાગતું!

**મોહનસિંગ**–તમોને લાગતું હશે! [અતી તાદ્દાશથી] ત્યારે આપણે તેને ચોરી કરવામાં પણ નિષ્ફળ નિવડેલા માનવજન તરીકે વર્ણવીશું?

**અનિલવરણ**–[જે અત્યાર સુધી સાવ શાંત હતો] [નિશ્વાસ મુકીને] તે ચોરી પણ ન કરી શક્યો?!

**કમલાકર**–અહો હો! અનિલવરણ, ચોરી કરવી એ કંઇ રમત વસ્તુ છે કે?

**અનિલવરણ**–વસ્તુને ઉત્પન્ન કરવી તેના તેના કરતાં ઉત્પન્ન થયેલી વસ્તુને ઉઠાવી જવી વધુ સહેલ ન હોત તો તો ચોરી કદી હોતજ નહિ!

**કમલાકર**–[આ સિધ્ધાંત પ્રવચનથી જરા ખંચકાઇને] અન્યની વસ્તુને ઉઠાવી જવાનું કામ એટલું સરળ નથી, હો અનિલવરણ!

**ચારૂનયન**–[વચ્ચે પડીને] નહીંતર આ બંધુ સફળ ન થાત!

**મોહનસિંગ**–[આખરે અકળાઇને] પણ અત્યારે આપણી સમક્ષ એ પ્રશ્ન છે કે આવો ચોર કદી પકડાય તો શું કરવું?

**શિવસ્વામી આયંગર**–[જેઓ ટોલસ્ટોયના સિંધ્ધાતો કરતાં હિસાબકિતાબમાં અતીકુશળ છે] તેને, માટે તો પરિમલને પુછવું પડશે.

**અનિલવરણ**–હાં! હાં! એ ઠીક વસ્તુ છે. બોલાવો પરિમલને!

[પરિમલ એટલામાં આવી પહોંચે છે. તેના નયનદ્વય ઉપર ચશ્માં છે. કપાળ અતી ભવ્ય છે. અને વાળના કાળા ગુચ્છમાં અહીંતહીં દીસતી શ્વેતતા તેમની આધેડવયની પ્રતિતિ આપે છે.]

**શિવસ્વામી આયંગર**–[આવકાર આપતાં] પધારો પરિમલ, આજે આશ્રમને આંગણે એક અટપટી સમસ્યા ઉભી થઇ છે!

**પરિમલ**–[સ્મિત કરતાં] એવી તે કેવી સમસ્યા છે કે જેનો ઉકેલ અનિલવરણ જેવા સિધ્ધાંતવેત્તા પણ નથી કરી શકતા!

**અનિલવરણ**–[નમ્રતાથી] પણ પરિમલ બંધુ, આપના અભ્યાસ આગળ અમારો તો ચંચુપાતજ ગણાય.

**પરિમલ**–વારૂ પણ હકીકત શું છે?

**અનિલવરણ**–આશ્રમના અનાજ ભંડારનું તાળું તોડતા એક માનવને મોહનસિંગે જોયો. આથી મોહનસિંગે અવાજ કર્યો, અને બીકને લીધે એ માનવ નાસી ગયો! હવે તેવા માનવ તરફ આપણી કેવી વર્તણુંક હોવી જોઇએ એ સવાલ ઉપસ્થિત થયો છે!

પરિમલ–એ તો સાવ સરળ છે. ટોલસ્ટોય મહર્ષિ શીખવે છે કે પાપ કુદરતી નથી. અનીતિની ઇચ્છા આપોઆપ ઉદ્દભવતી નથી. અન્યના માલને ઉઠાવી જવાની વૃત્તિ આકસ્મિક રીતે જન્મતી નથી......

[બીજા બધા એક ધ્યાન થઇ સાંભળે છે.]

અનિલવરણ–સાવ સત્ય !

પરિમલ–સંભવ છે કે વરસાદની ઓછપને લીધે તેના ઘરમાં અનાજની તાણ હશે, સંભવ છે કે તેના પુત્રી પુત્રાદીઓને કેટલાય દીવસના કડાકા થયા હશે અને આથી ઉશ્કેરાઇને આશ્રમનું અનાજ લુંટવાને તે પ્રેરાયો હશે......

મોહનસિંગ–કૃત્યને જન્મ આપનારાં કારણો ગમે તે હોય માટે કૃત્ય વ્યાજબી ઠરી શકતું નથી !

પરિમલ–પણ તેમાય કેટલાક અપવાદો છે. માણસ ચોર બને છે કારણ કે તેની પાસે આશરાનું એક સ્થળ નથી તેના પેટમાં અનાજનો કણ પડતો નથી. જ્યારે માણસ અંતિમ પાટલે આવી બેસે છે ત્યારે જ તે ચોર બને છે.

અનિલવરણ–એ સાવ સમજાય તેવી વાત છે, પણ આપણે એ યાદ રાખવું જોઇએ કે આપણે જે ચર્ચા કરી રહ્યા છીએ તે એ છે કે આપણે તેની સાથે કેમ વર્તવું જોઇએ.

પરિમલ–હું તેજ વિષય ઉપર આવું છું. પ્રથમ તો......

[આશ્રમનો પટાવાળો આવે છે.]

પટાવાળો–સાહેબ, પાસેના ખેતરના બે ખેડુતો આવ્યા છે અને કહે છે કે જે ચોર ગઇ કાલે રાત્રે આશ્રમમાં ચોરી કરવા આવ્યો હતો તેને એક ઝાડ સાથે દોરડાંથી બાંધ્યો છે.

પરિમલ–હેં ખરેખર !

પટાવાળો–હા સાહેબ, કહો તો બોલાવી લાવું !

પરિમલ–જરૂર.

[પટાવાળો જાય છે]

પરિમલ–આપણા સિધ્ધાંતની કસોટી આટલી જલ્દી થશે એમ કલ્પના ન હતી

[પટાવાળો બે ગામડીયા અને ચોર તરીકે આરોપીત થયેલા માનવને લઇને આવે છે.]

અનિલવરણ–આજ તે ચોર !

મોહનસિંગ–તેજ !

પરિમલ–સારું, તેમને ભોજનગૃહમાં લઇ જા અને જમાડવાની વ્યવસ્થા કર.

[ગામડીયાઓ ચકીત થાય છે. ચોર જરા આભો બને છે]
પડદો પડે છે.

# પ્રવેશ બીજો.

પાત્રો—આરોપીત ચોર.
પરિમલ.
મોહનસીંગ.
અનિલવરણ.
ચારૂનયન.
શિવસ્વામી આયંગર.
બે ગામડીયાઓ.

સ્થળ—આશ્રમનો એક ઓરડો.
સમય—મધ્યાન્હનો.

[ચોર તરીકે આરોપીત થયેલા માનવે ખાવાનું ખતમ કર્યું છે. અને તે એકલો બેઠો હોય છે. જીવનના આ નવા પ્રકારના અનુભવથી કંઇક અમુંઝાતો તે આમ તેમ જૂવે છે; એટલામાં પરિમલ અને તેમનું મંડળ પ્રવેશ કરે છે.]

પરિમલ—[ચોર પ્રત્યે] આપને ખાવાનું પસંદ પડયું ?

મોહનસીંગ—આશ્રમનું ખાવાનું કદાચ તેને અનુકૂળ ન આવતું હોય!

[ચોર તરીકે ગણાઇ ગયેલો પુરૂષ આમ તેમ જૂવે છે. અને પરિમલ ઉપર એક સીધી નજર નાખે છે જાણે તેની શકિતનું માપ ન કહાડતો હોય!]

પરિમલ—વાર બંધુ......

ચોર—એટલે ?

પરિમલ—વાર બંધુ, ત્હમો ખાત્રી રાખો કે હમો ત્હમોને પોલીસમાં સોંપવાના નથી કારણકે પોલીસ એ અમારા સિધ્ધાંત પ્રમાણે પાશવબળનું નગ્ન સ્વરૂપ છે!

[ચોરમાં હિંમત આવે છે. પરિમલના આશ્વાસનથી તેની આંખમાં તેજ ચમકે છે]

પરિમલ—એટલુંજ નહિં પણ ત્હમાર શરીરને જરા પણ ઇજા નહીં કરવામાં આવે તેની ત્હમારે ખાત્રી રાખવી ! કારણકે અહિંસાની ઉપાસનામાં અમારી શ્રદ્ધા સનાતન છે! પણ ત્હમારૂં નામ ?

ચોર—મ્હારૂં નામ ? કહોને ચોર! હા! હા! હા!

[હસે છે]

પરિમલ—ચોરી કરવાનો તો ત્હમારા ઉપર આરોપ છે. જયાંસુધી ત્હમોએ ચોરી નથી કરી ત્યાંસુધી ત્હમોને ચોર કહી શકાય નહીં!

ચોર—એ વેદીઆવેડા બાજુએ મુકો. બોલો ત્હમારે આગળ શું કરવું છે ?

મોહનસિંગ—હમારે ત્હમારૂં જીવન સુધારવું છે!

શિવસ્વામી આયંગર—તેમજ સમાજના એક શિષ્ટ શહેરીને શોભે તેવું ત્હમારૂં જીવન ઘડવું છે!

અનિલવરણ—આત્મશુધ્ધી કરાવી ત્હમારા જીવનને પૂતઃ નીતિને પંથે મુકવું છે!

**ચોર**–હા! હા! હા! ત્હમો તો મ્હારા હિતૈષિઓ જણાઓ છો!

**પરિમલ**–બંધુ, તેમાં ઉપહાસને સ્થાન નથી પ્રથમ કહો કે ત્હમો કેમ ચોરી કરવા આવ્યા? અને તે પણ આશ્રમના ભંડારમાં?

**ચોર**–વારૂ, સાંભળવું છે?

**પરિમલ**–જરૂર.

**ચોર**–હું ફરીથી કહું છું કે વાતને આગળ વધારવામાં માલ નથી. મ્હને શાંતિથી ભૂલી જાઓ, વિસરી જાઓ. મ્હને મ્હારે માર્ગે જવા દો.

**ચારૂનયન**–[જે અત્યારસુધી શાંત હતો] પાછો અનીતિના માર્ગે?

**ચોર**–ચોરીમાં અનીતિ છે?

**પરિમલ**–જરૂર!

**અનિલવરણ**–એમાં કંઇ શંકા છે?

**ચોર**–મ્હને નથી લાગતું?

**પરિમલ**–પણ બંધુ, તમોએ તમારૂં નામ તો જણાવ્યું જ નહીં!

**ચોર**–નામ જાણ્યા વગર પણ ત્હમો વાત કરી શકો છો!

**પરિમલ**–પણ ત્હમોને શી રીતે સંબોધવા! નામથી વાર્તાલાપ સરળ બનશે.

**ચોર**–તો વાર્તાલાપને ખાતર મ્હારૂં નામ 'વિરંચી' ગણો!

**પરિમલ**–વિરંચી!

**ચોર**–કેમ તેમા કંઇ ત્હમોને અશક્ય લાગે છે?

**પરિમલ**–અશક્ય નહીં પણ સમાજના ઉપલા થરનું તે નામ છે!

[હવેથી આપણે પણ ચોર તરીકે આરોપીત થયેલા મનુષ્યને વિરંચીથી ઓળખીશું]

**વિરંચી**–કેમ સમાજના ઉપલા થરમા ચોર પાકતા નથી?

**પરિમલ**–પાકે છે પણ અપવાદ રૂપ.

**વિરંચી**–હશે. ચાલો સાહિબજી.

[વિરંચી પ્રસ્થાન કરવા પ્રયત્ન કરે છે.]

**પરિમલ**–વિરંચી, અમારા આશ્રમનું જીવન ત્હમોને નથી ગમતું? અમારા અતિથિ તરીકે બે દીવસ પણ ન રહી શકો!

**વિરંચી**–અતિથિ તરીકે? હું તો ત્હમારો કેદી છું!

**પરિમલ**–ના. ના. તેમ નહિ! ત્હમોને ચોરી કરવાની ઇચ્છા કેમ ઉત્પન્ન થઇ તે અમારે જાણવું જોઇએ, કારણ કે અમો માનીયે છીએ કે ચોરી કરવાનો વિચાર જન્મે છે માનવ સંજોગોમાંથી

**વિરંચી**–કદાચ ત્હમારા સિદ્ધાંતો સાચા હશે પણ મ્હને તેમાં રસ નથી.

**ચારૂનયન**–પરિમલથી કહે છે ત્યારે બે દીવસ તો રહો. ત્હમારાં જીવનને સુધારવાની એક તક તો આપો.

[વિરંચી એક સીધી નજર ચારૂનયન તરફ નાખે છે]

**વિરંચી**–[ચારૂનયન પ્રત્યે] આપનું નામ?

**ચારૂનયન**–ચારૂનયન!

**વિરંચી**–અન્યના જીવન સુધારવાની ત્હમારી ઇચ્છા પ્રશંસનીય છે પણ...

**ચારૂનયન**–[પડઘો પાડતો હોય તેમ] પણ?

વિરંચી—ત્હમારે ચશ્માંની જરૂર છે!

શિવસ્વામી આયંગર—ચશ્માંની? તેમની આંખો તો ઘણી સારી છે. ભાઈશ્રી મોહનસિંગ કહેતા હતા કે ચારૂનયન રાત્રે બીલાડીની માફક જૂવે છે!

વિરંચી—[તાદાત્મ્યથી] જોતા હશે. છતાં જરૂર છે.

પરિમલ—આપશ્રી સ્પષ્ટ બોલો તો ઠીક!

વિરંચી—આપશ્રી ત્હમારા આશ્રમ સુધીજ જૂવો છો. એથી આઘે ત્હમારી દૃષ્ટિ જઈ શકતી નથી. એટલેજ હુ કહું છું કે ત્હમારી દૃષ્ટિ ટુંકી છે અને ચશ્માં વગર તે સુધરી શકે તેમ નથી.

ચારૂનયન—હું તો પેલું ગામ પણ જોઈ શકું છું!

વિરંચી—જોતા હશો! પણ ગામમાં જેઓ વસે છે તેને જોઈ શકતા નથી!

મોહનસિંગ—એ તો ક્યાંથી દેખાય?

વિરંચી—અમો ત્હમારા આશ્રમને જોઈ શકીયે છીયે. પણ ત્હમો અમોને જોઈ શકતા નથી! ત્હમો જાણો છો કે ગામમાં આજે ભૂખમરો કેટલો છે? કલ્પના છે કે આ ગામનો આમ-વર્ગ ક્ષુધાના સંતાપ સહન ન થવાથી આપઘાતનો આશરો લે છે!

પરિમલ—એની અમોને ક્યાંથી ખબર હોય?

વિરંચી—તેનું ભાન કરાવવા હું ગઈ કાલે રાત્રે અહીં આવ્યો હતો!

પરિમલ—પણ અમોએ કદી સાંભળ્યું નથી!

મોહનસિંગ—અમોએ કદી જોયું નથી!

ચારૂનયન—અમોએ કદી અનુભવ્યું નથી.

વિરંચી—એ સર્વ છતાં એ સાચી વાત છે. આજે જેઠ માસનો સખ્ત તાપ પડે છે. અને આકાશમાં એક વાદળું પણ નથી! ખેડુતો તો ખુવાર થઇ ગયા છે અને મજૂર કોમ આજે અન્ન અન્ન કરીને દહાડા કહાડે છે. છતાં ત્હમો અહીં......

પરિમલ—પણ તેમાં અમારો શું દોષ?

વિરંચી—દોષ? જ્યારે ચારે બાજુ ભૂખમરાનો દાવાનળ સળગ્યો હોય, જ્યારે ક્ષુધાના સંતાપથી સારીય જનતા જળી રહી હોય ત્યારે ત્હમો અહીં અભ્યાસ, ચિંતન, અને મનનમાં મશગૂલ છો......

[શિવસ્વામી આયંગરે પરિમલ તરફ જૂવે છે.]

આયંગર—પરિમલ શ્રી, આને જવા દો!

એને અહીં રાખવાથી કંઇ જ સારૂં પરિણામ નથી આવવાનું!

પરિમલ—ના, ના, ભલે રહે! એમના સંસર્ગમાંથી આપણને શીખવા જેવું ઘણું મળે તેમ છે. વારૂ, મી૦ વિરંચી ત્હમો બે દીવસ તો રહેશોને?

વિરંચી—અહીં? હું તો અનીતિમાન છું! અન્યનું ઉઠાવી જવાની ઇચ્છાવાળો છું!

પરિમલ—પણ ત્હમો હમારા અતિથિ છો, નીતિમાન કે અનીતિમાન!

વિરંચી—સારૂં ત્યારે......

[પટાવાળો દોડતો આવે છે.]

પટાવાળો-સાહેબ, સાહેબ, આશ્રમમાં અચાનક આગ લાગી છે. દોડો! દોડો!

પરિમલ-હેં! ક્યાં?

પટાવાળો-આમ! સાહેબ! આમ!

પટાવાળાની પછવાડે આશ્રમવાસીઓનું ટોળું દોડે છે. નેપથ્યમાં કોલાહલ સંભળાય છે.

...[પડદો પડે છે.]

## પ્રવેશ ત્રીજો.

| સ્થળ. | સમય. |
|---|---|
| આશ્રમનો મધ્ય ઓરડો. | સંધ્યાકાળનો |

પાત્રો:-આશ્રમમંડળ અને વિરંચી

[પરિમલ હંમેશ પ્રમાણે મધ્યમાં બેઠા હોય છે. અર્ધ વર્તુલકારે આશ્રમ મંડળના સભ્યો બેઠા છે. અને હરોળમાં ચોથા નંબર પર વિરંચી પણ બેઠો છે!]

પરિમલ-ચાલો પ્રાર્થના કરીએ...

આશ્રમમંડળ-જરૂર.

[પરિમલ ગાય છે અને બીજા ઝીલે છે]

પુનિત ત્હારૂં નામ ધરાજો!
ઇચ્છા ત્હારી સફળ કરાજો!
રૂડું ત્હારૂં રાજ્ય કરાજો!
સ્વામીઓ ઓ મ્હારા...

[પ્રાર્થના પુરી થાય છે.]

પરિમલ-આશ્રમમાં લાગેલી અચાનક આગથી અતિ નુકશાન થયું છે!

શિવસ્વામી આયંગર-"ઇચ્છા તારી સફળ કરાજો."

પરિમલ-બંધુઓ, આશ્રમની પુનર્રચના હવે કરવી પડશે. આગથી તારાજ થયેલાં ઝુંપડાઓને ફરીથી બાંધવાં પડશે. અને અનાજ તો આપણે બહારથી મંગાવવું પડશે.

[પટાવાળો આવે છે]

પટાવાળો-સાહેબ, બહાર ચારૂનયન અને અનિલવરણ લડી રહ્યા છે!

પરિમલ-[આશ્ચર્ય દાખવી] લડી રહ્યા છે?!

પટાવાળો-હા, સાહેબ, લડી રહ્યા છે.

પરિમલ-બન્નેને અહીં મોકલો.

[થોડી ક્ષણ પછી ચારૂનયન, અનિલવરણ અને પટાવાળો આવે છે.]

પરિમલ-[અતિ કડક નજર નાખતા.] અનિલવરણ, ત્હમો લડો છો!

અનિલવરણ-એમાં મ્હારો દોષ નથી. ગઇ કાલ સાંજના મ્હારો કોટ જડતો ન હતો અને ચારૂનયન કહે છે કે તે લઇ ગયા હતો. મેં એને એટલુંજ કહ્યું કે મ્હારી પરવાનગી વગર તેણે કોટ લઇ જવો જોઇતો ન હતો!

ચારૂનયન-પરિમલ, બહાર ઠંડી હતી. મ્હારા શરીરને વધુ ઢાંકવાની અગત્ય હતી. આથી હું કોટ લઇ ગયો. તે આશ્રમમાં હતો, આથી તે વખતે

મ્હારી જરૂરીઆત વધુ હતી. આથી હું કોટ લઇ ગયો.

**પરિમલ**-પણ ત્હમે પુછયું કેમ નહિ!

**ચારૂનયન**-અહીં આપણે મિલ્કતમાં કયાં માનીએ છીએ! આશ્રમની સર્વ વસ્તુઓ ઉપર સર્વનો હક્ક છે.

**પરિમલ**-પણ આ કોટ તો અનિલવરણનો હતો.

**ચારૂનયન**-ના. એ આશ્રમનો હતો. અનિલવરણ ઉપયોગમાં લેતા હતા. આશ્રમમાંથી એક વસ્તુ હું આવતી કાલે વાપરવા લઉં તેથી એ વસ્તુ મારી થતી નથી!

**પરિમલ**-પણ આ તો તેમને માટેજ-તેમના શરીરને બંધબેસ્તો આવે તેવો કોટ આશ્રમે તેમના વપરાશને માટેજ આપ્યો હતો.

**ચારૂનયન**-પરિમલ બંધુ, કોટ કોનો હતો તે પ્રશ્ન નથી. કોટની જરૂરીઆત કોને વધારે હતી તે પ્રશ્ન છે. હું બહાર જતો હતો, અનિલવરણ આશ્રમમાં હતો, દેખીતી રીતે કોટની મ્હારે જરૂર હતી. અને હું લઉં તેમાં તેણે તકરાર શા માટે કરવી જોઇએ!

[વિરંચી વચ્ચે પડે છે.]

**વિરંચી**-ત્હમારા ટોલસ્ટોય મહાત્મા શું કહે છે!

**પરિમલ**-આ વિષય ઉપર તેમણે હજુ પોતાના વિચારો સ્પષ્ટ કર્યા નથી. પણ હું માનું છું કે-

**શિવસ્વામી આયંગર**-[મદ્રાસી મનોદશા દાખવતા] કોટનું મુલ્ય અલ્પ હોવાથી તેના ઉપર સિધ્ધાંતની શોધ કરવી મ્હને તો અવાસ્તવિક લાગે છે.

**મોહનસિંગ**-એટલુંજ નહીં પણ મ્હને તો ચોક્કસ લાગે છે કે એ કોટ ઉપર આશ્રમનો પહેલો અધિકાર છે. અને આથી જો ચારૂનયને તમોને પુછયું ન હોત તો ચાલી શકત!

**ચારૂનયન**-ત્હમો સૌ ખોટા છો! આશ્રમ કંઇ અગમ્ય વસ્તુ નથી. આપણે સૌએ મળીને તે આશ્રમ સર્જ્યો છે અને એથી એ કોટ ઉપર મ્હારો તેમજ તમો સૌનો અધિકાર છે.

**પરિમલ**-યોગ્ય! પછી?

**ચારૂનયન**-પછી? આપણામાં જેની જરૂરીઆત વધારે તેમ તેને તે મળવો જોઇએ. તે સંજોગોમાં કોટની જરૂર મ્હારે વધુ હતી એટલે મ્હેં તેનો ઉપયોગ કર્યો.

**પરિમલ**-અનિલવરણ, મ્હને પણ આજ દલીલ યોગ્ય લાગે છે.

**વિરંચી**-[એકાએક] મ્હને તો તે ખરી નથી લાગતી.

**પરિમલ**-[ચમકીને] કેમ?

**વિરંચી**-ચારૂનયનની દલીલ સ્વીકારીએ તો સમાજવ્યવસ્થા ચાલવી અશકય છે.

**પરિમલ**-મિલ્કતની ભાવનામાં અમો માનતા નથી!

**વિરંચી**-તે ભલે. પણ આ તેનો ઉકેલ નથી. કલ્પના કરો, આવતી કાલે ત્હમો ખમીસ પહેરીને અહીં ઉભા છો. એકાએક આશ્રમવાસી આવીને કહેશે

કે 'પારમલ ત્હમારૂં ખમીસ કહાડી આપો. મ્હારે ફરવા જવું છે! અથવા ત્હમો કંઇ લખતા હશો તે વખતે કોઇ કહેશે કે 'આ પેન્સીલ આપી દો, કારણકે ત્હમો તો સામાન્ય કાગળ લખો છો અને હું તો ગીતા ઉપર ભાષ્ય લખું છું. 'કાલે કોઇ કહેશે કે ત્હમો વાંચી રહ્યા છો એ પુસ્તક આપી દો, મ્હારે તેની વધુ જરૂર છે! આમ 'વધુ જરૂર' નો સિદ્ધાંત આગળ વધશે તો જીવન પસાર કરવું અશકય થઇ પડશે!

**અનિલવરણ**–વિરંચીનું કહેવું મ્હને પણ કંઇક ઠીક લાગે છે!

**વિરંચી**–[ઉ-તેજીત થઇને] વ્યકિતના પોતાના ઉપયોગમાં આવતી વસ્તુઓ ઉપર સમુહ માલિકી સ્થાપવા જશો તો ત્હમોજ તૂટી પડશો. એ અશકય છે! ત્હમારે સાચી રીતે જીવનની જરૂરીઆતોનાં ઉત્પાદન ઉપર સમુહમાલિકિ સ્થાપવી જોઇએ નહિ કે વ્યકિતગત વસ્તુઓ ઉપર...

**પરિમલ**–એટલે?

**વિરંચી**–એટલે આપણને કપડાંની જરૂર છે તો કાપડના ઉદ્યોગ ઉપર સમુહ માલિકી સ્થાપવી જોઇએ આપણી ખેતીવાડી ઉપર સમુહમાલિકી સ્થાપવી જોઇએ આપણા ખાણુના ઉદ્યોગ ઉપર સમુહમાલિકી સ્થાપવી જોઇએ......

**પરિમલ**–બસ બસ. આ તો ત્હમારા સમાજવાદી વિચારો છે. એ અમોને ન જોઇએ. ત્હમો તો માનવને યંત્રોનો ગુલામ બનાવવા માગો છો!!

**વિરંચી**–અને ત્હમારો માનવ આખો દીવસ શ્રમનો ગુલામ છે!

**પરિમલ**–પણ તે અન્ય ઉપર જીવતો નથી.

**વિરંચી**–તે એક ભ્રમ છે!

**પરિમલ**–ભ્રમ! ભ્રમ?

**અનિલવરણ**–મ્હને પણ વિરંચીની વાતમાં કંઇક તથ્ય જણાય છે!

**પરિમલ**–બંધુઓ, એમાં સત્વ જેવું કંઇ નથી. આ તો પેલા જર્મન નાસ્તિક કાલમાર્કસની ફીલસુફી છે! ઇશ્વરના અસ્તિત્વમાં પણ શ્રદ્ધા નહિ ધરાવનારાઓનાં આ કાળાં કારસ્થાન છે!

**શિવસ્વામી આયંગર**–પણ આપનો વધુ જરૂરીઆતનો સિધ્ધાંત અહીં કેવી રીતે બંધબેસ્તો આવે છે? જૂઓ આપણે આપણી વ્યતિગત ઉપભોગની વસ્તુઓ ઉપર પણ જો સમુહ માલિકી સ્થાપીશું તો પછી ..

**અનિલવરણ**–એ સાવ અશકય છે!

**મોહનસિંગ**–તેના કરતાં તો વિરંચીનો સિધ્ધાંત સારો છે. સર્વને જરૂરી વસ્તુઓ ઉપર સમુહમાલિકી; વ્યકિતના ઉપભોગની વસ્તુઓ ઉપર વ્યકિતગત માલિકી.

**ચારૂનયન**–એ સિધ્ધાંતમાં સમુહભાવના રહેલી છે. આપણે વ્યકિતગત મૂકિતમાં માનીએ છીએ. સમાજવાદમાં માનવ-ગુલામી છે. ટોલસ્ટોય પંથમાં વ્યકિતની મૂકિત છે.

પરિમલ–[ચારૂનયનમાંથી પ્રેરણા લેતો હોય તેમ] યોગ્ય! યોગ્ય!

અનિલવરણ–[ખીજવાઇને] કપાળ યોગ્ય!

પરિમલ–ટોલસ્ટોયનો એજ સિધ્ધાંત છે!

અનિલવરણ–ટોલ્સ્ટોયે આમ કહ્યું હોય એમ મ્હને ખબર નથી.

મોહનસિંગ–અને કહ્યું હોય તો અમે તેમ માનવા તત્પર નથી.

પરિમલ–એટલે શું ત્હમો આશ્રમ પણ છોડી જશો!

અનિલવરણ–કદાચ!

પરિમલ–ત્યારે ત્હમારી મરજી.

અનિલવરણ–કેમ મોહનસિંગ, કેમ શિવસ્વામી આયંગર, ત્હમારો શું મત છે?

મોહનસિંગ–જો ચારૂનયન જે કહે છે તેજ ટોલસ્ટોય ફીલસુફીમાં હોય તો તે અમોને સ્વિકાર્ય નથી.

શિવસ્વામી આયંગર–અને મ્હને પણ...

[વિરંચી હસે છે.]

પરિમલ–તો જેવી ત્હમારી ઇચ્છા. ટોલસ્ટોયવાદ શિખવે છે કે વિરોધીઓ ઉપર પણ પ્રેમ કરવો. અને કદાચ ત્હમોને ત્હમારી ભૂલ નહિ દેખાતી હોય. ભવિષ્યકાળમાં તે દેખાય તેવી અમારી પ્રાર્થના છે. વારૂ, ચારૂનયન, આપણે બેજ રહયા!

[એક નિશ્વાસ મુકે છે]

વિરંચી–અને હવે કદાચ એકજ રહેશે.

[પડદો પડે છે.]

# ક્રાન્તિકારી ટ્રૉટ્સ્કીનું ગુપ્તજીવન............



**ચારેકોરથી** વિપદના વાયરા સુસવતા હોય અને જીવનનાં જોખમના વર્ષાદની ઝડીઓ પડતી હોય ત્યારે પણ પોતે ચેતાવેલી ક્રાન્તિકારી પ્રવૃત્તિની મશાલ ન બુઝાવા દે કે ન ઝાંખીએ થવા દે એવો પુરૂષ કરોડમાં એક ભાગ્યેજ પાકે. એવા એક વિપ્લવી વીર ટ્રાસ્કીનાં પૂર્વજીવનનો થોડો પરિચય, એ વખતના એના આશ્રયદાતા વિકટર હોકસે આપ્યો છે. "નવયુગ"ના વાંચકોને તે રસદાયક થઇ પડશે એમ ધારી અહિ આપવામાં આવે છે.

## ટ્રોટ્સ્કીનાં જીવનનાં સ્મરણો

**મ**ને મારાં જીવનમા જુદા જુદા વિચારોના ક્રાંતિકારીઓ ઘણા મળ્યા છે અને ક્રાતિકારીઓ સંબધમાં મને ઠીક ઠીક અનુભવ પણ છે. સોશિયલ ડેમોક્રેટ, બોલશેવિક, મેનશેવિક સોશ્યાલિસ્ટ, ટેરરીસ્ટ વગેરે બધાની સાથે મળવનો અને તેઓમાંના અનેકની સાથે મિત્રાચારી કરવાનાં સંભાગ્ય મને મળ્યાં છે. ટ્રૉટ્સ્કી તેઓમાનો એક છે. મેં સાધારણ કોર્ટમાં અને લશ્કરી કોર્ટમાં તેમના તરફથી વકીલાત કરી છે પરંતુ એ બધા પ્રસગો કરતાં રાજકારણી વિચારોને લીધે ન્હાસતા ફરતા માણુસ તરીકે એમને

હું વધુ ઓળખું છું. જ્યારે લેનીન પોતાના ઉગ્ર વિચારોને કારણે બધા દેશોમાંથી હાંકી કઢાતો હતો, અને વેશ તથા નામ બદલીને છૂપી રીતે પોતાના જુદા જુદા મિત્રોને ત્યાં જઈ છુપાતો હતો તે વેળાએ હું તેનો મિત્ર બન્યો હતો ટ્રોટ્સ્કી આજે ફરીથી રાજકીય ન્હાસભાગ કરતો માણસ બની ગયો છે. તે આજે ફરીથી જુદા જુદા વેશે અને જુદાં જુદાં નામો ધારણ કરીને અનેક દેશોમાં ભટકે છે. હું એને એવા રૂપમાં ૧૯૦૫ થી ઓળખું છું.

## શરણ શોધતા રાજદ્વારીઓ

ટ્રોટ્સ્કી પહેલાંએ ન્હાસભાગ કરનારો હતો, અને આજે પણ ન્હાસભાગ કરનારો છે. એક એવો પણ સમય હતો કે જ્યારે ન્હાસભાગ કરનારાઓની સંખ્યા ઘણી મોટી હતી. ૧૯૧૭ અગાઉ અમો આ ન્હાસભાગ કરનારાઓના પરમમિત્રો બની ગયા હતા અમો અમને બુદ્ધિજીવી તરીકે ઓળખાવીએ છીએ. તે વેળાએ આ ન્હાસભાગ કરનારાઓને સંતાડવાની અને તેમની રક્ષા કરવાની અમો બુદ્ધિજીવીઓ અમારી પવિત્ર ફરજ સમજતા હતા. તે એવો વિચિત્ર પ્રસંગ હતો કે એ પવિત્ર કાર્ય કરવા માટે અમો અમારા સર્વસ્વનું બલીદાન આપવા તૈયાર રહેતા હતા. તે સમયે અમારા આત્મામાં નિર્ભયતાનો એવો નશો છવાઈ ગયો હતો કે અમો—બુદ્ધિજીવીઓ—નામ ઠામ પૂછ્યા વીના એવા ન્હાસભાગ કરતા માણસોને ગળે લગાડી મહીનાઓ સુધી તેમની સેવા ચાકરી કરતા હતા. દરવાજાની ઘંટી વાગી, દરવાજો ઉઘાડયો, અને અમો મોઢું જોતાંજ ઓળખી જતા હતા કે કોઇ ન્હાસભાગ કરતો માણસ આવી પહોંચ્યો છે. કોઇ સાથે રહેતો, હરતો ફરતો, ત્યારે કોઇ કબાટમાં પૂરાઇ રહેતો, અને કોઈ છૂપા ઓરડામાં આશ્રય શોધતો તેમના વર્તન વેશપલટો—નામપલટો એ બધાં કારણોસર અમને જરાએ વિસ્મય થતું નહીં; કારણ કે અમો જાણતા હતા કે તેઓ પોતાનો જીવ બચાવવા આવા પ્રયત્નો કરે છે. એ રાજદ્વારી ન્હાસભાગ કરતા માણસોને કોણે અમારૂં નામ સરનામું આપ્યું તેયે અમો જાણી શકતા નહીં. તેઓ આવીને માત્ર એટલુંજ કહેતા, "મને મારા એક મિત્રે તમારૂં નામ સરનામું આપ્યું છે."

## રાજદ્વારી ન્હાસભાગ કરનારો

૧૯૦૫ ની વસન્તઋતુ હતી. બધાનાં હૃદય આશાભર્યાં હતાં. પ્રકૃતિ પોતાના શણગાર સજી રહી હતી. એવા સમયે એક દિવસે—પ્રાતઃકાળે એક નવયુવાન મારે ઘેર આવ્યો. એની વય ત્રીસેક વર્ષની હશે. એની ઓડાવેલી દાઢી, નાની કાળી મૂછો, મુખ ઉપર ઉગ્રતાની જવાળા એના નિરાળાં વ્યક્તિત્વનું ભાન કરાવતી. એની આંખો ગોળ—ગોળ અને સુંદર હતી. એ આંખોમાં શાંતિનું રાજ્ય હતું, પરંતુ તેની જ્યોતિ એવી પ્રખર હતી કે કળજાને વીંધી નાખતી. કપાળ ઉન્નત અને પહોળું હતું. હું એને જોતાં તરતજ સમજી ગયો કે કોઇ પ્રભાવશાળી રાજદ્વારી ન્હાસભાગ કરનારો માણસ મારે ઘેર પધાર્યો છે. એણે પોતાને શરણ આપવાની વિનંતિ કરી મેં સહર્ષ તેનો સ્વીકાર કરી લીધો. છ મહીના સુધી એ મારી સાથે રહ્યો. પરંતુ એણે પોતાનું ખરૂં નામ મને કહ્યું નહીં, અને પોતાને અત્યારે તો પિએત્ર પિએત્રોવિચ નામેજ સંબોધવા સુચવ્યું.

## ઘરભેદુ

મારા ઘરમાં આ પરોણો શાંત અને સ્વસ્થ રહેતો હતો. કોઇની સાથે વાત કરવી પડે નહીં એવા પ્રયત્નો હંમેશા

તે કર્યા કરતો. પોતાના ઓરડામાં બેસી વાંચવું ને વિચારવું એ એનું કામ હતું. કદિ કદિ લખતો અને આરામ કરતો. પરંતુ એણે મારાં બાળકો સાથે ઘાડી મૈત્રિ કરી લીધી હતી. એણે મારા બાળકો ઉપર જાણે વિજય મેળવી લીધો હતો. મારી દિકરીની વય છ વર્ષની અને કિશોરની વય પાંચ વર્ષની હતી એમનો એ સાચો સખા બની ગયો હતો, અને તેમની રમતગમતમાં ભાગ લેતો. તે બાળકો સાથે હસતો અને હસાવતો. એ જ્યારે એ બાળકો સાથે રમતમાં ભાગ લેતો ત્યારે તેઓમાં અપૂર્વ ઉત્સાહ આવી જતો અંતમાં એ બાળકોની એવી સ્થિતિ થઇ ગઇ કે એ નવયુવાન વીના તેમને ચેનજ પડતું નહીં. મારા નાના બાળકો સાથે આટલી ઘાડી મિત્રાચારી કરવામાં એનો શો હેતુ હશે તે હું બરોબર સમજી શક્યો નહીં. મને વહેમ પડયો કે બાળકો મારફતે તે મારાં ઘરનો બધો ભેદ જાણવા લાગ્યો છે. હું જે કંઈ કરતો તેની એને તરતજ પૂરેપૂરી ખબર પડી જતી હતી, અને મારી પત્નિની પણ એ દરેક વાત જાણી જતો હતો મારી દાદીનીયે એક વાત એનાથી છાની રહી ન હોતી. કાકી માારગરેટના પણ દરેક ઢોગધતુરા એ જાણતો હતો, અને કાકા આશાની હીલચાલની એ દરેક ખબર રાખતો હતો. એટલુંજ શા માટે? તે અમારા કુટુંબના બધા મિત્રો અને સમંધીઓની વર્તણુંક, તેમની હીલચાલ એ બધાથી માહિતગાર રહેતો. ઘણા દિવસો પછી મને એ સબંધમાં શંકા થવા લાગી. એથી હું તો ચિંતામાજ પડીગયો કે આ માણસ અમારા ઘરની બધી વાતોની માહિતીઓ શા માટે રાખતો હશે. ભયનું કોઇ કારણ હતું નહીં તેથી અંતે મેં નક્કી કર્યું કે આ રાજદ્વારી ભાગભાગ કરનારો સ્વભાવેજ જીજ્ઞાસુ હશે, એને ચારે બાજૂની ખબરો જાણ્યા વીના અન્ન પચતું નહીં હોય. મને એનીયે ખાત્રી થઇ કે તે હંમેશા સાવધાન રહેવા માટે સાવધ રહેતો હતો.

## અદ્‌ભૂત માણસ

અમારા બધા ભેદો-હકીકતો એ જાણતો હતો; પરંતુ અજબ વાત તો એછે કે અમો હજારો પ્રયત્ન કર્યાં પછી પણ એના સંબંધમાં કશુંયે જાણી શક્યા નહીં. આ રહસ્યમય નવયુવાન અમારે માટે ઉખાણા જેવો થઈ પડયો હતો. અમોને તો એના ખરા નામનીયે ખબર નહોતી. થોડા દિવસો પછી એ અમારી સાથે હળીમળી ગયો, અને ખૂબ વાચાળ પણ બની ગયો. પરંતુ વિચારવા જેવી વાત તો એ હતી કે એ અમારી સામે આખી દુનિઆની વાતો કરી નાખતો, પરંતુ પોતાના સંબંધમાં મોઢામાંથી એક શબ્દ કાઢતો નહીં. ગમે તેવી સ્થિતિમાં એણે પોતાના સંબંધમાં મૌનજ સેવ્યું. અમે એના વીશે માત્ર એટલુંજ જાણી શક્યા કે એ શિક્ષીત અને સંસ્કારી હતો, તેમજ એને ઘણી નાની મોટી વસ્તુઓ સંબધે ખુબ જ્ઞાન હતું. તમે કોઇપણ વિષયની ચર્ચા કરો, તે સંબંધમાં એ વિચક્ષણ પ્રકારે વાતો કરી શકતો. મારા પિતા ડૉક્ટર હતા, એમનો મત એવો હતો કે આ નવયુવાન કોઇ અજાણ્યો ડૉક્ટર હશે. મારી બહેનનો વર રસાયણ શાસ્ત્રનો ખાસ જાણકાર હતો, એણે મત ઉચ્ચાર્યો કે ગમે તે હો, આ નવયુવાન રસાયણ શાસ્ત્રીજ હશે; અને હું વકીલ હોવાને કારણે એને વકીલજ ધારતો હતો.

એક દિવસે એ ભેદભર્યા નવયુવાને મને કહ્યું કે તે બે મહીના સુધી એકાન્તમાં

રહેવા ઇચ્છે છે. કારણ પૂછતાં એણે જણાવ્યું કે એ એક પુસ્તક લખવા ઇચ્છે છે; માટે એને શાંતિપૂર્વક રહીને માનસિક શ્રમ કરવાની જરૂર હતી.

## નવા મહેલમાં

મે માસ હતો. મેં ફિનલેન્ડમાં એક ગામઠી મહેલ ભાડે રાખ્યો. એ નવયુવાનને તરતજ એની ખબર પડી ગઇ, હું તેથી આશ્ચર્યચકિત થઇ ગયો. એ વાત જરૂર મારા બાળકોએજ એને કરી હશે. મેં એને અમારી સાથે એજ 'ઉસિકીર્કા' નામના સ્થળે આવવાનું કહ્યું. આ મહેલ સુધી પહોંચવા માટે સેન્ટ પીટર્સબર્ગથી રેલ્વેનો ચાર કલાકનો માર્ગ વિતાડવો પડતો હતો ફિનલેન્ડના દસ હજાર જીલ્લાઓમાંથી એક પરમ રમણીય કિએરકી યાવી' નામના તળાવને છેડે આ જગ્યા આવેલી હતી. ત્યાંના ભવ્ય સૌંદર્યની વાત સાંભળીને તે રાજી થઇ ગયો. તે વેળાએ મને લાગતું હતું કે આ નવયુવાનની રક્ષા કરવાની અમારી મુખ્ય ફરજ હતી, અને તે બદલ એ યુવાનને અમારો આભારે માનવાની જરૂર નહોતી

ફિનલેન્ડ તે દિવસોમાં ક્રાંતિકારીઓનું સ્વર્ગ બની ગયું હતું. ત્યાંની સ્વતંત્ર સરકાર હતી, અને એ સરકાર કોઇનેયે ત્યારેજ કેદમાં પૂરતી જ્યારે તેને ત્યાંની કોર્ટમાં સજા થતી. એવું કરવા માટે આરોપી ઉપર કામ ચલાવીને એવું સિધ્ધ કરી આપવું પડતું હતું કે ગુનોહ કરવામાં આવ્યો છે. પરંતુ ક્રાંતિકારીઓ સંબધમાં રશિયાની પોલીસ પાસે કશાયે પૂરાવા રહેતા નહીં તેથીજ ક્રાંતિકારીઓની પ્રબળ ઇચ્છા ફિનલેન્ડ પહોંચી જવાની રહેતી. અહીં પોલીસ તેમને વધુ સંતાપી શકતી નહીં, અને એ સ્થળ રાજધાની નજદીકમાં આવેલું હોવાથી રશિઆના ક્રાંતિકારીઓની ચળવળને ત્યાંથી મદદ કરી શકાતી હતી.

## ગ્રંથ લેખન

આ રહસ્યમય યુવાન અમારી સાથે ફિનલેન્ડ આવ્યો. મેં એને મહેલના ઉપરના ઓરડામાં રહેવાની ગોઠવણ કરી આપી થોડાજ દિવસો પછી મને ખબર પડી કે એ આખો ઓરડો પુસ્તકોથી ચીકાર ભરાઇ ગયો છે. દરરોજ પોસ્ટ મારફતે પુસ્તકોનાં પારસલો આવતાં હતાં, અને જૂદા જૂદા અણજાણ્યા માણસો પણ પુસ્તકોના ઢગલા પહોંચાડી જતા હતા. કેટલાક અજાણ્યાઓ વેગે દોડતા ઘોડાની ગાડીઓમાં આવતા અને પુસ્તકોથી ભરેલી પેટીઓ મારી પાસે મુકી જતા. પુસ્તકોથી ભરાએલી ગાડીઓ લગભગ હંમેશા દરવાજા પાસે ઉભી રહેતી હતી. ખૂબ પ્રયત્નો કરવા છતાંયે ગાડી ભરેલા પુસ્તકો, અને એ અવનવા માણસો સબંધમાં હું કશુંયે જાણી શક્યો નહીં! અમો તો આ આશ્ચર્યમાં પડી ગયા હતા કે આ નવયુવાન પુસ્તકોના ઢગલાઓને ચોપડાઓના જીવાત જેમ ખાઇ જતો હશે કે શું? રશિયન, ફ્રેન્ચ, અંગ્રેજી અને જર્મન ભાષાનાં પુસ્તકો એના માટે એકસરખાં હતા. આ પુસ્તકો વિવિધ વિષયો સબંધમાં હતાં. તેથીજ વિચિત્ર વિચિત્ર વિષય કયા વિષય સબંધમાં પુસ્તક લખી રહ્યો છે, એનો અંદાજો જ કરી શકાતો નહીં! હું એના ઓરડામાં જતો નહીં. કારણકે કોઇપણ ત્યાં આવે એ એને જરાયે ગમતું નહીં. એણે દાસીનેયે સુચના આપી દીધી હતી કે જ્યારે દરવાજો બંધ હોય ત્યારે

ખટપટ કરવી નહીં. કદિ કદિ એનો દરવાજો ઘણા દિવસો સુધી બંધ જ રહેતો હતો. એક દિવસે એનો દરવાજો ઉઘાડો હતો અને એનો ઓરડો જોવાની મને ભારે જીજ્ઞાસા થઈ આવી. હું ત્યાં ગયો અને જોયું કે ટેબલ ઉપર નેપોલિયનની એક પિતળની મુર્તિ મુકેલી છે. ભીંતમાં એનીજ એક ઉત્તર છબી ટાંગેલી છે. હું એ જોઈને આશ્ચર્યમાં પડી ગયો. પરંતુ જ્યારે ટેબલ ઉપર ગોઠવેલી ચોપડીઓ ઉપર દ્રષ્ટિ પડી ત્યારે જણાયું કે એ બધી ચોપડીઓ નેપોલિયન સંબંધમાં જ હતી. હું તરતજ સમજી ગયો કે આ નવયુવાન સમ્રાટ નેપોલિયન વીષે એક પુસ્તક લખી રહ્યો છે. મેં એને કહ્યુ:

## નેપોલિયન એટલે ક્રાંતિ

"પિએત્ર પિએત્રોવિચ, આ બધું છે શું? તમે તો ક્રાન્તિકારી અને વિપ્લવવાદી છો, તમને નેપોલીયનનો એટલો બધો રસ કેમ લાગી ગયો?"

એણે પોતાની ક્રુરસી આગળ લીધી, અને તેની ઉપર સ્વસ્થ થઇ બેઠો પોતાની મુઠ્ઠી હાથમાં રાખી તે સ્મીત કરતા બોલ્યો,

"વકીલ સાહેબ! અને તમે પણ શું સાધારણ માણસો જેમ એમજ સમજો છો કે નેપોલિયન એટલે સ્વેચ્છાચાર અને અત્યાચાર! આ સમ્બંધમાં બીજાઓની સાથે તમે પણ ભૂલ કરો છો. નેપોલીયનનો અર્થ છે ક્રાંતિ અને વિપ્લવનું સંગઠન. આ તત્વ તમારે સમજવું પડશે."

નવયુવાનના આ શબ્દો તીરની જેમ મારા કાળજાની પેલે પાર થઈ ગયા. થોડા વખત પછી હું એનું કારણ સમજી શકયો એની વાતો ઘણાં વિચાર અને મનનના ફળરૂપે હતી. એના આત્મામાં ક્રાંતિની જ્વાલા ભભૂકી રહેતી હતી. મને આજે પણ એના ઘણા શબ્દો યાદ છે. એ શબ્દોમાંથી કેટલાકમાં વિજળીના ચમકારા છે, ત્યારે કેટલાકમાં સિંહની ગર્જના, કેટલાક વજ્ર સમાન ભયંકર છે, ત્યારે કેટલાક તુચ્છ સમાજ ઉપર અટ્ટહાસ્ય કરનારા છે.

તે પછીજ હું જાણી શકયો કે આ ભેદી યુવાન ટ્રોટ્સ્કી હતો. હું એનું એક નાનું સમરણ અત્રે લખું છું:

## પ્રેમમાં પડે છે

અમારા ઘરથી થોડે દૂર એક સુંદર રમણી રહેતી હતી. તે જાતે રશિયન અને નામે ઇટાલીયન અને વિચારોમાં સર્વ રાષ્ટ્રીય હતી. રોમન સૌંદર્યની આ જીવંત પ્રતિમા હતી. હું સમજી શકતો નથી કે મારા ઘરમાં છુપાઇ બેઠેલા પરોણાએ એની સાથે કેવી રીતે ઓળખાણ પીછાણ કરી લીધી હતી; પરંતુ અનેક વેળા રાત્રે એની બારી નીચે તે આવી ઉભી રહેતી હતી એ ઠંડા શ્વાસો ભરતી અને કદી કદી પ્રેમ સંગીનની સ્વરલહેરીએ ટ્રોટસકીનું હૃદય હલાવી નાખવા પ્રયાસ કરતી. અને એનું સંગીત સાંભળીને પિએત્રપિએત્રોવિચ કામ છોડી દેતો અને ધીમે ધીમે પોતાના ઓરડામાંથી નીચે ઉતરી આવતો. અનેક વેળા તે ક્રાંતિપૂર્ણ-ગોવેના રાતના ઘણી મોડી આવતી હતી અને પોતાના સંગીતનો મૃદુ આલાપ પિએત્ર સુધી પહોંચાડી દેતી. તે પોતાની ઓરડીમાંથી પહેલાં જોતો, અને પછી બનીઠનીને નીચે ઉતરતો હતો. અને તે પછી બંને નિશાચર પ્રેમીઓ બનીને ફરતાં હતાં. બીજા દિવસે પ્રાત:કાળે પિએત્રપિએત્રોવિચ મારી પાસે નમ્ર ભાવ ધારણ કરી આવતો, અને કહેતો,

"માફ કરજો, કાલે રાત્રે હું બહાર ગયો હતો શું એમ કર્યાથી તમને કંઈ અડચણ થઇ? કૃપા કરીને મને માફ કરશો." આ સાંભળીને હું સ્મીત કરતો અને સ્નેહભર્યા શબ્દોથી એને સ્વસ્થ કરતો.

"મને એથી કંઈ દુઃખ થતું નથી. કારણ કે તમે તે સુંદરીના પ્રેમમાં પડયા છો. તમને પરેપૂરી સ્વતંત્રતા છે રાત્રે ગમે ત્યારે જાઓ, અને ગમે ત્યારે આવો."

એ ઉત્તર આપતો, "હા, હું એના સંગીત પાછળ મુગ્ધ બન્યો છું."

મારા વિચાર પ્રમાણે એ વ્યાજબીજ કહેતો હતો.

## ક્રાંતિની તૈઆરી

આવી રીતે ટ્રોટ્સ્કી ગરમીના દિવસો-માં મારી સાથેજ રહ્યો. એને મળવા માટે ઘણા માણસો આવતા હતા, પરંતુ તેઓને તે કદિપણ અંદર લઈ જતો નહીં, તેઓની સાથે પોતે પાર્ક સુધી જતો અને ત્યાંજ તેઓની સાથે વાતચીત કરી પાછો આવતો. તેઓ ઉભા ઉભા જ એ ચાર મિનિટમાં વાતચિત કરી નાખતા. મેં દૂરથી ઉભા રહીને આ દશ્યો ઘણી વેળા જોયાં હતા, અને ટ્રોટ્સ્કીના અભિનય ઉપરથી અનુમાન કરી શકતો હતો કે રશિયાના જુદા જુદા ભાગોમાથી સમાચારો આવી રહ્યા છે, અને ટ્રોટ્સ્કી ત્યાં કાર્યકરોને હુકમો મોકલે છે. એક વેળા મેં પોતેજ ટ્રોત્સકી સાથે એ સબંધમાં વાત કરવાની શરૂઆત કરી નાખી. મેં તેને કહ્યું કે, "જો કે હું તમારા સબંધમાં કશુંયે જાણતો નથી, તે છતાંયે તમને મળવા આવનારાઓને જોઇને તેમજ તેમની સાથે તમારી ખાનગી વાતચીતનો અંદાજો કરીને હું ધારૂં છું કે તમે રશિયાના જુદા જુદા ભાગોમાં કંઈ ભારે સંગઠન કરી રહ્યા છો." આ શબ્દો સાંભળી તે બોલ્યો,

## ભવિષ્યવેત્તા

"અત્યારે હું એ સબંધમાં કંઈયે કહી શકું તેમ નથી પરંતુ એક ભવિષ્ય ભાખું છું, તમે એ યાદ રાખજો પંદર વર્ષની અંદરજ હું રશિઆની એક અજોડ શકિત-શાળી વ્યકિત થઈશ"

આ શબ્દો સાંભળીને મેં સ્મીત કર્યું, અને મારા સ્મીત ઉપરથી ટ્રોટ્સ્કી જાણી ગયો કે હું એની ભવિષ્યવાણી ઉપર હસી રહ્યો છું, પરંતુ એણે પોતાની ગંભીર ભાવભંગી જરીયે બદલી નહીં અને તે પછી મને જણાયું કે પિએત્ર પિએત્રો-વિચે સાચી વાત કરી હતી એણે પંદર વર્ષમાં અધિકાર મેળવવાની વાત કરી હતી, તેમાં ત્રણજ વર્ષની એણે ભૂલ કરી હતી એના હાથમાં બાર વર્ષ પછી અધિકાર આવી પડયો હતો. ૧૯૧૭ માંજ તે જનતાનો મહા ઉદ્ધારક બની ગયો હતો.

૧૯૦૫ માં રશિયાના વિપ્લવની તૈઆરી એ પૂરી થઇ ચુકી હતી. ટ્રોત્સકીએ ફિનલેન્ડથી એનું સબળ સંગઠન કર્યું હતું. તારીખે નકકી કરવામાં આવી હતી તેથી પિએત્ર પિએત્રોવિચ સેન્ટપિટર્સબર્ગ પહોંચી જવા માટે ભારે ઉત્સુક થઇ રહ્યો હતો. તે છૂપા વેશે ત્યાં પહોંચ્યો, અને સંતાઇ જવા માટે ઓરડી શોધવા લાગ્યો. તે એક સરકારી અમલદારની વિધાવા સાથે રહેવા લાગ્યો. ખૂબીની વાત એ હતી કે એજ મકાનમાં પોલીસની મોટી ઓફીસ હતી. આ સ્થાનમા એ નિશ્ચીંત થઇને રહેવા લાગ્યો

## પ્રખરવક્તા ટ્રોટ્સ્કી

ત્યાર થી જ પિએત્ર પિએત્રોવિચ મારી નજરે ખોવાઇ ગયો. હું પણ સેન્ટ પિટર્સ-બર્ગ ખાતે પહોંચ્યો. એક દિવસે સાંજે ટેકનોલોજીકલ સ્કુલમાં ગંજાવર સભા મળી હતી. શ્રોતા અતિ ઉત્સાહે ઉભરાઇ રહ્યા હતા; અને ઘણા ઉમંગ સાથે વક્તાની વાટ જોઇ રહ્યા હતા. ટ્રોટ્સ્કી એ સભામાં બોલવાનો હતો, એવી વાત ફેલાયાથી લોકો વધુ ઉત્સાહી બન્યા હતા. જ્યારે એ આવ્યો ત્યારે મેં જોયું કે પિએત્ર પિએત્રોવિચ સામે ઉભો હતો. ત્યારેજ હું એ ભેદી માણસને એના ખરાં રૂપમાં ઓળખી શક્યો. એના ભાષણે અગ્નિનું કામ કર્યું, ભણેલા અને અભણ બધા વિપ્લવ માટે તૈયાર થઇ ગયા. આ સભામાં શિક્ષિત સાંભળનારા ઓની સંખ્યા ઘણી વધારે હતી. બુદ્ધિ જીવી, ડોકટર, વકીલ, એન્જીનીયર, પત્રકાર, લેખક, અમલદાર, વિદ્યાર્થીઓ બધાએ ભાષણ સાંભળી ક્રાંતિના પોકારો કરવા લાગ્યા.

ત્યારના અને અત્યારના ટ્રોટ્સ્કીમાં ઘણો ભેદ છે, તફાવત છે. એની આંખમાં ત્યારેજ ઓજસ્વિતા અને તેજ આવે છે જ્યારે એની આંખ સામે વિરોધીઓ હોય, વિરોધીઓની ગેરહાજરીમાં એનો ઉત્સાહ મંદ પડી જાય છે. એનું એ દિવસનું ભાષણ હું આજ દિવસ સુધી ભૂલ્યો નથી. એણે અનેક દલિલો કરીને નવયુવાનોને એ વાત સમજાવી કે શ્રમજીવી જનતાની મુકિત સામ્યવાદ મારફતેજ થઈ શકે.

## અજબ જુસ્સો

૧૯૦૫માં ક્રાંતિ થઇ પણ અસફળ નિવડી. ટ્રોટ્સ્કી પકડાયો. પરીણામે મારે એની વકીલાત કરવી પડી. મુખ્ય વકીલ રશિયાનો જાણીતો એડવોકેટ ગ્રૂજનબર્ગ હતો. હું એનો સહાયક હતો. આરોપી-ઓને જેલમાં મળીને તેમની વાતો ગ્રૂજન-બર્ગને જણાવવી–એ મારૂં કામ હતું. હું ત્યારે નવો વકીલ હતો, તેથી મને ઝાઝા કેસો મળતા નહોતા. તેથી ટ્રોટ્સ્કી-ના બોલાવ્યે હું દરરોજ એને જેલમાં મળવા જતો હતો. એને એ વાતની જરાએ દરકાર નહોતી કે કેવી વાતો કોર્ટમાં રજૂ કરતાં છૂટકારો થશે. એણે તો મને એમ કહ્યુ કે તમે એવાં સાધનો લાવી આપો જેના આધારે હું મારી લેખિત જુબાની રજુ કરીને તેમાં રશિયાની પાપી સરકારની પોલ ઉઘાડી નાખું. મેં એમ જ કર્યું અને એક દિવસે ટ્રોટ્સ્કીએ કોર્ટમાં ઝારની સરકાર વિરૂધ્ધ એવું ભાષણ કર્યું જેથી ન્યાયાધિશ પાગલ જેવો થઇ ગયો, અને કોર્ટમાં એટલી બધી સનસનાટી ફેલાઇ કે ન પૂછો વાત. કોર્ટ-માં જ હુલ્લડ થઇ જાત એવી પરિસ્થિતિ ઉભી થઇ. એણે અઢી કલાક સુધી પોતાનું ભાષણ ન્યાયધિશને સંભળાવ્યા કર્યું, પરિણામે ન્યાયધીશે તેને બોલતા અટકા-વ્યો, જેના વિરોધ તરીકે બધા વકીલો કોર્ટમાંથી ચાલ્યા ગયા.

## પરબુધ્ધિના વાંદરાઓ

આ ઓજસ્વી ભાષણ અઢી કલાક સુધી ધારાપ્રવાહ જેમ ચાલી રહ્યું હતું. જ્યુરી સ્તબ્ધ બની ગઇ હતી. ન્યાયાધીશ ક્રાયરેનિન્નિકોપ મુગ્ધ થઇને સાંભળી રહ્યા હતો. એના ઉપર ભાષણનો એવો પ્રભાવ પડયો કે એ બીચારો એકે શબ્દ બોલી શકયો નહીં, અને કિંકર્તવ્યવિમૂઢ બની

ટ્રોટ્સ્કીનું મોઢું તાજી રહ્યો. એનો ચહેરો ફીક્કો અને આંખો જ્યોતિહીન બની ગઈ હતી. એ વાત આજે ઉઘાડા ભેદ જેવી છે કે તે દિવસે અમે કોર્ટ છોડી ગયા ત્યારે ન્યાયાધીશે જ્યુરીના સભાસદોને કહ્યું કે આજ દિવસ સુધી—જીંદગીભરમાં—એવું તેજસ્વી ભાષણ એણે કદી સાંભળ્યું નહોતું, અને એણે એવું પણ કહ્યું કે મારી બુધ્ધિ બહેર મારી ગઇ છે. આ વિખ્યાત ભાષણમાં ટ્રોટ્સ્કીએ ન્યાયાધીશને કહ્યું હતું,

"ન્યાયાધીશ! યાદ રાખજો જ્યારે અમારા હાથમાં શક્તિ આવી જશે, ત્યારે તમારા જેવા પરબુધ્ધિના વાંદરાઓને અમે ન્યાયાધીશ બનાવીશું નહીં. અમે તો તમને ઉડાવી જ દઇશું."

૧૯૧૭ માં ટ્રોટ્સ્કીએ એવુંજ કર્યું.

૧૯૧૯ માં રશિઆમાં ગૃહયુદ્ધ જાગ્યું હતું, તે સમયની એક ઘટના કોઇએ મને કહી છે. આ વાત ખરી છે કે નહીં, એની મને ખબર નથી. આ વાત હૃદયને કંપ દેનારી છે, અને એ એટલી બધી ભીષણ છે કે તેના ઉપર મને વિશ્વાસ બેસી શકતો નથી. પરંતુ એ ઘટના સાથે ટ્રોટ્સ્કીનું નામ સંડોવાએલું હોવાથી હું અત્રે એનો ઉલ્લેખ કરું છું.

## એક વિચિત્ર ઘટના

ટ્રોટસ્કી એક નવયુવાન અમલદારને તેના સૈન્ય સાથે એક સ્થાનપર ગોઠવી ગયા, અને એને સખ્ત હુકમ કર્યા કે એણે પોતાના સ્થાનથી તસુભાર પણ હાલવું નહીં. એ વચ્ચે શત્રુઓનું સૈન્ય આવ્યું, અને તે એની સામેથી થોડેક દૂરથી આગળ જવા ઇચ્છતું હતું. આમ થતાં બોલશેવિકોની જરૂર હાર થાય. તે અમલદાર આ દ્રશ્ય જોઇ એકજ સ્થળે સ્થિર રહી શક્યો નહીં. એણે શત્રુઓની સેના ઉપર આક્રમણ કરી નાખ્યું, અને તેમનો ભારે પરાજય કર્યો. આ વિજયથી બોલશેવિકોના પાયા ઉંડા બેસી ગયા. તેઓ વધુ મજબૂત બન્યા. આ અમલદારની બધે સ્થળે પ્રશંસા થવા લાગી. અને એની વીરતા કારણે એની ભારે પ્રસિધ્ધિ પણ થઇ. આ સમાચાર ટ્રોટ્સ્કીની પાસે પણ પહોંચ્યા અને બધાએ કહ્યું કે એ અમલદારની બહાદુરી બદલ યોગ્ય બદલો મળવો જોઇએ.

ટ્રોટ્સ્કી ઘટના સ્થળે પહોંચ્યો, એણે એ અમલદારને સૈનિકો સહિત પોતાની પાસે રેલ્વે સ્ટશને બોલાવ્યો, જ્યારે તેએ જઇ પહોંચ્યા ત્યારે એ રેલ્વેમાંથી ઉતર્યો અને અમલદારની છાતી ઉપર એક ચંદ્રક લટકાવતા કહ્યું

"આ તમારા અપૂર્વ વિજય માટે છે."

એ પછી એણે પોતાની રિવોલ્વર કાઢી અને કહ્યું.

"આ આજ્ઞા નહીં પાળવાનું ફળ છે."
એટલું કહીને એને ગોળી મારી દીધી.

## સંચય.

# હિન્દુઓની અવનતિ.

જ્યારે જગતમાં માનવમાત્રની સમાનતા અને એકતાની ભાવના ખીલતી જાય છે ત્યારે ધર્મ, સંસ્કાર, કે રંગ ભેદ પર રચાએલ જાતો, સંપ્રદાયો કે બીજી જાતના વાડાઓને હસ્તીમાં રહેવા દેવા એ ઇચ્છવાયોગ્ય છે કે કેમ એ સંબંધી ખુબજ મતભેદ આજે ફેલાએલો છે. છતાં એ પાયાઓ પર રચાએલા વાડા ઉપયોગી હોઈ તેમને જાળવી રાખવાની જરૂરીઆત છે એવું જે હિન્દુઓ માનતા હોય તેમને અતી મનન કરવાયોગ્ય થઇ પડે એવી કેટલીક માહિતી અને વિચારણા મદ્રાસ બાજુના એક જાણીતા હિન્દુ લેખક શ્રી. જી. વી. સુબ્રહ્મણ્યમે પુનાનાં મરાઠા પત્રમાં એક લેખ લખતાં રજુ કરી છે. તેનો કેટલોક ઉપયોગી ભાગ અહિં ઉતારવામાં આવે છે.

શ્રી. સુબ્રહ્મણ્યમ એમ કહે છે કે પોતાના ધર્મના બધાએ માણસોનો સમાવેશ એકજ દેશમા થઇ જતો હોય એ સદભાગ્ય છે કે દુર્ભાગ્ય એ કહેવું મુશ્કેલ છે. પણ ઘણોજ જુનો, ઐતિહાસિક વારસો અને વિશિષ્ઠ સંસ્કૃતિ ધરાવનાર પ્રજા તરીકે પૃથ્વીના તળ પર હિન્દુઓનું અસ્તિત્વ રહે અને તેમની ઉન્નતી થાય એ ઇચ્છવાયોગ્ય છે એમ જેઓ માનતા હોય તે સહુએ સરકાર તરફથી પ્રગટ કરવામાં આવેલી ૧૯૩૧ ની વસ્તીગણત્રી પરથી ઘણો બોધ લેવો ઘટે છે.

“વસ્તી ગણત્રીના આંકડાઓ પર નજર નાંખતાં એ સ્પષ્ટ જણાઇ આવશે કે આ દેશમાં હિન્દુ ધર્મ પાળતી પ્રજાની સંખ્યામાં કાયમ ઘટાડોજ થતો રહ્યો છે ૧૮૮૧ થી ૧૯૩૧ સુધીમાં એટલે કે પચાસ વર્ષના અરસામાં બીજી કોમોની અપેક્ષાએ હિન્દુ કોમનું પ્રમાણ ૭ ટકા જેટલું ઘટી ગયું છે. બીજી તરફથી બીજી કોમોનાં પ્રમાણમાં કાયમ વધારોજ થતો રહે છે. નીચેના આંકડાઓ બહુ ધ્યાન ખેંચનારા છે.

| | ૧૮૮૧ | ૧૯૦૧ | ૧૯૩૧. |
|---|---|---|---|
| હિંદુઓ | ૭૪.૩૨ટકા | ૭૦.૩૭ટકા | ૬૮.૨૪ટકા |
| મુસ્લમાન | ૧૯.૭૪ ,, | ૨૧.૨૨ ,, | ૨૨.૧૬ ,, |
| ક્રીશ્ચિઅન | .૭૩ ,, | .૯૯ ,, | ૧.૭૯ ,, |
| શીખ | .૭૩ ,, | .૭૫ ,, | ૧.૨૪ ,, |

જૂદા જૂદા પ્રાંતોમાં રહેવા હિન્દુઓની વસ્તીનુ પ્રમાણ તપાસતાં જણાઇ આવશે કે જે પ્રાંતોમાં પછાત વર્ગના લોકો હિન્દુધર્મમાં ભળ્યા છે અથવા લેખાયા છે તે સિવાયના પ્રાંતોમાં હિન્દુઓનું પ્રમાણ ખુબ જ ઘટી ગયું છે. તેના આંકડાઓ આ પ્રમાણે છે:

| | | | |
|---|---|---|---|
| આસામ | ૧૯૨૧ | ૫૪.૩૪ટકા | ૧૪.૭૯ટકા |
| | ૧૯૩૧ | ૫૭.૨૦ ,, | ૮.૨૫ ,, |
| મધ્યપ્રાંતો અને | | | |
| બેરાર | ૧૯૨૧ | ૮૩.૫૪ ,, | ૧૧.૬૦ ,, |
| | ૧૯૩૧ | ૮૬.૦૧ ,, | ૮.૭૨ ,, |
| કુર્ગ | ૧૯૨૧ | ૭૭.૩૩ ,, | ૧૨.૬૫ ,, |
| | ૧૯૩૧ | ૮૯.૩૯ ,, | ૦ |

આ ત્રણ પ્રાંતો કે જ્યાં લગભગ ઘણા-ખરા દલિતો હિન્દુ કોમમાં ભળી ગયાં છોતે સિવાય બીજા બધા પ્રાંતોમાં હિન્દુઓનું પ્રમાણ ખુબજ ઘટી જવા પામ્યું છે. દેશી રાજ્યોમાં જૂદા જૂદા ધર્મોના અનુયાયિઓની વસ્તીનું પ્રમાણ લગભગ સરખુંજ રહ્યું છે.

**પંજાબમાં** ચાર લાખ હિન્દુ—આદિ-ધર્મીઓ પોતાને હિન્દુ તરીકે ઓળખાવવાની ના પાડતા થઇ ગયા છે. પણ એ આદિ ધર્મીઓને હિન્દુઓમાં ગણવામાં આવે તોપણ પંજાબમાં છેલ્લાં દશ વર્ષ દરમ્યાન હિન્દુઓનું પ્રમાણ ૩૧.૮૧ ટકામાંથી ઘટીને ૨૮.૩૦ ટકા પર આવી ગયું છે. એટલાજ અરસામાં મુસ્લીમોનું પ્રમાણ એક ટકો વધ્યું છે.

**બંગાલમાં** તો એથીએ ખરાબ સ્થિતિ છે. પચાસ વર્ષ પહેલાં બંગાલમાં હિન્દુઓ અને મુસ્લીમોનું આપેક્ષિક પ્રમાણ ૪૮.૫૫ અને ૫૦.૯૯ ટકા જેટલું હતુ. આજે હિન્દુઓનું પ્રમાણ ૪૩.૦૪ ટકા અને મુસ્લીમોનું ૫૪.૮૭ ટકા છે. એક વસ્તીશાસ્ત્રીએ એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે બીજા બધા સંયોગો હાલ છે તેવાજ રહેશે તો થોડા વખતમાં બંગાલમાં ૩ હિન્દુએ ૪ મુસ્લીમ એવું પ્રમાણ સ્થપાઈ જશે. બંગાલમાં હિન્દુઓમાં સંસ્કારિતા વધી છે પણ પ્રજોત્પાદક શક્તિ ઘટી છે. ત્યારે મુસ્લીમો સંસ્કારિતા અને પ્રજોત્પાદકતા બન્નેમાં આગળ વધતા રહે છે. આ સાથે જો બંગાલમાં રાજ્યવહિવટ વધારે અવનતિ થશે એવો મી૦ પોટરનો અભિપ્રાય છે.

**પણ** હિન્દુ ધર્મને ભોગે જો કોઈ ધર્મ સહુથી વધારે ફેલાતો હોય તો તે ક્રિશ્ચિયન ધર્મ છે. છેલ્લાં દશ વર્ષમાં તે ૩૨.૫ ટકા જેટલો વધ્યો છે. તેમાંથી ૧૨ ટકા ક્રિશ્ચિઅનોની પ્રજોત્પત્તિને આભારી છે અને ૨૦ ટકા હિન્દુઓ વટલાયા તેને આભારી છે ત્રાવણકોર અને કોચીન રાજ્યમાં હિન્દુઓ ઘણાજ મોટા પ્રમાણમાં ક્રિશ્ચઅન થવા લાગ્યા છે. પચાસ વર્ષની અંદર એ લોકોની સંખ્યામાં કેટલો વધારો થવા પામ્યો છે તે નીચેના આંકડાઓ બરાબર બતાવી આપે છે:

| | ૧૮૮૧ | ૧૯૦૧ | ૧૯૩૧ |
|---|---|---|---|
| ત્રાવણકોર | ૨૦.૭૬ટકા | ૨૫.૬૨ટકા | ૩૧.૪૯ટકા |
| કોચીન | ૨૨.૭૨ટકા | ૨૪.૪૧ટકા | ૨૭.૭૯ટકા |

આ રાજ્યોમાં હિન્દુઓ આટલાં મોટાં પ્રમાણમાં શા માટે ક્રિશ્ચિઅન ધર્મનો અંગીકાર કરવા માંડયા છે એ વાતનો વિચાર ત્યાંના સવર્ણ હિન્દુઓએ કરી લેવો ઘટે છે. દલિત વર્ગો અને અસ્પૃશ્યો તરફ ત્યાંના સવર્ણ હિન્દુઓ જે અપમાનજનક વલણ દાખવે છે અને ક્રિશ્ચઅન મીશનરીઓ એ લોકોને શિક્ષણ વગેરેની સગવડ આપી જે સામાજીક દરજ્જો અપાવે છે તેને આ સ્થિતિ ઘણે અંશે આભારી છે. જો હિન્દુઓ પોતાની સામાજીક વર્તણુક સવેળા નહિ સુધારે તો તેમને પાછળથી પસ્તાવું પડશે.

મદ્રાસ ઇલાકામાં પણ ૧૮૮૧ માં ૭ લાખ ક્રીશ્ચિઅનો હતા તેમાંથી આજે તેમની સંખ્યા ૧૮ લાખ થઇ છે. હિન્દના ક્રિશ્ચિઅનોમાંથી ૬૦ ટકા તો મદ્રાસ કોચીન અને ત્રાવણકોરમાં છે.

આ આંકડાઓ પોતાની મેળેજ બોલે છે. હિન્દુઓની સામે આજે સુધરવું અથવા ધીમે ધીમે ખલાસ થઈ જવું એજ પ્રશ્ન છે. હિન્દુઓ આ વિષયમાં ડહાપણપૂર્વક વિચાર કરતા થઇ જાય એ ઇચ્છિવાયોગ્ય છે.

# સાહિત્ય–સમાલોચના

**જલીઆંવાલા** :–લેખકઃ દર્શક. **વંઠેલાં અને બીજી નાટિકાઓઃ**–લેખક ઝવેરચંદ મેઘાણી. **જેલ ઑફીસની બારીઃ**–લેખકઃ ઝવેરચંદર મેઘાણીઃ સૌરાષ્ટ્ર કાર્યાલયનાં પ્રકાશનો–

**સૌ**રાષ્ટ્ર કાર્યાલયનાં પ્રકાશનો વિષે એક નાનકડો નિબંધ લખી નાખવાનો મારો આશય હતો, પણ અવકાશને અભાવે એ કોઇ બીજા પ્રસંગ પર મુલ્તવી રાખવું પડે છે. તે દરમ્યાન આ ત્રણે પુસ્તકો વિશે એટલી સામાન્ય વાત કરી લઉં કે તે બધાં ગુજરાતી સાહિત્યને જરૂર સમૃદ્ધ બનાવે અને ગૌરવ આપે એવાં છે.

"જલીઆંવાલા" અને "વંઠેલાં અને બીજી નાટિકાઓ" બન્ને નાટ્ય 'પ્રબંધો છે એટલે એનું અવલોકન અહિં એકસાથે જ રજુ કરું છું. બન્ને પુસ્તકોમાં જલીઆંવાલા દેખીતી રીતે જ ચડીઆતું છે. "જલીઆંવાલા"નું વસ્તુ જોતાં પ્રથમ એમ લાગે કે આ વસ્તુ શ્રી. મેઘાણી જેવા કવિની કલમે ચડવું જોઇતું હતું. પણ બન્ને પુસ્તકો વાંચી જતાં એમ જરૂર લાગે કે જે થયું છે તેજ ઠીક થયું છે. શ્રી. મેઘાણી ".જલીઆવાલાં"ની ભાવનાને ખુબજ બહેલાવી શક્યા હોત પણ "વંઠેલા અને બીજી, નાટિકાઓ"નું આયોજન તપાસી જોતાં એ તરત સમજાઇ જાય તેવું છે કે "જલીઆંવાલા"માં જે નાટ્ય તત્વ શ્રી. દર્શકે સરસ રીતે જાળવી રાખ્યું છે તેને શ્રી. મેઘાણી ઇન્સાફ ન આપી શક્યા હોત.

જલીઆંવાલા'નો એક નાટક તરીકેનો વિચાર બાજુએ રાખીએ તો હિન્દના ઇતીહાસનો એ કેવો યાદગાર પ્રસંગ છે? શરૂઆતમાં પ્રકાશકોએ 'નવજીવન' માંથી એક ફકરો ટાંક્યો છે. એમાં, ગાંધીજીએ હિન્દના કવિસમ્રાટ રવિન્દ્રનાથ ટાગોરને 'જલીઆંવાલા'ની કથામાં રસ લેવાનું કહ્યું ત્યારે કવિએ જવાબ આપ્યો કે લાચારીથી એક જગ્યામાં ભરાઇ ગએલા લોકોની કત્લ થાય એમાં કવિતા ન હોય ત્યાંરે ગાંધીજીએ કહ્યું કે "પ્રજા જલીઆંવાલા બાગને ભૂલે તો કાવ્યરસ પેદાજ ન કરી શકે" એમ બતાવ્યું છે. એટલે બણબાણુ રહેવાનું પસંદ કરતા શ્રી. દર્શકનો કવિ-

**સર્જાતું** સાહિત્ય લોકોની રસવૃતિની પારાશીશી છે, એટલે તેના પ્રવાહની દિશા જાણી લઇ કઈ દિશાએ તેને વાળવાથી એ વધારે ઉપકારક થઇ શકશે તે બતાવવું ખાસજરૂરી છે. આ કોલમોમાં એવો પ્રયત્ન હાથ ધરવાનો ઈરાદો છે. એ દષ્ટિએ આવતા અંકથી આ કોલમોને વધુ સમૃદ્ધ બનવાવાનો પ્રયાસ કરવામાં આવશે.

પ્રગતિકારક દષ્ટિથી અને અપક્ષપાત રીતે પોતાનાં પુસ્તકોનું અવલોકન થાય એવી જે પ્રકાશકોની ઇચ્છા હોય તે સહુ પોતાનાં પુસ્તકો અભિપ્રાય અર્થે મોકલીને આ કાર્યમાં સહકાર આપે.

ઘર ટાગોરને આ જવાબ છે. રવિન્દ્રનાથ ટાગોરની વાત ખોટી નથી. સામાન્ય રીતે કવિઓને માન્ય થઇ પડેલા નવ રસોમાંથી એકેયમાં જલીઆંવાલાની વસ્તુનો સમાવેશ થઈ શકે તેમ નથી. જલીઆંવાલા બાગમાં મોતના મહેમાન બનેલ આદમીઓ વીરતાથી પ્રેરાઇને મૃત્યુને ભેટવા નહોતાં ગયાં. એટલે એમાં વીરરસ નથી. એ પ્રસંગે રાષ્ટ્રપર શોકની છાયા પાથરી નથી એટલે એમાં શુદ્ધ કરુણારસ પણ નથી. વીર અને કરૂણાના કોઇ સંચારી ભાવની સંધ્યા એ આખાએ પ્રસંગપર છવાએલી છે. એ પ્રસંગે સમગ્ર રાષ્ટ્રમાં આઝાદીને માટે શાંત નિશ્ચયાત્મકતા અવશ્ય પ્રેરી છે. પરંતુ એને કોઇ નિશ્ચિત રસના ચોગઠામાં ગોઠવી શકાય તેમ નથી. એટલે લાગણીઓ કે ભાવનાઓના ઉદ્રેકમાંજ રાચતા ટાગોરોને આખાં કવિતા જડે એ બનવાજોગ છે. જલીઆંવાલાનો પ્રસંગ તો કોઇક સામ્યવાદી નાટયકાર કે કવિની કલમે ચડવા જેવો છે. વ્યક્તિઓને ભૂલિ પ્રસંગને નાટકનો નાયક બનાવી શકે એવા કલાકારની કલમને કાબીલ એ વસ્તુ છે. એટલેજે કારણસર આ વસ્તુ કવિવર ટાગોરની બાનીનો વિષય નથી તેજ કારણસર એ શ્રી. મેઘાણીની બાનીનો પણ વિષય ન બની શકે. અને એ કહેવું રહ્યું કે ઉપર જણાવ્યા પ્રમાણે પ્રસંગને નાટકનો નાયક બનાવવાનું તો શ્રી. દર્શકને પણ નથી સુજ્યું. પરંતુ એમની એ ક્ષતી નાટકને નિષ્ફળ નથીજ બનાવતી મને એમ લાગે છે કે રા. દર્શકને નાટકની આયોજન પદ્ધતિનો અભ્યાસ બહુ સારો નહિ હોય. એ કારણસરજ આ નાટકનું આયોજન પ્રસંગને અનુરૂપ બનાવવામાં તેઓ સફળ થયા છે. નાટય આયોજનનો સારો અભ્યાસ હોય અને એ અભ્યાસ પછી પ્રસંગને અનુસાર આયોજન ઘટાવવામાં આવ્યું હોય તો નાટકમાં જે મોકળાપણું અત્યારે દેખાય છે, તે માલુમ ન જ પડે.

આ બધી ચર્ચાનો સાર એટલોજ છે કે રા. દર્શક જલીઆંવાલાની ઘટનાને સફળતાપૂર્વક નાટકમાં ગુંથી શક્યા છે. આમ થવાનું એક મુખ્ય કારણ તો એ જણાય છે કે તોફાને ચડેલાં ટોળાંની મનોદશા લેખક આબાદ સમજી શક્યા છે.

થોડા રોજ પર મુંબાઇના કુપરેજના મેદાન પર હિન્દના પ્રખ્યાત પહેલવાનો ગુંગા અને બ્યંકાપ્પાની કુસ્તી થવાની હતી. તે જોવાને હજારો–લગભગ લાખેક જેટલાં–માણસો એકઠાં મળ્યાં હતાં. એ કુસ્તી છેવટે બંધ રહી. એટલે લોકોના ગુસ્સાનો પાર ન રહ્યો. તેઓ તોફાને ચડ્યા. પાંચ છ હજાર ખુરશીઓનો તેમણે ભુકકો કરી નાખ્યો અને પાંચ જગ્યાએ નાની નાની આગો લગાડી. પ્રખ્યાત અંગ્રેજ લેખક કાર્લાઇલે ફ્રેંચ વિપ્લવ પરનાં પોતાનાં પુસ્તકમાં બાસ્તીલના કીલ્લાપર લોકોના ધસારાનું જે વર્ણન કર્યું છે તેની મનોદશાનું એ પ્રસંગમાં મને ફરી દર્શન થયું અને તે સાથેજ જલીઆંવાલામાં શ્રી. દર્શકે બતાવેલી ટોળાની મનોદશાની વાસ્તવિકતા વધારે સ્પષ્ટરૂપે સમજાઈ ગઈ. એટલે એ ખાસ નોંધવા જેવું છે કે રા. દર્શક જલીઆંવાલા બાગના બનાવનું હાર્દ પકડવામાં બરાબર સફળ થયા છે. તે ઉપરાંત લેખકે સર્જેલ કરતાર અને હંસરાજનાં પાત્રો પણ બહુજ સજીવન છે. ખરૂં પૂછો તો હંસરાજનું પાત્ર આખા 'જલીઆંવાલા'ની મનોદશાનું પ્રતિનીધિ છે. કોઈપણ જાતના નિશ્ચય વિના ઘટનાઓના પ્રવાહમાં તણાયેજતું અને

નાની નદીનો પ્રવાહ જેમ સમુદ્રમાં પરિણામ પામે તેમ રાષ્ટ્રીય અસંતોપનો નાનકડો ઉકળાટ છેવટે જલીઆંવાલાની કરપીણ કત્લમાં પરિણામ પામે છે. હંસરાજ અવશ રીતે રાષ્ટ્ર પ્રેમી અને સરકારી જાસુસ કેવી રીતે બન્ને જાય છે તે બરાબર સમજવા માટે તો નાટકજ વાંચવું જોઇએ. કરતારનાં પાત્રને શ્રી. મેઘાણી જેવા લેખક ખુબ વધારે બહલાવી શકે પણ હંસરાજનું પાત્ર તેઓ સરજી શકે કે કેમ એ મારે મનથી શંકાનો વિષય છે.

નાટકની શરૂઆતમાં શ્રી. કકલભાઇએ જલીઆંવાલા બાગના પ્રસંગનો ટુંક અહેવાલ અને તેનું રાષ્ટ્રીય મહત્વ વિશે ટુંક પ્રસ્તાવના આપી છે તે પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરે છે. આ નાટકની વધારે સવિસ્તર સમાલોચના કરવી રસદાયક થઇ પડે તેમ છે પણ અવકાશના અભાવે અહિં તો એ અણજાણ લેખક અને પ્રકાશકોને અભિનંદન આપીનેજ વિરમું છું.



વંઠેલાં અને બીજી નાટિકાઓમાં ત્રણ નાટિકાઓ છે. તેમાંથી "વંઠેલાં" કરતાં "જયમનનું રસજીવન" અને "યશોધરા" વધારે સારાં છે. શ્રી મેઘાણીને નાટ્ય સ્વરૂપ પર બહુ સારો કાબુ નથી એવો સંસ્કાર આ ત્રણ નાટિકાઓ વાંચીને મારા મન પર પડયો છે. "વંઠેલાં" નાટિકામાં આજનાં જુવાનોની અકારણ બંડખોર વૃત્તિનો પરિચય આપવાનો પ્રયત્ન લેખકે કર્યો છે. પણ "વંઠેલા"ઓની બંડખોરી જરાએ "પ્રત્યય" કરાવનારી–convincing–નથી લાગતી. શ્રી. મેઘાણીએ એને અકારણ તરીકે ઓળખાવવા પ્રયત્ન કર્યો છે એટલું સારૂં છે. બાકી આ જગતમાં કંઈપણ અકારણ બનતું નથી એવી દઢ માન્યતા ધરાવનારૂં મારૂં મન લેખકનો એ ખુલાસો કે નાટિકાનાં પાત્રોનું વર્તન એમાંથી એકેયને વાસ્તવિક તરીકે સ્વીકારવા તૈયાર થઇ શકતું નથી. ભવિષ્યમાં આ પ્રકારનાં નાટકો લખતી વખતે લેખક એટલું યાદ રાખશે કે આજના યુવાનોની બંડખોરી માટે બહુજ સરસ સામાજીક મનોદશાનાં કારણો છે અને તે કારણો શોધી તેની ભૂમિકા પર તેઓ પાત્રાલેખન અને નાટય પ્રસંગોનું મંડાણ કરશે તો નાટકો વધારે સહેતુક અને સફળ બનશે.

"જયમનનું રસજીવન"ની પાછળ કંઇ હેતુ ન હોય તો એ નાટિકા મને ગમે તેવી છે. આવી જાતનાં નાટકને વધારે છટકાવ્યું હોય તો બીજા કોઇ કારણસર નહિ તો તેના નાટકી તત્વની ખાતર જ એ વાંચકો પર વધારે પકડ જમાવી શકે.

"યશોધરા"નું વસ્તુ કાવ્યમય છે. યશોધરાને ઇન્સાફની ખાતર સઘળા મોરચાઓ પર લડતી નહિ બનાવતાં એકાદ બે–decisive પ્રત્યતાત્મક–પ્રસંગોમાં તેને ખીલવી હોત તો તેનામાં વ્યક્તિત્વ–Personality–વધારે આવી શકત - અને એટલે અંશે નાટિકા વધારે ચિરંજીવી બનત. પરંતુ વસ્તુ કાવ્યમય હોવા છતાં તેની સારવારમાં લેખકે સંયમ બહુ સારો –નાટયકારને છાજે તેવો–જાળવ્યો છે. મને લાગે છે કે શ્રી. મેઘાણીએ નાટકો ઉપર પોતાની કલમ અજમાવવીજ હોય તો એમણે આવાં કાવ્યમય–lyrical–વસ્તુઓ પર વધારે ધ્યાન આપવું જોઇશે. ત્રણે નાટિકાઓમાં યશોધરા વધારે સફળ કૃતિ છે અને હું એમ માનું છું કે જાહેર સમારંભો વખતે બીનધંધાદારી નાટકકારો તરફથી બીજાં કંગાળ નાટકો

ભજવાય છે તેને બદલે આવી નાટિકાઓ ભજવવામાં આવે તો તે વધારે ઠીક થઇ પડશે.

**જેલઑફીસની બારી:** શ્રી. ઝવેરચંદ મેઘાણીની એક સફળ કૃતિ છે. કાઠીઆવાડનાં જૂનાં લોકજીવનની ઉજળી બાજુને ફરી સજીવન કરતી અને અળખામણી બાજુને પણ પોતાની રસવૃત્તિના મોનેરી રંગે રસી મોહક બનાવતી કાઠીઆવાડ ગુજરાતના એ અણમોલા કવિની પ્રતિભા જેલખાનાની બારી પર મીટ માંડે એવી કલ્પના સુધ્ધાં કોણ કરે? અને છતાં આજે આ વાસ્તવિક સત્ય આપણી પાસે પુસ્તકાકારે રજુ થાય છે લેખકે પ્રસ્તાવનામાંજ કહ્યું છે તેમ આ પુસ્તકમાં એમની પ્રતિભાની બાવીમે શ્રુતિઓનું સંગીત નથી. આમાં તો એક પંચમ સુરજ આલપાયો છે છતાં એ કેવો મોહક છે? જેલ ઓફીસની બારીએ લેખકને જીવનના સાદા તથા સાચા સુરોનો પરિચય કરાવ્યો છે અને એ એટલીજ અસરકારક રીતે લેખકે વાણીમાં ઉતાર્યા છે. એટલે, લેખકે શરૂ કરેલી ઉપમાને ચાલુ રાખું તો, એમાંથી પંચમના ગ્રામ પર બંધાએલું જીવનનું નગ્ન સંગીત સમાજ સમક્ષ ખડું થયું છે. એકલા ઉજળીઆત વર્ગના રાજદ્વારી કેદીઓનાં આંતરજીવનમાં ડોકીઉં આમાં કરાવાયું હોત તો મારા જેવાને આમાં બહુ રસ ન પડત. પણ અત્યારની સમાજ વ્યવસ્થાના અકસ્માતો અને અન્યાયોનો ભોગ બની ગુન્હેગાર તરીકે બદનામ થનાર પૃથ્વિપુત્રો અને મહેનતુ માનવતાનાં જીવનમાં—ભાવના અને લાગણીનાં જીવનમાં—ડોકીઉં કરવાની તક શ્રી. મેઘાણીએ આમાં ઉભી કરી છે એટલા માટે લાગે છે. આ પુસ્તક માગી લે છે એવી સવિસ્તર સમાલોચના આપવાનો અવકાશ મને નથી એ દીલગીર થવા જેવું છે પરંતુ પુસ્તક વિશે મારો સામટો સંસ્કાર એવો છે કે બીભત્સ અને કરૂણરસની કવિતા રચવામાં શ્રી. મેઘાણી જરૂર સફળ થયા છે. એમની બાની (diction) એમને આમાં પણ સારી યારી આપે છે અને ગ્રામ્યલોકોના નિત્યનાં જીવનના નજીકના પરિચયે સમૃધ્ધ બનેલી એમની કલ્પનાએ આ કાલ્પનિક વર્ણનને નવલકથાની રસમય તાથી મઢી લીધેલ છે પુસ્તક શરૂ થાય છે ત્યારે જરા ધસડાતું લાગે છે: એક ઘરાનોનો નિષ્ણાત ગવૈયો બીજા ઘરાનાની ગાયકીને છેડે ત્યારે બને છે તેમ. પણ આગળ જતાં પુસ્તક રસમય બનતું જાય છે. સહુએ વાંચવા જેવું એ પુસ્તક છે. ગુજરાતી સાહિત્ય ખરેખર સમૃધ્ધ બનતુ હોય તો તે આવાં પુસ્તકોથી. ૨

**કામદાર સ્ત્રીઓ**—Women who work:—લેખક: ગ્રેઇસ હચીન્સ, પ્રગટ કરનાર: માર્ટીન લૉરેન્સની કંપની લંડન, કી. ૩ શી. ૬ પે.

છેક દૂરનાં લંડનથી આ પુસ્તક અમને અભિપ્રાય અર્થે મોકલવામાં આવ્યું છે તે સંતોષનો વિષય છે 'નવયુગ' ની એટલા પુરતી પ્રતિષ્ઠા પરદેશોમાં છે એ અમારે મનથી અભિમાનનો વિષય છે. આ પુસ્તકમાં જગતની કામદાર સ્ત્રીઓની હાલની સ્થિતિ, મૂડીવાદ નીચે કામદાર સ્ત્રીઓની શી હાલત થાય છે, ક્યા ક્યા ધંધાઓમાં સ્ત્રીઓ જોડાય છે, કેટલા કલાક કામ તેઓને કરવું પડે છે, પુરૂષોની અપેક્ષાએ સ્ત્રીઓને કેટલી રોજી મળે છે વગેરે

આપવામાં આવી છે. તે પછીથી જુદા જુદા ધંધાઓમાં કુમારી અને પરણિત સ્ત્રીઓને શી શી મુશ્કેલીઓ પડે છે, જેને છોકરાં હોય એવી માતાઓની શી વલે થાય છે અને ઘણાખરા વ્યવસાયોમાં રોકાએલી સ્ત્રી માત્ર ત્રીસજ વર્ષની કુમળી વયે કેવી બુઢ્ઢી જેવી બની જાય છે તેને સુંદર ખ્યાલ આપવામાં આવ્યો છે. તે પછીનાં પ્રકરણોમાં હાલની ઔદ્યોગિક તકરારો—હડતાળોમાં કામદાર સ્ત્રીઓ કેવો વીરત્વભર્યો ભાગ લે છે તે જણાવવામાં આવ્યું છે. અને છેલ્લાં ત્રણ પ્રકરણોમાં સોવિએટ રશીઆની અંદર કામગાર સ્ત્રીઓની સ્થિતિ શી છે તેનો ખ્યાલ આપવામાં આવ્યો છે. મુડીવાદી તંત્ર નીચે અને સોવિએટ તંત્ર નીચે સ્ત્રીઓની હાલતની તુલના કરી તેમાંથી સાર ખેંચવાનું કામ લેખીકાએ વાંચકો માટે જ રાખ્યું છે અમારા મત પ્રમાણે સમાજવાદનું પ્રચાર-કાર્ય કરવાનો આ ઘણોજ સરસ માર્ગ છે. આંધળા ન હોય તે બધાએ દેખી શકે એવી આ સ્થિતિ છે. ર.

**સાચી ઓળખાણ:**—સંપાદક હરભાઇ. પ્રકાશક ઠા. એચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ, મુલ્ય છ આના.

દક્ષિણામુર્તિ વિદ્યાર્થી ભુવનના સંચાલકો તરફથી પ્રગટ થતાં પુસ્તકોનો જે પ્રવાહ ગુજરાતની અક્ષરભૂમિ પર વહેતો રહે છે તેમાં આ પુસ્તક અમુક અંશે ભાત પાડનારૂં લેખાવું જોઇએ. ગુજરાતને શિક્ષણના વિષયમાં સજાગ બનાવવામાં એ સંસ્થાનાં પ્રકાશનો ખુબજ સહાયકારક નિવડયાં છે; પરંતુ આ પુસ્તક નાનું હોવા છતાં બીજાં પુસ્તકોની અપેક્ષાએ વધારે આવકારપાત્ર એટલા માટે લાગે છે કે એમાં જુવાનોનાં પોતાનાં માનસ અને બાળકોના પિતાઓનાં માનસને સીધી રીતે રજુ થવાને અવકાશ આપવામાં આવ્યો છે. ડાયરીમાં લખનારનું અંતર બરાબર ઉતરે છે એ વિશે હરભાઇ જેટલો શ્રધ્ધાવાળો હું થઇ શકતો નથી. છતાં આ પુસ્તક રૂપે શિક્ષણ શાસ્ત્રીઓ અને માનસશાસ્ત્ર સાથે સબંધ ધરાવતા નવલકથાના લેખકો માટે ઘણોજ સારો ખોરાક પીરસવામાં આવ્યો છે એ વાતની ના કોઇથી પાડી શકાય તેમ નથી. પુસ્તકના વિષયને અનુરૂપજ તેનું નામ આપવામાં આવ્યું છે. અમુક જુવાન મગજો સાથે "સાચી ઓળખાણ" કરી લેવાની આ તકનો લાભ સહુકોઇ લે એ ઇચ્છવા યોગ્ય છે.

**હાસ્ય ફુવારો:—લેખક: શ્રી. હરિપ્રસાદ વ્યાસ. પ્રગટ કર્તા, ગાંડીવ સાહિત્ય મંદિર. ફેળાપીઠ સુરત. પૃ૪ ૧૨૮. કીંમત આઠ આના.**

હળવા સાહિત્યના પાત્રોમાં શ્રી. વ્યાસે લેખો લખીને ઠીક ઠીક પ્રસિદ્ધી મેળવી છે. એમના જુદા જુદા લેખોનો આ સંગ્રહ હળવા સાહિત્યના શોખીનોને વાંચવા જેવો છે. એ સંગ્રહમાં કેટલીક હાસ્યકથાઓ પણ છે, છતાંયે એ સંગ્રહને હાસ્ય લેખોના સંગ્રહ તરીકે રજુ કરવાની લાલચ પ્રગટ કર્તાથી થોભાવી શકાઇ નથી. અમે આ સંગ્રહને હળવા સાહિત્યના એક સારા સંગ્રહ તરીકે આવકાર આપીએ છીએ. અને લેખકને એના સફળ પ્રયત્ન બદલ અભિનંદન. સા.

**કોડીયાં:** પ્રગટાવનાર શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણી (પ્રકાશક: દક્ષિણા મૂર્તિ પ્રકાશનમંદિર—ભાવનગર.)

છેલ્લા દશકાનાં ગુજરાતી સાહિત્યમાં આપણે ત્યાં કવિતાસાહિત્યનો મોરો ફાલ ઉતર્યો છે. તેમાં પણ મુખ્ય લક્ષણ એ કે

બહુધા એ જુવાન કવિઓનું જ સર્જન છે. પ્રસ્તુત કાવ્યસંગ્રહના ગોવ ભાઇ કૃષ્ણલાલ શ્રીધરાણીએ એ જુવાન કવિઓની હરોળમાં પોતાનું સ્થાન અત્યાર પહેલાં મેળવી લીધું છે, અને આ 'કોડિયાં' એ સ્થાનને હવે 'રજીસ્ટર કરશે એમાં શંકા નથી.

શ્રીધરાણીની કાવ્યનિમાણ શક્તિ સુંદર છે. તેની કવિતામાં ઉર્મિઉદ્રેક એટલો બધો ધસમસતો નથી કે ચિંતનને તે તાણી જાય. ચિંતનભાર એટલો ચીકટ ને ભારેખમ નથી કે ઉર્મિની હરીયાળી તદ્દન શુષ્ક વેરાન બની જાય. સુષ્ઠુ ચિંતન તથા સરળ સરતા ઉર્મિપ્રવાહથી તેની કવિતા મૂલ્યવતી બની રહે છે. શબ્દની પસંદગી બહુધા સમુચિત અને ભાવનિરૂપણ સરળ છે, છતાં કેટલેક સ્થળે સહેજ શબ્દાળ બની જવાયું છે. તે પણ કહી દેવાની જરૂર છે.

કેટલાક કવિઓમાં જોવામાં આવતું ઐકવિધ્ય અહિં નથી. એકંદર ચૌદ વિભાગમાં વહેંચાએલા આ કાવ્યસંગ્રહમાં બાળકાવ્યો કહી શકાય તેવાં કાવ્યોથી માંડીને ગંભીર કાવ્યો તેમજ કથાકાવ્યો અને ગેય કાવ્યો રજુ થયાં છે. સાદાં વૃત્તોથી માંડીને પૃથ્વી જેવા ગંભીરઘોષી વૃતના પ્રયોગોને ભાઇ શ્રીધરાણીએ હથોડી પર ચડાવ્યા છે, એટલે છંદોમાં પણ વિવિધતા લાવવી પોતાને દુષ્કર નથી એમ બતાવ્યું છે.

"ભરતીમોજાં"વાળો વિભાગ જુવાન લોહીમાં ચેતનવેગ અર્પે તેવાં સ્વાતંત્ર્ય ગીતોથી ભરપુર છે. "પાચીકડા" 'ટાઢા ટબુકલા'માં બને તેટલી સરળતા લાવવાનો કવિનો પ્રયાસ નિષ્ફળ નથી ગયો એમ કહેવું જોઇએ. કથાકાવ્યોની લખાવટ એમને હાથે નીરસ નથી બની. 'ખાતે,' 'ભરતી,' 'પૂજારી,' 'જુવાન,' 'ક્રાન્તિનાદ,' 'નિધનની પછીતે,' 'કોડીયાં,' એ કાવ્યો અર્વાચીન ગુજરાતી કવિતા સાહિત્યમાં પ્રથમ પંક્તિનાં અધિકારી ગણાય તેવાં છે.

આશા છે કે ચિંતનને હજુ વધારે વિશાળ અને ઘેરૂં બનાવી, શબ્દાળતા ઓછી કરી શબ્દોમાં સરળતા સાથે વેધક અર્થઘનતા લાવી, યુગનાં પ્રેરક બળોને હજુ વધારે પ્રમાણમા પોતાની કવિતામાં ઝીલી, અને 'કોડીયાં' કાવ્યમાં ક્યાંક દેખાય છે તેવી અસ્પષ્ટતા કાવ્યોમાં લાવવાના મોહથી દૂર રહી. શ્રીધરાણી પોતાનો વિકાસ પૂર્ણ બનાવશે અને ગુજરાતી કવિતામા પોતાનું કાયમી સ્થાન મેળવશે.

અ



વર્ષ : ૭ મું. | નવયુગ | અંક : ૪ થો.

# સંપાદકની સાથે—

**આ** જમાનો ઉતાવળનો છે. વાંચવાની બાબતમાં તો ખાસ એવું જ બન્યું છે કે વાંચનારની શક્તિ કરતાં વાંચવાની વસ્તુઓ ઘણી જ વધી ગઇ છે. અને ઘણી વખત તો એવું બને છે કે વાંચનારે શું વાંચવું અને શું ન વાંચવું એ નક્કી કરવા માટે બધાં સામયિકો ફેરવી જવામાં જ એટલો વખત નીકળી જાય છે કે પછી જે કાંઇ વાંચવાયોગ્ય લાગે તે વાંચવાનો વખત ભાગ્યે જ રહે છે. આ વસ્તુસ્થિતિનું ભાન આપણાં વાંચન ઉત્પાદકોને પુરેપુરૂં થયું હોય એમ લાગતું નથી. પાશ્ચિમાત્ય દેશોમાં તો આ સત્યની પીછાણ પુરેપુરી થઇ ચૂકી છે અને તેથી જ ત્યાં આગળ સામયિક સંપાદનની કળા ખુબ જ ખીલી છે. દરેક વાંચકને જે કાંઇ વાંચવું હોય તે તે મ્હેલાઇથી શોધી શકે એવી રીતે જૂદી જૂદી જાતના વિષયો રજુ કરવાની કળા એ લોકોએ અજબ રીતે ખીલવી છે. મને એમ લાગે છે કે એ કળા આપણે પણ અપનાવવી જોઇશે. આજ સુધી એ દ્રષ્ટિબિન્દુથી 'નવયુગ'માં પ્રગટ થતા લેખો પર સુચક મથાળાંઓ આપવામાં આવતાં. તેમાં જગ્યા ઘણી રોકવી પડતી અને તે છતાં વાંચકોને લખાણોનાં સાચાં સ્વરૂપનો બરાબર ખ્યાલ ન આવી શકતો એવો મને અનુભવ થયો છે. એટલે શરૂઆતમાં આ લખાણ મારફત દરેક લેખનો પરિચય આપવાની આ પ્રથા આ અંકથી હું દાખલ કરૂં છું. લોકાદરને એ કેવીક પાત્ર થાય છે તે હવે જોવાનું રહે છે.

આ પ્રથા દાખલ કરવામાં એક બીજો આશય પણ રહેલો છે. 'નવયુગ'માં બનતાં સુધી એવી જ જાતનાં લખાણો દાખલ કરવાં કે જેથી જીવનની ઘણીખરી પ્રગતિકારક બાબતોમાં સામાન્ય રીતે રસ લેતી હોય એવી દરેક વ્યક્તિને તે વાંચવામાં રસ પડે એવી નીતિ પહેલેથી જ અખત્યાર કરવામાં આવી છે. એ નીતિ વધારે સારી રીતે જળવાઇ રહે એવો મારો હમણાંનો પ્રયાસ છે. એટલે તેના લેખો જેમ બને તેમ વધારે વંચાય . એ મારી ઇચ્છા છે આ કારણથી પણ ઘણા ખરા લેખોનો ટુંક પરિચય આ રીતે આપી દેવાનો આ પ્રયાસ હાથ ધરાયો છે.

**નવયુગના** આ અંકમાં ત્રણ કાવ્યો આપવામાં આવ્યાં છે. ત્રણે શ્રમજીવીઓનાં જીવનને પોતાનું વસ્તુ બનાવે છે. "નવયુગ"માં આ પ્રકારનાં કાવ્યો જ ઘણુંખરૂં પ્રગટ થાય છે તેનું એક કારણ એ છે કે એ અમારી નીતિને અનુરૂપ છે. બીજું કારણ એ છે કે ચાંદો, ઉષા, સૂરજ, કમળ, ભમરા, પવન વગેરેને લગતાં

કાવ્યો, આત્મકેન્દ્રિત વ્યક્તિઓની અંગત લાગણીઓને આગળ ધરતાં કાવ્યો અને એ પ્રકારની બધી કાવ્યસામગ્રી સાહિત્યકારોને ભલે ગમતી હોય પણ તેનો જીવનની સાથે ઘણો ઓછો મેળ હોય છે. આથી કરીને 'નવયુગ'માં જે કાવ્યો પ્રગટ થાય છે તેમાં કવિત્વની દૃષ્ટિએ મહત્વ ભલે ઓછું હોય પણ તેમાં સહૃદયતા અને વાસ્તવિકતાનાં પ્રતિબિંબો તો જરૂર હોય છે. 'નવયુગ'નાં આ અંકનાં કાવ્યો એ સામાન્ય વર્ણનને અનુરૂપ છે એમ જરૂર જણાઇ આવશે.

'**પ્રસાર થતા** માસનું રાજકારણ' એ નવયુગનું કાયમી અંગ છે. કોઇપણ રાજકીય પક્ષની સાથે જેને સીધો સમ્બંધ ન હોય એવા સમાજવાદી આદમીનાં દ્રષ્ટિબિન્દુથી આગલા માસ દરમ્યાન ચાલેલી રાજકીય પ્રવૃત્તિઓનું વિહંગાવલોકન કરી વિશાળ આમવર્ગની દ્રષ્ટિએ તેની ઉપયોગિતા આંકવાનો પ્રયાસ એમાં કરવામાં આવે છે. આ વખતે રાષ્ટ્રીય મહાસભાની કાર્યવાહક સમિતિએ મુંબાઈ ખાતે કરેલા ઠરાવો અને વિલાયતમાં હિન્દના માજી હાકેમોની પ્રવૃત્તિ વિશે એમાં લખવામાં આવ્યું છે.

"**એ સમાજવાદથી** ચેતતા રહેજો" વાળો લેખ એક સમાજવાદી વિચારકની કલમે લખાએલો છે. ગાંધીજી કોન્ગ્રેસના સમાજવાદી પક્ષને શરતી અનુમતિ આપે છે તેમાં શો દોષ રહેલો છે, અને મૂડી મજૂરીના પ્રશ્નો તરફ ગાંધીજીની વલણમાં કઇ જગ્યાએ ભૂલ રહેલી છે તે બતાવવાનો એમાં પ્રયાસ કરવામાં આવ્યો છે.

**આજે** જગતમાં 'ઇઝમો'–વાદો–ખુબજ વધી પડયા છે, જૂદા જૂદા દેશની રાજ્યપ્રથાઓ, જૂદી જૂદી શાસનપધ્ધતિઓ, અને સમાજવાદ સમ્બંધી લોકોના મનમાં ઉઠી રહેતા અનેક પ્રશ્નોના સરળ જવાબ આપવા માટે "મુંઝવતા સવાલોનો સરળ ઉકેલ" વાળી લેખમાળાને હાલતુરત માટે 'નવયુગ'નું અંગ બનાવવામાં આવેલ છે. આજે તો કોઇ એન્જીનીઅરીંગ કોલેજમાં દાખલ થવા જતાં વિદ્યાર્થીઓને પણ એમ પુછવામાં આવે છે, "ફેસીઝમ શું છે?" "કોમ્યુનીઝમ શું છે?" વગેરે. વિદ્યાર્થીઓ બીચારા મુંઝાઇ પડે છે; અને આવીજ મુંઝવણનો અનુભવ જીવનમાં બીજાં ઘણાં માણસોને થાય છે. આ મુંઝવણ ટાળવી એ આશયથી આ લેખમાળા આપવામાં આવે છે. આ સમ્બંધમાં 'નવયુગ' ના વાંચકો પણ પોતાને મુંઝવતા સવાલો લખી મોકલશે તો તેનો જવાબ આપવાનો પ્રયાસ કરવામાં આવશે. હાલતુરત તો જે સવાલ જવાબો આપવામાં આવે છે તે અમેરિકાના પ્રખ્યાત વિચારક હાલ્ડમેન–જુલીઅસનાં "અમેરિકન ફ્રીમેન" પત્રમાં આવતા સવાલ જવાબોજ છે. વાંચકોને તે ગમ્યા છે એટલે તે આપવાનું ચાલુ રાખ્યું છે.

"**હિન્દી સ્ત્રીઓના** કાયદેસર હકકો" સ્ત્રીઓમાં લોકપ્રિય બને તેવું "નવયુગ" નું અંગ છે. અંગ્રેજીમાં આ વિષયને લગતું એજ લેખકનું પુસ્તક જે લોકપ્રિયતા સંપાદન કરી શકયું છે તે એવી આશા પ્રેરે છે કે ગુજરાતીમાં પણ તે લોકપ્રિય બનશે. અનેક પ્રકારના સામાજીક સીતમોથી રીબાતી અથવા હેરાન થતી દરેક બ્હેને એ લેખમાળા અવશ્ય વાંચવી જોઇએ કેમકે પોતાને સહન કરવા પડતા અન્યાયોમાંથી ઉગરી જવા માટે કાયદો તેમને

કેટલા પ્રમાણમાં સહાયભુત થાય તેમ છે તે તેઓ તેનાથી જાણી શકશે. ખાસ કરીને લગ્નજીવનના હકકો સંબંધી તેમાં આપવામાં આવતી માહેતી તેમને ખુબજ ઉપયોગી થાય તેમ છે.

**જાણીતા** અંગ્રેજ લેખક અને પત્રકાર મી૦ એચ. એન. બ્રેઇલ્સફોર્ડે હમણાં એક પુસ્તક લખ્યું છે. "શાંતિ કે મીલ્કત?" એમાં એમણે એમ અફર રીતે સાબીત કર્યું છે કે ખાનગી મીલ્કત અને શાંતિ–વ્યકિતગત કે સામાજીક–એ બે પરસ્પર વિરોધી વસ્તુ છે. એ પુસ્તકનો આખાં જગતમાં સારો આદર થયો છે. પુસ્તક આપણાંમાંના દરેકે વાંચવું જોઇએ. પણ અમે જાણીએ છીએ કે 'નવયુગ'ના વાંચનારાઓમાંના ઘણાંની શકિતની બહારનો એ વિષય છે, એટલેજ એ ઉપયોગી પુસ્તકનો સાર ભાગ એક લેખરૂપે આ અંકમાં "શાંતિ કે મીલ્કત" એ લેખમાં રજુ કરાયો છે. સામાજીક પ્રશ્નોમાં રસ લેનાર સહુકોઇ તે વાંચે.

**આ** ઉપરાંત 'રખ્ખરનું રાજકારણ' '૧૯૧૪ અને ૧૯૩૪', 'એશિયાનો મનરો સિદ્ધાંત' અને 'જર્મન હત્યાકાંડનું રહસ્ય' એ બધા સમકાલિન રાજકારણ પર વેધક પ્રકાશ પાડનારા લેખો છે. અમારી એવી માન્યતા છે કે જયાંસુધી આંતરરાષ્ટ્રીય રાજકારણના પ્રબળ પ્રવાહોનું ઠીક ઠીક જ્ઞાન આપણે ન ધરાવીએ ત્યાંસુધી હિન્દી રાજકારણ વિશે આપણને સાચી દષ્ટિ સાંપડે નહિ. ઉપરાંત આજે વિજ્ઞાનની પ્રગતિને લીધે જગત વધારે અને વધારે નજીક આવતું જાય છે. ન્યુયોર્કનાં કે બજારના ભાવ ઉપર આપણા વેપારીઓ સટ્ટો ખેલે તો એ બજારોને અસર કરનાર એ દેશોની રાજકીય પ્રવૃત્તિઓ તરફ આપણે ઉદાસીન રહીએ તે કેમ જ ચાલે? ઉપરાંત આ બધા લેખો જે લેખકોને હાથે લખાયા છે તેઓ આંતરરાષ્ટ્રીય રાજકારણના અચ્છા અભ્યાસી છે એટલે એ લેખો વાંચકોને માટે ખાસ મનનીય બને તેમ છે.

**આ** બધું આપવાની સાથે વાંચકોને ગમત સાથે જ્ઞાન આપનારૂં, તેમને ખુશમીજાજી બનાવનારૂં હળવું સાહિત્ય પુરતા પ્રમાણમાં આ અંકમાં પણ પીરસવામાં આવ્યું છે. આ અંકમાં ચાર ટુંકી વાર્તાઓ અને એક હળવો નિબંધ આપવામાં આવ્યાં છે. તે બધાંએ વાંચકોને ગમશે એવો વિશ્વાસ છે.

'સાહિત્ય–સમાલોચના' વિશે વાંચકોને ખાસ કંઇ કહેવાપણું રહેતું નથી. ફકત એટલુંજ કે પુસ્તકોનાં અવલોકનમાં કલાના મૌલિક સિધ્ધાંતોની દ્રષ્ટિએ ચર્ચા કરવામાં આવે છે. અને એ ચર્ચા વાંચકોમાં વધારે વિવેકભરી રસદ્રષ્ટિ કેળવે અને લેખકોને માર્ગદર્શક અને ઉત્તેજન આપનારી થઇ પડે એવી બનાવવાનો અવલોકનકારોનો આશય હોય છે.

**આ** કોલમો મારફત સંપાદક વાંચકોની સાથે અંગત વાતચિત કરવાની તક લે છે. જે સામાજીક આદર્શને વધારે નજીક આણવા માટે 'નવયુગ' હસ્તી ધરાવે છે તેની સિધ્ધિમાં 'નવયુગ' મારફતે તેનો સંપાદક અને તેનું વાંચકમંડળ વધારે નજીક આવે એ એક અભિલાષા છે. તે સફળ બને એમ આપણે બધા ઇચ્છીએ.



# નવયુગ

જુલાઇ ૧૯૩૪.

વર્ષ ૬ ઠું :: અંક ૪ થો.


## રાજકીય



## ભાવના–વિચારપધ્ધતિ



## વાર્તાઓ



## કાવ્યો



## વિશિષ્ટતાઓ

# યુગધર્મ

—(૦)—

આપણે ઇચ્છીએ કે નહિ પણ નવયુગ આપણી વચ્ચે આવી લાગ્યો છે. તેને સત્કારનારા, તેનાં બળોને પારખી તે અનુસાર પોતાનું જીવન ગોઠવનારાજ સુખથી જીવી શકશે અને પ્રગતિ સાધી શકશે. તેને નહિ પીછાણનારા કિંકર્તવ્યવિમૂઢ બની ગોથાં ખાશે, વલોપાત કરીને નિરર્થકતામાં વિલાઇ જશે. અજાણી ભોમ અને અજાણ્યાં માણસોની વચ્ચે જાણે કોઇ ગૂઢ સત્તાને હાથે ફેંકાઇ ગયા હોય એમ આખો જન્મારો તેમને લાગ્યા કરશે અને મરતી વખતે સારી રીતે જીવ્યાનો સંતોષ તેમનાં મુખ પર નહિ હોય. પ્રગતિનાં પૂરની સામે તરવામાં કોઈ કદિ ફાવ્યું છે? અને આજે જેનાં આગમનના ભણકારા વાગી રહ્યા છે એ કાંઈ સામાન્ય પૂર નથી, એ તો ઘોડાપુર છે. ભલભલાના ગાત્રો ઢીલાં કરી નાખે એવાં એનાં વેગ અને ઘુઘવાટ છે. પામર માનવતાએ તેની સામે બાંધેલા રાજ્યસત્તા, આર્થિક વહેવારો, ધર્મ, નીતિ એ બધાંના બંધનો એ તોડી નાખશે. સાહિત્ય અને કલાનાં રૂઢ સ્વરૂપોને એ ધોઇ નાંખશે.

કાયરો, શોષકો અને અજ્ઞાન માણસો એનાથી ધ્રુજી ઉઠશે. સદીઓથી વહેલા ક્ષીણ અને મલીન જીવનપ્રવાહોની પરંપરાને પૂજનારાઓ ભયભીત બની જશે. જેમને સૃષ્ટિક્રમના અટલ નિયમોમાં શ્રદ્ધા હશે તેઓજ એ જોઇને રાચશે—પોતાનાં હૃદય અને બુદ્ધિને સ્થિર રાખી શકશે.

મહાપૂર આવે ત્યારે પાણી ડહોળાંજ હોય, તોફાનીજ હોય: નવસર્જન પહેલાંના સંહારની ભયંકરતા એમાં હોય; પરંતુ એ ડહોળાણ, એ તોફાન, એ ભયંકરતામાંજ ભૂખી ધરતિની નવપલ્લવતાનાં વચન સમાએલાં છે.

આ શ્રદ્ધા તમે ધરાવી શકો છો? જો ન ધરાવી શકતા હો તો તમારે માટે કોઇ આશા નથી. જો ધરાવી શકતા હો તો તમારી ફરજ છે કે એ મહાપૂરનો માર્ગ બને તેટલો સરળ બનાવો. તેનાં તોફાનને ઓછું સંહારક બનાવવા તેના માર્ગમાં પડેલાં બંધનો ઉઠાવી લેવા કામે લાગી જાઓ. વૃદ્ધ પેઢીના હો તો એ મહાપૂરના માર્ગવિધાયક બનવા તમારાં બાળકોને તૈયાર કરો; તરૂણ પેઢીના હો તો પ્રગતિપ્રવાહના

# બેજ રસ્તા.

---

આ અમારે માર્ગ શી આફત ખડી છે ?
આપડાની છાપ અમ ઉપર પડી છે !
ગર્ભ નિર્ધન ! જન્મભર લક્ષ્મી નડી છે !
દુઃખની સ્વારી શીરે હરદમ ચઢી છે !

ભય રહ્યો એકારીનો ઉર હર ઘડી છે !
શું કર્યું તેની સજા આવી કડી છે ?
મોજ ને આરામની તો ક્યાં ઘડી છે ?
ભૂખની ભઠ્ઠી સદા રહે ભડભડી છે !

* *

થાકયાં જરૂરીયાતોય મેળવવા લડીને !
કહાડી જિંદગી કંગાલિયત અંદર સડીને !
દિલાસો માગીએ અશ્રુ અમે નિષ્ફળ રડીને !
રળીએ રોટલો શ્રીમાનના પાયે પડીને !

દુઃખી હૃદય અંદર ઊંડી ફાટો પડી છે !
તમ યજ્ઞમાં કાયા અમારી ભડભડી છે !
તમ સ્વાર્થમય સેના અમારા પર ખડી છે !
જગમાં જરીએ ના દયા અમને જડી છે !

કરુણ કથની અમારી સર્વને સઘળી કહી છે !
અમારે જીવવાને એક પણ આરો નહિ છે !
સહેવાય ના રહેવાય હદ આવી ગઈ
માનવ—હૃદયમાંથી હવે શ્રધ્ધા ગઇ છે !

પાપ—પૂણ્યોની કથા જૂની થઇ છે !
પાપ—પૂણ્યોની નહિ હસ્તી કંઈ છે !
પાપ હોયે તો ન મેં કીધું કંઇ
તો પછી આવી દશા શાને થઇ છે ?

'ને પૂણ્ય પૈસા હોય તોજ કરાય છે !
હોય પૈસા પાપ સર્વ હરાય છે !
પૂણ્ય પૈસામાં રહ્યો ના ભેં છે !
પૈસા સમાએ પૂણ્યમાં જ ગણાય છે !

હું હવે પરમેશને માનું નહિ !
એની પ્રભુતા લેશ પીછાણું નહિ !
પક્ષપાતી શું પ્રભુ કહેવાય છે ?
એ ન રીઝે હોય જો નાણું નહિ !

બે જ રસ્તા છે ગરીબો જોઇ લો ?
એક પાછળી પ્રાણ હોંશે ખોઇ લો ?
કાં આ જીવનથી હાથ સત્વર ધોઈ લો ?
નહીં તો ફરી બળવો જગતને જોઈ લો ?

—ચિનુભાઇ ડૉક્ટર, બી. એ.

# પ્રભાત

—:o:—

(પૃથ્વી)

વિતી રજની વીર ઓ! તિમિર તેની સાથે ગયું,
પુનિત પરભાતનું પ્રકટ તેજ પૂર્વે થયું!
પણે ઝળહળે તું જો, સુભગ ભર્ગ ભાનુતણું,
ઉદાત્ત બલ આપતું, કર નિશાન એ આપણું
પ્રમાદ તજી ભ્રાત ઓ પડતું જંગમાં જાગીને,
જય શ્રી જીતી બાહુથી વર યથેચ્છ લે માગીને.
મહાન ગત ભૂતનાં સ્મરણુ વ્યર્થ કીધાથી શું?
પુછે જગત વર્તમાન મહિં કાર્ય તેં કીધું શું.
તું વિશ્વ ઇતિહાસમાંહિ નિજ સ્થાનને મેળવ,
જતો કલપના તણા સ્વરગમાંહિ મિથ્યા ભવ.
તું પુત્ર મનુનો, તુંથી અમર મો ડરે, જાગ્ય તો,
શું કામ ધરી ક્ષુદ્રતા જીવન જન્તુનું જીવતો?
ઉભો મરદી અંગ થા, જગત યુધ્ધમાં જા અરે!
સ્મૃતિ પટ લખાવને સ્વયશ હેમના અક્ષરે!

નાગરદાસ અમરજી પંડયા.

# મજુર.

હવે તો જીવન હાર્યો, થાકનો માર્યો, ખરે કરૂં આપઘાત.
ચાર વાગ્યાની સીટી સાંભળી,
કાળજુ ફફડ થાય;
હજુ તો સુતો દસ વાગ્યે ત્યાં,
વ્હેલું ઉઠવું હાય! હવે તો. ૧

અઢાર કલાક નોકરી કરી
થાકી જાઉં અપાર;
ભોંય પથારી સુઇ રહું ને
ખાવામાં તો જાર. હવે તો. ૨

નારી મારી નિર્બળ ભારી,
તેની દવાના નથી દામ;
બાળક તો દુધ માટે રોતાં,
ઘરમાં ફુટલાં ઠામ; હવે તો. ૩

કરૂં મજુરી મેંનત પુરી,
તોય ન પેટ ભરાય;
અર્ધ ઉઘાડો ટાઢે ધ્રુ—જુ,
દીલ બહુ ગભરાય. હવે તો. ૪

નસીબ જડયું લોઢા સાથે,
તેને આપુ પ્રાણ;
ઉપાય બીજો કાંઇ ન સુજે,
પુરે પુરી મોકાણ. હવે તો. ૫

શ્રીમંતોના યંત્ર અમે તો,
*શ્રમથી મેળવે ધન ધનવાન;*
રકત કમાણી ખાય અમારી
લુંટે અમારા જાન. હવે તો. ૬

ધૈર્યચંદ્ર ર. બુદ્ધ, લાઠી.

# વિચાર વાતાવરણમાં પ્રસરેલી આંધી

રાજકારણમાં પોતાની શરતો મંજૂર રખાવવાની મહાસભાની શકિત જેમ જેમ ક્ષીણુ થતી જાય છે તેમ તેમ હિન્દને આપવાના બંધારણીય સુધારાઓ સબંધે બ્રીટનનો રાજ્ય કરનાર વર્ગ પાછા પગ કરતો જાય છે. આ પીછેહઠ એટલી હદે પહોંચી છે કે હિન્દને રાજકીય છુટછાટો આપવાની બાબતમાં બહુ જ સંકુચિત મનોદશા ધરાવનાર નોકરશાહિના મોવડીઓ પણુ હવે તો ભડકી ઉઠયા છે. આમ થવાનું કારણુ એ નથી કે એ રફેદ સજ્જનોને હિન્દીઓની રાજકીય આકાંક્ષાઓ તરફ સહાનુભૂતિ છે. પરંતુ પ્રત્યક્ષ અનુભવ પરથી એ બરાબર પીછાણે છે કે તેમના વિલાયતમાં બેસી હિન્દનો વહિવટ કરનારા દેશબન્ધુઓ રાષ્ટ્રીય મહાસભાનાં અને બીજાં પણ રાષ્ટ્રીય ઉત્થાનનાં બળોની મૂલ્યઆંકણીમાં જમ્બર ભૂલ કરે છે. એટલે કે કટ્ટર સ્થિતિચૂસ્તોની આગેવાની નીચે શ્વેતપત્રમાં સુચવાએલા સુધારાઓને પણુ ધોઇ નાખવાને બ્રીટીશ મુત્સદ્દીઓ તૈયાર થશે તો હિન્દમાં કામ કરી રહેલા તેમના આડત્યાઓ માટે સ્થાપિત સત્તાની સલામતિ જાળવી રાખવાનું કામ બહુ જ વિકટ બની જશે. તેઓ સમજે છે કે નવા સુધારાઓએ ઉભી કરેલી ઇન્દ્રજાળ હિન્દી મુત્સદ્દીઓ અને મહાસભાવાદી આગેવાનોને એ પાંચ વર્ષો સુધી તો પોતાના મોહપાશમાં જકડી રાખવાને સમર્થ થશે. પણુ એ સુધારાઓની વાત અચોક્કસ મુદત માટે અધ્ધર લટકતી રાખવામાં આવશે અથવા તેમને વધારે મોળા બનાવી દેવાનો પ્રયાસ કરવામાં આવશે તો મામલો બીચકી જશે. આ કારણુથી જ વાઇસરોય લોર્ડ વિલિંગ્ડન, બંગાળના ગવર્નર સર જ્હોન એન્ડરસન, યુકત પ્રાંતોના માજી ગવર્નર સર માલ્કમ હેઇલી, મુંબાઇના માજી ગવર્નર સર ફ્રેડરીક સાઇકસ અને બીજા માજી સત્રપોનો જમેલો લંડનમાં જામ્યો છે. આ બધા લોકો એમ પણુ સમજે છે કે આવતે વર્ષે ના૦ શહેનશાહના કારભારનો રજત મહોત્સવ ઉજવવાનો વિચાર ચાલી રહ્યો છે તો એ પ્રસંગને અનુરૂપ થઇ પડે તેવાં થોડાંક ઉદાર પગલાં અને એથી વધારે ઉદાર વચનોનો ઉપયોગ પણુ એ વખતે કરાવો જોઇએ. એટલે એ બાબતમાં શું કરવું યોગ્ય થઇ પડશે એની વિચારણામાં ભાગ લેવા પણુ તેઓ ત્યાં મળ્યા છે. ઉપરાંત એક પછી એક હિન્દી રાજામહારાજાઓ પણુ હમણાં વિલાયતને માર્ગે પળી રહ્યા છે. એટલે એ ઉત્સવને પ્રસંગે દીલ્હી ખાતે શહેનશાહિ દરબાર ભરવાની પણુ વિચારણા ચાલી રહી હોય એ બનવાજોગ છે. એ તો જાણીતી વાત છે કે પોતાના

અમલ દરમ્યાન આવી જાતના શહેનશાહિ સમારંભો યોજાય એ પરદેશી નોકરશાહિના દરેક અંગભૂતની એક આકાંક્ષા હોય છે. એટલે એ સિદ્ધ કરવાને માટે તેઓ આકાશ પાતાળ એક કરવાને પ્રયત્ન કરે એ દેખીતું છે. એવે વખતે હિન્દને ઉદાર વચનો આપવા ઉપરાંત આગામી સુધારાઓ સબંધી વિશેષ કંઇ નહિ તો કંઇક નિર્ણયાત્મક શબ્દો જરૂર ઉચ્ચારાવા જોઇએ અને સઘળા રાજ્યદ્વારી કેદીઓને છોડી મૂકવા જેવાં પ્રજાને સંતોષ થાય એવાં કંઈક પગલાંઓ પણ લેવાં જોઇએ. આ બધી બાબતો સબંધે બ્રીટનના મુત્સદ્દીઓ સાથે મંત્રણા ચલાવવા માટે હિન્દી વહિવટનો ઠીક ઠીક અનુભવ ધરાવનારા સજ્જનો એકઠા થયા છે અને તેઓ બહાર ગમે તે પ્રકારનાં ભાષણો કરે પણ અંદરખાને આ વિષયો પર વાટાઘાટો ચલાવી રહ્યા છે, એમ અમે ચોક્કસપણે માનીએ છીએ.

તે દરમ્યાન હિન્દમાં મહાસભાનું રાજકારણ હજુ તાવડામાં ઉકળ્યા કરે છે. ધારાસભાવાદીઓ, નાફેરવાદીઓ, હિન્દુ મહાસભાવાદીઓ, અને સમાજવાદીઓ વચ્ચે હજુ ઠીક ઠીક વૈમનસ્ય છે. અને એ બધાંને સાથે સંકળાએલાં રાખવા માટે બધીએ તકરારી બાબતોમાં ભીનું સંકેલવાની નીતિ અખત્યાર કરવામાં આવે છે. પટણા ખાતે મળેલી મહાસમિતિની બેઠકમાં એવી નીતિ અખત્યાર કરવામાં આવી હતી અને તે પછીથી પસાર થએલા માસ દરમ્યાન મુંબાઇ ખાતે મળેલી કાર્યવાહક સમિતિ અને ધારાસભા સમિતિની બેઠકમાં પણ લગભગ એમ જ કરવામાં આવ્યું હતું. પરિણામ એ આવ્યું છે કે મહાસભાની હાલની પ્રવૃત્તિઓ નોકરશાહિને કોઇ રીતે ઉપાધિ ઉપજાવે તેવી નથી.

મુંબાઇ ખાતે મળેલી મહાસભાની ધારાસભા સમિતિએ શ્વેતપત્ર અને કોમી ચુકાદા સબંધે કાર્યવાહક સમિતિના નિર્ણયને મંજુર રાખી વડી ધારાસભાની આગામી ચુંટણી માટે મહાસભા તરફથી ઉમેદવારી કરવા ઇચ્છનાર માટે પ્રતિજ્ઞાપત્ર નિર્ણિત કર્યું અને ચુંટણીને લગતું કાચું નિવેદનપત્ર બહાર પાડયું. આ બન્ને સબંધી કંઇ ખાસ કહેવા જેવું નથી. ધારાસભા સમિતિ સબંધે ધ્યાન ખેંચનારી બાબત એ છે કે તેમાં નવા ઉદય પામેલા સમાજવાદી પક્ષના એકેય સભ્યને સ્થાન મળ્યું નથી. સમાજવાદીઓએ ધારાસભાઓ સબંધી હજુ પોતાની નીતિ બરાબર સ્પષ્ટ કરી નથી એ વસ્તુ પણ કદાચ આ ક્ષતિને માટે જવાબદાર હોય.

કાર્યવાહક સમિતિએ મુખ્ય ત્રણ ઠરાવો પસાર કર્યા છે. એ ત્રણે ઠરાવો ખુબ ચર્ચા માગી લે તેવા છે.

પહેલો ઠરાવ શ્વેતપત્રને લગતો છે. એ ઠરાવમાં એમ જણાવવામાં આવ્યું છે કે શ્વેતપત્રનાં બંધારણને નામંજૂર રાખવું. કયે ધોરણે નામંજૂર રાખવું અથવા તેને ઉડાવી દેવાને માટે કઇ જાતની કાર્યપદ્ધતિ અખત્યાર કરવી તે દર્શાવવાની તસ્દી કાર્યવાહક સમિતિએ લીધી નથી. કદાચ આ ઉપેક્ષા હેતુપૂર્વકની છે. કારણ કે કાર્યપદ્ધતિ સબંધી આમ મૌન રાખવાથી જૂના સ્વરાજ પક્ષને પગલે ચાલવાની તમન્ના ધરાવનારા ધારાસભાવાદીઓનો માર્ગ સરળ બને. અને આમ ભીનું

સંકુલાયું હોવાને લીધે જ આ બધા ગૃહસ્થો બંધારણવાદને નિષ્ફળ અને લપસણે માર્ગે પળ્યા છે એવો કોન્ગ્રેસ સમાજવાદીઓનો વહેમ વધારે વજનદાર બને છે એ બાબતમાં સત્ય શું છે તે તો વખત આવ્યે એની મેળે બહાર આવશે. પણ તે દરમ્યાન કાર્યવાહક સમિતિએ આ અગત્યના પ્રશ્ન સબંધી કંઇ ચોક્કસ નેતૃત્વ નથી આપ્યું એ મુદ્દો ધ્યાન ખેંચી રહે છે.

કોમી ચુકાદા સબંધમાં કાર્યવાહક સમિતિએ તટસ્થતાની વૃત્તિ ધારણ કરવામાં ડહાપણ જોયું છે. આજસુધી મહાત્મા ગાંધીની સરદારી નીચે કોમવાદ સાથે ચેડા–flirting કર્યા પછી કદાચ આ જ માર્ગ મહાસભા માટે વ્યવહારૂ છે. પણ એ રીતે પડયું પાનું નિભાવી લેવા સરખી વલણ અખત્યાર કરવાની સાથે પોતાનો આખરી રાષ્ટ્રવાદી ઉકેલ આગળ ન ધરીને એ સમિતિએ સાચા રાષ્ટ્રવાદીઓના મનને સંશય વિપર્યયમાં નાખી દીધેલ છે અને ડૉ૦ મુંજે જેવા કટ્ટર હિન્દુ મહાસભાવાદીઓને પણ કોન્ગ્રેસ સામે કટાક્ષ કરવાની તક આપી છે.

એક વસ્તુનો જ્યાં સ્વીકાર કે અસ્વીકાર જ કરવાનો હોય ત્યાં તટસ્થતા જાળવવી એટલે એ વસ્તુનો પાછલે બારણેથી સ્વીકાર જ કરવો એ વાતથી કાર્યવાહક સમિતિનો એ ઠરાવ ઘડનારાઓ વાકેફગાર ન હોય એમ માનવાને અમે તૈયાર નથી. એટલે હાલતુરત તો કોમી ચુકાદાનો કોન્ગ્રેસ તરફથી સ્વીકાર જ કરવામાં આવ્યો છે એમ માનવાનું રહે છે. આ સ્વીકારની પછવાડે ઇતિહાસ રહ્યો હોય એમ લાગે છે. માનવાને કારણ છે કે કોમી ચુકાદાની વિરૂદ્ધ ઠરાવ કરવામાં આવે તો કોન્ગ્રેસમાંથી ખસી જવાની ધમકી ડૉ૦ અન્સારી અને બીજા રાષ્ટ્રવાદી મુસ્લીમ આગેવાનોએ આપી હતી. એ સ્વીકારવામાં આવે તો એ જ રીતે વર્તવાની ધમકી પંડિત માલવીઆ અને શ્રી. અણે જેવા હિન્દુ મહાસભા તરફ ઢળનારા ગૃહસ્થોએ આપી હતી. પરિણામે કાર્યવાહક સમિતિને મુસ્લીમોને છંછેડવામાં ડહાપણ ન જણાયું. અને તેથી તટસ્થતા દાખવતો ઠરાવ તેણે પસાર કર્યો. કાર્યવાહક સમિતિની એ પ્રકારની વલણથી અસંતુષ્ટ બનીને પંડિત માલવીયા અને શ્રી. અણેએ ધારાસભા સમિતિ અને મહાસભા સમિતિમાંથી પોતાના હોદ્દાઓનાં રાજીનામાં આપ્યાં પરંતુ એ ઠરાવ પર સમિતિની હવે પછીની બેઠકમાં ફરીથી વિચાર કરવામાં આવશે એવું વચન આપીને હાલતુરત તો તેમનાં મન મનાવી લેવામાં આવ્યાં છે. પરંતુ એ પ્રશ્નનો એટલેથી જ અંત નથી આવતો. મહાસભાની અત્યારની હરોળમાં એ પ્રશ્ન પર ભવિષ્યમાં જરૂર ભંગાણ પડશે એવા સંયોગો અત્યારે તો દેખાય છે.

કોમી ચુકાદા પર એ પ્રકારનો ઠરાવ કર્યા પછી પણ વ્યવહારમાં તેનું ઝેર ઓછું કરી નાખવાનો ઉપાય મહાસભાને સુચવવામાં આવ્યો છે, છતાં એ ઉપાય હાથ ધરવાની દાનત મહાસભાના મોવડીઓ ધરાવતા હોય એમ માનવાને અત્યારસુધી કારણ મળ્યું નથી એટલે મહાસભા કોમવાદ તરફ ઢળી છે એવા હિન્દુ મહાસભાવાદીઓના આક્ષેપો વજુદવાળા બને છે.

કાર્યવાહક સમિતિનો સહુથી વાંધાભર્યો ઠરાવ કોન્ગ્રેસ સમાજવાદી પક્ષને લગતો

હતો. એ ઠરાવમાં એમ જણાવવામાં આવ્યું હતું કે વર્ગવિગ્રહની ભાવના મહાસભાના શ્રદ્ધાના વિષય અહિંસાથી વિરૂદ્ધ જતી હોવાને લીધે મહાસભાને તે માન્ય નથી; અને સમાજવાદ સ્થપાતાં ખાનગી મીલ્કત જપ્ત કરવા સંબંધે જે બીનજવાબદાર વાતો કરવામાં આવે છે તેની સાથે પણ મહાસભાને કંઇ લેવા દેવા નથી.

આનો અર્થ એટલો જ થાય કે કાર્યવાહક સમિતિ મહાસભામાં સમાજવાદી-પક્ષનું અસ્તિત્વ સાંખી લે છે એટલું જ, બાકી બીજી કોઇ રીતે મહાસભાને તેની સાથે લેવાદેવા નથી.

કાર્યવાહક સમિતિના એ ઠરાવનો જડબાંતોડ જવાબ મુંબાઇના કોન્ગ્રેસ સમાજવાદી પક્ષે તરત જ વાળ્યો અને અત્યારસુધીમાં હિન્દના પ્રાંતેપ્રાંતમાં સ્થપાઇ ચૂકેલા સમાજવાદી પક્ષોએ વધતેઓછે અંશે એ જવાબનો જ પડઘો પાડયો. એ જવાબમાં સમાજવાદીઓએ જણાવ્યું હતું કે વર્ગ-વિગ્રહ તો અત્યારની મૂડીવાદી સમાજ-રચનામાં અંતર્ગત રીતે રહેલો જ છે એટલે તેનો અસ્વીકાર થઇ શકે તેમ નથી. ઉપરાંત આ બાબતમાં વચ્ચે અહિંસાની બાબત એટલા માટે જ આણવામાં આવી છે કે એમ કરવાથી કોન્ગ્રેસ સમાજવાદી-ઓને હિણા પાડવાનું શકય બને. ખરી વાત તો એજ છે કે બીજા મહાસભાવાદીઓની માફક સમાજવાદીઓ પણ અહિંસામાં એક રાજકીય જરૂરીઆત તરીકે શ્રદ્ધા ધરાવે છે. આ રીતે કાર્યવાહક સમિતિએ મૂકેલા અહિંસાના નિયમને એવકૂ નિવડવાના આક્ષેપનો જવાબ વાળીને તેમણે કાર્યવાહક સમિતિ પર એવો વળતો આક્ષેપ મૂકયો કે એ સંસ્થા મહાસભાના સંપૂર્ણ સ્વતંત્રતાના આદર્શને એવકૂ નિવેડેલ છે. એટલું જ નહિ પણ ઉદાર મતવાદીઓ, મવાળો અને કોમવાદીઓ સાથે સાટાં દોઢાં કરવાને અને સામ્રાજ્યવાદ સાથે સહકાર સાધવા જેવી વલણ અખત્યાર કરવાને માટે કાર્યવાહક સમિતિએ પોતાને જવાબદાર બનાવેલ છે. કાર્યવાહક સમિતિ પોતાની આમવર્ગ પ્રત્યેની સહાનુભૂતિનાં પ્રદર્શનરૂપે કરાંચી મહાસભાના મૌલિક હકકોના ઠરાવને જ્યારે અને ત્યારે આગળ ધરે છે. એ સબંધમાં પણ સમાજવાદીઓએ સંભળાવી દીધું કે એ ઠરાવ આમવર્ગનાં હિતની દ્રષ્ટિએ અધુરો અને અસ્પષ્ટ છે. મહાસભાએ સાચી દિશામાં પગલું લેતાં ધ્રુજારાપણું દાખવ્યું છે એટલે સમાજવાદીઓ એજ માર્ગે મહાસભાને આગળ લઇ જવાની ખાહેશ ધરાવે છે.

સમાજવાદીઓના એ આક્ષેપોનો જવાબ વાળવાનું કાર્યવાહક સમિતિના મંત્રીને કે બીજા કોઇને સુઝયું નથી. હવે પછીની કાર્યવાહક સમિતિની બેઠકમાં એવા પ્રયાસ કરવામાં આવશે તો પરિણામ એજ આવશે કે એ મોવડીઓની મુડીવાદી વલણ ખુલ્લી પડી જશે.

તે દરમ્યાન ગાંધીજીએ રોષે ભરાએલા સમાજવાદીઓનાં મન મનાવી લેવાનો પ્રયાસ કર્યો છે. ગુજરાતના કોન્ગ્રેસ સમાજવાદીઓ સમક્ષ ભાષણ આપતાં એમણે એમ સ્વીકાર્યું છે કે અત્યારની સમાજવ્યવસ્થામાં વર્ગવિગ્રહ હસ્તી ધરાવે છે તેથી જો કોન્ગ્રેસ સમાજવાદીઓ અહિંસાને રાજકીય જરૂરીઆત તરીકે સ્વીકારી વિગ્રહ વિરોધનાં ધોરણ પર કામ લે તો એમાં એમને—એટલે મહાસભાને—વાંધો ન હોઈ

સવિસ્તર ચર્ચા આજ અંકના એક અન્ય લેખમાં કરવામાં આવી છે તે તરફ વાંચકોનું ધ્યાન દોરીને અહિં તો એટલું જ કહેવાનું રહે છે કે ગાંધીજીએ આ જાતના વિચારો પ્રગટ કરીને કાર્યવાહક સમિતિને પાછી પાડી છે આ રીતે સમાજવાદીઓએ આ પ્રથમ જ અથડામણમાં કાર્યવાહક સમિતિ પર વિજ્ય મેળવ્યો છે. પરંતુ ગાંધીજીને આશ્રયે આવો વિજય મેળવવા જતાં સમાજવાદની ભાવનાને જ વણસાવી ન દે આ વાતથી તેઓએ ચેતતા રહેવાનું છે; કેમકે સમાજવાદ, વર્ગવિગ્રહ, મુડી, મજૂરી વગેરે સબંધે ગાંધીજીના ખ્યાલો ઘણા જ વિચિત્ર અને અશાસ્ત્રીય છે.

કાર્યવાહક સમિતિ મુંબાઇ ખાતે મળી હતી તે દરમ્યાન એવી ખબરો ફેલાઇ હતી કે મહાસભા અને લોકશાહિ સ્વરાજપક્ષ વચ્ચે સમાધાન થઇ ગયું છે અને એ સમાધાનને કાર્યવાહક સમિતિએ બહાલી પણ આપેલી છે. જે શરતો પર સમાધાન થયાનું કહેવાતું હતું તે શરતો સ્વરાજ પક્ષને ખુબ જ લાભદાયક હતી. પરંતુ પાછળથી સત્તાવાર રીતે એવું જાહેર કરવામાં આવ્યુ હતું કે એવી જાતનાં કોઇ સમાધાનની કાર્યવાહક સમિતિને માહિતી નથી. આ ગમે તેમ હોય પરંતુ આજે મહાસભાના સર્વ અગત્યના અધિકારોને આસને જે લોકો આરૂઢ થયા છે તેમનાથી કોઇ રીતે ચઢતા કે ઉતરતા લોકશાહિ સ્વરાજપક્ષવાળાઓ હોય એમ લોકોનું અસ્તિત્વ કોન્ગ્રેસમાં ચલાવી લેવામાં આવે છે તો સ્વરાજપક્ષવાળાઓને મહાસભાથી અલગ રાખવાનો કંઇ જ હેતુ નથી. એટલે અત્યારસુધીમાં પ્રગટ થઇ છે એ શરતો પર નહિ તો કોઇ બીજી શરતો પર પણ એ પક્ષની સાથે મહાસભાનું સમાધાન થઇ જાય એ ઇચ્છવાયેગ્ય છે

આ બધું એટલું જ બતાવે છે કે છેલ્લા થોડા વખતથી જે પરસ્પર અથડાતી ભાવનાઓ અને વિવિધ વિચારોનું સામ્રાજ્ય મહાસભાનાં મંડળોમાં જામ્યું છે. તે એકધારા આદર્શ અને એક ધોરણ પર ચાલતી કાર્યપદ્ધતિના માર્ગમાં આંધિના ઠીલ્લાની માફક ઉભું છે. એ નિવારાશે કે મહાસભાના મંડળોમાં હસ્તી ધરાવતા ભેદોને તે વધારે ઉગ્ર બનાવશે એ તો ભાવિ જ બતાવશે. પણ સમકાલિન રાજકારણનો કોઇપણ વિવેકપૂર્ણ અભ્યાસી એવી અટકળ તો જરૂર આગળ ધરી શકે કે જ્યાંસુધી મહાસભાની અત્યારની નેતાગીરી ચાલુ છે ત્યાંસુધી એ આંધી ઉડવાની નથી તે દરમ્યાન સમાજવાદી પક્ષ જોર પર આવતો જાય છે એ આશા આપતું ચિન્હ છે.

રાજ્ય કરનાર વર્ગની નીતિ અને મહાસભાની અત્યારની કાર્યપદ્ધતિ વચ્ચે અત્યારે જે આઘાત પ્રત્યાઘાતો થઈ રહ્યા છે તેમાંથી રાજકારણની કોઇક નવી જ દિશા ખુલ્લી થશે એવી આશા રાખવી જરાએ વધુ પડતી નથી.



લેખકઃ વિવસ્વત્

# એ સમાજવાદથી ચેતતા રહેજો!

**અમદાવાદ ખાતે કોન્ગ્રેસ સમાજવાદીઓ અને કામદારો સમક્ષ ગાંધીજીએ આપેલાં બે ભાષણોની સમીક્ષા કરી લેખક વર્ગ, વર્ગભાન, વર્ગવિગ્રહ, હિંસા, મુડી, મજુરી વગેરે પ્રશ્નો પર વેધક પ્રકાશ પાડે છે. આજે સારાએ દેશમાં ઉત્થાન પામી રહેલી સમાજવાદી ભાવનાઓ અને પ્રવૃત્તિઓમાં જેમને રસ હોય તેઓ આ લેખ જરૂર વાંચે. તંત્રી.**

થોડા દિવસ પહેલાં ગાંધીજીએ અમદાવાદ ખાતે કામદારોની સભામાં અને ગુજરાતના કોંગ્રેસ સમાજવાદીઓની સભામાં જે ભાષણો આપ્યાં હતાં તે ઘણાંજ અગત્યનાં છે. કોંગ્રેસની કાર્યવાહક સમિતિએ કોન્ગ્રેસ સમાજવાદીઓને લગતો જે ઠરાવ મુંબાઈ ખાતે બહાર પાડયો હતો તે સંબંધી એ ભાષણોમાં ઠીક ચોખવટ થવા પામી છે. હવે બધાએ મહાસભાવાદીઓ ગાંધીજીના એ ખુલાસાને સુસ્ત પણે વળગી રહે એમ ઇચ્છીએ.

એ ભાષણોની એક બીજી દૃષ્ટિએ પણ અગત્ય છે. હું ઘણા વખતથી એમ કહેતો આવું છું કે રાજકારણ, સમાજ શાસ્ત્ર અને અર્થપ્રકરણ સંબંધી ગાંધીજીના ખ્યાલો બહુ વિચિત્ર હોય છે અને તે ખ્યાલોને વાસ્તવિકતા સાથે ઘણોજ ઓછો સબંધ હોય છે. આ કારણથીજ ચોક્કસ બાબતો વિષે ગાંધીજીના ખ્યાલો પર મંડાએલી લડતો અથવા પ્રવૃત્તિઓ અંતમાં નિષ્ફળ અને પ્રત્યાઘાતિ નીવડે છે. બીજી કેટલીક બાબતો સંબંધે એટએટલી અસ્પષ્ટતા અને મતફેરી હસ્તી ધરાવતાં હોય છે કે એ વિષયો પરત્વે ગાંધીજીનાં અસ્પષ્ટ માનસ સબંધી જ્યારે જ્યારે હું લખતો ત્યારે લોકો એ લખાણ વાંચીને વિચાર કરવાની તસ્દી લીધા વીના પડતું મુકતાં. આ વખતે એમણે વર્ગભાન, વર્ગવિગ્રહ અહિંસા, સામ્યવાદ વગેરે સંબંધી જે વિચારો પ્રગટ કર્યા છે તેની ચર્ચા દરેક માણસ સહેલાઇથી સમજી શકશે કેમકે એ બધા વિષયોની વ્યાખ્યાઓ અક્કર રીતે નીર્ણિત થઇ ચુકેલી હોય છે.

પ્રથમ કોન્ગ્રેસ સમાજવાદીઓ સમક્ષ ગાંધીજીએ આપેલાં ભાષણની સમીક્ષા કરી લઇએ કેમકે એ કરી લીધા પછી મજુરો સમક્ષ ભાષણ આપતાં મુડીવાદીઓ, કામદારો અને સામ્યવાદ સબંધી જે

ચર્ચા કરવાનું કામ વધારે સરળ બનશે.

* * *

કોન્ગ્રેસમાં સમાજવાદી પક્ષની સ્થાપના થાય એ વસ્તુને ગાંધીજીએ આવકારલાયક લેખી છે. છતાં સમાજવાદીઓના કાર્યક્રમ સામે એમણે વિરોધ જાહેર કરેલો છે. આ દેખીતી અસંગતિ વિષે ગાંધીજીએ હવે એવો ખુલાસો કર્યો છે કે એ કાર્યક્રમની અમુક કલમો વાંધાભરેલી છે અને તેમાં ફેરફારને માટે અવકાશ છે. મુંબાઇના કોન્ગ્રેસ સમાજવાદીઓએ પ્રગટ કરેલા કાર્યક્રમમાં રાજકીય વ્યવહારૂપણાંની દ્રષ્ટિએ અમુક વાંધાભરેલી કલમો છે એમ. હું પણ એ વખતથી કહેતો આવ્યો છું. એટલે એ કાર્યક્રમમાં અમુક ફેરફારને માટે અવકાશ છે એ વિષે મારા મનમાં જરાએ શંકા નથી. પણ ગાંધીજી કઇ બાબતોમાં સુધારો માગે છે તે એમણે જણાવ્યું નથી. એ જણાવ્યું હોત તો તેમની એ માગણીની યોગ્યાયોગ્યતા તપાસવાનું ઠીક થઇ પડત. આશા રાખીએ કે ભાવિમાં ગાંધીજી એ વસ્તુ સ્પષ્ટ કરશે. તે દરમ્યાન કોઈ પણ કોંગ્રેસ સમાજવાદી એમ કહેવાને કે માનવાને તૈયાર નજ થાય કે તેમના કાર્યક્રમમાં સુધારા વધારાને અવકાશ નથી. સમાજવાદીઓનું એક મુખ્ય લક્ષણ એ હોય છે કે તેઓ અત્યંત વ્યવહારૂ હોય છે. કોઇના મનમાંથી તરંગી પણે ઉપજાવી કાઢેલ આદર્શો કે કાર્યપધ્ધતિ માટે તેમના કાર્યક્રમમાં સ્થાન ન હોય એટલુંજ નહિ પણ જ્યાં જ્યાં અમુક વસ્તુ ગમે તેટલી ઇચ્છવાયોગ્ય લાગતી હોય ત્યાં પણ એ વ્યવહારૂપણે આદર્શ સાધવાના માર્ગમાં અંતરાયરૂપ જણાતી હોય ત્યાં તે જતી કરવાને માટે તેઓ હંમેશાં તઇયારજ હોય.

* * *

આજની સમાજવ્યવસ્થામાં વર્ગવિગ્રહ અંતર્ગત રીતે રહેલોજ છે એ સત્યનો ગાંધીજીએ એકરાર કર્યો છે એ બહુજ ખુશી થવા જેવું છે. ગાંધીજી માટે એ હજુ સમજવાનું બાકી છે કે છેક ઇતિહાસના કાળથી—જ્યારથી રાજ્યસંસ્થાનો ઉદ્દય થયો ત્યારથી—વર્ગવિગ્રહ હસ્તી ધરાવતો આવ્યો છે અને રાજ્યસંસ્થા પોતે રાજ્ય કરનાર વર્ગની સત્તાને નિભાવી રાખવાનું એક સાધન માત્ર છે. જ્યારે આ વસ્તુ સમજી અને સ્વીકારતા ગાંધીજી થઇ જશે ત્યારે હિંદના મૂકિતસંગ્રામમાં નવો સૂર્ય ઉગશે.

પરંતુ ગાંધીજીએ સાથે સાથે એ પણ સ્પષ્ટ કર્યું છે કે "જો વર્ગવિગ્રહમાં અંતર્ગત રીતે હિંસા રહેલી હોય તો એ કોંગ્રેસની શ્રધ્ધા–Creed–થી વિરૂધ્ધ" છે એટલે કે વર્ગવિરોધની ભાવના સ્પષ્ટ કરવી અને ખીલવવી એનો અર્થ હિંસાને પણ ઉત્તેજન આપવું એવો થતો હોય તો અહિંસામાં એક શ્રધ્ધાના વિષય તરીકે માનતા મહાસભાવાદીઓ તેમાં ભાગ ન લઇ શકે.

હવે અહીંઆં એક અનિવાર્ય સત્ય ગાંધીજીની નજર સામે લાવવાની જરૂર છે. એમને જણાવવું રહ્યું કે વર્ગવિગ્રહમાં હિંસા અંતર્ગત રીતે અનિવાર્યપણે–રહેલી છે–જેમ લાકડાંમાં

અગ્નિ રહેલો છે તેમ. સમાજમાં બે વર્ગો હોય એનો અર્થજ એટલો છે કે એક વર્ગ બીજા વર્ગે ઉત્પન્ન કરેલ દ્રવ્ય wealth–ચોરી લે છે–લુંટી લે છે. પ્રજાએ પોતાનાં રક્ષણ અને પરસ્પરના વ્યવહારનાં નિયમન ખાતર જ રાજ્યની સંસ્થા ઉભી કરી છે એવી પેલા ફ્રેંચ લેખક રૂસોની સામાજીક કરારો–social contract ની વિચાર પધ્ધતિમાં આજે જગતનો કોઇ સમજુ સમાજશાસ્ત્રી શ્રધ્ધા આરોપતો નથી. બધાએ હવે તો સ્વીકારે છે કે રાજ્યસત્તા રાજ્ય કરનાર વર્ગનાં એ અન્યાયી–અમાનવ–શોષણને નિભાવી રાખવાનું યંત્ર છે જો આ મત સ્વીકારવામાં આવે તો એ સ્પષ્ટ થાય છે કે વર્ગવ્યવસ્થામાં એક વર્ગને હાથે બીજા વર્ગનું શોષણ અંતર્ગત રીતે–અનિવાર્ય રીતે–સમાએલું છે. એ શોષણ એ પોતેજ હિંસાનો એક પ્રકાર છે. એ પરોક્ષ છે તેથીજ વધુ ભયંકર છે. હિન્દુઓ અંત્યજોની દેખીતી રીતે શારીરિક હિંસા નથી કરતા પણ તેમને દબાએલા, કચડાએલા, હડધૂત, અજ્ઞાન, અને અત્યંત દબાજનક મુલે મજુરી કરતા રાખવામાં એમની માનવતાની હિંસા નથી કરતા એમ કહેવાને ગાંધીજી તઇયાર છે? વર્ગવિરોધનો એજ સુંદર દાખલો છે. સારે કે નરામ નશીબે જગતની ઉત્ક્રાન્તિના ઇતિહાસમાં પ્રગટી નીકળેલાં વર્ગવ્યવસ્થાનાં બે પ્રકારો આજે હિંદમાં આપણી નજર સામે મોજુદ છે. એક રાજાઓ અને પ્રજાનો વર્ગ અને બીજો મુડીવાદીઓ અને શ્રમજીવીઓનો વર્ગ. રાજશાહી–feudal અને મુડીવાદી-capitalist શોષણનાં એ બંને ઉદાહરણો છે. આજે રાજાઓની સંસ્થા પ્રજાનું શોષણ નથી કરતી, પ્રજાએ ઉત્પન્ન કરેલાં દ્રવ્યની ચોરી કે લુંટ નથી કરતી એ કોણ કહી શકશે? દેશી રાજ્યોમાં ખેડુત કે સામાન્ય પ્રજાજન બનીને જીવનાર માણસને રાજશાહીનાં શોષણ અને એ શોષણની પોષક માનવ અન્યાયોની પરંપરાની પુરેપુરી માહિતી હોય છે. મુડીદારોને હાથે શ્રમજીવીઓનું શોષણ કઇ રીતે થાય છે તે અહીં બતાવવાની જરૂર નથી કેમકે એ તો આ પત્રનાં પાનાંઓ પર અનેક વખત બતાવાઇ ચુક્યું છે. આ શોષણ પોતે અદ્રશ્ય હિંસા છે. શોષિત વર્ગ જીવનની પુરતી જરૂરીઆતોથી વંચિત રહે અને પોતાનાં જીવનને સંસ્કારી બનાવવાનાં સાધનોથી વંચિત રહે એને લીધે શારીરિક અને માનસિક રીતે નીર્બળ બની રોગો અને વહેમોનો શીકાર બની વહેલા મરણશરણ થાય અને જીવતે મુવા જેવું જીવન જીવે એને જો હિંસા તરીકે સ્વીકારવાને ગાંધીજી તૈયાર ન હોય તો વર્ગવિગ્રહમાં હિંસા સમાએલી નથી. બાકી તો વર્ગવિગ્રહમાં દેખાતી રીતેજ હિંસા સમાએલી છે.

અને આ ઉપરાંત જ્યારે જ્યારે શોષિત માનવસમુદાય પોતાનાં શોષણ સામે વિરોધ ઉઠાવે ત્યારે તેમને પોલીસની લાકડીઓ, જેલની યાતનાઓ, અને લશ્કરની ગોળીઓથી વીંધી નાખવામાં આવે એ વાત તો હું અહીં કરતો નથી. જો કોઇ કાબેલ અર્થશાસ્ત્રી એક વર્ગે પોતાની સત્તા દરમ્યાન જેટજેટલાં માણસોનાં લોહી વહાવ્યાં હોય તેનો સરવાળો માંડે તો એ સત્તાને ઉથલાવી પડવા માટે શોષિત વર્ગે આચરેલા ભયંકરમાં ભયંકર ખુનખાર બળવામાં આચરેલી હિંસા કરતાં ઘણીજ વધી જાય એ વિષે જરાએ શંકા નથી. પણ એક હિંસાથી આપણે નિત્યનાં

જીવનમાં રેવાએલા હોઇએ છીએ તેથી આપણે તેની સામે પોકાર પાડી ઉઠતા નથી, જ્યારે બીજી હિંસા લગભગ અણધારી રીતે ફાટી નીકળે છે અને થોડા દિવસમાં જબ્બર કહેર વર્તાવે છે તેથી તેનાથી આપણે ત્રાસી ઉઠીએ છીએ.

આમ વર્ગવ્યવસ્થામાંજ હિંસા અંતર્ગત રીતે રહેલી છે. છતાં ન તો રાજ્ય કરનાર વર્ગ કે ન તો શોષિતવર્ગ ઇચ્છાપૂર્વક અને શોખની ખાતર દેખીતી હિંસાની આરાધના કરે છે. જો શોષિતો જરાએ અવાજ કાઢયા વિના કાયમ શોષાવાનું મંજુર રાખે તો શોષકવર્ગને હિંસાનો આશ્રય ન લેવો પડે. જો શોષકવર્ગ હિંસાનો આશ્રય લીધા વિના પોતાનાં શોષણનાં સાધનો શોષિત વર્ગના હાથમાં જવા દે તો શોષિતોને હિંસાનો આશ્રય લેવાની જરાએ જરૂર ન રહે. પરંતુ આવું કદી બનતું નથી. એટલેજ શોષિત વર્ગનાં ઉત્થાનના શાગીર્દો ન છુટકે હિંસાની વાતો કરે છે. તેઓ એમ કરે છે કારણ કે અનિવાર્ય સત્ય સામે ન થવામાંજ તેઓ ડહાપણ સમજે છે.

આ કારણથી કોંગ્રેસને માટે શ્રધ્ધાના વિષયરૂપ બની ગએલ અહિંસા સાથે વર્ગવિગ્રહ બંધબેસ્તો ન હોય તો કોંગ્રેસને તે માન્ય ન હોઇ શકે એમ કહેવાનો અર્થ એટલેજ થાય કે અમારા એક પૂર્વગ્રહ–predjuce ની ખાતર એક અફર ઐતિહાસીક સત્ય સ્વીકારવાને અમે તૈયાર નથી. આવી જાતનો આગ્રહ ધરાવનાર ગાંધીજી સુધ્ધાંતા સહુ કોઇએ એ વાત ખાસ લક્ષ્યમાં રાખવાની જરૂર છે કે કોંગ્રેસ પોતાની શ્રધ્ધાનો એ વિષય ધારે ત્યારે એક ક્ષણમાં ફેરવી શકે છે પણ એ શ્રધ્ધાની ખાતર વર્ગવિગ્રહમાં અંતર્ગત રહેલ અનિવાર્ય સત્યો કોઇપણ દુન્યવી સત્તાથી બદલાવી શકાય તેમ નથી જ્યારે વર્ગવ્યવસ્થા નાબુદ થાય ત્યારેજ માનવવ્યવહારનો મુખ્ય નિયામક સિધ્ધાંત અહીંસા બની શકે. ગાંધીજીને અહિંસાને એ પદવી અપાવવાની તમન્ના છે; તો તેમણે સમજી લેવું ઘટે કે એ ભવ્ય અને માનવ કલ્યાણકારી તમન્નાને ચરિતાર્થ કરવાનો એકજ ઉપાય એ છે કે જગતમાંથી વર્ગવ્યવસ્થા નાબુદ થાય. લોઢાને કાપવા માટે લોઢાની જેમ જરૂર પડે, કાંટાથી જેમ કાંટો કાઢી નખાય તેમ આ વર્ગવ્યવસ્થાને મીટાવી દેવા માટે હિંસાનો આશ્રય લીધા સીવાય બીજો કોઇ ઉપાયજ ન હોય તો એ લેવાવો જોઇએ એટલું સ્વીકારવાને ગાંધીજી જો તઇયાર હોય તો તેમની સાથે કોઇને પણ તકરારનું કારણ નજ રહે.

* * *

અને વર્તમાન પત્રોમાં છપાએલા ગાંધીજીના ભાષણના અહેવાલો જો વિશ્વાસપાત્ર હોય તો ગાંધીજી આ જાતની વલણ દાખવવા તરફ ઢળ્યા છે એમ લાગે છે. એમણે સ્વીકાર્યું છે કે કાન્ગ્રેસ સમાજવાદીઓ અહિંસામાં એક રાજકીય જરૂરીઆત તરીકે માનતા હોય તો પછી વર્ગવિગ્રહનાં ધોરણ પર તેઓ પોતાની પ્રવૃત્તી આગળ ધપાવે એ સામે એમને વાંધો નથી.

આ એકરાર ઘણોજ અગત્યનો છે. અને જો ગાંધીજી કાયમને માટે એને વળગી

રહેવા માગતા હોય તો એમની અહિંસા સામે કોઇને વાંધો ન હોઇ શકે. પરંતુ ખુદ ગાંધીજીનાંજ અગાઉનાં વર્તનમાંથી એમ બતાવી શકાય તેમ છે કે ગાંધીજી આ જાતની નીતિ અનેક વખત આગળ ધર્યાં છતાં તેને મક્કમ રીતે વળગી રહેતા નથી. એકજ દાખલો લઇએ. ૧૯૩૧ માં જ્યારે એમણે મીઠાં સત્યાગ્રહ ઉપાડયો ત્યારે પણ એમણે એમજ કહ્યું હતું કે જેઓ અહિંસામાં એક વ્યવહાર જરૂરીઆત તરીકે માનતા હોય તે બધા એ જંગમાં ભાગ લઇ શકે છે અને પાછળથી કરાડીની છાવણી ખાતે એમની ગીરફતરી થતાં પહેલાં એમણે સંભળાવેલું કે જેઓ અહિંસામાં સિધ્ધાંત તરીકે શ્રધ્ધા ન આરોપતા હોય તેઓ એ લડતમાં ભાગ ન લઇ શકે. અને તે પછીથી પુના પરિષદ વખતે અને છેવટે સાનમી એપ્રીલે સત્યાગ્રહને સંકેલી લેવું નિવેદન એમણે બહાર પાડયું ત્યારે પણ તેમણે એજ કારણસર કાર્યકરોની ઝાટકણી કાઢી હતી કે તેઓ અહિંસામાં શ્રધ્ધા ન ધરાવતા હોવાને લીધે તેમનું આચરણ ખામીવાળું રહ્યું હતું અને તેને લીધેજ લડત નિષ્ફળ ગઇ. તેમની આ વલણ સામે શ્રી. નરીમાન અને બીજાઓએ રોષના શબ્દો ઉચ્ચાર્યા હતા એ બધી તો તાજી બાતમી છે. એટલે ગાંધીજી ખરેખર એમજ ઇચ્છતા હોય કે કોંગ્રેસ સમાજવાદીઓ અને બીજા મહાસભાવાદીઓ પણ અહિંસામાં એક રાજકીય જરૂરીઆત તરીકેજ શ્રધ્ધા આરોપતા હોય તો બસ છે તો એ વાતને તેમણે મક્કમપણે વળગી રહેવું જોઇએ. આ સંબંધમાં એમણે પોતાની વલણ છેલ્લી વખતને માટે સ્પષ્ટ કરી લેવાની જરૂર છે.

જો ગાંધીજી આ પાછલી માન્યતાને વળગી રહે તો તેથી દેશનાં સામાન્ય હિતની દ્રષ્ટિએ ઘણોજ લાભ થવાનો સંભવ છે. આજે હિંદી રાજકારણનાં ક્ષેત્રમાં એવો કોઇપણ જવાબદાર કાર્યકર નહિ હોય કે જે જ્યાં ત્યાં હિંસક રમખાણો જગાવીને સ્વરાજ હાંસલ કરી લેવાની હિમાયત કરતો હોય. દરેક સમજુ માણસ બ્રીટીશ શાહિવાદની વિનાશક શકિતથી સારી રીતે વાકેફગાર હોય છે એટલે લોકોનું સામુદાયિક બળ જમાવી અહિંસક દબાણ મારફતેજ પોતાના હેતુઓ સાધી લેવાનો માર્ગજ કારગત નીવડે તેમ છે એ વાત તે સારી રીતે સમજે છે. પરંતુ સ્થાપિત સત્તા સાથે આખરી ફેંસલો કરી લેવાનો વખત આવે ત્યારે સ્થાપિત સત્તા તરફથી હાથ ધરાએલ હિંસાનો પ્રતિકાર હિંસાજ હોય એવું માનનારાઓની સંખ્યા નાનીસુની નથી. પરંતુ એ આખરી ફેંસલાનો વખત તો હજુ ઘણો દૂર છે. એટલે હાલતુરત અહિંસક ઉપાયો વડે આગળ વધવાના કાર્યક્રમ પર સહુકોઇ સંમત થઇ શકે તેમ છે

પરંતુ આ ઉપયોગી સમજુતને વફાદાર રીતે વળગી જ રહેવું હોય તો એક વાત પર ગાંધીજી અને બીજા બધાએ સંમત થવાની જરૂર છે કે હવે પછી આપણા સઘળાએ રાજકીય વ્યવહારમાં હિંસા અહિંસાની ચર્ચા આપણે બંધજ કરી દઇએ. જ્યારે જ્યારે કોઇપણ કામ કે ચળવળ હાથ ધરવામાં આવે ત્યારે તેના પુરતા લોકોએ બરાબર અહિંસક રહેવાનું છે એવી જાતની ચેતવણી આપવામાં કાંઇજ ખોટું નથી. બાકી એ વિષયને લગતાં ચર્ચા અને તેને લગતા આક્ષેપો અને પ્રતિઆક્ષેપો તો હવે અટકાવીજ દેવા જોઇએ. અહિંસામાં આપણે રાજકીય જરૂરીઆત

તરીકેજ ખરેખર માનીએ છીએ એમ બતાવનારી એ કસોટી છે.

* * *

**ખાનગી મીલ્કત જપ્ત કરવા** સંબંધી ગાંધીજીના વીચારો સબંધી ચર્ચામાં ઉતરવાની અહિં જરૂર નથી. એ તો દેખીતું છે કે સ્થાપિત હિતોના સ્વામીઓ સામાન્ય લોકોને ભડકાવી મારવા માટે જ ખાનગી મિલ્કતનો આ બાઉ જ્યારે અને ત્યારે આગળ ધરે છે. બાકી તો સહુકોઇ જાણે છે કે માત્ર ઉત્પાદનનાં સાધનો પરની ખાનગી માલેકી દુર કરવા પુરતીજ એ વાત છે, તેથી વિશાળ શ્રમજીવી વર્ગ–કામદારો, ખેડુતો અને મધ્યમ વર્ગનાં માણસોને તેનાથી કંઇજ અસર થવાની નથી. અને બાકીના લોકો પાસેથી મીલ્કત લઇ લેવામાં બદલો આપવાનું યોગ્ય જણાશે તો જરૂર તેમ કરવામાં આવશે.

* * *

**આ રીતે એ સ્પષ્ટ રીતે** જોઇ શકાશે કે ગાંધીજીએ કોન્ગ્રેસ સમાજવાદીઓ સબંધે જે વલણ અખત્યાર કરી છે તે ખરેખર સન્તોષકારક છે. પરંતુ એ એ જરૂરી છે કે ગાંધીજી એ વિચારોને મક્કમપણે વળગી રહે. એ વિષયમાં જે શંકાઓ મારા મનમાં ઉપજે છે તે ગાંધીજીએ અમદાવાદના કામદારોની સભામાં કરેલાં ભાષણને આભારી છે. એ સભામાં ગાંધીજીએ સામ્યવાદની જે વ્યાખ્યા આપી છે તે ગાંધીજી જેવા રાષ્ટ્રીય આગેવાને પુરતી ગંભીરતાપૂર્વક ન ઉચ્ચારી હોય તો ખરેખર રમુજ ઉપજાવે તેવી છે. મજૂરો દારૂ ન પીએ, તેઓ ઉંચનીચના ભેદ ભુલી જઇ પોતાને નીચ ગણતાં શીખી જાય, પોતાનાં છોકરાંઓને નિશાળે ભણવા મોકલે અને બીજી રીતે સ્વચ્છ જીવન ગાળે એટલે ગાંધીજીને મનથી તેઓ સામ્યવાદી બની જાય. અને સામ્યવાદની આવી રમુજી સમજણને આગળ ધરી તેઓ કહે છે કે સામ્યવાદીઓ અને એમની વચ્ચે કંઇજ ફરક નથી.

* * *

**અને એ સામ્યવાદની વાત ઘડી** ભરને માટે પડતી મુકી મૂડી અને મંજૂરીના સંબંધના વ્યવહારૂ પ્રશ્ન તરફ વળીએ. ગાંધીજી કહે છે કે "મૂડી મજૂરીમાંથી જન્મે છે." અને એટલુંજ ડહાપણભર્યું વાકય ઉચ્ચાર્યાં પછી તેઓ આગળ વધે છે, "યાદ રાખો કે તમે (મજૂરો) પણ મૂડીવાદીઓ છો, પણ ફકત તમારી મૂડીનો ઉપયોગ બુધ્ધિપૂર્વક અને લાભદાયક રીતે કેમ કરવો તેજ જાણતા નથી. અત્યારે મૂડી અને મજૂરી વચ્ચે જે દ્વંદ્વ ખેલાઇ રહ્યું છે તે તો દમામદાર શબ્દો વચ્ચેજ છે. મૂડીવાદીઓ પોતાની મૂડીનો ઉપયોગ લાભદાયક રીતે, યોગ્યતા અને બુદ્ધિપૂર્વક કરે છે જ્યારે તમે તમારી મૂડી ઉડાવી દો છો...હું મૂડીવાદીઓનો નાશ ઇચ્છતો નથી. તેમના નાશમાં હું આપણા બધાનો નાશ જોઇ રહ્યો છું."

ગાંધીજીનું પહેલું વાકય બરાબર છે. માલ બનાવવાનાં સાધનો પર માલેકી ધરાવવાનાં કારણસર મૂડીવાદીઓ શ્રમજીવીઓએ ઉત્પન્ન કરેલ મૂલ્યમાંથી થોડુંક તેમને આપે છે અને બાકીનું પોતે પચાવી પાડે છે. એ રીતે મૂડીનો જન્મ અને વૃદ્ધિ થાય છે. આ વાત સ્વયંસિદ્ધ

છે. પણ ગાંધીજીએ ઉપલું વાક્ય એ અર્થમાં વાપર્યું હોય એમ જણાતું નથી. કેમ કે બાકીનાં વાક્યો એ વાક્યનો વિરોધ કરે છે.

મજૂરો પણ મૂડીવાદીઓ છે એમ કહેવું એમાં મૂડીવાદી અને મજૂર શબ્દના સામાન્ય અર્થનું ભયંકર અજ્ઞાન દાખવવા જેવું છે. સમાજવાદનું અથવા સામાન્ય અર્થશાસ્ત્રનું પ્રાથમિક elementary જ્ઞાન ધરાવનાર વિદ્યાર્થી પણ એમ જાણે છે કે ઉત્પાદનનાં સાધનો પર માલેકી ધરાવી શ્રમજીવીઓનું શોષણ કરતો હોય તે મૂડીવાદી અને ઉત્પાદનનાં સાધનો ધરાવતો ન હોવાનાં કારણસર પોતાની શ્રમશક્તિ–Labour power–વેંચીને પેટનો ગુજારો કરતો હોય તે કામદાર. આ સાથે એ પણ સ્પષ્ટ છે કે જ્યાં પોતે ઉત્પન્ન કરેલ મૂલ્ય પણ પોતાને મળતું ન હોય, જ્યાં જીવન ટકાવી રાખવાનાં સાધનો પણ પુરાં મળતાં ન હોય ત્યાં શ્રમજીવી માટે ઉત્પાદનનાં સાધનોનો માલિક બનવાની તકજ ક્યાં હોય ? અને માનો કે કોઇ શ્રમજીવિએ અમુક નાણાં બચાવી ઉત્પાદનનાં સાધનો પર માલેકી મેળવી અને પોતાનું કારખાનું ચલાવવા લાગ્યો. તો જે ઘડીએથી એ બીજાની મહેનતમાંથી નફો નિતારવા લાગ્યો તેજ ઘડીએ એ શ્રમજીવી મટી મૂડીદાર બની જાય છે. મૂડીદાર અને મજૂર એ કાંઇ જન્મની સાથે લાગનારાં અને આખી જીન્દગી ટકી રહેનારાં લેબલો નથી. એ તો ચોક્કસ પ્રકારના સામાજીક સંબંધો–શોષક અને શોષિત–ને દર્શાવનારાં નામો માત્ર છે. અમુક વ્યક્તિ અથવા વ્યક્તિઓ કોઇ અકસ્માતને લીધે એક વર્ગમાંથી બીજા વર્ગમાં ફેંકાઇ જાય તેનાથી એ વર્ગોથી બનેલી સમાજવ્યવસ્થામાં ફેર નથી પડી જતો. આ સ્થિતિ હોવા છતાં મૂડીવાદીઓ અને શ્રમજીવિઓ–શિકારી અને શિકાર–બન્ને ફક્ત દમામદાર શબ્દો છે અને તેમાં નક્કર અર્થગૌરવ કંઇજ નથી એમ કહેવું એ તો અર્થશાસ્ત્ર અને સમાજસસ્ત્રનું ભયંકર અજ્ઞાન દાખવવા સરખું છે. ઉલ્ટાનું એમ કહેવું જોઇએ કે માણસજાતને હાથે વપરાતા કોઇ બે શબ્દોમાં બીજાગુમાં બીપણ અર્થગૌરવ છુપાએલું હોય તો તે આ બે શબ્દો છે.

અને મૂડીવાદીઓના નાશમાં સમગ્ર માનવતાનો નાશ જોવો એમાં કાંતો હડહડતું મૂડીવાદી માનસ છુપાએલું છે અને કાં નરી બાલિશતા નજરે ચડે છે. જ્યારે ગાંધીજી એ શબ્દો ઉચ્ચારે છે ત્યારે એ બન્નેનો સ્વીકાર એમાં રહેલો છે. આજથી પચ્ચીસ વર્ષ પહેલાં ગાંધીજીએ આવા શબ્દો ઉચ્ચાર્યા હોત તો અમુક લોકો તેનાથી કદાચ ભરમાત અને એ માન્યતા જુઠ્ઠી છે એમ સિધ્ધ કરવાને દલીલો કરવાની જરૂર રહેત. પણ આજે તો સારી દુનીઆની નજર સામે પૃથ્વીના એકપંચમાંશ ભાગમાં–સોવિએટ રશીઆમાં–એક પણ મૂડીવાદી હસ્તી ધરાવતો નથી છતાં ત્યાંની સામાન્ય જનતા નાશ પામી નથી એટલું જ નહિ પણ તે આજે પહેલાંના કરતાં ઘણી જ વધારે સુખી અને પ્રગતિમાન છે.

એટલે આ બધાં વાક્યો એક જ વસ્તુ સૂચવે છે–આ પ્રશ્નો પરત્વેનું ગાંધીજીનું ભયંકર અજ્ઞાન.

કેવી રીતે ઉત્પન્ન કરે છે તે તમારા મિત્રોને સમજાવો. મૂડીવાદની નફાતૃષ્ણા નવી અને વધારે વિનાશકારક લડાઇઓ કેવી રીતે ઉભી કરે છે તે તેમને સમજાવો. જ્યારે સમાજમાંથી બીજાની મહેનત પર મોજ મજાહ કરનારા અને બીજાની ખાતર મજૂરી કરનારા એ બે ભાગો નાબૂદ થશે, જ્યારે મોટા ઉદ્યોગો પર સમાજની માલેકી સ્થપાશે, જ્યારે ઉદ્યોગો નફો નિતારવાની ખાતર નહિ ચલાવવામાં આવતા હોય, અને મહેનતનાં પ્રમાણમાં કામદારોને રોજી મળતી હશે ત્યારે કેવી સ્થિતિ આવશે તે તેમને સમજાવો. સમાજવાદ યુધ્ધને સદાને માટે કેવી રીતે દફનાવી દેશે તે તેમને ફરી ફરીને સમજાવો. આ રીતેજ તમે યુધ્ધને નાબૂદ કરવા માટે અને એ નાબૂદી શકય બનાવનાર નવી સમાજરચના માટે કંઇક નક્કર કાર્ય કરી શકશો. આમ કરવાને બદલે જો વ્યક્તિગત રીતે યુધ્ધનો વિરોધ કરવાને તમે તૈયાર થશો, જો શાહિ લશ્કરવાદના એકલા ભોગ બની જવાનું સાહસ તમે ખેડશો, તો તમે નાહકના બત્રીશા ચડી જશો અને ભાવિમાં યુધ્ધને નાબૂદ કરવાના કામમાં કંઇજ ઉપયોગી ફાળો આપી શકશો નહિ. અલબત્ જો લાખો અને કરોડો સૈનિકો તમારી માફક યુધ્ધનો વિરોધ કરે તો જુદી વાત છે; પણ જ્યાંસુધી તમે તેની સાથે ભેળાઇને જણાવેલાં ધોરણ પર શ્રમજીવિઓને બરાબર સમજાવવામાં આવ્યા હશે તો જ્યારે આ પાછલી સ્થિતિ ઉભી થશે ત્યારેજ સામાજીક ક્રાન્તિની અને નવી સમાજ વ્યવસ્થાની શરૂઆત થશે.



લોકશાસન --democracy--ના ભાવ આજે બેસતા જાય છે. સ્વતંત્ર દેશોમાં ફેસીસ્ટ સરમુખત્યારીઓ સ્થપાતી જાય છે અને લોકશાસનની ભાવના ઉપર સર્વ બાજુએથી આક્રમણ થઇ રહ્યું છે. આવે વખતે અજ્ઞાન અથવા અધુરાં જ્ઞાનવાળાં માણસોને એમ જ લાગે છે કે લોકશાસનની કંઇજ ઉપયોગિતા નથી. આવી માન્યતા ધરાવનાર એક માણસ નીચેનો સવાલ પુછે છે:

**સવાલ:**--મૂડીવાદી દેશોમાં શોષાતા રોજીના ગુલામોને લોકશાસનથી શે લાભ ?

**જવાબ:**--જ્યાંસુધી મૂડીવાદના અન્યાયો, અને સામાજીક માલેકીવાળા ઉદ્યોગોના લાભો સમજી એકની વિરૂદ્ધમાં અને બીજાની તરફેણમાં તેઓ પોતાનો અવાજ ન ઉઠાવે ત્યાંસુધી શ્રમજીવિઓને લાભ થવાનો સંભવ ઘણો ઓછો છે. પરંતુ તેઓ એ બધું સમજતા ન થાય એ લોકશાસનનો

મૂડીવાદની વિરૂદ્ધમાં અને સમાજવાદની તરફેણમાં આપણા વિચારો છાપી અને ફેલાવવામાં લોકશાસન આપણને આડે નથી આવતું.

શાંતિપૂર્વક સભા ભરવાના, આપણને યોગ્ય લાગે તે રાજકીય પક્ષને મત આપવાના, સરકારને અરજો કરવાના અને ચાલુ સરકારને સુધારવાના કે નાબૂદ કરવાના આપણા હકોનું લોકશાસન રક્ષણ કરે છે.

અને મૂડીવાદી વિચારો અને યોજનાઓને કાયમ ટેકો આપ્યે જવાની જડતા લોકશાસનવાળા દેશોના શ્રમજીવિઓ દાખવે છે છતાં એ તો દેખીતું છે કે સરમુખત્યારો કે આપખુદ રાજવીઓવાળાં તંત્રો ધરાવનાર દેશોના શ્રમજીવિઓ કરતાં તેઓ ઘણી વધારે સારી સ્થિતિમાં હોય છે. ઇંગ્લાંડ કે અમેરિકાનાં રાજ્યતંત્રમાં ઘણીએ ખામીઓ અને નબળાઇઓ છે છતાં હીટલરો, મુસોલીનીઓ, ડૉલ્ફસો અને પીલ્સુડસ્કીઓના દેશો કરતાં એ દેશોમાં રહેવાનું હું તો જરૂર પસંદ કરું. સરમુખત્યારો પછી તે ફેસીસ્ટ હોય, મૂડીવાદી હોય કે સામ્યવાદી હોય પણ તેમની નીચે રહેવાનું હું તો નજ પસંદ કરું.

રાજકીય લોકશાસન બધાંએ સામાજીક અનિષ્ટોનો અકસીર ઉપાય નથી પણ સામાજીક ન્યાયનાં મંડાણ કરવા માટે એ બહુ સારો પાયો છે. આજે રાજકીય લોકશાસન તો આપણે મેળવી ચૂકયા છીએ. હવે તેમાં આર્થીક લોકશાસન ઉમેરવાની તજવીજ આપણે કરવી જોઇએ.

ઉદ્યોગોપર સામાજીક માલેકી સ્થાપવા માટે લોકોને એ બાબતનું શિક્ષણ આપવા માટે પ્રચારકાર્ય કરવાની જરૂર છે અને એ પ્રચારકાર્યમાં પોતાનો ફાળો આપવાની શરૂઆત દરેક માણસે આજથીજ કરી દેવી ઘટે. જે લોકો સમાજવાદમાં માનતા હોય છતાં તેનો પ્રચાર ન કરતા હોય તેઓજ પ્રગતિના ખરા દુશ્મનો છે. જ્યાં સુધી મૂડીવાદી શોષણ અટકાવવા માટે જરૂરી પગલાં લેવામાં આપણે આળસ કરીએ ત્યાંસુધી મૂડીવાદીઓને નકરો દોષ દીધે શું વળે?



**સમાજવાદની** વાતો આજકાલ બહુ થવા માંડી છે. સામાન્ય રીતે સમાજવાદ સંબંધી માણસની સમજણ એવી હોય છે કે સમાજવાદમાં માણસ ગમે તેટલી મહેનત કરે અથવા હોશીઆરી દાખવે પણ તેને રોજી તો બીજાના જેટલીજ મળે. ત્યારે કેટલાક એમ કહે છે કે માણસની હોશીઆરીના પ્રમાણમાં તેને વધુ મહેનતાણું મળવું જોઇએ. આ વિરોધી વિચારોથી અકળાઇને એક માણસ પુછે છે.

**સવાલઃ**—કોઇ માણસ હોશીઆર હોય તો એ કારણથી તેને વધારે રોજી મળવી જોઇએ કે કેમ?

**જવાબઃ**—આ પ્રશ્ન વ્યકિતના સ્વાર્થનો છે. સ્વાર્થના બે પ્રકાર છેઃ એક સામાજીક અને બીજો સમાજ વિરોધી—વ્યકિતગત.

એક માણસ સરસમાં સરસ સેવાઓ આપે અને તેના બદલામાં આગળ વધવાની, પોતાનો વિકાસ સાધવાની, આનંદ મેળવવાની, ઉત્તેજન—પ્રેરણા મેળવવાની અને સેવા અને બદલો મેળવવાની વધુ તકો અને સગવડો માગે એ સામાજીક સ્વાર્થ છે અને તે હિતકર છે. જે જાતનો

બદલો આપવાથી બીજા કોઇને નુકશાન ન પહોંચે તે આપવાથી સમાજનેજ લાભ થાય છે અને એવી પ્રથા નાબૂદ કરવાથી કંઇજ ફાયદો નથી. જે સ્વાર્થ જીવનનું વધારે સારૂં ધોરણ, વધારે સારી વસવાટની સગવડ, વધારે સારી ગાડી, વધારે સારી નોકરી, અને ઉદ્યોગમાં પોતાની શકિતનો વધારે કુશળતાભર્યો ઉપયોગ માગે તે ખરાબ સ્વાર્થ ન કહેવાય. આવી જાતની સામાજીક હરિફાઇને ઉત્તેજન મળવું જોઇએ. જે મહત્વાકાંક્ષા પોતાના માનવબંધુઓને કચરી નાખવાની નેમ પર ન બંધાએલી હોય તે સમાજને ભયરૂપ નથી.

પરંતુ જે સ્વાર્થ બીજાની મહેનત પર મોજ ઉડાવવાની વૃત્તિ રાખે છે, જે કોઇ પણ જાતની સામાજીક સેવા આપ્યા વિના બદલા અને સગવડોની તમન્ના સેવે છે તે સ્વાર્થને કોઇપણ વૈજ્ઞાનિક પાયા પર રચાએલા સમાજે છુંદી નાખવોજ જોઇએ. જે સ્વાર્થ ઉત્પાદનનાં સાધનો કે ઉત્પાદનની કોઇ પધ્ધતિ પોતાના કબજામાં રાખીને જીવવા-લ્હેર કરવા-માગે છે તે શ્રાપરૂપ છે, જેમ ડાકુ અથવા ચોરનો સ્વાર્થ સમાજને નુકસાનરૂપ છે તેમ. અને ચોરની જે ગતિ આજે થાય છે તેજ એ સ્વાર્થની પણ થવી જોઇએ.

જ્યારે માલ ઉપજાવવાનાં સાધનો પર સમાજની માલેકી સ્થપાઇ જાય ત્યારે એ પ્રથમ પંકિતના સ્વાર્થની અને હરિફાઇની ખુબજ જરૂર રહે. એને કલ્યાણકારી સ્વાર્થ ભલે કહીએ-કેમકે તેનાથી કોઇ બીજાને નુકસાન થતું નથી, પણ એ સ્વાર્થ તો ખરોજ.

દાખલા તરીકે બે કડીઆ છે; બન્નેને કામ કરવાની સરખી સગવડો આપવામાં આવે છે. એ સ્થિતિમાં એક બીજાના કરતાં વધારે ઇંટો ગોઠવી શકતો હોય એ કાંઇ બીજાને અન્યાય નથી. આમ પહેલો બીજાના કરતાં વધારે રોજી મેળવે છે. બીજાને પણ પહેલાના જેટલીજ રોજી મેળવવાની સઘળી સગવડો આપવામાં આવી છે છતાં તે તે ન મેળવી શકે તો તેને અન્યાય થયો ગણાય નહિ. આ તો સમાજવાદી તંત્ર નીચે મુખ્ય નિયમ બનવો જોઇએ કે માણસ જેટલું કામ કરે તેનું પુરતું મહેનતાણું તેને મળી રહે. એક દુકાન કે કારખાનામાં તમે કામ કરતા હો ત્યારે તમારાં મગજ કે શરીરની ચાલાકીને લીધે તમે તમારી સાથે કામ કરનારા બીજા માણસો કરતાં સામાજીક સેવા વધારે બજાવી શકતા હો તો તમને વધારે રોજી આપવામાં આવે એ તો સીધો સામાજીક ન્યાય છે. ઉલટાનું ઓછી આવડતવાળા કે બેદરકાર કે વિરોધી કામદારને જે રોજી મળતી હોય તેજ રોજી હોશીઆર, ખંતીલા અને કામવલા માણસને આપવામાં આવે એ તો એને અન્યાયજ કર્યો ગણાય.



ઉપર જે સવાલ જવાબ આપ્યા તેનાથી બે જાતના સવાલ પૂછનારાઓમાંથી એકનાં મનનું સમાધાન થાય છે. પણ બીજો મુંઝાઇ પડે છે. તે પુછે છે:

**સવાલ:**-જો બધાની કમાણી એકસરખીજ ન હોય તો વર્ગવિહોણી સમાજરચના થાય જ કયાંથી? અને સમાજવાદ શાનો આવ્યો ગણાય?

**જવાબ:**-આ સવાલ પુછનાર માણસને વર્ગ વિનાની સમાજરચનાનો સાચો ખ્યાલ નથી એમ જ કહેવું રહ્યું. વર્ગવિહોણી સમાજરચના એ કંઇ સરખી

કમાણી સાથે બદલાવી શકાય એવો શબ્દ નથી.

વર્ગ વિનાની સમાજરચના એટલે આટલું જ : કે ઉત્પાદનના સાધનો પર માલેકી ધરાવવાનાં કારણસર મોજ મજાહ કરતા એક વર્ગને પોતાનું પેટ ભરવાની ખાતરે પોતાની શ્રમશકિત વેંચવાની ફરજ બીજા વર્ગને નહિ પડે. વર્ગવિહોણી સમાજ એટલે એક એવી સામાજીક વ્યવસ્થા કે જેમાં ભાડું, વ્યાજ કે નફો મેળવી ઠ્ઠેર કરતા મૂડીવાદી વર્ગનું અસ્તિત્વ ન હોય. એ સમાજમાં દરેક માણસ શ્રમજીવી જ હોય, એટલે કે દરેક માણસ પોતાનાં શરીર કે બુધ્ધિની શકિત કોઇ સમાજને ઉપયોગી હોય એવાં કામમાં રોકીને પોતાની આજીવિકા મેળવતો હોય. આવી સમાજરચનામાં જમીન, ઉદ્યોગો વગેરે પર આખા સમાજની જ માલેકી હોય અને એ સમાજ એ સાધનોનો ઉપયોગ થોડાક માણસો માટે નફો નિપજાવવા નહિ પણ આખા સમાજની જરૂરીઆતો પુરી પાડવા જ કરે. આવી સમાજમાં મહેનતનો બદલો એકસરખોજ આપવાની જરૂર ન રહે. સમાજવાદનું ધ્યેય તો એજ હોય કે દરેક માણસ માટે આજીવિકા મેળવવાની તક અને સગવડ એકસરખીજ હોય. પણ અમુક વખતને માટે (કેટલો વખત એ આજે કોઈ નિશ્ચિતપણે કહી શકે નહિ) કામ કરનારની શકિત અને તેની સેવાઓની ઉપયોગિતાનાં પ્રમાણમાં તેને વધારે બદલો આપવાની જરૂર રહેશે જ. પરંતુ કોઇએ એવો ભય રાખવાની જરાએ જરૂર નથી કે આમ કરવાથી તો પાછું મૂડીવાદી શોષણ શરૂ થઇ જશે કોઇ એક વર્ગ કે વ્યકિત બીજાના પરસેવા પર નભી શકશે જ નહિ કારણકે બીજાની મહેનત રોકી શકાય એવી જાતનાં ઉત્પાદનનાં સાધનો પર કોઇની ખાનગી માલેકી તો હશે જ નહિ.



# હિન્દી સ્ત્રીઓના કાયદેસર હક્કો

લેખકઃ
રમણીક વી. મહેતા.
બી. એસસી. એલ., એલ. બી.

## લેખાંકઃ ૮ મો.

### પ્રકરણ ૮ મું. (ચાલુ)

### [૨]

### સીવીલ મેરેજ કરવાથી મળતો છુટાછેડાનો હક્ક.

"પતિ પત્નિ તો તે કે જ્યાં પ્રેમનું સામ્રાજ્ય હોય."

(એલન કે)

હિંદુ કોમનો બીજો વર્ગ જેણે ૧૯૨૩ માં થયેલા સુધારાવાળા "ધી સ્પેશીયલ મેરેજ (સીવીલ મેરેજ) ના કાયદા હેઠળ તેના પ્રગતિમાન અને હીતવર્ધક નિયમો અને કાનુનો જોઈ શાસિત થવાનું પસંદ કર્યું છે તે વર્ગ પ્રમાણમાં જોકે ઘણો નાનો છે પરંતુ આ વર્ગ તેના આગળ વધેલા અને સંસ્કારી વિચારો માટે ઘણો જાણીતો છે. ૧૮૭૨ ના "ખાસ લગ્નના કાયદા (Special Marriage Act) માં ૧૯૩૩ માં સુધારો થવાથી એ કાયદાનો લાભ હિંદુ, શીખ અને જૈન કોમ પણ લઇ શકતી થઇ છે. પોતાના માન્ય ધર્મને છોડયા સિવાય પણ આ કાયદા હેઠળ લગ્ન થઇ શકે છે. હજુસુધી આ કાયદા હેઠળ હિંદુ, જૈન અને શીખ કોમનાં ઘણાં ગણ્યાંગાંઠયાં સ્ત્રી-પુરૂષોએ લગ્ન કર્યાં છે. પરંતુ તેથી કરીને આ કાયદો અપ્રિય અગર એની કલમો સંકુચીત છે એમ નથી. એક અગર બીજા કારણોને લઇને ઘણાઓ તેનો લાભ લઇ શકયા નથી અને ઘણાઓ લઇ શકતા નથી. જોકે આ વર્ગ પોતાથી બને તેટલો કાયદાને લોકપ્રિય બનાવવામાં તેમજ તેના લાભથી પ્રજાને જાણીતી કરવામાં પોતાની શકિત ખર્ચે છે. આ આગળ પડતા વિચારો ધરાવનારા વર્ગના પ્રચારને કારણેજ ૧૮૭૨ ના સ્પેશીયલ મેરેજ એકટમાં હિંદુ, જૈન અને શીખ કોમને દાખલ કરતો ૧૯૨૩ નો સુધારો વડી ધારાસભામાં પસાર કરવામાં આવ્યો છે. હિંદુ કાયદાના સંકુચીત, અન્યાયી અને ગેરઇન્સાફ કરતા કાનુનોથી આ સુધારક વર્ગને ત્રાસ છુટે છે, અને વળી લગ્ન તેમજ વારસા હકના નિયમોએ તો તેમની સહનશીલતાને અંત પર લાવી મુકી છે. આ વર્ગને આ નિયમોમાં મુલગત ફેરફાર કરાવવાની ઇચ્છા છે. પોતાના આગળ પડતા વિચારો અને પોતાની લાગણીઓ અનુસાર લગ્ન અને વારસા હકના નિયમો ઘડતી જુદી પ્રથા અનુસરવામાં આજના કોમી કાયદાઓ પ્રતિબંધકરતા ન

હોવા જોઇએ એવી તેમની દલીલ છે. અને આજના ઘણા જુના સમય ઉપર રચાયલા એકતરફી, અન્યાયી અને આજના યુગને અનુરૂપ નહિં એવા કાયદાઓની જગ્યાએ એક સાદો, સરળ અને ન્યાયી તેમજ વર્તમાન યુગની ભાવના અને લાગણીઓને અનુકુળ થાય તેવા કાયદાની જરૂર તેઓ દેખાડે છે. ઘણાઓ હિંદુ કાયદામાં જરૂરના એવા સુધારા કરાવવાની ખ્વાહેશ ધરાવે છે જ્યારે બીજાઓ હિંદુ કાયદાને તેનાં મુળમાંથી જ ફેરવવાના મતના છે. જયાંસુધી આ પ્રમાણેના ફેરફાર થયા નથી ત્યાંસુધીને માટે "ધી સ્પેશીયલ મેરેજ એકટ"નો લાભ લેવાનું ઘણાઓ અનુકુળ ધારે છે. આવા વિચારના વર્ગની તથા બીજાઓની સીધી તેમજ આડકતરી માગણી ધ્યાનમાં લઇને હીંદની વડીધારાસભાએ હીંદુ, બૌદ્ધ, જૈન અને શીખ કોમના કોઇપણ સ્ત્રી-પુરૂષ આ કાયદા હેઠળ લગ્ન નોંધાવી એ કાયદાના નિયમોનો લાભ લઇ શકે છે.

બીજી કોમોની માફક હિંદુ (જૈન અને શીખ કોમ સાથે) કોમ ઉપર શાસન ચલાવતો ધી સ્પેશીયલ મેરેજ એકટ *હિંદુ કાયદા હેઠળ પવિત્ર સંસ્કાર ગણાતા લગ્ન અને તેની ભાવનાના મુળમાં એક ઉંડો ઘા કરે છે. આ કાયદા હેઠળ લગ્ન એક સાદો કરાર બની રહે છે. હિંદુ કાયદાની માફક સીવીલ મેરેજના કાયદામાં લગ્નબંધન અભંગ નથી પરંતુ અમુક સંજોગોમાં તેનો વિચ્છેદ અગર તેને રદ બાતલ કરી શકાય છે. વળી હિંદુ કાયદાની માફક આ કાયદા હેઠળ કોઇપણ જાતની ધાર્મિક ક્રિયા પણ લગ્નને અંગે જરૂરની નથી. લગ્ન સંબંધથી જોડાનાં યુગલને ફક્ત ત્રણ સાહેદો સાથે. લગ્ન રજીસ્ટર્ડ કરતા રજીસ્ટ્રાર સમક્ષ જવું પડે છે, જ્યાં આ લોકોને તેમને આપવામાં આવતા ફોર્મ ઉપર એકરાર કરવો પડે છે અને તે પછી પરણનાર દંપતિ રજીટ્રાર તથા સાક્ષીઓની રૂબરૂ એકબીજાને પોતાના પતિ–પત્નિ તરીકે સ્વીકારતાં લગ્ન વીધીપૂર્વક થએલું જાહેર કરવામાં આવે છે.

હવે કયા સંજોગોમાં અને કારણોમાં આ કાયદાથી શાસીત થતી હીંદુ સ્ત્રીઓ લગ્ન સંબંધનો વિચ્છેદ કરી પોતાના દુઃખી પરીણીત જીવનનો અંત લાવી શકે છે તેનું વિવેચન કરીએ. આ કાયદા હેઠળ થયેલા લગ્નનો વિચ્છેદ ૧૮૬૯ ના હીંદી છુટાછેડાના કાયદા (The Indian Divorce Act of 1869) માં બતાવેલાં એક યા બીજા કોઇપણ કારણે મેળ થઇ શકે છે એમ સીવીલ મેરેજના કાયદામાં સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે. કલમ ૧૭ જણાવે છે કે:–

"આ કાયદા હેઠળ થયેલાં લગ્નોને 'હીંદી છુટાછેડાનો કાયદો' લાગુ પડે છે અને એ કાયદામાં બતાવેલાં કારણો અને તેમાં દર્શાવેલી રીત પ્રમાણે લગ્નનો વિચ્છેદ અગર તેને રદ બાતલ કરી શકાય છે ....." આ કારણસર આપણે આપણી દ્રષ્ટિ સીવીલ મેરેજના કાયદા ઉપરથી હીંદી છુટાછેડાના કાયદા તરફ ફેરવવી પડશે. એ પ્રમાણે કરતાં આપણને જણાશે કે સદર કાયદાની કલમ ૧૦ બીજી સ્ત્રીઓ સાથે હીંદી સ્ત્રીઓને તેમના લગ્નના કરાર તોડી નાખવાની રીત અને તેનાં કારણો બતાવે છે અને તેમનાં દુઃખી, અનિચ્છીત અને ઢોંગી લગ્નસંબંધનો અંત આણે છે. છુટાછેડા ઇચ્છતી સ્ત્રી નીચે બતાવેલાં કારણોમાંથી એક યા બીજું

*આ કાયદાને હવેથી સીવીલ મેરેજના કાયદાના નામે ઓળખીશું.

કારણ દર્શાવી ડીસ્ટ્રીક્ટ અગર હાઇ કોર્ટમાં એક અરજ ગુજારી છુટાછેડા માગી શકે છે.

છુટાછેડા માટેનાં કારણો:—

(૧) પરધર્મમાં જઇ બીજી સ્ત્રી સાથે પતિ લગ્ન કરે;

(૨) સગા સંબંધી સાથે પતિ વ્યભિચાર કરે;

(૩) બીજી સ્ત્રી સાથે લગ્ન કરી તેની સાથે તે વ્યભિચાર કરે;

(૪) પોતાની સાથેનાં લગ્ન પહેલાં બીજી સ્ત્રી સાથેનાં લગ્ન ચાલુ હોય અને તે બીજી સ્ત્રી સાથે વ્યભિચાર કરે;

(૫) બળાત્કાર સંભોગ, અકુદરતી સંભોગ અગર સૃષ્ટીક્રમ વિરૂદ્ધતું મૈથુન કરે;

(૬) માનસિક અગર શારીરિક તંદુરસ્તીને હાની પહોંચાડે અગર શરીરના કોઇ અવયવને કે જીંદગીને નુકશાન પહોંચાડે તેવી જાતનું ક્રુર અને ઘાતકી વર્તન પોતાની સાથે ચલાવતો હોય અને બીજી સ્ત્રી સાથે જાર કર્મ કરતો હોય;

(૭) બે કે તેથી વધારે વર્ષથી કોઇ પણ જાતના વ્યાજબી કારણ વિના પોતાને ત્યજી દીધી હોય અને બીજી સ્ત્રી સાથે આડો વ્યવહાર રાખતો હોય:

ઉપર બતાવેલાં કારણોમાંથી કોઇપણ એક કારણસર સીવીલ મેરેજ કરેલી કોઇપણ હીંદુ સ્ત્રી પોતાના લગ્ન સંબંધનો વિચ્છેદ કરી તેણીના પતિથી જુદી થઇ શકે છે. હીંદુ કાયદા હેઠળ શાસીત થતી તેણીની બીજી બ્હેનોની માફક તેણીને ફરજીઆત લગ્નજીવનનું રગશીયું ગાડું ગબડાવી દુઃખી થવું પડતું નથી. તેણી એવા સંજોગોમાં પોતાના પતિથી છુટાછેડા લઇ ફરીથી સ્વતંત્ર વાતાવરણમાં વિહરે છે અને મરજીમાં આવે ત્યારે ફરીથી બીજું ઇચ્છીત લગ્ન કરે છે. પતિના ગમે તેવા પાશવી અને અમાનુષી વર્તન તેમજ ગમે તેવી કુટેવોને મુંગે મોઢે સહન કરતી તેણીની બીજી હીંદુ બ્હેનો કરતાં તેણી સીવીલ મેરેજ કરીને વધુ સુખી બને છે તેની કોઇથી ના પાડી શકાય તેમ નથી.

હીંદુ કાયદા હેઠળ કહેવાતાં પવિત્ર લગ્નની ગ્રંથીએ જોડાઇ વગર હકનું પરતંત્ર જીવન ગાળવું અગર ધી સ્પેશીયલ મેરેજના કાયદા હેઠળ લગ્ન રજીસ્ટર્ડ કરાવી તે કાયદાના છુટાછેડાના તેમજ બીજા હકોનો લાભ લેવો એ બેમાંથી પસંદગી કરવાનો હક હીંદુઓને આજે લગભગ એક દશકા કરતાં પણ વધારે વખતથી મળ્યો છે. પરંતુ અફસોસ સાથે કહેવું પડે છે કે આ પ્રગતિસાધક અને 'હિતવર્ધક કાયદાનો લાભ ઘણા થોડા હીંદુઓએ લીધો છે. જોકે આ વસ્તુસ્થીતિને માટે ઘણાં કારણો જવાબદાર છે. ન્યાતજાતના રીત રિવાજોની સખ્તાઇ, યુવાન યુગલોની પરતંત્રતા, વડીલશાહીનો દોર તેમજ સીવીલ મેરેજથી થતા લાભ અને કાયદાનો જોઇએ તેટલો જનતામાં પ્રચાર નથી એ તથા બીજાં કારણો સીવીલ મેરેજના ઓછા પ્રમાણ માટે ખાસ કારણભુત છે. હમણા હમણા આ દિશામાં વધુ પ્રગતિ થતી જણાય છે એ એક શુભ ચિન્હ છે. જેમ જેમ સીવીલ મેરેજ કરતાં યુગલોના સામાજીક જીવનથી જનતા પરીચીત થશે, સીવીલ મેરેજથી થતા લાભ વિગેરે તેના જાણમાં આવશે તેમ તેમ સીવીલ મેરેજની સંખ્યામાં દીનપ્રતિદીન વેગવંત વધારો થતો જશે એવી આશા સ્હેજે રાખી

શકાય છે. હિંદુ સમાજના કેળવાયલા અને પ્રગતિમાન વિચાર ધરાવનારા વર્ગમા આજના હિંદુ કાયદા હેઠળના લગ્નથી અસંતોષની આગ પ્રજ્વળી રહી છે. તેને એ લગ્ન સમાજ તેમજ વ્યકિતના ઉત્કર્ષનું અવરોધી છે એમ જણાય છે. જ્યાં સ્વભાવનો મેળ ન હોય, લાગણી અને પ્રેમનો અભાવ હોય તેમજ વર્તન અને રીતભાત સ્વછંદી અને લાગણીહીન હોય ત્યા પણ લગ્નસંબધ ફરજીયાત જારી રાખવો પડે એ તેને રૂચતું નથી, સંસારરૂપી નાટકના તખ્તા ઉપર પતિપત્નિનો ઢોંગી પાઠ ભજવવામાં તેનું જીગર જલી ઉઠે છે. લગ્ન સબધમા બને તેટલી સ્વતંત્રતા તે વાંચ્છે છે અને તેથીજ છુટાછેડાના તત્વવાળા કાયદાની તે માગણી કરે છે. હિંદુ કાયદામા સમયોચીત ચેળાસર છુટાછેડાનું તત્વ દાખલ કરવામા નહિં આવે તો હિદુ સમાજનો આ કેળવાયલો અને સુધારક વર્ગ સીવીલ મેરેજના કાયદાનો વધુ અને વધુ આશ્રય લેતો થશે એમાં સ્હેજ પણ શંકા નથી વળી, આ કાયદામા વારસા હક સંબંધીના નિયમો પણ વધુ વિશાળ અને ન્યાયી છે જેને લઇને પણ તેના તરફ વધુ આકર્ષણ થાય તેમ છે.

આ કાયદા હેઠળ અમુક સંજોગોમાજ લગ્નવિચ્છેદ થઇ શકે છે તેથી કરીને છુટાછેડા માટે ઘણી વખત એક પક્ષ બીજા પક્ષ સામે ખોટા અને હલકા આરોપો મુકે છે. છુટાછેડા ઉપર હજુપણ જે બંધનો મુકેલા છે તે ઢીલાં કરવાની ખાસ આવશ્યકતા છે સામાજીક અને નૈતિક દ્રષ્ટિએ પણ કોઇ દંપતિ એકબીજા સાથે રહી શકતા ન હોય તો તે શાતિથી અને હળીમળીને છુટા થાય તેજ સૌથી વધારે ઇષ્ટ છે. પરંતુ કાયદો તેમને મિત્ર નહિં પણ શત્રુ બનાવીને છુટાં પાડે છે એ કેટલું હાસ્યજનક છે! આનું પરીણામ એ આવે છે કે કોઈ સદાચારી યુગલને બીજાં ઘણાં કારણોને લઇને એક બીજા સાથેનો પતિ-પત્નિ તરીકેનો સંબધ ચાલુ ન રાખવો હોય તેને છુટાછેડા મળી શકતા નથી આ સદાચારી યુગલને તેના સદાચાર માટેની આ શિક્ષા, જ્યારે એક દુરાચારી પતિ અગર પત્નિના દુરાચારના કારણે કાયદો ખુશીથી છુટાછેડા કરી આપે છે. આનો અર્થ એટલોજ કે કાયદો આડકતરી રીતે પુરૂષ અને સ્ત્રીને ગુન્હેગાર અને પાપી બનવાનું કહે છે. કારણ કે ત્યારેજ કાયદો છુટાછેડા ઇચ્છતાં દંપતિની મરજી મુજબ પોતાનો અમલ ચલાવવાનું કહે છે. છુટાછેડાના કાયદાને આથી વધુ વિશાળ અને ઉદાર તેમજ નિબંધ બનાવવાની ખાસ જરૂર છે.

## પ્રકરણ ૯ મું.

### મુસલમાન મહીલાઓ અને છુટાછેડા

હિંદુ કાયદાની માફક મોહેમેદન કાયદો લગ્નને પવિત્ર સંસ્કાર તરીકે સ્વીકારતો નથી મોહેમેદન કાયદો છુટાછેડાના તત્વને સ્વીકારે છે ખરો પરંતુ તે મુસલમાન મહીલાઓની બાબતમા અન્યાયી અને એક તરફી છે આ કાયદાના છુટાછેડાના નિયમો પાછળ જે સીદ્ધાંત રહેલો છે તે મુસલમાન કોમમા સૌથી વધારે પવિત્ર ગણાતાં કુરાનના બીજા પ્રકરણમાં લખેલા નીચેના શબ્દોનું તત્વ છે એમ કહીએ તો ખોટું નથી કુરાનમા લખેલું છે કે:—

"તેમને (પત્નિઓને) મનુષ્યત્વની લાગણી સાથે સાથે રાખો અગર ભલમનસાઇથી રજા આપો."

પયગંબરના આ શબ્દો ઓરતો કરતાં મરદોનીજ તરફેણ કરતા જણાય છે કારણકે કુરાનનું આ વાકય પત્નિઓ તરફના પતિઓના વર્તન સંબંધમાં લખાયલું છે જ્યારે પત્નિઓના પતિ તરફના વર્તન માટે કુરાન સુપકીદી પકડે છે. અને મોહેમેડન કાયદાના છુટાછેડાના નિયમોનો જ્યારે આપણે અભ્યાસ કરીએ છીએ ત્યારે આપણને જણાયા સિવાય રહેતું નથી કે મોહેમેડન કાયદો કુરાનના એ એકતરફી અને અન્યાયી વચનને વશ થઇને મુસલમાન મહિલાઓને છુટછેડાની બાબતમાં અન્યાય કરી રહ્યા છે. એક મુસલમાન પુરૂષ આ કાયદા હેઠળ પોતાની ઓરતને તલ્લાક (Divorce) આપવાનો ઘણો વિશાળ અને બહોળો હક ધરાવે છે. તે ગમે ત્યારે ઇચ્છા થાય ત્યારે કોઈ પણ કારણ દર્શાવ્યા સિવાય ફકત પોપટની માફક ત્રણ વખત "તલ્લાક" ઉચ્ચારીને પોતાની મહેરદાર સાથેના લગ્નસંબંધનો અંત આણી શકે છે, પરંતુ એક મુસલમાન મહેરદાર તેણીના ખાવિંદની રજામંદી સિવાય તેની સાથેના પરીણીત જીવનનો અંત આણી શકતી નથી. ફકત કેટલાક સંજોગોમાંજ તેણી તેણીના ખાવિંદથી તેની રજામંદી સિવાય પણ કોર્ટનો આશરો લઇ છુટાછેડા મેળવી શકે છે.

આ ઉપરથી એટલું જણાય છે કે એક મુસલમાન કોમની મહીલા બે રીતે છુટાછેડા મેળવી પોતાનાં દુઃખી લગ્નજીવનનો અંત લાવી શકે છે. (૧) પતિની સંમતિ મેળવીને; અને (૨) કોર્ટની મદદથી. પહેલી રીતથી જે જાતના છુટાછેડા તેણી મેળવી શકે છે તે મોહેમેડન કાયદામાં "ખુલા" (Khula) અને "મુબારત" (Mubarat)ના નામોથી ઓળખાય છે. "ખુલા" અને "મુબારત"માં ફક્ત ફેર એટલોજ છે કે જ્યારે પત્નિના કહેવાથી (જોકે પતિની ખુશી નહીં તો સંમતિ તો હોય જ) લગ્નવિચ્છેદ થાય ત્યારે તે જાતના છુટાછેડાને "ખુલા" કહેવામાં આવે છે અને જ્યારે બન્ને પતિ-પત્નિ પોતાની ખુશીથી છુટાછેડા કરે તેને "મુબારત" કહેવામાં આવે છે. આમ "ખુલા" અને "મુબારત"માં કાંઈ ખાસ ફેર નથી. સુન્ની મુસલમાનો બન્નેને એકજ પંકતીમાં મુકે છે પરંતુ શીયાએ એ બેમાં કેટલોક વધુ ફરક રાખ્યો છે. શીયા પ્રમાણે જ્યારે કાંઇ કિંમતી અવેજ (પલ્લાની રકમ નહી લઇને અગર બીજી કોઇ વસ્તુ પતિને બક્ષીસ આપીને)ના બદલામાં પત્નિ છુટાછેડા મેળવે ત્યારે તે "ખુલા"થી ઓળખાય છે જ્યારે "મુબારત"માં આવો કોઇપણ જાતનો અવેજ તેણીને આપવો પડતો નથી. જ્યારે પતિ-પત્નિને લાગે કે તેઓ એકબીજાં સાથે હળીમળીને અને સુખથી (મતભેદ, જુદા વિચારો કે એવા બીજા કોઈ કારણને લઇને) રહી શકતાં નથી ત્યારે તેઓ રાજી-ખુશીથી તેમના લગ્ન સંબંધને "મુબારત"ની રીતે તોડી નાખે છે અને એકબીજાને લગ્નની દરેક ફરજોમાંથી મુકત કરે છે. આમ શીયા મુસલમાનોના મત પ્રમાણે "ખુલા" એ ખરીદેલા છુટાછેડા છે જ્યારે "મુબારત" તેમ નથી. આ બન્નેમાં ફેર પાડવાનું કારણ એ છે કે "હેદાયા" (શીયા પંથનું પ્રમાણ ગણાતું ધર્મશાસ્ત્ર) માં "ખુલા"નો અર્થ એ પ્રમાણે કરવામાં આવ્યો છે.

પતિની સંમતિ સિવાય મુસલમાન મહીલા કોર્ટનો આશ્રય લઇને અમુકજ સંજોગોમાં છુટાછેડા મેળવી શકે છે. જ્યારે તેણીનો ખાવિંદ નામર્દ હોય અગર તે તેણી ઉપર વ્યભિચારનો આરોપ મુકે અગર તેણીના બાળકનો પિતા હોવાનું ના પાડે ત્યારેજ તેણી કોર્ટમાં જઇ પોતાના ખાવિંદથી છુટાછેડા મેળવી તેની સાથેના લગ્નસંબંધનો અંત આણી શકે છે. આ સિવાય બીજું કોઇપણ જાનતું કારણ તેણીના દુઃખી લગ્નજીવનનો અંત આણી શકતું નથી. મી૦ અમીરઅલી એવો મત દર્શાવે છે કે પતિ તરફ પતિની ઘાતકી અને ક્રુર વર્તણુંક અગર તેની બીનવફાદારી અને પતિનું પોષણ કરવાની અશક્તિ પણ છુટાછેડા માટે મુસલમાન મહીલાઓને કારણ આપે છે. મોહેમેદન કાયદાના આ વિદ્વાન અને અઠંગ અભ્યાસી પોતાના મતના સમર્થનમાં આલ્જીરીયાની કોર્ટોના દાખલા ટાંકે છે, પરંતુ તેઓશ્રીનો આ મત આ દેશનો કાયદો અને કોર્ટો કમનસીબે સ્વીકારતી નથી

આમ એક મુસલમાન મહીલા ફક્ત તેણીના ખાવિંદની સંમતિથી અગર તેણી ઉપર તેણીનો ખાવિંદ વ્યભિચારનો આરોપ મુકે ત્યારે અગર તે નામર્દ હોય ત્યારેજ છુટાછેડાનો હક ભોગવી શકે છે. મોહેમેદન કાયદો મુસલમાન ઓરતોને આથી કેટલો ગેરઇન્સાફ કરે છે તે તરફ સમજુ અને કેળવાયલા તથા સુધારક મુસલમાન વર્ગનું ધ્યાન ખેંચાવાની ખાસ જરૂર છે.

આ દિશામાં મુસ્લીમ પત્નિઓને વધુ વિસ્તૃત હક આપતું એક બીલ હાલમાં હૈદ્રાબાદ રાજ્યની ધારાસભામાં મી૦ ખલીલુઝ ઝમાન સીદીકે રજુ કર્યું છે. આ બીલ જો પસાર થાય તો મુસ્લીમ સમાજમાં પરીણીત સ્ત્રીઓનો દરજ્જો વધુ ઉંચો થશે, અને એ બીલ પસાર થશે એવો સંભવ પણ ઘણો જણાય છે. મોહેમેડન કાયદામાં આપેલી શરતો ઉપરાંત આ બીલમાં મુસ્લીમ પત્નિઓ ધણી અસાધ્ય અને ચેપી રોગોથી પીડાતો હોય અગર કોઇ હંમેશની બિમારીથી રીબાતો હોય અને લગ્ન–જીવનની ફરજો અદા કરી શકતો ન હોય તેમજ ધણી ન્હાસી ગયો હોય અને તેનો પત્તો લાગતો ન હોય અગર તેને ભારે મુદ્દતની કેદની સજા થઇ હોય ત્યારે તેઓ કોર્ટની મદદથી લગ્નવિચ્છેદ કરી શકે છે. વળી તેણીના ધણી તરફથી તેણીના તરફ ગેરવ્યાજબી અને ઘાતકી વર્તન થતું હોય ત્યારે પણ તેણી છુટાછેડા મેળવી શકે છે.

આ બીલ હૈદરાબાદ રાજ્યના તેમજ સારાયે હીંદના મુસ્લીમો માટે ઘણું રસપ્રદ અને મહત્વનું છે. રૂઢીચુસ્ત અને નવિનતાનો પ્રતિકાર કરતા સ્થીતિચુસ્ત વર્ગ તરફથી આ બીલ સામે પ્રચંડ પોકાર ઉઠશે. પરંતુ એ પોકારોને નવયુગની નવી ભાવના અને નવાં આંદોલનો ઝીલનાર મુસ્લીમ નવયુવકોના વર્ગ તેમજ મુસ્લીમ કોમના કેળવાયલ અને સુધારક વર્ગોના પ્રચંડ પ્રચારકાર્યથી દબાવી દેવામાં આવશે એવી આશા રાખીએ તો વધારે પડતું નથી. આ બીલ સત્વર પસાર થાય એવું આપણે ઇચ્છીએ છીએ અને તે પછી બ્રિટીશ હીંદમાં પણ એ ધોરણે છુટાછેડાનું બીલ વડી ધારાસભામાં લાવવાની ચળવળ શરૂ કરવામાં આવે તેની રાહ જોઇએ છીએ. સૈકાઓથી પોતાની સ્ત્રીસમાજને અઘોર અન્યાય કરતા મુસ્લીમ બિરાદરો માટે પોતાના એ અન્યાયનું પાપ ધોવાનો આ અવસર છે. મુસ્લીમ બિરાદરોએ સમજવું

જોઇએ કે તેમની સ્ત્રીઓનો સામાજીક દરજ્જો ઉંચો ચઢશે તેનો લાભ આખરે સમસ્ત મુસ્લીમ સમાજને મળશે.

જ્યારે દક્ષીણ હિંદમા હૈદરાબાદના નિઝામ સરકારની ધારાસભામા મુસ્લીમ મહિલાઓ માટે છુટાછેડાનું બીલ રજુ કરવામા આવ્યું છે ત્યારે મધ્ય હીંદમાં આવેલા જાવરા રાજ્યના નામદાર નવાબની સરકારે તેઓશ્રીની મુસ્લીમ મહિલા પ્રજાને છુટાછેડાનો હક્ક આપતો કાયદો હમણાં થોડાક વખત ઉપરજ કર્યો છે આ કાયદાથી મુસ્લીમ સ્ત્રીઓના દરજ્જા ઉપર ઘણી સારી અસર થશે. શરીયતની બાબતમાં પ્રમાણભૂત ગણાય તેવા વિદ્વાનો સાથે મસલત ચલાવતા જાવરા દરબારને એમ જણાયુ હતું કે અત્યારે મુસ્લીમ મરદો પોતાની ઓરતો સાથે ગમે ત્યારે છુટાછેડા કરી શકે છે પરંતુ મુસ્લીમ મહિલાઓને તેમ કરવાનો હક નથી. આ ભેદભાવભરેલી સ્થીતી ઇસ્લામની નજરે અયોગ્ય છે એમ તેઓશ્રીનું માનવું છે.

આથી ઉપરોક્ત કાયદામાં એવું ઠરાવમાં આવ્યું છે કે–રાજ્યમાં અમુક કારણોસર મુસ્લીમ મહીલાઓને પણ છુટાછેડાનો હક આપવામાં આવે છે. આ કારણોમાં મુખ્ય એ છે કે ઓરતના ગુજરાનનાં સાધનની જોગવાઈ કર્યા વિના ખાવિંદ ગુમ થયો હોય, અથવા તે અમુક અસાધ્ય અને ચેપી રોગો ધરાવતો હોય અથવા કાયમને માટે ઓરત તરફ બેદરકારી બતાવતો હોય અથવા તેને વર્ષો સુધી કેદની શીક્ષા થઇ હોય અથવા તેની ઓરતને નોકરી અગર ભીખ માગવાની ફરજ પાડતો હોય યાતો લગ્નને લગતી ફરજો બજાવવામાં ચુકતો હોય અથવા તો સમાનતાથી વર્તવા વગર ઘણી ઓરતો રાખતો હોય તો છુટાછેડા આપવામાં આવશે.

બીજાં દેશી રાજ્યો આ ઉપરથી ધડો લે તો કેવું સારું ?

---

# ઝનાનખાનાંનાં જહન્નમમાંથી—



## આ હશે વિકૃ ક્રાન્તિનો એક રસપ્રદ કિસ્સો

વિશ્વવિખ્યાત રશીઅન બેલેટ થીએટરનો પડદો ઉચકાવાને થોડીજ મીનીટોની વાર હતી ત્યારે આગળના સ્ટોલમાં મેં મારી બેઠક લીધી. મારી ડાબી બાજુએ એક તુર્કસ્તાનની તરૂણી બેઠી હતી અને તેની પાસે તેનો એક જુવાન દેશબંધુ બેઠો હતો.

અંતમાં એમ માલુમ પડયું કે આ આકર્ષક યુગલ પતિપત્નિ હતાં. તે સુન્દર હતી-પૂર્વના દેશોમાં જે ઘણુંવણી મોહકતા માલુમ પડે છે તેનાથી લથબથતી. પશ્ચિમના દેશોમાં કામદાર સ્ત્રીઓ પહેરે છે એવાંજ કપડાં તેણે પહેર્યાં હતાં છતાં તેના મુખ પરનું નમ્રતાભર્યું ગૌરવ, તેની રીતભાત એ બધાં તેની છુપી અમીરાતનો ખ્યાલ આપી રહેતાં હતાં.

મારી જમણી બાજુએ બેઠેલી મારી પત્નિના કાનમાં મેં કહ્યું, 'તુર્કસ્તાનના કોઇ અમીરના કુટુંબની-કોઇ રાજકુમારી લાગે છે.''

''ચોક્કસ'' તેના તરફ ત્રાંસી નજર ફેંકતાં મારી પત્નિએ જવાબ વાળ્યો.

તે દરમ્યાન ગ્રાન્ડ ઓપેરા હાઉસનાં ઓરકેસ્ટ્રાએ વાતાવરણ જમાવવા માટે સંગીતના મનોહારી સ્વરો છેડવા માંડયા હતા. અને તે પછી પડદો ઉંચકાવાની શરૂઆત થતાની સાથે વિશ્વમોહક બેલેટ ''ધી રેડ પોપી'' નું સંગીત શરૂ થયું અને રંગભૂમિ પર ખુલતાં દ્રશ્યની સ્વપ્ન પ્રદેશસમી ચીનાઇ શીનરીએ બધાએ શ્રોતાઓનાં આંખ અને કાનને કેદી બનાવી દીધાં. પરંતુ કોણ જાણે કેવી રીતે પણ મારૂં ચિત્ત તો પેલાં ભેદી જણાતા તુર્કસ્તાની યુગલે ચોરી લીધું હતું. એ ભેદને ઉકેલવા મારૂં મન અધીરૂં બન્યું હતું.

બેલેટના મધ્યભાગની વિશ્રાંતિ દરમ્યાન બધાં માણસો પોતાની જગ્યાઓ છોડીને થીએટરની પરસાળમા આંટા મારવા માટે નીકળી પડયાં અહિં એમ કરવાનો સામા-

"ખાનની ઉમર શી-તેર વર્ષની તો થઇ ચૂકી હતી તોપણ તેના ઝનાના માટે નવી નવી છોકરીઓ ઉપાડી લાવવાનો વ્યવસાય તો અવિરત રીતે ચાલ્યોજ જતો હતો. તેના પ્રણય દૂતો, "અકસકાલો" બેગો અને ઉગારોં, તેની પ્રજામાંથી કોના કોના ઘરમાં ખાનની પત્નિ કે રખાત બની તેના ઝનાનાને શોભાવવાને લાયક કન્યારત્નો છે તેના નિયમિત સમાચારો ખાનને આપ્યેજ જતા.

"એ લોકોના "વિશ્વાસપાત્ર" અહેવાલો સાંભળ્યા પછી ખાન એ કમનસીબ બાળકને ઉઠાવી લાવી પોતાનાં ઝનાનખાનાંની દિવાલોમાં પુરી દેવાની આજ્ઞા પોતાના અનુચરોને આપતો. સામાન્ય રીતે કોઇપણ માબાપો પોતાની બાળકીઓને સ્વેચ્છા પૂર્વક તો એ ઝનાનખાનાંનાં દોજખમાં નજ મોકલતાં કારણકે તેની અંદરની જીન્દગીથી સહુ કોઇ જાણકાર હતા.

"હું જ્યારે ત્રણ વર્ષની હતી ત્યારે મને મારાં માબાપને ઘેરથી ઉઠાવી જવામાં આવી અને હું સત્તર વર્ષની થઇ ત્યાંસુધી એ ઝનાનખાનામાં રહી. દેશમાં સર્વ જગ્યાએ વખતોવખત તોફાનો ફાટી નીકળતાં અને ખાનની અવસ્થા પણ નમવા માંડી હતી એટલે ખાનને નવાં લગ્નો કરવાનું ઘણા વખતથી મુલત્વી રાખવું પડયું હતું.

"ખાનની ઘણીએ પત્નિઓને બબ્બે ત્રણ ત્રણ છોકરાં હતાં. પણ તેમને રાજકુટુંબના માણસો તરીકે ગણવામાં ન આવતાં. એની માનીતી પત્નિના એ દિકરાઓને જ શાહજાદા તરીકે ઓળખવામાં આવતા.

"ઝનાનખાનાંની અંદરનું જીવન ત્રાસજનક રીતે એકધારૂં હતું. એ ચારમો સ્ત્રીઓમાંની કોઇને વાંચતાં લખતાં આવડતું નહિં. તેમને ઇરાદાપૂર્વક અજ્ઞાન રાખવામાં આવતી કેમકે ઝનાનખાનામા કોઈ પુસ્તક વાંચે કે કાગળ લખે એ તો ભયંકર ગુન્હો ગણાતો. એ ઝનાનખાનાંની દરેક કેદી આખો દિવસ તકરારો કરવામાં અને એકબીજી પર કટાક્ષો કરવામાંજ ગાળતી. દરેક એમ ડોળ કરતી કે ખાનનો પ્રેમ તેના પર બીજીના કરતાં વધારે છે. ખાવાપીવાની કે બીજી કોઇ સગવડોની જરાએ કમીના નહોતી. ઝનાનખાનાંની બહારની દુનીઆ કેવી હોય એ વાતની અમને જરાએ ખબર નહોતી. પકડી આણવામાં આવેલી નાની કમનસીબ છોકરીઓ પોતાનાં માબાપો અને ભાઇ ભાંડુઓને આખો દિવસ યાદ કરી કરીને રોયા કરે.

"પછી તો અકટોબર માસનો બળવો ફાટી નીકળ્યો. બળવાખોર સૈનીકોએ બુઝર્ગ ખાનને જીવતો પકડયો. અમારા દેશની એક મહાપરિષદ—"ખુરૂલ્તાઇ" મળી અને તેમણે પ્રજાતંત્રની જાહેરાત કરી.

"એક સુન્દર પ્રભાતે અમને બધાંને ઝનાનખાનામાંથી બહાર નીકળીને મેદાનમાં એકઠા થવાનો હુકમ આપવામાં આવ્યો. અમને બધાંને એવો ભય લાગ્યો કે કાંતો અમારી કત્લ કરવામાં આવશે અને કાંતો ફાંસીએ ચડાવવામાં આવશે. ભયથી અમે બધાં ધ્રુજી રહ્યાં, અમારાં ગાત્રો શિથિલ થઇ ગયાં. અમારામાંની ઘણી તો રડવા અને ચીસો પાડવા લાગી. ચારસો બુરખા ધારી મેંઢાંઓનું ટોળું ચોગાનમાં એકઠું થયું. અમારી એ વખતની દશાનું આબેહુબ વર્ણન કરવું અશક્ય છે.

"ઝનાનખાનાંના ચોગાનના લોખંડી દરવાજાઓ ખોલી નાખવામાં આવ્યા. એક

સરદારની સાથે સૈનિકોની એક ટોળી તેમાંથી ચોગાનમાં દાખલ થઇ." કોણ એ સરદાર હતો તે બતાવવા તેણે પોતાની પાસે બેઠેલા માણસ તરફ આંગળી ચીંધી.

તેણે વાત ચાલુ રાખી, "તે આગળ આવ્યો અને એક કાગળમાંથી કંઇક વાંચવા લાગ્યો. અમે તો ખુબ જ ભયભીત બની ગયાં હતાં; શું બન્યું હતું તે અમને તો સમજાતુંજ નહોતું. એ અમલદારે અમને સમજણ પાડી કે ખીવામાં હવે એક નવી સરકારનો અમલ શરૂ થયો છે; ખાનની રાજ્યસત્તા હવે ખતમ થઇ છે; એટલે અમારે જ્યાં જવું હોય ત્યાં જવાની અમને છુટ છે અને અમને ખાને જે કાંઇ ભેટો આપી હોય તે લઇ જવાની પણ અમને છુટ છે.

"અને તે પછીથી તો એથીએ વધારે આશ્ચર્યકારક ઘટના બની. નવા રાજ્યકર્તાઓએ આખા દેશમાં એવો ઢંઢેરો પીટાવ્યો હતો કે ખાનનાં ઝનાનખાનાંમાં જેની જેની દીકરીઓ હોય તેઓ આવીને તેમને લઇ જઇ શકે છે. અમે હજુ શું બને છે તે સમજીએ તે પહેલાં તો હઝારો માણસો અંદર દોડી આવ્યાં. તેમાંનાં કેટલાંક વૃદ્ધ હતાં. કેટલાંકે પોતાનાં લૂંટાઇ ગએલાં કન્યારત્નોની પાછળ રોઇ રોઇને આંખનું નૂર ગુમાવી દીધું હતું.

"હૃદય વિદારી નાખે એવું એ દૃશ્ય હતું. માબાપો અને પૂત્રીઓ એકબીજાને ઓળખી શકતાં નહોતાં. કેટલાંયે વર્ષો વીતી ગયાં હતાં. સત્તાધારીઓની મદદથી અને કેટલાંક અસ્પષ્ટ ચિન્હોની મદદથી કેટલાંક માબાપો પોતાની પૂત્રીઓને ઓળખી શક્યાં–કેટલાંક સાચી રીતે, કેટલાંક ખોટી રીતે.

"પણ કેટલીક છોકરીઓ પોતાનાં માબાપોને શોધી નજ શકી; કેટલીકનાં માબાપો મરી ગયાં હતાં; કેટલીક સ્ત્રીઓ વૃદ્ધ અથવા અપંગ બની ગઇ હતી. જેઓ વૃદ્ધ કે અપંગ બની ગઇ હતી તેમને સરકાર તરફથી આજીવિકા આપવાની ખાત્રી આપવામાં આવી. અમારામાંની બાકીની બધીને એમ કહી દેવામાં આવ્યું કે અમે હવે અમારી મરજીમાં આવે તેને પરણી શકીએ છીએ.

"મારી દશા બહુ વિચિત્ર થઇ પડી. મને લેવા કોઇ માબાપ આવ્યાં નહોતાં. સરકાર પાસેથી આજીવિકા હું માગી શકું તેમ નહોતું કેમકે હું નહોતી વૃદ્ધ કે નહોતી અપંગ. એટલે મેં એવી માગણી કરી કે મને નિશાળમાં ભણવા મોકલવામાં આવે. મને અને બીજી કેટલીક છોકરીઓને તરતજ એક શાળામાં દાખલ કરવામાં આવ્યાં. અમારા પડદા અમે ફગાવી દીધા, અમે આઝાદ બની ગયાં. મેં એક યુનિવર્સીટીનો અભ્યાસક્રમ પુરો કર્યો અને પાછળથી જે અમલદાર અમારી સ્વતંત્રતાનો સંદેશો લાવ્યો હતો તેની સાથેજ લગ્ન કર્યાં.

"ત્યારથી આજસુધી મેં પૂર્વની અજ્ઞાન અને પછાત સ્ત્રીઓને પુરૂષોના જુલ્મ અને અજ્ઞાનમાંથી મૂકત કરવાની જેહાદ ચાલુ રાખી છે. અને એ દિશામાં મારાથી બનતા સઘળા પ્રયત્નો કરવાનું હું ચાલુજ રાખીશ. અને અંતમાં મને વિજય મળશે એ મારી શ્રધ્ધા છે....."

આટલી વાત થઇ ત્યાંસુધીમાં બેલેટ તો ખતમ થઇ ચુકયું હતું. પોતાનાં હેટ અને કોટ પહેલાં મેળવી લેવા માટે લોકો ધક્કાધક્કી કરવા લાગ્યાં. પૂર્વની એ અદ્‌ભૂત રમણી તેની અદ્‌ભૂત કથાનો રણકાર મારા મગજમાં ઘુમતો મૂકીને ચાલી ગઇ. જ્યારે મને ભાન આવ્યું ત્યારે મને માલુમ પડયું કે બેલેટ અને પેલી રમણી બન્ને ચાલી ગયાં હતાં.

એ સુન્દરીને તો હું તે પછી મળ્યો નથી પણ ઝનાનખાનાંની આ વાર્તા હું આજ સુધી ભૂલ્યો નથી. એ બેલેટ તો મારે ફરીથી જોવું પડયું. *

---

* અઝીઝ આઝાદાની એક સ્મરણ કથાને આધારે.

## આખરી નિર્ધાર કરીલો : તમારે શું જોઇએ—

# શાંતિ કે મિલ્કત ?

ઉત્પાદનનાં સાધનો પરની ખાનગી માલેકી અને માનવતાનાં સુખ અને શાંતિ પરસ્પર વિરોધી છે તેથી એમાંથી એકની પસંદગી કરી લેવાનો પ્રસંગ દરેક માણુસ માટે આજે આવી પહોંચ્યો છે.

આ લેખમાં જાણીતા પત્રકાર અને સમાજવાદી લેખક મી૦ એચ. એન. બ્રેઇલ્સફર્ડ ખાનગી મીલ્કત અને શાંતિ વચ્ચેનો શાશ્વતિક વિરોધ બહુ સરળ રીતે સમજાવે છે. તે સમજ્યા વિના આજે કોઇને ચાલે તેમ નથી.

આત્યારે દુનીઆમાં સાર્વત્રિક અંધાધુંધીનો ઝંઝાવાત વાઇ રહ્યો છે. આજુબાજુ નજર કરતાં બધે માત્ર અથડામણુ અંધાધુંધી અને ધડાકાજ માલમ પડે છે. રાજ્યો સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપ્નો સેવી તેને માટે પુનઃરચના કરી રહ્યાં છે, અને તે માટે જુની સંસ્થાઓ જુનાં બળોને છીન્નભીન્ન કરી નાખી નવી પ્રાણાલીકાઓ નવી રાજ્યનીતી રચે છે. સંસ્થાનોનીં પ્રજાઓ અત્યારે અસંતોષની જ્વાળામાં ધીખી રહી છે. હીંદની સવિનયભંગની ચળવળ, જાપાનનું મંચુરીયા ઉપરનું આક્રમણ, જર્મનીમાં ચાલતો નાઝીઓનો દોર, ઓસ્ટ્રીઆમાં સમાજવાદી પક્ષનું છીન્નભીન્ન થવું એ બધા મણકાઓમાંથી એકજ સૂત્ર પસાર થાય છે. લોકોની ખરીદ કરવાની શક્તિમાં થએલો ઘટાડો, કામદારોનો પગારકાપ, બેકારીની વૃદ્ધિ, નવી જહાતી દીવાલો, બજારો સર કરવા માટેની ચાલબાજીઓ, જરૂરીયાતો પુરાતી ન હોવા છતાં માલનો વધી પડેલો જથ્થો એ બધું આપણી હાલની આર્થિક સ્થીતિનો ખરો ખ્યાલ આપે છે. આવા બનાવોનું મહત્વ તથા તેનાથી થયેલા પરિવર્તન અને સામાન્ય રીતે સહીસલામતિ અને સ્થીરતાનો અભાવ આ બધાંએ ઉપજાવેલ અસંતોષનાં કારણુ તપાસવાની વૃત્તિનાં પરિણામરૂપે એચ. એન. બ્રેઇલ્સફર્ડનાં પુસ્તક 'શાંતિ કે મીલ્કત'નો જન્મ થયો છે.

## તપાસનું વિશાળ ક્ષેત્ર

બ્રેઇલ્સફર્ડનાં આ પુસ્તકમાં અત્યારનાં અસંતોષ અને અંધાધુંધીનું મુળ શોધવાનો પ્રયત્ન થયો છે. અને તેથી તેમાં લડાઇ પહેલાંની સ્થિતિની ચર્ચા પણ એ દ્રષ્ટિએ કરવામાં આવી છે. જર્મનીમાં પ્રજાસત્તાકનો નાશ અને ફેસીઝમની સ્થાપના, ચીન પર જાપાનનું આક્રમણ, હિંદની સવિનયભંગની ચળવળ, શ્વેતપત્ર, રાજ્યોની શસ્ત્રો સજવા માટેની તૈયારીઓ, શસ્ત્રબંધી પરીષદનું ફારસ, પ્રજાસંઘની નિષ્ફળતા, રૂઝવેલ્ટનો નવો આર્થિક કાર્યક્રમ, રશીઆની સમાજવાદી પ્રગતિ આ બધી બાબતોની એમાં તલસ્પર્શી ચર્ચા કરવામાં

આવી છે. આમ કરવામાં બ્રેઇલ્સફર્ડનો ઉદ્દેશ એ છે કે આવા બધા બનાવોએ જનતાનાં આ અસંતોષ અને અંધાધુંધીમાં કેવો ભાગ ભજવ્યો છે તેનું માપ કહાડવું અને એ રીતે પ્રવર્તતા અસંતોષના મુલગત કારણો શોધી કહાડવાં. આ માટે તેમણે જુદી જુદી પ્રધ્ધતિઓનાં રાજ્યતંત્રોની સમાલોચના પણ કરી છે અને જુની પ્રણાલીકાઓ અનુસાર ચાલતા રાજ્યવ્યવહારોને બદલે જે નવી રાજ્યપધ્ધતીઓ હાલ પ્રસરી છે તેનું પણ વિગતવાર અવલોકન કર્યું છે.

## ભ્રામક લોકશાસન

**જનતા પ્રગતિ** સાધી પોતાનો ઉત્કર્ષ કરે એ માટે લોકશાસન એ સાચું હથીયાર નથી એમ તેમણે દાખલાદલીલોથી સાબીત કરવા પ્રયત્ન કર્યો છે. આજના મુડીવાદીઓનાજ હાથમાં અને તેમના જ અધિકાર નીચે અત્યારે શાળાઓ, છાપાં, તાર, સીનેમા, અમલદારો, સંસ્થાઓ વીગેરે સર્વ ચાલે છે અને તેથી તેઓ અત્યારે પોતાને અનુકુળ લોકમત એ સાધનો દ્વારા કેળવી શકે છે, તેમજ તેમના લાભની વિરૂધ્ધ જતા મતના પ્રચારને સહેલાઇથી અટકાવી શકે છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો લોકશાસનના બહાનાં હેઠળ તેઓ પોતાની ધારણાઓ પાર પાડે છે તથા પોતાને નુકસાનકારક ચીજોનો સહેલાઇથી નાશ કરી શકે છે. માત્ર થોડાકજ માણસોના હાથમાં ઉત્પાદનનાં સાધનો હોય તો પછી દરેક ઉમરે પહોંચેલા માણસને મત આપવાનો અધીકાર આપવો એ લેનીનના કહેવા પ્રમાણે માત્ર તેમની ગણત્રી કરવા જેવુંજ છે.

## રશિઆનું રાજ્યતંત્ર

**હાલમાંજ** ઉત્પન્ન થએલી નવી રાજપ્રણાલીકાઓને બે ભાગમાં વહેંચી શકાય. એક ફેસીઝમમાં છે એવી સરમુખત્યારી અને બીજી રશીયામાં છે તેવી. જોકે ઉપરચોટીઆ દ્રષ્ટીએ આ બંન્નેમાં સામ્ય લાગે પરંતુ તે બંન્નેમાં અંતર્ગત ઘણો તફાવત રહેલો છે. રશીયામાં જે પદ્ધતી ચાલે છે, તે ખેડુતો અને કામદારોના હિતનું સંરક્ષણ કરવા માટે અને સમાજવાદને વધારવા માટે સ્વીકારાએલી સરમુખત્યારી છે. અને સમાજવાદ આગળ વધે તે માટે આવી એક મક્કમ સરમુખત્યારીની રશીયાને જરૂર પણ છે એમ મી૦ બ્રેઇલ્સફર્ડ જણાવે છે. સોવીયેટ રાજ્ય વ્યવસ્થા વીષે લખતાં તે જણાવે છે કે

"દુનીયામાં કદીયે ન થયા હોય તેવા ફેરફારો કરવામાં તેઓ રશીયામાં સફળ થયા છે. પ્રથમ તો તેઓ વર્ગવિહોણી સમાજ વ્યવસ્થા કરવા મથે છે. હવે યંત્રો અને જમીનોના માલીકોના કામદારો ગુલામ નથી રહ્યા. પોતાની શ્રમશકિત તેઓ યંત્રપતિઓને વેચતા નથી પરંતુ સર્વ કામદારોની મહેનતનો લાભ બધાના ભલાં માટે એકત્ર કરી જમા કરવામાં આવે છે. ધીમે ધીમે આવકમાં એકસરખાપણું આવતું જાય છે અને કામદારોનાં બાળકો પણ કેળવણી અને તંદુરસ્તીનો પુરેપુરો લાભ ઉઠાવી શકે છે. દરેક યુવાનમાં ઉત્સાહ હોય છે કે તેને માટે કોઇપણ ક્ષેત્રનાં દ્વાર બંધ નથી પછી ભલે તે લશ્કર, ઉદ્યોગ, કે ગમે તે હોય. સમાજ વ્યવસ્થા જ એવી છે કે તેમના માર્ગમાંથી અંતરાયો દુર કરવામાં મદદ કરે. સ્ત્રીઓ ત્યાં સમાન ગણાય છે. બીનરશીઅન સંસ્કારિતા અને ભાષાને પણ ત્યાં પોષ-

વામાં આવે છે અને પછાત જાતોને પણ સુધારવા પ્રયાસો કરવામાં આવે છે. લાલ લશ્કર પણ ઘણીજ સફળતાથી વ્યવસ્થીત કરવામાં આવ્યું છે. સામાજીક ભેદો હવે ત્યાં રહ્યા નથી. અમલદારોમાં પણ અમલદારશાહી દોર નથી તેમ છતાં પણ શિસ્ત બરાબર જળવાય છે. લશ્કરમાં રાજકારણને સ્થાન ન હોવું જોઇએ એ નિયમથી ત્યાં ઉલટુંજ ચાલવામાં આવે છે. કયા સીધ્ધાંતો માટે તે લડે છે તેની લશ્કરને પુરેપુરી સમજણ આપવામાં આવે છે. છેવટમાં લોકોની મનોદશામાં પણ ઘણોજ પલટો આણવામાં આવ્યો છે. ઉદ્યોગોને આગળ ધપાવવામાં ખાનગી નફો કરવાની આશા કે ઉદ્દેશ હોતાં નથી.

આવા સામાજીક કાર્યક્રમની સાથે સાથે તેના સંચાલકોએ અત્યારસુધીમાં કોઇ પણ રાષ્ટ્રે સાધી ન હોય તેટલી ઔદ્યોગિક પ્રગતિ આટલા ટુંક સમયમાં સાધી છે અને એક વખતના આ પાછળ પડતા ગણાતા દેશને પોતાના ઉન્નતિના કાર્યક્રમથી આગળ આણી દીધો છે."

## ફેસીસ્ટ સરમુખત્યારી

રશીયામાં અત્યારે જે સરમુખત્યારી પ્રવર્તે છે તેનો ઉદ્દેશ આખી સમાજ વ્યવસ્થાને પલટાવી નાખી સમાજવાદ પૂર્ણ રીતે સ્થાપવાનો છે. જ્યારે ફેસીસ્ટ સરમુખત્યારી પોતાના આવા મુદ્રાલેખ રાખ્યા છતાં મુડીવાદનું રક્ષણ કરવા–નીભાવવાનીજ દરકાર રાખે છે. આથી ઉત્પાદન ઉપર લોકોનો કાબુ ન રહે અને તેઓ પોતાના પ્રશ્નોનું નિરાકરણ પોતાની મેળે ન કરી શકે એવી સ્થિતિ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. આ બે પ્રકારની સરમુખત્યારીઓ વચ્ચે જે સામ્ય દેખાય છે તે માત્ર ઉપરચોટીયુંજ છે પરંતુ તેના મુળ સીધ્ધાંતો તપાસવામાં આવે તો એ બે વચ્ચેનો મુલગત ભેદ માલમ પડયા સિવાય રહે નહિં. નવા નામાભિધાન ધારણ કર્યા સિવાય તેમજ નવા કાર્યક્રમો બહાર પાડયા સીવાય ફેસીઝમ જુદી જુદી રીતે પોતાનું લક્ષ્ય સાધે છે. સ્થાપિત હિતોને અપાતી ધમકીઓ સામે ફેસીઝમ તેનું રક્ષણ કરે છે અને જેટલે દરજ્જે એ ધમકી વધુ સતેજ હોય તેટલે દરજ્જે ફેસીઝમનો કાર્યક્રમ પણ વધુ મક્કમ બને છે. આથી કરીને બ્રેઇલ્સફર્ડના જણાવવા મુજબ સંસ્થાનોમાં મોટાં મોટાં સ્થાપિત હિતોવાળા તેમજ સામ્રાજ્યવાદીઓ સહકારથી કામ કરે છે.

## પ્રજાસંઘની નિષ્ફળતાનાં કારણો

શાન્તિ અને સહકાર સ્થાપવા પ્રજાસંઘની સમિતિઓ અને આંતરરાષ્ટ્રીય યોજનાઓ દ્વારા જે કાર્ય થઇ રહ્યું છે તેનું અવલોકન મી૦ બ્રેઇલ્સફર્ડ જરા લંબાણથી કરે છે. પોતાનાં આગલાં પુસ્તક "ઓલાઇઝ ઓફ એન્ડલેસ એઇજીઝ" કરતાં તેથીજ મી૦ બ્રેઇલ્સફર્ડ આ વખતે પ્રજાસંઘનું ચિત્ર જરા ગમગીન, પરંતુ વધુ સત્યતાભર્યું દોરે છે. પ્રજાસંઘ આંતરરાષ્ટ્રીય લવાદપંચ તરીકે શાથી નિષ્ફળ ગયું તથા કેલોગ પેક્ટ જેવા આંતરરાષ્ટ્રીય કરારોનું પાલન પ્રજાસંઘ શાથી ન કરાવી શકયો તથા શાંતિ માટેની બીજી યોજનાઓ શાથી નિષ્ફળ ગઇ તેના કારણો દર્શાવતાં મી૦ બ્રેઇલ્સફર્ડ જણાવે છે કે પ્રજાસંઘના માર્ગમાં 'સર્વોપરિતા'ની ભાવના મોટામાં મોટા અંતરાયરૂપ છે. અત્યારની ચાલુ આર્થિક વ્યવસ્થાને પરિણામે 'કામદારજનતાના લાભો પ્રજાસંઘ સંભાળી શકતો નથી પરંતુ સામ્રાજ્ય-

વાદને જ પોષે છે. આના પુરાવામાં હિંદમાં ચલી રહેલ બ્રીટીશ શાસનનો દાખલો આપી તેઓ જણાવે છે કે હીંદની પરાધીનતા બીજા રાષ્ટ્રોને સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં અંતરાયરૂપ છે અને શાશ્વત શાંતિની સ્થાપનામાં એક મોટી આડખીલીરૂપ છે.

## હિન્દ જાળવવાને બહાને

આપણા ઇતિહાસના પાનાં પર આપણા પૂર્વજોએ હીંદનો જળમાર્ગ શોધવા કરેલા પ્રયત્નોનાં પુષ્કળ વર્ણનો પથરાયાં છે. એ મેળવવા માટે આપણે ડચોનાં સંસ્થાનો લઇ લીધાં, સ્પેન સાથે લડયા, માલ્ટા જીત્યું, સાઇપ્રસમાં ગ્રીક રાષ્ટ્રીયતાને હડધૂત કરી, ઇજીપ્તની પુનરૂદ્ધારની ચળવળ પર ફટકો લગાવ્યો અને આપણી મુરાદો પાર પાડવા માટે આરબોનું ભાગ્યચક્ર અવળું ચલાવ્યું. આપણે આ રીતે હિંદ ઉપર સર્વોપરી સત્તા મેળવવાના પ્રયત્નોમાં દક્ષીણ આફ્રીકાનું સોનુ પચાવી પડયા, ઇજીપ્તનું રૂ આપણી મીલ્કત કરી બેઠા, અને ઇરાકના તેલ પર આપણી માલીકીનો હક સ્થાપ્યો. પરંતુ ધ્યેય પછી સિદ્ધિ અને સિદ્ધિ પછી નૂતન ધ્યેય એમ ઘટમાળ ચાલ્યે જ જાય છે. હિંદને આપણે જળમાર્ગ ઉપર સર્વોપરિતા રાખીને જ આપણા કાબુ નીચે રાખી શકીએ. પરંતુ આજના જળમાર્ગ કરતાં આવતી કાલનો વાયુમાર્ગ વધારે મહત્વનો છે માટે આપણે આકાશમાર્ગ પર પણ સર્વોપરિતા મેળવ્યે જ છુટકો. આને માટે આપણે જરૂરી તેલ તો જોઇએ. તો ભલે આપણે બર્માને જપ્ત કરી લો, ઇરાક સાથે લશ્કરી સંધીને નામે રાજરમત રમો અને જે બંદરોએ થઇને એ તૈલાશયોએ જવાતું હોય તે માર્ગ ઉપરનાં બંદરો સર કરો. આપણે આખી દુનીઆમાં સર્વોપરિતા મેળવી તેમાં મોટો ભાગ જળમાર્ગોએ ભજવ્યો છે.

બ્રેઇલ્સફર્ડના આ પુસ્તકમાં હિંદ વીષે લંબાણથી ચર્ચા કરવામાં આવી છે. બનાવોનું અવલોકન કરવામાં આવ્યું છે અને તેનું મહત્વ દર્શાવવામાં આવ્યું છે.

બ્રેઇલ્સફર્ડના મત પ્રમાણે શ્વેતપત્ર હિંદને હંમેશને માટે લંડનનાં એક પરાં તરીકે જ રાખવાની પ્રગતિવીરોધક જાળ છે.

ચાલુ અશાન્તિનું મુળ માલીક થવાની ભાવનામાં જ રહેલું છે એમ બ્રેઇલ્સફર્ડ માને છે. બીજા શબ્દોમાં કહીએ તો ઉત્પાદનનાં સાધનો ઉપર માત્ર થોડાકજ માણસો પ્રભુત્વ સ્થાપીને જનતાના મોટા ભાગને જીવન ગુજારવા માટે મજુરી કરવાની ફરજ પાડે તેમાંથી જ મનુષ્યજાતિના દુઃખનો આરંભ થાય છે અને બેકારી, આર્થિક કટોકટીભર્યા પ્રસંગો, બજારો સર કરવા થતી હરિફાઇ તથા લડાઇની તૈયારીઓ તેમજ સામાન્ય અસંતોષ, એ બધાનું મુળ પણ તેમાંજ રહેલું છે.

## સર્વ દર્દોનું મુળ—મીલ્કત

શક્ય સમૃદ્ધિનો લાભ સમાજ કેમ નથી મેળવી શકતો તેનાં કારણોની તપાસ કરતાં આપણને એમ માલુમ પડયું છે કે આર્થિક અસંતોષનું કારણ મીલ્કત છે. આ ભાવના એટલી પ્રબળ છે કે જ્યાંસુધી નફો મેળવવાની વૃત્તિ રહેશે ત્યાંસુધી ઉત્પાદન અને વપરાશ વચ્ચે સમાનતા આવવાનો સંભવ જ નથી. જ્યાંસુધી ખાનગી રીતે યંત્રો ચલાવી નફો મેળવવાનો અધિ-

કારે અમુક વર્ગનોજ રહેશે ત્યાંસુધી તેઓ નહિ કરવા છતાં બીજાઓને તો દુઃખી જીવનજ ગુજારવું પડશે, અને જ્યાંસુધી આવી સ્થિતિ રહે ત્યાંસુધી સમાજવાદી વ્યવસ્થા આણવાના બધા પ્રયત્નોને તે તોડી પાડવા મથશે. પ્રજા-સત્તાક રાજ્યવ્યવસ્થાને સરમુખત્યારીમાં ફેરવી નાંખવાનું બળ એ ધરાવે છે તેમજ સામ્રાજ્યો સ્થાપી સંસ્થાનો જીતી પોતાને લાભ મળે તે રીતે રાજ્યવ્યવસ્થા રચવાની તેનામાં શકિત છે. પરસ્પર રાજ્યો આ રીતે અથડામણમાં આવતાં છેવટની સફળતાનો આધાર બધો લશ્કરી બળ ઉપર અવલંબે છે. સંસ્થાનો સંરક્ષવા, લોકો પર કાબુ રાખવા જે મુલકમાંથી લાભ મળતો હોય તે દેશ પરનું આધિપાત્ય કાયમ રાખવા તેને લશ્કર રાખવાની જરૂર પડે છે. વ્યવસ્થીત આર્થિક વીકાસનો તે સામનો કરે છે. આંતરાષ્ટ્રીય વ્યવસ્થા સંઘનો વિરોધ કર્યા સિવાય તેનાથી રહી શકાતું નથી. આજ રોગના પરિણામરૂપે આજનાં નર્કાગાર સમાં રહેઠાણો અને લડાઇઓ ટકી રહ્યાં છે.

## રશીઆનો દાખલો

**મુડીવાદની** પ્રતિનીધિરૂપ જો માલીકીનો નાશ થાય તોજ સમાજમા શાંતિ રહે અને વિકાસ સાધવાને તક મળે.

ખરો કામદાર સમાજવ્યવસ્થાનો નમુનો આપણને રશીઆમાં મળે છે. સામાજીક ઉન્નતિ અર્થે ભેગા મળી કામ કરતાં એ સ્ત્રીપુરૂષોના સહવાસમાં આવતાંજ આપણને લાગે કે ખરૂં જીવન શું હોય છે. કદાચ આમાં પણ દુઃખ અને અપૂર્ણતા હશે. આ યોજનામાં પણ ખોટી ગણત્રીઓને સ્થાન હોઇ શકે છે. પરંતુ તેમાં એક વસ્તુ તો નિર્વિવાદ છેજ કે એમાં માણસ જેમાં પોતાનું અથવા સામાન્ય હીત ન સમાયું હોય તેવી મજુરી નથી કરતો પોતાની અને પોતાના સહચારીઓની મહેનતનો લાભ બધાજ સરખી રીતે ઉઠાવે છે. એ રીતે સર્જાએલું ઉત્પાદન સામાન્ય મીલ્કત છે.

"મેં ૧૯૨૦ માં જંગલની અંદર સાફસુફ કરી બાંધેલી એક કાપડ બનાવવાની મીલ જોઇ. આંતરિક કલહને પરિણામે માલીક તે છોડી ખસી ગયો હતો. સાત વર્ષ પછી જયારે મેં એ મીલ જોઇ ત્યારે ત્યાં વીજળીક બળનો ઉપયોગ કરવામાં આવતો હતો અને એ ઉપરાંત પણ ઘણા સુધારા કરવામાં આવ્યા હતા. બાજુમાં એક બીજી મીલ પણ તૈયાર થઇ હતી. કામદારોના વસવાટ માટે આરોગ્ય જળવાય તેવાં રહેઠાણો તંદુરસ્તીના નિયમો અનુસાર બાંધવામાં આવ્યાં હતાં. કલબ, પુસ્તકાલય, વ્યાયામશાળા, નાટકશાળા વગેરે પણ બાંધવામાં આવ્યાં હતાં. બધાના ઉપયોગ માટે સામાન્ય ભોજનગ્રહ પણ તૈયાર થયું હતું. શાળા, હોસ્પીટલની પણ સગવડ હતી. જંગલમાં મંગળ કરતું એ એક આદર્શ ગામ બની ગયુ હતું. કામદારોના નિવાસ અર્થે સગવડવાળા ઓરડાઓ બાંધવામાં આવ્યા હતા અને પહેલાં જે ઓરડાઓમાં આખું કુટુંબ વસતું હતુ તે ઓરડાને સુધારી સમારી તેમાં માત્ર એકજ કામદારને રાખવામાં આવતો હતો. સાત વર્ષમાં આ રીતે પરિવર્તન થઇ ગયું હતું. આની શારીરિક અસર શી થઇ હતી તે હું જોઇ શકતો હતો. પરંતુ કામદારોના માનસમાં થએલ પરિવર્તન સબંધે કલ્પના કરવામાં મને વધારે રસ હતો. જોકે થોડેઘણે અંશે તે પણ જાણી શકાતું હતું. ત્યાંનું ચેતનશીલ જીવન, મનની વિશાળતા અને પોતાની સફળતા પ્રત્યેની

કોને આનંદ ન થાય? પરંતુ એ બધાંથી વધારે અગત્યનું તો એ હતું કે એ કામ-દ્વારા એક સમાજરૂપ જ બની ગયા હતા, દરેક એકબીજાને ભ્રાતૃભાવથી બોલાવતા, એક જ ઉદ્દેશને અનુલક્ષી તેમનું જીવન ધ્યેય ઘડાયું હતું. તાજા માણસ અને રીઢ થયેલા કારીગર વચ્ચે ભેદ નહોતો. આ મીલ બીજી મીલોને દેવાળું કઢાવવાના ઇરાદાથી નહોતી ચલાવવામાં આવતી."

છેવટમાં બ્રેઇલ્સફર્ડ જણાવે છે કે જો આમ એકજ ધ્યેયને અનુલક્ષી કાર્ય કરનારાઓ સહકારથી કામ કરે તો વર્ગભેદ ટળી જઇ સમાજવાદ ઉપર રચાયલી સુંદર સમાજવ્યવસ્થા આપણને સાંપડે.

## અસ્પષ્ટ ઉપાયો

પરંતુ આ ધ્યેયની સિદ્ધિ શી રીતે થાય તેના ઉપાયો સુચવવામાં મી૦ બ્રેઇલ્સફર્ડ ગુંચવાય છે અને ઉદારમત-વાદના નાશકારક ઉપાયોની સુચના કરે છે. તેમણે આગળ ઉપર કરેલી પ્રજાતંત્રની ટીકા વીસરાઇ ગઇ હોય એમ લાગે. આ અત્યારના દુઃખો અને અસંતોષને નીવારવા જે ઉપાયો તેમણે પોતાના પહેલાંનાં પુસ્તકોમાં સુચવ્યા છે તેથી વધારે આ વખતે વધારે કાંઇજ તેઓ સુચવી શક્યા નથી. ફેબીઅન મુદ્રાલેખો, સારી આશાઓ અને રાહ જોવાનું સુચવનારી તેમની ભલામણો, આર્થિક સિધ્ધાંતો અને ઇતિહાસ એ બંને દ્રષ્ટિએ નકામી ઠરે છે. પરંતુ આખી દુનીયામા આંદોલનો, અસંતોષ અને તેનાં કારણોનું અવલોકન કરવાની દ્રષ્ટિએ આ સફળ પુસ્તક છે. ઇતિહાસના અભ્યાસીને કીમતી માહિતી આમાંથી મળી રહે તેમ છે. પુસ્તકની ભાષા સાદી સરળ અને અર્થવાહી છે. મી૦ બ્રેઇલ્સફર્ડ પાસેથી આપણે આવાંજ પુસ્તકની આશા રાખી શકીએ. પુસ્તક એકંદરે વાંચવાલાયક છે.





# ફાળાઓની ફીલસુફી

એક હળવો નિબંધ

લેખક : સર્ચલાઇટ

જગતને આ-વારે અનેક ફાળાઓ જન્મ્યાં. પણ તેમાંથી કેટલાંક જ ખીલે છે, બહુજ ઓછા વિકસે છે અને અનેક ફાળાઓ જન્મ પામતાંજ કરમાઇ જાય છે. ઇતિહાસકારોએ યુગોની સર્વ પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કર્યો છે પણ આ અતિ ઉપયોગી મનાતી પ્રવૃત્તિ ઉપર એક અક્ષર આલેખવાનો પણ તેને સમય નથી મળ્યો. એ પણ વિધિની એક વિચિત્રતાજ છે!

સૃષ્ટિના સર્જનકાળથી અને મ્હારૂં માનવું છે કે તે પહેલાં પણ ફાળા ઉઘરાવવાની અનિષ્ટ કે ઇષ્ટ પ્રથા ચાલુ હતી. આજે પણ આ પ્રથા દરેક દેશોમાં અસ્તિત્વ ધરાવે છે એ વાત અનેકને અજાયબ લાગશે પણ આર્થિક જીવન સાથે સંકળાયેલી અનેક વિશ્વવ્યાપક બાબતોમાં આ પણ એક વિશ્વવ્યાપક સદ્‌ગુણ કે દુર્ગુણ છે.

મ્હારા જેવા અનેક આદર્શવાદીની એવી કલ્પના હતી કે સોવીયેટ રશીયા જેવા સામ્યવાદી દેશોમાં કદાચ આ ફાળાની પ્રથા ઉપર સ્ટેલીને આકરો પ્રતિબંધ મુકયો હશે. પણ મૂડીવાદી જગતનો મૃત્યુ-ઘંટ ઘડીઘડી વગાડનારા એના દેશમાં પણ ફાળાની પ્રવૃત્તિ એટલી જ જોરદાર અને જીવંત છે.

મ્હારી તો ખાત્રી થઈ ગઇ છે કે પૃથ્વી ઉપર એવો એક પણ પ્રદેશ નથી કે જ્યાં આ ફાળાની પ્રવૃત્તિ કોઇપણ સ્વરૂપમાં નહીં ચાલતી હોય અને જો આવો દેશ ખરેખર અસ્તિત્વમાં હોય તો તે પ્રદેશની ઠીક ઠીક જાહેરાત થવી જરૂરની છે. કારણકે મ્હારા જેવાઓ જેઓ ફાળા વિરોધી વિચારોને માટે આવા દેશમાં સન્માન પામતા નથી તેવાઓ ત્યાં જઇને વસી શકે.

## સનાતન

ત્હમારી દાનવૃત્તિ સતેજ હોય, ત્હમારી અનુકંપાનો અતિરેક હોય, ત્હમારામાં માનવતાનાં મોજાં ઉછળતાં હોય, અને એ સર્વ ઉપરાંત ત્હમારી પાસે કંઇક એ પૈસા હોય તો ત્હમો આ ફાળા વૃત્તિ વિકસાવી શકો છો. ત્હમારી આસપાસ નજર નાંખશો તો ત્હમોને ખાત્રી થશે કે ત્હમોએ દાન કરવા કહાડેલા પૈસા મેળવવાને અધીરી આંખો ત્હમને તાકી તાકી જોઇ રહી છે. દાખલા તરીકે ત્હમોને લોટરી મળે છે કે બીજેજ દીવસે ત્હમારી પાસે કેટલાય 'નિસ્વાર્થી' સજ્જનો ફાળાની લાંબી લેખમાળા લઇ હાજર થશે. 'અનાથ આશ્રમો' 'ગૌશાળાઓ' વગેરે તો સનાતન ફાળાજગતના કારખાનાં છે. આ સંસ્થાઓ પાછળ ત્હમો જેટલો પૈસો ખરચી શકો—અર્થાત આપી શકો તેટલો ઓછો મનાય છે. આ ઉપરાંત જો ત્હમો સંસ્કારી હો તો કેળવણીવિષયક સંસ્થાઓ સદાય નાણાંભૂખી હોય છે. જો ત્હમારામાં સંસારસુધારાની ધગશ હોય

# રબ્બરનું રાજકારણ

અમેરિકા અને બ્રીટન વચ્ચે રબ્બરનાં ઉત્પાદન સંબંધે જે જીવલેણ હરિફાઇ ચાલી રહી છે, તેનો ચિતાર આપી એ બે દેશોનાં રાજકારણમાં આ નાની જણાતી ચીજ શો અગત્યનો ભાગ ભજવે છે તે અહિં બતાવવામાં આવ્યું છે.

જગતમાં એવી થોડી વસ્તુઓ છે કે જેણે રાજકારણ રચ્યું છે. તેઓને માટે દેશ દેશ વચ્ચે તકરાર થઈ છે. કોલસાની ખાણો મેળવવા માટે વરસેલ્સમાં સંધીના કરારોમાં એક ખાસ કલમ ઉમેરવામાં આવી હતી. અને આજેય રશીયાના એક માત્ર અમાપ ખનીજ દ્રવ્ય ઉપર નજર રાખી, સામ્રાજ્યવાદીઓ આ વિશાળ દેશ ઉપર આક્રમણ કરવાનો વિચાર કરી રહ્યા છે. મંચુરીઆમાં ઉગતા કપાસ માટે જાપાને આઠ કરોડ આદમીઓની સ્વતંત્રતા હરી લીધી છે. આવી થોડી વસ્તુઓમાં રબ્બરનું સ્થાન પણ અપ્રતિમ છે.

રબ્બર માટે બે મહાન રાષ્ટ્રો વચ્ચે તકરાર જામી છે. આ બે રાષ્ટ્રો તે ઇંગ્લાંડ અને અમેરિકા. અત્યારે આ બંને દેશો રબ્બરના ઉદ્યોગ ઉપરથી ઉત્પન્ન થયેલાં વૈમનસ્યને વિદારવાનો નિષ્ફળ યત્ન કરી રહ્યા છે.

અત્યારે પૃથ્વીના પટ પર પ્રસરેલી માનવ-ગુલામી માટે અમુક અંશે રબ્બર જવાબદાર છે. લીબીરીયાના ખેતરોમાં હંટરના અવાજો આ રબ્બર મેળવવા માટે સંભળાય છે. અને બેલ્જીયમ કોંગોના કમનશીબ સીદીઓના કાન પણ આ રબ્બર માટેજ કાપી નાંખવામાં આવ્યા છે.

આમ રબ્બર સાથે ત્રાસ, દુઃખ અને જુલ્મનો લાંબો ઇતિહાસ સંકળાયેલો છે. એટલુંજ નહીં પણ રબ્બરના ઉત્પાદન ઉપર અંકુશ મેળવવા માટે સામ્રાજ્યવાદીઓએ શરૂ કરેલી સ્પર્ધાથી માનવ ઇતિહાસ કલંકિત બન્યો છે.

હમણાં હમણાં રબ્બરના રાજકારણે પાછી અસર ઉપજાવવા મંડી છે. હમણાજ સીલોન અને ડચ ઇસ્ટ ઇન્ડીઝ, જાવા અને સુમાત્રાના રબ્બર ઉગાડનારાઓ એકત્ર મળીને એવા નિર્ણય ઉપર આવ્યા છે કે રબ્બરના ઉત્પાદન ઉપર અંકુશ મૂકવો. આ અંકુશથી રબ્બર ઓછું ઉત્પન્ન થશે અને રબ્બર ઓછું ઉત્પન્ન થશે તો તેના ભાવ વધશે એવી આછી અને આછી આશા આ નિર્ણયોની પછવાડે છે. આથી જ લંડનની બજારોમાં એકાએક તેજી આવી છે. આથી જ રબ્બરના વેપારીઓમાં કંઇક આશા અને ઉત્સાહ જણાય છે. આથી જ રબ્બર કંપનીના શેરોના બજારમાં આ મંદીના વખતમાં પણ તેજી પ્રગટી છે.

અને આથીજ અમેરીકાએ રબ્બરના ભાવો કૃત્રિમ રીતે ઉંચે લઇ જવાની ઉદ્યોગવાદીઓની મલીન યોજનાઓ સામે વિરોધ જાહેર કર્યો છે. આથીજ અમેરીકન વેપારમંત્રીએ લંડનના પરદેશમંત્રીને સખ્ત શબ્દોમાં વિરોધ પાઠવ્યો છે અને આથીજ લીબીરીયા નામનાં નીગ્રો સંસ્થાનમાં રબ્બ-

રના ઉત્પાદનને આગળ વધારવાને માટે ખાસ હુકમો આપવામાં આવ્યા છે.

કારણકે રબ્બરનું સૌથી મ્હોટું ઘરાક અમેરીકા છે. રબ્બરના ભાવ વધે તો અમેરીકાના મોટર ઉદ્યોગને નુકસાન થાય તેમ છે. અમેરીકાની મોટરો મોંઘી બને તેમ છે અને મોટર ઉદ્યોગ તો અમેરીકાનો એક સ્તંભ ઉદ્યોગ [Basic Industry] છે. આથીજ અમેરીકા રબ્બર ઉગાડનારાઓની આ યોજના સામે આટલો વિરોધ કરે છે !

**રબ્બરના ઉત્થાન**નો ઇતિહાસ અતિ રોમાંચક છે. સૌથી પહેલાં કોલંબસે અમેરીકાવાસીઓને રબ્બરનો દડો ઉછાળતા જોયેલા. આ બાબતનો ટુંકો ઉલ્લેખ તેણે પોતાની ડાયરીમાં કરેલો પણ ત્યાર પછી તો બ્રાઝીલમાં રબ્બર ઉગે છે એમ જગતને જાણ પડી. પેન્સીલના અક્ષરો ભુંસવાને માટે તેનો ઉપયોગ ઓગણસમી સદીની શરૂઆતમાં કરવામાં આવ્યો. સને ૧૮૨૩ મા ચાર્લ્સ મેકીનટોશે રબ્બરમાંથી પાણીથી ન ભીંજાય તેવાં કપડાં બનાવવાની શોધ કરી. આ શોધથી તેને સારી જેટલી સંપત્તિ મળી. તેનું નામ ઇતિહાસમાં અમર બન્યું.

પણ આ સમયમાં માત્ર રમવાના રમકડાઓ તરીકે તેનો ઉપયોગ થતો. પણ ત્યાર પછી રબ્બરના ઇતિહાસને સર્જનારી શોધ થઇ. રબ્બરના ટાયરની શોધથી આખો ઇતિહાસ પલ્ટી ગયો.

અને રબ્બરની જરૂરીઆત અંગ્રેજોને તરતજ સમજાઇ ગઇ. બ્રાઝીલમાં ફરતા એક જુવાન ઇંગ્રેજ હેનરી વિકામે રબ્બરના ઝાડ જોયલાં પણ બ્રાઝીલ એ બ્રીટીશ સંસ્થાન ન હતું. આથી બ્રીટીશ સંસ્થાનોમાં આ ઝાડને ઉગાડવાને માટે રબ્બરનાં ઝાડનાં બીયાંઓને ચોરી લાવવાનો નિર્ણય કરવામાં આવ્યો. આ આવા 'ઉમદા' હેતુ પૂર્વક મી૦ હેનરી વિકામે બ્રાઝીલ સંસ્થાનમાં પ્રવાસ આરંભ્યો. અને આ સામાન્ય પ્રવાસને અંતે ૭૦૦૦૦ બી બ્રાઝીલથી બહાર ગયાં.

અને ક્યૂ બગીચામાં આ બીયાં વાવવામાં આવ્યાં અને ૩૦૦૦ વૃક્ષો ઉગાડવામાં આવ્યાં. આ વૃક્ષોને તરત જ બ્રીટીશ સંસ્થાન સીલોન તરફ મોકલવામાં આવ્યાં કારણ કે સીલોન અને બ્રાઝીલ એકજ કટીબંધમાં આવેલા હોવાથી ઝાડો ઉગાડવાં શકય હતાં.

સીલોનમાં આથી રબ્બરના બગીચાઓ રચાયા. સીલોનવાસીઓને અંગ્રેજોના અધિરાજ્ય નીચે લાવવામાં આવ્યાં. રબ્બરજ ઉગાડનારાઓને વસવાટનો પરવાનો મળ્યો. અને અતિ અલ્પ સમયમાં રબ્બરના વિશાળ ખેતરો સીલોનમાં હસ્તીમાં આવ્યાં.

ત્યાર પછી સીલોનમાંથી રબ્બરનાં ઝાડનાં બી જાવા અને સુમાત્રામાં પહોંચ્યાં. ડચ સાહસિકોએ રબ્બર ઉગાડવાની શરૂઆત કરી. અને આ શરૂઆતમાં સફળતા પણ ઠીક ઠીક સાંપડી.

અને રબ્બર ઉગાડનારાઓના નસીબ પણ આ કાળમાં તેજ હતાં! ટાયરની શોધથી રબ્બરની માગણી એકદમ વધી પડી. આ માગણીને સંતોષવા પુરતું રબ્બર ન હતું. દરેક દિવસ આથમતો ને રબ્બરના ભાવો ઉંચા ચઢતા.

આકાશમાં ધુમકેતુ દેખાય અને ચોગરદમ તેનો પ્રકાશ છવાઇ જાય તેમ અમેરીકન ઉદ્યોગવાદમાં ફોર્ડે પગલાં મૂકયાં. મોટર ઉદ્યોગ આગે કૂચ કરવા માંડયો તેમ તેમ રબ્બરની માગણી વધુ ને વધુ મ્હોટી

બનવા પામી. અને રબ્બર ઉગાડનારા-ઓની એંકની ચોપડીમાં ઝપાટાબંધ રકમો જમા થતી ગઇ.

અને વધુ ખેતરો ઉભાં થયાં. વધુ થાપણ રબ્બર ઉગાડનારાના ઉદ્યોગમાં રોકવામાં આવી, વધુ રબ્બર ઉત્પન્ન કરવા માટે મથામણ શરૂ થઇ અને જેમ જેમ વધુ રબ્બર ઉત્પન્ન થતું ગયું તેમ તેમ રબ્બરની માગણી પણ વધતીજ ગઈ એટલે અતિ ઉત્પાદનનો સવાલજ ઉભો થયો નહીં.

* * *

૧૯૧૦ નું એ વર્ષ હતું. રબ્બર ઉદ્યોગ એકાએક તેના શીખર પર પહોંચ્યો. એકજ લેવડદેવડમાં લાખ્ખો કમાયા. એકજ લેવડદેવડમાં લાખ્ખો જણ રસ્તાના ભીખારીઓ બની ગયા. ટપાલના એકજ કાગળમાં સમાયેલી ચાર લીંટીની હકીકતથી સેંકડો રબ્બરના ઉદ્યોગવાદીઓ લખ્ખોપતી બની ગયા. અને હજારો યુવાનો સીલોન જવાનો વિચાર કરવા લાગ્યા

આ વર્ષે લંડનના બજારમાં એક કંપની ઉભી કરવામાં આવી. તેના પ્રણેતાઓ લોકોને લુંટવાની કળામાં અતિ પ્રવીણ હતા કરામત સાવ સરળ હતી. તેઓએ આ કંપનીના શેરનો ભાવ પાઉન્ડ રાખવાને બદલે માત્ર બેજ શીલીંગ રાખ્યો. બધા પૈસા જોતજોતામાં ભરાઇ ગયા. બે શીલીંગનો શેર મેળવવાને માટે મધ્યમ વર્ગનો માનવસમુદાય સ્ટોક બજાર ઉપર ઉલટયો. પણ શેર તો સટ્ટાના ખેલાડીઓ 'કોરનર' કરીને બેઠા હતા. પરીણામે બે શીલીંગનો શેર પાઉન્ડના ભાવે વેચાયો. અને બહુજ થોડા કાળમાં આ શેરની કીંમત ત્રણથી ચાર પાઉન્ડ થઇ.

લોકોએ જાણ્યું કે રબ્બરના ઉદ્યોગમાં સારી કમાણી છે. અને આ કમાણી મેળવવા માટે તેજ વર્ષમાં લગભગ ૪૨ કંપનીઓ નોંધાઇ. શેરો તો સપાટાબંધ ભરાવા લાગ્યા. અને રબ્બરના બજારથી લાખ્ખો શેરબઝારીઓ લખપતી બની ગયા.

અને ત્યારપછી મંદીનો કાળ આવ્યો. કરાળ કાળે આ આખા ઉદ્યોગને ઝડપી ન લીધો હોય તેવી તેની દશા થઇ ગઈ. રબ્બર કંપનીના શેરોના ભાવ કાગળ કરતાં પણ હલકી કીંમતના મનાયા અને લોકરોષ રબ્બર ઉદ્યોગના પ્રણેતાઓ ઉપર ઉલટયો.

* * *

પણ મહાયુદ્ધ પછી રબ્બરની જરૂરીઆત સર્વને સમજાઇ ગઇ. લડાઇને અંગે રબ્બરની જરૂરીઆત પણ વધી હતી. અને રબ્બર સારા પ્રમાણમાં વપરાયું હતું. છતાં ૧૯૨૨ માં જ્યારે સરકારે રબ્બરના ઉદ્યોગની તપાસ આરંભી ત્યારે માલમ પડયું કે રબ્બરની કિંમત ન્યુયોર્કની બજારમાં એટલી ઓછી હતી કે તે કિંમતમાં રબ્બરને ઉગાડવું અશક્ય હતું.

૧૯૨૨માં એક બીજું સત્ય પણ અમેરીકાને સમજાઇ ગયું કે રબ્બરના ઉદ્યોગ ઉપર ૭૭ ટકા બ્રીટીશ સંસ્થાનોનો સીધો કાબુ છે અને ઇંગ્લાંડનો આ ઉદ્યોગ ઉપર પરોક્ષ અધિકાર છે.

આ બાજુ બ્રીટને રબ્બરના પડી ગયેલા ભાવમાં તેજી આણવા સ્ટીવન્સન કમીટી નીમી. આ કમીટીએ ઉત્પાદનને વ્યવસ્થિત બનાવવા તેમજ તેનાં અરાજક ઉત્પાદન ઉપર અંકુશ મૂકવા યોજના ઘડી. પરીણામે ઉત્પાદન પાછું વ્યવસ્થિત બન્યું અને રબ્બરનો ભાવ સાત પેન્સથી આગળ વધીને ૪ શીલીંગ પર પહોંચ્યો.

એકવાર પાછી રબ્બરના બજારમાં તેજી આવી. એકવાર ફરીથી 'સ્ટોક એક્ષચેન્જ'ના બજારમાં રબ્બરના ભાવ બોલાવા લાગ્યા. જે લોકોએ 'નકામા કાગળીયા' ગણી જે શેરોના કાગળીયા કચરાની ટોપલીમાં ફેંકી દીધાં હતાં તે લોકો એ કાગળીયા ઉપર લખાયેલા અક્ષરો ફરી ઉકેલવા લાગ્યા અને ભાવ વધ્યો છે કે કેમ તે જોવા માટે બજારભાવ દરરોજ જોવા લાગ્યા.

* * *

પણ જેમ જેમ સ્ટીવનસન યોજના નીચે રબ્બરના ભાવ વધતા ગયા તેમ તેમ અમેરિકનોમાં અસંતોષ વધતો ગયો. એક વાર તો રબ્બરને માટે રાજકીય સંબંધ પણ કાપી નાખવાની વાત ચર્ચાયેલી. પણ બ્રીટન પોતાની યોજનામાં મક્કમ રહ્યું.

અને બ્રીટનના કાબુમાંથી અમેરિકાને જરૂરી રબ્બરને મૂકત કરવાનો અમેરિકાએ નિર્ણય કર્યો.

આ નિર્ણયને અમલમાં લાવવા માટે બે માર્ગ હતા. કાંતો અમેરિકાએ પોતેજ રબ્બરના ઝાડ ઉગાડવાં જોઇએ અને રબ્બર ઉત્પન્ન કરવું જોઇએ. કમનશીબે અમેરિકન ભૂમિ રબ્બરનાં ઝાડને ઉગાડવાને માટે અનુકુળ નહોતી.

તેમજ અમેરિકા પાસે સીલોન જેવું સંસ્થાન ન હતું !

ફોર્ડ કારખાનાના પ્રણેતા હેનરી ફોર્ડે આખરે બ્રાઝીલમાં ૩૦૦૦૦ એકર જમીન લીધી. રબ્બરનાં ઝાડ ઉગાડવાના એક માત્ર હેતુથી. પણ આજ અરસામાં આફ્રીકાનું લીબીરીયા સંસ્થાનને પૈસાની જરૂર પડી. અમેરિકાને આખરે તક મળી અને તે તેમણે દ્રઢતાથી ઝડપી લીધી. લીબીરીયામાં રબ્બરનાં ઝાડ ઉગાડવા દેવાની એક માત્ર શર્તે ન્યુયોર્કના સંપત્તિવાનોએ પોતાની સંપત્તિ લીબીરીયામાં આપી. અને અમેરિકન સંપત્તિ વડે તેમણે અમેરીકન રબ્બર ઉગાડવા માટે પહેલું ઝાડ રોપ્યું.

અને સાંપ્રત રાજકારણની એક પ્રખર રાજકીય રમત શરૂ થઇ. રબ્બરના ઉદ્યોગ પરના આખરી પ્રભુત્વ માટે અમેરિકન સામનો શરૂ થઈ ચુક્યો.

* * *

રબ્બરના ઉત્પાદન સામે અમેરિકન ટીકાઓ આકરી બનવા માંડી. અમેરિકન સરકારતંત્રે પણ તેમાં ખૂબ રસ દાખવ્યો. પણ એ સર્વ ઉપરાંત જે વસ્તુએ બ્રીટીશ સિંહને નમવાની ફરજ પાડી તે વસ્તુ જુદી જ હતી.

આપણે આગળ જોઇ ગયા છીએ કે જ્યારે રબ્બરના ભાવ વધતા હતા ત્યારે ડચ સુમાત્રામાં પણ રબ્બરનાં ઝાડ ઉગાડવાં શરૂ થઇ ચૂકયાં હતાં. આ રબ્બર કંપનીઓએ રબ્બરના ઉંચા ભાવનો સારો લાભ લીધો.

તેમજ સ્ટીવન્સન યોજના તેમને લાગુ પડતી ન હોવાથી તેઓ તો પોતાનું ઉત્પાદન કુદકે અને ભુસકે વધારતા જ ગયા. પરિણામ એ આવ્યું કે સ્ટીવન્સન યોજનાને આધારે ઓછું રબ્બર ઉત્પન્ન કરનારા સીલોનવાસીઓ ભૂખે મરવા લાગ્યા ત્યારે તેમના પાડોશીઓ રબ્બરના ઉંચા ભાવનો સઘળો લાભ ઉઠાવવા લાગ્યા

બધા જ જોઇ શકતા હતા કે જ્યાંસુધી હોલેન્ડ પણ સ્ટીવન્સન યોજનાને સાથ આપે નહીં ત્યાંસુધી રબ્બરના ઉદ્યોગમાં સીલોનના અંગ્રેજ સંસ્થાનવાસીઓ બે પૈસા દેખે એ અશક્ય હતું.

સરકાર સાથે સંદેશા શરૂ કર્યા. પણ સંદેશા સફળ ન થયા. અને આથી ઉત્પાદન ઉપર પ્રતિબંધ ઉઠાવી લેવાની સીલોનવાસીઓની માંગણી સ્વિકારવાનો બ્રીટીશ તંત્રે નિર્ણય કર્યો અને તરત જ જાહેરાત કરવામાં આવી.

આમ સ્ટીવન્સન યોજના તૂટી પડી ફરી એકવાર અમેરિકન બજારમાં આનંદ પ્રસર્યો. રબ્બરના ભાવ પાછા બેસવા માંડયા !

એક બાજુ લીબીરીયાની અમેરીકન યોજના આગળ ધપતી જતી હતી રબ્બરનાં ઝાડને પરિપૂર્ણ થતાં લગભગ આઠ વર્ષ લાગે છે એ હિસાબે ૧૯૩૫ માં લીબીરીયાનું રબ્બર ઉત્પાદન બજારમાં આવશે એવી આશા છે. અને જ્યારે આ ઉત્પાદન બજારમાં આવશે ત્યારે સીલોન અને જાવામાં ઉગતાં રબ્બરને કયાં ખપાવવું એ પાછો પ્રશ્ન ઉભો થશે.

પણ આ દરમીયાન ડચ સરકાર કંઇક અનુભવથી શીખી છે અને રબ્બરના ઉત્પાદન ઉપર અંકુશ મૂકવાની યોજનામાં બ્રીટનને સાથ આપવાનો નિર્ધાર જાહેર કર્યો છે.

અને મહીનાની ચર્ચાને અંતે આવી એક યોજના આજે બહાર પડી છે. આ યોજના પ્રમાણે રબ્બર ઉગાડનારા સર્વ દેશોએ એકત્ર મળી, નિશ્ચિત યોજના પ્રમાણે રબ્બરના ઉત્પાદન ઉપર અંકુશ મૂકવાની કબુલાત આપી છે. અને તે યોજના આવતા વર્ષથી અમલમાં આવે છે

આમ એક વાર ફરીથી અમેરિકાને નીચોવવા માટે બ્રીટન અને હોલેન્ડ એકત્ર મળે ગયેલા બજારમાં તેજી આવવા લાગે છે. એક વાર ફરીથી રબ્બર કંપનીના કાગળીયાઓની કિંમત પાછી બજારમાં બોલાવા લાગી છે.

પણ સાથે જ અમેરિકા પણ મક્કમ વિચાર કરી રહ્યું છે. બ્રીટનની આ યોજના સામે, તો તેના એકજ હથીયાર સમાં લીબીરીયા ઉપર તે દ્રષ્ટિ ઠોડાવી રહ્યું છે.

આ એકુ સંગ્રામ છે. લીબીરીયાના રબ્બરનાં ઝાડ જેમ જેમ વિકાસ પામતાં જાય છે તેમ તેમ અમેરિકાની વિજયલક્ષ્મી પાસે આવતી જાય છે.

રબ્બરનાં પ્રભુત્વ માટે ચાલી રહેલું આ એક અદ્રશ્ય યુદ્ધ છે. ઉત્પાદન ઉપર અંકુશ એ બ્રીટનના બંબગોળા અને તોપ છે. લીબીરીયામાં રબ્બરના ઉગતાં ઝાડ એ અમેરીકાનો બચાવ છે.

આ અદ્રશ્ય લડાઇમાં કોનો વિજય થશે એ અત્યારે કલ્પવું અશકય છે. પણ જે મક્કમતાથી બંને પક્ષો પરસ્પર દાવ ખેલી રહ્યા છે તે જોતાં અમેરિકા સહેલાઇથી બ્રીટીશ પ્રભુત્વને શરણે થાય એ આશા રાખવી અશકય છે.

આ રબરનું રાજકારણ છે. આવતું વર્ષ આ સંગ્રામ માટે કટોકટીનું વર્ષ છે, જો લીબીરીયાનો અમેરીકન અખતરો સફળ થશે તો બ્રીટનને બીજું બજાર શોધવું પડશે. જો નિષ્ફળ નિવડશે તો......

અમુક વર્ષ માટે તો રબ્બરના ઉદ્યોગ ઉપર બ્રીટીશ અધિરાજ્ય અવિચલ રહેશે



# ચિત્રની વાચા

હું નીચે જે. કં લખું છું, તે મને પોતાને અસંભવિત લાગે છે, પરંતુ એમાં એકે શબ્દ મારો નથી. રામશંકરે મને કરેલી વાત મેં પ્રમાણિકપણે અત્રે લખી નાખી છે.

રામશંકર ચિત્રકાર છે, સાધારણ માણસો જેવો ગપ્પીદાસ નથી, પરંતુ જરા ચક્રમ છે ખરો. તે કદી જુઠું બોલતો નથી, પરંતુ ક્યારે ક્યારે એની કલ્પના અદ્દભુત પ્રગતિ સાધી લે છે એમાં શક નથી.

રામશંકર .અમદાવાદનો રહેવાસી છે. કુમાર માસિકનો અનન્ય વાંચક છે. બંગાળના ચિત્રકાર ગંગુલીના લેખો પણ એણે પચાવ્યા છે. રવિશંકર રાવળ નામના ગુજરાતના એક ચિત્રકાર પ્રત્યે રામશંકરની ભક્તિ છે. 'સભ્ય સંસ્કૃતિ' કુમાર કાર્યાલયમાં હોવાની એની માન્યતા છે. રામશંકર ચિત્રકાર હોવા બદલ ચક્રમ છે કે ચક્રમ હોવા બદલ ચિત્રકાર છે; અથવા એ બંનેમાનો એકે છે કે નહીં તે હું એના અત્યંત ગાઢા પરિચયમાં આવ્યા પછી પણ જાણી શક્યો નથી. અસ્તુ.

હા, એણે પોતાની જે વાતો મને કરી છે, તેને જો એક વાર્તાના રૂપમાં લખું તો આ પ્રમાણે લખાય.

*

દિવસના અગ્યાર વાગ્યા હશે. રામશંકર પોતાની ચિત્રશાળામાં જઇ રહ્યો હતો. માર્ગમાં આવતા એક પૂલની પાસે એક ભિખારીને પૈસા માગતાં એણે જોયો. એ ભિખારીના મોઢા ઉપર તે સમયે જે ભાવો હતા, તે જોઇને એકાએક રામશંકરને વિચાર આવ્યો કે આ ભિખારીને પોતાની ચિત્રશાળામાં લઇ જઇને એને કહીશ કે "તું પૂલ પાસે ભિક્ષા માગતો જેવા પ્રકારનું મોઢું બનાવીને બેઠો હતો, અથવા તારા મોઢા ઉપર તેં જે ભાવો તે વેળા આવવા દીધા હતા—બરોબર તેવીજ રીતે તું અહીં બેસ. મારે તારૂં ચિત્ર દોરવું છે. તારૂં ચિત્ર "પ્રત્યાશા" એવા શિર્ષક નીચે અત્યંત સરસ રીતે તૈયાર થઇ શકે છે."

આ વિચાર આવતાં તરતજ રામશંકરે ભિખારી પાસે જઇને કહ્યું, "તું મારી સાથે આવ, હું તને ચાર આના આપીશ." ભિખારી ખુશ થતો ચાલ્યો. આખો દિવસ ચિત્રશાળામાં બેસીને સાંજે ચાર આના લઇને તે ચાલ્યો ગયો.

—અહીં સુધીની એક વાત અસંભવિત નથી, બની શકે છે. એ પછી જો રામશંકરની વાત ઉપર વિશ્વાસ મૂકીએ તો એક અત્યંત અદ્દભૂત ઘટના બની ગઇ એમ કહેવું પડશે એ વાત બીજા દિવસની છે—

........ગુજરાતીમાં ઉતારનાર........
ર. સાદીક
[redacted]

બીજા દિવસે રામશંકરે ચિત્રશાળામાં જઇને એ "પ્રત્યાશા"નું ચિત્ર જોયું; પણ તેને સંતોષ થયો નહીં.

"કંઇ ખરાબ નથી;" એણે મનમાં વિચાર્યું, "પરંતુ........"

પછી તે ઉભો થઇ ગયો. કદિ આ ખૂણામાંથી, તો કદિ તે ખૂણામાંથી, કદી વધુ પ્રકાશ માટે અમૂક બારી ઉઘાડીને, તો કદિ ઓછા પ્રકાશ માટે બારી ઉપર પડદો નાખીને જોવા લાગ્યો.

"સાવ સજીવ ચિત્ર તો નથી. ચિત્ર તરીકે ચાલે. પણ આમ ચલાવી લેવું ઠીક નહીં. જરા ચિત્રને સુધારવું પડશે. એથી એ સજીવ ચિત્ર બની પણ જાય..."

રંગ અને પીંછી લીધી. બેસીને, ચિત્રને સામે રાખીને, અધરના ખૂણામાં ભૂરા રંગનો હળવો સ્પર્શ આપ્યો, ભવાં સુધાર્યાં, અને એ ભાગો કંઇક સજીવ થઇ ગયા.

પછી પિંછીને ઇચ્છાપૂર્વક વિશ્રાંતિ આપી, બીડી કાઢી, અને સળગાવી પીતાં પીતાં ચિત્રને જોવા લાગ્યો.

"અરે ! આ તો ચિરડાએલો હોય એવો દેખાય છે!"

ખરેખર, ચિત્ર જરૂર કરતાં વધારે સજીવ થઇ ગયું હતું.

"ચિરડાએલો ! સરસ...પણ પ્રત્યાશા તો નહીં જ. અને હા, ડાબી આંખની કીકીમાં જોઇતી વ્યંગમય કુટિલતા તો નથી."

રામશંકરે ફરી પીંછી રંગમાં બોળી, કીકી બરોબર કરી અને કાનની નીચેના ભાગને જરા વધુ લંબાવ્યો.

"હવે ઠીક છે! નામ શું રાખું?... શયતાન!' ઉંહું!! એવું નામ રાખતાં સાધારણ વિષય બની જશે...અને જો એનાં વસ્ત્રો ભગવાં રંગીને "સાધુ" નામ રાખું તો?...બરોબર છે. એમાં વ્યંગ-કટાક્ષ પણ રહેશે અને પ્રાસંગિક પણ."

—આ બધું સંભવિત હોઇ શકે. વિકૃત મસ્તિષ્કની કલ્પના પણ હોઇ શકે. પરંતુ રામશંકર અત્યંત સરળ ભાવે મને કહે છે કે એનો આ બડબડાટ એટલા માટે હતો કે ચિત્ર સજીવ થતું જતું હતું. અત્યાર સુધી એણે દોરેલાં બધાં ચિત્રો કરતાં વધુ સજીવ; અને તેથીજ એ ચિત્રના મોઢાં ઉપર દૃષ્ટિ નાખતાં એ ભયભીત થઇ જતો હતો—

"પરંતુ આવું 'શયતાન' જેવું મોઢું રાખવું ઠીક નહીં, એમ કરતાં કટાક્ષ જેવું નહીં રહે...જરા એ ભાવ ઓછો કરવો પડશે."

આટલું વિચારીને રામશંકરે ફરી પીંછી પકડી, પરંતુ ચિત્રમાં 'શયતાન' જેવો ભાવ કયા અંગમાં છૂપાએલો છે તે સમજી શકયો નહીં. આંખની કીકીમાં?— એમાં જરા ફેરફાર કર્યો. પણ ઉંહ ! એ તો વધુ શયતાન બની ગયો. કેટલી બદ-માશીભરી આંખ! હોઠના ખૂણામાં? એણે પીંછી ધરી અને ત્યાં થોડો સ્પર્શ કર્યો, ત્યારે એ માણસ વધુ ક્રૂર થએલો દેખાયો.

આંખો તરફ ફરી એણે ધ્યાન આપ્યું પણ અરેરે! સર્વનાશ! ભૂરા બદલ સિંદૂરી રંગમાં પીંછી બોળી નાખી હતી. હવે એની આંખો એવી જણાવા લાગી, જાણે તેમાંથી અંગારા વર્ષતા હોયને!

ભયપૂર્ણ આવેશથી વિહ્વળ બનીને રામશંકરે ધ્રુજતા હાથે લાલ રંગમાં પીંછી

ખૂબ ભોળી અને ચિત્ર ઉપર લાંબા અને જાડા લીટાઓ દોરવા માંડયા, અને તે પછી—

—અહીં સુધી રામશંકરે જે કૈં કહ્યું છે તે જોકે સાચું છે અને હવે પછી એ જે કૈં કહે છે તે પણ જો સાચુંજ હોય તો એ એક અદ્ભૂત ઘટના લેખાશે—

* * *

ચિત્રમાંના ભિખારીએ આંખો મીંચી લીધી, હોઠ બીડયા, અને પોતાની આંખથી પોતાના મોઢા ઉપરના લાલ રંગના લીસોટા લુછી નાખ્યા.

"પ્રેરણા! ઉમંગ! મનમાં કોઇપણ વિચાર આવતાં તે પ્રેરણા થઈ ગઈ! ભિખારીને જોઈ 'પ્રત્યાશા' નું ચિત્ર દોરવા ચાલ્યા, અને તે ચિત્ર બની ગયું સાધુનું! હઃ હઃ! તમને મેં ચિત્ર દોરતા જોયા, એટલે પત્યક્ષ થઇ ગયો. તમારી સાથે મારે વાત કરવી છે."

એ ચિત્ર ફરી કહેવા માંડયું, "કલા! કલા! તમારે માટે આજીવિકાનું એક સાધન છે! કલા એ તમારો ધંધો છે! તમે એમાં તમારો આત્મા રેડતા નથી. તમે તમારી કલાનો વધુ પડતો ફાંકો રાખો છો; એજ જ્ઞાન તમારા માર્ગમાં નડતરરૂપ છે. આવેશમાં આવી જઇને તમે વિચારવા લાગો છો, "મારી અગાઉ કોઇએ એવું કર્યું નહીં હોય અને......"

"જુઓ, હું તમારી પાસે શિક્ષા લેવા ઇચ્છતો નથી. હું......" કહેતા રામશંકરે ફરી લાલ રંગ લીધો.

'સાંભળો તો! સાચો કલાકાર સર્વદા પોતાની શકિતથી અણજાણ હોય છે. જે પોતાની કલાને સિદ્ધાંતોના બંધનમાં બાંધે, તે કલાકાર નહીં, પણ આલોચક છે..."

"ચૂપ રહો! મારે શિખામણ જોઇતી નથી. હું તો તમારામાં રંગો ભરી દઇશ. મને તમારી સાથે ગપ્પાં મારવાની ફુરસદ નથી. હું કલાકારનો ધંધો કરૂં છું તેમાં શું થયું?"

"એક ક્ષણ! એક પળ!" ચિત્રે ચમકતાં કહ્યું, "હું ખરો ધંધો કરાવવા ઇચ્છું છું, ખરો! તમારે માટે ખરો લાભદાયક ધંધો! તમારામાં આંતરિક પ્રેરણા નથી, પ્રતિભા નથી તે છતાંયે તમે અમર ચિત્ર બનાવવા ઇચ્છો છો?"

"ચૂપ રહો. તમારી પાસેથી શિક્ષા મેળવી એક સારૂં ચિત્ર બનાવી નાખીશ; એ કદાચ બની શકે પરંતુ તમારા જેવા શયતાનનો સાથી બનીને મારે નર્કમાં જવું નથી. ચાલો, ઘણું થયું ચૂપ થાઓ અને જરા સ્થિર રહો...મારે રંગ પૂરવા છે."

એટલું કહેતા રામશંકરે ચિત્રનું મોઢું લાલ રંગથી ભરી નાખ્યું.

રામશંકરનું કહેવું છે કે તે આવેશમાં આવી જઇને રંગ ભરી રહ્યો હતો, નર્કની વિપત્તિમાંથી બચવા માટે એનામાં વધુ સ્ફુર્તિ આવી ગઇ હતી.

ચિત્ર ગુસ્સે થઇ ગયું. આશ્ચર્યચકિત થયું. એક અમર ચિત્ર બનાવવાનો અમૂલો પ્રસંગ નર્કના ભયથી ચિત્રકાર જતો કરવા ઇચ્છતો હતો.

અને તે પછી (રામશંકરના કહેવા મુજબ) એક ભીષણ દ્વન્દ થયું! ચિત્ર પોતાનાં મોઢાં ઉપરનો રંગ લૂછવાના પ્રયત્નો કરવા લાગ્યું, અને રામશંકર -એને વારંવાર રંગી નાખતો હતો.

"એક નહીં અને બે અમર ચિત્રો! બે! વિચારો તો ખરા!" ચિત્રે-ચિત્રમાંના માણસે કહ્યું.

રામશંકરે પીંછી એક ઘેરા રંગમાં ભરીને એનો ઉત્તર આપ્યો.

થોડા વખત સુધી શાંતિ સ્થપાઇ. માત્ર ચિત્ર પોતાના મોઢા ઉપરના રંગો લૂંછી નાખતું હતું અને રામશંકર રંગના લપેટા લગાવ્યે જતો હતો. ચિત્રે રંગની પીંછીના અનેક હુમલાઓ પોતાની બાંલપર ઝીલી લીધા, તે છતાંએ રામશંકરે પોતાની ચતુરાઇથી રંગના અનેક ડાઘા એના મોઢાં ઉપર પાડયા.

આ દ્વન્દ યુધ્ધ બંને થાકયા એટલે અટકયું. બંને પ્રતિદ્વન્દી એકબીજાની સામે ઉભા રહીને જોશભેર શ્વાસ લેવા લાગ્યા.

ચિત્ર લાલ રંગથી ભરાઇ ગયું હતું, જાણે એ કસાઇવાડે જઈ તેમાં આળોટી આવ્યું હોયને! બંનેના શ્વાસ ચઢી રહ્યા હતા, ચિત્ર પોતાની ગરદન ઉપરનો રંગ લૂંછી રહ્યું હતું.

"વિચારો! ફરી વિચારો!!" ચિત્રે કહ્યું, "ત્રણ અમર ચિત્ર–ભિન્ન–ભિન્ન શૈલીનાં! સર્વોત્તમ!"

"થોભો તો ખરા! હવે તમારી બરોબર ખબર લઇ નાખું છું, તમારા છોતરા ઉડાવી દઇશ." કહીને રામશંકર એક ખૂણા તરફ દોડી ગયો. ત્યાં વારનિશનો એક ડબ્બો રાખેલો હતો. એક જાડી પીંછી પણ ત્યાં મૂકેલી હતી. એ બંને લઇને ચિત્ર પાસે પાછો દોડી આવ્યો.

વારનિશ જોતાંજ કલાવિદ્ શયતાન ગભરાઇ ગયો. એ પોકારી ઉઠયો, "ચાર! એક નહીં બે–ત્રણ નહીં ચાર!! બધાં સર્વોત્તમ!"

રામશંકરે વારનિશની બે પીંછીઓ તો એના મોઢા ઉપર સબળ હાથે મારી અને બે એની આંખો ઉપર. ચિત્રમાંથી અસ્ફુટ શબ્દ સંભળાયો, "પાંચ–પાં...આં...ચ!'

પણ હવે રામશંકર જીતી ગયો હતો. એણે મળતા વિજયથી મદમસ્ત બનીને વારનિશના લપેટા ઝપાટાભેર મારવા માંડયા. હવે જરાયે જગ્યા બાકી રહી નથી, એ જોવા તીક્ષણ દૃષ્ટિ આખાએ ચિત્ર ઉપર નાખી. ચિત્ર વારનિશમાં સાવ ઢંકાઇ ગયું હતું– પણ જરા જરા મોઢું વારનિશમાંથી દેખાયું—"છ?" એ શબ્દ પૂરેપૂરો ઉચ્ચારાય તે પહેલાં રામશંકરે વારનિશવાળી પીંછી ફેરવી નાખી. ક્રોધથી લાલ બનેલી આંખ ફરી દેખાઈ. થોડા વખત સુધી વારનિશ નીચે ધીમો ધીમો કંપ પણ થયો, પણ અંતમાં બધું શાંત થઇ ગયું.

* * *

રામશંકરે કહેલી પોતાની આ આપવીતી છે. એના સાક્ષી તરીકે વારનિશમાં ઢંકાએલાં એક ચિત્રની ફ્રેમ એ રજુ કરે છે.

અને એક બીજી વાત. રામશંકર કહે છે કે અત્યારસુધી એણે આવું સર્વોત્તમ ચિત્ર કદિ બનાવ્યું નહોતું; અને સમર્થ સમાલોચકોનો એવો અભિપ્રાય છે કે હવે પછી કદાચ કોઇપણ આવું ચિત્ર દોરી નહીં શકે. ×

× શ્રી. પચ્યંટકની વાર્તાને આધારે.



# અવશ રીતે વિનાશની ઉપાસના કરી રહેલ યુરોપીય મુત્સદ્દીગીરીનું મર્મસ્પર્શી અવલોકન

## ૧૯૧૪ અને ૧૯૩૪

છેલ્લા થોડા દિવસોમાં યુરોપના સમાચારો ઉપર જેમણે ચાંપતી નજર રાખી હશે તે જોઇ શક્યા હશે કે ૧૯૧૪ માં અને ૧૯૩૪ નાં રાજકીય બળોના વ્યુહોમાં ઘણું સામ્ય છે. કેટલીક નૃપતિ સંસ્થાઓ તૂટી પડી છે એ સત્ય સ્વીકારી લઇએ તો રાજકીય શેત્રંજ લગભગ સરખી છે. રશીયાનો પેલો મહાન મુત્સદ્દી લીટવીનોફ ફ્રાંસની દોસ્તી માટે દોડાદોડી કરી રહ્યો છે. આજથી વીસ વર્ષ પહેલાં લીટવીનોફની જગ્યાનો ઉમરાવ પ્રધાન પણ આજ મહાન દેશની દોસ્તી માટે યત્ન કરતો. આજે બલ્ગેરીયાએ પણ ફ્રાંસ–રશીયાના જોડાણમાં સાથ આપ્યો છે. પહેલાં પણ તેમજ હતું. વીસ વર્ષનો કાળ કુચકદમ કરી ગયો છે પણ શેત્રંજના દાવ બદલાયા નથી. હંમેશની માફક આજે પણ રશીયા જાપાન અને જર્મનીથી ડરતું નથી? હજુ પણ વીએના બેલગ્રેડ, અને સોફીયાનો રાજમાર્ગ મધ્ય યુરોપ ઉપરના રાજકીય અધિકાર માટે અતિ જરૂરી રાજમાર્ગ ગણાતો નથી? અત્યારનાં વાતાવરણમાં વારંવાર અફળાઇ રહેલા ફેસીસ્ટ અને કોમ્યુનીસ્ટ શબ્દોને અળગા કરીએ, અને એ સરમુખત્યારોના જોરદાર પણ ખાલી ભાષણોને જતાં કરીએ તો ૧૯૧૪ અને ૧૯૩૪ માં કંઇજ તફાવત નથી.

અને આ સાવ સાચું છે. યુરોપ આજે પણ એ છાવણીમાં વહેંચાઇ રહ્યું છે. ૧૯૧૪ માં જે જોડાણો હતાં તે જોડાણો પાછાં જન્મ્યાં છે. બાલ્કનનો મૂલ્ક લો. ૧૯૧૪ માં જ્યારે બાલ્કન રાજ્યોમાં વિપ્લવો થતા ત્યારે તેનો અર્થ એ હતો કે કાંતો તેઓ રશીયન અધિરાજ્યમાંથી મૂક્તિ મેળવતાં કે તેમના ઉપર રશીયન અધિરાજ્ય પાછું સ્થપાતું. જ્યારે બલ્ગેરીયાનો રાજા બટનબર્ગને બળજબરીથી ઉપાડી લઇ જવામાં આવ્યો હતો અને રાજ્યગાદી ઉપરથી ઉઠાડી મુકવામાં આવ્યો હતો ત્યારે એ ઘટનાનું એક મહત્વ એ હતું કે બલ્ગેરીયા ઉપર રશીયન સામ્રાજ્યનું અધિરાજ્ય પાછું સ્થપાયું હતું. જ્યારે સરવીયાનો રાજવી એલેકઝાંડરને પણ ઉઠાડી મૂકવામાં આવ્યો ત્યારે તેનું મહત્વ પણ આવુંજ હતું. સરવીયા ઉપરથી ઑસ્ટ્રીયન રાજ્યની લાગવગનો અંત આવ્યો હતો અને મોસ્કોનું મહારાજ્ય ત્યાં સ્થપાયું હતું. પણ આજે લાગવગ મેળવવાની કે અધિરાજ્ય સ્થાપવાની પધ્ધતિમાં પરિવર્તન કરવામાં આવ્યું છે. તેમ જ જે રશીયા ૧૯૧૪ માં હતું તે રશીયા આજે નથી. ૧૯૩૪ નું રશીયા અતિ ભિન્ન છે. પણ એ સિવાય બીજી બધી બાબતોમાં સામ્યતા અતિ વિસ્મયજનક છે.

એ યાદ હશે કે બલ્ગેરીયામાં હમણાંજ એક વિપ્લવ થયો હતો, આ વિપ્લવ સૈનિકોએ કર્યો હતો. આ બળવાથી બલ્ગેરીયાની પાર્લામેન્ટનો અંત આવ્યો. સર્વ સત્તા–નામની ખાતર પણ–રાજા બોરીસને સોંપવામાં આવી. સંભવ છે કે વીસ વર્ષ પહેલાં આજ સૈનિકો પાર્લામેન્ટરી શાસનને ટકાવવાને માટે શસ્ત્ર ઉગામત. પણ આ તો આંતરિક વ્યવસ્થાને લગતી વસ્તુઓ થઇ. આંતર–રાષ્ટ્રીય રાજકારણમાં બલ્ગેરીયાના બળવાનું રહસ્ય નીચે મુજબ હતું.

(૧) બલ્ગેરીયા રશીયાના રાજ્યતંત્રનો સ્વિકાર કરશે.

(૨) બલ્ગેરીયા મેસીડોનીયન સંસ્થાને સખ્ત હાથે દાબી દેશે.

(૩) અને જે દેશ ઈટાલીઅન જોડાણમાં જવાની અણી ઉપર હતો તે દેશ ફ્રાંસ અને રશીયાના સંઘમાં જોડાશે

* * *

બલ્ગેરીયાનો એ ન્હાનકડો વિપ્લવ આખી પદ્ધતિ ઉપર પ્રકાશ પાડે છે. એ યાદ હશે કે માજી પ્રધાન મુશાનૉફ યુરોપના પાટનગરોના પ્રવાસે નીકળ્યો હતો. ત્યારે તેની સમક્ષ મુખ્ય મુદ્દો એ હતો કે ઑસ્ટ્રીયા–હંગેરીના જોડાણમાં જોડાવું કે કેમ? વાંચકોને યાદ આપવાની જરૂર છે કે કેટલાક માસથી મુસોલીની ડાન્યુબીઅન દેશોને ઇટાલીના અધિરાજ્ય નીચે લાવવાનો યત્ન કરી રહ્યો છે. આ યત્નમાં તેને કંઇક સફળતા સાંપડી છે. અને ઑસ્ટ્રીયા અને હંગેરી તો તેના જોડાણમાં ક્યારનાંય જઇ ચઢયાં છે. આમ જ્યારે મુશાનૉફ પેરીસ અને લંડનની મુલાકાત લઈ રહ્યો હતો ત્યારે પેરીસ અને મોસ્કોની ચકોર આંખો ચારે તરફ જોતી. તેમને જણાયું કે લંડને મુશાનૉફ ઈટાલીયન તડમાં જવાની સંમતિ આપી હતી. આ ગુપ્ત વર્તમાન બલ્ગેરીયા પહોંચ્યા. ટાશનકૉફે મેસીડોનીયન સંસ્થાની મદદથી રાજ્યતંત્ર પોતાના હાથમાં લેવાનું કાવતરૂ રચ્યું. પણ ત્યાં તેઓ બળવો જાહેર કરે ત્યાર પહેલાં તો ફ્રેંચ તરફી પક્ષે વિપ્લવનો વાવટો ઉઠાવ્યો. અને તેઓ સફળ થયા. મધ્ય યુરોપનાં રાજકારણમાં 'ફેસીસ્ટ' અને બીન ફેસીસ્ટ શબ્દનો ઝાઝો અર્થ નથી. પહેલાં પણ ફ્રેંચ તરફી કે ઈટાલી તરફી એમ બે પક્ષો હતા. ૧૯૧૪ માં પણ બલ્ગેરીયામાં આવા બે પક્ષો હતા. આજે ફ્રેંચ પક્ષી વર્ગનો વિજય થયો છે અને તેના બદલામાં રશીયન સરકાર તંત્રનો સ્વીકાર થયો છે. ૧૯૩૪ માં પણ આજ પ્રવૃત્તિ અણઅટકી ચાલે છે. બલ્ગેરીયાનો સાંપ્રત વિપ્લવ આ સત્યની પ્રતીતિ આપે છે.

* * *

લોકો માને છે અને મુત્સદ્દીઓ મનાવવા મથે છે કે અમુક વિચારસરણી વાટે વિપ્લવી આંદોલનો જન્મે છે. પણ વાસ્તવિક રીતે આ સત્ય નથી પહેલાં પણ મુત્સદ્દી મનાતા મહાજનો આમ અભિલાષા અને મહત્ત્વકાંક્ષાને મૂર્તિમંત કરવા માટે કાવત્રાં ખેલતા. આજે પણ આ ગંદી રમત એટલા જ જોશમાં ચાલુ છે. ઑસ્ટ્રીયા માટે આલેખાય છે કે ત્યાં ફેસીસ્ટ ક્રાંતિ થઇ. વાસ્તવિક રીતે તેમ બન્યું નથી. ઑસ્ટ્રીયાના સમાજવાદીઓને કચરી નાંખવાને તેમજ પાર્લામેન્ટને ઉરાડી દેવાને ડૉ૦ ડોલ્ફસ પાસે પુરતાં કારણો હતાં. પણ જ્યાંસુધી આ સમાજવાદીઓ પછવાડે ફ્રાંસના ઉદ્દામવાદી-

એનું બળ હતું ત્યાંસુધી ડૉ૦ ડોલ્ફસ કંઇ જ કરી શકયો નહિં. પણ ગયા ફેબ્રુઆરીમાં જ્યારે ફ્રાંસનું ઉદ્દામ પ્રધાનમંડળ તૂટી પડયું—મો દલાદીઅરે રાજીનામું આપ્યું કે ડૉ૦ ડોલ્ફસને લાગ્યું કે પ્રહાર કરવાની વેળા આવી પહોંચી છે. પરિણામ એ આવ્યું કે ઑસ્ટ્રીયા ઇટાલીના અધિરાજ્ય નીચે સરી પડયું. વીએનાનો રાજમાર્ગ રોમ માટે છુતાઇ ચૂકયો. આ અજબ રાજરમતમાં બર્લીન અને પેરીસ બન્નેનો પરાજય થયો. અને ઇટાલી આગળ વધ્યું. વીએનામાં સમાજવાદીઓના પરાજય પછવાડે આ આંતરરાષ્ટ્રીય મહત્વ હતું.

* * *

**આમ મધ્યસ્થ સત્તાના** નિર્ણયની અસર ન્હાના દેશો ઉપર જરૂર થાય છે. આ બનાવો હમણાં કેમ બનવા પામ્યા છે? કારણકે દરેક ન્હાના રાષ્ટ્રને હવે પસંદગી કરવાની છે. બલ્ગેરીયા આગળ આ જ મુખ્ય પ્રશ્ન હતો. આજે યુરોપમાં દરેકની એ દશા છે. આજે તટસ્થ રહેવું કોઇને પાલવે તેમ નથી. પ્રેક્ષક તરીકે આઘે ઉભા રહેવાના દીવસ પુરા થઇ ગયા છે. ઑસ્ટ્રીયન સમાજવાદી જેવાઓ જેઓ આઘે ઉભા રહેવાની નીતિ પસંદ કરતા હતા તેઓ કચરાઇ જાય એ અનિવાર્ય છે. બલ્ગેરીયાની આસપાસ રાજકીય વર્તુલ ન્હાનું ને ન્હાનું બનતું જતું હતું. આજે આ વર્તુલને પ્રતાપે બલ્ગેરીયાને પણ પસંદગી કરવી પડી છે. અને કોઇના તડમાં ભળવાનું જ હોય તો પછી વધુ જોરદાર દેશનાં તડમાં જવામાં જ રાજકીય ડહાપણ હતું એ સત્ય બલ્ગેરીયાને શીખવવું પડે તેમ ન હતું.

* * *

**અને આજે આ** 'લીટલ એન્ટેટ'ના નામથી ઓળખાતા દેશો રશીયા સાથે સંબંધ બાંધવાથી આટલા આનંદી દીસે છે તેનું એક માત્ર કારણ એ છે કે ફ્રાંસ અને રશીયાની મિત્રતાથી આ બાલ્કન રાજ્યોની સીમા શાશ્વતકાળ સુધી સનાતન બની શકે તેમ છે. આ રાજ્યો જાણે છે કે રશીયા જો પ્રજાસંઘમાં જોડાશે તો ફ્રાંસની મૈત્રી એથી પણ ગાઢી બનશે. અને આ ગાઢી બનતી મૈત્રીમાંથી એવી સંધી ઉપજશે કે ન્હાના રાજ્યોને રશીયા તરફની જરાય બીક નહીં રહે. આથી જ આ ન્હાનાં રાષ્ટ્રો રશીયાને આવકાર આપવા આટલાં ઉત્સુક છે. આથી જ બેલગ્રેડ, પ્રેગ, બુખારેસ્ત અને પેરીસમાં આનંદ છવાયો છે.

**અને રશીયા આજે** ફ્રાંસની દોસ્તી મેળવવા કેમ મથી રહ્યું છે? તેનાં કારણો સમજવાં પણ કંઇ અઘરાં નથી. રશીયા જાપાનનાં એકલાં આક્રમણથી ડરતું નથી. પણ રશીયાને બીક છે કે જો પૂર્વમાંથી જાપાન તેના ઉપર હુમલો કરે તો પશ્ચિમમાંથી જર્મની અને પોલાન્ડનું સૈન્ય પણ મોસ્કોના માર્ગે પળે. રશીયાને બીક છે કે જાપાન જો શરૂઆત કરે તો પોલેન્ડ યુક્રેઇન ઉપર જરૂર હલ્લો કરે. અને ત્યાં કંઇક નામનું પણ સ્વતંત્ર રાષ્ટ્ર સ્થાપે: જર્મનીની તો એ યોજના છે. એ વાત તો હવે યુરોપમાં ન્હાનું બાળક પણ જાણે છે કે જર્મની મધ્ય યુરોપ ઉપર પોતાનું અદ્રશ્ય સામ્રાજ્ય સ્થાપવા ઇચ્છે છે. યુક્રેરીયાના ફળદ્રુપ પ્રદેશ ઉપર આક્રમણ કરવાની યોજના એ જર્મનીના સામ્રાજ્ય વિસ્તારનો એક ભાગ છે. જર્મનીની આ મહત્વાકાંક્ષાએ ફ્રાંસ અને સોવીયેટને ભેગાં આણ્યાં છે. કારણકે આ યોજના પ્રમાણે ફ્રાંસના અધિરાજ્ય ઉપર પણ આક્રમણ કરવામાં આવનાર હતું. આથી જ

હર રાજનખગની આ યોજનાથી ચમકી જઇને મોસ્કો અને પેરીસ એકદમ દોસ્ત બની ગયાં.

આ સર્વનું મૂળ કારણ એ છે કે રૂટરના કારખાનાઓની શક્તિ આતી મ્હોટી છે. તેઓનું ઉત્પાદન ઇચ્છો તેટલું વધી શકે તેમ છે. નાઝી વિપ્લવ પછવાડે તેમનુંજ બળ હતું. આજે તેઓ યુદ્ધ સામગ્રી સજ્જ કરવામાં સહાય આપી રહ્યા છે. ત્યારે સવાલ એ ઉભો થાય છે કે આવતી કાલે યુરોપીય સામ્રાજ્ય ઉપર જર્મન દેશનો વાવટો ફરકાવવાને માટે તેઓ આ શક્તિ નહિ વાપરે તેની શી ખાત્રી? જો એમ હોય તો ૧૯૧૪ ઘણું દૂર નથી. ×

* * *

વીસ વર્ષનો કાળ આજે વહી ગયો છે. અનેક ખડકો સાથે અફળાઈ, અથડાઈ કાળસરિતાનાં વહેણ આગે કૂચ કરી રહ્યાં છે. સમયદેવ ઇતિહાસનું નવું પ્રકરણ લખવાની શરૂઆત કરે છે. પણ યુરોપ કંઇ શીખતું નથી અને કંઇ ભૂલતું નથી.

× ન્યુ સ્ટેટસમેન અને નેશનના એક લેખને આધારે.

આજે વીસ વર્ષના ગાળા પછી પણ જે બળો અને ભાવનાઓ પહેલાં કામ કરી રહ્યાં હતાં તેજ બળો અને ભાવનાઓ રાષ્ટ્રોના ભાવી સાથે રમત કરી રહ્યાં છે. આજે રાષ્ટ્રોનાં યુવાન શરીરોને સંહારવા માટે એજ મુડીવાદના પ્રતિનીધિ સમા પ્રધાનો કાળાં કાવત્રાંઓ આદરી રહ્યા છે.

પણ ૧૯૧૪ નાં રશીયા અને ૧૯૩૪ નાં રશીયામાં એક ફરક છે. ૧૯૧૪ નું રશીયા પછાત હતું. તેની પાસે પુરતું સૈન્યબળ પણ ન હતું. આજનું રશીયા એ કોઇપણ મહાન સત્તાની બરોબરીમાં ઉભું રહી શકે તેવું જોરદાર રશીયા છે. ફ્રાંસની સહાય ઉપર જીવનારા ઝારના એ વિશાળ મૂલક તરીકે નહીં. પણ ફ્રાંસના સરખા અને સમોવડીયા તરીકે તે દોસ્તીનો હાથ મીલાવે છે. આ દોસ્તીમાંથી શું પરિણામ આવશે તે તો ભાવિ જ કહી શકે.

અને પ્રજાસંઘમાં એકવાર રશીયા પ્રવેશશે તો તે ન્હાના રાષ્ટ્રનું વિરોધી તરિકે નહીં પણ મિત્ર અને નેતાની ગરજ સારશે એ નિર્વિવાદ છે. ૧૯૧૪ માં મહાયુદ્ધ પ્રગટયું. સંભવ છે કે ૧૯૩૪ માં મહાયુદ્ધની શરૂઆત ન થાય, પણ રાજકારણનાં બળો એકસરખી દીશામાંજ ગતિ કરી રહ્યાં છે એ તો ચોકકસ છે.

# તમારી ભવ્ય મોહકતા

## —સુંવાળી અને મૃદુ ચામડી.

**આ ખુશબોદાર સાબુ કે જે કુદરતી અને શુદ્ધ તેલોમાંથી બનાવવામાં આવેલ છે તેના વડે એ ચામડીનું રક્ષણ કરો.**

સોહક ચહેરાનું સૌંદર્ય સૌ કોઈ મેળવી શકે છે. માત્ર તે માટે કાળજી રાખવી જોઈએ—અને એકસપર્ટો કહે છે કે સૌથી અગત્યની વસ્તુ એ છે કે ચામડીને બરાબર યોગ્ય રીતે ચોખ્ખી રાખવી, ફક્ત બહારની નહિ પરંતુ અંદરનાં છિદ્રો સુધ્ધાં.

આવી સંપુર્ણ ચોખ્ખાઈ એ "૫૦૧" ટોઈલેટ સાબુના ક્રીમ-યુકત મૃદુ ફીણોથી સહેલાઈથી આવે છે કે જે સાબુ, સુંદરતાને ઘટાડનાર જે કાંઈ મેલ હોય છે તે બધો કાઢી નાખે છે.

"૫૦૧" ટોઈલેટ સાબુ કુદરતી વનસ્પતી તેલોમાથી બનાવવામાં આવે છે—જે ઘણોજ શુધ્ધ અને મૃદુ છે અને કડક યાને નકામાં વસાણાઓથી મુકત છે તેમજ તેને જેસ્મીનની ખુસ્બોથી મૃદુતાપુર્વક સુગંધી કરવામાં આવેલ છે. આવો શુધ્ધ હોવા છતાં, "૫૦૧" સાબુની કીંમત ઘણી ઓછી છે.

જાનવરોની ચરબીથી તે તદ્દન નીરાળો છે.




ટોમકો ટોઈલેટ સાબુઓ નીચે મુજબ છે:—
કુમમ. જેસ્મીન, રોગરી, કાર્નેશન, મોતી, લવન્ડર, હીના, ખસખસ, યુડીકોલોન અને જાય.



## એક ટુંકી વાર્તા

લેખકઃ તેજુભાનસંગ

# બોલકી

જ્યારે ત્હમે એ છોકરીનું નામ સાંભળશો ત્યારે ત્હમે અજબ થશો. એની જીભને ચોવીશ કલાકમાં માત્ર થોડાક જ કલાક આરામ આપવાનું એ ઉચિત ધારતી હતી.

—અમે ત્હેને "બોલકી" કહીને બોલાવતા ખરૂં જોતાં એનું નામ તો ગોમતી હતું. પણ બોલવામાં એ બડી જબરી હતી. એટલે અમે બધાએ એને "બોલકી" કહીને બોલાવવા માંડી હતી.

તે અમારી કામવાળી બાઈ વિજકોરની દીકરી હતી. અમને અજાયબી એ થતી હતી કે વિજકોરની એ દીકરી ચિત્રપટમાં કામ કરતી, મ્હોટા પગાર લેતી ન્હાની અભિનાયિકા કરતાંએ વધુ રૂપવતી અને વધુ તેજસ્વી હતી. પણ એનો દોષ એ જ હતો કે એ વિજકોરની દીકરી હતી.

તે દરરોજ પોતાની બાની સાથે અમારે ઘેરે આવતી હતી. જ્યાંસુધી વિજકોર અમારા ઘરના કામકાજમાં મશ્ગુલ રહેતી ત્યાં સુધી તે મેનાની સાથે રમતી. જ્યારે મેના ભણવા બેસતી ત્યારે તે પણ ત્હેની બાજુમાં બેસતી. બોલકીની બુદ્ધિ ઘણી જ તીવ્ર હતી. મ્હેં જોયું કે ત્હેનું હૃદય, ત્હેના કાન જે કંઈ શબ્દો સાંભળતા ત્હેનો તરત જ સત્કાર કરી લેતું: શિક્ષણનું સન્માન કરવામાં તે મેના કરતાં ઘણીજ આગળ હતી. થોડા દિવસ પછી મ્હને ખબર પડી ગઈ કે તે મેના કરતાં પણ આગળ વધી ગઈ હતી. એ બોલકીની આટલી તીવ્ર સ્હમ-જણશક્તિને જોઈને હું તો તાજુબ થઈ ગયો. મ્હને વિચાર થયો કે સાધનો અને સંજોગોના અભાવે એનું બુદ્ધિકુસુમ વણ-ખીલ્યું કરમાઈ જાય એ મ્હારાથી કેવી રીતે સહન કરી શકાય: એટલે મ્હેં ત્હેને ઘણા જ ઉત્સાહથી ભણાવવા માંડી. હું બે વર્ષ સુધી રંગપૂરમાં રહ્યો અને બોલકી બે વર્ષ સુધી મ્હારા હાથ નીચે ભણવામાં આગળ વધતી ચાલી જ્યારે મ્હને રંગપુર છોડીને કલકત્તા જવાની ફરજ પડી ત્યારે બોલકી ૧૩ વર્ષની થઈ ચૂકી હતી. પણ તે સમયે ત્હેણે "કુમારિકા ધર્મ," 'ભૂગોળ,' 'અંકગણિત' અને "ઇતિહાસ"નો પણ થોડોઘણો અભ્યાસ કરી લીધો. જતી વખતે હું એને કવિકુલશીરોમણી કાલિદાસનું સ્વ. કિશોરલાલ ભાઈનું ગુજરાતી ભાષાન્તર "મેઘદૂત" આપતો ગયો. મ્હને લાગતું હતું કે થોડાક સમય પછી તે બધું ભૂલી જશે.

કલકત્તા આવતાં જ મ્હારૂ પરિવર્તન થયું. હું જે ઓફીસમાં નોકરી કરતો હતો ત્યાંના સાહેબની મ્હારી ઉપર રહેમ નજર ઉતરી. હું આગળ વધવા લાગ્યો.

હું ખૂબ મહેનત કરતો હતો. આમ કલકત્તામાં હું ૧૫ વર્ષ સુધી રહ્યો. ૧૫ વર્ષ પછી ફર્સ્ટ ગ્રેડનો ડેપ્યુટી મેજીસ્ટ્રેટ થઇને હું ફરીદપુર ચાલ્યો ગયો.

[ ૨ ]

ઠંડીની મોસમ લહેરાતી જતી હતી. રાત્રિના પાછલા પહોરે ગજબ ટાઢ પડતી. હું બહાર આરામખુરશી પર તડકાનો આસ્વાદ લેતો, હાથમાં "ફૉરવર્ડ" લઇને પાનાં ફેરવતો હતો. થોડીકવાર વાંચ્યા પછી મ્હેં તે ફેંકી દીધું અને ચોતરફ દૃષ્ટિપાત કર્યો. મ્હારા ઘરની સ્હામે એક કુવો હતો. દરરોજ જ્યારે ઉષાની પગલીઓ પડતી ત્યારે પનીહારીઓનું ટોળું ત્યાં જામતું. દરરોજ સ્હવારે ત્યાં પનીહારીઓની ગીરદી જોવામાં આવતી. તે દિવસે પણ પનીહારીઓની સંખ્યા કૈં ઓછી ન્હોતી. પણ મ્હારું ધ્યાન વધારે તો એક સ્ત્રીએ ખેંચ્યું. તે વિજ્ઞેર હતી—અમારા ઘરની કામવાળી

—એટલી વારમાં તે ગામની લાકડાના ભારા વેચવાવાળી કેટલીક સ્ત્રીઓ માથે ભારા લઇને ત્યાંથી પસાર થતી હતી. વિજ્ઞેરની દૃષ્ટિ ત્હેમની પર પડતાં ત્હેણે પૂછ્યું.

"કાં, ભારો વેચવો છે?"

"હા, શું આપશો?"

"તુંજ કહી દેને કે શું લઇશ—"વિજ્ઞેરે કહ્યું.

"આઠ આના—"

"પણ બ્હેન! ..આઠ આના તો બહુ કહેવાય! ત્હારે ભારો વેચવાની ઇચ્છા છે ખરી?" સલૂકાઇથી વિજ્ઞેર બોલી.

"તો પછી એકજ વાતઃ ૭ આનાથી ઓછું નહિ લઉં લેવો હોય તો લ્યો—નહિતર પછી હું તો આ ચાલી."

આટલું કહીને ભારાવાળીએ ચાલવાની તૈયારી બતાવી.

પણ વિજ્ઞેરે જવાબ દીધો.

"જો બ્હેન, ગુસ્સો ન કરતી. હું તો પાંચ આના આપીશ."

'પાંચ આના' સાંભળીને ભારાવાળી સ્ત્રી જવા લાગી.—પણ એટલામાં તો બીજી ભારાવાળીએ ત્હેને કહ્યું, "અરે!...દઇ દેને! સ્હવારના પહોરમાં ઓણી કરને...... પાંચ આના કૈં ઓછા નથી."

"ના, મ્હારે નથી દેવો. ૭ આનાથી એક બદામ પણ ઓછી નહિ લઉં."

દરમિયાન વિજ્ઞેરે પોતાનાં બેડાં ભરી લીધાં હતાં.—એણે જોયું કે ભારાવાળી માને તેમ નહોતી. એટલે ત્હેણે કહ્યું, "ઠીક, ત્યારે લાવ!"

ભારાવાળી વિજ્ઞેરની સાથે સાથે ચાલવા લાગી ત્યારે ભારાવાળીની બીજી સહિયર બીજે રસ્તે ચાલી ગઇ.

[૩]

હું આ બધું ચૂપચાપ શાન્તિથી જોયા કરતો હતો. સૂર્યનાં કિરણ લીલાં ઝાડવાં પર નૃત્ય કરી રહ્યાં હતાં. હજીયે ટાઢ ઓછી નહોતી થઇ. સ્હામેની ચાલીમાં માણસો ચાદરો ઓઢીને, ટુંટિયા વાળીને બીડી પીતા હતા. રસ્તાના એક ખૂણે આવેલી સોનીની દુકાનના પ્રવેશદ્વાર આગળ એક કુતરી પોતાનાં પાંચ ગલુડીયાંને સાથે લઇને મોઢિયું વાળીને તન્દ્રામાં ઝોકા ખાતી હતી.

કોઇ બગાઇ જ્યારે ત્હેને કનડતી ત્યારે તે સતેજ થતી.

—મ્હેં મ્હારાં ચશ્માં સાફ કર્યાં, ફરી વાર "ફૉરવડ'" લઇને વાંચવા પ્રયાસ કર્યો. થોડુંક વાંચ્યું હશે એટલીવારમાં તો વિજ-કોર આવીને કહેવા લાગી.

"બાપુજી! ભારાવાળી ભારો મૂકીને ક્યાં ચાલી ગઇ?"

"કેમ?"

"અરે, ત્હેણે તો ભારાના પૈસા પણ નથી લીધા–"

"એ તો એમ કે કોઇ પૈસા મૂકી દીએ છે? આટલામાં ક્યાંક ગઇ હશે. હમણાં પાછી આવતી હશે." મેં કહ્યું.

વિજકોરને મ્હારા આ ખુલાસોએ સંતોષ આપ્યો. એટલે તે ચૂપ થઈ ગઇ.

હવે તડકો ઠીક પ્રસરતો જતો હતો. અડધો કલાક વીતી ગયો હતો. પેલી કુતરી ઉઠી ગઇ હતી. ગલુડિયાં અહિંતહિં ગેલ કરી રહ્યાં હતાં. કુઆ ઉપર બે ત્રણ પનીહારીઓ સિવાય વધુ ગીરદી ન્હોતી.

મ્હને થયું કે ચાલ, અંદર બેસું. તડકો વધી ગયો હતો. મ્હે વિજકોરને કહ્યું.

"વિજુ! ખુરશીને અંદર લઈ લે!"

વિજકોરે ખુરશી અંદર મૂકી દીધી. હું અંદર ગયો.

..................................................

દશ વાગતાંની સાથેજ મેં કોર્ટમાં જવાની તૈયારી કરી. સારાય દિવસમાં હું કામમાં રોકાયેલો હતો. સ્હાંજે ઘેરે આવ્યો.

બારણામાં પગ માંડતાંની સાથેજ સ્હામેની 'સ્વાઇવલીંગ ચેર'માં મ્હારી નઝર એક પરિચિત વ્યક્તિ ઉપર પડી.

"હલ્લો! ચારૂનયન! ઓહોહો! તું કેટલે દિવસે?...અહિં ક્યાંથી?......"

અમે બન્ને મિત્રો હતા. ચારૂનયનને ઘણા મહિના પછી જોઇ હું અજબ થયો. એને જોતાંજ મને મેના યાદ આવી ગઇ--

"અરે! પણ મેના ક્યાં છે?"

"કાં, એ તો એ બેઠી......અંદર!" ચારૂનયને ઉત્તર દીધો.

મેનાનું નામ સાંભળીને તો હું એકદમ ચારૂનયનને છોડીને અંદર, મેનાને જોવાને ચાલ્યો ગયો.

અંદર જઇને જોયું તો મેના મ્હારી કરૂણા સાથે વાતે વળગી હતી.

મેનાએ મ્હને સ્નેહવંદન કર્યાં. મ્હારૂં હૃદય જૂના સ્મરણોથી ઉભરાવા લાગ્યું. મેના યુવતિ બની હતી. ઘણીવાર સુધી અમે બેઠા રહ્યા. અહિંતહિંની ખૂબ જ વાતો કરી. લગભગ બાર વાગી ગયા. પછી અમે સૂવા ગયા.

બીજે દિવસે હમેશ મુજબ હું બહાર ખુરશી બીછાવી બેઠો. હજી ચારૂનયન ઉઠયો ન્હોતો. મેં આવેલા 'ફૉરવડ'"નાં પાનાં ફેરવવા માડયાં. થોડીવાર પછી ફરી મ્હારી દૃષ્ટિ સ્હામેના કુવા પર પડી. ત્યાં હંમેશ મુજબ પનીહારીઓની ભીડ જામી હતી. વિજકોર પણ પાણી ભરવા ગઇ હતી. એ પોતાના બેડાંને માંજી રહી હતી. એટલામાં તો ગઈ કાલે જે ભારાવાળી આવી હતી ત્હેની ઉપર મ્હારી નજર ઠરી. એ કાલે અમારે ત્યાં નાખી ગએલા ભારાના પૈસા લીધા વિના ચાલી ગઇ હતી. વિજ-કોરે એને જોતાંજ ત્હેને બોલાવી, "એલી એઈ! ભારાવાળી! કાં ત્હારી આગળ બહુ પૈસા થઇ પડયા છે?—"

"કાં ?"

"કાલે પૈસા લીધા વિના ચાલી ગઇને ?"

પણ ત્હેને જાણે આવું સાંભળવાની જ ઇચ્છા ન હોયને! એણે મ્હોં ઉપરનો ભાવ બદલ્યો અને જરાક લટકો કરીને રોળમાં કહ્યું.

"આજનો ભારો પણ લઇ લોને! બન્ને ભારાના પૈસા ભેગા આપજોને!"

વિજકોરે ભારાવાળીના આવાઝમાં કંઇક એવું અનુભવ્યું કે ત્હેનાથી બીજો ભારો લેવાની ના ન કહેવાઇ. એણે કહ્યું "ઠીક, ત્યારે એ પણ નાખતી જા!"

એટલામાં તો અંદરથી ચારૂનયન પણ બહાર આવ્યો. અમે બન્ને "ફોરવડ"ના એક લેખ પર ચર્ચા ચલાવવા મંડયા: થોડીક વારમાં પાછળથી અવાઝ આવ્યો:

"ચોર! ચોર!"

અમે બન્ને ગભરાયેલા અંદર દોડયા, જોયું તો ભારાવાળીને અમારા ચોકીદારે પકડી હતી. એની આસપાસ વિજકોર વીગેરે બીજી પાંચ છ સ્ત્રીઓ અહિંતહિં ઉભી હતી. મને જોઇને બધીયે ચૂપ થઇ ગઇ.

"કાં, શું મામલો છે ?"

"અરે! જૂઓને,..." વિજકોર કહેવા લાગી, "હું આ ભારાવાળીને પૈસા આપવા માટે પૈસા લેવા અંદર ગઇ— પાછળ આવીને જોઉં છું તો આ ભારાવાળી મળે જ નહિ. એટલામાં તો ત્હમારા ઓરડામાંથી કશીક વસ્તુ પડવાનો અવાઝ સંભળાયો. હું તો બ્હી ગઇ. મેં "ચોર! ચોર!" ની બૂમ પાડી, અને આપણા એ ભૈયાએ ત્હેને ત્હમારા ઓરડામાંથી પકડી લીધી.

પાસે જ ચોકીદાર ઉભો હતો. તેણે કહ્યું, "સાહેબ! આણે એના કપડાંમાં કંઇક સંતાડયું છે."

હું જરાક આશ્ચર્ય અને વિચિત્ર રીતે ભારાવાળીના શાન્ત ચહેરા તરફ જોઈ રહ્યો.

મ્હેં પુછ્યું, "કેમ, બોલી દે, શું વાત છે?"

ભારાવાળીએ પોતાના પોલકામાંથી એક પડીકા જેવી વસ્તુ બહાર કાઢી.

"ભાઇ!...ભાઇ! હું તો આને ત્હમારા ખંડમાં મૂકવા આવી હતી."

મ્હેં એ પડીકું ખોલ્યું—મ્હારી દૃષ્ટિ અંદરની વસ્તુપર ઠરતાં જ હું અજબ થઇ ગયો. એજ! એ "મેઘદૂત"નું પુસ્તક હતું. એના પૂંઠા ઉપર મ્હારા હાથે જ લખેલા શબ્દો હતા. "બોલકી!"

હું તો ચોંક્યો.

મ્હેં 'ભારાવાળી'ની સ્હામે જોયા કર્યું" એજ!...એજ! ભારાવાળી "બોલકી"જ હતી.

"બોલકી!"

હું એટલું બોલ્યો એટલે તે જમીન પર બેસી ગઇ. એક ક્ષણમાં હું બધું ભૂલી ગયો. મ્હેં એના બે હાથને મ્હારા હાથમાં લઈ લીધા.

બોલકી આંસુ સારી રહી હતી.

---

# ભાવિ યુદ્ધના ભણકારા:

( ગયા અંકથી ચાલુ. )

**છેલ્લાં યુરોપીય મહા યુદ્ધથી ઉભી થયેલી પરિસ્થિતિથી માંડીને આજની ઘડી સુધી યુરોપમાં જે રાજકીય ઘટનાઓ બની રહી છે તે બધાંનું વિહંગાવલોકન કરીને ભાવિ યુદ્ધ શા માટે અને કોની વચ્ચે થશે તે સંબંધી લેખક પ્રકાશ પાડે છે.**

## લોકારનોની સંધિનું કારણ

આરંભમાં જ્યારે ઇટાલીમાં ફેસીઝમ જોર પકડવા લાગ્યું, ત્યારે ફ્રાંસને બ્હીક લાગી, પરંતુ તે વેળાયે એના મનમાં એવો વિચાર નહીં આવ્યો કે આ બધી તેના વિનાશની તૈયારીઓ થઈ રહી છે. ફ્રાંસ એમજ ધારતું હતું કે આ બધી સામ્યવાદને મારી નાખવાની યુક્તિઓ છે. તે વેળાયે એને બ્રિટિશ મુડીવાદીઓમાં શ્રદ્ધા હતી તેથી એણે પોતાનો જે રજ માત્ર સંદેહ હતો તે દૂર કરવા માટે ઇંગ્લાંડની સાથે એક વધુ સંધિ કરી જેને લોકારનોની સંધિ અથવા કરારો તરીકે આપણે ઓળખીએ છીએ. લંડનના એક પત્રે આ સંધિની વ્યાખ્યા કરતાં લખ્યું હતું કે, "This treaty was a vertual guarantee for the continuation of the Viersails Treaty," અર્થાત, આ સંધિ અનુસાર ઇંગ્લાંડે ફ્રાંસને આશ્વાસન આપ્યું છે કે તે વરસેલ્સની સંધિમાં કંઇપે ફેરફાર થવા દેશે નહીં અને જો કોઇપણ દેશ બળપૂર્વક એવા ફેરફાર કરાવવાના પ્રયત્ન કરશે તો ઇંગ્લાંડ ફ્રાંસને સાથ દેશે. આવી રીતે તે વેળાયે ફ્રાંસને આશ્વાસન આપીને ચુપ કરી નાખ્યું, અને ઇટાલીમાં ફેસીસ્ટ ડિક્ટેટરશિપ સ્થાપિત થઇ ગઇ.

## નિઃશસ્ત્રીકરણનું નાટક

૧૯૨૯ માં બધા મુડીવાદી દેશોએ નિઃશસ્ત્રીકરણ પરિષદનું નાટક રચ્યું. પ્રત્યક્ષ રૂપે એમ કહેવામાં આવ્યું કે આ પરિષદનો એવો હેતુ છે કે જગતની શસ્ત્રશક્તિઓને નિઃશસ્ત્ર કરીને યુધ્ધની સંભવનાનો જ અંત લાવી નાખવો છે. પરંતુ વાસ્તવમાં આ પરિષદના એ

ઉદ્દેશો હતા, પ્રથમ તો એ કે ફ્રાંસની સૈન્યશકિતને નિર્બળ કરી નાખવી, અને બીજું, જર્મની તેમજ ઇટાલીની શસ્ત્રશકિતને વધારવી. એજ સમયે વરસેલ્સના કરારોમાં પણ ફેરફાર કરવાની ચર્ચા થવા લાગી હતી. મુસોલીની પણ એવીજ માંગણી કરવા લાગ્યો હતો. બીજી બાજૂએ જર્મની પણ મહાયુદ્ધનું ઋણ ચુકવી શક્યું નહોતું, અને તેણે વરસેલ્સના કરારોની વિરૂદ્ધ પોકાર કરવા આદર્યો હતો.

ફ્રાંસ હવે શંકિત બન્યું, અને એણે પોતાની સૈન્યશકિતમાં ઘટાડો કરવાનો અથવા વરસેલ્સના કરારોમાં ફેરફાર કરવાનો સ્પષ્ટ ઇન્કાર કર્યો એટલાં કારણસર યુધ્ધની જાહેરાત કરી શકાત. પરંતુ તે વેળાયે ઇંગ્લાંડ પોતે યુદ્ધ કરવા માગતું નહોતું. અને ઇટાલી તેમજ જર્મની યુદ્ધ માટે તૈઆર નહોતાં. અને એવીયે બ્હીક હતી કે યુદ્ધ મુડીવાદ માટે નુકશાનકરતા થઇ પડશે, એથી ફેસીઝમનો પરાજય થશે. એટલા જ કારણને લીધે એ બધા પ્રશ્નોને અણઉકેલ્યા રહેવા દીધા અને નિઃશસ્રી-કરણ પરિષદનું નાટક ભજવવાનું ચાલુ રાખ્યું; ઇટાલી અને જર્મનીમાં ફેસીસ્ટો પોતાની શકિત જમાવી રહ્યા હતા. યુદ્ધ માટે તૈઆરી થતી રહી, અને ફ્રાંસને ફરી થોડા વધુ વખત માટે સુખની નિદ્રા લેવા રજા આપવામાં આવી.

એવીજ રીતે બે વર્ષ વીતી ગયાં. વર-સેલ્સની સંધિ કાયમ રહી. તેથી જ જર્મનીમાં ફેસીસ્ટોએ પોતાની શકિત એકત્ર કરી નાખી. જો સામ્યવાદની બ્હીક નહોત તો તેજ વેળાએ મુડીવાદીઓ પરસ્પર લડી મરતે. પરંતુ પરસ્પરના યુદ્ધમાંજ મુડીવાદીઓ પોતાની શક્તિ ગુમાવીને સામ્યવાદીઓ સામે છેલ્લી લડાઇ લડતા પરાજય મળશે એવા વિચારે તેઓને પરસ્પર લડતા અટકાવ્યા. પરંતુ એ બે વર્ષમાં, જર્મનીમાં નાઝી (ફેસિસ્ટ) દળની, (જેનો મૂળ ઉદ્દેશ વરસેલ્સની સંધિને બદલાવી નાખવાનો હતો.) શક્તિ ઘણીજ વધી ગઇ. આ નવું દળ રાજ્ય ઉપર અધિકાર કરી નહીં લે તેથી જર્મન સરકારે પણ વરસેલ્સ સંધિને બદલવા અને જર્મનીને શસ્ત્રીકરણના પૂરેપૂરા અધિ-કાર આપવાની માંગણી ઉપર ભાર મૂકવા માંડયો, અને એવી પણ ધમકી આપી કે જો આ માગણી સ્વીકારવામાં નહીં આવે તો તેઓ લીગ ઓફ નેશન્સ તેમજ નિઃશસ્ત્રી-કરણ પરિષદમાંથી છુટા થઇ જશે. જર્મનીને આટલો બધો ઉકળાટ કરતું જોઇને ઇંગ્લાંડે નિઃશસ્ત્રીકરણના સંબંધમાં એક વધુ નવા કરાર કર્યા, જેનો પ્રત્યક્ષ ઉદ્દેશ બધા દેશોની શસ્ત્રશક્તિમાં ઘટાડો કરવાનો હતો; પરંતુ તેનોએ વાસ્તવિક ઉદ્દેશ ફ્રાંસની સૈન્યશક્તિને ઘટાડીને તેને નિર્બળ બનાવવાનો હતો. નિઃશસ્ત્રીકરણ પરિષદમાં આ કરારનો સ્વીકાર પણ કરી લેવામાં આવ્યો. તેથી ફ્રાંસને ફરીથી શંકા થવા લાગી, અને તેને આશ્વાસન આપવા માટે 'ચાર સતાઓની સંધિ' કરવામાં આવી. એ અનુસાર ફ્રાંસ, ઇંગ્લાંડ, ઇટાલી અને જર્મનીએ એવી પ્રતિજ્ઞા કરી કે તેઓ એક બીજા ઉપર ત્યાંસુધી આક્રમણ નહીં કરે જ્યાંસુધી તેઓ કોઇપણ ઝગડા માટે એક સાથે મળીને પ્રથમ વિચાર નહીં કરી લ્યે. આથી આશ્વાસિત થઇને ફ્રાંસે નિઃશસ્ત્રીકરણના ઇંગ્લાંડના કરારનો સ્વીકાર કરી લીધો.

આવી રીતે મુડીવાદીઓએ બધા મુડી-વાદી દેશોને એક કરી નાખ્યા. ફેસીસ્ટ

ઇટાલીએ તેમની આગેવાની લીધી. અને સામ્યવાદની વિરૂદ્ધ યુદ્ધ કરવાની ઘોષણા કરવાનો નિશ્ચય થઈ ગયો.

## વાતાવરણમાં ઓચીંતો પલટો

પરંતુ તેજ વેગાયે યૂરોપમાં એક એવી ઘટના બની કે જેના કારણે મુડીવાદીઓના બધા નિશ્ચયો ભ્રષ્ટ થઇ ગયા. જર્મનીમાં નાઝીઓએ રાજસત્તા ઉપર અધિકાર કરી લીધો.

જર્મનીમાં રાજસત્તા નાઝીઓન હાથમાં આવી જવાથી સ્વાભાવિક રીતે ફ્રાંસને ચીંતા થવા લાગી નાઝી પાર્ટિ શરૂઆતથીજ વરસેલ્સની સંધિ, ફ્રાંસ, સામ્યવાદી, સમાજવાદી અને યહુદીઓ વિરૂદ્ધ યુદ્ધનો પ્રચાર કરતી હતી રાજસત્તા ઉપર અધિકાર મેળવ્યા પછી જે પ્રકારે આ પાર્ટિએ યહુદીઓ અને સામ્યવાદીઓ ઉપર ઝુલ્મો કર્યા તે જોઇને સભ્ય જગતને કંપારી છૂટી ગઈ એ સાથે સાથે નાઝી પક્ષે સત્તા ઉપર આવતાંજ યુધ્ધની તૈઆરીઓ પણ કરવા માંડી. તેથી ફ્રાંસ વધુ શંકિત બની ગયું, અને તેણે જર્મનીને સરખાપણાના અધિકારો આપવા અને પોતાની સૈન્યશકિતમાં ઘટાડો કરવાનો ઇન્કર કરી નાખ્યો. ફ્રાંસે એવી નીતિ ધારણ કરી ત્યારે નાઝીઓએ જર્મનીને શસ્ત્રીકરણના પૂરેપૂરા અધિકારો મળવા જોઇએ એ માટે આગ્રહ કરવા માંડયો. જો એમ નહીં થાય તો તે લીગ ઓફ નેશન્સ અને નિઃશસ્ત્રીકરણ પરિષદમાંથી છૂટા પડશે એવી ફરી એક વેળા ધમકી આપી. એવી રીતે લીગ ઓફ નેશન્સ અને નિઃશસ્ત્રીકરણ પરિષદનો અંત નજદીક આવતો દેખાવા લાગ્યો.

## ઉઘાડા મિત્રો અને છુપા શત્રુ

બરોબર એજ સમયે બીજી એક ઘટના બની, જેના કારણે ઇંગ્લાંડ અને ઇટાલીના વાસ્તવિક વિચારો શું છે તે ફ્રાંસ જાણી શકયું. તે ઘટના એ હતી કે નાઝિઓએ રાજ્યસના અધિકારમાં લેવા અગાઉ એક પ્રતિજ્ઞા એવી પણ કરી હતી કે તેઓ બધી જર્મન જાતિને એકજ રાજ્યમાં સંગઠિત કરી નાખશે જર્મન જાતિના માણસો એમ તો પોલેન્ડ, ફ્રાંસ વગેરે અનેક દેશોમાં હતા, પરંતુ ઓસ્ટ્રિયાનું તેમ નહોતું, અને તે થોડા વખત પહેલાં જર્મની સાથે સંગઠિત થઇ જવા માટે ઉત્સુક પણ હતું. પરંતુ જર્મનીમાં નાઝિઓના ઝુલ્મોને જોઇને એણે જર્મની સાથે મળવાનો પોતાનો વિચાર બદલી નાખીને તેનો ઇન્કાર કર્યો. તેથી નાઝિઓએ ઓસ્ટ્રિયામાં પણ પ્રચારકાર્ય કરવા માંડયું, એ પ્રચારકાર્યનો ઓસ્ટ્રિયાની સરકારે વિરોધ કર્યો, અને વરસેલ્સ સંધિના નામે યૂરોપના બીજા દેશોને પોતાના સ્વાર્થની રક્ષા કરવા માટે વિનંતિ કરી તે ઉપરથી ફ્રાંસ, ઇટાલી અને ઇંગ્લાંડ ત્રણેએ નિશ્ચય કર્યો કે આ પ્રચારકાર્યની વિરૂધ્ધ જર્મન સરકાર પાસે વિરોધ દર્શાવવો. કારણકે એ દેશોને ઓસ્ટ્રિયાની સ્વાધીનતાનો ઘણો વધારે વિચાર હતો? વાસ્તવિક રીતે જર્મની અને ઓસ્ટ્રિયા એક થઈ જાય એવું જોવાની ઇટાલીની ઇચ્છા નહોતી. કારણકે એથી ઇટાલીના ઉત્તર ભાગ ઉપર એક મજબુત નાઝી રાજ્ય એમ થતાં સ્થાપિત થઇ જતું હતું, જે એના માટે ભવિષ્યમાં નુકસાનકરતા થઇ પડતે. એ રીજ રીતે ફ્રાંસ પણ એવું ઇચ્છતું નહીં કે જર્મન નાઝી ઓસ્ટ્રિયાને પોતાની સાથે મેળવી નાખે; કારણકે જર્મનીની શકિત વધી જતાં, એને નુકસાન થવાનો પૂરેપૂરો ભય હતો. એવીજ રીતે ઇંગ્લાંડ પણ જર્મનીને અતિ બળવાન થએલા જોવા ઇચ્છા રાખતું નહોતું.

તે બધી વાતો ઉપરાંત એક ખાસ વાત એ હતી, જેના કારણે ઇટાલી, ઇંગ્લાંડ અને ફ્રાંસ સાથે મળીને જર્મની સામે વિરોધ દર્શાવવા તૈયાર થયા હતા, તે વાત એ હતી કે તેઓની ઇચ્છા જર્મનીને ચગદી નાખવાની હતી, અને તેમનો વિચાર એવોપણ હતો કે જો જર્મની એમના વિરોધને ઠોકરે મારી દેશે તો એવો સંભવ હતો કે ઇંગ્લાંડ અને ઇટાલી પણ જર્મનની વિરૂધ્ધ ફ્રાંસને સાથ આપશે. પરંતુ ઇટાલી અને ઇંગ્લાંડ બંને જોકે એવું નહોતા ઇચ્છતા કે એ બે દેશો એક થઈ જાય, તે છતાંયે એટલા કારણ માટે તેઓ જર્મની સાથે યુધ્ધ કરવાને પણ તૈયાર નહોતા. કારણકે એમ કરતાં મુડીવાદી દળ નિબંળ બની જાત, અને સામ્યવાદીઓ ફાવી જાત તેથીજ તેઓએ એવો ઘાટ ઘડયો કે માત્ર ફ્રાંસનેજ જર્મનીની સાથે બાથ ભીડાવી દેવી, જેથી કાંતો ફ્રાંસનો નાશ થશે અથવા તો તે એટલું બધું નિબંળ બની જાશે કે ઇટાલી અને ઇંગ્લાંડ બંને સુગમતા સાથે પોત-પોતાની શરતો તેની પાસે મંજુર કરાવી શકશે. હવે આ જુદા જુદા વિચારોને લઇને ફ્રાંસ, ઇટાલી અને ઇંગ્લાંડે જર્મનો પાસે વિરોધ દર્શાવવાનો નિશ્ચય કર્યો. પરંતુ જ્યારે ખરેખર વિરોધ કરવાનો અવસર આવ્યો ત્યારે ઇટાલી ખસી ગયું. ઇટાલીયન મંત્રીએ જર્મન સરકારને મુસોલીનીનો એક પત્ર આપ્યો, જેમાં એક મિત્ર તરીકે વિનંતિ કરવામાં આવી હતી કે તેઓ ઓસ્ટ્રીયન સરકારની વિરૂધ્ધ પ્રચારકાર્ય કરે નહીં. આ પત્રનો ઉત્તર હિટલરે પણ મિત્રતાભર્યું શૈલીમાં આપ્યો. ઇંગ્લાંડ અને ફ્રાંસના વિરોધનો એવો જવાબ મળ્યો કે તમોને ઓસ્ટ્રીયા સાથે કશોએ સંબંધ તમને કશોએ અધિકાર નથી. જો આવો જવાબ બીજા કોઇ સમયે મળતે તો યુધ્ધનો આરંભ થઇ જાત, પરંતુ અહીં તો ડીપ્લોમસી કામ કરી રહી હતી. એક બાજુએ જર્મન સરકારે આવો તોછડો જવાબ ઇંગ્લાંડને આપ્યો ને બીજી બાજુએ ઇટાલીના મંત્રીએ બ્રિટિશ મંત્રીને મળીને તેને આશ્વાસન આપ્યું. ફ્રાંસને આશા હતી કે જો ઇટાલી નહીં તો ઓછામાં ઓછો ઇંગ્લાંડ તો એની સાથે જર્મની વિરૂધ્ધ ઉભું રહેશેજ; પરંતુ ઇંગ્લાંડે જાહેરાત કરી નાખી કે એને જર્મનીના ઉત્તરથી સંતોષ થઇ ગયો છે હવે ફ્રાંસ એકલું પડી ગયું. અને, જ્યારે એણે જોયું કે એની બાજુમાં ઉભો રહેવા કોઇ તૈયાર નથી, ત્યારે એણે જર્મની સામે પગલાં ભરવાનો વિચાર માંડી વાળ્યો. પરંતુ હવે ફ્રાંસને એવું પુરેપુરૂં ભાન થઇ આવ્યું કે ઇંગ્લાંડ વગેરે એના મિત્રો નથી. ખરી રીતે તેઓ તેનો નાશજ કરવા ઇચ્છે છે, તેથીજ ફ્રાંસ કોઇ નવા મિત્રની શોધ કરવા લાગ્યું.

## ફ્રાંસ રશિયાની મૈત્રી શોધે છે

સામ્યવાદીઓની વિરૂધ્ધ નાઝિઓના જુલ્મોને લીધે સોવીએટ રશિઆ અને જર્મની વચ્ચેનો સંબંધ ઘણો ખરાબ થઈ ગયો હતો, અને રશિઆને બ્હીક હતી કે કદાચ બધા મુડીવાદી દેશો એકત્ર થઇને હુમલો કરી નાખશે. એથીજ તે પણ કોઇ મિત્રની શોધમાં હતું. ફ્રાંસે એના પ્રત્યે મિત્રતાનો હાથ લંબાવ્યો; રશિયાએ તરતજ ઝાલી લીધો અને થોડાજ વખતમાં ફ્રાંસ અને રશિઆ (એક મુડીવાદી અને બીજો સામ્યવાદી) પરસ્પર મિત્ર

નીતિને ભારે પરાજય અને સામ્યવાદીઓનો ભારે વિજય હતો.

## યુદ્ધ અનિવાર્ય બને છે, પણ કોના વિરૂદ્ધ ?

આ સાથે ફ્રાંસે પણ એવો નિશ્ચય કરી લીધો કે તે ઇંગ્લાંડ વગેરેના કહેવાથી પણ પોતાની સૈન્યશક્તિમાં ઘટાડો નહીં કરે; તેમજ જર્મનીની માંગણીનો પણ સ્વીકાર નહીં કરે. ફ્રાંસના આવા નિશ્ચયનું પરિણામ એ આવ્યું કે જર્મની નિ:શસ્ત્રીકરણ પરિષદ અને લીગ ઓફ નેશન્સમાંથી નિકળી ગયું છે, અને નિઃશસ્ત્રીકરણપરિષદ ભાંગી રહી છે; જેનો અર્થ એવો થાય છે કે, યુધ્ધ થવું જરૂરી છે. પરંતુ શું એ યુધ્ધ માત્ર ફ્રાંસની વિરૂધ્ધમાં થશે કે સોવિએટ રશિઆની પણ વિરૂધ્ધમાં થશે. અને ફ્રાંસને આ યુધ્ધમાં રશિઆને સપ્યારો આપવા દેવાશે કે ફરીથી ફ્રાંસને પ્રલોભન–આશ્વાસન આપીને સાથે મેળવી લેવામાં આવશે? આ પ્રશ્નોનો નિર્ણય અત્યારે કરી શકાય નહીં કારણ કે ચાલુ વર્ષના અંતમાં ઇંગ્લાંડ, ઇટાલી, અમેરિકા, પોલેંડ, સ્વીટઝરલેન્ડ, બેલજીઅમ, જર્મની વગેરે મુડીવાદી દેશોની એક પરિષદ સ્વીટઝરલેન્ડમાં બોલાવવામાં આવી છે. આ પરિષદમાં યુદ્ધના પ્રશ્નનો નિવેડો આવી જશે.

યૂરોપની –મુડીવાદી યૂરોપની અત્યારે એવી સ્થિતિ છે કે સોવિએટ રશિયાના વિનાશથીજ એની મુશ્કેલીઓ ટળી શકશે. પરંતુ એ કેવી રીતે? એનો ઉત્તર થોડે ઘણે અંશે જર્મનીના નાઝી (ફેસીસ્ટ) ડીક્ટેટર હિટલરે પોતાના પુસ્તક 'મારો સંગ્રામ'માં આપ્યો છે. તે ઉપરાંત નાઝિઓના યુધ્ધ ગુરૂ પ્રોફેસર બંસેએ એક ઘણું મોટું પુસ્તક લખ્યું છે. જેમાં સોવિએટ રશિઆના નાશમાંથી યૂરોપની મુકતી કેમ જન્મશે એ સમજાવવાના પ્રયત્નો કર્યા છે. એ સિવાય આખા મામલાનું વિહંગાવલોકન કરતાં એટલું તો ચોકકસપણે કહી શકાય છે કે જગતમાંથી સામ્યવાદ અને સામ્યવાદીઓનો અંત લાવવા માટે એક યુધ્ધ જરૂર થવાનું છે. ફેસિઝમના પ્રચારદ્વારાજ તેઓએ પોતાની પ્રજાને યુધ્ધ માટે તૈઆર કરી નાખી છે. લીગ ઓફ નેશન્સ અને નિઃશસ્ત્રીકરણ પરિષદના ઢોંગ રચીને તેઓએ ગુપ્તપણે પોતાની સૈન્યશક્તિ ખૂબ વધારી નાખી છે અને હવે તેઓ યુદ્ધ માટે તૈઆર થઇ રહ્યા છે.

૧૯૧૪ નું મહાયુદ્ધ મુડીવાદીઓનું સામ્રાજ્યવાદી યુદ્ધ હતું; તેનો ઉદ્દેશ શત્રુના વેપારનો નાશ કરીને જગતના બધાં વેપારી મથકો ઉપર અધિકાર મેળવવાનો હતો પરંતુ હવે આવનારા યુદ્ધનો ઉદ્દેશ જૂદો રહેશે આ યુદ્ધ મુડીવાદીઓના અસ્તિત્વ માટે લડાશે. એ યુદ્ધમાં મુડીવાદના જીવનમરણનો નિર્ણય થઇ રહેશે. ×

× આ લેખ શ્રી મોહનલાલ, સેક્રેટરી લેબર રિસર્ચ સોસાયટી (પંજાબ)ના લેખ ઉપરથી તૈઆર કર્યો છે.

---

## દક્ષિણના શ્રમજીવીઓ સાથે.

### એક અગત્યનો ખુલાસો.

નવયુગના તંત્રી મહાશય,

મે માસના અંકમાં દક્ષિણના શ્રમજીવીઓ સાથે નામનો મ્હારો લેખ પ્રસિદ્ધ થયો હતો. તેમાં એક વાક્ય નીચે પ્રમાણે હતું.

"ઉપરાંત કંપનીના હીતની દ્રષ્ટિએ સીમેન્ટ ચોરી કરવામાં પણ તેઓ કુશળ છે"

સીમેન્ટના વપરાસમાં કાળજી રાખવાની વૃત્તિને બાંધકામમાં 'સીમેન્ટ ચોરી' એવું મજાકમાં કહેવાય છે. પણ વાસ્તવિક રીતે તેમ નથી. સંભવ છે કે બાંધકામથી અજ્ઞાત લોકોમાં આ શબ્દનો જૂદો અર્થ લઈ શકે. આ શબ્દો માટે હું ખરેખર દીલગીર છું. બાંધકામના કામમાં સીમેન્ટનું પ્રમાણ નિશ્ચિત હોય છે અને તેજ પ્રમાણ પ્રમાણે સીમેન્ટ વાપરવાનો હોય છે. આશા છે કે આ ખુલાસો પુરતો થઇ પડશે.

પી. જે. ભટ, લેખક.

# સાગર સમાધિ

જુહુના સાગર-તટ પર અનેક માનવીઓ પોતાની મરજી મુજબ આનંદલહેર ઉડાવી રહ્યા હતા. રવીવારનો વિશ્રાંતિનો દાન હોઇ દરેક જણ નિશ્ચિંત થઇ રાજે વળી પોતાના મિત્રો સાથે મશ્કરી ઠઠ્ઠા કરવામાં મસ્ગુલ હતા. નાનાં છોકરાંઓ રેતીના કીલ્લા બાંધવામાં કે રમવામાં રોકાયલાં હતાં, કુદરતના પ્રશંસકો અસ્ત થતા સૂર્ય તેની આસપાસ પ્રસરાવેલી સોનેરી રંગની કિરણાવલિને અને સાગરની સપાટી પર પડતા તેના પ્રતિબીંબને નીહાળી રહ્યા હતા.

લેખિકા :
બચુબેન લોટવાલા

સૂર્યાસ્ત થતાં મને કમને તરવા પડેલ સ્હેલાણીઓ શિતળ જળમાંથી બહાર આવ્યા, પણ એક યુગલે ધીમે ધીમે પ્રસરાતા અંધકારની જાણે પરવા ન કરતાં હોય તેમ તરવાનુ ચાલુ જ રાખ્યું.

"સુરેશ, કેમ તરવાની કેવી મજાહ આવે છે? આમ આપણો સંસારસાગર પણ શાંતિથી અને કોઇપણ જાતનાં વિઘ્ન વગર સરળતાથી આપણે તરી જઇએ તો કેવું સારૂં?' યુવતિએ પોતાના મનોભાવ વ્યક્ત કર્યા.

"નલીની! આપણા જીવનમાં મુસ્કેલી કે આફત એ બાબતનો વિચાર જ તને કેમ આવે છે? આપણા પ્રેમના પ્રભાવને અંગે દુ:ખ હમેશાં ભાગતું જ રહેશે. શું હું મારી નલીની ઉપર એક ક્ષણ પણ વિષાદની છાયા ટકવા દઇશ એમ તું માને છે?" એમ કહી સુરેશે આવેશથી નલીનીને પોતાની પાસે ખેંચી.

આખરે ત્યાં અંધકારનું સામ્રાજ્ય છવાયું ત્યારે જ બન્ને જણાં પાણીની બહાર આવ્યાં.

× × ×

સુરેશ મુંબઇના એક ધનાઢ્ય પિતાનો પુત્ર હતો. તે જ્યારે બી. એ. કલાસમાં હતો ત્યારે પોતાની કોલેજની એક સામાન્ય કુટુંબની કન્યા સાથે તેનું લગ્ન થયું હતું. બી. એ. થયા પછી વકીલ થઇને ઓફીસમાં માંખ મારતા બેસવાનો કે વિલાયતથી બેરીસ્ટર થઇ આવી બ્રીફલેસ બેરીસ્ટરોની પેરેડમાં એકનો ઉમેરો કરાવવાની એના પિતાને હોંસ ન હતી, પણ પત્રકારીત્વનો વિલાયતમાંથી ડીપ્લોમા લઇ આવી બુદ્ધિવાદનો એ ફેલાવો કરે એવો એમનો ઉદ્દેશ હતો. સુરેશે

પોતાના પિતાની એ મહત્વાકાંક્ષાને અપનાવી લીધી અને વિલાયતની સફરે ઉપડી ગયો.

નલીનીને તેની સાથે જવાની બહુ ઇચ્છા હતી, પણ ત્યાં જઇ બે વર્ષમાં પોતાનો અભ્યાસક્રમ પુરો થાય એમ ન હોવાથી તેણે પોતાની ઇચ્છાને દબાવી દીધી હતી. સુરેશ પોતાનો અભ્યાસક્રમ પુરો કરી પાછો આવ્યો ત્યારે એના પિતાનો અને પત્નિનો આનંદ માતો ન હતો, એ આનંદનો ઉભરો સમે તે પહેલાંજ સુરેશના પિતા સ્વર્ગ-વાસી થયા. થોડા વખત પછી તેમની ગ્લાની દૂર થઇ અને પહેલાંની માફક દંપતી-પર આનંદની છાયા પ્રસરી ગઇ.

સુરેશે એક જાણીતા પત્રની ઓફીસમાં અધિપતિની જગા સ્વીકારી. થોડાજ વખતમાંજ તંત્રી તરીકેની ભારે જવાબદારીથી એ કંટાળી ગયો. વાંચવાના વધારે પડતા બોજાને લઇને એને પોતાની પત્નિના આનંદમાં વિક્ષેપ પડતો લાગ્યો. અને ઘર તરફ દુર્લક્ષ્ય બતાવવાનો આક્ષેપ પણ એના પર મુકાયો.

પૈસાની તો એને ખોટ ન હતી, એટલે અધિપતિની જગા મુકી એણે શોખની ખાતર છુટક લેખો લખી મોકલવાનું સ્વીકાર્યું.

આ રીતે સુરેશ અને નલીનીનો ગૃહસંસાર આનંદથી ભરપુર હતો. પણ કોઇનોએ સંસારસાગર હમેશાં મુશ્કેલીના ખડકોવગરનો જોયો છે? ઘણાખરા, એ ખડકો તરફ ઘસડાઈજઇ દીર્ઘદ્રષ્ટી ન વાપરે તો તેની સાથે અથડાઇ ફના થઇ જાય છે. કોઇકજ પોતાનો રસ્તો ધીરજથી અને સરળતાથી શોધી સહિસલામત બહાર નીકળી આવે છે.

સુરેશની જીંદગીમાં તોફાનનાં પુરે ડોકયું કરી દીધું. એક દિવસે બપોરના બન્ને જણાં ગ્રિષ્મઋતુ હોવાથી ઝાડપાનથી છવાએલા માંડવામાં પ્રેમાલાપ કરી રહ્યાં. હતાં મોગરા અને ગુલાબની ખુશબોથી માંડવો મ્હેંકી રહ્યો હતો. આરસના હોજમાંથી પાણીની ઝરીઓ ઉડી માંડવાની શીતળતામાં વધારો કરતી હતી. તેની પાસે જ બાજઠ પર સુરેશ નીરાંતે પોતાની પત્નિના ખોળામાં માથું નાખી એકીટસે તેના તરફ જોઇ રહ્યો હતો.

"સુરેશ! મારા સામું શું જોઇ રહ્યા છો?" સુરેશને ધીમીસી ટપલી મારતાં નલીની લાડમાં બોલી ઉઠી:

"નલીની હું એ વિચાર કરતો હતો કે તારા જેટલું બીજું કોઇ મને સુખી કરી શકે ખરું? તારા વગર હું કદી નહીં જીવી શકું, નલીની!" પ્રેમાવેશમાં એણે બોલવા માંડયું.

"સુરેશ એવો અખંડ પ્રેમ ભાગ્યેજ કોઇ પુરૂષે પોતાની પત્નિને માટે રાખ્યો હશે." નલીનીએ ખરી વસ્તુ પરખાવી દીધી.

"બીજા ગમે તેવા હોય પણ મારા એ સ્નેહઝરણામાં કોઈ સ્ખલન નાખી શકે તેમ નથી" નલીનીને સુરેશે ખાત્રી આપી.

નલીનીના મુખપર હર્ષની રેખા તરવા લાગી. અને બન્ને ઘરમાં જઇ પોતપોતાને કામે લાગ્યાં

× × ×

સુરેશ પોતાના લેખ લખવામાં પ્રવૃત્ત હતો તેવામાં માણસે આવી એક કાગળ તેના હાથમાં મુકયો. પરીચીત અક્ષર જોતાંજ સુરેશ ચમકયો ધ્રુજતે હાથે તેણે કાગળ ઉખેડયો. વિલાયતની એની પ્રણય-નીનો એ કાગળ હતો. તેમાં લખ્યું હતું:

"તું મને તદ્દન ભુલી ગયો લાગે છે. હીંદમાં એક વરસ રહી પાછા આવવાનું તેં મને વચન આપ્યું હતું. તારે ત્યાં આપણા સંબંધ માટે કોઇ ન જાણે એટલા માટે તેં મને કાગળ લખવાની ના પાડી. તું આવશે એ આશામાં મેં વર્ષ વિતાવ્યું, પણ તારા કે તારા પત્રનાં એ દર્શન ન થયાં! હવે હું તારા વગર રહી શકું એમ નથી. જો તું નહિ આવે તો કોઇપણ જાતનાં વિપરીત પરિણામ માટે તૈયાર રહેજે.

તારી ફ્લોરા."

કાગળ વાંચ્યા પછી ફ્લોરા સાથેના એક પછી એક પ્રેમપ્રસંગ તેને યાદ આવવા લાગ્યા. તેનું મગજ ઘુમવા લાગ્યું. તેણે કાગળના ટુકડેટુકડા કરી નાખ્યા અને તે વખતે તે ફ્લોરાના હૃદયના ટુકડા કરતો હોય એવો એને ભાસ થયો.

જેમ જેમ દીવસ જતા ગયા તેમ તેમ સુરેશના નલીની પ્રત્યેના વર્તનમાં ફેર પડતો ગયો. હવે પહેલાનો રમતીઆળ અને આનંદી સુરેશ ન હતો, પણ તેની જગ્યાએ ગંભીર અને હતાશ સુરેશ નજરે પડતો હતો. એ પરિવર્તનની વાત નલીનીની વારંવારની પૃચ્છા છતાં હમેશાં તે ઉડાવતો હતો.

હવે તો એની સખીના દર અઠવાડીએ કાગળ આવવા માંડયા. પતંગીઆં દીવાં તરફ આકર્ષાય તેની માફક એના દરેક શબ્દથી એ તેના તરફ આકર્ષાતો હતો, અંજાતો હતો. ધીમે ધીમે એ છેલ્લા નિશ્ચયના શિખર પર જઇ પહોંચ્યો અને ખાસ કામના બ્હાના નીચે પત્નીના સમજાવ્યા છતાં તેની નરમગરમ તબીયતની પરવા કર્યા વગર, વિપત્તિનાં આમંત્રણ સ્વીકારી ત્રણ મહીનામાં પાછા આવવાની કબુલાત આપી તે વિલાયતને પંથે સીધાવ્યો.

× × ×

ત્રણ મહીના પસાર થઇ ગયા પણ સુરેશના એકે કાગળમાં પાછા આવવાની વાત આવતી ન હતી.

તેથી નલીનીના દીલમાં સંદેહનો સંચાર થયો, પણ એણે આશા ન છોડી.

એની એક સખી વિલાયત મોન્ટેસરીનો અભ્યાસ કરવા જતી હતી તેને પોતાના પતિ વિષે માહીતી મેળવી તેની ખબર આપવાની યોજના કરી.

અને લંડનથી તેની મૈત્રીણીએ જ્યારે તેને ખરી હકીકતથી વાકેફ કરી ત્યારે નલીની હતાશ થઇ ગઇ. "એ બેવફા માણસે મારી જીંદગી ફના કરી મારા સસરાજીના સ્વપ્નાં સરી પડયાં, એમનો જીવનસંદેશ અધૂરો રહ્યો. મારી આશાની કુંજો કરમાઇ ગઇ." નલીનીના મુખમાંથી આ હતાશસૂચક શબ્દો સરી પડયા.

સુરેશે મુંબાઇમાં પોતાનું જે કંઇ હતું તે વિલાયતની બેન્કમાં ફેરવી નાખ્યું.

નલીનીને પૈસા મોકલવાનું પણ પછી તો અનીયમીત થઇ ગયું.

નલીનીએ પણ એના પૈસા ન લેવાનો નિશ્ચય કર્યો અને બેત્રણ ઠેકાણે શિક્ષણ આપી તે પોતાનો નિર્વાહ ચલાવવા લાગી.

થોડો વખત તો ઠીક ઠીક ચાલ્યું, પણ એ દુઃખદ ઘટનાની અસરથી નલીનીની તબીયત દિવસે દિવસે લથડવા લાગી. અને શિખવવા જવાનો શ્રમ પણ એ ન ઉઠાવી શકી.

આપ્તજનમાં એને એક મૈત્રીણી રમા સવાય બીજું કોઇ ન હતું. તે નલીનીને ઘણી

વાર મંદ કરતી. આજે પણ નલીનીના રોગની ચિકિત્સા કરવાને નલીનીના ના કહેવા છતાં રમાએ મોટા ડાક્ટરને બોલાવ્યો હતો.

નલીનીને તપાસતાં જ ડાક્ટરની મુખમુદ્રા ગંભીર થઇ ગઇ: "બાઇને ચેપી રોગ લાગ્યો છે."

ડોક્ટરના એ શબ્દો સાંભળતાં બન્ને સખીઓ આભી બની ગઇ.

ઉપચારની સુચના આપી ડાક્ટર તો વિદાય થયો પણ જતાં જતાં જાણે નલીનીનો મૃત્યુઘંટ ન વગાડતો ગયો હોય એવો રણુકાર વાતાવરણમાં થઇ રહ્યો.

બન્ને જણાં કેટલીએ વાર સુધી એક બીજાની સામે જોઇ રહ્યાં, પણ એકેના હોઠ આ દુઃખદ વાત કરવાને ઉઘડયા નહિ.

પા કલાક એમને એમ પસાર થઇ ગયો હશે તેનું પણ કોઇને ભાન ન રહ્યું, આખરે રમાએ નલીનીને ધીરજ આપતાં કહ્યું: 'બેન ગભરાઇશ નહિ."

"રમા, તું શું કહે છે? ખરાબમાં ખરાબ રોગની ભોગ થવા છતાં હું ગભરાઉં નહિ? હા! એ નરાધમે મારૂં માનસીક સુખ તો લુંટી લીધું પણ મારૂં શારીરીક સુખ પણ છીનવી લઇ મને આ અસાધ્ય રોગનો વારસો આપ્યો. લોકો જાણશે તો મારૂં સમાજમાંથી સ્થાન ઉખડી જશે. શું પતિના પાપનું પ્રાયશ્ચિત મારે કરવું પડશે?..." નલીની બેહોશ થઇ ગઇ.

× × ×

વખતનો પ્રવાહ વહી જવા છતાં એ નલીનીને ઉપચારની કંઇ અસર થતી જણાતી ન હતી. એક દીવસે નલીની પડી પડી કંઇક ઉંડા વિચારમાં તલ્લીન હતી. વિષાદની છાયા એના મુખપર તરવરતી હતી.

એના થીંગડાવાળાં કપડાં, ડાઘાવાળી ગંદી પથારી અને બેએક જર્જરીત ખુરસી એની કંગાલીઅતની સાક્ષી પુરતાં હતાં.

"કેટલો વખત મારી સખીના આભાર નીચે રહેવું? હવે તો મારી પાસે દાગીનામાંએ કાંઇ ન રહ્યું દુધવાળાના અને ઘરનું ભાડું આપવાનાએ પૈસા હવે તો નથી. આનો કંઈ તોડ નીકળવો જ જોઇએ."

એમ એની વિચારમાળાના મણકા એક પછી એક સરતા જતા હતા તેવામાં તેની વિલાયત ગએલી બહેનપણી એકાએક એની ઓરડીમાં દાખલ થઈ.

જાણે પોતે ભૂલ કરતી ન હોય એમ એકદમ એ અચકાતી બારણામાં જ ઉભી રહી. પણ નલીનીએ એને બુમ પાડતાં, એ અણધારેલા આંચકામાંથી તે ભાનમાં આવી દુઃખદ અવાજે બોલી: "નલીની! તું તો ઓળખાતીએ નથી, તેં તો એક બેવફા પુરૂષને ખાતર દીલનો અને અને દેહનો બેવડો ભોગ આપ્યો!"

"બહેન એ માણસના ગુન્હાની સજા મને થઇ! મારૂં તો સર્વસ્વ હોમાઇ ગયું,." એટલું બોલી પોતાને લાગેલા રોગની દુઃખદ હદયે એણે વાત કરી

"નલીની, તને જીવતા નર્કમાં નાખીને સુરેશ પણ સુખી થઇ શક્યો નથી. ફ્લોરા પણ એ રોગની ભોગ થવાથી એનો તીરસ્કાર કરી ચાલી ગઇ. વૈવિધ્ય અને વિલાસનો શોખીન હોવાને લીધે વિલાયતથી પાછા ફરતાં પોર્ટ સૈયદમાં એને આ કીમતી ભેટ મળી એમ મને ફ્લોરાએ કહ્યું હતું."

આ સાંભળતાંજ નલીનીના હૃદયમાં ક્રોધની જ્વાળા ભભૂકી ઉઠી: "શું એ નર-પીશાચે ફ્લોરાનો પણ ભોગ લીધો? આવા પીશાચો કેટલીએ નીર્દોષ, ભાવભીની અને સરળ દિલની સ્ત્રીઓની આહુતીઓ લેતા હશે? પોતાનાં કુકર્મો જાણવા છતાં, પોતાની વાસના તૃપ્ત કરવા ખાતર એક નહિ પણ અનેક સ્ત્રીઓનાં જીવન નષ્ટ કર્યાં તેમની પ્રકૃતિની પરવા પણ ન કરનારઓના જેવા અધમ પુરૂષોને તો ફાંસીને માંચડે ચડાવવા જોઇએ."

× × ×

જુહુના નીરવ વાતાવરણમાં સાગરની ભરતીનો ધુધુ થતો અવાજ કુદરતની શાંતિમાં ખલેલ કરતો હતો. ચંદ્રીકામાં આનંદ મ્હાણવા આવેલા મ્હેલાણીઓથી ગાજતો સાગરતટ આજે અમાવાસ્યાના ઘોર અંધકારથીયે વધુ ભયાનક દીસતો હતો, શુન્ય જણાતો હતો. એવે સમયે એ ભયાનકતાની પરવા કર્યા વિના, કાળાં કપડામાં સજ્જ થએલી કોઇ વ્યક્તિ હિંમતપૂર્વક ડગ માંડતી અંધકાર ચીરતી તાડના ઝુથમાંથી બહાર આવી.

આસપાસ નજર કરી છુટકારાનો એક દમ ખેંચી ધીમે ધીમે જળ તરફ પગલાં માંડતી હતી.

પાણી નજદીક આવી એ તોફાની મોજાં પ્રત્યે મીટ માંડી થોડીવાર મૂર્તિની માફક ઉભી રહી અને એણે સ્વગત બોલવા માંડયું:

"મહાસાગર! તારા તોફાનની અડફટમાં આવનાર હજારો નિર્દોષ માણસોના તેં ભાગ લીધા છે, પણ મારા જેવાં દુઃખી માણસોનો તો તું વિશ્રામસ્થાન છે. મારા જેવી ત્યજાએલીને કાયદાથી અગર પૈસાથી સહાય્ય કરવાની એ આ અન્યાયી અને જુલ્મી સમાજને ક્યાં પરવા છે? જો મેં એ ગુન્હો કર્યો હોત તો એજ સમાજ મારી ખેર પણ રહેવા દેત ખરો?"

નલીની પ્રતિપળે ઉશ્કેરાતી હતી.

"હા, પણ એ સમાજ જાતેજ સંખ્યા-બંધ સ્વાર્થી કીડાઓથી ખદબદી રહ્યો છે એટલે મારા જેવી રઝળે કે મરે તેની એ શા માટે પરવા કરે? હું તો તદ્દન અશક્ત છું, એટલે તારા હૈયામાં આખરી સમાધી સિવાય મારે માટે એકે માર્ગ નથી. પણ મારા આ કીસ્સાથી કોઇપણ સ્ત્રી આ સમાજ પર વેર લેવાને પ્રેરાશે, સત્યને મુકી પડછાયા પછવાડે ભમનાર નરાધમ પુરૂષજાતિની શુધ્ધ ઠેકાણે લાવવાનો પ્રયત્ન કરશે તો મારા આત્માને શાંતિ મળશે."

દરીઆમાં કશુંક પડવાનો અવાજ થયો. અને નલીની અગાધ સમુદ્રમાં સદાને માટે અદૃષ્ય થઇ ગઇ.



લેખક: સર્ચલાઈટ

# એશિયાનો મનરો સિદ્ધાંત



પોતાની રજા સિવાય દુનિઆની કોઇપણ સત્તાએ ચીનને આર્થિક કે રાજકીય મદદ કરવી નહિ એવી જાહેરાત કરીને અમેરિકાએ નામચીન બનાવેલ મનરો સિધ્ધાંત જાપાને એશિયામાં ચાલુ કરેલ છે. જાપાનની એ જાહેરાત પાછળ આંતરરાષ્ટ્રીય રમત શી છે અને તેમાં જાપાનનાં બળ અને નબળાઇ બન્ને કેવી રીતે છુપાએલાં છે તે લેખક સુંદર રીતે અહિં રજુ કરે છે.



અમેરિકન આલમમાં એક મહાન મુત્સદ્દી તરીકે પંકાયેલા મુત્સદ્દી મનરોએ સર્જેલા સિદ્ધાંતને મનરો ડૉક્ટરીનનું નામ આપવામાં આવ્યું છે. આ સિદ્ધાંત માટે આજે અનેક સામ્રાજ્યવાદીઓ અભિમાન લે છે. જ્યારે સ્વતંત્રતાના સાચા મિત્રો આ સિદ્ધાંતના સર્જન ઉપર આકરા શ્રાપ વરસાવે છે. આ મનરો મહાશય બહુજ ભલા અને પરોપકારી હતા! તેમણે એક સુંદર ક્ષણે જાહેર કર્યું કે દક્ષિણ અમેરીકાનાં પ્રજાસત્તાક સંસ્થાનોમાં શાંતિ જાળવવાની જવાબદારી લેવા અમેરિકા તૈયાર છે! વળતરમાં માત્ર એકજ શરત યુરોપના અન્ય દેશોએ કબુલ કરવી જોઇએ! આ શરત તે અમેરિકન અધિરાજ્યની આડે કોઈ સત્તાએ ઉભા રહેવું ન જોઇએ. આ શરત સ્વીકારાઇ. અમેરિકાનો મનરો ડૉક્ટરીન–યુરોપે કબુલ કર્યો.

* * *

જ્યારે આ સરળ દીસતા સિદ્ધાંતનું સર્જન થયું ત્યારે આ સિધ્ધાંત સાથે સંકળાયેલી જવાબદારીનું ભાન પુરું અમેરિકાને પણ ન હતું. દક્ષિણ અમેરિકાનાં રાષ્ટ્રોને તે વખતે તો આ સિધ્ધાંતમાં એક સહાયક મિત્ર મળ્યો. પણ આગળ જતાં આ ઓથના બદલામાં દક્ષીણ અમેરિકાના દેશો ઉપર અદ્રશ્ય આધીનતાની સાંકળ ઠોકાઇ ગઈ. આ સાંકળના લોખંડી અંકોડાને તોડવા માટે દક્ષિણ અમેરિકના દેશોને શોણીત રેડવાં પડયાં છતાં આજેય આ અધિરાજ્ય એકસરખું, અવિચલ, અને શાશ્વત ઉભું છે!

આ સિદ્ધાંતના સર્જન પછી જો કોઇપણ વર્ગને ખાસ લાભ થયો હોય તો તે અમેરિકાના શ્રીમંતોને થયો. તેમણે દક્ષિણ

અમેરિકાને પોતાનું બજાર બનાવવા માટે પુષ્કળ સંપત્તિ રોકી. અને દરેક દિવસ આથમતો ત્યારે ન્યુયોર્કના સેંકડો ડોલર અમેરિકન અધિરાજ્ય સર્જતા દક્ષિણ અમેરિકા પહોંચી જતા. આમ આ પછાત મનાતા પ્રજાસત્તાકોની ખીલવણીમાં અમેરિકાને મ્હોટો હીસ્સો મળ્યો. અને અમેરિકન આબાદી શીખર પર પહોંચવા માંડી.

આજે આ સિદ્ધાંતના ઓથા નીચે દક્ષિણ અમેરિકાના દેશોને સ્પર્શતા સાગરજળમાં અમેરિકન સરકારનું અમાપ નૌકાદળ ચોગરદમ ચાંપતી નજર રાખી રહ્યું છે. આજ સિદ્ધાંતના ઓથા નીચે નીકારાગુઆના નિર્દોષો સામે અમેરિકન નૌકાસૈન્ય સમસમતી ગોળીઓ છોડે છે. આજે આજ સિદ્ધાંતના ઓથા નીચે ક્યુબાના સાગરમાં બે ડઝન જેટલી અમેરિકન મનવારો ક્યુબાની આઝાદી ઝંખતી જનતાને ડરતી ઉભી છે.

અત્યારે પણ આ અમેરિકા રક્ષિત સંસ્થાનોમાં કોઈ વ્યક્તિ આઝાદ થવાની એક માત્ર ઇચ્છાથી રીવોલ્વર ઉઠાવે છે કે આ આઝાદીની ભાવનાને જડમૂળથી છેદી નાખવા માટે "મનરો સિદ્ધાંત" બહાર પડે છે. અત્યારસુધીમાં આ સિદ્ધાંતને સજીવન રાખવા માટે, દક્ષિણ અમેરિકાના કેટલાંય સ્વાતંત્ર્ય સંગ્રામોને જમીનદોસ્ત કરવા પડયા છે અને આથી જ આજે સારાય દક્ષિણ અમેરિકામાં અમેરિકન રાજ્યતંત્ર સામે ક્રોધ અને તિરસ્કાર જન્મ્યાં છે.

* * *

આજેય અમેરિકન રાજ્યતંત્રનું નામ સાંભળી દક્ષિણ પ્રદેશના દેશો કંપી ઉઠે છે. આજેય જ્યારે પાન–અમેરિકન પરિષદમાં અમેરિકન સરમુખ્ત્યાર રૂઝવેલ્ટ દેશંતીને માટે મોહક વાગ્બાણ છોડી રહ્યો છે ત્યારે તેના પ્રમાણિક દિસતા શબ્દો માટે થઈ રહેલો શંકા માટે મનરો સિદ્ધાંત જવાબદાર છે. આ સિદ્ધાંતે આ દક્ષિણ પ્રદેશના દેશોમાં અમેરિકન સરકાર સામે ઉંડાં ઝેરવેર રોપ્યાં છે. અને આ અસરને દૂર કરવા માટે આજની અમેરિકન સરકાર આકાશ પાતાળ એક કરી રહી છે.

* * *

આવોજ એક સિદ્ધાંત આજે જાપાને એશિયાની ભૂમિ ઉપર સ્થાપ્યો છે. આવી જ એક જાહેરાત એક મહિના પહેલાં જાપાને કરી છે, અને યુરોપના મહાન ગણાતા મહારાજ્યોએ તે મૂકપણે સ્વિકારી લીધી છે.

* * *

આ જાહેરાતનો ધ્વનિ એ છે કે ચીનને અપાનારી રાજકીય, આર્થિક, કે લશ્કરી સહાય ઉપર જાપાનની દેખરેખ રહેશે કારણકે એશિયાના પૂર્વના મુલ્કોની શાંતિની જવાબદારી જાપાનની છે. મંચુરીયાના વિજેતાએ જાહેર કર્યું છે કે જો ત્હમારે ચીનને ગમે તે પ્રકારની સહાય આપવી હોય તો ભલે આપો પણ અમોને પુછીને આપો. અમોને પુછ્યા સિવાય જો ત્હમો આવી આર્થિક મદદની આપ લે કરશો તો ચીનને સહન કરવું પડશે !

* * *

આ જાહેરાત પહેલાં તો પરદેશખાતાના એક અમલદારે કરી હતી પણ બીજેજ દીવસે પ્રધાનમંડળે આપેની સંમતિ તરીકે આ નવી નીતિની જાહેરાત કરવામાં આવી. અને

આ જાહેરાતને જાપાન વળગી રહેવા ઇચ્છે છે એ જાતનું સ્પષ્ટ કથન ન્યુયોર્કમાં વસતા જાપાની એલચીએ કર્યું હતું.

આમ એકજ દિવસમાં એશિયાના મનરો સિદ્ધાંતનું સર્જન થયું. એકજ દિવસમાં તે અમલમાં આવ્યો અને એકજ દિવસમાં તેની અસર વિશ્વવ્યાપક થઇ ગઇ.

પાર્લામેન્ટની સભામાં આ જાહેરાત નહોતી કરવામાં આવી! દરેક દેશોને લખાતા રાજકીય મુત્સદ્દાઓમાં તેને જાહેરાત આપવામાં નહોતી આવી. માત્ર ટોકીઓના પત્રકારમંડળ સમક્ષ જાપાનના એક જવાબદાર અમલદારે આ શબ્દો ઉચ્ચાર્યા હતા. અને ત્યારથી તે અમલમાં આવી ગયા છે.

આમ કરવાનું એક કારણ એ હતું કે જો વિશ્વની મહાસત્તાઓ આ નવી નીતિનો સામનો કરે તો કોઇપણ પ્રકારની માનહાની સિવાય આ નીતિને પાછી સંકેલવા માટે માર્ગ મોકળો રહે!

* * *

કેટલાક કહે છે કે જાપાન એ ગાંડુ પ્રાણી છે. આ આક્ષેપ જરાએ સાચો નથી. જાપાન જેવું ગણત્રીબાજ આ દુનીઆમાં કોઇકજ હશે. જ્યારે વરડુન અને માર્નના મેદાનો ઉપર તોપો ગગડતી હતી, જ્યારે વિમાનમાંથી પડતા બોંબ મૃત્યુનો વરસાદ વરસાવતા હતા ત્યારે સમય સાધીને પેલી પ્રખ્યાત ૨૧ માગણીનો સ્વિકાર કરાવવાની ચીનને ફરજ પાડનાર આજ જાપાન હતું. યુદ્ધ પુરૂં થયું અને અમેરિકાને પોતાના સ્વાર્થો તરફ લક્ષ આપવાની પાછી ફુરસદ મળી ત્યારે તેણે આ 'મેળલું' પાછું આપી દેવાને જાપાન ઉપર દબાણ કર્યું. બ્રીટને તેમાં સાથ આપ્યો. અને પરિણામે ૧૯૨૨ માં નવ સત્તાઓના કરારનાં સર્જન થયાં.

આ પછી જાપાન તકની રાહ જોતું હતું. આ તક ૧૯૩૧ માં મળી. જ્યારે યુરોપનાં રાજ્યો આર્થિક મંદીની ઝપટમાં ફસાઇ ગયાં હતાં, ત્યારે જાપાને લાગ સાધી મંચુરીયા ઉપર હલ્લો કર્યો અને સર કર્યું.

આજે જ્યારે અમેરિકા પુનર્વિધાનના કાર્યમાં રોકાઇ રહ્યું છે અને બ્રીટન લડાઇ લશ્કર વધારવાની યોજનાઓ રચી રહ્યું છે ત્યારે જાપાને આ મનરો સિદ્ધાંતનું સર્જન કર્યું છે, કારણકે જાપાન જાણે છે કે આ બંનેમાંથી એક પણ રાષ્ટ્ર અત્યારે તે સક્રીય વિરોધ કરે તેમ નથી. અને જો આ બન્ને રાષ્ટ્રો કંઇજ પગલાં ન લે તો પછી જાપાનને અન્ય દેશની તો કંઈ પડી નથી.

જાપાનની આ ચોક્કસ ગણત્રી સાચી પડી છે. બ્રીટીશ ઈતિહાસમાં એક નિષ્ફળ મુત્સદ્દી તરીકે પંકાયેલા સર જોન સાયમને બ્રીટીશ એલચીને પુછવા મોકલ્યો કે આ જાહેરાત સાચી હતી કે કેમ? જવાબમાં આશ્વાસનના બે શબ્દ ઉમેરવામાં આવ્યા અને બ્રીટીશ હિતને કંઇ નુકશાન નથી થવાનું એવો સધ્યારો આપવામાં આવ્યો હતો. અને આમ આગળ પગલાં ભરવાનું માંડી વાળવામાં આવ્યું. જાપાનની આ પહેલી જીત હતી.

* * *

ત્યારે સવાલ એ ઉપસ્થિત થાય છે કે અત્યારના સંજોગોમાં મનરો સિધ્ધાંતની આ એશિયાઇ આવૃત્તિ સમાન રાજકીય જાહેરાત કરવાની જરૂર જાપાનને કેમ પડી? આ કારણોની શોધ કરીશું તો જણાશે કે છેલ્લાં બે વર્ષથી અમેરિકન સંપત્તિ રાજકીય હેતુસર નાનકિંગમાં રોકવામાં આવતી હતી. આ જાપાનીઓનો આક્ષેપ છે અને કંઇક અંશે સાચો છે!

એ વાત તો જગજાહેર છે કે મંચુરી-યામાં થઇ રહેલાં આક્રમણુથી જો કોઇપણ રાષ્ટ્રને ખરેખર નુકસાન થયું હોય તો અમેરિકાને થયું છે. 'ખુલ્લાં દ્વાર'ની નીતિની જાહેરાત છતાં ઉત્તર ચીનનો આખો વહેવાર જાપાને પોતાના હાથમાં લઈ લીધો છે. આ પરિસ્થિતિમાં અમેરિકા પાસે બે માર્ગ હતાઃ કાંતો ખુલ્લું યુધ્ધ કરી ચીનને જાપાનના શાહિવાદના શિકાર બનતું અટકાવવું અથવા તો ચીનને મદદ આપી ટટાર બનાવી જાપાનીઓ સામે ગોઠવવું. જાપાન સામે ખુલ્લાં યુધ્ધમાં ઉતરી શકાય તેવા સંજોગો ન હોવાથી અમેરિકાએ આખરે બીજો માર્ગ લીધો છે. ઉત્તર ચીનના પ્રદેશમાંથી જાપાનને હઠાવ-વાના એક માત્ર હેતુથી નાનકિંગની સર-કારને ભરપૂર નાણાંની મદદ આપવાનો રૂઝવેલ્ટની સરકારે નિર્ણય કર્યો છે. આ નાણાંની મદદ વડે નાનકિંગમાં લશ્કરને પગાર મળે છે. આજ નાણાંની મદદ વડે ચીનની સરકાર હવાઇ સૈન્ય ખરીદે છે. આજ નાણાંની મદદ વડે ઝેકોસ્લોવકીયાનાં દારૂ-ગોળાનાં કારખાનાંઓમાં બોંબના મ્હોટા ઓરડરો નોંધવામાં આવે છે. જાપાન કંઇક અંશે સાચો આક્ષેપ કરી રહ્યું છે, કે ચીનના પુનરૂત્થાનને નામે અપાતી મદદ લોનો જો આજ ઉદ્દેશપૂર્વક વપરાતી હોય તો જાપાનનાં હિતને જોખમકારક છે!

આ લોનોની લેવડદેવડમાં પ્રજાસંઘના એક પૉલ ડૉકટરે અતિ અગત્યનો ભાગ ભજવ્યો છે. આ લોન આપીને ચીનને પાછું સશક્ત બનાવવાની આખી યોજના પછવાડે આ મહાશયનો હાથ છે એમ છુટથી માનવામાં આવે છે. એટલુંજ નહિ પણ આ યોજના પછવાડે અન્ય મહાન રાજયોની પણ પરોક્ષ સંમતિ છે. આથીજ જાપાનને કંઇક ભેદ થયો છે અને તેથીજ તેણે આવતી વિપત્તિ સામે પાળ બાધવાને માટે 'મનરો સિધ્ધાંત'નું પાછું સર્જન કર્યું છે.

* * *

આ સિધ્ધાંત સાથે સંકળાયેલી કેટલીક જોખમદારીઓની સમીક્ષા કરી લઇએ. અત્યારે તો જાપાન માત્ર ચીન પરત્વેજ દાવો કરે છે. પણ જો આ હક્કનો સ્વિકાર કરવામાં આવે તો ચીન એક રક્ષીત રાજ્ય જેવું બની જાય છે અન્ય રાજયો સાથે સંબંધ બાંધવાનો, તેમજ સંધીઓ કરવાનો તેનો પ્રાથમિક હક્ક તૂટી જાય છે. એક શબ્દમાં આલે-ખીએ તો ચીનની સ્વાધીનતા અને સાર્વભૌમાત્વ આ હક્કથી એકજ ઝટકે અદ્રશ્ય થઇ જાય છે.

આમ એશિયાનો મનરો સિધ્ધાંત ૪૮ કરોડને આધીન બનાવવાને માટે યોજાયો છે. ચીનની પ્રાથમિક સ્વતંત્રતાના સીધા હક્કને લઇ લેવા લેવા માટે તે રજુ થયો છે એમ એક સ્વતંત્ર રાષ્ટ્રમાંથી સનાતન પરાવલંબી રક્ષીત રાજય તરીકે ચીનને બનાવવાની ઉંડી ઇચ્છા આ સિધ્ધાંતના સર્જન પછ-વાડે સમાયેલી છે એ તો ઉઘડ છે.

ત્યારે સવાલ ઉપસ્થિત થાય છે કે જાપાનને આવી જાહેરાત કરવાનો કંઇ હક્ક છે ખરો? આ સવાલનો જવાબ એમજ આપી શકાય કે જે હક્કથી જાપાને મંચુરીયા સર કર્યું, જે હક્કથી જાપાને જેહોલ લીધું તેજ હક્કથી આજે જાપાન આ જાહેરાત કરે છે. રાજકારણમાં બળ એ આખરી હક્ક છે અને આ હક્કને આધારે આજે જાપાને આ જાહેરાત કરી છે!

આ જાહેરાતનો વિરોધ નાનકિંગની નામધારી રાષ્ટ્રીય સરકારે પુરતી નરમાશથી કર્યો છે પણ આ રાષ્ટ્રીય સરકાર સામ્યવાદી ખેડુતોને કચરવામાં અને સામ્રાજ્ય વિરોધી લશ્કરને વિખેરવામાંજ અત્યારે તો મશગુલ હોવાથી જાપાનના આ હક્કનો સચોટ વિરોધ કરે તે અશકય છે.

આ પરિસ્થિતિમા કેટલાક ઉદ્દામવાદી લેખકો (જેવા કે ગ્રેઇલ્સફર્ડ) ઇંગ્લાંડ તરફ આ આક્રમણને અટકાવવા માટે 'કંઇક' કરવાનું સુચવે છે. આ મૂર્ખાઓ એટલું પણ સમજતા નથી કે જેઓ પોતેજ ૩૫ કરોડના પ્રાથમિક હક્કને છુંદી નાખીને વેપારને આગળ વધારવાની વાત કરતા હોય તેઓ જાપાનને કંઇ પણ કરી શકે તેમ નથી. જે પગલું ગઇ સાલે અમેરિકાએ લીધું હતું તે આજે જાપાને લીધું છે એટલે તે પણ આ દિશામાં કંઈ સલાહના બે શબ્દ કહી શકે તેમ નથી એ ચોક્કસ છે!

* * *

જાપાને આજે જે સિધ્ધાંત જાહેર કર્યો છે તે સિધ્ધાંતમાંથી એક બીજું પણ પરિણામ આવે એ ચોક્કસ છે. સંભવ છે કે અમેરિકાની અસામાન્ય ઉદારતા (!) ઉપર આથી અંકુશ પડશે પણ અમેરિકા અને જાપાન વચ્ચે વૈમનસ્યનું એક બીજું કારણ ઉમેરાય છે. અત્યારે જાપાન પોતાની વેપારી નીતિથી પ્રત્યેક રાષ્ટ્રમાં અળખામણું થઈ પડયું છે, લંડન સાથેની વેપારસંધીની વાટાઘાટ તૂટી ગઈ છે, ત્યારથી અત્યારસુધીમાં બ્રીટન સાથેનો જાપાની સંબંધ પણ જરા કડવો બન્યો છે. આમ જાપાન મિત્રવહોણું બનતું જાય છે. પ્રજાસંઘમાંથી નીકળવાની મુદત પણ પાસે આવતી જાય છે. અને રશીયા સાથે તેનો સંબંધ કેટલો સરસ છે તે તો જગત જાણે છે.

આમ જાપાન ઉપર આફતનાં વાદળાંઓ ઘેરાતાં જાય છે. લશ્કરી નીતિના ગંજાવર ખર્ચ સામે લોકો અકળાવા લાગ્યા છે. અને બહારથી મક્કમ પણ તેને એકલવાયુ પાડવાના પ્રખર યત્નો થઇ રહ્યા છે. આ પ્રવૃત્તિ જેમ જેમ વધતી જાય છે તેમ તેમ જાપાન અંતિમવાદી (Desperate) બનતું જાય છે. આ મનરો સિધ્ધાંતના પુનર સર્જનથી તેણે જગતનાં મહારાજ્યોને ખુલ્લો પડકાર આપ્યો છે! આ પડકારમાં તેની શક્તિ અને નિર્બળતા બન્ને સાથેસાથ રહેલાં છે.

# નવયુગની માતા

નવયુગના સપ્ટેમ્બર ૧૯૩૩ ના અંકમાં આ લખનારની કલમથી લખાએલો ''લાલ કુમારી'' મથાળાંવાળો એક લેખ પ્રગટ થયો હતો. એ સંબંધી હવે થોડું વધારે કહેવાનું મળ્યું છે. ''લાલ કુમારી''—મીસ હીલ્ડેગાર્ટ—જ્ઞાન ઉદ્યાન—ની ટુંકી જીવનકથાનાં અનેક પાસાં છે અને એ દરેક પાસું કાબેલ સાહિત્યકારની કલમને સળવળાવે એવું છે. હીલ્ડેગાર્ટનાં જન્મ અને જીવન પ્રજોત્પત્તિ વિજ્ઞાનનાં ચમત્કારરૂપ હતાં; તેનું સૌન્દર્ય ઉગતી ઉષા જેવું સૌમ્ય અને પ્રતાપી હતું. તેનું મૃત્યુ કરૂણારસિક કાવ્યનું વસ્તુ બની રહે છે. હીલ્ડેગાર્ટનાં જીવન અને મૃત્યુ સંયોગોનો આછો પરિચય ''લાલ કુમારી''વાળા લેખમાં આપવામાં આવ્યો હતો. જીજ્ઞાસુ વાંચક એ ત્યાંથી વાચી લે. અહિં એ સંબંધી થોડી વિશેષ માહિતીજ નોધવાની છે.

લાલ કુમારી.



અદ્‌ભૂત કુમારી હીલ્ડેગાર્ટ જેના જીવનનો અમુક પરિચય અહિં આપવામાં આવે છે.

''લાલ કુમારી''ની કથા જેટલી રોમાંચક છે એટલી જ રોમાંચક કથા કદાચ એની માતાની પણ છે. પોતાની પુત્રીનું ખૂન કરવાના ગુન્હાસર એ બાઇ ડૉના ઓરોરા-ઉષાદેવી—ને છવીસ વર્ષની આસાન કેદની સજા થઇ. કેવા સંયોગોમાં એ બધું બનવા પામ્યું હતું તે ઉપર જણાવેલા લેખમાં વિસ્તારપૂર્વક આપવામાં આવ્યું છે અહિં ટુંકામાં તે નોંધી લઇ ખૂન થયા પછી જે કંઈ બનવા પામ્યું તેની નોધ લેવામાં આવે છે.

બત્રીસ વર્ષની વયે ડૉના ઓરોરાને એક આદર્શ બાળક ઉત્પન્ન કરવાની ઇચ્છા પ્રગટી. અનિર્વાચ્ય સૌન્દર્યવાળી, હીંચ-કતાં યૌવનવાળી અને સંસ્કારપૂર્ણ એ યુવ-તિએ પોતાનાં ભાવિ બાળકના પિતાની શોધ આદરી ઘણાએ મહિનાઓની નિરાશા પછી એને એક લાયક મર્દ સાંપડયો. સ્પેઇનને કીનારે લાંગરેલાં એક બ્રીટીશ જહાજનો એ કપ્તાન હતો; જુવાન, તન્દુરસ્ત, રળીઆમણો, સંસ્કારી અને ભાવભર્યો. ડૉના ઓરોરાએ તેની સાથે સહચાર સાધ્યો—પોતાનાં ચૈતન્યના બધાએ પ્રવાહોને વહેતા મૂકીને. પરિણામે તેને ગર્ભ રહ્યો. એ ગર્ભ મૂકનાર પરદેશી તો પછી ચાલ્યો ગયો અને કહેવાય છે કે આજે ગુજરી ગયો છે. એટલે ડૉના ઓરોરાએ ગર્ભાધાનને દહાડેથીજ ગર્ભની ચિંતા કરવા માંડી. પ્રજનનશાસ્ત્રના બધાએ નિયમોની જીવન્ત મૂર્તિરૂપ એ બની રહી. પરિણામે તેને બાળક અવતર્યું—માતાની આશાઓ અને આકાંક્ષાઓની જીવન્ત મુર્તિ સમું. માતાએ તેનુ નામ પાડયું હિલ્ડેગાર્ટ—જ્ઞાનનો બગીચો. અને દીકરીએ એ નામને સાર્થક કર્યું. અગિ-આર માસની ઉમરે તે અક્ષરોનાં રંગીન પાનાં લઇને ત્રણ ત્રણ અક્ષરોના શબ્દો રચતાં શીખી. બાવીસ માસની ઉમરે વાંચતાં શીખી. ત્રણ વર્ષે લખતાં શીખી. અજવાળીઆંનો ચંદ્રમા જેમ પ્રતિદિન ખીલ તો ચાલે એમ તે વિકસવા લાગી. તેર વર્ષની ઉમરે યુનીવર્સીટીની છેલ્લી પરિક્ષા પસાર કરી પ્લેટો અને એરીસ્ટોટલનાં તત્વજ્ઞાન વિશેનાં એક લેટીન પુસ્તકનો અનુવાદ કર્યો સત્તર વર્ષની ઉમરે તેણે કાયદાની ઉંચામાં ઉંચી પરીક્ષા પસાર કરી. ચૌદ વર્ષની ઉમરે જાતિશાસ્ત્ર–Sex Science-ની સમસ્યાઓ પર સ્વતંત્ર પુસ્તક લખ્યું. અને તે પછી તો તેની કલમથી લખા-એલાં પુસ્તકોનો પ્રવાહ તેની મૃત્યુની-ઘડી સુધી ચાલુજ રહ્યો. માર્કસવાદ અને જાતિશાસ્ત્ર એના ખાસ વિષયો હતા. અનેક ભાષાઓ પર તેનો અસામાન્ય કાબુ હતો. સંગીતની તે ઉંડી સમજનાર અને રસિયણ હતી. ભાષણ કરવાની કલામાં તે પારવધા હતી એની કલમ અને વાણીનાં કામણ વચ્ચે કાયમ સ્પર્ધા ચાલતી સ્પેઇનના ક્રાંતિકારી જુવાનો એના સમાજવાદી વિચા-રોથી મુગ્ધ બન્યા હતા અને તેઓ એને કાયમ "લાલ કુમારી" ના નામથીજ સંબોધતા. લાલ કુમારીના દરેક વ્યવસાયમાં એની માતા એની પછવાડે પડછાયાની માફક ફરતી રહેતી. નાનપણમાં માતાનું ધાવણ એને જે પોષણ આપતું તેના કરતાંયે મોટી ઉમરે માતાનાં હૈયાંના મુંગા ઉલ્લાસ અને અભિલાષ તેને વધારે પ્રેરણા અને પોષણ આપતાં. પણ અઢારમા વર્ષને ઉંબરે તેણે પગ મૂકયો ત્યાં તો અચાનક રીતે એજ માતાએ તેનું ખૂન કર્યું.

શા કારણથી એ ખૂન કર્યું તેની કંઇક વિગતો હવે ચાલેલા મુકદ્દમા દરમ્યાન બહાર આવી છે. ડૉના ઓરોરાએ જે કારણો આપ્યાં ન માનવાને કોઈ તૈયાર ન થયું. ટુંકી બુધ્ધિના અને સ્નેહમા વિવશ બની જનારા આજના જમાનાના ઠીંગુજી માનવીઓથી એ કારણો સમજાય કે જીરવી શકાય એવાં છે પણ નહિ ડૉના ઓરોરાના વકીલે પણ તેનાં કારણો માનવાની સાફ ના પાડી. તેણે અદાલતમાં, ડૉના ઓરોરાના તેની મહુંમ પુત્રી તરફના નિસીમ પ્રેમની ખાત્રી આપનારા અનેક સાક્ષીઓ બોલાવ્યા. પણ એ સાક્ષીઓની યે કયાં જરૂર હતી? ડૉના ઓરોરાનો

પ્નીપ્રેમ મુશ્કમશહુર હતો. સંતાનનાં જીવનમાં પોતાનાં વ્યક્તિત્વ અને જીવનને ઓતપ્રોત કરી નાખનાર માતા તરીકે એ ઉદાહરણરૂપ બની હતી. એટલે વકીલે એમ સાબીત કરવા દલીલો કરી કે તેનો એ ગુન્હો ઉન્માદ—ગાંડપણને આભારી હતો. અને તેથી બીજી કોઇ સજા નહિ કરતાં ગાંડાંઓની ઇસ્પીતાલમા તેને મોકલી આપવા વિનતિ કરી.

પરંતુ ડૉના ઓરોરાએ ખુલ્લી અદાલતમાં પોતાના વકીલની એ દલીલોનો વિરોધ કર્યો. તેણે જણાવ્યું કે પોતાની પ્નીનું ખૂન એણે જાણીબુજીને, શુધ્ધ બુધ્ધિથી, અને ખુબ વિચારપૂર્વક કર્યું છે

હીલ્ડેગાર્ટને આદર્શ બાળક બનાવવાના એના કોડ હતા. તેને માટે એણે એના જીવનના ઉંબરે આત્મનિવેદન કર્યું હતુ. પણ અઢાર વર્ષની ઉમરે હીલ્ડેગાર્ટના ચરિત્રમાં માનવ નબળાઇના કેટલાક અચૂક ચિન્હો તેને જણાવા લાગ્યાં હતાં-તે સહન ન કરી શકવાથી તેણે તેનું ખૂન કર્યું હતું અને હવે તે બદલ જે શિક્ષા થાય તે સહવા તૈયાર હતી. "મને એ, ખૂનનો પશ્ચાતાપ થતો નથી," એમ કર્યા સિવાય છુટકોજ નહોતો" તેણે અદાલતમાં જાહેર કર્યું.

અદાલતે તેને છવીસ વર્ષની આસાન કેદની સજા ફરમાવી.

કષ્ટ અને તિરસ્કારભર્યું સ્મિત તે કરી રહી

જેલમા એક છાપાના પ્રતિનીધિએ તેની મુલાકાત લીધી ત્યારે તેણે જણાવ્યું કે "મારા જેવાને માટે આજ જગ્યા ઠીક છે. સુંદર સંતતિ ઉત્પન્ન કરવાને માટે હું જેલના સળીઆઓ પાછળથીએ પ્રચાર કાર્ય કર્યે રાખીશ"

જગતની માતાઓ માટે ડૉના ઓરોરા એક અજોડ ઉદાહરણરૂપ છે.

# બ્રીટનમાં વિચારબંધી

જગતમાં આજે વ્યકિત અને સમુહની સ્વતંત્રતા આડે દિવાલો ચણાઈ રહી છે. બધી જગ્યાએ સત્તાધારી વર્ગ બાકીના બધાએ માનવ-સમુહના હાથપગો પર જંજીરો અને મોઢામાં ડુચા ઠોકી દેવાને તૈયાર થએલ છે. અને આ સ્થિતિમાંથી લોકશાશન અને સ્વતંત્રતાનું અહંગ હિમાયતી ઇંગ્લાંડ પણ બચવા પામ્યું નથી એમ ત્યાંની પાર્લામેંટમાં "ફીતુરની ઉશ્કેરણી" ને લગતાં દાખલ કરવામાં આવેલાં બીલ પરથી જણાય છે. એ બીલ લોકોની સ્વતંત્રતા પર કેવું તરાપ મારનારૂં છે તે બતાવવા માટે ઈંગ્લાંડના જાણીતા શિક્ષણશાસ્ત્રીઓ પ્રો. હેરોલ્ડ લાસ્કી અને બર્ટ્રાંન્ડ રસેલના થોડા વિચારો ટાંકવામાં આવે છે. જો બ્રીટનમાં આ સ્થિતિ હોય તો હિન્દમાં બ્રીટીશ સરકારના આડત્યાઓએ હાલ જે નીતિ અખત્યાર કરી છે તે જરાએ નવાઈ ઉપજાવનારી નથી એમ સાફ જણાઇ આવશે. હિંદી

રાજનીતિજ્ઞોને પોતાની નીતિ નક્કી કરવાનું આ પરથી સરળ થઇ પડશે.

પ્રો. હેરોલ્ડ લાસ્કી કહે છે કે એ બીલ—ફીતુરની ઉશ્કેરણી લોકોની સ્વતંત્રતા પર તરાપ મારવાની સરકારી નીતિની શરૂઆત સૂચવનારૂં છે એ જો પસાર થશે તો શાન્તિવાદ, સામ્યવાદ, સમાજવાદ વગેરે સંબંધી પોતાના વિચારો પ્રગટ કરવાનું લોકો માટે અસંભવિત થઇ પડશે.

બર્ટ્રાન્ડ રસેલ કહે છે. આ બીલથી લડાઇ ઇચ્છવાયોગ્ય નથી એવા વિચારો દર્શાવનારૂં કોઇપણ પુસ્તક કે ચોપાનીઉં પોતાના કબજામાં રાખવું એ ગુનહિત થઇ પડશે. આ પુસ્તકોનો ઉપયોગ સૈનિકોને વંચાવવા માટે કરવાનો હતે એવું સાબીત કરવાની જરૂર રહેશે નહિ. જાપાને લાંબા વખત પહેલાં "જોખમકારક વિચારો" સામે કાયદો રચ્યો છે. એ કાયદા અનુસાર સરકારનાં આચરણો કે વિચારોની વિરૂદ્ધ શબ્દ ઉચ્ચારનાર કોઇપણ માણસને જેલનો મહેમાન બનાવી શકાય છે આ પગલાંનું મુસોલીનીએ અનુકરણ કર્યું અને તેનું અનુકરણ હીટલરે કર્યું; અને હવે બ્રીટન તેમને પગલે પગે છે. આ બીલ કાયદાનું સ્વરૂપ લે તો બ્રીટનની પરદેશ-નીતિ વિશે એક શબ્દ પણ ઉચ્ચારવાનું જોખમકારક થઇ પડશે. શસ્ત્રનિવારણ પરિષદ કે પ્રજાસંઘની નિષ્ફળતા પર ટીકા કરતાં હવે વિચાર થઇ પડશે અને તેજ પ્રમાણે ઇરાકમાં કે હિન્દી સરહદ પર સામાન્ય પ્રજાપર બોંબો—ફેંકવાનાં સરકારી પગલાં પર પણ ટીકા નહિ કરી શકાય. આ કાયદા નીચે લોકશાસન પાંગળું બની જશે. છોકરાંઓ માટેનાં અમુક પાઠય પુસ્તકો અને અમુક નવલકથાઓ સિવાયનાં પુસ્તકો પાસે રાખવાનું પણ જોખમકારક બની જશે. ખરૂં પુછો તો ભણેલા-ગણેલા હોવું તેના કરતાં અજ્ઞાન હોવું એજ સુખનો ઉપાય છે એમ લાગવા માંડશે.

# સન્દેશ: મે દિનનો અને નિત્યનો

ચાલીસ વર્ષો થયાં જગતના કામદારો મે દિનની ઉજવણી કરે છે. ચાલીસ વર્ષો થયાં એકજ જાતનો સંદેશ તેઓ સાંભળ્યા કરે છે. એ સન્દેશ છે સાદો, સહુને સમજાય એવો. કામદારો પણ એ બરાબર સમજી શકે છે. પણ એ સન્દેશ મે માસના પ્રથમ દિવસે સાંભળીને તેજ સાંજે તેઓ ભૂલી જાય છે. હવે એવું કરવાની જરૂર છે કે એ સંદેશ વરસના ત્રણસોને પાંસઠેય દિવસ અને ચોવિસે કલાક તેઓ યાદ રાખે. એમ કર્યા સિવાય આ ચાલીસ વર્ષો જેમ વ્યર્થ વેડફાઈ ગયાં છે તેમ બીજાં અનેક વર્ષો વેડફાઇ જશે.

આ ફરીઆદ સાથે "ગીલમેક" મે દિનના એ સન્દેશાની ફરી યાદ આપે છે. હિન્દના શ્રમજીવિ અને શ્રમજીવિઓના સાચા હિતેચ્છુઓ—માનવતાનું સાચું કલ્યાણ ઇચ્છનારા

સહુ કોઈ—એ યાદ રાખે એટલા માટે તે અહિં ઉતારવામાં આવે છે.

"જગતમાં જે મૂલ્ય-ધન-ઉત્પન્ન થાય છે તે કામદારોજ ઉત્પન્ન કરે છે, પણ મૂડીવાદીઓના હાથમાં ઉત્પાદનનાં સાધનોની માલેકી રહેલી હોવાને લીધે કામદારોની મહેનતે ઉપજાવેલી વસ્તુઓ તેઓ પચાવી પડે છે. માલ ઉપજાવવાની તેમની એ મહેનત બદલ, સામાન્ય રીતે, કામદારો જીવતા રહે અને માલ ઉત્પન્ન કરવાની શકિત જાળવી રાખે એટલા પુરતો બદલો મજૂરીના રૂપમાં તેઓ આપે છે. બાકી વધેલું ધન મૂડીવાદીઓને તેમનાં વૈભવશાળી જીવન માણવામાં મદદગાર થાય છે. દેશનું રાજતંત્ર મૂડીવાદીઓના હાથમાં છે અને તેઓ એ સત્તાનો ઉપયોગ કામદારોને દબાએલા રાખવામાં કરે છે. ચુંટણીને વખતે કામદારો પોતાના મત વડે-અથવા બીજા દેશોમાં પોતાની બેદરકારીથી-મૂડીવાદીઓને સત્તાના સ્થાનપર સ્થાપે છે. પરંતુ કામદારોનો મહા પ્રશ્ન તો એજ છે કે તેમની એ ગુલામીમાંથી કેવી રીતે ઉગરી જવું. તેનો ઉપાય એજ છે કે ઉત્પાદનનાં સાધનો પર રહેલી ખાનગી માલેકીનો નાશ કરવો. આ કામ રાજ્યસત્તા પોતાના હાથમા લેવાથી થઇ શકે જ્યાં સુધી કામદારોના સાચા પ્રતિનીધિઓ સત્તાનાં સ્થાન પર ન આવે ત્યાંસુધી ઉત્પાદનનાં સાધનો પરની ખાનગી માલેકી દૂર થાય નહિ અને ત્યાંસુધી તેમની ગુલામી પણ નાબુદ થાય નહિ."

અનુકૂળ વાતાવરણ મળે તો જરૂર ઉપદ્રવનું સ્વરૂપ લઈ શકે તેમ છે.

આ ઉપરાંત એ યાદ રાખવાની અગત્ય છે કે ગામડાંઓમાં વસતી જનતા સાવ નિરક્ષર હોવાથી તેઓને આ સંબંધી વૈજ્ઞાનિક માહીતી આપવાનું કાર્ય પણ મુશ્કેલ છે. તેમજ ગામડાંઓને અંગે નીમાયેલા તંદુરસ્તી ખાતાના અમલદારો એટલા તો ઓછા છે અને તેમના ઉપર એટલું બધું કામ લાદવામાં આવ્યું હોય છે કે ગ્રામ્યલોકોને શિક્ષણ આપવા માટે તેમની પાસે નહિં જેવોજ સમય ફાઝલ રહે છે. એટલેજ આ રોગો કાયમી સ્વરૂપ પામ્યા છે. સંભવ છે કે નજદીકના ભવિષ્યમાં આ સ્થિતિ જલ્દીથી નહીંજ સુધરે. આજે તો ઇલાકાની સરકાર એન્ટી–મેલેરીયા અને એન્ટી કોલેરાનાં આંદોલનો (Compaigns) પછવાડે પુષ્કળ પૈસા ખરચે છે. પણ આ ખર્ચ વ્યવસ્થિત નહિ હોવાથી તેના કાયમી પરિણામ આવવાં અશક્ય છે. ઉપરાંત આ ઉપદ્રો–જેવા કે પ્લેગ એ લગભગ કાયમી (Endemic) થઈ ગયા હોવાથી જાહેર જનતાની તંદુરસ્તી માટે અતિ ભયપ્રદ છે એ વિષે ભાગ્યેજ શંકાને સ્થાન હોઈ શકે.

## ઉપદ્રવને અનુકૂળતાઓ.

આ ને ગામડાંઓમાં ઉપદ્રવના વિસ્તારને માટે બધી અનુકૂળતાઓ છે! ગંદાં, હવા ઉજાસ વગરનાં, એક માળનાં માટીનાં ઘરોમાં ગામડીઆઓ જીંદગી વીતાવે છે. ઘરને આંગણે છાણમૂત્ર ઢગલાબંધ પડયું હોય છે. તેમના ખાવાના ખોરાક ઉપર લાખ્ખો માખીઓ બણબણે છે. ઉઘાડે પગે તેઓ આખી સીમમાં રખડે છે. મચ્છરો, ચાંચડ અને એવા જીવજંતુઓ તો તેમના બારે માસના સાથીઓ છે. એટલે ઉપદ્રવના વિસ્તારને માટે સર્વ અનુકુળતાઓ ગામડાંમાં છે, એમ આલેખવામાં જરાય અતિશયોક્તિ નથી.

તેમજ જે કુવામાંથી તેઓ પાણી પીયે છે તે કુવાનું પાણી ક્વચીત જ સાફ કરવામાં આવે છે. જે પ્રકારનું દુધ તેઓ મેળવે છે તે વાસણો કોઈક વેળાજ સાફ રાખવામાં આવ્યાં હોય છે. અને માંસ અને એવો ખોરાક પણ ક્વચીતજ સારો હોય છે!

શારીરિક તંદુરસ્તીમાં તેઓ કંઇક ઠીક હોય છે. પણ તાવના એક જ ઝટકાથી તેઓ એવા તો પટકાઇ પડે છે કે ભાગ્યેજ ઉઠી શકે છે. ગામડામાં મેંકડે દશ ટકાની શારીરિક સ્થિતિ નરમ હોય છે જ એટલે વ્યક્તિગત નબળાઈ પણ ઉપદ્રવને માટે અનુકૂળ થઈ પડે છે.

આથી જ ગામડાંઓમાં ઉપદ્રવ બહુ જ જલ્દીથી પ્રસરે છે. અને એકવાર ઉપદ્રવ પ્રસરે છે કે સેંકડો જણ તેના ભોગ થઇ પડે છે. મેલેરીયાના એકલા ઉપદ્રવથી આસામના કેટલાંય ગામડાંઓ ઉજ્જડ થઈ ગયા છે. ૧૯૦૮ માં પ્રસરેલા મેલેરીયાના ઉપદ્રવમાં પંજાબની બે કરોડની વસ્તીમાંથી ૩ લાખ વ્યક્તિઓ મરણ પામી હતી. ગામડાંઓનું અનારોગ્ય જોતાં આ આંકડાઓ જરાયે વિસ્મયકર્તા નથી.

## આરોગ્ય—સંરક્ષણ સંસ્થાઓ સ્થાપો.

હિંદની વિપુલ વસ્તીના ૨૮ કરોડ ગામડાંઓનાં ઝુંપડાંમાં વસે છે. આથી જ તેમના આરોગ્ય સાથે સંકળાયેલો સવાલ અતિ મહત્વનો છે. આથી જ

ગામડાંઓમાં ઉપદ્રવ ન પ્રસરે તેવાં પગલાં લેવા માટે કંઈક જવાબદાર સંસ્થા ઉભી કરવી જોઇએ.

વર્તમાન વ્યવસ્થા એ પ્રકારની છે કે ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડ ગામડાંઓમાં ઉપદ્રવ ન પ્રસરે એ અંગે જરૂરી જણાતાં પગલાંઓ ભરે છે. સામાન્ય રીતે આ પગલાંઓમાં વેક્સીનેશન—ઇન્નોકયુલેશન—અને બહુ બહુ તો એ ચાર કુવાઓ સાફ કરાવવામાં આવે છે. આટલું કરીને ડીસ્ટ્રીટ બોર્ડ આત્મસંતોષ અનુભવે છે. પણ જો ઉપદ્રવો ખરેખર અટકાવવા હોય તો મ્હમારે તેથી વધુ કરવું જોઇએ. માત્ર ઉપદ્રવ સામે ઇંજેકશનો આપવાથી કંઇ જ ફળદાયી પરિણામ નહિ આવે. આપણે જો ઉપદ્રવને જડમુળથી ઉખેડી નાખવા માટે પ્રમાણિકપણે ઇચ્છતા હોઇએ તો જે સંજોગોમાં ઉપદ્રવો જન્મે છે તે સંજોગો નાબુદ કરવા જોઇએ એટલું જ નહિ પણ ઉપદ્રવોના વિસ્તારને માટે જરૂરી અનુકૂળતાઓ જે અત્યારે સાંપડે છે તે મીટાવી દેવી જોઇએ.

આથી જ દરેક ગામડે ગામડે એક આરોગ્ય રક્ષક સમિતિ સ્થાપવી જોઇએ. આ સમિતિમાં ગામડાંના ઉત્સાહી યુવાનોને સ્થાન મળવું જોઇએ. અને ઉપદ્રવ અટકાયતની તેમજ સમગ્ર આરોગ્યની સર્વ જવાબદારી સમિતિ હસ્તક હોવી જોઇએ. આથી પરિણામ એ આવશે કે દરેક ગામડાંમાં આરોગ્યરક્ષણની પ્રવૃત્તિને માટે સારી ભૂમિકા [Base] ઉભી થઈ શકશે અને તત્કાળ પગલાં લેવાઈ શકશે.

## પ્રચાર કરો

તેમજ સામાન્ય ઉપદ્રવો અટકાવવા અતિ સરળ છે. એ યાદ રાખવું જોઇએ કે ઉપદ્રવને ઉખેડી નાખવાના ખર્ચ કરતાં 'ઉપદ્રવને' અટકાવવાનું ખર્ચ ઓછું થાય છે. અને સામાન્ય રીતે છેલ્લો માર્ગ એ સાચો કરકસરનો માર્ગ છે.

ઉદાહરણ તરીકે મેલેરીયા લઇએ. જો શરૂઆતથી જ મચ્છરનો ઉપદ્રવ અટકાવવા માટે જરૂરી પગલાં લેવામાં આવે તો માનવજનતાને સહન કરવી પડતી અડધી મુશ્કેલીઓનો અંત આવી જાય. કારણકે મચ્છર વગર મેલેરીયા જંતુ પ્રસરી શકે તેમ નથી. આથી જો મચ્છરના ત્રાસને નાબુદ કરવામાં આવે તો મેલેરીયાનું પ્રમાણ લગભગ અડધું થઈ જાય એ સાવ ચોક્કસ છે. આંકડામાં મૂકીશું તો જણાશે કે મેલેરીયાની સારવાર અંગે થતું ખર્ચ અને માનવ તકલીફ જોતાં તેને અટકાવવાના સાધનોનું ખર્ચ સાવ નજીવું છે. નર્મદા પૂલ સાથે સંકળાયેલા કામદાર કેમ્પનો મ્હારો અનુભવ છે કે માનવશરીરને પડતી તકલીફના પ્રમાણમાં શરૂઆતમાં લીધેલા સાધનોનું ખર્ચ સાવ ઓછું છે. **'ક્વીનાઇન કરતાં ક્રુડ ઓઇલની કિંમત હલકી છે.'**

પ્લેગનું પણ તેમજ છે. જો આપણે ગામડાંના કે શહેરના ઉંદરોની સંખ્યા ઉપર અંકુશ મૂકીયે તો પ્લેગ પ્રસરવો લગભગ અશકય છે. આથી જ મુંબાઇનું મ્યુનીસીપલ તંત્ર એક ઉંદર ડીપાર્ટમેન્ટ ચલાવે છે અને નિભાવે છે.

તેજ પ્રમાણે કૉલેરાનું છે. કૉલેરામાં પણ પાણી સ્વચ્છ રાખવામાં આવે તો અડધો ઉપદ્રવ અટકી શકે તેમ છે અને ગયા અંકમાં આપણે જોઇ ગયા છીએ કે પાણીને શુધ્ધ રાખવાની યોજના સાવ સાદી અને સરળ છે.

## રસી.

પણ અત્યારના સંજોગોમાં વૈજ્ઞાનિક રીતે ગામડાંઓનું આરોગ્ય સુધારવું એકદમ શકય નથી. ત્યારે આ ઉપ-

દ્રવને અટકાવવાને માટે કે તેના કારી આક્રમણમાંથી માનવને બચાવવાને માટે એકજ માર્ગ રહે છે. આ માર્ગ તે રસીનો માર્ગ છે. વિજ્ઞાને આપણને આ એક અદ્ભૂત બક્ષિસ આપી છે. તેણે શીતળા, પ્લેગ, કૉલેરા અને ટાઇફૉઇડ સામે એક અદ્ભૂત સંરક્ષણ આપણા હાથમાં મૂક્યું છે.. આ રસીની વૈજ્ઞાનિક બાબતોના ઉલ્લેખમાં કાલક્ષેપ કરવાને બદલે હું એટલુંજ કહીશ કે ઉપદ્રવના સમયમાં માનવને માટે રસી એ વ્યક્તિગત સંરક્ષણ છે. આ સંરક્ષણથી આકસ્મિક ભય એકદમ ઓછો બને છે, અને રસી મૂકાયેલાઓનું મૃત્યુપ્રમાણ ઘણું ઓછું બને છે.

આથીજ જ્યારે જ્યારે કોઈ ગામડાંમાં ઉપદ્રવનાં કાળ પગલાં પડે કે તરતજ દરેક વ્યક્તિએ સંરક્ષણના આ સાધનથી સજ્જ થઇ જવું જોઇએ. તેજ ઉપદ્રવને અટકાવવાનું એક સફળ અને ચોક્કસ સાધન છે.

## ઉપસંહાર.

આતમાં ગામડાંઓમાં ઉપદ્રવને અટકાવવાનું કાર્ય કેટલું ભગીરથ છે તેની ઉપલા વિધાનથી કાંઇક કલ્પના આવશે. ગામડાંઓ–ખાસ કરીને નીચલી કોટીનાં ગામડાઓમાં આરોગ્યસંરક્ષણનું કાર્ય આદર્શભક્તિ, હિંમત અને ધૈર્ય માગી લે છે. હું આશા રાખીશ કે જેઓ જનતાની સેવા કરવાનું અનેકવાર કહે છે તેઓ ગામડાંનાં અનારોગ્ય સાથે સંકળાયેલા આ સવાલો ઉપર નજર કરે.

શાગીર્દોને આમ કરપીણુ રીતે ગરદન માર-વાની-જરૂર શા માટે પડી છે ?

હીટલરના આડત્યાઓ તરફથી એ પ્રશ્નોના જે જવાબ આપવામાં આવે છે; વિશ્વનાં વર્તમાનપત્રો એ વિશે જે અટકળો આગળ ધરે છે; એ બધાં આપણને ભાગ્યેજ સંતોષ આપી શકે તેમ છે.

હીટલરના માનીતા પટાવતો કહે છે કે નાશ પામેલા સરદારો હીટલરને બેવફા નીવડ્યા હતા, તેઓ તેની સત્તાને ઉડાવી દેવાનું કાવત્રું રચી રહ્યા હતા. પરદેશનાં વર્તમાનપત્રો કહે છે કે ફ્રાંસના મુત્સદ્દીઓએ એવી શરત હીટલર પાસે રજુ કરી હતી કે જો તે પોતાની નાઝી સેનાને વિખેરી નાખે તો જર્મનીને ફરી શસ્ત્રસજ્જ બનવાની સગવડ ફ્રાન્સ કરી આપે: હીટલરે એ શરત મંજૂર રાખી હતી અને તેથી તે ભુરાં પહેરણવાળાઓની "સ્ટોર્મ ટ્રુપ્સ" ને વિખેરી નાખે તે પહેલાં હીટલરને સત્તાનાં આસન પરથી ઉડાવી દેવાનું કાવત્રું તેમણે રચ્યું હતું. એટલે એ કાવત્રાંની જાણ થતાંજ હીટલરે તેમને ભીડાવ્યા હતા. થોડા દિવસ પહેલાં વર્તમાનપત્રોમાં એવી ખબરો પણ પ્રગટ થઇ હતી કે નાઝી સૈનિકોએ એવું જાહેરનામું બહાર પાડ્યું છે કે તેમના સરદારોની ભલે કત્લ કરવામાં આવી પણ હીટલરની સત્તા ઉથલાવી પાડવાના તેમના પ્રયાસો એથી બંધ પડવાના નથીજ. આ બધા સમાચારો અને અટકળો છેકજ પાયા વિનાનાં છે એમ કહેવાનો આશય નથી પરંતુ કહેવાનું એ જ છે કે આ તો બધાં ચિન્હો છે, એની પછવાડે રહેલું ઉંડું દર્દ બહુજ ઓછાં માણસો પારખે છે. એક વસ્તુ સિદ્ધ છે કે નાઝી દળોમાં હીટલર તંત્ર સામે ઉગ્ર અસંતોષ ફેલાવા લાગ્યો હતો અને તે અસંતોષ નક્કર સ્વરૂપ લે તે પહેલાં તે દાબી દેવાને માટે હીટલરે આ ખૂનોની પરંપરાને વહેતી મૂકી છે.

હીટલર અને તેના કાર્યક્રમમાં અવિચળ શ્રદ્ધા આરોપનારાં નાઝી દળો આમ આટલાજ વખતમાં આટલાં બધાં તેની વિરૂદ્ધ શા માટે થઇ ગયાં તે જાણવા હીટલરનાં એ નાઝી દળો કેવાં કેવાં માણસોથી બનેલાં હતાં તે જાણવું જરૂરી છે. હીટલરના સ્વસ્તિક ઝંડા નીચે એકઠાં થએલાં દળોનો સજીવ ખ્યાલ આપવા માટે તો જર્મનીના છેલ્લાં પંદરેક વર્ષના ઇતિહાસની વિગતોમાં ઉતરવાની જરૂર પડે તેમ છે. અહિં તેને માટે અવકાશ નથી. એટલે એ વિષયનું ટુંકમાંજ દિગ્દર્શન કરી લઇએ.

હીટલરનું નાઝી સૈન્ય કોઇ એક સિદ્ધાંત અથવા કાર્યપદ્ધતિ પર રચાયું નહોતું. નાઝી પક્ષ સત્તામાં આવ્યો તે પહેલાં જે જે સામાજીક વિચારો, આર્થિક સબંધો, રાજકીય ભાવનાઓ વગેરે વગેરે હસ્તીમાં હતાં તે બધાંની સામે જે અસંતોષ લોકોમાં પ્રગટ્યો હતો; જે કંઇ બનાવો બનતા તે બધાંની સામે લોકનાં માનસમાં જે પ્રત્યાઘાત પ્રગટતો તે પ્રત્યાઘાતનાં બધાંએ બળો હીટલરના સ્વસ્તિક ઝંડા નીચે એકઠાં થયે જતાં હતાં. હીટલર સત્તામાં આવ્યા પહેલાં જર્મનીમાં પ્રજાસત્તાક તંત્ર હતું. એ તંત્ર સામે જે લોકો રાજશાહીવાદી હતા તેઓનો વિરોધ હતો; પરંતુ પ્રજાસત્તાકને એકલે હાથે ઉથલાવી પાડવાની સત્તા તેમનામાં નહોતી અને હીટલર તેમને અસ્પષ્ટ આશાઓ આપ્યા કરતો હતો એટલે તેમણે નાઝી

પક્ષમાં ઝુકાવ્યું. પ્રજાસત્તાક તંત્ર નીચે સમાજવાદીઓ અને સામ્યવાદીઓ ખુબજ જોરમાં આવ્યે જતા હતા અને પ્રજાનો મોટો ભાગ પણ તેમના તરફ સહાનુભૂતિ ધરાવતો થઇ ગયો હતો એટલે જર્મનીના મૂડીવાદીઓ–ઉદ્યોગપતિઓ અને જમીનદાર જંકરો–ભયભીત બની ગયા અને સામ્યવાદીઓ બળવો જગાવવાને શકિતમાન થાય તે પહેલાંજ પોતાની સરમુખત્યારી સ્થાપી દેવાનો માર્ગ તેમને યોગ્ય લાગ્યો. એ માર્ગ એકલાં લશ્કરની મદદથીજ લેવાનું અશકય હતું એટલે તેમણે હીટલરને ભાડે રાખ્યો. તેમનાં નાણાંની મદદથી કેટલાક કેવળ પેટની ખાતર જ કોઇપણ પક્ષની નોકરી સ્વીકારનાર આદમીઓની સેવાઓ પોતાના પક્ષમાં નોંધવાનું હીટલર માટે શકય બન્યું. પરંતુ આ બે પ્રકારનાં માણસોની મદદથી પણ સમાજવાદ અને સામ્યવાદનાં ઉછળતાં બળો સાથે બાથ ભીડવાનું સાહસ સલામતિભર્યું નહોતું. એવી સ્થિતિમાં હીટલરને કેટલાયે આદર્શપ્રિય માણસોનો પણ સાથ મળી ગયો. જર્મનીનો સમાજવાદી પક્ષ અનેક વખત સત્તાનાં આસને આરૂઢ થયો હતો છતાં સમાજવાદ ચરિતાર્થ કરવાને તેમણે એક પણ પગલું ભર્યું નહોતું. આ કારણથી સમાજવાદીઓમાં જેઓ આદર્શઘેલા અને ઉતાવળીઆ હતા અને કંઇક કરી બતાવવાની દાનત જેમનામાં પ્રગટી હતી તેઓ કાંતો સમાજવાદી સૂત્રોનો છુટે હાથે ઉપયોગ કરનાર હીટલરની સાથે અને કાં અત્યંત ઉદ્દામ સામ્યવાદી પક્ષ સાથે જોડાવા લાગ્યા. હીટલરની સેનામાં આ રીતે ખુબ જ ઉમેરો થવા પામ્યો. પરંતુ એટલેથી જ બસ નહોતું. મોસ્કોની દોરવણી નીચે જર્મનીનો સામ્યવાદી પક્ષ ચાલબાજીની એક પછી એક અનેક ભૂલો કર્યે જતો હતો. તેમની અવ્યવહારૂ અને શબ્દો પુરતી અણછાજતી ઉદ્દામતાથી કંટાળી ગએલા અથવા નિરાશ બનેલા અનેક માણસો પણ નાઝી ઝંડા નીચે એકઠા થયા હતા. આ ઉપરાંત એક વધુ બળ નાઝીઓના સ્વસ્તિક ઝંડા નીચે જમા થયું હતું તેની પણ નોંધ લેવી જોઇએ. એ બળ હતું કેવળ રાષ્ટ્રવાદીઓનું. એ લોકોને મનથી કયો પક્ષ જર્મની પર રાજય કરે છે અથવા કયે ધોરણે એ બહુ મહત્વનો પ્રશ્ન નહોતો. ઘણુંખરું મધ્યમ વર્ગના એ લોકો હતા એટલે કોઇપણ પ્રકારનાં તંત્ર નીચે તેમની સ્થિતિમાં બહુ ફરક પડે તેમ નહોતું એટલે તેમને મનથી એક જ અભિલાષા હતી અને તે એ કે યુદ્ધમાં પરાજય પામવાને અંગે જર્મનીને એ અપમાન, જે આર્થિક સંકડામણ અને જે આંતરરાષ્ટ્રીય અન્યાયોના ભોગ બનવું પડયું હતું તે બધું દૂર થવું જોઇએ. એ દૂર કરવાનાં વચનો જે વધારે ગંભીરપણે આપી શકે તેના ઝંડા નીચે ઉભા રહેવાને તેઓ તૈયાર હતા. આવા વિવિધ આશયોવાળા લોકોથી હીટલરના ભૂરાં પહેરણવાળાઓનું નાઝી સૈન્ય બનેલું હતું.

સત્તામાં આવ્યા પહેલાં હીટલરે કોઇપણ પક્ષને નારાજ કરવાનું પસંદ કર્યું જ નહોતું. દરેક પક્ષને એ મોટાં મોટાં વચનો આપ્યા જ કરતો. એ વચનો વિશ્વાસપાત્ર છે કે કેમ તે નક્કી કરવાનો અવસર લોકોને કદી મળ્યો જ નહોતો, કારણકે પ્રજાસત્તાકના તંત્રમાં બીજા પક્ષોની મદદ વડે નાઝીઓ પ્રધાનમંડળ જરૂર સ્થાપી શકત પણ હીટલરે તેમ કરવાનું કદીપણ પસંદ કર્યું જ નહોતું. તે તો એમજ કહેતો કે પ્રજાના સર્વ વર્ગોને સંતોષવાની

જે યોજના તેના ખીસ્સામાં છે તે એવી જાતની છે કે જ્યાંસુધી સંપૂર્ણ સત્તા તેના હાથમાં ન આવે ત્યાંસુધી તે અમલમાં મૂકવાનું શક્ય નથી. અને લોકોએ તેની એ બડાઈ મંજૂર પણ રાખી લીધી. લોકોએ તેના હાથમાં એવી અમર્યાદ સત્તા આખરે મૂકી.

**સત્તા**માં આવ્યા પછી હીટલરે પોતાની ઠગબાજીનો બીજો દાવ શરૂ કર્યો. તેણે જાહેર કર્યું કે લોકોને તારી દેવાની જે યોજના પોતાની પાસે છે તે અમલમાં મૂકવાના માર્ગમાં એક જમ્બર અડચણ છે. એ અડચણ સામ્યવાદી અને સમાજવાદી પક્ષોની હસ્તી. એટલે એ બંને પક્ષોને મીટાવી દેવાનાં આકરાં પગલાં લીધાં અને તેમને તદ્દન મીટાવી દેવામાં નહિ તો તેમને પાતાળમાં પેસાડી દેવામાં તો એ જરૂર સફળ થયો.

તે પછીથી તેણે પોતાની તરંગી યોજનાઓને બહાર પાડી. પરિણામ એ આવ્યું કે જર્મનીમાં લોકોની-ખાસ કરીને સ્ત્રીઓની અંગત સ્વતંત્રતા પર જમ્બર કાપ પડયો. જીવનની જરૂરીઆતની ચીજોના ભાવો રાજ્યે નક્કી કરવા માંડયા એટલે ગરીબોનો મરો ચાલુ થયો, યહુદીઓને હાંકી કાઢીને તેની જગ્યાએ પોતાના અમુક પક્ષકારોને ગોઠવ્યા, આંતરરાષ્ટ્રીય બાબતોમાં દમદાટી કરવા જતાં જર્મની વેપાર ગુમાવી બેઠું. જર્મન ચલણની પાછળ બે ટકા જેટલો પણ સોનાનો આધાર માંડ રહ્યો. જર્મનીને લોનો મળવાની બંધ થઇ. ટુંકામાં સત્તામાં આવતાં પહેલાં જે મોટાં મોટાં વચનો હીટલરે આપ્યાં હતાં તેમાનું એકપણ એ પાળી શકયો નહિ. રાજાને પાછો લાવવાનું માંડી વાળવું પડયું એટલે રાજવાદીઓ ખીલાફ થયા, સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપ્નો અદૃશ્ય થવાથી અને વર્સેલ્સના કરારો જેમને તેમ ઉભા રહ્યાથી રાષ્ટ્રવાદીઓ નિરાશ થયા. મોટા મૂડીવાદીઓ પર અંકુશ મૂકી મધ્યમ વર્ગના લોકોને તારી દેવાને બદલે મોટા ઉદ્યોગો સામે નમતું આપવું પડયાથી મધ્યમ વર્ગના લોકો નિરાશ થયા, નાઝી પક્ષનું નામ રાષ્ટ્રીય સમાજવાદી પક્ષ રાખવામાં આવ્યું હતું એટલે આજે રશીઆમાં છે એવાં કંઇક ધોરણે સમાજવાદ સ્થાપવાનાં પગલાં લેવામાં આવશે એવી આશાથી એની સાથે જોડાએલા લોકો હતાશ બની ગયા. આવી રીતે હીટલરની સાથે વિવિધ આશાઓ અને ઉમેદો ધરાવી જોડાએલા સર્વકોઇને સાર્વત્રિક નિરાશાના ભોગ બનવું પડયું.

**આ** સ્થિતિમાં હીટલરનાં તંત્ર સામે અસંતોષની આગ પોતાની જાળ કાઢવા માંડે તેમાં નવાઇ શી? અને જે આગ ઉભી થવા માંડી હતી તેમાં પણ અનેક રંગી જાળો હતી. પણ એમાંનો મુખ્ય રંગ તો એક જ હતો-ગુલાબી લાલ. હીટલરનો બેફામ ત્રાસવાદ પણ સમાજ અને સામ્યવાદી લોકોને નિર્મૂળ નહોતોજ બનાવી શકયો. છુપી રીતે એ પક્ષોની પ્રવૃત્તિઓ ચાલુ જ હતી. જર્મનીની આંતરિક બાબતોથી વાકેફગાર હોય એવા લોકો જાણતા જ હતા કે હીટલરનાં ત્રાસવાદી તંત્ર નીચે પણ ક્રાંતિકારી પ્રવૃત્તિઓ છુપી રીતે પણ ખુબ જ જોશભેર ચાલુ હતી. બ્રીટનનાં "ન્યુ સ્ટેટસમેન એન્ડ નેશન" પત્રના એક ખબરપત્રીએ આ વિષયમાં પાંચ લેખો લખીને એ ક્રાંતિકારી પ્રવૃત્તિઓ કેવી રીતે અને કેટલાં પ્રમાણમાં ચાલે છે એ વિશે સારો પ્રકાશ પાડયો હતો.

જો એ છુપી પ્રવૃત્તિઓ સાથે નાઝી દળોનો સારો જેવો ભાગ ભળી જાય, ને વૉન શ્લેશર જેવો જર્મન લશ્કરનો પ્રિય સરદાર તેમની પડખે ઉભો રહે તો હીટલર અને તેના ભાઢુતીઓને ઉડાવી દેવામાં તેઓને બહુજ અડચણ પડે એ દેખીતું હતું.

એક વખત સામ્યવાદીઓ અને સમાજવાદીઓને નાબુદ કરવા માટે હીટલરે પોતાના અમાનુનુષી ત્રાસવાદને વહેતા મૂકયો હતો. ફરીને સામાજીક ક્રાન્તિનાં સંગઠીત થતાં બળોને દાબી દેવાને એણે પ્રયત્ન કર્યો છે. આમાં પણ એને ઠીક ઠીક સફળતા મળશે એમ માનવાને પુરતાં કારણો છે. પરંતુ આ પ્રવૃત્તિનું સામાજીક અર્થગૌરવ શું છે? હીટલર ઇતિહાસના એક એનમૂન ઠગ તરીકે બહાર પડયો છે. જે નીસરણી પર પગ માંડી પોતે અદ્ધર ચડયો છે તેજ નીસરણીને કાપી નાખવાની પ્રવૃત્તિ એણે હાથ ધરી છે. પરિણામ એ આવશે કે જર્મન ઉદ્યોગપતિઓ અને જમીનદારોનો ભાડુતી જલ્લાદ જ એ બની રહેશે. આજે જર્મન મૂડીવાદ પોતાના રક્ષક તરીકે તેની પીઠ ભલે થાબડે પણ એજ મૂડીવાદને હીટલર માટે જે માન અને ભય હતાં તે આજથી ઓસરી જાય છે. અને ભય ઉપજાવવાની પોતાની શકિત ગુમાવવાની સાથે એક બહુજ દયાજનક જલ્લાદ એ બની જાય છે પરન્તુ સો હીટલરો સાથે મળીને પણ જર્મન પ્રજાનાં અંતરમાં ઉંડાં મૂળ નાંખી રહેલાં સામાજીક ક્રાન્તિના બળોને નિર્મૂળ કરી શકે તેમ નથી હવે આ ભારતી સમાજવાદીઓએ ઉભી કરેલી પ્રજા તંત્રની ઇન્દ્રજાળ લોકોને ભમાવવા માટે રહી નથી, ખરાબમાં ખરાબ સરમુખત્યારીનો અનુભવ લોકોએ કરી લીધો છે, પોતાની આંતરરાષ્ટ્રીય વગને લીધે સામાજીક ક્રાન્તિના માર્ગમા ગંભીર અંતરાયરૂપ બનવાની શકયતા ધરાવનાર યહુદીઓ જર્મન રાજકારણની રંગભૂમિ પરથી અદૃશ્ય થયા છે, હવે રાષ્ટ્રીય સમાજવાદની ભ્રમણા પણ લોકોના મનમાથી ભાગી ગઇ છે, આંતરરાષ્ટ્રીય આર્થિક બળોએ જર્મન મૂડીવાદીઓને ભીડાવ્યા છે અને કેવળ મૂડીવાદ તેનાં નગ્ન સ્વરૂપમાં શ્રમજીવી જનતા સામે ખડો થયો છે. કામદાર વર્ગની સમાજવાદી અને સામ્યવાદી એવી વિસંવાદીતા અસ્ત થઇ છે, મધ્યમ વર્ગની ભવી ભાવનાઓ તુટીને જમીનદોસ્ત થઇ છે. મૂડીવાદ વિરૂદ્ધ મધ્યમ વર્ગ અને શ્રમજીવઓની હરોળનો માર્ગ સફ થયો છે. આગામી મહિનાઓ કે વર્ષો હવે શું બતાવે છે તે જોવાનું રહે છે.

છેલ્લા થોડા દિવસો દરમ્યાન હીટલરના ભાડુતીઓએ ચલાવેલી કત્લેઆમની પછવાડે આવું સામાજીક અર્થગૌરવ છુપાએલું છે.

# સાહિત્ય-સમાલોચના



**નસીબની બલિહારી:**—લેખક: ચાંપશી વિ. ઉદ્દેશી. પ્રકાશક:—"નવચેતન" ઓફીસ, ૧૦ પોલોક સ્ટ્રીટ, કલકત્તા. કીંમત: બાર આના.

શ્રી ચાંપશીની લેખનકળાથી ગુજરાતની સાહિત્યરસિક જનતા સારી રીતે પરિચિત છે. એમને કહેવાનું કે આલેખવાનું હોય છે તે તેઓ સરળતાથી અને સ્પષ્ટતાપૂર્વક રજુ કરી શકે છે તેમની એ શકિતઓનો પરિચય એમના આ પુસ્તકમા પણ થાય છે "બ્લોન્ડે વિનસ" નામની એક ફીલ્મ હમણા હિન્દના ઘણાખરા મુખ્ય શહેરોમા બતાવાઈ ચુકી છે જેણે જેણે એ ફીલ્મ જોઇ છે તે સહુ તેની એક અવાજે તારીફ કરે છે એટલે એ ફીલ્મે પોતાની મોહિનીની ભુરકી શ્રી ચાંપશી પર છાંટી હોય એમા નવાઈ પામવા જેવું કશુંજ નથી હમણા હમણાં એ પરદેશી ફીલ્મો પરથી પ્રેરણા લઈને ગુજરાતીમા વાર્તાઓ લખવાનો પવન ફુંકાયો છે ઘણાએ સામયિકો આ પ્રકારની વાર્તાઓથી પોતાના પાનાઓ ભરે છે. એવી રીતે વાર્તા લખનારાઓ કોઈ કોઇ વખત પોતાના પ્રેરણાસ્થાનોનો ખુલ્લો સ્વીકાર કરે છે; ઘણી વખત નથી પણ કરતા. આ પ્રવૃત્તિ એકંદરે અનિષ્ટ નથી વાર્તાનું સારું વસ્તુ ગમે તે જગ્યાએથી મળે ત્યાંથી લેવામાં સિદ્ધાંતની દ્રષ્ટિએ બાધ ન હોઇ શકે. પરંતુ એવી રીતે ઉચકવામાં આવેલાં વસ્તુને સ્પર્શ કરવામાં કુશળતા ઘણી જોઇએ. મારો એવો અનુભવ છે કે જ્યારે પરદેશી ફીલ્મોનું વસ્તુ ગુજરાતી કલમ વાપરનારાઓને ઝપાટે ચડે છે ત્યારે ઘણી વખત મૂળ વસ્તુનું અથવા તો તેની ખીલવણીમાં મૂળ લેખક કે ડાયરેકટરે પ્રગટાવેલા સુક્ષ્મ ચમત્કારોનું ખૂન થાય છે. આવી રીતે ફીલ્મ પરથી ઉતારેલી વાર્તાઓ પુસ્તકાકારે છપાવવાની પહેલ રા. ઝવેરચંદ મેઘાણીએ કરી છે. એમ કરવામાં તેમને કેટલેક અંશે સફળતા મળી છે તેની ચર્ચા કરવાનુ આ સ્થળ નથી. પણ ગુજરાતી લેખકોએ એ પરદેશી ફીલ્મોનાં વસ્તુને સ્પર્શ કરવા પહેલા એટલો ખ્યાલ રાખવો જરૂરનો છે કે એ ફીલ્મના

વસ્તુ અને પ્રસંગોની પછવાડે જે સામાજીક ભૂમિકા રહેલી હોય છે તે આપણે ત્યાં હસ્તી ધરાવે છે કે કેમ? આ વિવેક બતાવવાની જરૂરીઆતમાંથી શ્રી. ચાંપશી ઉગરી ગયા છે. કેમકે તેમણે તો પેલી ફીલ્મનાં વસ્તુ પરથી પ્રેરણા માત્ર લઇને ગુજરાતી સંસારમાં તેને ઘટાવવાનો પ્રયાસ કર્યો છે. એ પ્રયાસમાં એમને ઠીક સફળતા સાંપડી છે. બાકી માણસનાં આચરણોને પ્રેરનાર માનસપ્રવાહો તો લગભગ દરેક દેશમાં સરખાજ હોય છે એટલે મૂળ ફીલ્મના આધારે પાત્રો સર્જવામાં એમને ઠીક સફળતા સાંપડી છે. અલબત્ પહેલાંજ પ્રકરણમાં વાર્તાની નાયિકા "મનોરમા"નો જે પૂર્વ ઇતિહાસ આપવામાં આવ્યો છે તે આપણા સમકાલીન સમાજજીવનની દ્રષ્ટિએ નિહાળતાં સ્હેજ ઉપડક જેવો લાગે તેમ છે પણ તે સ્વીકારી લો એટલી બાકીની વાર્તાનો પ્રવાહ સરળ અને નૈસર્ગિક રીતે વહે છે. પુસ્તક વાંચી જવા યોગ્ય છે. પુંઠું, ગેટપ અને છપાઇ સારાં છે.

**મોરનાં ઇંડાં:**—લેખક: કૃષ્ણલાલ શ્રીધરાણી. પ્રકાશક સૌરાષ્ટ્ર સાહિત્ય મંદીર; રાણપુર.

સૌરાષ્ટ્ર મંદીરનાં બીજાં પ્રકાશનોની માફક આ નાટક પણ લોકાદરને પાત્ર થાય તેવું છે. ગુજરાતના ઉગતા નાટકકારોમાં શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણી બહુજ આશા આપતા યુવાન છે. નાટકનું નામ આપવામાં આવ્યું છે, "મોરનાં ઇંડાં." પણ એ શિર્ષકને સાર્થક કરે એવો અગત્યનો ભાગ મોરનાં ઇંડાં આમાં ભજવતાં હોય એમ લાગતું નથી. નાટકની શરૂઆતમાં જ એક ચાધરી ઇંડાં લઇને સેવાશ્રમમાં વેચવા આવે છે. તેમાંથી એક વિદ્યાર્થી અને વિદ્યાર્થીની એક એક મોરનું ઇંડું લે છે. એમાંથી એક ઇંડામાંથી મોરલો જન્મે છે. બીજા ઇંડાનું શું થાય છે તે જણાવ્યું નથી. પક્ષીશાસ્ત્રનો બહુ અનુભવ ન હોવાને લીધે આવી રીતે માણસને હાથે ઇંડાં ચડી ગયા પછી તેમાથી મોરલો જન્મીને ઉઝરે કે કેમ તે હું કહી શકતો નથી. પણ એ બાબતનો જે થોડાઘણો અનુભવ છે તે પરથી મને એમ લાગે છે કે એ બનવું લગભગ અસંભવિત છે. આ સ્થિતિ હોવાથી નાટકની મુખ્ય ભાવના અશ્રધ્ધેય ઘટના પરથી ઉભી થાય છે એ દોષ વાંચકને ધ્યાનમા રહેતો હોવાથી છેવટે મરી ગયેલા "તીરથ" ને મોર સાથે ઘટાવવામા આવ્યો છે તોપણ આપણને શિર્ષકની સાર્થકતાની પ્રતીતિ થતી નથી ઉપરાંત ચૌદ વર્ષની એક હાળીની છોકરી બાપની ચંદનઘો લઇને તેની મારફત વિદ્યાર્થી આશ્રમની બારી પર ચડે અને તે પછી પાછું તેના સત્તરેક વર્ષના આશકનું ગેબી અર્થવાળું ગાણું સાંભળીને સંતોષ પકડી ચાલી જાય અને પાછી વખતોવખત એ સાંભળવા આવ્યા કરે એ બધી વાતો સ્વીકારી લેવામાં ખુબ તકલીફ પડે તેવું છે. આ સિવાય એક બીજો દોષ એ જણાય છે કે નાટકનાં ઘણાખરાં પાત્રો ઘણીજ નાની ઉમરનાં છે, છતાં તેઓ બધાં અતિ અઘરી ભાષામાં વાત કરે છે એ તો ઠીક પણ એવાં વ્યંજનામય વચનો ઉચ્ચારતાં રહે છે કે તેઓ આજે હસ્તી ધરાવતા કોઈ વિદ્યાર્થી આશ્રમનાં રહેવાવાળાં તેઓ હોય એમ માનવાને ભાગ્યેજ મન થાય. અલબત્ત જે શાન્તિનિકેતનમાંથી શ્રી. શ્રીધરાણીએ આ નાટક લખ્યાનું કહેવાય છે તે શાન્તિનિકેતનના વિદ્યાર્થીઓ અને

વિદ્યાર્થીનીઓ આ પ્રકારના હોય તો તે હુ જાણતો નથી પરંતુ એક વાત ચોક્કસ છે કે પહેલા અંકમા હિન્દમા સમાજવા સ્થપાઇ જાય તે પછી એ વિદ્યાર્થીઓ-માના કોણે શું કરવું તે સબધી એ વિદ્યાર્થીઓમા જે ચર્ચા ચાલે છે અને તે પછીથી તેઓ જે અર્થગર્ભ વાતો આખા નાટકમા કર્યા કરે છે તેવા વિદ્યાર્થીઓ જો શાન્તિનિકેતનમા પણ પાકતા હોય તો જરૂર એ આશ્રમ માટે આપણે ગર્વ લેવો રહ્યો

આટલુ કહી લીધા પછી નાટકની પ્રશંસા કરવાનુજ બાકી રહે છે શ્રી શ્રીધરાણી રગભૂમિને બરાબર લક્ષ્યમા રાખીનેજ લખે છે આ મોટી વાત છે બીજુ એક નાટકનુ મુખ્ય અગ સવાદો એ સવાદો શ્રી શ્રીધરાણીને બહુજ સારી રીતે હાથ બેસી ગયા છે તેમાના સવાદો સામાન્ય રીતે ટુકા, માર્મિક અને ચળકતા હોય છે અને તેમના નાટકની ગતિ dramatic movement—સતત જળવાઇ રહે છે. નાટકની અંદર 'તીરથ અને' પ્રો અભિજીત 'નાં પાત્રો બહુજ સરસ રીતે દોરાયા છે. બીજાં પાત્રોમાં પણ પોતાનુ વ્યક્તિત્વ છે નાટકમાં વચ્ચે વચ્ચે આવતા ગીતો ઘણાજ સારા છે. નાટકની પછવાડે જે ભાવના રહેલી છે તે એ ગીતોમા સરસ રીતે વ્યકત થાય છે. નાટક એકંદરે જરૂર વાચવા જેવું છે.

ર. વિ. મે

## સ્વીકાર

(૧) **કૌમુદી:** જૂન અંક, (૨) **કુમાર:** વૈશાખ અંક, (૩) **નવચેતન:** જુલાઇ અંક, (૪) **સમાજજીવન:**, જૂન અંક (૫) **ગુણસુંદરી:** જુલાઇ અંક, (૬) **અનાવિલ પોકાર:** જૂન અંક, (૭) **પુસ્તકાલય:** જૂન અંક, (૮) **ફુલવાડી:** જૂન અંક, **ગ્રામજીવન:** જુલાઇ અંક, (૧૦) **યુવક:** જુલાઇ અંક, ઉપરાત **ફુલછાબ, બે ઘડી મોજ, કલાપી** વગેરેના ચાલુ અંકો.